એવા કોઇ સત્તાધારી કૅટલૉગ આપણે ત્યાં નથી કેટલીક પ્રકાશન સંસ્થાઓના કૅટલૉગ છે, પણ તે તો નાના ને મર્યાદિત છે આપણને તો ગુજરાતી ભાષામાં પ્રગટ થયેલા તમામ શિષ્ટ પુસ્તકોનું માહિતી સાથેનું એક કૅટલૉગ જોઇએ છે, જેમાં વિસ્તવાર પુસ્તકોની નોંધ હોય આવું પુસ્તક પ્રત્યેક વાચનારને તેમજ પુસ્તકો વેચનારને પણ ઘણું મદદરૂપ થઇ પડે

આ કાર્યમાં પ્રત્યેક ગુજરાતી સાહિત્યકારની ફરજ છે કે તે પોતાનો ફાળો આપે પોતાના પુસ્તકો પરિષદને મોકલી આપવાથી તેને વધુ પ્રસિદ્ધિ તો મળશે જ, પણ ભવિષ્યમાં ગુજરાતી ભાષાના પુસ્તકોનું શિષ્ટ કૅટલૉગ જ્યારે પ્રગટ થશે ત્યારે પણ તે તેને લાભદાયક જ નીવડશે આશા છે કે ગુજરાતના તમામ સાહિત્યકારો ને પ્રકાશકો અમારી આ વિનતિ માન્ય કરીને પોતાના પુસ્તકો પરિષદને જરૂર મોકલી આપશે પુસ્તકો 'ભારતીય વિદ્યાભવન''ને સરનામે અંધેરી મોકલવા ને તે માટે પ્રમુખને જાણ કરવી તે માટે હું સૌનો આભાર પરિષદ તરફથી આગળથી જ માની લઉં છું

અરદેશર ફ. ખબરદાર

## ગુજરાતના ઇતિહાસની એક આદરણીય યોજના

હિંદના વિદ્વાનોમાં ઐતિહાસિક દૃષ્ટિ નથી એવી પાશ્ચાત્ય વિદ્વાનોએ અનેકવાર ટકોર કરી છે આ ટકોર ગુજરાતને તો ખાસ લાગુ પડી શકે તેમ છે ગુજરાતનો વિસ્તૃત અને સંપૂર્ણ ઇતિહાસનો એક પણ ગ્રન્થ આજ સુધી લખાયો નથી મુંબઇ ગેઝેટીઅરની ગ્રન્થમાળામાં તથા અન્ય વિદ્વાનોદ્વારા આ વિષયને લગતા છૂટક પ્રયાસો થયા છે, પરંતુ એ બધા પ્રયાસોને એકત્રિત કરી એક શૃંખલાબદ્ધ ઇતિહાસગ્રન્થ તૈયાર કરાવવાનું કાર્ય આજ સુધી લગભગ અશક્ય લાગતું હતું ગુજરાત સંશોધન મંડળે વડોદરા કૉલેજના પ્રો શ્રી કેશવલાલ હિંમતલાલ કામદારના અધ્યક્ષપદ નીચે એક સમિતિ નીમી આ યોજના અમલમાં મૂકવાના હેતુથી એક રૂપરેખા પ્રગટ કરી છે એ ઘણા હર્ષની વાત છે

આ કાર્યમાં ગુજરાતના પુરાતત્ત્વના અન્વેષકો અને ઇતિહાસકારોનો સહયોગ મેળવવાનો મંડળ વિચાર ધરાવે છે, એટલું જ નહિ, પણ આ ઇતિહાસ અત્યાર સુધીના ઇતિહાસો લખાતા આવ્યા છે તેમ ગુજરાતના ઇતિહાસના રાજકીય પ્રસંગોની નોંધપોથી ન બનતા આખી ગુજરાતી પ્રજાનો સળંગ ઇતિહાસ બની રહે તેવી મંડળની ઇચ્છા છે

આ ઇતિહાસ (૧) ગુજરાતનું વર્ણન, (૨) પ્રાચીન કાળ, (૩) રાજપૂત કાળ, (૪) ગુજરાતની સલ્તનત, (૫) મોગલ કાળ, (૬) મરાઠા કાળ, (૭) અંગ્રેજી કાળ—એમ સાત ખંડોમાં, સાત ગ્રંથોની માળા રૂપે લગભગ ૩૦૦૦ પૃષ્ઠોમાં ચિત્રો અને નકશાઓ સહિત પ્રકટ થશે એના માટે થનાર સંશોધન, વિદ્વાનોનું મહેનતાણું, પ્રકાશન વગેરે મળી કુલ ખર્ચ રૂપીઆ ત્રીસ હજારનું આંકવામાં આવ્યું છે આ ભગીરથ કાર્યમાં ગુજરાતના પ્રત્યેક વિદ્વાનનો અને ખાસ કરીને ઐતિહાસિક સંશોધનોમાં લબ્ધપ્રતિષ્ઠ મુનિ જિનવિજયજી અને શ્રી દુર્ગાશંકર શાસ્ત્રી—કે જેઓ ગુજરાતના ઇતિહાસને લગતી સૂક્ષ્મમાં સૂક્ષ્મ સૂચનાથી અંતિમ નિદાન તારવી શકે તેવા પ્રતિભાસંપન્ન છે—તેમનો પણ સહકાર મેળવવો આવશ્યક છે એના અભાવે આ યોજના એટલી અપૂર્ણ રહેશે એવી અમારી માન્યતા છે આ વિષયમાં રસ લેનાર વ્યક્તિ પોતાની સૂચનાઓ સામાન્ય મંત્રી, ગુજરાત સંશોધન મંડળ, સ્કૂલ ઑફ ઇકોનોમિક્સ ઍન્ડ સોશીઑલોજી, મુંબઇ યુનિવર્સિટી, મુંબઇ—૧ એ સરનામે સત્વર મોકલી આપશે તો આ યોજનાને ઉચ્ચ રૂપ આપવાનું કાર્ય સરળ બનશે

હરિલાલ પંડ્યા

## સ્વ. આચાર્ય ડૉ. આનંદશંકર ધ્રુવ

સંસ્કાર અને સૌજન્યની મૂર્તિસમા, ગુજરાતી, સંસ્કૃત અને અંગ્રેજી સાહિત્યના રસદર્શી પંડિત, આદર્શ કેળવણીકાર અને સ્વસ્થ વિચારક, ગુજરાતને ગૌરવરૂપ સદ્‌ગત આચાર્ય શ્રી આનંદશંકર ધ્રુવના અવસાન માટે શોક પ્રદર્શિત કરવા મુંબઇની વિવિધ સંસ્થાઓના ઉપક્રમે એક જાહેર સભા તા૦ ૧૭ મી એપ્રિલ, ૧૯૪૨ ના રોજ સાંજના પાંચ વાગે વનિતાવિશ્રામના ચોગાનમાં મળી હતી પ્રમુખસ્થાનેથી શ્રી કનૈયાલાલ મુનશીએ જણાવ્યું હતું કે સદ્‌ગત ગુજરાતના વિદ્વાન બ્રાહ્મણોના છેલ્લા પ્રતિનિધિ હતા ગુજરાત કૉલેજ, બનારસ હિન્દુ યુનિવર્સિટી, 'સુદર્શન' અને 'વસંત', ગુજરાતી સાહિત્ય પરિષદ, વડોદરા યુનિવર્સિટી કમીશન તથા

[ ૬ ]

અમદાવાદની અને ગુજરાતની સાહિત્યસંસ્થાઓ અને શિક્ષણસંસ્થાઓમાં આપેલી તેમની સેવાઓ સુવિદિત છે એમનું વ્યક્તિત્વ સમાધાનરૂપ હતું એમનું જ આભૂષણરૂપ હતું એમનું સૌજન્ય એમનું ઊંડું જ્ઞાન અને ચિંતન, પુનિત સંસ્કાર વારસો અને સમન્વયવૃત્તિ, એમની સત્ય અને સમતોલ ગણતરી તથા બ્રાહ્મણત્વને મૂર્ત કરતી જીવનપ્રણાલી ઇત્યાદિ તત્ત્વોનો ઉલ્લેખ કરતા અંતમાં શ્રી મુનશીએ જણાવ્યું હતું કે “આચાર્ય આનંદશંકરના અવસાનથી ગુજરાતને ભારે ખોટ પડી છે જો જીવનની પવિત્રતા અને ઉચ્ચ આદર્શો ખાતર કામનાનું દમન—એ બ્રાહ્મણના લક્ષણો હોય, જો જીવનના વાસ્તવિક પ્રશ્નો ઉકેલવા માટે ભૂતકાળના ડહાપણનો આશ્રય લેવાના અવિરત પ્રયાસ સાથે પ્રાચીન કાળની સર્વોત્તમ વસ્તુનો અર્વાચીન જીવન સાથે મેળ સાધવાનો સફળ પ્રયોગ કરવો એ બ્રાહ્મણના લક્ષણો હોય, આપણા કાર્યક્ષેત્રો, આપણા વર્ણો, અને આપણી જ્ઞાતિઓનો સહકાર સાધવા માટે વિશાળ અને સર્વતોમુખ દૃષ્ટિ એ બ્રાહ્મણનું લક્ષણ હોય, પ્રાચીન ભારત પ્રત્યેનો અગાધ પ્રેમ, હિંદના શાસ્ત્રોનો અને સાહિત્યનો મર્મ પિછાનવાનો સાવધાન પ્રયત્ન તથા આર્ય સંસ્કૃતિના આદર્શોના પુનર્ગ્રહણની તાલાવેલી—એ બ્રાહ્મણના લક્ષણો હોય, તો આનંદશંકરભાઈ એ શબ્દના ખરા અર્થમાં બ્રાહ્મણ હતા અર્વાચીન ગુજરાતની મહાન બ્રાહ્મણ પ્રજાના એક પ્રતિનિધિ હતા, આપણા વડીલ હતા ત્યાર પછી નીચેનો ઠરાવ રજૂ કરવામાં આવ્યો હતો

“શ્રી ગુજરાતી સાહિત્ય પરિષદ, ભારતીય વિદ્યાભવન, સાહિત્ય સંસદ, ગુજરાત સંશોધન મંડળ, ફાર્બસ ગુજરાતી સભા, વીલેપાર્લે સાહિત્ય સભા તથા અંધેરી સાહિત્ય સભાના ઉપક્રમે યોજાયેલી મુંબઈના નાગરિકોની આ સભા ગુર્જરી સંસ્કૃતિના પ્રતીકરૂપ, સાહિત્યસ્વામી, ધુરંધર વિદ્વાન, બનારસ હિન્દુ વિશ્વવિદ્યાલયના ભૂતપૂર્વ પ્રો વાઇસ-ચેન્સેલર આચાર્ય ડૉ આનંદશંકર બાપુભાઈ ધ્રુવના અવસાન માટે પોતાનો ઊંડો શોક પ્રદર્શિત કરે છે એમના શોકગ્રસ્ત કુટુંબ પ્રત્યે સમવેદના પ્રગટ કરે છે એમની સાહિત્ય, વિદ્યા, તત્ત્વજ્ઞાન, ધર્મસાહિત્ય આદિ ક્ષેત્રોમાં કરેલી સેવાઓને શ્રદ્ધાપૂર્વક અંજલિ અર્પે છે અને સદ્ગતના આત્માને પ્રભુ શાશ્વત શાન્તિ અર્પે એવી પ્રાર્થના કરે છે”

આ સભામાં ગુજરાતી સાહિત્ય પરિષદના વર્તમાન પ્રમુખ શ્રી અરદેશર ખબરદાર તથા શ્રી જ્યોતીન્દ્ર દવેના સંદેશાઓ વાંચી સંભળાવવામાં આવ્યા હતા આ સિવાય સર મણિલાલ નાણાવટી, શ્રીમતી લીલાવતી મુનશી, શ્રી નગીનદાસ માસ્તર, શ્રી પોપટલાલ શાહ, શ્રી દુર્ગાશંકર શાસ્ત્રી ડૉ શ્રી મણિલાલ પટેલ, શ્રી ભાનુશંકર વ્યાસ, પ્રો ગજેન્દ્રશંકર વગેરે તરફથી સદ્ગતના જીવન વિવિધ પાસાઓને અંજલિ અર્પવામાં આવી હતી અંતે ઠરાવ સભાએ ઊભા થઈને પસાર કર્યો હતો

•

## એક ખુલાસો

'શિક્ષણ અને સાહિત્ય'ના મે, ૧૯૪૩ ના અંકમાં કરાચી સાહિત્ય સંમેલનના અહેવાલ અને નિબંધ સંગ્રહનું અવલોકન કરતા શ્રી મ૦ એ કાકા સાહેબનું સંમેલનના અધિવેશન પ્રસંગનું માંગલિક પ્રવચન પ્રગટ ન કર્યા બદલ ભારતીય વિદ્યા ભવન પર કડવી ટીકા કરી છે અને એ છોડી દેવામાં કંઈ હેતુ સમાયેલો છે એવો ધ્વનિ સૂચવવામાં આવ્યો છે

જ્યારે કરાચી સાહિત્ય પરિષદ સંમેલન મળ્યું ત્યારે ભારતીય વિદ્યાભવન હસ્તીમાં ન હતું અને હું શાંતિનિકેતન હોવાથી પરિષદ સાથે મારે કંઈ સંપર્ક ન હતો કરાચીમાં હું હાજર પણ ન હતો

તપાસ કરતા માલૂમ પડે છે કે કરાચી સાહિત્ય પરિષદ સંમેલન પછી અનેક વાર પરિષદના અધિકારીઓએ કરાચીના સ્થાનિક કાર્યકરોને શિરસ્તા મુજબ અહેવાલ પ્રગટ કરવાનું અથવા તેની સામગ્રી મોકલવાનું લખ્યું હતું સામાન્ય રીતે સાહિત્ય સંમેલનનો એવો નિયમ હતો કે સ્થાનિક કાર્યકર્તાઓ સંમેલનનો અહેવાલ અને નિબંધસંગ્રહ અને તેની છપામણીના પૈસા પરિષદને આપે કરાચીના કાર્યકર્તાઓ આ કરી શક્યા નહિ એટલું જ નહિ પણ પત્રો સુદ્ધાં લખવાની તેમણે દરકાર કરી નહિ

ઈ સ ૧૯૪૦માં પરિષદનું પ્રકાશન ભારતીય વિદ્યાભવનને સોંપવામાં આવ્યું ત્યાર પછી ભવને પણ સંમેલનના અહેવાલને લગતી સાહિત્યસામગ્રી મોકલી આપવા કરાચીના કાર્યકરોને લખેલું તેનો પણ કંઈ જવાબ ન મળ્યો પરિણામે મહા મહેનતે કરાચીના સ્થાનિક એક પત્રની ત્રુટક નકલો ભારતીય વિદ્યાભવન મેળવી શક્યું પરિષદના મંત્રી શ્રી મનહરરામ મહેતા પાસેથી છપાયેલા ભાષણોની નકલ અને કેટલાક નિબંધો મળ્યા પણ કરાચીમાં જે કંઈ થયું તે વિષેનો અહેવાલ તો

# ગુજરાતી સાહિત્યપરિષદ પુસ્તકાલય

## પ્રાપ્તિ સ્વીકાર

| પુસ્તકનુ નામ | પ્રકાર | કર્તા | પ્રકાશક | કિંમત |
|---|---|---|---|---|
| સરી જતુ સૂરત | નાટક | શ્રી ધનસુખલાલ મહેતા | શ્રી પરમસુખ પંડ્યા<br>એન એમ ત્રિપાઠી એન્ડ કંપની | રૂ આ પા<br>૧-૪-૦ |
| લગ્નની બેડી | નાટક | આચાર્ય પ્રહ્લાદ કેશવ અને ભાષાન્તરકારો બિપિન ઝવેરી કાન્તિ બરોડિયા | " | ૨-૦-૦ |

### સામયિકો

| | | |
|---|---|---|
| The Indian P E N | એપ્રિલ | ૧૯૪૨ |
| " | મે | ૧૯૪૨ |
| કવિતા | મે | ૧૯૪૨ |

## ગુજરાતી સાહિત્યપરિષદ પત્રિકા

### • નિયમો •

આ પત્રિકા દર માસની અધવચમા બહાર પડશે.

પરિષદના સર્વ સભ્યોને તથા સંસ્થાસભાસદોને એ વિના મૂલ્યે આપવામા આવશે

પત્રિકાના છૂટક ગ્રાહકો પાસેથી દર અંકના ત્રણ આના તથા વર્ષના લવાજમના રૂપિયા બે અગાઉથી લેવામા આવશે

નમૂનાનો અંક મફત મળશે નહિ

સંસ્થાઓના અહેવાલો તેમજ અન્ય સાહિત્યપ્રવૃત્તિ માટેના લેખો પ્રમુખશ્રીને દર માસની આખર સુધીમા ૭૮૮, પારસી કૉલોની, બામે જમશેદ રોડ દાદર, (મુબઇ) મોકલી આપવા વિનતિ છે આ પત્રિકા અંગેનો પ્રબધો પત્રવ્યવહાર પણ એ જ સિરનામે કરવો

પરિષદ પુસ્તકાલય માટેના પુસ્તકો શ્રી હરિલાલ પંડ્યા, ગુજરાતી સાહિત્ય પરિષદ કાર્યાલય, ભારતીય વિદ્યાભવન, નવગુજરાત અંધેરી (મુબઇ) એ સરનામે ટપાલથી કે ભેટ તરીકે પહોંચાડવા અને એ માટેનો પત્ર પ્રમુખશ્રીને તેને સરનામે લખવો

[...]કના સભ્યપદની આ પત્રિકાના લવાજમની રકમ [...]ખજીને સિરનામે અથવા પરિષદના મંત્રીને ૨૦, હમમ [...], કોટ, મુબઇ એ સિરનામે મોકલી આપવી

## પરિષદગ્રંથાવલિ

| પુસ્તક | મૂલ્ય |
|---|---|
| (૧) ઐતિહાસિક સંશોધન<br>લેખક શ્રી દુર્ગાશંકર શાસ્ત્રી | રૂ આ પા<br>૫-૦-૦ |
| (૨) પરિષદ પ્રમુખોનાં ભાષણો<br>ગુ સા પના એકથી તેર અધિવેશનના પ્રમુખોના ભાષણોનો સંગ્રહ | ૪-૦-૦ |
| (૩) ગુ સા૦ પ૦ ના તેરમા અધિવેશનનો અહેવાલ ને નિબંધસંગ્રહ | ૪-૦-૦ |
| (૪) શ્રી હૈમ સારસ્વત સત્રનો અહેવાલ અને નિબંધ સંગ્રહ | ૩-૦-૦ |
| (૫) શ્રી નર્મદ શતાબ્દી સ્મારકગ્રંથ | ૩-૦-૦ |
| (૬) શ્રી નર્મદ શતાબ્દી-સ્મારક ચિત્રાવલિ | ૨-૦-૦ |
| (૭) ગુજરાતની અસ્મિતા કાચુ પૂઠુ<br>પાકુ " | ૦-૪-૦<br>૧-૦-૦ |

આ બધા પરિષદના સભ્યોને અરધી કિંમતે મળશે

પ્રાપ્તિસ્થાન - ભારતીય વિદ્યાભવન, નવગુજરાત, અંધેરી, (મુબઇ)

તંત્રી અને પ્રકાશક 'ગુજરાતી સાહિત્ય પરિષદ' તરફથી શ્રી ચીમનલાલ ચકુભાઇ શાહ
મુદ્રક પુરુષોત્તમ એન મોરમાર, સ્ટેટ્સ પીપલ પ્રેસ, ૧૩૮, મેડાઝ સ્ટ્રીટ, કોટ, મુંબઇ

જતી યશોગાથાના વર્ણનમા તથા પોતાના બાળ
। અને કૉલેજજીવનના સંસ્મરણો આલેખવામા
નશીની વગતી' લેખિનીને અસાધારણ સફળતા
છે વળી આ કથાની વિશિષ્ટતા તો એના જીવત
ી રેખાચિત્રોમા છે નરસિંહરાવ પછી શ્રીમતીલીલાવતી
એ આ પ્રકારને સુંદર ન્યાય આપ્યો છે, પરતુ
કથામા રેખાચિત્રો આલેખવાનુ કાર્ય એટલુ
નથી શ્રી મુનશીએ મહમદ જેવા સામાન્ય નોકરથી
ને અંબુભાઈ કાકા, ધીરજ કાકા, દલપતરામ અને
આ સુધીના પાત્રોમા ગૌરવભાવપૂર્વક માનવતાનુ
દર્શન કરાવ્યે ગુજરાતનો અમૂલ્ય વારસો થઈ
આ કથાનો ઉતરાર્ધ જેમ બને તેમ સત્વર
તને મળે એવી શ્રી મુનશીને અમારી વિનતી છે

ઉ.

•

## સ્વાતિ

શ્રી મગનલાલ હ. દેસાઈ (ફોલક)

'સાંધ્યગીત'ના અનુગામી આ કાવ્યગ્રથમા
ત્રીજા ૭૩ કાવ્યોને ગ્રથસ્થ કર્યા છે શ્રી 'ફોલક'ને
પતનની આસપાસના પ્રિય કુદરતી દશ્યો જેવા
નદી, બગવાડાની ટેકરી, પારનેરા વગેરેના
વિશેષ રસ પડતો હોવા છતા પોતાના રાજના
પણ તેઓ છેક વીસરી ગયા નથી 'માણુ કોઈ'
જા વર્ગમા પ્રયાણ કરતી પરીને' આના સુદર
છે હૃદયની સાચી લાગણીથી પ્રેરાયેલા 'ગુજ
ાજે' જેવા કાવ્યોમા રાષ્ટ્રીય ભાવનાનો ઉછાળ
યો છે, તો 'યુદ્ધ સ્મારક' અને 'બ્લેક આઉટ'
જેવા છેક જ અર્વાચીન વિષયોમાથી પણ તેમને કઈ ને
કઈ ચિંતનસામગ્રી સાંપડી છે મધ્યા પ્રત્યેનો તેમનો
અનુરાગ અહીં ઓછો થયો છે, અને એથી વધારે ઉન્નત
વિષયો નિરૂપતા 'ગત કવિવર ટાગોર' અને 'તાજ
મહાલ' મા તેમની વાણી અર્થગૌરવથી મહેકી ઊઠે છે
આમ 'ફોલક'નો કાવ્યપ્રવાહ તેમની પ્રિય સરિતાની જેમ
અનાયાસે કલકલનાદે મસ્તીથી વહે છે, વચ્ચે
વચ્ચે 'સાંધ્ય છદ' અને 'રિમ ઝિમ વૃષ્ટી' જેવા ગતિના
પ્રગલ્ભ પલટા પણ એ સાધી લે છે 'ફોલક'ના રુચિ
તત્ત્વને સક્ષેપમા ઓળખાવવુ હોય તો કહી શકાય કે
બાહ્યદેહપરત્વે તેઓ કવિથી ખબરદાર સાથે સામ્ય
ધરાવે છે અને આતરદેહ પરત્વે તેમને ઇન્દુલાલ ગાંધી
સાથે ઘણુઘણુ સામ્ય છે એકદરે ગુજરાતને આ કાવ્ય
ગ્રથ આહ્લાદક થઈ પડશે

ઉ.

•

## કુમકુમ

લેખક શ્રી કિશનસિંહ ચાવડા

આ પુસ્તકમા શ્રી કિશનસિંહ ચાવડાની મૌલિક
મૌલિક ટૂકી વાર્તાઓનો સગ્રહ થયો છે શ્રી ગુલાબદાસ
બ્રોકર સારગ્રાહી પ્રસ્તાવનામા કહે છે તેમ આ વાર્તા
ઓમા સ્થળ, વસ્તુ અને પાત્રમા વૈવિધ્ય જળવાયુ છે
અને લેખકની એ વિશિષ્ટતા પણ છે ઘણી ખરી
વાર્તાઓ શાન્તિનિકેતનના વસવાટ દરમિયાન લખાયેલી
હોવાથી પ્રસન્નમધુર શૈલીમા કવિત્વનો દોર પણ સ્વા
ભાવિક રીતેજ ગૂથાઈ ગયો છે કોઈ વાર્તામા વર્ણનની
સચોટતા તો કોઈમા વાતાવરણની જમાવટ લક્ષ ખેચે

---

## મુખ્ય નિયમો

ગુજરાતી સાહિત્યપરિષદના સભાસદ બનવા માટે બધારણમાના મુખ્ય નિયમો

પરિષદના સભાસદોના પ્રકાર નીચે પ્રમાણે રહેશે –

(ક) પરિષદો તથા સમેલનોના પ્રમુખો

(ખ) પરિષદે ચૂટેલા દસ સન્માન્ય સભાસદો

(ગ) આશ્રયદાતાએ, એટલે કે, જેઓ રૂ ૫૦૦) કે વધારે આપે તેઓ

(ઘ) આજીવન સભાસદો, એટલે કે, જેઓ પરિષદમા રૂ ૧૦૦) કે સમેલનમા રૂ ૧૫૦) કે વધારે આપે તેઓ

(ડ) સામાન્ય સભાસદો, એટલે કે, જેઓ દ્વિવાર્ષિક રૂ ૪) ભરે તેઓ તથા કોઈ પણ સસ્થા-સભાસદના પ્રતિનિધિ તરીકે જેના તરફથી દ્વિવાર્ષિક રૂ ૩) આવે તેઓ

(ચ) સભાસદ સસ્થાઓ, એટલે કે પરિષદનાજ હેતુ એથી કે તેને મળતા હેતુએથી કામ કરતી જે સસ્થાઓ દ્વિવાર્ષિક રૂ ૬) આપે તે

(છ) ઉપરની પેટા કલમ (ક) થી (ડ) સુધીમા ગત સમેલનની વિષયવિચારિણી સભાના ન આવી ગયેલા સભ્યો

અમારે એ ત્રુટક પત્રો પરથી જ લખવો પડ્યો. એમાં કાકા સાહેબના પ્રવચન વિષે કંઇપણ ઉલ્લેખ ન હતો. હવે પુસ્તક બહાર પડ્યા પછી તા ૨૧-૧-૪૨ ને દિવસે શ્રી. કિશોરલાલ ઘ મશરૂવાળાએ પત્ર લખી આ વસ્તુ વિષે અમારૂં ધ્યાન ખેંચ્યું હતું. ત્યાર પછી એ ભાષણને મેળવવાને માટે અમારો પ્રયત્ન ચાલુ હતો પણ કાકા સાહેબનું એ ભાષણ છપાયેલું નહોતું તેમ એની નોંધ પણ મળી શકી ન હતી.

કાકા સાહેબના મંગળ પ્રવચનનો ઉલ્લેખ આ નિબંધસંગ્રહમાં થવો જોઇતો હતો. એ વ્યાખ્યાન પણ આવવું જોઇતું હતું એ હું કબૂલ કરી લઉં છું અને કાકા સાહેબની અહીં જાહેર માફી પણ માગી લઉં છું. ભારતીય વિદ્યાભવન કાકા સાહેબને માટે ગુજરાતની બીજી કોઇ પણ સંસ્થા કરતા ઓછું માન ધરાવે છે એ ધ્વનિ 'શિક્ષણ અને સાહિત્ય'ના પત્રમાં વાંચવાની અમે આશા રાખી ન હતી

એ અવલોકનમાં લખવામાં આવ્યું છે કે 'બેઠકના મંત્રીઓએ કરેલી કાચી નોંધમાંથી આ સરી ન જઇ શકે'; સ્થાનિક મંત્રીઓએ એ નોંધ જો લીધી હોય અને 'શિક્ષણ અને સાહિત્ય'નું ઉત્સાહી સંપાદક મંડળ અમને મેળવી આપી શકે તો અમે એમના અત્યંત ઋણી થઇશું કારણ કે એ વિના અમારા બધા પ્રયત્નો નિષ્ફળ ગયા છે.

આ ક્ષતિને માટે એ સંપાદકમંડળે આ આક્ષેપ કરતાં પહેલાં ભવનને પૂછાવ્યું હોત તો સમેલન વખતે જે સંસ્થા હયાતીમાં ન હતી તેના પર આક્ષેપ કરવાની હિંસામાંથી તે બચી જાત.

અમે કાકાસાહેબ પાસે એ ભાષણનો સાર મંગાવ્યો છે અને તે મળ્યેથી અથવા તે ન મળે તો 'પ્રજાબંધુ'ના તા૦ ૯-૧-૩૮ ના અંકમાંથી 'શિક્ષણ અને સાહિત્ય'માં ઉધ્ધૃત કરવામાં આવેલ સાર પૂર્તિ રૂપે અમારી ક્ષમા યાચના સાથે છપાવી કરાંચી સમેલનના અહેવાલ અને નિબંધસંગ્રહમાં ઉમેરી દઇશું. જેઓ પાસે 'અહેવાલ અને નિબંધસંગ્રહ'ની નકલ હોય તેઓ આ નોંધી લેશે તેવી આશા છે

મણિલાલ પટેલ,
નિયામક: ભારતીય વિદ્યાભવન,
અંધેરી.

# પુસ્તકપરિચય

## ગુજરાતી કવિતાની રચનાકળા

વ્યાખ્યાતા: કવિશ્રી અરદેશર ફરામજી [illegible]

મુંબઇ યુનિવર્સિટી તરફથી ઠક્કર વસનજી [illegible] વ્યાખ્યાનમાળાને અંગે ડિસેમ્બર, ૧૯૩૯માં કવિ [illegible] આપેલાં પાંચ વ્યાખ્યાનો અહીં ગ્રંથસ્થ થ[illegible] વ્યાખ્યાન પહેલું, કવિતા અને કવિતારચનાનું [illegible] બીજું, પ્રાચીન અર્વાચીન ગુજરાતી કવિતામાં પ[illegible] ત્રીજું, અર્વાચીન કવિતાનાં વિદેશી પદ્યસ્વરૂપો[illegible] અખંડ પદ્યની રચનાના પ્રયોગો અને તેનું [illegible] પાંચમું, કવિતાની રચનાવિધિ અને ભાષાસરણી [illegible] પરિશિષ્ટમાં વૈદિક આર્ષછંદો, અવેસ્તા-ગાથાન[illegible] ફારસી પદ્યરચના અને ગુજરાતી શબ્દોમાંના [illegible] સંબંધે અત્યંત મહત્ત્વની માહિતી આપવામાં [illegible]

શ્રી ખબરદાર શુદ્ધ અને નૈસર્ગિક કવિતાના [illegible] છે. કવિએ પ્રેરણા ઉપરાંત રચનાકળામાં પણ [illegible] બનવું જોઇએ એવો એમનો મત છે. એ[illegible] આપેલાં મન્તવ્યોમાં એમનું વિશાળ વાંચન [illegible] વિષયમા રહેલી ઝીણવટભરી દૃષ્ટિ જણાઇ [illegible] એમણે કરેલી તાત્ત્વિક ચર્ચા વિષયના હાર્દને પ[illegible] તિજનક વિધાનો તારવી શકે છે એટલું જ [illegible] એની રજુઆત પણ એવી જ વિશદ થઇ [illegible] 'પદ્યરચનાની ઐતિહાસિક આલોચના' પછી [illegible] મળેલો આ મૂલ્યવાન ગ્રન્થ કવિતાના સર્જ[illegible] વિવેચકોને ગુજરાતના આ 'અગ્રીય કવિ'નું [illegible] વિષયક દૃષ્ટિબિન્દુ જાણવામાં માર્ગદર્શક થઇ [illegible]

## અડધે રસ્તે

લેખક: શ્રી કનૈયાલાલ મુનશી.

આ પુસ્તક ત્રણ ખંડોમાં વહેંચાઇ [illegible] ટેકરાના મુનશીઓ, બાળકાળ અને [illegible] એમાં લેખકના સને ૧૯૦૬ સુધીના સંસ્મ[illegible] એટલે ખરું જોતા તો ગુજરાતની અસ્મિતાના [illegible] ઉપાસકની આ અપૂર્વ ઘડતર કથા છે. આ [illegible] લેખકે સાધેલા સર્વદેશીય વિકાસનો ઇતિહાસ [illegible] એમણે આપવાનો રહ્યો છે.

'અડધે રસ્તે'માં શ્રી મુનશીના ગદ્ય[illegible] [illegible]

# ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા

સેવા એ જ ફળ અને સેવા-એ જ સ્વર્ગ

સ્તક ૧ : અંક ૧ | જુલાઈ ૧૯૪૨ | મૂલ્ય ત્રણ આના વર્ષના બે રૂપીઆ


"જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત"

## સાહિત્યસંસ્થાઓને વિનંતિ

આપણા દેશમાં કેળવણીનું પ્રમાણ હજુયે ઘણું જ [illegible]ણુ અને બહુ અસંતોષકારક છે. શાળાઓ અને મહા[illegible]ળાઓ ઘણી છે, છતાં આપણા સમાજનાં તમામ [illegible]ળકોને હજી પણ સામાન્ય શિક્ષણનો લાભ મળતો નથી. [illegible]શમાં આપણી કરોડોની વસ્તી છતાં આપણા સમાજના [illegible] થોડાં સ્ત્રીપુરુષોમાં વાચનનો શોખ જાગે છે કે તેઓ [illegible]હિત્યમાં કશો પણ રસ રાખી શકે છે. આગલા યુગોમાં [illegible] વર્તમાનપત્રો કે છાપેલાં પુસ્તકો નહોતાં ત્યારે [illegible]ઓ, ભક્તો, પુરાણીઓ, શાસ્ત્રીઓ અને કવિઓ [illegible] નગરમાં ને ગામડામાં મુખોપદેશથી, આખ્યાનોથી, [illegible]મંડળીઓથી, કથાકથનથી, એમ અનેક રીતે સમાજના [illegible]માન્ય વર્ગ સાથે ચાલુ સંસર્ગમાં રહેતા અને સાહિત્યનું [illegible] ધર્મોપદેશનું કાર્ય એમ પરોક્ષ રીતે પાર પાડતા.

આજે યુગ બદલાઇ ગયો છે. જો કે હજી પણ [illegible]મડાંમાં એ પ્રથા થોડે ઘણે અંશે ચાલુ છે, પણ [illegible]જની દુનિયાના અનેક સુધારાવધારા, સાહિત્ય, કળા [illegible] વિજ્ઞાનમાં થયેલી મહાપ્રગતિ, રાજદ્વારી અને આર્થિક [illegible]એ સમાજ માટે ઊભી કરેલી નવી મુસ્કેલીઓ, [illegible]જના થોડાક ટકાવાળી અંગ્રેજી શિક્ષણ લીધેલી [illegible]ક્તિઓના અને સમાજની બાકીની નેવું ટકા અભણ [illegible]ક્તિઓના આચારવિચારની વચ્ચે વધતું જતું અંતર–[illegible]ના અનેક ગુંચવણભર્યાં કે નવી જ્યોતિભર્યા પ્રશ્નો માટે [illegible]ાજના નીચલા થરના લોકો સાથે સંપર્ક જોડવાની ને [illegible]નિભાવી રાખવાની જરૂર છે, અને એ જાતની જરૂર [illegible]ાજના જૂની પદ્ધતિએ કામ કરતા સાધુઓ, જતિઓ, [illegible]સ્ત્રીઓ ને પુરાણીઓ પાર પાડી શકે તેમ નથી. એ [illegible] તો નવું શિક્ષણ પામેલા ઉત્સાહી યુવકોનું ને [illegible]ધુનિક વિદ્વાનોનું છે.

સાહિત્ય એ પ્રજાજીવનની આરસી છે, તેમજ તે પ્રજાની ભાવિ ઉન્નતિને વેગ આપનાર સબળ શક્તિ છે. પ્રજાજીવનમાં જે કાંઇ ઉન્નત હતું તેની શિષ્ટ નોંધ સાહિત્યમાં છે, અને એ જીવનમાં હાલ જે કાંઇ ચાલી રહ્યું છે, અને તેની આશા અભિલાષાઓ, તેનાં ધ્યેયો, તેના આદર્શો, તેની પવિત્ર-ધર્મસાધના વગેરે તેના સર્વ શુભ અને કલ્યાણકારી અંશો છે, તેની પણ નોંધ એ જ સાહિત્ય રાખતું જાય છે, અને પ્રજાના ઉન્નત આત્માઓ એ સર્વ કલ્યાણકાર્ય પર ઊંડો વિચાર કરીને તેમાંથી સત્ય તારવી કાઢીને તે પ્રજા આગળ પોતાની શિષ્ટ વાણીમાં મૂકતા જાય છે. જેમ કુટુંબનો વડીલ પોતાના કુટુંબની દૈહિક, બૌદ્ધિક અને આત્મિક ઉન્નતિના વિચાર કરીને તેનો સદ્બોધ પોતાના કુટુંબને આપે છે ને તેને સત્પથે રાખે છે, ને આગળ વધવાનો માર્ગ ચીંધે છે, તેમ પ્રજાના નેતાઓએ પણ પ્રજા માટે એવી જ કાળજી રાખવાની છે.

જે જે નગરોમાં કે ગામડાંમાં આપણી સાહિત્યસંસ્થાઓ હસ્તી ધરાવે છે, તે તે સ્થાને પ્રજાના સામાન્યવર્ગને સાહિત્યમાં રસ લેતો કરવાના તેમણે પ્રયત્ન કરવા જોઇએ. સાહિત્યસંસ્થાઓ માત્ર વિદ્વદ્‌વર્ગની જ થાય ને તેની જ રહે, એ તેના ધર્મની અર્ધી જ બાજુ તે સાચવે છે. તેના ધર્મની બીજી અને વધારે અગત્યની બાજુ જે સામાન્ય પ્રજાવર્ગની છે, તેમની સેવા પણ સસ્થાઓએ કરવાની છે અને એકંદરે જોતા એ સેવા જ સાહિત્યની સર્વાંગી ઉન્નતિ માટે વિશેષ જરૂરની ને વિશેષ લાભકર્તા છે. જો સામાન્ય પ્રજાવર્ગ સાહિત્યમા રસ લેતો થશે, ને તેની બુદ્ધિ અને કલ્પના જીવનની જ્યોતિમય બાજુ જોવા ઉત્સુક થશે, તો જ તે સાહિત્યમાં પ્રગટ થતા પુસ્તકો ખરીદ કરી તેનો લાભ પોતે લેતો જશે, અને સાહિત્યકારોને પણ આપતો થશે. જ્યાં સુધી આપણો સામાન્ય પ્રજાવર્ગ મોટા પ્રમાણમાં શિક્ષણ લેતો નહીં થાય, અને સામાન્ય વાચકવર્ગ

સાહિત્યનાં અનેક અંગોની પ્રવૃત્તિઓ જાહેર નહી રહે ત્યાં સુધી આપણા સાહિત્યની પ્રવૃત્તિ પણ ઘણી મંદ જ ચાલશે અને તેની ઉન્નતિ થવામાં ઘણા અંતરાય આવશે

માટે જ હું આપણી સર્વ સાહિત્યસંસ્થાઓને વિનતિ કરું છું, કે તેમણે માત્ર પોતાના સભ્યોની સભા મેળવી તેમાં વિદ્વત્તાભર્યાં ભાષણો જ માસે બે માસે કરાવ્યાથી કે બે ચાર પુસ્તકો પ્રગટ કર્યાથી સાહિત્યને મળવો જોઈતો ખરો વેગ મળી શકે તેમ નથી સાહિત્યને ખરો વેગ આપવા માટે તો એ સાહિત્યને ખરીદનાર કે વાંચનાર વર્ગની જિજ્ઞાસાને જગાડવાની ને તેનામાં ખરી જ્ઞાનતૃષા લગાડવાની અગત્ય છે. એ માટે તેમણે પોતાના વિદ્વાન સભ્યો પાસે સાહિત્યના અનેક વિષયો પર સરળ લોકપ્રિય વ્યાખ્યાનો ચાલુ કરાવવાં જોઈએ સાહિત્ય શા માટે ઉપયોગનું છે, સાહિત્યે આજસુધી માનવવંશની ઉન્નતિ કેવી રીતે સાધી છે, વિદ્વાન, બુદ્ધિમાન, તત્ત્વજ્ઞાની ને પ્રભુમય આત્માઓની બોલાયેલી વાણી માત્ર સાંભળનાર જ ઝીલી શકે, પણ તે જ વાણી લેખનમાં ઉતારીને સાહિત્ય તેને કેવું સ્થિર રૂપ આપે છે અને તે અનેક જ્ઞાનોત્સુક આત્માની ભૂખ કેવી રીતે ભાગે છે, એ બધા સરળ અને સામાન્ય વિષયો પર વ્યાખ્યાનો ગોઠવીને તે વખતોવખત સમાજની સભાઓ ભરીને ત્યાં અપાવવાં જોઈએ એમ ચાલુ કર્યા કીધાથી જ એ સંસ્થાઓ પ્રજા વર્ગને પોતા તરફ આકર્ષી શકશે, તેમાંથી તે પોતાના સભ્યોની સંખ્યા પણ વધારી શકશે, અને એકંદરે એથી સાહિત્યને તેમજ સાહિત્યકારોને ઘણો લાભ થશે સાહિત્યની ઉન્નતિ માટે આ વાત મૂળ પાયાની છે, અને હું આશા રાખું છું કે આ સૂચના આપણી સર્વ સંસ્થાઓ ઉત્સાહથી ઉપાડી લેશે નગરની સંસ્થાઓ પોતાના થોડા સેવાભાવી સભ્યોને આજુબાજુના ગામડામાં પણ વખતો વખત મોકલીને આવી પ્રવૃત્તિ ચાલુ રાખે

તા ૪-૭-૧૯૪૨ અરદેશર ફ. ખબરદાર

•

## પરિષદ પ્રવૃત્તિ

યુદ્ધના ગભરાટ અને સખત ગરમીના ઉકળાટથી કાઠિયાવાડના એક વર્તમાનપત્રકારની તબિયત ચિંતાજનક થઈ પડેલી હોવાના સમાચાર અમને મુંબઈના સાપ્તાહિક "વેણી"એ તેના ગઈ તા. ૨૭ મી જુન ૧૯૪૨ ના અંકમાં આપ્યા છે, તે જાણીને અમને પણ ગભરાટ છૂટશે કે શું તેની વિમાસણમાં પડવાનો અમને વખત મળતો નથી. અમે "વેણી"ના આ લેખને જ વંચવાની ભલામણ કરીને સંતોષ પકડીએ છીએ અમને મૂળ લેખ જોવાને મળ્યા નથી વિદેશી સરકાર સાથેના અસહકારના ભૂતે આપણા બંધુઓના મગજ પર વિજય અમર કીધી છે—એવી કે હવે તેઓ પોતાના જ ભાઈઓ સાથે અસહકાર કરે છે અસહકારમાં પણ સ્નેહને તો જાગવો જ પડે છે, નહી તો દ્વેષ ખડો થતાં અસહકારની બંદી કિસ્મતી મારી જાય પણ જેમ ગુજરાત લડવામાં જ ગયાં છે, અને મારા-તારાના પક્ષપાતી વિયોગમાં જ વળ્યાં જાય છે, તેમને તો સ્નેહ અને સહકારનું સંસ્કાર જીવન દુષ્કર જ છે. "વેણી"ના તંત્રીએ આપેલા સહકાર માટે અમો તેમના આભારી છીએ

સાહિત્ય પરિષદના ૩૬ વર્ષના જીવનમાં માત્ર સંમેલનો વેળાએ જ દેખાતી સક્રિયતા ચાલુ રહેતી ન હતી, એ સાચી વાત છે. કારણો અનેક હશે, હવે તે પર રુદન કરવામાં કાંઈ સાર નથી. પણ હવે ગયા ચૌદમા સંમેલન પછી તો પરિષદે ચાલુ વર્ષભર સક્રિય રહેવાના યત્ન કીધા છે એ યત્નોમાં અનેક વિઘ્નો આવ્યા કરે છે, પણ ગુજરાતના સાહિત્યકારો જો પરિષદની પ્રગતિ કરવા જ ઇચ્છતા હોય તો તેમણે પરિષદની સાથે સ્નેહ અને સહકાર સાધવો જ જોઈએ. કોઈ પણ જાહેર સંસ્થાના ધ્યેયના પ્રમાણમાં તેની સભ્ય સંખ્યા પ્રથમ થવી જોઈએ, એ સભ્યોએ સંસ્થાના કાર્યમાં ઉલટથી અને પ્રામાણિકતાથી ભાગ લેવો જોઈએ, સંસ્થાના જે કાર્યકર્તાઓ સભ્યોએ નીમ્યા હોય તેમને જાગ્રત રાખવા અને તેમની પાસે સંસ્થાનું ધ્યેય સુજ્ઞનું કાર્ય કરાવવા તેમને બધી બાજુથી સ્નેહ અને સહકાર આપવો જોઈએ પરિષદની સંસ્થા માટે માત્ર દૂર રહીને તેના કાર્યકર્તાઓ પ્રત્યેના પોતાના અંગત અભાવના દર્શનરૂપ ટીકાઓ કરવામાં પરિષદની પ્રગતિ થાય તેમ નથી. પરિષદના કાર્યકર્તાઓ પાસે યોજના નહી હોય તો તેમને તમારી વિચક્ષણ બુદ્ધિની મૌલિકતાથી તેવી યોગ્ય યોજના ઘડી આપો, અને કાર્યકર્તાઓ એ માટે અયોગ્ય ઠરે તો તેમને બદલી બીજા લાવો એ બધું સંસ્થાના સભ્યોના હાથમાં છે કોઈ પણ વ્યવહારુ અને અનુભવી માણસ કહી શકશે કે બહારની ટીકાથી મૂળભૂત ખામીઓ દૂર કરી શકાતી નથી પણ સંસ્થાના સભ્ય બની ગયા પછી એ સભ્યોની પ્રામાણિક પ્રવૃત્તિથી જ સુધારા થઈ શકે છે પરિષદના સભ્યો સૌ ગુજરાતી સાહિત્યકારો ને સાહિત્યરસિકજન થઈ જાય એ ટહેલ હું ગયા ઑક્ટોબરથી નાખતો આવ્યો

## સભ્યોને તથા સાહિત્યકારોને નિવેદન

શ્રી "ભારતીય વિદ્યાભવન"નાં મકાનો સરકારે યુદ્ધના ઉપયોગ માટે લઇ લીધેલાં હોવાથી ત્યાંથી ભવનનો તેમજ "ગુજરાતી સાહિત્ય પરિષદ"નો તમામ સામાન ખસેડી નવા લીધેલા મકાનમાં લઇ જવામાં લગભગ બે સપ્તાહ નીકળી ગયા, તેમાં અધિકારીઓ ને બીજાઓની ઘણી રોકાણ ગઇ છે. એ રોકાણને લીધે, તેમજ પરિષદની "મધ્યસ્થ સભા"ની બેઠક ગયા રવિવાર તા. ૧૨ મી જુલાઇ, ૧૯૪૨ ને દિને મળી હતી, તેમાં ગયા સંમેલનનો હિસાબ તેમજ પ્રકાશનોને અંગેનાં કાર્યોમાં શ્રી હરિલાલ પંડ્યા બહુ રોકાયેલા હતા, તેથી આ વેળા પત્રિકાનો આ અંક છાપતાં ને પ્રગટ કરતાં એક સપ્તાહ મોડું થયું છે, તે માટે અમે ક્ષમા યાચીએ છીએ.

છેલ્લા દોઢ માસમાં ગ્રંથકારો અને પ્રકાશકો પાસેથી પણ અમને પુસ્તકાલય માટે ઠીક સંખ્યામાં પુસ્તકો મળ્યાં છે, તે માટે એ સૌનો આભાર માનવામાં આવે છે. આશા છે કે આપણા સૌ ગ્રંથકારો ને પ્રકાશકો પોતાનાં પુસ્તકો હવે સત્વર મોકલતા જશે.

"ગુજરાતી સાહિત્ય પરિષદ" માટેનાં પુસ્તકો હવેથી અંધેરી ન મોકલતાં શ્રી હરિલાલ પંડ્યાને "ભારતીય વિદ્યાભવન" પીરામલ હાઉસ, પોચખાનાવાળા રોડ, વરલી સી ફેસ, મુંબઇ નં. ૧૮, એ નવે સરનામે મોકલવાં. "પરિષદ પત્રિકા"ને અંગેનો તેમજ લવાજમને માટેનો બધો પત્રવ્યવહાર હંમેશ મુજબ પ્રમુખને સરનામે જ કરવો.

આ અંકમાં ઉપર જણાવેલી રોકાણોને સબબે 'પુસ્તક પરિચય' આપી શકાયો નથી, તે આવતા અંકમાં જરૂર આપીશું.

તા. ૧૪-૭-૧૯૪૨. અરદેશર ફ. ખબરદાર

•

## શ્રી મણિલાલ ઇચ્છારામ દેસાઇનો સ્વર્ગવાસ

ગુજરાત મહાગુજરાતના એક સમર્થ વિદ્વાન અને વર્તમાનપત્રકાર શ્રી મણિલાલ ઇચ્છારામ દેસાઇના ગઇ તા૦ ૧૧ મી જુન, ૧૯૪૨ ને દિને થયેલા અવસાનની નોંધ લેતાં અમને ઘણો ખેદ થાય છે. આપણા પ્રતિષ્ઠિત "ગુજરાતી" સાપ્તાહિકના વર્ષો સુધી સ્થંભ મનાતા આપણા બે વિદ્વાનો–શ્રી અંબાલાલ બુલાખીરામ જાની અને શ્રી મણિલાલ ઇ. દેસાઇ–માત્ર અઢી માસના ગાળામાં આ ક્ષણભંગુર જગતને છોડી ગયા છે, તેથી આપણને ભારે ખોટ ગઇ છે.

"ગુજરાતી" પત્રનો તેમજ શ્રી મણિલાલનો જન્મ સાથેસાથ જુન સને ૧૮૮૦ માં થયો હતો, અને એ પત્રને માત્ર વર્તમાનપત્ર તરીકે જ નહીં પણ સાહિત્યના એક બળવાન સામયિક લેખે પણ ઘણું આગળ વધારવામાં શ્રી મણિલાલે બહુ શ્રમ વેઠ્યો હતો. શ્રી મણિલાલને અભ્યાસી અવસ્થામાં જ ટાઇપ ફાઉન્ડરી અને વર્તમાન પત્રના વિષયોમાં રસ લાગ્યો હતો, અને એ માટે તેમણે વિલાયતથી ખાસ પુસ્તકો વગેરે મંગાવીને એ વિષયોને લગતું ઘણું જ્ઞાન સંપાદન કીધું હતું.

પોતે ગ્રેજ્યુએટ થયા પછી ઇ. સ ૧૯૦૮ થી પોતાના પિતાની સાથે તેઓ "ગુજરાતી" પ્રેસમાં જોડાયા હતા, અને ત્યારથી ઇ. સ. ૧૯૨૯ સુધી તેમણે "ગુજરાતી"નું તંત્ર બહુ બાહોશીથી ચલાવ્યું હતું. "ગુજરાતી"નો જાણીતો "દીવાળીનો સાહિત્ય અંક" પણ તેમણે જ શ્રી અંબાલાલની સહાયથી ઇ. સ. ૧૯૦૯ માં પ્રથમ પ્રગટ કર્યો ને ત્યારથી એ અંક દર વર્ષે આજ સુધી પ્રગટતો રહ્યો છે. ગુજરાતી સાહિત્યને પ્રથમ શ્રી ઇચ્છારામ દેસાઇએ અનેક રીતે ઘણું પુષ્ટ કીધું અને ત્યાર પછી તેમના સુપુત્રોએ આજ સુધી એ શુભ કાર્ય ચાલુ રાખ્યું છે, અને તેમાં ઘણી પ્રગતિ કીધી છે.

શ્રી મણિલાલ વિદ્યાના ઉપાસક અને ખરેખરા વિદ્વાન હતા. અંગ્રેજી, સંસ્કૃત અને ગુજરાતી ભાષાના ગ્રંથોનું એમનું વાચન વિવિધ અને વિશાળ હતું. કોઇ પણ વિષય પર લખ્યા પહેલાં તે વિષય પરનાં અનેક નિષ્ણાત પંડિતોનાં પુસ્તકોનો તેઓ અભ્યાસ કરતા. તેમની સ્મરણશક્તિ પણ ઘણી સતેજ હતી અને વાર્તાલાપમાં પણ તેઓ અંગ્રેજી, સંસ્કૃત અને ગુજરાતીમાંથી ઉદાહરણો મોઢે બોલી જઇને પોતાના વ્યક્તવ્યને પુષ્ટિ આપતા. ઇતિહાસનું જ્ઞાન પણ એમને ઘણું સારું હતું. સનાતન આર્યધર્મના પવિત્ર ગ્રંથોનું વાચન ને અધ્યયન પણ જેવું તેવું ન હતું. અને બધી વિદ્વત્તા સાથે એમણે પોતાનો વર્તમાનપત્રકાર તરીકેનો ધંધો ઉત્તમ રીતે નિડરતાથી ચલાવ્યો હતો. પત્રકારિત્વ માટે એમનું જ્ઞાન કેટલું ઊંડું હતું તે તો એમના પત્રકાર પરિષદના પ્રમુખ તરીકેના વ્યાખ્યાનથી જ સ્પષ્ટ થયું હતું.

શ્રી મણિલાલની સાથે મને પોતાને ૩૫ વર્ષની પિછાન હતી, અને ઘણી વેળા અમે કલાકો સુધી સાહિત્યના અનેક વિષયો પર વાર્તાલાપ કર્યો હતો, અને ત્યારે જ મેં એમની વિદ્વત્તાનો અનુભવ કર્યો હતો.

એમના ભાગ્યે એમની ઉત્તરવયમાં યારી આપી નહી. છતાં વિદ્યાવિલાસી તો એ જીવનના અંત સુધી રહ્યા હતા

ગુજરાતી ભાષાના એવા એક વિદ્વાન અને ઉત્તમ લેખક, તત્વચિંતક અને વિશ્વ પત્રકાર તરીકે વિખ્યાતિ પામેલા શ્રી મણિલાલ છ દેસાઇ ગુજરાતી સાહિત્યમાં નોંધપાત્ર કાર્ય કરી ગયા છે એમના અવસાનથી ગુજરાતને તેમજ એમના કુટુંબીજનોને જે ખોટ ગઇ છે, તે માટે શોક પ્રદર્શિત કરીને અમે તેમની પ્રત્યે અમારી સંપૂર્ણ સહાનુભૂતિ દર્શાવીએ છીએ પરમાત્મા પ્રભુ મરહુમના આત્માને અમર શાંતિ બક્ષે !

"ગુજરાતી" સાપ્તાહિકના હાલના જોડિયા માલેક અને તંત્રી શ્રી નટવરલાલભાઇને અમારી સૂચના છે કે શ્રી મણિલાલના અનેક રાજદ્વારી, આર્થિક, સાહિત્ય-વિવેચના આદિના અગત્યના લેખોની વિવેકભર ચૂંટણી "ગુજરાતી"ના આગલા અંકોમાંથી કરીને તે પુસ્તકાકારે પ્રગટ કરે, જેથી એમની એ સેવાને ગુજરાતી સાહિત્યમાં સ્થાયી રૂપ મળે, અને આવતા જમાનાઓને પણ તે ઉપયોગી થઇ પડે

અરદેશર ફ. ખબરદાર

•

## સાહિત્યકારનું ઘડતર

સાહિત્યકારના ઘડતર માટે વિશ્વવિદ્યાલયની ઊંચામાં ઊંચી ઉપાધિ જ બસ નથી, પોતાના પ્રાન્તના પ્રાચીન, મધ્યકાલીન અને અર્વાચીન સાહિત્યનું વાચન જ બસ નથી, એકાદ બે ગ્રંથોના પ્રકાશનથી તેનું નામ સાહિત્યકારોની ગણનામાં આવી શકશે એવી એની માન્યતા હોય તો એ પણ ભૂલભરેલી જ છે

સાચો સાહિત્યકાર આજીવન વિદ્યાર્થી જ છે અને રહેશે જીવનનો તે રસિયો હશે તેણે પોતાનું અનોખું વ્યક્તિત્વ ઘડયું હશે તેને દૃઢ આત્મવિશ્વાસ હશે અને સાથે સાથે પોતાની તથા પોતાના સાહિત્યની ખૂબીઓ અને ખામીઓથી પણ તે સંપૂર્ણ પરિચિત હશે પોતાના ગ્રંથનું પોતાના મિત્રમંડળમાં જ નહિ, પોતાના પ્રાંતમાં જ નહિ, પોતાના દેશમાં જ નહિ, પરંતુ વિશ્વ-સાહિત્યમાં મૂલ્ય કેટલું અંકાશે એવા ખ્યાલને હર-હમેશ લક્ષમાં રાખીને જ એ સાહિત્યસર્જન કરતો હશે. કદી ટીકા એ સહર્ષ ગળી જશે વિરોધીઓના વમળમાં તે અટવાઇ જશે નહિ સાહિત્યના ઉદ્ધાર માટે તે પોતાની પ્રિયતમ વસ્તુનો ભોગ આપતાં લેશ પણ સંકોચ અનુભવશે નહિ

ગુજરાત સાચા સાહિત્યને માપવાના કસબમાં હજુ બહુ પછાત છે 'અહો રૂપ અહો ધ્વનિ'માંથી તે હજુ પણ મુક્ત થયો નથી વિવેચનના બધા જ પ્રકારોમાં હજુ બહુ વિકાસ થયો નથી આ કાળમાં આપણા સાહિત્યની સર્વદેશીય ઉન્નતિ થાય એવી રાહ બતાવનારની આપણને ખાસ જરૂર છે એ માર્ગદર્શન મેળવીને સાચા સાહિત્યકારે અવિરત વેગથી આગળ ધસવાનું છે તેણે જનસ્વભાવનું સૂક્ષ્મ અવલોકન કરી તેના સુખ દુ:ખ અને આશા-અભિલાષ, તેની આશા અને નિરાશાઓને યોગ્ય સ્વરૂપમાં મૂર્ત કરવાના છે માનવની લઘુતા અને મહત્તાના ગાયક એને બનવાનું છે સાહિત્યના ઉદ્ધાર અર્થે એણે ભેખ લેવો પડશે વૈભવ કે યશની મહેચ્છા જતી કરવી પડશે કર્તવ્યમાં એને મશગૂલ રહેવું પડશે આટલું થશે ત્યારે સાહિત્યકાર તરીકે તેને પોતાનું ડિંડિમ બજાવવું નહિ પડે પરંતુ ખુદ જનતા જ પોતાના હૃદયમાં એને ચિરંજીવ સ્થાન આપશે

હરિલાલ પંડ્યા

•

## ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા

### • નિયમો •

(૧) આ પત્રિકા દર માસની અધવચમાં બહાર પડશે

(૨) પરિષદના સર્વ સભ્યોને તથા સંસ્થાસભાસદોને એ વિના મૂલ્યે આપવામાં આવશે

(૩) પત્રિકાના છૂટક ગ્રાહકો પાસેથી દર અંકના ત્રણ આના તથા વર્ષના લવાજમના રૂપિયા બે અગાઉથી લેવામાં આવશે

(૪) નમૂનાનો અંક મફત મળશે નહિ

(૫) સંસ્થાઓના અહેવાલો તેમજ અન્ય સાહિત્યપ્રવૃત્તિ માટેના લેખો પ્રમુખશ્રીને દર માસની આખર સુધીમાં ૭૯૯, પારસી કોલોની, લમે જમશેદ રોડ દાદર, (મુંબઇ) મોકલી આપવા વિનંતિ છે આ પત્રિકા અંગેનો સઘળો પત્રવ્યવહાર પણ એ જ સરનામે કરવો

(૬) પરિષદ પુસ્તકાલય માટેના પુસ્તકો શ્રી હરિલાલ પંડ્યા, ગુજરાતી સાહિત્ય પરિષદ કાર્યાલય, ભારતીય વિદ્યાભવન, ચિરામલ હાઉસ, પોયબાવાળા રોડ, વરલી સી ફેસ, મુંબઇ-૧૮, એ સરનામે ટપાલથી કે હાથોહાથ પહોંચાડવા અને એ માટેનો પત્ર પ્રમુખશ્રીને તેમને સરનામે લખવો

(૭) પરિષદના સભ્યપદની યા પત્રિકાના લવાજમની રકમ પ્રમુખશ્રીને સરનામે, અથવા પરિષદના મંત્રીને ૨૦, હમામ સ્ટ્રીટ, કોટ, મુંબઇ એ સરનામે મોકલી આપવી

•

| અંક | પુસ્તકનું નામ | પ્રકાર | કર્તા | પ્રકાશક | કિંમત<br>રૂ આ પા |
|---|---|---|---|---|---|
| ૫૯ | રાણો પ્રતાપ (પાંચમી આવૃત્તિ) | નાટક | મૂળ શ્રી દ્વિજેન્દ્રલાલ રૉય<br>અનુવાદક શ્રી ઝવેરચંદ મેઘાણી | ગૂર્જર ગ્રંથ રત્ન કાર્યાલય<br>ગાંધી રસ્તો અમદાવાદ | ૧-૮-૦ |
| ૬૦ | સૌરાષ્ટ્રની રસધાર ભાગ-૩ (ત્રીજી આવૃત્તિ) | લોક કથા | શ્રી ઝવેરચંદ મેઘાણી | " | ૨-૦-૦ |
| ૬૧ | સોરઠી બહારવટીઆ ભાગ-૧ (છઠ્ઠી આવૃત્તિ) | શૌર્યકથા | " | " | કાચું પૂંઠું ૦-૧૨-૦<br>પાકું પૂંઠું ૧-૦-૦ |
| ૬૨ | " ભાગ ૨ (ચોથી આવૃત્તિ) | " | " | " | કાચું પૂંઠું ૧-૧૨-૦<br>પાકું પૂંઠું ૨-૦-૦ |
| ૬૩ | સોરઠ, તારાં વહેતાં પાણી (આવૃત્તિ બીજી) | નવલકથા | " | " | ૨-૮-૦ |
| ૬૪ | વિયોચના | સાંસારિક નવલકથા | શ્રી ચુનીલાલ વ. શાહ | " | ૩-૦-૦ |
| ૬૫ | સહનશીળ સુંદરી અથવા ત્રિયાતેજ | નવલકથા | ભાષાન્તરકાર બહેન બીખાઈજી લીમજીભાઈ પાલમકોટ | ભાષાન્તરકાર | ૨-૦-૦ |
| ૬૬ | આત્મનો ફરેસ્તો | ધર્મચિંતન | બહેન બીખાઈજી લીમજીભાઈ પાલમકોટ | લેખક | લખી નથી |
| ૬૭ | The Future of Music in Bombay | ભાષણ | Prof G Srinzi | — | — |
| ૬૮ | Forty five years in Music (1886 1931) | — | બહેન બીખાઈજી લીમજીભાઈ પાલમકોટ | લેખક | — |
| ૬૯ | Fifty five years in Music (1885 1935) | — | " | " | — |
| ૭૦ | મારા માતાજી | કુટુંબની તાલીમ | મર્હૂમ બાઈ આવાબાઈ લી૦ પાલમકોટ અને બી લી પાલમકોટ | બી બી પાલમકોટ | ભેટ |
| ૭૧ | મારી અરધી સદીની સાહિત્યસેવા (૧૮૯૦-૧૯૩૯) | આત્મકથન | બહેન બીખાઈજી લી પાલમકોટ | લેખક | " |
| ૭૨ | ગેમી બચાવ! | — | " | " | " |
| ૭૩ | મંજૂષા | કવિતા | શ્રી મોહિનીચન્દ્ર | શ્રી મોહનલાલ દ ભટ્ટ ૨૩૧૪, મહાલક્ષ્મીની પોળ, રાયપુરા અમદાવાદ | ૨-૦-૦ |
| ૭૪ | Selections from Classical Gujarati *Literature* Vol I | સંપાદન | ડૉ. એરચ જહાંગીર સૈ. તારાપોરવાળા | કલકત્તા યુનિવર્સિટી | ૫-૦-૦ |
| ૭૫ | " Vol II | " | " | " | ૭-૮-૦ |
| ૭૬ | " Vol III | " | " | " | ૬-૦-૦ |
| ૭૭ | નવલખ સોરઠ (બીજી આવૃત્તિ) | નવલકથા | શ્રી ગોકુળદાસ દ્વા. રાયચુરા | લેખક | ૧-૮-૦ |
| ૭૮ | લખશેરી | " | " | " | ૨-૮-૦ |
| | ખંડેરનો ઝરૂખો | કાવ્યસંગ્રહ | શ્રી ભાગીરથ મહેતા | " | ૦-૩-૦ |

## સામયિકો

| | | | |
|---|---|---|---|
| (૧-૨) | The Indian P E N | જુન ને જુલાઈ | ૧૯૪૨ |
| (૩) | પુસ્તકાલય | જુન | ૧૯૪૨ |
| (૪-૫) | ઊર્મિ અને નવરચના | મે ને જુન | ૧૯૪૨ |
| (૬-૭) | કવિતા | જુન ને જુલાઈ | ૧૯૪૨ |
| | પુસ્તકાલય | જુલાઈ | ૧૯૪૨ |
| | ગાંડીવ (પાક્ષિક) | જુલાઈ | ૧૯૪૨ |

તંત્રી અને પ્રકાશક 'ગુજરાતી સાહિત્ય પરિષદ' તરફથી શ્રી ચીમનલાલ ચકુભાઇ શાહ
મુદ્રક પુરુષોત્તમ એન. પરમાર, સ્ટેન્ડર્ડ પ્રીન્ટીંગ પ્રેસ, ૧૩૮, મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબઇ

# ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા

સેવા એ જ ફળ અને સેવા એ જ સ્વર્ગ

| પુસ્તક ૧ : અંક ૮ | સપ્ટેમ્બર ૧૯૪૨ | મૂલ્ય ત્રણ આના<br>વર્ષના બે રૂપીઆ |
| --- | --- | --- |


"જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત"

## સાહિત્યનો એઠવાડ

દરેક દેશનું સાહિત્ય તે દેશની મોંઘી મીરાસ છે, તેનું પવિત્ર ધન છે. એ મીરાસને જાળવવાનો, તેમાંથી પ્રેરણા લેવાનો, તથા તેની વૃદ્ધિ કરવાનો તે દેશના પ્રત્યેક ભગિની કે ભગિની, લેખકનો પવિત્ર ધર્મ છે. અક્ષરબદ્ધ વાણી એ માનવજાતિનું અમોઘ શસ્ત્ર છે. એજ શસ્ત્રના ડહાપણભર્યા ઉપયોગથી દરેક પ્રજા પોતાની સંસ્કૃતિનું રક્ષણ કરે છે. એ શસ્ત્ર બેધારવાળું છે: એટલે એનો ગેરઉપયોગ કરતાં તે વાપરનારનું જ ગળું તે કાપે છે. સાહિત્યની શક્તિનું જેને યથાયોગ્ય ભાન નથી તે એનો દુરુપયોગ કરી પોતાના સમાજનું તેમજ માનવજાતિનું ભારે નુકસાન કરે છે.

ગત સંમેલન વેળાના ભાષણમાં મેં આ વિષય પર કંઇક લંબાણથી ભાર મૂકીને કહ્યું હતું, પણ હું બહુ દિલગીર છું કે આપણા કેટલાક સાહિત્યકારો હજી પણ આ વિષય સંબંધે બેપરવાઇ ધોરે છે અને પોતાનું તથા સમાજનું ગંદું સાહિત્ય પ્રગટ કરીને કલુષિત કરે છે. આપણા સાહિત્યની શિષ્ટતા જાળવવા ખાતર એવા ગંદા સાહિત્ય પ્રત્યે મારે મારો દૃઢ વિરોધ દર્શાવ્યા વગર છૂટકો નથી, અને એમ કહીને હું મારો તેમજ ગુજરાતનાં સાહિત્ય અને સંસ્કૃતિની પ્રતિનિધિરૂપ સંસ્થા "ગુજરાતી સાહિત્ય પરિષદ" નો ધર્મ જ બજાવું છું એવી મારી દૃઢ પ્રતીતિ છે.

સાહિત્ય એ પ્રજાના સમગ્ર ભૂતજીવનની તેમજ વર્તમાન અને ભાવિ જીવનની વિસ્તૃતતા તથા ઉન્નતિ માટેના પ્રજાના મુખ સમાન બનેલા વિદ્વાનોના અને ભક્તજનોના વિચારોની શિષ્ટ નોંધ છે. જે બોલાયું, જે લખાયું કે જે ગવાયું, તે બધું જ સાહિત્ય નથી, અને એમાં સાહિત્યના કેટલાક અંશ હોવા છતાં તે શિષ્ટ સાહિત્ય બનતું નથી. કોઇ પણ વિચારશીલ માતપિતા પોતાનાં બચ્ચાં આગળ સે બાળકનું ચારિત્ર્ય બગાડે કે તેના મનમાં મેલા વિચાર ઉત્પન્ન કરે તેવું સાહિત્ય-પછી તે સંભાષણરૂપે, લેખરૂપે, ગીતરૂપે કે ચિત્ર-શિલ્પ જેવી કળાઓના કોઇ રૂપે-મૂકવા ઇચ્છે નહીં. એ જ બતાવે છે કે માનવજાતની સ્વાભાવિક વલણ શિષ્ટતા અને શુભાચરણ તરફ જ રહે છે. એ વલણમાં સારામાઠા સંસર્ગથી ફેર પડી જાય છે, અને તેને સન્માર્ગ તરફ નહીં વળાય તો તે સંયમ ખોઇ બેસી અધોગતિને પથે ચઢે છે. માનસશાસ્ત્રની આ મુખ્ય વાત આપણા પ્રત્યેક લેખકે ધ્યાનમાં રાખવી જોઇએ.

વિચારની, વાણીની કે કર્મની વિલાસિતા માનવપ્રજાની ખરી મર્દાની શક્તિને હણી લઇ તેની અધોગતિ કરીને તેને ગુલામગીરીમાં નીચે પાડી દે છે. દુનિયાની પ્રજાઓનો ઇતિહાસ એ સ્પષ્ટ રીતે બતાવે છે. ભરતખંડની મર્દાની આર્યપ્રજાના સંસ્કૃત સાહિત્યમાં રસને નામે અતિવિલાસિતા પ્રગટ થઇ અને પોષાઇ ત્યારે આર્યપ્રજાની અધોગતિ થઇ અને તેને એક પછી એક હુમલો લઇ આવતી અનેક પ્રજાઓની ગુલામગીરીમાં બે હજાર વર્ષથી આજ સુધી સબડાવું પડ્યું છે. ગ્રીસ અને રોમની પ્રજાઓના ઇતિહાસ પણ એવા જ છે. આપણી નજર આગળ એ જ વિલાસિતાએ ફ્રેંચ જેવી મહા ચતુર, બુદ્ધિશાળી અને એક વેળા જગતને સ્વતંત્રતાની પ્રજા આજે જર્મનોની નિર્દય ગુલામગીરીમાં આવી પડી છે. આપણા આજના સુશિક્ષિત લેખકો શું આ ઇતિહાસ જાણતા નથી? કે જાણવા છતાં આપણી ગુલામી દશામાં અંગ્રેજોના તથા તેની મારફતે યુરોપના સાહિત્યના સંસર્ગમાં આવતાં તે તે સાહિત્યમાંનાં ગંદાં સાહિત્યે જ આપણાં હૃદય અને મનનો કબજો એવો લઇ લીધો છે કે તે આપણે છતી આંખે જોઇ શકતા નથી અને તે દેશોમાંની ગંદકીથી આપણાં પવિત્ર મંદિરને કલુષિત કરીએ છીએ? આપણે જ્યારે આપણી ગુલામગીરી દફનાવી દેવા કમ્મર કસીને ઊઠ્યા છીએ ત્યારે શું એ યુરોપનો એઠવાડ આપણે આંગણે એકઠો

કરીને આપણી પ્રજાની તનદુરસ્તી અને મનદુરસ્તી બન્નેનો બગાડ કરશું ? માટે લેખકબંધુઓ, જરા શાન્તિથી વિચાર કરો કે આપણા સમગ્ર જીવનને ઝેરી રીતે આ પ્રશ્ન શું વિચારે પાડતા કે હળીને ઢાંકેલી રાખવા જેવો છે?

ગઈ સદીથી યુરોપ અમેરિકામાં માનસશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, પ્રજનનશાસ્ત્ર આદિ અનેક શાસ્ત્રોના નામે સમાજના અશિક્ષિત, અર્ધશિક્ષિત, કુશિક્ષિત કે શિક્ષિત વર્ગના હીનવૃત્તિઓને પોષી તેમાંથી માનસિક વિલાસિતા ભોગવવા ઇચ્છતા લોકો પાસેથી ધનસંચય કરી લેવાના અભિલાષ સેવતા કેટલાક લેખકોએ નવલકથા, નવલિકા, નિબંધ, કવિતા, ગીત આદિથી અધમ સાહિત્ય ઉત્પન્ન કર્યું છે આ અધમ સાહિત્યનો તેની કહેવાતી 'રસિકતા'ને લીધે મોટો ઉપાડ થાય છે એવો ઉપાડ જોઈને તેના અનુવાદો પણ બીજી ભાષાઓમાં તેવી જ વૃત્તિના બીજા લેખકો મારફતે થાય છે, અને એમ આ અધમ સાહિત્યે પોતાનું દુશ્ચક્ર ઊભું કરીને આખી દુનિયાની પ્રજામાં કળા અને વાસ્તવવાદને નામે ભારે વિષમય વાતાવરણ પ્રસરાવ્યું છે એ વાતાવરણે જ આધ્યાત્મિકતા, ધર્માચરણ, સન્નીતિપરાયણતા, સંયમ, સ્નેહ વગેરે માનવ જાતના ઉચ્ચ ગુણોને દાબી દેવા માંડ્યા, અને પરિણામે આજે યુરોપ, અમેરિકા, જાપાન વગેરેની સાથે આપણા જૂના સદ્ધર્મપરાયણ દેશો પણ મહાયુદ્ધમાં પડીને પોતાનું નિકંદન લાવી રહ્યા છે વિચાર અને વાણીને આપણે કલુષિત કરીએ, પછી કર્મ લુષિત થતાં વાર લાગતી નથી, અને પછી કનુષોને દેવા પ્રકૃતિ પોતાનું મહાશસ્ત્ર ઉપાડે છે, અને તેમાં સાથે સાથે સારાનો સંહાર પણ થાય છે આપણે નિશાળમાં શીખી ગયા કે "For the want of a nail the Kingdom was lost"—એક ખીલીને લીધે આખું રાજ્ય ખોવાયું, એ કહેવત વિચાર વાણીની કલુષિતતાને પણ સંપૂર્ણપણે લાગુ પડે છે, અને એને લીધે આપણા જીવનનો સર્વત્ર નાશ થાય છે

મારે બહુ જ ખિન્નતાથી કહેવું પડે છે કે કેટલાક વર્ષોથી આ વાસ્તવવાદ, માનસશાસ્ત્રવાદ, સમાજશાસ્ત્રવાદ, પ્રજનનશાસ્ત્રવાદ, આદિ અનેક પરદેશી વાદના ભોગ સિદ્ધાંતોથી એ પાણી એક એમ ગાળિયા પ્રવાહથી આપણા કેટલાક સારા લેખકોએ પણ આપણા સાહિત્યમાં આવો ગંદવાડ આણ્યો છે અને હજી તે આણે છે કોઈના નામ દેવાની જરૂર નથી આપણા સમાજનો ઢાળો અને અનુસારી વર્ગ આવા ઉચ્છૃંખલ, અનીતિમય અને ગંદા સાહિત્યથી વાકેફ છે અને તે તરફ તેમણે જાહેરમાં પણ વખતોવખત પોતાનો અણગમો તથા વિરોધ જાહેર કર્યો છે આપણી ગુલામગીરી અને પરવશતામાંથી આપણે જ્યારે સ્વતંત્રતાની, સમાનતાની કે બંધુતાની ઉચ્ચ પાયરીએ ચડવા પ્રયત્ન કરી રહ્યા છીએ ત્યારે આપણી ઉન્નત ગતિને પાછી નીચે તોડી પાડતી તમામ અધમ સાહિત્યપ્રવૃત્તિને આપણે મક્કમ હાથે દાબી દેવી જોઈએ શાસનમાં તો માત્ર આપણી નિર્મળ બુદ્ધિશક્તિ જ છે ને હોવી જોઈએ સમાજની હલકી કુત્સિતવૃત્તિને પોતાથી તેને કદી ઊંચે લાવી શકાતો નથી, અને સમાજ પોતે જ જો ઊંચે નથી આવે તો ગમે તેવી સ્વતંત્રતાની નિભી શકતી નથી પ્રજાની નીતિ એ પ્રજાશરીરનો કરો છે એ કાઠાની દૃઢતા વિના એ શરીર તૂટી જ પડે છે

પ્રાણીમાત્રને પોતાની ગંદકી ઢાંકવાની ઓળખાણ સમજ રહે છે, એ તો આપણે ઘણા પ્રાણીઓને પોતે મેલું કર્યા પછી તેની ઉપર પોતાના પાછલા પગે ધૂળ ઉડાડીને તેને ઢાંકી દેવાની ટેવ હોય છે તે પરથી જોઈએ છીએ એ વૃત્તિમાંથી જ માનવજાતે ધીમે ધીમે ધર્માધર્મ, નીતિઅનીતિ, સ્વચ્છઅસ્વચ્છતા વગેરેની વ્યવસ્થા કાઢી છે પોતાના શરીરધર્મને લગતી કેટલીક ક્રિયાઓને માનવજાતે ખાનગી અને ગુપ્ત રાખવામાં ડહાપણ વિચાર્યું છે એ ક્રિયા વ્યક્તિને પોતાને માટે આવશ્યક અને સ્થૂળ આનંદજનક પણ હોય, પણ તે બીજી વ્યક્તિની મરજકાર પામેલી દૃષ્ટિને તો ક્ષોભ જનક જ હોય છે વળી સમાજની તેના અનુભવથી બાંધેલી નીતિમર્યાદાથી કોઈ વ્યક્તિ પર જાય તો તેણે નીતિભંગ કરેલો જ ગણાય સમાજના અશિક્ષિત અને અધમ વર્ગમાં ચાલતી ગંદી કથાઓ, વાર્તાઓ, ગીતો વગેરે એવું બધું કાંઈ શિષ્ટ સાહિત્ય નથી, બલ્કે તે ગંદું, અશિષ્ટ અને અધર્મનીતિપોષક હોઈ સાહિત્ય જ નથી

આપણા ઘણા સામયિકો કેટલાક વર્ષોથી ચાલતા વાસ્તવવાદની ઓથે ઘણી જ ગંદી વાર્તાઓ પ્રગટ કરે છે ગંદા ચિત્રો આપે છે અને એ રીતે સમાજના નીચેના વર્ગને તેમ જ ઊગતી પ્રજાને તેના અધમ વિકારો પોષીને વધારે ઊંડા ગર્તમાં ધકેલે છે આપણા કેટલાક નવીન લેખકોએ આવી ઘણી વાંધાભરેલી વાર્તાઓ લખીને પ્રગટ કરી છે અને તેની સામે સમાજના સમજુ વર્ગનો વિરોધ નોંધાયા છતાં એ સમજુ વર્ગને જુનવાણી,

પ્રત્યાઘાતી વગેરે વિશેષણોથી નવાજીને પોતાને મોટા માનસશાસ્ત્રી યા સમાજશાસ્ત્રી લેખે ગણાવાનો દંભ પણ તેમણે કર્યો છે. વાર્તાઓમાંથી કે ગંદા ચિત્રોમાંથી હવે કવિતાઓનું અને ગીતોનું સાહિત્ય પણ કલુષિત થવા માંડ્યું છે. સજ્જનતા અને સંસ્કારનો ગર્વ રાખતા એક જાણીતા લોકસાહિત્યકારે હમણાં "રઢિયાળી રાત"નાં લોકગીતોનો ચોથો સંગ્રહ બહાર પાડ્યો છે, તેમાં કાઠિયાવાડમાં પ્રવર્તેલાં ને પ્રવર્તતાં કેટલાંક ઉઘાડાં અનીતિમય, હલકાં અને ગંદાં ગીતોનો સંગ્રહ "સમાજ શાસ્ત્ર" ના દંભી ઓઠા હેઠળ પ્રગટ થયો છે, અને તેનો બચાવ પણ 'પ્રસ્તાવના'માં કરવામાં આવ્યો છે. અમદાવાદના સાપ્તાહિક "પ્રજાબંધુ"એ તેના ગઈ તા૦ ૩૦ મી ઑગસ્ટ, ૧૯૪૨ ના અંકમાં એ સંગ્રહમાંનાં આ ગીતો પ્રત્યે પોતાનો સાચો વિરોધ પ્રગટ કીધો છે, તે જોઇ અમને સંતોષ થાય છે. આપણાં બીજાં સામયિકો પણ આવાં હીન ગીતોના સંગ્રહની યોગ્ય રીતે "ખબર" લેશે તો તે સાહિત્યને ઉપકારકજ થશે. ગમે તેવા મોટા કે લોકપ્રિય લેખકને સમાજનો એંઠવાડ સંગ્રહ કરવાનો પરવાનો મળી જતો નથી. એવા સંગ્રહથી કે એવા ગંદા લેખોથી કે વાર્તાથી સમાજની ઘણી કુસેવા જ થાય છે. એવો એંઠવાડો તે જ્યાં હોય ત્યાં જ સબડવા દઇ તેને વધારે પ્રસરતો અટકાવવો જોઇએ. આપણા શરીરની, કુટુંબની કે સમાજની શરમ તો ગુપ્ત રાખવામાં અને તેને ત્યાંજ ડામી દેવામાં આપણું શ્રેય છે. લોકરિવાજ, લોકગીત, કે લોકવાર્તાનું ચોક્કસ મર્યાદામાં જ સાહિત્યમાં સ્થાન હોઇ શકે છે. કોઇ પણ વાદને કે શાસ્ત્રને નામે એવું પ્રકાશન અનિચ્છિત, અરુચિકર અને મહા હાનિકારકજ બને છે. એ તો આપણા સમાજની શરમ છે, તેનો એંઠવાડ છે, અને એવા એંઠવાડને સાહિત્યમાં લાવવો એ નિર્મળ માનસનું કાર્ય નથી વિચાર ને વાણીની કલુષિતતાજ કાર્યની કલુષિતતામાં પરિણમે છે: આ જાતની ફરિયાદ હમણાં પાશ્ચાત્ય દેશોનાં સાહિત્ય વિષે પણ ત્યાં ખૂબ થાય છે.

ગુજરાતી સાહિત્યની શુદ્ધિ ને સ્વચ્છતા જાળવવાના શુભ હેતુથી જ હું આ લખું છું. ધન કમાવાના માર્ગ ઘણા છે, પણ એક આખી પ્રજાના મનને ને આત્માને બગાડી તેને અધોગતિ પર લઇ જવાનું પાપ મહા ભયંકર છે. મારા લેખકબંધુઓને, અને ખાસ કરીને સામયિકોમાંના લેખકોને ને તેના તંત્રીઓને મારી આગ્રહભરી વિનંતિ છે કે આપણી સૌની વિશુદ્ધિ અને ઉન્નતિને ખાતર એવા લેખો લખવાથી, લખાવવાથી ને પ્રગટ કરવાથી બાધ આવવું, અને સમયને અનુસરીને આપણી ઉન્નતિ કેમ જલદી થાય તેના નિર્મળ વિચારોથી જ સાહિત્યને વિભૂષિત કરવું. પ્રભુ સૌ લેખકબંધુઓને સન્મતિ આપો!

દાદર, તા૦ ૪–૯–૧૯૪૨ અરદેશર ફ. ખબરદાર

## પરિષદ પ્રવૃત્તિ

જ્યારે સાગરમાં મોટાં તોફાનો થાય છે, ત્યારે તેમાં તરતી બધી નૌકાઓની જે ડામાડોળ ને ચિંતાતુર સ્થિતિ બને છે, તેવી જ સ્થિતિ આપણા દેશની અનેક પ્રવૃત્તિઓ ચલાવતી સંસ્થાઓની પણ હાલમાં થઇ પડી છે. ઉગ્ર રાજકારણે, દેશના ક્રાન્તિમય વાતાવરણે અને મહાયુદ્ધથી પરિણમતી અનેક વિડંબનાઓથી સાહિત્યની પ્રવૃત્તિને પણ કેટલેક અંશે શિથિલ થતી આપણે જોઇએ છીએ. આવા વખતમાં આપણાં કેટલાંક સામયિકોમાં સાહિત્યકારોને પણ સારીમાઠી સૂચનાઓ અપાતી જાય છે, અને કેટલાંક પત્રોએ તો સાહિત્ય પરિષદને પણ ચાલુ વાતાવરણમાં ઝંપલાવવાની આગેવાની લેવાની સૂચના કરી છે. દેશની સામાન્ય લાગણીએ કેટલાક ભાગમાં જે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું છે, તેમાં આપણા યુવાન સાહિત્યકારો પણ તન્મય થઇ જાય, અને રાજકારણ સિવાયની બીજી બધી પ્રવૃત્તિઓને ગૌણ રૂપ આપે એ સ્વાભાવિક છે. એ સાહિત્યકારોની આ ધગશ પ્રત્યે હું માનની નજરથી જોઉં છું.

યુદ્ધથી, રાજકારણથી, ક્રાન્તિથી, સ્વતંત્રતાની ઝંખનાથી ઉત્પન્ન થયેલી પરિસ્થિતિમાં કે એવી બીજી કોઇ પણ પ્રવૃત્તિમાં હું તો શ્રીગીતાજીમાં વર્ણવેલા અને શ્રી જરથોસ્ત સાહેબના પવિત્ર ગાથામાં ગાયેલા 'ધર્મ'ને જ મુખ્ય સ્થાને મૂકું છું. માનવસ્વભાવ પોતાની માન્યતાને તથા પોતે માની લીધેલી ને અપનાવેલી પ્રવૃત્તિને જ સૌથી અગત્યની ગણે છે, અને એ એમ ગણે છે તેથી જ એવી અનેક પ્રવૃત્તિઓ પોષાય છે અને પ્રગતિ પણ કરે છે. યુદ્ધમાં કે ક્રાન્તિમાં તો બધી જ પ્રવૃત્તિ આપણી ઇચ્છા વિરુદ્ધ પ્રસંગબળથી શિથિલ થઈ જાય છે, યા તેમાં હોમાઇ પણ જાય છે. પણ વ્યક્તિનો ધર્મ તો પોતાની બુદ્ધિશક્તિથી યા પોતાના ગુરુની દોરવણી પ્રમાણે દોરવાય છે, અને વ્યક્તિ પોતે પોતાના આત્માની સ્વતંત્રતાનો તેની ઉચ્ચ મર્યાદા સુધી ઉપયોગ કરી શકે છે, તેમ સંસ્થાથી થઈ શકતો નથી. સંસ્થા તો અનેક વ્યક્તિઓએ કોઇ

બાંધેલી મર્યાદામાં જ તેના સ્વરૂપને વફાદાર રહીને જ કામ કરી પોતાનો ધર્મ બજાવે છે.

સાહિત્ય પરિષદ એ સાહિત્યની સંસ્થા છે. એની મર્યાદામાં રાજકારણને કે દેશની સ્વતંત્રતાની પ્રાપ્તિને સ્થાન નથી. એ તો શુદ્ધ સાહિત્યની સંસ્થા છે. અને આપણા પ્રાંતનાં હૃદયધન, બુદ્ધિધન અને આત્મધનની એ રક્ષક, પોષક અને ઉત્કર્ષક છે અને રહેશે. એ સંસ્થાના તથા એના જેવી જ પ્રાંતની બીજી સાહિત્ય સંસ્થાઓના કાર્યકર્તાઓનો ધર્મ દેશની બીજી કોઇ પણ ચળવળ સાથે સાહિત્યકાર્ય ભેળવી દેવાથી દૂર રહેવાનો છે. એ સંસ્થાને કોઇ પણ તરફથી કોઇપણ કારણથી અળવી પહોંચે નહીં તેવી રીતે જોવા, સંભાળ રાખવા, એ માત્ર શુદ્ધ સાહિત્યપ્રવૃત્તિને જ જાગ્રત રાખવા તેના કાર્યકર્તાઓ બંધાયેલા છે. એટલે આ મુખ્ય વસ્તુને પૂરી જોખમદારીથી સમજીને આપણાં સામયિકો સૂચના કે ટીકા કરે.

સાહિત્યકારો પોતે વ્યક્તિરૂપે તો દેશની અનેક ચળવળોમાં પોતપોતાની વૃત્તિ મુજબ ભાગ લેતા જ આવ્યા છે અને લેતા રહેશે. એ વિષયમાં પણ સાહિત્ય પરિષદ આપણા સાહિત્યકારોને કોઇ રીતે પણ પક્ષગત સૂચના કરી શકે નહીં. વ્યક્તિ તરીકે સાહિત્યકારને કે સાહિત્ય પરિષદના સભ્યોને કે કાર્યકર્તાઓને પોતપોતાના વિચાર મુજબ કાર્ય કરવાની છૂટ છે. પણ તેમનું વ્યક્તિગત કાર્ય પરિષદને કોઇ રીતે બંધનકર્તા નથી અમે સૌ વ્યક્તિરૂપે દેશની ઉન્નતિને અર્થે સાહિત્યમાર્ગે લેખથી, કાવ્યથી, પુસ્તકથી કે ભાષણથી ભાગ લઇ જ રહ્યા છીએ, પણ તેને સંસ્થા સાથે કશી લેવાદેવા નથી. યુદ્ધ હો કે ક્રાન્તિ હો, સાહિત્ય તો માનવજીવનનું અમર ધન છે, અને તેની અખંડ પ્રવૃત્તિ છે. યુદ્ધને, રાજકારણને, ક્રાન્તિને ને મનુષ્યજીવનના તમામ પ્રશ્નોને સાહિત્ય પોતામાં સમાવી દે છે અને તેમાંથી દોહન કરીને સૌને સત્ય તારવી આપે છે એટલે જગતની ગમે તેવી સ્થિતિમાં સાહિત્યને અટકાવવા કહેવું કે તેની પ્રવૃત્તિને બંધ કરવા કે શિથિલ કરવા સૂચના આપવી, એ યુક્ત નથી. સાહિત્યને બંધ કરવા કે મુલતવી રાખવા કહેવું એ તો માનવાત્માનું ચેતન જ બંધ કરવા જેવું છે.

યુદ્ધમાં સંડોવાયેલા તમામ દેશોમાંથી આવતાં સામયિકો આપણા ટીકાકારો વાંચતા હશે તો તેઓ જોતા હશે કે એ કોઇ દેશમાં સાહિત્યપ્રવૃત્તિ કોઇ રીતે બંધ થઇ જ નથી; ઊલટું, ખુદ યુદ્ધમાંથી ઉત્પન્ન થતા પ્રશ્નોનું નિરાકરણ પોતપોતાની રીતે કરતાં અનેક પુસ્તકો ત્યાં પ્રગટ થતાં રહે છે જગતની આંતરરાષ્ટ્રીય સાહિત્યસંસ્થા પી ઇ. એન. ની પત્રિકાઓ પણ ભર દુનિયામાં હજુ સુધી ચાલી રહેલી સાહિત્યપ્રવૃત્તિની નોંધ આપે છે. હિંદુસ્તાનના અનેક પ્રાંતોમાં પણ સાહિત્યપ્રવૃત્તિ આજની પળ સુધી જેવી ને તેવી ચાલે છે, ત્યારે આપણા ગુજરાતી બંધુઓ જ કેમ ઘડી ઘડી સાહિત્ય પ્રવૃત્તિ બંધ કરી દેવા સૂચવતા હશે? વર્તમાનપત્રોના છેત્રનમાં ભલે રાજકારણ મોખરે કે મુખ્ય હો, પણ શુદ્ધ સાહિત્યને તો તેમની આવી સૂચના અસ્વીકાર્ય અને હાનિકારક જ છે. સાહિત્યપરિષદને તો પોતાના બંધારણ ને ધ્યેય પ્રમાણે જ વર્તવાનું છે.

* * *

"વિશ્વસાહિત્ય ગ્રંથમાળા" માંનાં કેટલાંક પુસ્તકો લખાઇ રહ્યાં છે, અને આ માસમાં થોડાં તૈયાર થશે કે પછી તે પ્રગટ કરવામાં આવશે. બીજાં પુસ્તકોની પણ વ્યવસ્થા થાય છે.

પરિષદ પુસ્તકાલય માટે હજી પણ આપણા ગ્રંથકારો કશી પરવા રાખતા નથી અને પોતાના છપાયેલા કે નવા પ્રગટ થતા ગ્રંથો મોટે ભાગે અમને મોકલતા નથી. જે પુસ્તકો અમને મળ્યાં છે તેની ટીપ તો "પત્રિકા" માં પ્રગટ થાય છે. અમે ફરીથી વિનંતિ કરીએ છીએ કે સૌ ગુજરાતી સાહિત્યકારો તેમનાં પુસ્તકો પરિષદ પુસ્તકાલય માટે મોકલી આપે.

પરિષદના ૭૦-૭૫ નવા સભ્યો થયા છે. તેર નવી સંસ્થા પણ સભ્ય બની છે. પરિષદની સભ્ય સંખ્યા જેમ વધશે તેમ પરિષદના કાર્યને વધારે પુષ્ટિ જ મળશે.

દાદર તા. ૮-૯-૪૨ અરદેશર ફ. ખબરદાર

## સ્વ. મહાદેવભાઇને અંજલિ

શ્રી મહાદેવભાઇનું અવસાન મને તો એક આઘાતરૂપ થયું. એ સૌમ્યમૂર્તિ મિત્રનો મને ઘણાં વર્ષોથી પરિચય હતો. પછી તો હું ગાંધીજીનાં નિકટના વર્તુલમાં આવ્યો અને તેથી એ પરિચય ગાઢ થયો.

ગાંધીજીની સાથે રહી એમની બધી શક્તિઓ અદ્ભુત રીતે ખીલી રહી. એમની વિવેકબુદ્ધિ અદ્વિતીય હતી. ગાંધીજીની પાસે આવનારી અનેકવિધ વ્યક્તિઓના સહવાસમાં એમની મુત્સદ્દીગીરી પણ ઊંડી સમજદાર અને

સચોટ બની હતી. છેલ્લાં થોડાં વર્ષોમાં તો ગાંધીજીના પરદેશખાતાંના મંત્રીનું કામ એમણે ઉપાડી લીધું હતું.

મહાદેવભાઇ ગુજરાતના અગ્રગણ્ય સાહિત્યકાર હતા. એમનું વાંચન વિશાળ હતું. એમના પ્રિય વિષયો વિધવિધ હતા. શૈલીને જુદે જુદે તાલે નચાવતાં એમને આવડે. એમની શૈલી પર ગાંધીજીની સપ્રમાણતાનો અંકુશ હતો. અર્વાચીન ગુજરાતી લેખકોમાં એ એક પ્રખર શૈલીકાર હતા. "બારડોલીનો ઇતિહાસ" જેવાં સમકાલીન ઇતિહાસનાં ઘણાંય પુસ્તકો, ઘણાય લેખો એમણે લખ્યા હતા.

એમની અંગ્રેજી શૈલી પણ સુંદર-ગાંધીજીની કસોટી પર ચડ્યાથી શુદ્ધ અને સંયમી. ગુજરાતીમાં જે ગણ્યાગાંઠ્યા પુરુષો સારું અંગ્રેજી લખી શકે છે તેમાં તે અતુલ હતા. ગાંધીજીના તરફ એમની દૃષ્ટિ सर्व धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज । એ પ્રકારની હતી. છેલ્લાં આશરે પચીસ વર્ષથી એમણે ગાંધીજી સાથે જે તાદાત્મ્ય સાધ્યું હતું તેની તો હનુમાનજી પણ અદેખાઇ કરી શકે. તેણે પણ રઘુપતિ સાથે આવું તાદાત્મ્ય નહિ સાધ્યું હોય.

આ જમાનામાં ગુજરાતે એકનિષ્ઠ, પ્રચંડ સેવાભાવી અનેક વીરનરો ભેગા કર્યા છે એમાં મહાદેવભાઇનું સ્થાન છે.

એ ગુજરી ગયા એમાં એમના કુટુંબને અને મિત્રોને બહુ નુકશાન પહોંચ્યું પણ ફાયદો ગુજરાતને અને ભારતને થયો. એમનું આત્મસમર્પણ સોનેરી શાહીએ એ બન્નેના ઇતિહાસને શોભાવી રહ્યું છે. તેઓ જે વારસો મુકી ગયા છે તે ગુજરાત જરૂર સંઘરશે.

**કનૈયાલાલ મુનશી**

## સ્વ. મહાદેવભાઇ હ. દેસાઇ

(ધ્વનિત)

સારા ભારતવર્ષની સંસ્કૃતિ, સજ્જનતા,<br>
ભક્તવત્સલતા—બધી ઉજ્જ્વલતા ભરીને<br>
પૂજ્ય ગાંધીજી સાથ અનાથ સૌને કરીને<br>
ગયો તું મહાદેવ : અહીં રડતી જનતા<br>
સ્મરે પુષ્પ સમી તારી અંતરપાવનતા;<br>
નરી બાળશી નિર્મળતા ઉર સંઘરીને<br>
હનુમાનશો ભક્ત તું ગાંધીયુગે ઠરીને<br>
ગયો ક્યાં ભરવા તારી જીવનનૂતનતા ?<br>
તારી બુદ્ધિનાં તેજ હતાં રવિશાં ઝળાં,<br>
તોય બાપુની છાયા બની રહ્યો સોમ સમો;<br>
તેં તો બાપુની સર્વ સંપતિ ભરી'તી ઉરે,<br>
હવે વેરશે કોણ તે રત્ન પ્રીતે જળતાં ?<br>
વીરા ! સૌમ્ય તે મુદ્રા ફરી ક્યાંથી જોશું અમો ?<br>
વ્હેવાં ધન્યતામાં પણ આંસુ જ શું વિધુરે ?

તા૦ ૧૭-૮-૧૯૪૨ **અરદેશર ફ઼. ખબરદાર**

## વિવેચન ગ્રંથોની આવશ્યકતા

[ આકોલાથી એક સાહિત્યબંધુ શ્રી લાભશંકર વ. જોષીનો અમને એક ઘણો લાંબો પત્ર મળ્યો છે, તેમાંથી તેમનું વક્તવ્ય સારરૂપે નીચે અમે પ્રગટ કરીએ છીએ. પ્રામાણિક શુદ્ધ વિવેચન ગ્રંથોની આપણા સાહિત્યમાં એ લેખમાં કાઢેલી ફરિયાદ પ્રમાણે ખોટ છે જ. આ વિષય ઊંડો શાસ્ત્રીય અભ્યાસ માગી લે છે. આપણા વિવયનરસિક લેખકો આવા અભ્યાસપૂર્ણ વિવેચનગ્રંથો શાસ્ત્રીય રીતે તૈયાર કરી જલદી પ્રગટ કરે એ જ અમારી પણ વિનંતિ છે. ]

ગુજરાતી સાહિત્યમાં સાહિત્યના પ્રકાર વાર વિવેચન ગ્રંથોની જરૂર છે. આપણે ત્યાં જે વિવેચન ગ્રંથો છે, તેમાં અવ્યવસ્થિત, ઉતાવળે લખાયેલા, વ્યાખ્યાન રૂપે, કે પુસ્તકની પ્રસ્તાવના રૂપે લખાયેલા લેખો મોટો ભાગ રોકે છે. મરાઠીમાં સાહિત્યના પ્રકારવાર તથા સમર્થ સાહિત્ય સ્વામીઓની સમીક્ષા કરતા શિષ્ટ વિવેચન ગ્રંથો છે. પ્રો. ફડકેનું 'प्रतिमा साधन' પ્રો. દેશપાંડેનાં स्वभाव लेखन, प्रो. फडके : व्यक्ति आणि वाङ्मय, खांडेकर-व्यक्ति आणि वाङ्मय, प्रि. अत्रे : व्यक्ति आणि वाङ्मय તથા लेखनकला જેવા ગ્રંથમાં સર્વદેશીય વિવેચના મળી આવે છે.

હિન્દી સાહિત્યમાં પણ પંડિત શ્યામસુંદરદાસ કૃત 'સાહિત્યાલોચન,' ઉપરાંત ઉપન્યાસ કલા, નાટ્ય કલા, કહાની કલા એમ પ્રકારો પર ગ્રંથો છે, તેમજ 'પ્રેમચંદજી કે ઉપન્યાસ,' 'પ્રસાદજીકી નાટ્યકલા,' 'ગુપ્તજી કાવ્યકલા' વગેરે સાહિત્યકારોની કૃતિઓ પર વિવેચન ગ્રંથો છે. ગુજરાતી સાહિત્યમાં આ પ્રકારની ઊણપ ખાસ સાલે છે.

ગુજરાતી ભાષા અને સાહિત્યના ઇતિહાસની પણ ગુજરાતી ભાષામાં જરૂર છે. દિ. બ. ઝવેરી કૃત વિવેચનગ્રંથ ૧૯૨૪ માં પ્રસિદ્ધ થયો છે, અને શ્રી કનૈયાલાલ મુનશી કૃત 'ગુજરાત એન્ડ ઇટ્સ્ લિટરેચર' અંગ્રેજી ઓછું જાણનાર વ્યક્તિ માટે સુલભ નથી. 'સાહિત્યનું દિગ્દર્શન' કે 'સાહિત્ય પ્રવેશિકા' જે ..

ગ્રંથોમા અત્યતન માહિતી ભાગ્યે જ મળી શકે તેમ છે. એને આ દરિદ્રતા આપણે ટાળી જ નથી

ગુજરાતી ભાષામા 'Idioms and Phrases' ને લગતા પુસ્તકો પણ શ્રી મગનભાઈ ભોગીભાઈ ગાંધી કૃત 'રૂઢિપ્રયોગ કોશ'ના અપવાદ સિવાય ભાગ્યે જ મળી આવશે કાવ્ય વિવેચનના પુસ્તકો પણ ગુજરાતના માનીતા કવિ ખબરદાર કે રામનારાયણ પાઠક જેવા કોઈ વિદ્વાનો સિવાય બીજા કોઈના ભાગ્યે જ મળી આવશે એટલે ગુજરાતી સાહિત્યના દરેક પ્રકાર પર તેમજ દરેક ગ્રન્થ પ્રતિષ્ઠ સાહિત્યકાર પર સ્વસ્થતા અને નિષ્પક્ષતાથી ઊંડાણપૂર્વક કરેલા વિવેચનની આજે ગુજરાતમા અનિવાર્ય આવશ્યકતા છે

લાભશંકર વ. જોષી.

## જોડણી પ્રત્યે આપણી બેદરકારી

ગુજરાતી ગ્રંથોમા, સામયિકોમાં અને દૈનિકોમા આજકાલ ભાષાની જોડણી પ્રત્યે બેદરકારી વધતી જતી જોઈને દરેક ભાષાપ્રેમીને દુ ખ થશે પરભાષાના શબ્દો માટે સમાનાર્થ ગુજરાતી શબ્દો યોજીને સ્વભાષામાં પ્રચલિત કરવાની અને એ રીતે ભાષાને સમૃદ્ધ કરવાની પવિત્ર ફરજ તો પ્રત્યેક ભાષાભાષીની છે આ ફરજનુ પાલન બધાથી ન થઇ શકે તે સમજી શકાય તેવી વાત છે, પણ પોતાની પ્રચલિત ભાષાનુ શુદ્ધ ઉચ્ચારણ અને શુદ્ધ લેખન તો દરેક શિક્ષિત વ્યક્તિ માટે શક્ય છે આપણે સામયિકના કે પુસ્તકના બાહ્ય રૂપરંગ માટે કાળજી ધરાવીએ, એના મુદ્રણને રસિક બનાવવાની તકેદારી રાખીએ, ભાષાશૈલીમા અને વિષયપસદગીમા પણ અવનવા પ્રયોગો કરતા રહીએ, તો પછી જોડણી—કે જે ભાષાનુ અવિભાજ્ય અગ છે—તેને યથાસ્થિત જાળવવામા આટલી ઉદાસીનતા કેમ રાખીએ છીએ? છાપખાનાના માલિકો અર્ધદગ્ધ બીબા-ગોઠવનારાઓનો દોષ કાઢશે સમયનું બહાનુ આપશે, 'ભાષાને શુ વળગે ભૂર?' એમ કહીને આ વાતને જ હસી કાઢશે પરતુ તેઓએ સમજવુ જોઇએ કે તેમના પર ભાષાના ઉદ્ધારની મોટી જવાબદારી છે ભાષા એમનુ આયુધ છે એને કાટ ચડે કે એનુ પાણી ઉતરી જાય તો એમને માટે એ શરમજનક છે, એટલુ જ નહિ પણ એમણે ધારેલી ચોટમા પણ એટલી જ ખામી આવશે જનતા તો તેમને પગલે ચાલી છે કોઇ પણ પ્રસિદ્ધ થયેલો શબ્દ જોડણીની દૃષ્ટિએ અશુદ્ધ ન હોઇ શકે એવો વિશ્વાસ સામાન્ય વર્ગ હજુ પણ ધરાવે છે એને એ વિશ્વાસનો ભગ થવા ન દેવો એ તેમની ફરજ છે હમણાં જ શ્રી શકરપ્રસાદ રાવળે 'વન્દેમાતરમ્'ના પહેલા જ અકમા આ પ્રશ્ન પ્રત્યે મારુ લક્ષ દોર્યું હતુ આજે એ જ પ્રશ્નની રજૂઆત હુ 'પત્રિકા' દ્વારા ફરીથી કરુ છુ આજે ઉપર ઉપર નજરે પડતી જોડણીની દુર્દશા જોઇને હુ ધ્રાસી ગયો છુ ભવભૂતિએ જેને 'અમૃતામ્ આત્મન કલામ્' કહી છે એવી વાણીની આપણે કેવી વિડબના કરી રહ્યા છીએ? અગ્રેજી કે સસ્કૃત જેવી ભાષાઓમા જોડણીની બેદરકારી કોઇ સાંખી લેતુ નથી જોડણીની અશુદ્ધિનુ આ કલક આપણે ટાળવુ જ રહ્યું ગુજરાત-મહાગુજરાતના લેખકો, પ્રકાશકો, તત્રીઓ જોડણીને ભ્રષ્ટ થવા ન દે અને ભાષાશુદ્ધિ જાળવવાના પ્રશ્નો જાગ્રત રહીને સતત જારી રાખે એવી હુ આગ્રહપૂર્વક માગણી કરુ છુ.

હરિલાલ પડ્યા

# પુસ્તકપરિચય

### શ્રી પ્રહ્લાદજી ચન્દ્રશેખર દિવાનજી કૃત ગ્રન્થો

શ્રી પ્રહ્લાદજી દિવાનજીના વાચનમા જેટલી વિશાળતા છે, તેટલુ જ તેમના ચિંતનમા ઊંડાણ પણ છે શ્રીમન્મધુસૂદન સરસ્વતીરચિત 'પ્રસ્થાનભેદ' ગ્રથનુ સશોધન કરી તેમણે ભાષા-ટીકા રહિત તે પ્રસિદ્ધ કર્યો છે, તેમા ભાષાન્તર લેશ પણ ક્લિષ્ટ થયુ નથી એ તેમની જેવી તેવી સિદ્ધિ નથી વિસ્તૃત પ્રવેશકમા તેમણે મૂળ ગ્રથ અને ગ્રથકાર સબધે સુદર છણાવટ કરી ચોક્કસ નિર્ણયો બાંધ્યા છે આમ અષ્ટાદશ વિદ્યા નિરૂપતા મૂળ ગ્રથનુ માહાત્મ્ય વધારવામા લેખકને ખરેખર સફળતા મળી છે 'વૈશાલિની વનિતા' ચન્દ્રગુપ્ત મૌર્યના કાળનુ કાલ્પનિક ગદ્યનાટક છે તેમા નાટકના આવશ્યક અંગો જાળવવા કરતાયે લેખકનુ લક્ષ તત્કાલીન વાતાવરણ જમાવવા તરફ વિશેષ ગયુ લાગે છે લેખકે એ માટે યથાશક્ય માહિતી એકઠી કરી છે તે સ્તુત્ય છે આમુખમા તે કાળની વિવિધ પરિસ્થિતિ વિષે પ્રમાણભૂત માહિતી આપી છે હિન્દુસ્તાનના લોકો અને પ્રશ્નો' સર ટી ડબ્લ્યુ હોલ્ડરનેસના 'Peoples and problems of India' ગ્રથનુ ભાષાન્તર છે રશ્મિકલાપ-ભાગ ૧ મા લેખકે કરેલા ગુજરાતી સાહિત્યના પરિશીલનના પરિણામે વિદ્વત્તાપૂર્ણ વિવેચનનિબધો એકત્ર થયા છે સમાજ,

કેળવણી, રાજકારણ વિ૰ પ્રશ્નોની ચર્ચા પણ સાહિત્યને અનુલક્ષીને થઇ છે લેખકનુ સસ્કૃત ગ્રથોનુ જ્ઞાન સ્થળે સ્થળે પ્રત્યક્ષ થાય છે આ જ્ઞાનને લીધે જ તેઓ શ્રી મ ન દ્વિ અને કવિશ્રી ખબરદારના તત્ત્વજ્ઞાનને સમજી શક્યા છે શ્રી દિવાનજી અભ્યાસપૂર્ણ મિમાસા કર્યા વિના કોઈ પણ વિષયને છોડતા નથી, એથી જ એમના કેટલાક વિવેચનલેખોમા આવેલુ ઊડાણ આજના ઊગતા વિવેચકોને માર્ગદર્શક થઇ પડશે હ.

○

### શ્રી. ગોકુળદાસ રાયચુરા કૃત ગ્રથો

મહાગુજરાતના માનીતા લેખક શ્રી ગોકુળદાસ રાયચુરાની લેખધારી સાહિત્યસેવાથી આજે કોઇ ભાગ્યે જ અજાણ્યુ હશે તેમનુ 'શારદા' તો લોકસાહિત્યના નિત્યનૂતન રસથાળને લીધે છે ના વીસ વર્ષથી કાઠિયાવાડમા ઘેર ઘેર સમાન સ્થાન ભોગવતુ રહ્યુ છે, અને સોરઠના પ્રેમ-શૌર્યને આલ્હેખ આલેખતી તેમની કુદીનધ નવલકથાઓ પણ એટલા જ રસપૂર્વક વચાય છે ચુડાસમા વશના ભ ય ઇતિહાસને લગતી શ્રી રાયચુરાએ ચાલણી ઢબે લખેલી નવલકથાએમા 'નવલખ સોરઠ' આઠમી છે આખીયે નવલકથાની કેન્દ્રવર્તી ભાવના જગતશેઠ અને તેમની પુત્રવધૂ ઉજમના સુરેખ અને માનાર્હ પાત્રોદ્વારા વ્યક્ત થઇ છે, ક્યારમને સાધત જાળવવામા આ નવલકથા સફળ થઇ છે 'લખેશરી' મુબઇના વ્યાપારીવર્ગનુ જીવન ચીતરે છે જૂની પેઢીના દૂષણો અને નવી પેઢીની સસ્નિગ્ધ પતી સમાજ-સુધારણા લેખકે સાદા અને સરળ કથનમા વ્યક્ત કર્યા છે, અને કોઇપણ સ્થળે સીધો ઉપદેશ નહિ આપેલો હોવા છતાયે સાચી સમૃદ્ધિ તો સસ્કારની જ હોઇ શકે એ વાત સહેજ પણ કલાક્ષતિ વહોર્યા વિના લેખક વાચકના મગજ પર ઠસાવી શક્યા છે હ.

●

### વૃતસચય

ભારતીય વિદ્યાભવન (વરલી, મુબઇ ન ૧૮) તરફથી શ્રી કનૈયાલાલ મુનશીના સપાદન નીચે એક મુખપત્રિકા (માસિક-હિંદી) શ્રાવણ-૧૯૯૮ થી શરૂ થઇ છે તેમા ભવનની તથા અન્ય સશોધનસસ્થાઓની પ્રવૃત્તિઓ તથા સશોધનને લગતા સક્ષિપ્ત લેખો અને વાર્તાલાપોનો સમાવેશ થશે છે

●

'ઇન્ડિયન હિસ્ટોરિકલ રેકોર્ડ્ઝ કમીશન' ની મહીસૂર મુકામે મળેલી અઢારમી બેઠકમા ફાધર હેરાસના સૂચન મુજબ હિન્દમાની પોર્ટુગીઝ સરકાર દ્વારા પ્રકાશિત અને છે ના બે વર્ષથી બધ પડેલ 'Arquibo Portugues Oriental' તે ફરીથી શરૂ કરે એવી ભલામણ કરવાનો નિર્ણય થયો હતો ઇતિહાસના સશોધકો માટે આ પત્ર મૂલ્યવાન સામગ્રી પૂરી પાડતુ આવ્યુ હતુ અને સર જદુનાથ સરકાર જેવા પ્રથમ પક્તિના ઇતિહાસવિશારદે પણ તેની સેવાની તાજેતરમા ખૂબ પ્રશસા કરી હતી

●

## ગુજરાતી સાહિત્ય પરિષદ

[સોસાયટીઝ રજીસ્ટ્રેશન એક્ટ સન ૧૮૬૦ના એક્ટ ન ૨૧ની રૂએતા ૧૬મી માર્ચ ૧૯૩૩ના રોજ રજીસ્ટર થયેલી]

**કાર્યાલય** • ભારતીય વિદ્યાભવન, નવગુજરાત, અધેરી (મુબઇ) હાલમા વરલી, મુબઇ-૧૮

**પ્રમુખ** • શ્રી અરદેશર ફરામજી ખબરદાર

**ઉપપ્રમુખ** • સર ચીનુભાઈ માધવલાલ બેરોનેટ

**મત્રીઓ** • શ્રી ચીમનલાલ ચકુભાઇ શાહ, શ્રી રમણવિહારી મહેતા, ડૉ રમણલાલ યાજ્ઞિક, શ્રી ચેતન્યપ્રસાદ દીવાનજી, શ્રી ડોલરરાય માકડ, ડૉ મણિલાલ પટેલ

**ખજાનચીઓ** • શ્રી મોતીચદ ગિરધરલાલ કાપડીઆ, શ્રી વસતરામ જમીયતરામ વકીલ

**સભાસદોના વર્ગ** (૧) આશ્રયદાતાઓ, (૨) આજીવન સભાસદો, (૩) સામાન્ય સભાસદો, (૪) સસ્થા સભાસદો

**સંસ્થા સભાસદોની નામાવલિ** (૧) સાહિત્ય સસદ, મુબઈ, (૨) સાહિત્ય સભા, વીલેપાર્લે, (૩) નર્મદ સાહિત્ય સભા, સૂરત, (૪) ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, (૫) ગુજરાત વર્નાક્યૂલર સોસાયટી અમદાવાદ, (૬) ગુજરાતસાહિત્ય સભા, અમદાવાદ (૭) ગુજરાત એજ્યુકેશન સોસાયટી, કરાચી, (૮) સાહિત્ય સભા, ભાવનગર, ( ) ગુજરાતી સાહિત્ય મડળ કલકત્તા, (૧૦) ભારતીય વિદ્યાભવન અધેરી

**ચાલુ વર્ષમાં નવા નોંધાયેલા સંસ્થા સભાસદો :** (૧૧) નવરોસજી વાડિયા કોલેજ, ગુ સા મડળ, પુના, (૧૨) ગુજરાતી સાહિત્ય મડળ, કોલેજ, નાશીક, (૧૩) ગુરુકુલ હાઈસ્કૂલ, ઘાટકોપર, (૧૪) ગુજરાતી સાહિત્ય મડળ, સેંટ ઝેવિયર્સ કોલેજ,મુબઈ, (૧૫) સરસ્વતીસદન,સદનવાડી,કચ્છ (૧૬) સેવાસઘ, દીલ્હી ગે પાલણપુર (૧૭) પારસી લેખકમડળ, આગ્રેરોડ, મુબઇ, (૧૮) અધેરી સાહિત્ય સભા, અધેરી, (૧૯) શ્રી શેઠ મથુરદાસ અમરસી હાઈસ્કૂલ, ગુજરાતી વિદ્યાર્થી મડળ, અધેરી, (૨૦) શ્રી હસરાજ મોરારજી પબ્લિક સ્કૂલ, અધેરી, (૨૧) ધી બેટર મેન લીગ, સૂરત, (૨૨) ગુજરાતી સાહિત્ય મડળ, કોલેજ, સૂરત (૨૩) ગુજરાતી સાહિત્ય મડળ, વિદ્યાપીઠ, સૂરત

## ભારતીય સંસ્કૃતિ નિબંધ હરિફાઇ

ભારતીય વિદ્યાભવન તરફથી ભારતીય સંસ્કૃતિના કોઇ પણ વિભાગ ઉપર મૌલિક નિબંધ લખી મોકલવાનું આમંત્રણ આપવામાં આવે છે. આ નિબંધ સંસ્કૃત, હિંદી કે અંગ્રેજીમાં લખાયેલો હોવો જોઇએ. નિર્ણાયક મંડળે સર્વોત્તમ ઠરાવેલા નિબંધ માટે રૂ. ૧૫૦ ની કિંમતનો એક સુવર્ણચન્દ્રક એનાયત કરવામાં આવશે અને પછીના ચાર ઉત્તમ નિબંધો માટે દરેકને રૂ. ૨૫ ની કિંમતનો એક રૌપ્યચન્દ્રક એનાયત કરવામાં આવશે.

### શરતો

(૧) નિબંધ ડિસેમ્બર, ૧૯૪૨ ના અંત સુધીમાં મળી જવો જોઇએ, (૨) ફુલસ્કેપ સાઇઝમાં ટાઇપથી એક બાજુ છાપેલાં આશરે ૧૪૦ પાનામાં નિબંધનો સમાવેશ થવો જોઇએ, (૩) સુવર્ણચન્દ્રકને પાત્ર ઠરેલા નિબંધનો કૉપીરાઇટ ભવન પાસે રહેશે. વધારે માહિતી માટે **મંત્રીઓ, ભારતીય વિદ્યાભવન, વરલી, મુંબઈ ૧૮.** એ સરનામે પત્રવ્યવહાર કરવા વિનંતિ છે.

## ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા

### • નિયમો •

(૧) આ પત્રિકા દર માસની અધવચમાં બહાર પડશે.

(૨) પરિષદના સર્વ સભ્યોને તથા સંસ્થાસભાસદોને એ વિના મૂલ્યે આપવામાં આવશે.

(૩) પત્રિકાના છૂટક ગ્રાહકો પાસેથી દર અંકના ત્રણ આના તથા વર્ષના લવાજમના રૂપિઆ બે અગાઉથી લેવામાં આવશે.

(૪) નમૂનાનો અંક મફત મળશે નહિ.

(૫) સંસ્થાઓના અહેવાલો તેમજ અન્ય સાહિત્યપ્રવૃત્તિ માટેના લેખો પ્રમુખશ્રીને દર માસની આખર સુધીમાં ૭૮૮, પારસી કૉલોની, બમે જમશેદ રોડ, દાદર, (મુંબઇ) મોકલી આપવા વિનંતિ છે. આ પત્રિકા અંગેનો સઘળો પત્રવ્યવહાર પણ એ જ સરનામે કરવો.

(૬) પરિષદ પુસ્તકાલય માટેનાં પુસ્તકો શ્રી. હરિલાલ પંડ્યા, ગુજરાતી સાહિત્ય પરિષદ કાર્યાલય, ભારતીય વિદ્યાભવન, હિરાભવન હાઉસ, પોસ્ટખાનાવાળા રોડ, વરલી સી ફેસ, મુંબઇ–૧૮, એ સરનામે ટપાલથી કે હાથોહાથ પહોંચાડવાં અને એ માટેનો પત્ર પ્રમુખશ્રીને તેમને સરનામે લખવો.

(૭) પરિષદના સભ્યપદની યા પત્રિકાના લવાજમની રકમ પ્રમુખશ્રીને સરનામે, અથવા પરિષદના મંત્રીને ૨૦, હમામ સ્ટ્રીટ, ફોટ, મુંબઇ એ સરનામે મોકલી આપવી.

## ગુજરાતી સાહિત્ય પરિષદ પુસ્તકાલય

### • પ્રાપ્તિ સ્વીકાર •

| અંક | પુસ્તકનું નામ | પ્રકાર | કર્તા | પ્રકાશક | કિંમત |
|---|---|---|---|---|---|
| ૮૦ | Neem Tree | કવિતા | શ્રી ભગીરથ મહેતા | લેખક | ૧– ૦–૦ |
| ૮૧ | કોણ માથાં મૂલવે ? | ,, | શ્રી લ. હા. નયેગાંધી | લેખક | ૦– ૩–૦ |
| ૮૨ | ખોવાએલી પગદંડી | કેટલીક અનુભવ વાર્તાઓ | સ્વ. ગોકાં | શ્રી. લ. હા. નયેગાંધી | ૧– ૦–૦ |
| ૮૩ | ગુજરાતના ઇતિહાસની આરસી | બલકાઓ | શ્રી ખંડેરાવ માનાજી પવાર | ગાંડીવ સાહિત્ય મંદિર | ૦– ૪–૦ |
| ૮૪ | મુક્તિના રાસ | રાસ | શ્રીમતી જ્યોત્સ્ના શુક્લ | લેખિકા | ૦– ૪–૦ |
| ૮૫ | હિંદુ જીવનદર્શન | તત્ત્વજ્ઞાન | મૂળ લેખકઃ શ્રી સર્વપલ્લી રાધાકૃષ્ણન, અનુવાદકઃ શ્રી ચન્દ્રશંકર પ્રા. શુક્લ | નવજીવન પ્રકાશન મંદિર | ૦–૧૦–૦ |
| ૮૬ | પ્રતિજ્ઞા | નવલકથા | શ્રી ધનશંકર હીરાશંકર ત્રિપાઠી | અધિપતિઃ ગુજરાતી પંચ | ૨– ૦–૦ |
| ૮૭ | મનન અને મન્તવ્યો | નિબંધો | શ્રી રતનલાલ વિ. ખાંડવાલા | લેખક | ૦– ૮–૦ |
| ૮૮ | પોયણી | બાલગીતો | શ્રી હરિલાલ પંડ્યા | બાલવિનોદ કાર્યાલય : મલાડ | ૦– ૩–૦ |

### સામયિકો

| અંક | સામયિક | સમય |
|---|---|---|
| ૧ | જ્યોતિર્ધર | ઑગસ્ટ ૪૨ |
| ૨ | ગાંડીવ— | ૧–૮–૪૨ તથા ૧–૯–૪૨ |
| ૩– ૪ | The Indian P. E. N. | ઑગસ્ટ–સપ્ટેમ્બર ૧૯૪૨ |
| ૫ | પ્રકૃતિ | વૈશાખ ૧૯૯૮ |
| ૬– ૭ | કવિતા | ઑગસ્ટ–સપ્ટેમ્બર ૧૯૪૨ |
| ૮– ૯ | ઊર્મિ અને નવરચના | જુલાઇ–ઑગસ્ટ ૧૯૪૨ |
| ૧૦–૧૧ | રાજહંસ (વાર્ષિક) | ૧૯૪૦–૪૧ |

તંત્રી અને પ્રકાશકઃ 'ગુજરાતી સાહિત્ય પરિષદ' તરફથી શ્રી ચીમનલાલ ચકુભાઇ શાહ
મુદ્રકઃ પુરુષોત્તમ એન. પરમાર, સ્ટેટ્સ પીપલ પ્રેસ, ૧૩૯, મેડોઝ સ્ટ્રીટ, ફોટ, મુંબઇ.

# ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા

સેવા એ જ ફળ અને સેવા એ જ સ્વર્ગ

| પુસ્તક ૧ : અંક ૧૦ | નવેમ્બર ૧૯૪૨ | મૂલ્ય ત્રણ આના<br>વર્ષના બે રૂપીઆ |
|---|---|---|


"જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત"



## "સાહિત્ય ચર્ચાનું ચવચવ"

ગઇ તા૦ ૧૫ મી ઑક્ટોબર ૧૯૪૨ ના મુંબઇના સાપ્તાહિક પત્ર "ગુજરાતી"માં ઉપલા મથાળા હેઠળ શ્રી. વિજયરાય ક. વૈદ્યે સાહિત્ય પરિષદ માટે કેટલીક કડવી ટીકા કીધી છે, અને તે માટે મને અનેક ઠેકાણેથી પૂછવામાં આવ્યું છે. એઓ લખે છે:

"સાહિત્ય પરિષ'માં ખરું લોકશાસન નથી એવી ફરિયાદ કરનારા પરિષદની બહારની બહાર કેમ રહે છે, સભ્ય બની એને કેમ સુધારવાનો યત્ન કરતા નથી એમ પુછાય છે એ સવાલ દેખાય છે એટલો નિર્દોષ નથી. એવો યત્ન કરનાર રા. ઉમાશંકર વગેરે ત્રણ જણનો જાહેર થયેલો અનુભવ જેમને યાદ છે તે જાણે છે કે **હાલના પરિષદ નેતાઓમાં પ્રાથમિક સૌજન્યનો પણ અભાવ છે.** વગેરે વગેરે × × × **સત્તાનો ધૃષ્ટને નિર્લજ્જ દુરુપયોગ**"તો પરિષદ જ એવી રીતે હમણાં કરે છે કે તેના અધિકારી મંડળમાં તેણે જાણે સુપાત્ર સાહિત્ય-સેવકો ગુજરાતમાંથી મરી'પરવાર્યા હોય તેમ, વેપારીઓ અને ઉદ્યોગપતિઓ ભરવા માંડ્યાં છે." (કાળા અક્ષરો અમે કીધા છે)

આ આક્ષેપો જેવાતેવા નથી. "હાલના પરિષદ નેતાઓમાં" શ્રી. વિજયરાય જો મને ગણતા હોય તો તે તેમનો પણ ભ્રમ જ છે, કારણ કે પરિષદના હાલના પ્રમુખ તરીકે હું તેનો ખરેખરો "નેતા" છું જ નહીં. પણ નેતાઓમાં તો "મધ્યસ્થ સભા" અને તેણે જ નીમેલા મંત્રીઓ છે, અને એ સૌના ખરેખરા નેતા તો આપણા આધુનિક જ્યોતિર્ધર કનૈયાલાલ મુનશી જ છે. હું તો અકસ્માતરૂપે પરિષદનો પ્રમુખ નીમાયો, અને તે રૂપે માત્ર ઉપલા નેતાઓ મને કરવા દે તેટલી સેવા કરી છૂટતો પરિષદનો તેમજ ગુજરાતનો સેવક છું.

શ્રી. વિજયરાય જેવા સજ્જન "સૌજન્ય"ની વાત કરે એ તો જાણે ઠીક છે. "હાલના નેતાઓમાં" કરીને એઓ લખે છે તેમાં એઓ કોને કોને સંબોધીને લખે છે તે એમણે સ્પષ્ટ કરવું હતું. શું હાલના પ્રમુખ અને ઉપપ્રમુખમાં એમણે "સૌજન્યનો અભાવ" જોયો છે? એક લાકડીથી એમણે આમ બધાને જ પ્રહાર કરવો એ શું એમના "સૌજન્ય"ના પ્રતીકરૂપે છે? હશે. ગુજરાત એમને યે ક્યાં નથી ઓળખતું?

પણ આપણે મુખ્ય મુદ્દાની વાત પર આવીએ, એમના વિચારવિધાનમાં ક્યાં ક્ષતિ છે તે તપાસીએ. એઓ લખે છે કે "સાહિત્ય પરિષદમાં ખરું લોકશાસન નથી," તો લોકશાસન શું તે તો એમના જેવા વિદ્વાન જરૂર સમજતા હોવા જોઇએ. સાહિત્ય પરિષદ કોઇક વ્યક્તિની કે વ્યક્તિઓની શું ખાનગી સંસ્થા છે, કે તે ગુજરાતભરના સાહિત્યકારોની સંસ્થા છે? પરિષદ પણ ગુજરાતની બીજી કોઇ પણ સાહિત્યસંસ્થાના જેવી જ સાહિત્યસંસ્થા છે. પ્રત્યેક ગુજરાતી એ સંસ્થાનો સભ્ય થઇ શકે છે. હવે 'લોકશાસન" પ્રમાણે એ સભ્યો થાય અને એ સભ્યો એનું બંધારણ રચીને તે પસાર કરે ને તે પ્રમાણે એ સંસ્થા ચલાવવા "મધ્યસ્થ સભા"ની સર્વ સભ્યો ચૂંટણી કરે ને પછી તે "મધ્યસ્થ સભા" પોતે પાછી કારોબારી મંત્રીઓની ચૂંટણી કરે. એટલે આ "લોકશાસન" છે કે નહી? અને એ 'લોકશાસન" પ્રમાણે બધી સત્તા "મધ્યસ્થ સભા"ને જ મળેલી છે ને તે પ્રમાણે તેના મંત્રીઓ–કારોબારીઓ–પરિષદ ચલાવે છે. પરિષદનો બે બે વર્ષે બદલાતો પ્રમુખ તો આજ સુધી મોટે ભાગે માત્ર "સંમેલન" પૂરતો જ હતો. અને પરિષદના બંધારણમાં પ્રમુખનું આટલા પૂરતું જ નામ છે. પ્રમુખને કોડીભારની સત્તા નથી કે તે કશું કરી શકતો નથી. હું પણ કહું છું કે આ "મધ્યસ્થ સભા" સર્વાધિકારી છે, ને તેના નીમેલા મંત્રીઓ પણ સર્વાધિકારી છે. પરિષદની સેવા આટલી "પત્રિકા" પૂરતી હું કરું છું તેમાં પણ આ મંત્રીઓ તરફથી કશી સહાયનો તો નહીં પણ બેપરવાઇનો જ મને અનુભવ થયો છે. મારાં પત્રોના ઉત્તર સરખા આપવાની એમણે જરૂર

જોઈ નથી હશે હું, તો સેવક છું, પરિષદનો "નેતા" છું જ નહી, એટલે આ બધુ 'સૌજન્ય" હુ ગણી જાઉં છું એક વર્ષથી હું ઘણી વાતો–પરિષદની કાર્ય પદ્ધતિ પર ટીકા રૂપે—સાભળતો આવ્યો છું, અને અંદરની વાતના અજ્ઞાનથી ઘણા જણ શ્રી વિજયરાયની જેમ મારા સૌજન્ય પર પણ સવાલ ઉઠાવતા હશે પણ આ એક વર્ષથી 'સમેલન'ના અને પ્રમુખપદના ફળરૂપે હું વિશેષ માદગી વહોરીને પથારી પર હોવા છતા જે કાઈ સેવા આપી શક્યો છુ, તેમા તો મે સૌ ભાઈઓને સ્નેહથી જ સત્કાર્યા છે

પરિષદમા ખરા લોકશાસનની આશા જો શ્રી વિજયરાય અને ગુજરાતના બધા સાહિત્યકારો રાખતા હોય તો તેમણે કાયદા પ્રમાણે પરિષદના સભ્ય થઈ જવુ જ જોઈએ તેઓ પૂરતી સખ્યામા સભ્ય થાય અને તેમને યોગ્ય લાગતા નિસ્વાર્થી ને ખરા સાહિત્ય સેવકો "મધ્યસ્થ સભા"ની ચૂટણી વેળા ચૂટે અને પછી તેઓ પોતાના મત્રીને બીજા કારોબારીના સભ્યો ચૂટે એનુ જ નામ 'લોકશાસન' સાહિત્યકારો જો પૂરતી સખ્યામા સભ્ય જ નહી થાય તો પછી તેમને ફરિયાદ કરવાનો શો હક્ક છે? આજે વેપારીઓ ને ઉદ્યોગપતિઓ 'નેતા' હશે તો કાલે બીજાઓ પણ થશે તમારે સાહિત્યકારોને જ 'નેતા" કરવા હોય તો શા માટે લોકશાસનની રૂઢિને માન આપીને સભ્ય થઈ તમારી ચૂટણી કરતા નથી? તમે કહો છો કે શ્રી ઉમાશકર સાથે ઘણા જણ ને કડવો અનુભવ થયો તે શા માટે? પચાસમા ત્રણ જણ શુ કરે? આ તો **વ્યવહારુ બુદ્ધિની ખામી છે.** તમે લખવામા ગમે તેમ લખો, પણ સસ્થાના વ્યવહારમા તો વ્યવહારના નિયમ પળાય તો જ લોકશાસન સફળ થાય મધ્યસ્થ સભા અને તેના ચાલક એક બાજુ રહે ને ત્રણ જણા બીજી બાજુ રહે તો પરિણામ શુ આવે તે શ્રી વિજયરાયની વ્યવહારુ બુદ્ધિ સમજી શકતી નથી? સત્તા ક્યા નથી? ગમે તે સારી સસ્થાઓ જે લોકશાસનરૂપ કહેવડાવે છે ત્યા સત્તા નથી? તમે કાયદાની રૂએ અધિકારીઓ નીમો ને તેને સત્તા આપો પછી તે સત્તા તેઓ પોતાની બુદ્ધિ નિષ્ઠા આદિ પ્રમાણે વાપરશે જ ગુજરાતની બીજી સાહિત્યસસ્થાઓમા શુ આવી સત્તા વપરાઈ નથી ને વપરાતી નથી? તેમને માટે જાહેરમા શુ નથી લખાયુ? વિરોધી મત બને જ રહેશે સાહિત્યમા તેમ જ સાહિત્યકારોમા પણ અનેક મતભેદો છે ને રહેશે

મતભેદો ભલે રહે પણ જાહેર સસ્થામા નિસ્વાર્થ સેવા, સ્નેહ, સહકાર અને મતભેદની સહિષ્ણુતા સૌએ રાખવા જોઈએ

આપણા દેશની એક કમનસીબી છે કે આપણે ત્યા પક્ષોનો પાર નથી પક્ષો હોય પણ મુખ્ય સસ્થામા સૌએ સહકાર સાધવાનુ લક્ષ્ય રાખવુ જોઈએ પરિષદમા શુ કે બીજી સાહિત્યસસ્થામા શુ, જ્યા જે પક્ષ અધિકાર પર આવ્યો ત્યા તે પોતાના મતના ટેકા માટે પોતાના જ માણસોને ચૂટશે. એ ને એ પક્ષભેદની વાતમા "સત્તાનો ઘટ ને નિર્લજ્જ દુરુપયોગ' તો બધા જ કરતા આવ્યા છે ને કરશે કાલે શ્રી વિજયરાય 'નેતા' થશે તો શુ તેઓ પોતાની સાથે સ્વેચ્છાથી શ્રી મુનશીને કે એમના એવા બીજા 'સ્નેહીઓ" ને ચૂટાવીને બેસાડશે? એ તો મનુષ્યસ્વભાવ જ છે મુખ્ય મુદ્દો તો પરિષદના બધારણને લગતો છે અને તે તો પરિષદના સભ્યો પૂરતી સખ્યામા થાય ને ખરુ લોકશાસન બને, તો જ પરિષદના ચાલુ વ્યવહારની ફરિયાદો દૂર થઈ શકે પણ જ્યા સુધી પક્ષો પોતપોતાના સ્વાર્થ સાધવા જ જશે ને સાહિત્યસસ્થાને પોતાની કીર્તિનુ કે કમાણીનુ સાધન કરવા જશે, ત્યા સુધી આ ફરિયાદ દૂર થશે નહી પક્ષો બદનારો તેટલુ જ હુ તો એટલુ જ ઈચ્છુ છુ કે મારા ગુજરાતી ભાઈઓ સાચા સાહિત્યસેવકો થાય સત્તામા નહી પણ શુદ્ધ સેવામા જ દિવ્યતા છે હુ તો હજીયે પ્રભુને પ્રાર્થુ છુ કે પરિષદના 'હાલના નેતાઓ' ને હવે પછીના નેતાઓ પરિષદની શુદ્ધ હૃદયભાવે સેવા જ કરે સેવા શુદ્ધ હશે તો કીર્તિ, માન પદવી આદિ મોહ જે નહી આપી શકે તે નિર્મળ આનદ એ જ તેનો બદલો છે સમાજને હમેશ સુધી કોઈ છેતરી શકવાનુ નથી ધર્મની નીતિની, શુદ્ધિની સસ્કૃતિની જીવનના આદર્શોની વાતો કરનાર અને વર્ણનાર સાહિત્યકારો શુ પોતે જ એ બધી વાતોથી દૂર રહેશે? તો પછી સાહિત્યની ને સસ્કૃતિની જાગૃતી કોણ કરશે? વેપારીઓ ને ઉદ્યોગપતિઓ ને વકીલો ને સોલિસિટરો? જીવનમા તો આપણને એ સૌનુ કામ છે સૌનો સહકાર જોઈએ છે સાહિત્યકારો બુદ્ધિ આપશે તો એ બુદ્ધિને ફળ ઉગાડવા વેપારીઓ ને ઉદ્યોગપતિઓની સહાય પણ જોઈશે જ સરસ્વતીનુ ને લક્ષ્મીનુ સખ્ય સાહિત્યકાર વ્યક્તિ માટે દુર્લભ છે, પણ સાહિત્યસસ્થા માટે તો સુલભ છે વાણીના બાણ મારવા સહજ છે પણ પેટના ઊડાણ ભરવા પાણી હજી આપણા

દેશમાં તો સમર્થ થઇ નથી. બીજા દેશોમાં પણ વેપારીઓની ને ઉદ્યોગપતિઓની સહાયથી જ સાહિત્યની ને સાહિત્યકારોની ઉન્નતિ થઇ છે.

ગુજરાતના સર્વ સાહિત્યરસિકોને આ સવાલ સારી રીતે ઉકેલવા હું વિનંતિ કરું છું. આક્ષેપો કર્યા કરવાથી સ્થિતિ સુધરે તેમ નથી. વ્યવહારુ રીતે કાર્ય કરી વ્યવહારને સત્પથે દોરો એ જ સિદ્ધિ છે. પરિષદના સભ્ય સૌ કોઇ થઇ જાય ને પછી આવતી ચૂંટણી વેળા પોતાના મતનો સદુપયોગ કરે, સાહિત્યની ઉન્નતિને જ ધ્યાનમાં રાખીને સ્વતંત્રતાથી કામ કરે, તો જ ગુજરાતની આ માનનીય સંસ્થા સૌના પ્રેમનું પ્રતીક બને, અને ગુજરાતની સંસ્કૃતિને તે આવેગ આપી શકે. હું માત્ર વાતો કરનાર તરંગી સાહિત્યકાર છું નહીં, મેં અનેક વ્યવહાર ખેલ્યા છે ને તેનો અનુભવ લીધો છે, તેથી જ બધું જોઇને ગુજરાતી સમાજને સંતોષ થાય તેવો વ્યવહારુ માર્ગ હું સૂચવી રહ્યો છું. ફરિયાદોથી ને કડવી ટીકાથી નહીં પણ વ્યવહારુપણાથી કાર્ય થાય તો જ તેનો તોડ પણ થાય. હું તો નિષ્પક્ષતાથી ને સ્નેહથી જ સૌની સેવા રૂપે જ આ લખી રહ્યો છું, અને તેને તેવા જ અર્થમાં સૌ કોઇ સમજે એમ પ્રાર્થુ છું.

દાદર, તા૦ ૧-૧૧-૧૯૪૨ અરદેશર ફ. ખબરદાર

•

## પરિષદ પ્રવૃત્તિ

**વ્યવહાર:** દેશભરમાં હાલ જે રાજકીય ખળભળાટ જાગ્યો છે તેને લીધે સાહિત્ય પરિષદની પ્રવૃત્તિમાં શિથિલતા આવે તે સ્વાભાવિક છે. પરિષદે જે ગ્રંથ-પ્રકાશનોનો કાર્યક્રમ રચેલો તે પણ એને જ લીધે ઢીલમાં પડ્યો છે. કેટલાક લેખકોને જે ગ્રંથોનાં કાર્ય સોંપેલાં તે કાં તો સરકારના મહેમાન થયા છે, કાં તો રાજકીય પ્રવૃત્તિમાં જ એવા ગૂંથાયેલા રહે છે કે આ સાહિત્યકાર્ય તેમણે ઢીલમાં નાખ્યું છે. "ભારતીય વિદ્યાભવન" જેની સાથે સાહિત્ય પરિષદનાં પ્રકાશન અંગેનો સંબંધ છે, તેના કાર્યકરો પણ મોટે ભાગે સરકારના મહેમાન થયા છે. એટલે હાલ તો ચોતરફથી સાહિત્યના વિષયમાં શિથિલતા જ દર્શન દે છે. પ્રવૃત્તિમાં તો માત્ર આ "પત્રિકા" છે, તે પણ હવે મારે એકલાએ જ જોઇ લેવાની છે. પરિષદના કાર્યાલયમાં શું થાય છે તેની પણ કશી ખબર મને મળતી નથી, કેમકે શ્રી હરિલાલ પંડ્યાને આઠ માસની સરકારી મહેમાનગીરી મળી છે, અને પરિષદના મંત્રીઓને તો છેલ્લે ૭ માસે પણ મને પરિષદના કાર્ય અંગે મળવાની કે મારા ખાસ પત્રોના ઉત્તર પણ સવેળા દેવાની ફુરસદ મળતી નથી.

પરિષદના કાર્ય ને વ્યવહાર અંગે શ્રી વિજયરાય વૈદ્યે અને બીજાઓએ પ્રહાર કરવા માંડ્યા છે, ને તેમાં ગેરસમજથી મારી સામે પણ કેટલાક આક્ષેપો તેમણે કીધા છે. એટલા માટે જ મારે "સાહિત્યનું ચવચવ" વાળા અગ્રલેખમાં બધી સ્પષ્ટતા કરવી પડી છે. મને તો પરિષદના નેતાઓ જેટલી સેવા કરવા દેવાની કૃપા કરે તેટલી જ હું કરી શકું. મને કોઇને બોલાવવાની કે કશુંય કરી શકવાની પરિષદના "બંધારણે" સત્તા આપી જ નથી, એટલે પરિષદના વ્યવહાર અંગેની વ્યવસ્થા માટે હું કોઇ રીતે જોખમદાર નથી. હું તો આટલી યે સેવા કરી શકું છું તે માટે એ "નેતાઓ"નો જ હું આભારી છું. સામયિકોમાં ચળવળ કર્યા કીધાથી કે પરિષદના ચાલકોને શુભ શબ્દોથી નવાજ્યા કર્યાથી શ્રી વિજયરાય ને બીજા ધારે છે તેમ કશો સાર નીકળવાનો નથી. મેં તો રોગની ખરી ચિકિત્સા કરીને ગુજરાતના સાહિત્યકારોને ઘરથી જ દર મારો જણાવ્યા કર્યું છે કે સૌ સભ્ય થઇ જાઓ, અને આવતી ચૂંટણીમાં "લોકશાસન"નો સાચો વ્યવહારુ માર્ગ લ્યો, તો જ આ ફરિયાદનો કાંઇક પણ નીવેડો આવશે.

**સામયિકોની ચર્ચા:** "પત્રિકા"માંના મારા અગ્રલેખો માટે "મુંબઇ સમાચાર", "જન્મભૂમિ" અને "ગુજરાતી"માં જે ચર્ચા પ્રગટ થઇ છે, તે માટે હું આભારી છું. આપણાં એ અગ્રગણ્ય સામયિકો આવી ચર્ચા ચાલુ રાખે તેમાં જનસમાજને લાભ છે.

સાહિત્યમાં ગંદા લેખો, વાર્તાઓ, ગીતો વગેરે પ્રગટ થાય તે સામે મેં જે પોકાર ઉઠાવ્યો છે, તેને સૌ આબરૂદાર સામયિકોએ ખરા અંતઃકરણથી ઉઠાવી લેવો જોઇએ. 'મુંબઇ સમાચાર' તેના તા૦ ૧૦ મી અક્ટોબરના અંકમાં લખે છે કે "વર્તમાનપત્રોના તંત્રીઓએ આવા વિષયો અને વાર્તાઓ પ્રગટ ન કરવી જોઇએ એ ખરું છે, પણ વાંચકો વાવો ન ઉઠાવે તો વાંચકોને તેવું જ સાહિત્ય જોઇએ છે એમ માની લેવામાં આવે છે." હું દિલગીર છું કે આ વિધાન વાજબી નથી. સામાન્ય જનસમાજને દોરનાર તો તંત્રીઓ છે,

તેમણે પોતે તો પોતાનો ધર્મ પ્રથમ બરાબર સમજવો જોઇએ વાચકોનો સામાન્ય વર્ગ તો બાળક જેવો છે, એને તો સાચી દોરવણીની જરૂર છે એ વાંધો ઉઠાવે નહી તો અનીતિમય લેખો છાપ્યા કરવા, એમ કહેવું એ તો ખુદ તંત્રીઓની જ શિથિલતા બતાવે છે જનસમાજને હલકા વિચારોથી, વિકારમય વર્ણનો ને દર્શનોથી દૂર રાખવાની પ્રત્યેક સમજદાર તંત્રીની જોખમદારી ભરેલી ફરજ છે આપણા દેશને આપણે સ્વતંત્ર કરવો છે, બીજા દેશોની સાથે ગર્વથી ઊભો રહી શકે તેવો કરવો છે, તો તે શું આપણે તેને અનીતિમય કે વિકારમય ખોરાક આપીને નિર્વીર્ય કર્યાથી થઇ શકશે? પશ્ચિમની નીતિ તેમને મુબારક હો આપણી નીતિ અને આપણો ધર્મ આપણા ઋષિ મુનિઓએ અનુભવથી ને ત્રિકાળ જ્ઞાનથી જે દર્શાવ્યો છે તે જ આપણને જગતમા ઊંચી ડોકે ખડા ઊભા રાખી શકશે જે થઇ ગયુ છે તે માટે શોચ નથી કરવો, પણ હવે આપણો પવિત્ર ધર્મ છે કે આપણી જોખમદારી સમજીને આપણે સમાજને પ્રભુપંથે દોરીએ અને સમાજના દરેક અંગને ધીરવીર ને ધર્મમાર્ગી કરીએ માસિકોના તંત્રીઓ પોતાનો પવિત્ર ધર્મ સમજીને હવેથી આવુ કોઇ પણ અધમ સાહિત્ય પોતાના પત્રોમા કે ચોપાનિયામા દાખલ જ નહી કરે, અને એવા વિકારદર્શી લેખોનો લેખક ગમે તેવુ નામ સ્થાન ધરાવતો હોય છતા તેના તેવા લેખને પાછો ફેરવે, તો જ આ કલુષિત વાતાવરણ પાછુ સુધરવા પામે

**પુસ્તકાલય ને પરિચયઃ** પરિષદ્ પુસ્તકાલય માટે છેલ્લા બે માસમા કીમતી પુસ્તકો તેમના કર્તાઓ તરફથી મળ્યા છે શ્રી હરિનાથ પંડ્યા એ પુસ્તકોનો પરિચય વિભાગ સંભાળી લેતા હતા તેમની ગેરહાજરીથી હાલ તો કશુ થઇ શકે તેમ લાગતુ નથી પત્રોથી તો કાઇ પણ ખુલાસો મને મળતો નથી હવે આવતી સામાન્ય સભા વેળા સૌ આવશે ત્યારે જે કાઇ બંદોબસ્ત થઇ શકશે તો કરશુ મારી આંખોને પણ અડચણ ઊભી થઇ છે, તેમ જ બીજી વ્યથા એવી બધી છે કે હુ "પત્રિકા"નુ આટલુ યે કામ કરી શકુ છુ તે પ્રભુની મહેરથી જ

હવેથી પુસ્તકાલય માટેના પુસ્તકો પરિષદના મંત્રી શ્રી ડૉ. મણિલાલ પટેલને નામે જ પરભારી મોકલવા, અને પુસ્તકોના નામ, વિષય, પ્રકાશકના નામ અને કિંમત તેનુ પ્રમુખને જ જુદા પત્રથી જણાવવુ.

**સભ્યોઃ** હું દિલગીર છું કે પરિષદના નવા સભ્યોમા થોડાક પારસી સભ્યોના તેમજ 'પારસી લેખક મંડળ'ના નામ ઉમેરાયા છે, પણ હજી સુધી આપણા કોઇ મુસ્લિમ લેખકબંધુ સભ્ય થયા નથી શા માટે? મુસ્લિમ ભાઇઓ તો હવે ગુજરાતી સાહિત્યમા વધારે સારો ભાગ લઇ રહ્યા છે, તે તેમના માસિકો એ ઘડી મોજ, વેણી, કમર, કાન્તા વગેરેથી જણાય છે ભૂતકાળમા ગમે તે કારણથી એ ભાઇઓ સભ્ય થયા નહી હોય, પણ હવે તો મારી તેમને ખાસ વિનંતિ છે કે સાહિત્ય પરિષદ્ નાતજાત કે કોમી ભેદથી દૂર છે, અને તે ગુજરાતી ભાષા બોલતી તમામ પ્રજા—હિંદુ, મુસ્લિમ, પારસી, ખ્રિસ્તિ વગેરે તમામ કોમોની છે સૌ ભાઇઓએ એમા ભાગ લેવો જ જોઇએ આશા છે કે મારા મુસ્લિમ ભાઇઓ હવે જરૂર વહેલા સભ્ય થઇ જશે અને તેમનો સહકાર આપશે.

અરદેશર ફ. ખબરદાર

## ગુજરાતી સાહિત્ય પરિષદની સામાન્ય સભા

દર વર્ષે બંધારણસર ભરાતી પરિષદની સાધારણ સામાન્ય સભા ભરવાની નોટીસ મંત્રી તરફથી સર્વ સભ્યોને ગઇ તા૦ ૧૩-૧૦-૧૯૪૨ ને દિને ટપાલમાં મોકલવામા આવી છે, તે પ્રમાણે આવતી તા૦ ૧૫ મી નવેમ્બર ૧૯૪૨ ને રવિવારે સાંજે ચાર વાગે (નવો સ્ટાંડર્ડ ટાઇમ) પ્રમુખશ્રી અરદેશર ફ. ખબરદારને મુકામે (જાલા મેનશન, નંબર ૭૮૮, પારસી કોલોની, દાદર) પરિષદના જૂના નવા સર્વ સભ્યો સભામા પધારવાની ને તેમા ભાગ લેવાની કૃપા કરશે એવી આશા છે એ સભામા પરિષદ્ નો વાર્ષિક હિસાબ જે "ઑડિટ" થયેલો છે, તે પસાર કરવા મંત્રીઓ તરફથી રજુ કરવામા આવશે, તેમજ પ્રમુખશ્રીની રજાથી બીજા કોઇ વિષયો પર પણ ચર્ચા કે ઠરાવ કરવામા આવશે. સૌ સભ્યોએ વેળાસર પધારવાની તસ્દી લેવી, જેથી કામ વખતસર શરૂ થઇ શકે

## ગુજરાત સંશોધન મંડળ

છેલ્લા થોડાં વર્ષોથી મુંબઇમા સ્થપાયેલુ 'ગુજરાત સંશોધન મંડળ" બહુ સારુ કામ કરી રહ્યુ છે એ મંડળનુ એક ત્રૈમાસિક ચાર વર્ષથી સારા જેવા કદનુ પ્રગટ થાય છે, તેમા ગુજરાતના કેટલાક પ્રતિષ્ઠિત વિદ્વાનો ને વિજ્ઞાનીઓ ગુજરાતની માનવસંસ્કૃતિના સંબંધમા અનેક શોધખોળ કરી રહ્યા છે, તેના સંબંધની પ્રાપ્તિ

વિષેના બહુ અભ્યાસપૂર્વક લખાયેલા લેખો પ્રગટ થાય છે. અમને એ ત્રૈમાસિકના છેલ્લા થોડા અંક જોવાને મળ્યા છે તે પરથી આપણા એ વિજ્ઞાનીઓ મૂંગે મોઢે આપણા પ્રાંતની અમૂલ્ય સેવા કરી રહ્યા છે એ સ્પષ્ટ થાય છે. પ્રો. સી. એન. વકીલ અને શ્રી. જે. એચ. ત્રિવેદી એ ત્રૈમાસિકના તંત્રીઓ છે, અને આપણા પ્રખ્યાત વિજ્ઞાની શ્રી પોપટલાલ જી. શાહ જેવા બીજા તેર વિજ્ઞાનરસિકો સલાહકારી મંડળના સભ્યો છે. ત્રૈમાસિક અંગ્રેજીમાં તેમજ ગુજરાતી ભાષામાં પ્રગટ થાય છે.

મંડળ તરફથી ડૉ. એ. એન. કાલાપેસી અને શ્રી રતન નાદરશા સુખેશવાળા ગુજરાતના ભૂસ્તર સંશોધન માટે પ્રવાસો કરી રહ્યા છે અને એ સંબંધની અનેક અમૂલ્ય માહિતીઓ ભેગી કરીને લેખો તથા પુસ્તકો લખી રહ્યા છે ને કેટલાક લેખ તેમણે પ્રગટ પણ કર્યા છે. બીજા વિજ્ઞાનીઓ પણ જુદી જુદી દિશામાં કામ કરી રહ્યા છે. શ્રી. પોપટલાલ શાહે ખોરાક અને પોષણના વિષયમાં ઘણું સારું સંશોધન કર્યું છે અને એમના લેખો પણ ઉપલા ત્રૈમાસિકમાં પ્રગટ થાય છે.

આ ત્રૈમાસિકના ઑક્ટોબર ૧૯૪૨ ના અંકમાં પ્રગટ થયેલા ડૉ. ટી. એન. દવેના લેખ પર હું સાહિત્યરસિકોનું ધ્યાન ખેંચવાની રજા લઉં છું. એ લેખ "ગુજરાતના સીમાડા પર બોલાતી બોલીઓની તપાસ" નામનો છે. એમાં ગુજરાતી ભાષા જેવી રીતે સામાન્ય ગુજરાતી જનો બોલે છે તેવી રીતે તેની ઉચ્ચારણ વિધિથી તેને લખી બતાવી છે એમાં મેં ગુજરાતી પદ્યરચના સંબંધમાં જે જે લેખ લખ્યા છે તેમાં જણાવ્યા પ્રમાણે શબ્દોની દ્રુત યા શાંત શ્રુતિઓને સ્પષ્ટ રીતે હલ્ચિહ્ન આપીને વ્યંજન જેવી દેખાડી છે. એ ઉપરાંત ઉચ્ચારમાં જે સ્વરભાર આવે છે તે, તથા શબ્દોના અંગવિભાગો પર ઊંચા નીચા સ્વરો થાય છે, તે પણ સ્પષ્ટ ચિહ્નોથી દર્શાવવામાં આવ્યા છે. સંસ્કૃત શાસ્ત્રીઓ ગુજરાતી ભાષાના ઉચ્ચારને પણ સંસ્કૃત રીતે કરાવવાના તથા તે નિયમે પદ્ય લખાવવાના આગ્રહી છે, તેમને માટે આ સંશોધનની વિજ્ઞાનમય વાત વસમી થઇ પડશે. સત્યને ગમે તેટલું આચ્છાદવા છતાં એક દિન તો તે જરૂર પ્રગટ થશે જ. આપણા એક વિજ્ઞાનીએ આ વાત સ્પષ્ટ કીધી છે તે પ્રત્યે હું સર્વ સાહિત્યકારોનું તથા આપણા કવિઓનું ધ્યાન ખેંચું છું. એ લેખ વાંચતાં જે વસ્તુ હું વીસ વર્ષથી કહેતો આવ્યો છું તેને વૈજ્ઞાનિક અનુમોદન મળે છે. આપણી ભાષાનું અનુલેખન અને તેની લિપિ સંસ્કૃતની જેમ પૂર્ણ ઉચ્ચારાધીન નથી જ. આપણા વિજ્ઞાનીઓ ભાષાના સંબંધમાં પણ આવી શોધખોળ ચાલુ રાખશે ત્યારે જ આપણા સાહિત્યકારોને ખરું માર્ગદર્શન મળશે. વિજ્ઞાનને સાહિત્ય સાથે સંબંધ નથી એ કહેવું ભૂલભરેલું છે.

ઉપલા મંડળ તરફથી આપણા પ્રાંત માટે એક મોટી યોજના હાથ ધરવામાં આવી છે, તે ગુજરાતનો બૃહદ્ ઇતિહાસ આઠ ખંડમાં નવેસરથી લખાવી અંગ્રેજીમાં તેમજ ગુજરાતીમાં પ્રગટ કરવાને લગતી છે. એનો પ્રથમ ખંડ ભૂસ્તર, ખનિજ, ધંધા, પ્રજા, પ્રાણી ઇત્યાદિનો તૈયાર થઇ રહ્યો છે.

આ મંડળના સ્તુત્ય કાર્યને તથા મંડળના ત્રૈમાસિકના સંચાલકોને તેમની પ્રવૃત્તિ માટે હું અભિનંદન આપું છું. તેઓ ગુજરાત પ્રાંતની ખરેખરી સેવા કરી રહ્યા છે, અને આપણા ધનિકો એ કાર્યને પૂરતી સહાય આપે એવી હું તેમને વિનંતિ કરું છું.

અ. ફ઼. ખબરદાર

## પારસી લેખક મંડળનો અહેવાલ

પ્રસિદ્ધ પ્રખર લેખક, નાટકકર્તા, નવલકથાકાર, સંગીતકાર, વ્યાખ્યાતા અને સંસાર સુધારક મરહૂમ શેઠ કેખુશરો નવરોજી કાબરાજીની જન્મશતાબ્દી ઉજવવાનો મેળાવડો "પારસી લેખક મંડળ"ના આસરા હેઠળ બીજાં દશ મંડળોના ભેગા સહકાર સાથે સર કાવસજી જેહાંગીર હૉલમાં શનિવાર તા૦ ૨૪ મી ઑક્ટોબર ૧૯૪૨ ને દિને સાંજે ૫) કલાકે જાણીતાં સંસાર સુધારક અને કેળવણીકાર શ્રીમતી ખદીજા શરી તૈયબજીના પ્રમુખપદ હેઠળ થયો હતો. મેળાવડા પ્રત્યે સહાનુભૂતિ દર્શાવનારા કેટલાક સંદેશાઓ મંડળના માનાર્હ મંત્રીએ વાંચી સંભળાવ્યા હતા, જેમાં "ટાઇમ્સ ઑવ્ ઇંડયાના" તંત્રી મિ૦ ફ્રાન્સીસ લો, બોમ્બે ક્રોનિકલના તંત્રી મિ૦ સૈયદ અબ્દુલા બ્રેલવી, લેડી વિદ્યાગૌરી નીલકંઠ, ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ કવિ શ્રી અરદેશર ખબરદાર, મીસીસ કનૈયાલાલ મુનશી અને "પ્રબોધ"ના હાલના તંત્રી શ્રી કેશવપ્રસાદ દેશાઇ વગેરેના ખાસ હતા. મુંબઇના શેરીફ મિ૦ મીરઝાં રશીદઅલી બેગે "કાબરાજી એક વ્યક્તિ" એ ઉપર બોલતાં, સ્વર્ગસ્થ શેઠ કાબરાજીને પ્રથમ પંક્તિના સમાજ સુધારક તરીકે ઓળખાવ્યા હતા. જે બાદ મેળાવડામાં ગામડિયા ગર્લ્સ સ્કૂલની બાળકી-

(અનુસંધાન ૭ મે પાને)

# ગુજરાતી સાહિત્ય પરિષદ પુસ્તકાલય

## • પ્રાપ્તિ સ્વીકાર •

| અંક | પુસ્તકનું નામ | પ્રકાર | કર્તા | પ્રકાશક | કિંમત |
|---|---|---|---|---|---|
| ૯૭ | અખંડ દર્શન | ધાર્મિક | શ્રી જમિયતરામ આચાર્ય | છ. એ. કોઠારી | ૦– ૬–૦ |
| ૯૮ | આર્યદષ્ટિ | ,, | ,, | ,, | ૦– ૯–૦ |
| ૯૯ | પ્રભુનો આદેશ | ,, | ,, | ,, | ૦– ૯–૦ |
| ૧૦૦ | જીવનવિકાસ | ,, | ,, | ન. સ. ગોળવાલા | ૦– ૭–૦ |
| ૧૦૧ | યોગામૃત ભાગ ૧ | ,, | ,, | ,, | — |
| ૧૦૨ | યોગામૃત ભાગ ૨ | | ,, | ,, | — |
| ૧૦૩ | યોગામૃત ભાગ ૩ | | ,, | ,, | — |
| ૧૦૪ | યોગામૃત ભાગ ૪ | | ,, | ,, | — |
| ૧૦૫ | પરમાત્મા દર્શન ભાગ ૧ | ,, | ,, | નગીનદાસ પી. ઠાકોર | — |
| ૧૦૬ | પરમાત્મા દર્શન ભાગ ૨ | ,, | ,, | ,, | — |
| ૧૦૭ | પરમાત્મા દર્શન ભાગ ૩ | ,, | ,, | ,, | — |
| ૧૦૮ | દાંપત્યગીતા | ,, | ,, | | — |
| ૧૦૯ | ઉદ્બોધન | ,, | ,, | જોષી આશાનંદ ચાગપાર બોધી | — |
| ૧૧૦ | વાર્તાશૈલી | શૈલી નિરૂપણ | શ્રી. ફિરોજશાહ રૂ. મહેતા | કર્તા | — |
| ૧૧૧ | ચબરાકિયાં | ટૂચકા | ,, | કર્તા | — |
| ૧૧૨ | ડૉ. મીનોચહેરનો દર્દી | નાટક | ,, | કર્તા | ૦–૧૨–૦ |
| ૧૧૩ | એક્ટિંગના હુન્નરનું વહેવારુ શિક્ષણ | નાટ્યકલા નિરૂપણ | ,, | કર્તા | ૧–૧૨–૦ |
| ૧૧૪ | Our Perfecting World | તત્ત્વજ્ઞાન | Dr. Manekji N. Dhalla Ph. D. | Oxford University Press | — |
| ૧૧૫ | History of Zoroastrianism | ધાર્મિક | ,, | ,, | — |
| ૧૧૬ | Homage unto Ahura Mazda | ,, | ,, | — | — |
| ૧૧૭ | ઇરાન અને ઇરાકમાં મુસાફરી | મુસાફરી વર્ણન | શ્રીમતી કુંવરબાઇ માણેકજી ધાલા | — | — |
| ૧૧૮ | શાયર ફિર્દોસી | | શ્રી નરીમાન મેરાબજી ગોળવાળા | — | — |
| ૧૧૯ | ગુલાબ | | ,, | — | — |
| ૧૨૦ | ઘરગથ્થુ માવજત | વૈદક | શ્રી ધનજીભાઇ હોરમસજી મહેતા | — | — |
| ૧૨૧ | હવાઇ હુમલા સામે બચાવ | ,, | ,, | — | ૧– ૪–૦ |
| ૧૨૨ | અકસ્માત વેળા પ્રાથમિક મદદ | ,, | ,, | — | — |
| ૧૨૩ | માતૃકળા | ,, | ,, | — | — |
| ૧૨૪ | કમલિની | નાટિકા | "કૃષ્ણ કમળ" | કર્તા | ૧– ૦–૦ |
| ૧૨૫ | દીવડીયાં | કવિતા | "પ્ર" | કર્તા | — |
| ૧૨૬ | છીપલાં | બાળકાવ્યો | શ્રી મોહન ઠક્કર | ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ | ૦– ૪–૦ |
| ૧૨૭ | ધરફૂકડી | નાટિકા | શ્રી. ઉમેશ કવિ | — | — |

એઓએ સ્વર્ગસ્થની સેવાઓનું ખાસ રચાયેલું ગાયન રજુ કર્યું હતું. "કાબરાજી એક લેખક અને પત્રકાર" એ વિષય ઉપર શેઠ પેસતનજી કાપડીઆએ ટૂંક વિવેચન કરી એક પત્રકાર તરીકે શ્રી કાબરાજી કેવી મુસીબતોમાંથી પસાર થયા અને તેમણે કેવા ભોગો આપ્યા તેનું વર્ણન કર્યું હતું.

સ્ત્રી કેળવણી માટે સ્વર્ગસ્થ શેઠ કાબરાજીએ તે જમાનાના બીજા સંસાર સુધારકો સાથ કેટલો આગેવાનીભર્યો ભાગ લીધો હતો તેનું મિસ કપિલા ખાંડવાલાએ વર્ણન કરી આજની કેળવણીનાં ઊંચાં ફળો બહેનો જે મેળવી રહી છે તેનો પાયો મરહૂમ શેઠે જ નાંખ્યો હતો એમ જણાવ્યું હતું. નવલકથાકાર તરીકે જેમ નંદશંકર હિંદુઓમાં થઇ ગયા તેમ પારસીઓમાં કાબરાજી થઇ ગયા અને ગુજરાતી ભાષામાં સામાજિક અને સાંસારિક નવલકથાના પ્રથમ લેખક કાબરાજી હતા, એમ સ્વર્ગસ્થને અંજલિ આપતાં શ્રી મસ્તફકીરે જણાવ્યું હતું, અને એમનાં પુસ્તકો જે આજે મળતાં નથી તે પ્રકટ કરાવી સસ્તી આવૃત્તિઓ કાઢવાની જરૂરીયાતો દર્શાવી હતી.

સંસાર સુધારક તરીકે સ્વર્ગસ્થ શેઠ કાબરાજી એક મહાન સુધારક હતા, એમ શેઠ ખરશેદજી વાડીઆએ જણાવતાં પારસી કોમમાં સુધારાઓ દાખલ કરાવવા સાથે તેઓએ બીજી ભાઇબંધ કોમોના સુધારાઓ માટે ચલાવેલી લડતોનો પરિચય કરાવ્યો હતો.

પ્રમુખસ્થાનેથી શ્રીમતી તયબજીએ સ્વર્ગસ્થને એક વીર સપૂત તરીકે ઓળખાવ્યા હતા.

એ પછી હાલતા જમાનાને અનુસરતું સ્વર્ગસ્થનું પોતાનું રચેલું ગાયન ગામડિયા ગર્લ્સ સ્કૂલની બાળકીઓએ રજુ કર્યા બાદ આ મેળાવડો વિસર્જન થયો હતો.

"ગુજરાતી સાહિત્ય પરિષદ"ના પ્રમુખશ્રીનો સંદેશો નીચે પ્રમાણે મળ્યો હતો:

શ્રી પ્રમુખ સાહેબ,

પ્રસિદ્ધ પ્રખર લેખક, નાટકકર્તા, નવલકથાકાર, સંગીતકાર, વ્યાખ્યાતા અને સંસારસુધારક મરહૂમ શેઠ કેખુશરો નવરોજી કાબરાજીની જન્મશતાબ્દી ઊજવવા મળેલા આજના મેળાવડા પ્રત્યે હું સંપૂર્ણ સહાનુભૂતિ વ્યકત કરૂં છું. આજનો ઉત્સવ ખાલી પારસીકોમનો જ નથી, પણ ગુજરાતી ભાષા બોલતી તમામ પ્રજાનો છે. સાહિત્યકાર નાતજાત કોમ ધર્મ આદિ ભેદોથી પર છે. એ તો તમામ મનુષ્યજાતિની બુદ્ધિનો અને તેના હૃદયનો પ્રતિનિધિ છે. શ્રી કાબરાજી ગુજરાતી ભાષાની તેમજ ગુજરાતી સમાજની અનેકવિધ સેવા કરીને અમર નામના મૂકી ગયા છે. આજે હિંદુ, પારસી, મુસ્લિમ, ખ્રિસ્તી વગેરે તમામ પ્રજાજનો મરહૂમે કરેલા ઉપકારના બદલામાં મરહૂમને ખરા હૃદયથી અંજલિ આપવા ભેગાં થયાં છે, એ આપણી ભાષાની અને સંસ્કૃતિની એકતાના શુભ ચિહ્ન રૂપે જ છે. હું પ્રભુને પ્રાર્થું છું કે આપણે સૌ એ જ રીતે મનુષ્ય મનુષ્ય વચ્ચેના સ્વાભાવિક મતભેદ હોવા છતાં એક પિતાનાં સંતાન લેખે સદા એકતા જાળવી રાખીએ, અને આપણી ભૂમિના, આપણા સાહિત્યના અને આપણી સંસ્કૃતિના ઉચ્ચ આશયોને સાચવી રાખી તેને જગતમાં પ્રકાશિત કરી શકીએ. શ્રી કેખુશરો કાબરાજીએ પોતાના સાહિત્યલેખોથી તથા પોતાની અનેક પ્રગતિમય પ્રવૃત્તિથી એમના કાળની પ્રજાને સારી રીતે સંતોષી હતી, અને આપણા નવીન સાહિત્યકારો પણ એમને પગલે ચાલીને એવી જ સેવા અને એવી જ નામના મેળવે એ મારી સદિચ્છા છે.

મારી શારીરિક અશક્તિને લીધે હું જાતે આવી શક્યો નથી તેથી હું દિલગીર છું. મારા તરફથી તેમજ ગુજરાતી સાહિત્ય પરિષદ તરફથી આ શતાબ્દી ઉત્સવમાં ભાગ લઇને હું કૃતાર્થ થાઉં છું.

આપનો નમ્ર સેવક
**અરદેશર ફ. ખબરદાર**

# ગુજરાતી સાહિત્ય પરિષદ

## પરિષદ પ્રવૃત્તિનો તા૦ ૧-૪-૪૧ થી ૩૧-૩-૪૨ સુધીનો અહેવાલ

પરિષદ પ્રવૃત્તિનો તા૦ ૩૧-૩-૪૧ સુધીનો એ વર્ષનો અહેવાલ મધ્યસ્થ સભાની તા૦ ૪ થી ઓકટોબરની બેઠકમાં રજુ કરવામાં આવ્યો હતો ત્યાર પછીનો તા૦ ૩૧ મી માર્ચ ૧૯૪૨ સુધીનો અહેવાલ નીચે પ્રમાણે છે:—

(૧) અહેવાલના વર્ષ દરમ્યાન પરિષદનું ચૌદમું અધિવેશન કવિશ્રી અરદેશર ફરામજી ખબરદારના પ્રમુખપણા નીચે તા૦ ૪-૫ અકટોબર ૧૯૪૧ ના રોજ અંધેરી ખાતે ભરવામાં આવ્યું હતું જેમાં ગુજ- મહાગુજરાતના અગ્રગણ્ય સાહિત્યકારોએ અને વિદ્વા-

સપૂર્વક ભાગ લીધો હતો. સંમેલનનો અહેવાલ જુદો પ્રકટ થવાનો હોવાથી તે સંબંધે અહીં વિશેષ કાંઈ કહેવાની જરૂર નથી.

(૨) પરિષદના બંધારણની કલમ ૨૧ મુજબ વર્ષ દરમ્યાન મધ્યસ્થ સભાની ચૂંટણી કરવામાં આવી હતી. ત્યાર પછી અધિકારીઓની બે વર્ષ માટે ચૂંટણી કરવામાં આવી હતી.

સર ચીનુભાઈ માધવલાલ, બેરોનેટ — ઉપપ્રમુખ

શ્રી. ચીમનલાલ ચકુભાઈ શાહ
શ્રી. ચૈતન્યપ્રસાદ મોતિલાલ દિવાનજી
શ્રી. ડૉલરરાય રંગીલદાસ માંકડ
શ્રી. ગગનવિહારી લ. મહેતા
ડૉ. રમણલાલ યાજ્ઞિક
ડૉ. મણિલાલ પટેલ
— મંત્રીઓ

શ્રી. મોતીચંદ ગી. કાપડીઆ
શ્રી. વસંતરામ જગજીવનરામ
— ખજાનચીઓ

(૩) મધ્યસ્થ સભાની તા૦ ૪–૧૦–૧૯૪૧ ની બેઠકના ઠરાવો નં. ૩ અને ૪ મુજબ પરિષદ અને ભારતીય વિદ્યાભવન વચ્ચે લેખીત કરાર થઈ ગયા છે. તે પ્રમાણે ભારતીય વિદ્યાભવન ખાતે શ્રી. હેમચંદ્ર સ્મારક ઊભું કરવામાં આવ્યું છે અને તેમાં પરિષદનું કાયમી કાર્યાલય તથા તેને લગતી બધી વ્યવસ્થા રાખવાનું ઠરાવવામાં આવ્યું છે. તેજ કરાર મુજબ શ્રી. નર્મદ સ્મારક ટ્રસ્ટ ફંડની વ્યાજની વાર્ષિક આવક ભવન ખાતેની 'નર્મદ શિક્ષાપીઠ'ના નિભાવ અર્થે આપવામાં આવે છે.

(૪) પરિષદ સંમેલનના પ્રસ્તાવ નં. ૫ મુજબ ગુજરાત–મહાગુજરાતમાં ઠેકઠેકાણે મૂળરાજ સોલંકી સહસ્રાબ્દી ઊજવવાનું નક્કી કરવામાં આવ્યું છે અને તેને લગતી બધી વ્યવસ્થા કરવાને મધ્યસ્થ સભાની તા. ૧૪–૧૨–૪૧ની બેઠકમાં નીચેની એક સમિતિ નીમવામાં આવી છે:

શ્રી. કનૈયાલાલ મુનશી (પ્રમુખ)
મુનિ જિનવિજયજી
શ્રી. રસિકલાલ છો. પરિખ
ન્યાયમૂર્તિ શ્રી. હરસિદ્ધભાઈ દીવેટીઆ
શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઈ
શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી

તે સમિતિ પોતાનું કાર્ય કરી રહી છે.

(૫) પરિષદ સંમેલનના પ્રસ્તાવ નં. ૬ની એક નકલ મુંબઈ વિદ્યાપીઠને યોગ્ય અમલ માટે મોકલી આપવામાં આવી છે.

(૬) પરિષદ સંમેલનના ઠરાવ નં. ૭ મુજબ ડૉ. ભગવાનલાલ ઇન્દ્રજીની એક અર્ધપ્રતિમા તૈયાર કરવા આપી છે જે તૈયાર થયેથી ભારતીય વિદ્યાભવન ખાતે શ્રી. હેમચંદ્રાચાર્ય સ્મારકની જગ્યામાં સ્થાપિત કરવામાં આવશે.

(૭) અંધેરી સંમેલનના ઠરાવ નં. ૪ મુજબ ગયા ફેબ્રુઆરી માસથી પ્રમુખશ્રી ખબરદારની દેખરેખ નીચે માસિક "ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા" કાઢવામાં આવી છે તેમાં ગુજરાતી સાહિત્ય અને શિક્ષણ સંસ્થાઓની પ્રવૃત્તિઓની નોંધ લેવામાં આવે છે.

(૮) પ્રમુખશ્રી ખબરદારે પોતાનાં કેટલાંએક પુસ્તકો આપી પરિષદ પુસ્તકાલયની શરૂઆત કરી છે તેની અત્રે સાભાર નોંધ લેવામાં આવે છે. તે ઉપરાંત "પરિષદ પત્રિકા" દ્વારા ગુજરાતી સાહિત્યના સર્વ લેખકો અને પ્રકાશકોને તેમના પ્રકાશનોની એક એક નકલ પરિષદ પુસ્તકાલયને મોકલવાની વિનંતિ કરવામાં આવી છે, જેથી પરિષદ પુસ્તકાલયની આપોઆપ વૃદ્ધિ થાય. આવી રીતે આવેલા દરેક પ્રકાશનની સ્વીકાર નોંધ પરિષદ પત્રિકામાં લેવામાં આવે છે.

(૯) તા. ૧૪ મી ડીસેંબર ૧૯૪૧ ની મધ્યસ્થ સભાના ઠરાવ નં. ૧૧ પ્રમાણે પરિષદ તરફથી એક વિશ્વસાહિત્ય ગ્રંથમાળા પ્રગટ કરવાની યોજના નીચેની સમિતિની દેખરેખ નીચે તૈયાર થઈ રહી છે:

(૧) શ્રી અરદેશર ફરામજી ખબરદાર
(૨) શ્રી કનૈયાલાલ મુનશી
(૩) શંકરપ્રસાદ મુ. શુક્લ
(૪) ડૉ. એરચ જહાંગીર સોરાબજી તારાપોરવાળા

આ સમિતિએ નીચે જણાવેલ પુસ્તકો એક વર્ષમાં પ્રગટ કરવા ભલામણ કરી છે. તે યોજનાને અમલમાં મૂકવા પ્રબંધ થઈ રહ્યો છે:

| | |
|---|---|
| ૧ વૈદિક સાહિત્ય | ૭ ચીની અને જાપાની સાહિત્ય |
| ૨ મીસર, એસીરીયા અને બેબીલોનનું સાહિત્ય | ૮ ઓડિસી |
| ૩ ઇરાની પ્રાચીન સાહિત્ય | ૯ શાહનામું |
| ૪ ગ્રીક સાહિત્ય | ૧૦ ગ્યૉએથેનું રસ સાહિત્ય |
| ૫ લૅટિન સાહિત્ય | ૧૧ ભાષાશાસ્ત્ર |
| ૬ અરબી સાહિત્ય | ૧૨ ડેવિડ કૉપરફીલ્ડ |

૧૦ મધ્યસ્થ સભાના તા. ૨૨–૧–૩૯ ના ઠરાવ નં. ૩ (બ) મુજબ પરિષદના અધિકારીઓએ તેમના તા. ૨૬–૯–૪૦ ના ઠરાવમાં જણાવેલી શરતોએ પરિષદ ગ્રંથાવલિના ચાર પુસ્તકોનું પ્રકાશન ભારતીય વિદ્યાભવન મારફત કરાવવાનું ઠરાવ્યું હતું, જેનો એકંદર રૂ. ૫૬૫૦–૦–૦ નો આશરે ખર્ચ નીચે પ્રમાણે થયો છે:

| પુસ્તકનું નામ | ફંડ | અંદાજ ખર્ચ રકમ |
|---|---|---|
| (૧) શ્રી દુર્ગાશંકર શાસ્ત્રી કૃત ઐતિહાસિક સંશોધન. | શ્રી પઢીઆર સ્મારક ટ્રસ્ટ ફંડ | રૂ. ૧૫૦૦-૦-૦ |
| (૨) પરિષદ પ્રમુખોનાં ભાષણો. | પરિષદ પુસ્તક ફંડ | રૂ. ૧૬૫૦-૦-૦ |

(૩) કરાંચી સાહિત્ય પરિષદ પુસ્તક ફંડ રૂ. ૧૩૫૦-૦-૦
સંમેલનનો અહેવાલ અને આવક ખર્ચ
ખાતું

(૪) શ્રી હૈમસારસ્વત „ રૂ. ૧૧૫૦-૦-૦
સત્રનો અહેવાલ.

કુલ રૂ. ૫૬૫૦-૦-૦

(૧૦) આપણી નાણાં સંબંધી સ્થિતિ નીચે પ્રમાણે છે:

સ્વ. કાંટાવાળા ટ્રસ્ટ ફંડોમાં મૂળ રકમ તથા વ્યાજના મળી કુલ રૂ. ૧૭૩૦૦-૦-૧ જમા છે. આમાંથી રૂ. ૧૪૦૦૦ શ્રી. ભારતીય વિદ્યાભવનને તેની અંધેરીની જમીન ઉપર પાંચ ટકાને વ્યાજે ત્રણ વર્ષ માટે ધીરવામાં આવ્યા છે. સ્વ. રણછોડદાસ મોદી સ્મારક ફંડમાં રૂ. ૨૪,૪૬૫-૧૪-૬ છે તેમાંથી રૂ. ૨૦,૨૫૫-૧૩-૫ સરકારી જામીનગીરીઓમાં રોકેલા છે. સ્વ. પઢીઆર સ્મારક ફંડના રૂ. ૬૪૬૪-૧૦-૦ માંથી રૂ. ૫૨૦૪-૧-૮ રોકેલા છે. સ્વ. નર્મદ સ્મારક ફંડમાં રૂ. ૧૧૩૧૭-૫-૨ છે તેમાં રૂ. ૧૦૩૯૪-૦-૭ રોકેલા છે. કલાપી સ્મારક ફંડમાં રૂ. ૧૧૦૫-૯-૦ તથા શ્રી. કનૈયાલાલ મુનશી અર્ધશતાબ્દી સ્મારક ફંડમાં "ગુજરાતની અસ્મિતા"ના પુસ્તકના વેચાણમાં આવેલો ઘટાડો રૂ. ૧૩૫-૧૫-૦ બાદ જતાં રૂ. ૮૬૩-૧-૦ સિલક છે. આ ઉપરાંત પરિષદનું પોતાનું સામાન્ય ભંડોળ રૂ. ૩૨૩૨-૯-૧ છે, તથા પુસ્તક ફંડ ખાતાના રૂ. ૨૨૪૫-૨-૬ છે. એટલે એકંદરે રૂ ૫૪૭૭-૧૧-૧૧ છે, તેમાંથી રૂ. ૩૯૫૧-૮-૭ જામીનગીરીઓમાં રોકેલા છે. આ ઉપરાત પરિષદના ચૌદમાં અધિવેશન વખતે ભજવેલી "જય સોમનાથ" ની નાટિકાની આવકના રૂ. ૧૧૪૧-૯-૦ જમા છે. ટ્રસ્ટ ખાતાંઓની તથા પરિષદના સામાન્ય ભંડોળની બાકી રહેલી સીલકો બેંકોના સેવીંગ્સ તથા ચાલુ ખાતામાં જમા છે.

# ગુજરાતી સાહિત્ય પરિષદ

## તા. ૧ લી એપ્રિલ ૧૯૪૧ થી ૩૧ મી માર્ચ ૧૯૪૨ સુધીનો એક વર્ષનો આવક અને ખર્ચનો હિસાબ

**જમા**

| રૂ. આ. પા. | |
|---|---|
| ૪૮૫- ०-० | શ્રી લવાજમ ખાતે. |
| ૧૩૦- ૪-० | શ્રી બેંકોના સેવીંગ્સ ખાતા ઉપરના વ્યાજ ખાતે. |
| ૨૦૯- ०-૨ | શ્રી સામાન્ય ભંડોળની જામીનગીરીઓના વ્યાજ ખાતે. |
| ૧૫૪- ૬-૭ | શ્રી પરિષદનાં જુદાં જુદાં ટ્રસ્ટ ફંડોની આવકના દશ ટકાના ફાળાના. |
| ૯૭૮-૧૦-૯ | કુલ આવક, ચાલુ વર્ષની. |

**ઉધાર**

| | રૂ. આ. પા. |
|---|---|
| શ્રી પગાર ખાતે (મુંબઈ તથા અમદાવાદના કાર્યાલયો મળીને. ... | ૩૦૫- ०-० |
| શ્રી ટપાલ તથા તાર ખર્ચ ખાતે ... | ૯૬-૧૧-० |
| શ્રી છપામણી અને સ્ટેશનરી ખર્ચ ખાતે. | ૧૫૫-૧૧- |
| શ્રી પરચુરણ ખર્ચ ખાતે ... ... | ૨૭-૧०- |
| શ્રી ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકાના છપામણી ખર્ચ ખાતે... ... | ૨૬- ०- |
| કુલ ખર્ચ ચાલુ વર્ષનો ... ... | ૬૧૧- ૧- |
| ખર્ચ કરતાં આવકનો વધારો. ... | ૩૬૭- ૯- |
| કુલ રૂ. | ૯૭૮-૧૦- |

અમોએ ઉપરનો આવક અને ખર્ચનો હિસાબ તપાસ્યો છે અને બરાબર માલમ પડયો છે.

જયંતીલાલ ઠક્કર એન્ડ કાં.
રજીસ્ટર્ડ એકાઉન્ટન્ટ્સ
ઓડીટર્સ

ચીમનલાલ ચકુભાઇ શાહ,
મંત્રી

મોતીલાલ ગી. કાપડીઆ
વસંતરામ જમીઅતરામ
ખજાનચીઓ

૧૧૧, મહાત્મા ગાંધી રોડ, કોટ
મુંબઈ, તા. ૩૧-૧૦-૧૯૪૨

# ગુજરાતી

## સરવૈયું: તા૦ ૩૧ મી

જમા

### ફંડો તથા દેવું

#### સાહિત્ય પરિષદ હસ્તકના ટ્રસ્ટ ફંડો:—

| | | રૂા. આ. પાઈ. |
|---|---|---|
| શ્રી હરગોવિંદદાસ કાંટાવાળા (પ્રાચીન સાહિત્ય ખાતાનું) ટ્રસ્ટ ફંડ... ... ... | | ૬,૯૦૯–૧૪–૫ |
| શ્રી ઉજમબા હરગોવિંદદાસ કાંટાવાળા (સ્ત્રી સાહિત્ય ખાતાનું) ટ્રસ્ટ ફંડ ... ... | | ૫,૨૫૧– ૦–૧૦ |
| શ્રી રમણલાલ હરગોવિંદદાસ કાંટાવાળા (બાળ સાહિત્ય ખાતાનું) ટ્રસ્ટ ફંડ ... ... | | ૫,૧૩૯– ૦–૧૦ |
| **શ્રી નર્મદ સ્મારક ટ્રસ્ટ ફંડ:** | | |
| ફંડની તા. ૧-૪-૪૧ ના દિવસની સીલક... ... | રૂા. ૧૦,૮૫૯– ૯–૨ | |
| વધારો: ચાલુ વર્ષમાં મળેલું વ્યાજ. ... ... | ,, ૫૦૮–૧૦–૦ | |
| | રૂા. ૧૧,૩૬૮ –૩–૨ | |
| બાદ: ખર્ચને માટે સામાન્ય ભંડોળને કાપી આપેલા દશ ટકાના ફાળાના ... ... ... ... | ,, ૫૦–૧૪–૦ | ૧૧,૩૧૭– ૫–૨ |
| **શ્રી રણછોડદાસ મોદી સ્મારક ટ્રસ્ટ ફંડ:** | | |
| ફંડની તા ૧-૪-૪૧ દિવસની સીલક ... ... | રૂા. ૨૩,૭૪૯– ૮-૧ | |
| વધારો: ચાલુ વર્ષમાં મળેલું વ્યાજ... ... ... | ,, ૭૯૬– ૦–૦ | |
| | રૂા. ૨૪,૫૪૫– ૮–૧ | |
| બાદ: ખર્ચને માટે સામાન્ય ભંડોળને કાપી આપેલા દશ ટકાના ફાળાના .. ... ... ... | ,, ૭૯– ૯–૭ | ૨૪,૪૬૫–૧૪–૬ |
| **શ્રી પઢીઆર સ્મારક ટ્રસ્ટ ફંડ:** | | |
| ફંડની તા. ૧-૪-૪૧ ના દિવસની સીલક... ... | રૂા ૬,૨૪૯– ૩–૨ | |
| વધારો: ચાલુ વર્ષમાં મળેલુ વ્યાજ... ... ... | ,, ૨૩૯– ૫–૧૦ | |
| | રૂા. ૬,૪૮૮ –૯–૦ | |
| બાદ, ખર્ચને માટે સામાન્ય ભંડોળને કાપી આપેલા દશ ટકાના ફાળાના ... ... ... ... | ,, ૨૩–૧૫–૦ | ૬,૪૬૪–૧૦–૦ |
| **શ્રી કલાપી સ્મારક ફંડ** ... ... ... ... | | ૧,૧૦૫– ૯–૦ |
| (પાછળ ચાલુ ૧૨ મે પાને) | | ૬૦,૬૫૩–૬–૯ |

# સાહિત્ય પરિષદ

## માર્ચ ૧૯૪૨ ના દિવસનું

ઉધાર

### રોકાણ તથા લહેણાં

| | | રૂા. આ. પાઈ |
|---|---|---|
| **શ્રી નર્મદ સ્મારક ટ્રસ્ટ ફંડ ખાતાના:** | | |
| રૂા. ૮૫૦૦ ની ફેસ વેલ્યુના ૬ ટકાના ઓગ્ગે મ્યુ. બૉંડના (આગલા સરવૈયા મુજબ) ... ... ... | | ૧૦.૩૯૪– ૦–૭ |
| **શ્રી. રણછોડદાસ મોદી સ્મારક ટ્રસ્ટ ફંડ ખાતાના:** | | |
| રૂા. ૨૦,૦૦૦ ની ફેસ વેલ્યુના ૪ ટકાના ઓગ્ગે ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ બૉંડના (આગલા સરવૈયા મુજબ) ... ... | | ૨૦,૨૫૫–૧૩–૫ |
| **શ્રી. પઠીઆર સ્મારક ટ્રસ્ટ ફંડ ખાતાના:** | | |
| રૂા. ૪,૦૦૦ ની ફેસ વેલ્યુના ૬ ટકાના કરાંચી પોર્ટ ટ્રસ્ટ બૉંડના (આગલા સરવૈયા મુજબ) ... ... ... | | ૫,૨૦૪– ૧–૮ |
| **પરિષદના સામાન્ય ભંડોળના રોકાણ:** | | |
| રૂ. ૨,૦૦૦ ની ફેસ વેલ્યુના ૪ ટકાના ઓગ્ગે પ્રો. કો. બૅંકના ડિબેન્ચર્સ ... ... ... ... | રૂા. ૨,૦૦૦– ૦–૦ | |
| રૂા. ૧,૫૦૦ નીફેસ વેલ્યુના ૬ ટકાના કરાંચી પોર્ટ ટ્રસ્ટ બૉંડ. | ,, ૧,૯૫૧– ૮–૭ | |
| | રૂા. ૩,૯૫૧– ૮–૭ | ૩,૯૫૧– ૮–૭ |
| **આ. ભારતીય વિદ્યા ભવનનું લોન ખાતું:** | | |
| શ્રી ભારતીય વિદ્યા ભવનની અંધેરીની જમીન ઉપર ત્રણ વર્ષ માટે પાંચ ટકા લેખે લોન આપી (કોટાવાળા ટ્રસ્ટ ફંડમાંથી) | | ૧૪,૦૦૦– ૦–૦ |
| શ્રી ગુજરાતી સાહિત્ય પરિષદ ગ્રંથાવલિનું ખાતું. ... | | ૫,૧૨૨– ૮–૦ |
| શ્રી ભારતીય વિદ્યાભવન ખાતે ... ... ... ... | | ૧૪૮– ૬–૦ |
| શ્રી ચૈતન્યપ્રસાદ દિવાનજી ખાતે. ... ... ... | | ૧૨૯–૧૧–૦ |
| શ્રી અરદેશર ફરામજી ખબરદાર ખાતે પોસ્ટેજ વગેરે માટે ... | | ૧૫– ૧–૦ |
| શ્રી ભુપેન્દ્ર મુનશી ખાતે. ... ... ... ... | | ૬– ૦–૦ |
| શ્રી ભવાનીશંકર જાની ખાતે ... ... ... ... | | ૫– ૦–૦ |
| **બેંકોમાં સીલક** | | |
| ઇમ્પીરીઅલ બેંક ચાલુ ખાતે... ... ... ... | રૂા. ૨,૪૯૩– ૧–૨ | |
| ઇમ્પીરીઅલ બેંક સેવીંગ ખાતે. ... ... ... | ,, ૨,૮૮૮– ૭–૦ | |
| સેન્ટ્રલ બેંક સેવીંગ ખાતે ... ... ... ... | ,, ૩,૫૨૨– ૩–૩ | |
| | | ૮,૯૦૩–૧૧– ૫ |
| | | રૂા. ૬૮,૧૩૫–૧૨–૮ |

| | | રૂ. આ. પાઈ |
|---|---|---|
| | (આગલો સરવાળો) | ૧૦,૬૫૩-૬-૯ |
| **શ્રી કનૈયાલાલ મુનશી અર્ધશતાબ્દી સ્મારક ફંડ:** | | |
| ફંડની તા. ૧-૪-૪૧ ના દિવસની સીલક... ... | રૂ. ૯૯૯- ૦-૦ | |
| બાદ: શ્રી મુનશીજી કૃત "ગુજરાતની અસ્મિતા" ના પુસ્તકના વેચાણ કરતાં ખર્ચનો વધારો ... | ,, ૧૩૫-૧૫-૦ | |
| | | ૮૬૩- ૧-૦ |
| શ્રી પુસ્તક ફંડ ખાતાના ફંડની તા. ૧-૪-૪૧ ના દીવસની સીલક... ... ... ... ... ... | | ૨,૨૪૫- ૨-૬ |
| શ્રી "જય સોમનાથ" નાટિકાની આવક ખાતે ... ... | | ૧,૧૪૧- ૯-૦ |
| **શ્રી સામાન્ય આવક ખર્ચ ખાતું:** | | |
| તા. ૧-૪-૪૧ સુધીનો આવકનો વધારો (આગલા સરવૈયા મુજબ) ... ... ... ... | રૂ. ૩,૧૨૧- ૫-૧૧ | |
| ઉમેરો: ચાલુ વર્ષમાં આવકનો વધારો (ખર્ચ કરતાં) (આવક ખર્ચના હિસાબ પ્રમાણે) ... ... ... | ,, ૩૬૭- ૯-૬ | |
| | રૂ. ૩,૪૮૮-૧૫-૫ | |
| બાદ: (૧) સ્વ. શ્રી. હીરાલાલ પારેખ પાસે નીકળતા રૂ. ૧૦૮) તા. ૧૨-૭-૪૨ ની મધ્યસ્થ સભાના ઠરાવ નં. ૮ અ મુજબ માંડી વાળ્યા તે ... ... | ,, ૧૦૮ -૦-૦ | |
| (૨) શ્રી હૈમસારસ્વત સત્ર ખાતે થયેલા ખર્ચના અડધા પૈસા તા. ૧૨-૭-૪૨ ની મધ્યસ્થ સભાના ઠરાવ નં. ૮ બ મુજબ ખર્ચ ખાતે લખી વાળ્યા તે... | ,, ૧૪૮ -૬-૦ | |
| | | ૩,૨૩૨- ૯-૫ |
| | | કુલ રૂ. ૧૮,૧૩૫-૧૨-૮ |

અમોએ ઉપરનું સરવૈયું હિસાબના ચોપડા તથા વાઉચરો સાથે તપાસ્યું છે અને બરાબર માલમ પડ્યું છે.

**ચીમનલાલ શાહ**
મંત્રી

જયંતીલાલ ઠક્કર એન્ડ કું.
રજીસ્ટર્ડ એકાઉન્ટન્ટ્સ
ઓડીટર્સ.

**મોતીચંદ ગી. કાપડીઆ**
**વસંતરામ જમીએતરામ**
ખજાનચીઓ

[illegible], મહાત્મા ગાંધી રોડ, કોટ
[illegible], તા. ૩૧-૧૦-૧૯૪૨

તંત્રી અને પ્રકાશક: 'ગુજરાતી સાહિત્ય પરિષદ' તરફથી શ્રી ચીમનલાલ ચકુભાઈ શાહ
મુદ્રક: પુરુષોત્તમ એન. પરમાર. સ્ટેટ્સ પીપલ પ્રેસ, ૧૩૮, મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબઈ

# ગુજરાતી 'સાહિત્ય' પરિષદ પત્રિકા

સંપાદકો
ચીમનલાલ શાહ
યશવન્ત શુક્લ

| પુસ્તક ૨<br>અંક ૨ | નવેમ્બર ૧૯૪૩ | મૂલ્ય ત્રણ આના<br>વર્ષના બે રૂપીઆ |
|---|---|---|


## સાધારણીકરણ

### (૨)

### અનુભવની વિશિષ્ટતા કે રચનાપ્રક્રિયાનું વૈશિષ્ટ્ય

લેખકનો અનુભવ વાચક પોતાનો કરે તે કલ્પનાવ્યાપારને સાધારણીકરણ નામ આપવું હોય તો આપી શકાય, પણ તે બિનજરૂરી છે, કેમકે વસ્તુતાએ એ કલ્પનાવ્યાપાર જ છે. કલ્પનાવ્યાપાર શબ્દપ્રયોગ સ્ફુટ છે, સાધારણીકરણ ભ્રામક છે. જેમ જાણે લેખકને પોતાનો અનુભવ રખેને બીજો નહિ સમજે એવો ભય રાખી દેશકાળની મર્યાદાઓની બાદબાકી કરવાની હોય! હાર્ડીની નવલકથાઓમાં દેશકાળની મર્યાદાઓ જેમની તેમ છે, પણ રસ અંગ્રેજને પડે છે તે હિન્દીને પણ પડે છે. હાર્ડી સાધારણીકરણ કરતો નથી, એના પાત્રોનું જીવતરણ, બનાવોના કારણભાવની અનિવાર્યતા, ઉપરાંત એના જીવનદર્શનની ઉત્કટતા તથા ગંભીરતાને લીધે દેશકાળની આપણી મર્યાદાઓ ઓગળી જાય છે. આ વ્યાપારને સાધારણીકરણ નામ આપવું હોય તો આપો. પણ એટલું સ્પષ્ટ રહેવું જોઈએ કે સર્જકને એ વ્યાપારને અનુલક્ષી કશો ખાસ ધર્મ પ્રાપ્ત થતો નથી. અનુભવની ઉત્કટતાએ સર્જકને અસ્વસ્થ કર્યો હશે, આકુળ કર્યો હશે, અનુભવ યથાર્થ શબ્દદેહ ન પામે ત્યાં સુધી સમાધાન ન થાય એવો ક્ષોભ ઉપજાવ્યો હશે. અર્થાત્ સામાન્ય રીતે કહીએ છીએ તેમ સર્જકને પ્રેરણા થઈ હશે, તો બાકીનું કામ ભાવકને આધીન છે. કૃતિમાં અનુભવ બને તેટલો ઊતર્યો છે કે નહિ એ સર્જક જુએ. એની પ્રેરણા સાચી હશે તો શબ્દોમાં એ અનુભવનું બને તેટલું અનુકરણ કર્યા વિના એને જંપ જ નહિ વળે, પણ એ વિષયમાં પોતાના અન્તઃકરણની વૃત્તિ સિવાય સફળતા માપવાનો કોઈ ગજ તેની પાસે નથી.

હવે અનુભવની વિશિષ્ટતા અનુભવમાં જ અન્તર્ગત છે. પ્રાસ, અપ્રાસત્વ, છંદ, અછંદત્વ, પદાવલિ, ગુણો, રીતિ, રચનાપ્રક્રિયાનો કોઈ પણ અંશ અનુભવને વિશિષ્ટતા અર્પી શકતો નથી. રચનાતંત્ર કૃતિમાંના અનુભવની વિશિષ્ટતાને પ્રગટ કરી શકે, નાશિત કરી શકે, અને તે અભિવ્યક્ત કરવું એ તેનું પ્રયોજન છે. પણ એ સ્વયમ્ તેની [illegible] નથી. રચનાતંત્ર અનુભવવિશેષને મૂર્ત કરવાનું સાધન છે અને તેથી આ અનુભવવિશેષનો સફળ, અલ્પસફળ, કે [illegible] છે. [illegible] વિષય અનુભવ શો છે તે સિદ્ધાન્તને પદ્ધતિ કે રીતિની અવચ્છેદકતાના સ્વીકારથી કશી બાધ નડતી નથી. અનુભવની વિશિષ્ટતા જ કાવ્યને સાચી વિશિષ્ટતા અર્પી શકે છે, રચનાતંત્ર કે તેનું કોઈ અંગ નહીં.

રામનારાયણભાઈએ કાવ્યમાં પદ્ધતિ અને રીતિને ખૂબ મહત્ત્વ આપી રચનાપ્રક્રિયા જ જાણે કાવ્યનો આત્મા હોય એમ લખ્યું છે. (વસ્તુતઃ એ તેમના અને પ્રો. ઠાકોરના વિવેચનોની અસર આધુનિક કવિતાના રચનાતંત્ર ઉપર વિશેષ પડી છે તે તથા આધુનિક કવિતા લાગણીમય કરતાં લાગણીસ્પૃષ્ટ સમજણ બની છે તે હકીકત પણ તેમના સિદ્ધાન્તની

થોડીક સૂચક છે.) હવે રચનાપ્રક્રિયામાં માત્ર 'રીતિ જ લઈએ, આલંકારિકો રીતિ કહે છે તે, તો રામનારાયણનો મત વામનની ઘણી જ નજીક જતો રહે છે. વામન કાવ્યનો આત્મા રીતિમાં જુએ છે. રીતિ એટલે વિશિષ્ટા પદરચના, ચોક્કસ ગુણોવાળાં પદોની સંઘટના, યોજના. શબ્દ અને અર્થ તે કાવ્યનું શરીર, અને રીતિ' તે કાવ્યનો આત્મા. રીતિ તે કાવ્યનો આત્મા, રીતિનો આધાર ઓજસ્ માધુર્ય પ્રસાદ એ વર્ણગુણો ઉપર, અને એ ગુણો વગર કૃતિને વૈશિષ્ટ્ય નથી આવતું, — આ અર્થનાં વામનનાં વચનમાં અને રામનારાયણનાં વચનમાં ઝાઝો ફેર નથી. ફેર હોય તો આટલો જ કે વામનનું ધ્યાન નિરૂપણતંત્રના એક અંગ ઉપર થયું છે ત્યારે રામનારાયણ સમગ્ર રચનાપ્રક્રિયા ઉપર નજર રાખે છે. પણ બન્ને અનુભવવિશેષને બદલે નિરૂપણપદ્ધતિમાં વૈશિષ્ટ્ય શોધે છે. આથી આનન્દવર્ધન અને અભિનવગુપ્તે વામનનો જે વિરોધ કર્યો છે તે રચનાપ્રક્રિયામાં વિશિષ્ટતા જોતા સર્વ સિદ્ધાન્તને લાગુ પડે એમ માનું છું. रीतिलक्षणविधायिनाम् हि काव्यतत्त्वम् एतद् अस्फुटतया मनाक् स्फुरितम् आसीत्। (ધ્વન્યાલોક ૩–૫૨). રામનારાયણ આવિષ્કરણપદ્ધતિને કાવ્યતત્ત્વ કહેતા નથી તેથી ફેર પડતો નથી, કેમકે લાગણીમય સત્યને કાવ્યતત્ત્વ કહેવા છતાં તેનાથી કાવ્યમાં વૈશિષ્ટ્ય આવે છે એમ તે કહેતા નથી. એમનું લાગણીમય સત્ય તો કાવ્યનું સામાન્ય છે.

સર્વ રચનાતંત્રની રસપરતા હોવી જોઈએ એમ કહેવાથી પણ આપણો અર્થ પૂરો સરતો નથી. કેમકે રસનો સિદ્ધાંત, એનું ખૂબ મૂલ્ય સ્વીકાર્યા છતાં કહેવું જોઈએ, સર્જક કરતાં ભાવકને વધુ અનુસરે છે. ભાવકમાં સુપ્ત રહેલી લાગણીઓ કેવું રચનાતંત્ર જગાડે એની ચર્ચામાં રસવાદ ગૂંથાયેલો રહે છે. કાવ્યનું તત્ત્વ છે સર્જકનો વિશિષ્ટ સંવિત્લક્ષી અનુભવ, જેને પરાયણ, જેને ઉચિત, જેને મૂર્ત કરવા સર્વ આવિષ્કરણપ્રક્રિયા હોવી જોઈએ. સર્જકનો સંવિત્લક્ષી, કલ્પનાએ અખંડરૂપે ધારણ કરેલો અનુભવ, રસસિદ્ધાંતમાં પણ ગૌણ સ્થાન પ્રાપ્ત કરી દે છે. રસસિદ્ધાંતના એકાન્તિક સ્વીકાર અને અનુસરણથી સંસ્કૃત નાટ્યમાં ચીલા પડી ગયા અને પ્રશસ્તિકાજના આવી એમ કહેવું ખોટું નથી. આધુનિક સંવિત્લક્ષી કાવ્યોને રસસિદ્ધાંતની કસોટીએ ચડાવવામાં બેહૂદાપણું આવે છે એ પણ એ સિદ્ધાંતમાં વૈયક્તિક અનુભવની ગૌણતા સૂચવે છે. રમણભાઈ એ પ્રયત્નમાં નિષ્ફળ થયા હતા. અને રસસિદ્ધાંતના વિનિયોગનો આગ્રહ સેવીશું તો આપણાં કેટલાંક ઉત્તમ કાવ્યોમાં કોઈ ખાસ રસ જડશે નહીં. પછી શાન્ત રસ નિષ્પન્ન થયો, નિષ્પન્ન થયો, કહી મન મનાવીએ તો જુદી વાત.

વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી

***

## પરિષદનાં પ્રકાશનો

સાહિત્ય પરિષદે તાજેતરમાં બે પુસ્તકો પ્રગટ કર્યાં છે: **મારી બિનજવાબદાર કહાણી** [લેખક: શ્રી કનૈયાલાલ મુનશી, મૂલ્ય અઢી રૂપિયા] અને **પિરામીડની છાયામાં** [લેખક: શ્રી. ચંદ્રશંકર શુક્લ, મૂલ્ય: બે રૂપિયા] પહેલામાં શ્રી. મુનશીએ યુરોપના પ્રવાસનાં સંસ્મરણો હળવે હૈયે આલેખ્યાં છે; બીજું તે, મિસરના પ્રાચીન સાહિત્યમાંથી ચૂંટી કાઢેલી ઉત્તમ વાનગીઓનો લેખકની વિસ્તૃત અભ્યાસપૂર્ણ પ્રસ્તાવના સહિતનો સંગ્રહ છે. પરિષદના સભ્યોને આ તેમજ પરિષદનાં અન્ય પ્રકાશનો અર્ધી કિંમતે મળે એમ ઠરાવેલું છે. પોસ્ટેજનો ખર્ચ અલગ ગણવામાં આવશે. પુસ્તકો વી. પી. થી પણ મંગાવી શકાશે. ભારતીય વિદ્યાભવન, ૩૩–૩૫, હારવે રોડ, મુંબઈ ૭—એ સ્થળેથી પરિષદનાં પ્રકાશનો મળી શકશે.

***

## પરિષદના સભ્યોને

જે સભ્યોએ હજી સુધી પોતાનાં લવાજમ મોકલી આપ્યાં ન હોય તેમને વિનતી કે મંત્રી, સાહિત્યપરિષદ, ૩૫, દલાલ સ્ટ્રીટ, કોટ, મુંબઈ, એ શિરનામે હવે સત્વર મોકલી આપે.

# એક જવાબદાર અવલોકન*

"મારાથી લખાશે ખરૂં, પણ જવાબદાર લેખ લખાવાનો નથી; ગમે તે લખાશે તો પછી તેને છપાવ્યા વિના રહેવાવાનું નથી; છપાશે તો નિરવધિ કાલ ને વિપુલ પૃથ્વીમાં કોઈ માડીજાયો તે વાંચ્યા વિના રહેવાનો નથી-અને પછી શી તરંગપરંપરા ઊઠશે ? સાહિત્યના ચોકિયાતોને રૌદ્ર સ્વરૂપ ધારણ કરવાની મહેનત આપવી પડશે, સંસ્કારના સિદ્ધાંતોમાં ગરબડ થઈ જશે."

'બિનજવાબદાર કહાણી' લખતાં શ્રી. મુનશીએ સેવેલો આ ભય સદ્ભાગ્યે સાચો પડ્યો નથી. એના વાચનને પરિણામે સાહિત્યના કોઈ પણ ચોકીદારને રૌદ્ર સ્વરૂપ ધારણ કરવું નથી પડ્યું, એટલું જ નહિ, પણ રોષથી એનાં ભવાંયે ચઢ્યાં નહિ હોય. આ કહાણી વાંચીને કદાચ અસંતોષ થાય તો તે એક જ વાતનો થાય એમ છે: બિન-જવાબદાર તો બિનજવાબદાર, પણ આ કહાણી અધૂરી કેમ મૂકી છે ! આટઆટલાં વર્ષ થયાં તો યે હજી શ્રી. મુનશી રોમમાં જ કેમ રહી પડ્યા છે? યુરોપનો પ્રવાસ પૂરો કરી હવે એમણે પાછા ફરવું જોઈએ.૧૯૨૩ માં એમને બિનિહિસીના દીવા દેખાયા. ચાર વર્ષ સુધી એ દીવા દેખાયા કર્યા ને ૧૯૨૭માં એમનો પ્રવાસ આગળ ચાલ્યો. પણ એ રોમ સુધી જઈ ને અટકી પડ્યો છે. ૧૯૪૩ માં પણ એ રોમથી આગળ વધ્યો નથી અને શ્રી. મુનશી તો પ્રવાસ પૂરો કરી પાછા ફર્યા, પણ બિચારા વાચકનો જીવ રોમની 'સનાતન નગરી' માં અટવાઈ પડ્યો છે, અને પુસ્તક પૂરું કર્યા પછી આ જાતનો અસંતોષ ઊપજે છે એ જ એની સફલતાનો પુરાવો છે.

"અમે ગામમાં ફરી, લેસેપ્સની મૂર્તિ પાસે જઈ, થોડી વાર તેની આસપાસ ફર્યા. ત્યાં સમુદ્રનાં મોજાંઓ આવીને અથડાતાં; બૂટસ્ટૉકિંગ કાઢી પાણીમાં છબછબિયાં કરવાની ઇચ્છા મેં મહા-મહેનતે રોકી."

'બિનજવાબદાર કહાણી'માં શું છે તે એક જ વાક્યમાં કહેવું હોય તો એ જ પુસ્તકમાંથી ઉતારેલા ઉપલા વાક્યમાં કહી શકાય. પુસ્તકના પૂર્વભાગમાં શ્રી. મુનશી ગાંભીર્યનાં બૂટસ્ટૉકિંગ કાઢી સાહિત્યના નીરમાં છબછબિયાં કરે છે ને છેવટના ભાગમાં પોતે વાચકને સાથે લઈ ને અપૂર્વ કલાવિધાનવાળી પ્રતિમાઓ તેમ જ રોમન બાદશાહોની કલ્પના-મૂર્તિઓની આસપાસ ફરે છે.

પોતે પ્રવાસનો નિશ્ચય કેમ કર્યો, તેને માટે કેવી કેવી તૈયારીઓ કરી, મિત્રાદિ તરફથી વણમાંગી કેવી સલાહો મળી ઇત્યાદિથી માંડી 'સ્ત્રીઓને જોતાં અડધો નમી પડતો ઠીંગણો, જાડો વૃદ્ધ, ઇટાલિયન કેપ્ટન', 'માત્ર જાડાઈને ખાતર જ, જાડાઈ'નો નવીન સિદ્ધાંત સ્થાપિત કરતી નિઃસીમ વિશાલતાના અવતાર સમી સ્ત્રીઓ, 'મુનશી'ને 'મુસફી' બનાવી એ શબ્દની કોઈએ ન કરી હોય તેવી કઢંગી સ્થિતિ ઉપજાવતો પોતાને પ્રથમ વર્ગના પ્રવાસીઓ કરતાં યે મોટો સદ્-ગૃહસ્થ માનતો ટૉમસ કુકનો માણસ; ટ્રેનના સર્વ ઉતારુઓના અપૂર્વ કુતૂહલનું કારણ બનતો ને શ્રી. મુનશી પાસે ફ્રેંચ ભાષાના 'ભયંકર પ્રયોગ' કરાવતો શ્રીમતી મુનશીના કપાળપરનો ચાંલ્લો; સ્વસ્થતાથી સૂતેલાં પ્રવાસીઓને નવડાવી નાંખીને પોતાના આગમનની જાહેરાત કરતો બાબલમાંડવ; 'યુરોપના સ્વાતંત્ર્યના વાતાવરણથી ઘેલું બની' શીશી તોડી નેતરની પેટીમાં પ્રસરી જઈ, ત્યાંથી યે દિગ્વિજય કરવાની મહેચ્છાથી પ્રેરાઈ બહાર નીકળી, શ્રી મુનશીનાં કોટપાટલૂન ને બૂટ તથા કસ્ટમહ ઉસના અમલદારના શરીર પર 'પોતાનો વિજયવાવટો' ફરકાવતું, 'ગુજરાતી તલમાંથી ગુજરાતી ઘાંચણે પીલેલું સ્વાતંત્ર્યની ઇચ્છાવાળુ ને મરચાંના ઝમ-ઝમાટથી તેજસ્વી' બનેલું લિંબુના અથાણાંનું તેલ: એ સર્વેનું શ્રી. મુનશીએ રસવતી ને રસાળ, પ્રસન્ન ને અગંભીર, નર્મ ને મર્મથી અંકિત અને 'કૌમુદી-

* મારી બિનજવાબદાર કહાણી [લેખક: શ્રી. કનૈયાલાલ મુનશી; પ્રકાશક: ગુજરાતી સાહિત્ય પરિષદ; મૂલ્ય: અઢી રૂપિયા.]

માર્ગ'ના વર્ણન સમા કેટલેક પ્રસંગે કવિત્વની સીમાને સ્પર્શતી શૈલીએ કરેલું વર્ણન એ પાણીમાં ઊર્મિઓ ઉત્પન્ન કરવાની એમની શક્તિના ઊંડેના કેટલાક ચમત્કારો છે અને એ એમને અત્યાર લગીના આ પ્રકારના પ્રવાસ વર્ણનના પુસ્તકો કરતા જુદા જ વર્ગમાં મૂકી દે છે

છેવટના અમુક ખંડોને બાદ કરતા આખા પુસ્તકમા શ્રી મુનશીની કલમ ( અથવા એમના શબ્દમા '[illegible] મેનકી મુનીન દુહિતા' ) હળવે હાથે ચાલી છે વાચકોને એ હળવાશ સુંદર જરૂર છે પણ એ નેહાની ને રમતિયાળ પણ ઘણી જ છે સીધે રસ્તે [illegible] નગર ચાલતા જવાની એને ટેવ નથી જ્યા ફાવે ત્યા એ નજર ફેરે છે, [illegible] [illegible] [illegible] [illegible]

પરંતુ [illegible] [illegible] એક ખંડમાં જાય છે [illegible] ફૂલની રમતી કન્યા [illegible] જઈ ગંભીર કુળવધૂ થવાનો યત્ન કરે છે તેમ આ પુસ્તકના અંતિમ ભાગમા આ વિહારી કન્યા પણ એની અગંભીરતા ઘણે અંશે એછી કરી નાખી ડાહીડાહી વાતો કરતા મંડી જાય છે

પુસ્તકના પ્રારંભના ભાગમા શ્રી મુનશી કહે છે, "વ્યાકરણ ભૂગોળ, ઇતિહાસ એ બધા ખોટી દુનિયાની માયાની જાળ છે અમારા મુમુક્ષુ આત્માને તેની પરવા નથી" શરૂઆતના ખંડોમા ઇતિહાસ-ભૂગોળની વાતો આવતી નથી એ ખરૂ, પણ પાછળના ખંડો એનો ખૂબ વળી દે છે 'જગતસ્વામી રોમ'ના શહેનશાહોનો ઇતિહાસ તેમની વિજયયાત્રા ને પરાક્રમો પથ્થરોમા રચાયેલા મહાકાવ્યો સમી અપૂર્વ કલાભરી શિલ્પકૃતિઓ—એ સર્વેનુ વર્ણન માહિતીની દૃષ્ટિથી ઉપયોગી છે, એટલુ જ નહિ, પણ રસભર્યુ પણ એટલુ જ છે પરંતુ એ બધા વર્ણનમા જે સ્વાભાવિક રીતે જ શૈલીનો ભેદ પડે છે તે પરથી પુસ્તકના બે જુદા જુદા ખંડો પડી જતા હોય એમ લાગે છે, અને આ એક પ્રવાસ નથી પણ બે પ્રવાસ હોય એવો ભાસ થાય છે પૂર્વભાગમા યુરોપ તરફ શ્રી મુનશી આગળ પ્રવાસ કરે છે તો પાછળના ભાગમા ઇતિહાસના પ્રદેશમા ભૂતકાળ તરફ એ પાછળનો પ્રવાસ કરે છે આમ સ્થળ ને કાળ બનેનો એ પ્રવાસ કરે છે ને વાચકને પણ કરાવે છે સ્થળના વિષયમાં એ અગાડી વધે છે ને કાળની બાબતમા પાછળ જાય છે પણ આગળપાછળનો પ્રવાસ ઇતિહાસની શૃંખલા વડે એવો સુસંકલિત થયેલો છે કે એનો કોઈને આંચકો લાગે એમ નથી "જ્ઞાન ને ગમ્મત એ બેમાથી એકે હું આપવા માગતો નથી' એમ કહીને લેખકે બને આપ્યા છે શરૂઆતના ભાગમા ગમ્મત, ને પાછળના ભાગમા જ્ઞાન

વેદાન્તીઓના અનિર્વચનીય ખ્યાતિવાદનુ સ્મરણ કરાવે એવી ઢબે પુસ્તકના આમુખમા શ્રી મુનશી કહે છે, 'આ કહાણી નથી ખોટી ને નથી ખરી' ખરીખોટી, જેવી હોય તેવી પણ એ કહાણી છે અને વધારે સાંભળવાની ઉત્કંઠા પ્રેરે એવી ઢબે કહેવાઈ છે તેથી આખુ પુસ્તક પૂરૂ કર્યા પછી એક જ પ્રશ્ન વાચક આગળ ઊભો થાય છે. 'આ કહાણી હજી અધૂરી છે એ પૂરી ક્યારે થશે?' આનો ઉત્તર શ્રી મુનશી જલદી આપે એમ ઇચ્છીએ

જ્યોતીન્દ્ર હ. દવે

***

## મહીડા સુવર્ણચંદ્રક

### શ્રેષ્ઠ નવલિકા — ૧૯૪૨

સ્વ શ્રી મોતીસિંહજી મહીડા સુવર્ણચદ્રક સમિતિ આથી જાહેર કરે છે કે ૧૯૪૨ ના વર્ષ દરમ્યાન પ્રગટ થયેલી શ્રેષ્ઠ નવલિકાના લેખકને નાતાલની રજાઓમા વડોદરા મુકામે ભરાનાર સાહિત્યસમ્મેલનમા સુવર્ણચદ્રક આપવાનું ઠરાવવામા આવ્યુ છે નિરીક્ષકો તરીકે શ્રી કનૈયાલાલ મુનશી અને શ્રી જ્યોતીન્દ્ર દવેને નિયુક્ત કરવામાં આવ્યા છે તો લેખકો તેમજ પ્રકાશકોને ૧૯૪૨ ના વર્ષમા પ્રગટ થયેલી નવલિકા કે નવલિકાસગ્રહ મત્રી, સાહિત્યપરિષદ, ૩૫, હમામ સ્ટ્રીટ, કોટ, મુબઈ, એ સરનામે મોકલી આપીને આ કાર્યમા ત્વરિત સહકાર આપવાની વિનતી છે

# "અદ્વૈત" કાવ્યનું કર્તૃત્વ કોનું ?

[શ્રી ઉમાશંકર જોશીએ 'ક્લાન્ત કવિ' ના પરિશિષ્ટમાં કાન્તના 'પૂર્વાલાપ'મા સ્થાન પામેલું 'અદ્વૈત' નામક કાવ્ય મૂક્યુ છે. એ કાવ્ય કલાન્તની ગ્રંથ શ્રેણિ 'ભારતી ભૂષણુ' મા કાન્તના બીજા બે કાવ્યો, 'કલ્પના અને કસ્તૂરીમૃગ' અને 'મૃગતૃષ્ણા' સાથે ૧૮૯૫ મા છપાયું હતું આ ત્રણ કાવ્યોમાંથી માત્ર અદ્વૈત'ની નીચે જ કાન્તનું નામ મુકાયુ ન હતું તેથી શ્રી ઉમાશંકરે એ કલાન્તનું હોય એમ ધાર્યું એ વિષે શ્રી ઉમાશંકરને લખેલા એક કાગળ ઉપરથી નીચેની વિચારણા મૂકી છે —લેખક]

૧. 'પૂર્વાલાપ' બહાર પડ્યો કાન્તના મૃત્યુને દિને. તે પહેલાં, કાન્ત તેમની છેલ્લી—કાશ્મીરની મુસાફરીએ—જવા નીકળ્યા ત્યારે તેમનાં કાવ્યોનો સંગ્રહ પોતે જ તૈયાર કરીને છપાવવા માટે આપી ગયા હતા એ હકીકત અહુથી વધારે અગત્યની છે. કલાન્તના કાવ્યોનુ કર્તૃત્વ જોતા જે મુશ્કેલીઓ ઊભી થાય છે તે મુશ્કેલીઓ આ રીતે 'પૂર્વાલાપ'નાં કાવ્યો જોતાં ન પડે 'પૂર્વાલાપ'માં આવતા બીજા બધાં કાવ્યોની જેમ જ 'અદ્વૈત'ને પણ કાન્તના કાવ્ય તરીકે સ્વીકારવું પડે

૨. ઉપર મૂકેલા જડ, નક્કર સત્ય સામે શંકાચિહ્ન મૂકી શકાય તો જ આંતરિક પુરાવાઓને આધારે આગળ વધવું પડે આ કાવ્યની શૈલી વ૦ જોઈએ: 'અદ્વૈત'ની પહેલી બે કડીઓ કાન્તની કાવ્ય ઉપાડવાની પદ્ધતિને જ અનુસરે છે. કાવ્યની શરૂઆત શરૂઆતથી ન થતાં કોઈ નવીન જ રીતે થાય છે. આ બે કડીમા, અને સમગ્ર કાવ્યમાં, કાન્તની તત્ત્વને વિમાસવાની ટેવ પણ દેખાઈ આવે છે તે પછી, 'નવોઢા સ્થિતિમાં...' વ૦ ત્રીજી કડીની પંક્તિઓથી નાયિકાના વિકાસનુ ધૈર્યભર્યું, મનોવિશ્લેષણપૂર્વક દર્શન કરાવતી કાવ્યની ક્રમિક પ્રગતિ પણ કાન્તની સાક્ષી પૂરે છે. કાવ્યની આ સુશ્લિષ્ટતા, 'નવાં નવા સાધન રસાલ સજતી ગઈ' જેવી સુસ્પષ્ટ આકાર ધરી રહેતી પંક્તિઓ, અને નિરપવાદ રીતે દરેકે દરેક શબ્દમાં પણ છતી થતી પ્રૌઢિ કલાન્તમાં જોવા મળતી નથી. આ ધૈર્ય, આ આયોજન, આ તટસ્થ્ય કલાન્તમાં એકસરખુ ટકી રહેતુ નથી. (અપવાદરૂપે માત્ર કલાન્તની અન્યોક્તિઓ, કે જેને હું તેમની વિકસિત શૈલીનાં છેલ્લાં ફળો માનું છું. પણ એ તો ટૂંકી હોય) વળી, કાવ્યની, અંતના સોરઠાની નારસિંહી ખોડ પણ કાન્તે કાવ્યને અન્તે 'પૂર્વાલાપ'માં મૂકતાં સુધારી લીધી છે

૩. (ક) કદાચ ઉપરનાં મજબૂત કારણો ન હોત તો પણ કાન્તના સમસ્ત પદકોષનુ આ કાવ્યમાં પ્રતિબિંબ જોઇને પણ હું કાન્તના કર્તૃત્વ પર ભાર મૂકત

પ્રો ઠાકોર તેમના 'નવીન કવિતા વિષે વ્યાખ્યાનો'-માં પારાશર્યની શૈલી અમુક જ વર્ણનભંગીઓથી અને શબ્દાવલીથી ઓળખાય છે તે બતાવીને કાન્તની શૈલી એવી જ છે એમ કહે છે (જુઓ પૃ ૩૨) 'પૂર્વાલાપ'ની પદાવલીમા માત્ર 'ગહન' શબ્દનો જ ઉપયોગ ધ્યાન ખેંચે છે તેમ નથી: આખા 'પૂર્વાલાપ'માં કવિના મનને વળગી ગયેલા શબ્દો આવ્યા જ કરે છે જેમ પારાશર્યને 'અનુભૂતિ' વાપર્યા વગર ચાલતુ જ નથી, તેમ કાન્તને 'અનુભવ' વગર 'અદ્વૈત'માં આ શબ્દ બે વાર વપરાયો છે બીજાં કાવ્યો જોઈએ. 'વસંતવિજય'મા,

> અરેરે શેની શી અનુભવ કરુ છુ અસર એ
> જઈ થોડે છેટે પાછી અનુભવે શીતલ હવા
> ખરે ત્યારે આનો અનુભવ જરા આજ કરીએ

આમ ઉપરાઉપર ત્રણ વાર આ શબ્દ વપરાય છે બીજા સ્થળો પણ જોઈએ

> સાથે સાથે અનુભવતણું ધ્યાનમા ચિત્ર આવે
> (મૃગતૃષ્ણા)
> રે પહેલા ન હતી કદી અનુભવી આવી ઉદાસીનતા ?
> (ઉપાલંભ)
> તપાસી લે તારો અનુભવ વિષે અંકુર નવું ?
> (પ્રણયમા તાલક્ષેપ)
> અનુભવે, ન છતા, ક્ષણ એક એ (ચક્રવાકમિથુન)
> નથી તે શું ક્યારે ક્ષણ વિરહ એવી અનુભવી ?
> (અતિક્રમણ)

આ જ કાવ્યમાં—'અતિગમન'માં—કાન્તના આવા જ બીજા શબ્દો 'અસર', 'અદ્ભુત' અને 'સ્વરૂપ' મળે છે. વળી,

રાત્રીમાં પે અનુભવ કરે દર્પનો ત્યાં સ્થાંગ.
(સ્વર્ગગંગાને તીર)

'અદ્વૈત'માં આવતો આ શબ્દ પોતે સાધારણ છે, પણ કાન્ત તેને ફરીફરીને વાપર્યા જ કરે છે.' કાન્ત વિશેની અનેક વાતો—અને તેમાંની છેલ્લી, કામળા પરના પ્રયોગની, હમણાં જ 'માનસી'માં આવી ગઈ તે,—યાદ રાખીએ તો એમ કહી શકાય કે અનુભવ અને પ્રતીતિ એ તેમના સ્વભાવનાં અંગો છે. આ 'પ્રતીતિ' પણ 'અદ્વૈત'માં છે. બીજે પણ છે:

પ્રેમ છે, એ નહીં બીજું, પ્રતીતિ એમ થાય છે.
(કલ્પના અને કસ્તૂરીમૃગ)

પ્રતીતિ કીધી કે ફલ લવ નથી જીવન મહીં.
(અશ્રુને આવાહન)

[અપૂર્ણ] ભૃગુરાય અંજારિયા

*

# પરિષદ–પ્રવૃત્તિ

## આગામી સંમેલનની તૈયારીઓ

ગૂજરાતી સાહિત્ય પરિષદના વડોદરામાં ભરાનારા પંદરમા સંમેલનને અંગે શ્રીમંત ગાયકવાડ સરકાર તરફથી નિયુક્ત થયેલી સ્થાનિક સભાની પહેલી બેઠક રાજ્યના વિદ્યાધિકારી સાહેબની કચેરીમાં તા. ૧૬-૧૦-૪૩ ના રોજ મળી હતી. સભામાં સ્થાનિક કારોબારી સભાની રચના કરી પરિષદનું કામકાજ શરુ કરી દેવાનો નિર્ણય થયો હતો. સ્થાનિક કારોબારી સભામાં પરિષદની મધ્યસ્થ સભાના સભ્યો, વડોદરામાં વસતા પરિષદના સભ્યો, શ્રીમંત સરકાર તરફથી નિયુક્ત થયેલી સ્થાનિક સભા, અને સ્થાનિક કારોબારી સભાને ઓછામાં ઓછા પાંચ રૂપિયા આપે તે ગૃહસ્થોનો સમાવેશ થશે.

પરિષદના મંત્રીની સૂચનાનુસાર સભાએ નિર્ણય કર્યો છે કે સંમેલનના અધિવેશનની તારીખો ૨૫-૨૬-૨૭ ડિસેમ્બર, ૧૯૪૩, હાલના તબક્કે આમ રાખવી.

સભાએ સંમેલનના કામને પહોંચી વળવા માટે ઉપસમિતિઓની પણ રચના કરી છે, જે આ પ્રમાણે છેઃ–નિબંધસમિતિ, પ્રદર્શનસમિતિ, રંજનસમિતિ, સરભરાસમિતિ, ભોજનસમિતિ, સ્વયંસેવકસમિતિ, પ્રચાર અને પ્રકાશનસમિતિ અને સભાસ્થાનસમિતિ. સંમેલન ભરવાને માટે ઉઘરાણું કરી નાણાં ભેગાં કરવા માટે પણ એક સમિતિ નીમવામાં આવી છે.

સંમેલનનું કામકાજ વિભાગ કરીને ચલાવવાનો નિર્ણય થયો છે અને સાહિત્ય, કલા અને વિજ્ઞાન એ ત્રણ વિભાગો રાખવામાં આવ્યા છે. એમ પણ ઠરાવ્યું છે કે પરિષદ સંમેલનના મંત્રીઓ તેમના હોદ્દાની રૂએ દરેક ઉપસમિતિના સામાન્ય મંત્રીઓ તરીકે કામ કરશે.

પ્રમુખની ચૂંટણી માટે સમય ઘણો ઓછો હોઈ સભાએ બંધારણ અનુસાર સ્થાનિક સભાના દરો સભાસદોને સત્કારમંડળના સભ્યો ગણી પ્રમુખની ચૂંટણી માટે તેમને પ્રતિનિધિઓ તરીકે નિયુક્ત કર્યા છે અને પરિષદના મંત્રીને તેમનાં નામ મોકલી આપ્યાં છે, જેથી મતપત્રો તેમના તરફ રવાના કરી શકાય.

★

# પુસ્તક–પરિચય

### ગાંધીજીને જગવંદના

[સંપાદક: ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન્; અનુવાદક: શ્રી. ચંદ્રશંકર શુક્લ; પ્રકાશક: વોરા એન્ડ કંપની ૩, રાઉન્ડ બિલ્ડિંગ, મુંબઈ ૨; મૂલ્યઃ પોણા ત્રણ રૂપિયા]

મહાત્મા ગાંધીજીના ૭૦મા જન્મદિનની ઉજવણી નિમિત્તે ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણને સંપાદિત કરેલા Mahatma Gandhi નામક અંગ્રેજી ગ્રંથમાંથી તૈયાર કરેલું સ્વામી આનંદની પ્રસ્તાવના સહિતનું આ પુસ્તક ગાંધીજયન્તી પ્રસગે જ પ્રસિદ્ધ થયું છે. એક અથવા બીજી રીતે ગાંધીજીના પરિચયમાં આવેલાં જગતનાં અગ્રગણ્ય નરનારી

એઓએ સંસ્મરણરૂપે કે અભ્યાસ દ્વારા ગાંધીજી અને તેમના જીવનકાર્ય વિશેનાં પોતાનાં મંતવ્યો નિખાલસ રીતે પણ પૂરી આદરબુદ્ધિથી એમાં વ્યક્ત કર્યાં છે એ આ પુસ્તક વાંચતાં પ્રતીત થશે.

સમ્યક્‌દર્શન માટે સમીપમાં રહી કરેલું દર્શન અને દૂર જઈને કરેલું દર્શન બન્ને આવશ્યક ગણાય તો આ પુસ્તકની ઉપયોગિતા સ્વયંસિદ્ધ છે. ગાંધીજીના જીવનદર્શન કે કાર્યપદ્ધતિના કોઈ કોઈ અંશ સાથે જેઓને પ્રામાણિક મતભેદ છે તેમનાં મંતવ્યોને પણ આ સંપાદનમાં સ્થાન મળ્યું છે.

ઊડીને આંખે વળગે એવી એક હકીકત આ પુસ્તકમાંથી એ તરી રહે છે કે પશ્ચિમના લેખકોએ ખ્રિસ્તીધર્મના અનેક સંતો સાથે ગાંધીજીની સરખામણી કરી છે. સંત ફ્રાન્સિસ, સંત ટોમસ એક્વિનાસ, સંત બર્નાર્ડ, સંત પોલ, સત બ્રૂનો અને કેટલેક સ્થળે ઈસુ ખ્રિસ્ત સાથે પણ એમને સરખાવવામાં આવ્યા છે. આમ એક જ પુરુષ અનેક સંતોનાં સ્મરણ જગવે છે ત્યારે એનો ગુણસમુચ્ચય કેવો વિવિધ ને કેવો સમૃદ્ધ છે તેની પ્રતીતિ થાય છે.

નાનામોટા બધા જ લેખો સમર્થ છે, છતાં ક્લેર શેરીડન, જનરલ સ્મટ્સ, રોમાં રોલાં, હરમાન કૈસરલિંગ, અર્નેસ્ટ બાર્કર, મોડ રાઇડન, આર્થર મૂર, બેરિડેલ કીથ, પટ્ટાભી સીતારામય્યા, બાબુ ભગવાનદાસ વગેરેના લેખો સવિશેષ આકર્ષક બન્યા છે. ગાંધીજીની મહત્તાનો, માનવસંસ્કૃતિને એમણે કરેલા અર્પણનો બહુવિધ પરિચય આપીને એ મહાપુરુષ વિશે આ અભિપ્રાયસમૂહ નિરતિશય સન્માન પ્રેરે છે.

અનુવાદકે બધા જ લેખોનો પૂરો અનુવાદ નથી આપ્યો, તેમ એમણે પોતાની ભાષામાં સાર પણ કાઢી દીધો નથી. લેખના મૂળ વક્તવ્યને અજાણતાં પણ હાનિ ન થાય તે અર્થે મુખ્ય વક્તવ્યના દ્યોતક ખંડોનો અનુવાદ આપવાની પ્રશસ્ય પદ્ધતિ એમણે સ્વીકારી છે. ભાષાન્તર પ્રાસાદિક છે. પ્રત્યેક લેખકની વિશિષ્ટ શૈલીનું એમાં સ્વચ્છ પ્રતિબિંબ પડે છે, એ અનુવાદની પણ વિશિષ્ટતા છે.

યશવન્ત શુક્લ

## ગુજરાતી સાહિત્યની રૂપરેખા

[ લેખક : પ્રો. વિજયરાય ક. વૈદ્ય; પ્રકાશક : એન. એમ. ત્રિપાઠી લિ.; મૂલ્ય : રૂ. ૧–૧૨–૦ ]

છેક અપભ્રંશ-કાળથી માંડીને અદ્યતન સમય સુધીનો સળંગ સાહિત્ય ઇતિહાસ આલેખવાનો આ એક વિશિષ્ટ પ્રયત્ન છે. ગૂજરાતી સાહિત્યના બીજ-કાળથી પ્રારંભ કરીને શક્ય તેટલા તાટસ્થ્યથી લેખક છેક અર્વાચીન કાળ લગી આવી પૂગ્યા છે. પ્રસ્તાવનામાં પોતે સ્પષ્ટ કરે છે તેમ, વિદ્યાર્થીઓ, તેમાંય કૉલેજિયનોને આંખ આગળ રાખીને આ ગ્રંથ લખાયો હોવા છતાં સાડાત્રણસો ક પાનામાં પ્રશ્નોથી. ચાસ્સો. સેરબ્રેતો. પરિચય બહુ સમર્થ રીતે અપાયો છે. આવડા વિશાળ પટ પર સળંગ આલેખન થતાં તેમાં ક્યાંક ક્યાંક પ્રમાણવિવેક વીસરાઈ જવાનું જે ભયસ્થાન તે અહીં ઝાઝું દૃષ્ટિગોચર થતું નથી. જ્યાં જેટલો જરૂરી તેટલો ને તેવો જ પરિચય ઇતિહાસના પટને વધુ પડતો પહોળો બનાવ્યા વગર કે બિનજરૂરી વીગતોમાં ડૂબી ગયા વગર સુંદરતાથી અપાયો છે.

પોતાના સિદ્ધાંત મુજબ લેખકે સાહિત્યના પ્રકારો કરતાં સાહિત્યકારોને વિશેષ નજરમાં રાખ્યા છે. જો કે સાહિત્યના પ્રકારોમાં તે તે લેખકનું સ્થાન એમણે આંકી બતાવ્યું છે ખરું, પણ પોતે પોતાના આ સિદ્ધાંતને સાદ્યંત વફાદારીથી વળગ્યા લાગતા નથી. તેથી જાણે કેટલીકવાર તે સાહિત્યપ્રકારનું વ્યક્તિત્વ તેના સ્થાન, સિદ્ધિ ને સામર્થ્યને સ્ફુટ કરે તેવી રીતે પૂરેપૂરું ઉપસી આવતું લાગતું નથી.

અર્વાચીન કાળ આગળ આવીને શ્રી. વિજયરાય અટકી ગયા છે ને આધુનિક કાળને ઊડતી નજરે જ જોઈ લીધો છે તે યથાર્થ તો છે; જો કે, એ નજર-ઊડતી નજર-પણ આધુનિક કાળ પર જરા વધુવાર મંડાઈ હોત તો સારું. આ વ્યુત્પન્ન વિવેચક ને વિદ્વાન લેખકે આ સાહિત્યેતિહાસમાં એમનાં મૌલિક મંતવ્યો મૂક્યાં હોય એવું તો ક્યાંક જ દેખાશે. જાણે સ્વતંત્ર વિવેચન કરતાં સાહિત્યકારોના જૂનાનવા મતોને સ્વીકારીને આગળ ચાલતું ચીલા-ચાલુ વર્ણન જેવું એ ક્યાંક ક્યાંક વિશેષ બની ગયું છે. તેમ જ્યાં બને તેટલી બધી ને છેલામાં છેલી વીગતો મેળવવાનો આગ્રહ ને ચોકસાઈ એમણે

રાખ્યા છે, જેની પાછળનો શ્રમ સહેજે અવગણાય તેમ નથી ઝીણામા ઝીણી વીગત પણ જરૂરી લાગે ત્યાં જતી કરાઈ નથી જો કે એવી વીગતો ખરાવની કેટલીક પાદનોંધો ઓછી કરાઈ હોત કે મૂળ લખાણમા સમાવી દેવાઈ હોત તો ખોટુ નહોતું પૂજનાલ વિશે ને એવા બીજા કેટલાક વિધાન ચર્ચાસ્પદ છે, ને અખાનું હાસ્ય વીસરાઈ કેમ ગયુ હશે ?

પણ મન સુખરામ વિશે, ગોવર્ધનરામની સાહિત્યના આપણા ઇતિહાસમા પણ અંધારખૂણે પડેલી કૃતિ "સાક્ષરજીવન" વિશે તેમ રત્ન મણિલાલ ન દ્વિવેદી વિશે આપણા સહિત્યેતિહાસમા આટલું વિસ્તારવત વિવેચન પહેલી જ વાર કરવામા આવ્યુ છે શ્રી મુનશી, કવિ નાનાલાલ અને કવિ ખબરદારનું સમભાવપૂર્ણ ઉદાર મૂલ્યાંકન પણ આમાથી મળી રહેશે બીજી બાજુએ કોઇકોઇને ઓછા, અધૂરા, કે ઉતાવળે મૂલવીને પતવી દીધા છે એમ પણ લાગશે દૃષ્ટાંત તરીકે, શ્રી રામનારાયણ પાઠક પણ આ પ્રકારના પુસ્તકમા ચર્ચાસ્પદ અંશો તો રહેવાના જ છતા આખાયે ગ્રંથમાં એમની પ્રયોગશીલ વિલક્ષણતાઓથી, સાવ તો શી રીતે પણ ઘણે બધે અંશે મુક્ત રહી રસાળ ચોટદાર છટાદાર બાની એવી તો પ્રવેગામિતાથી વહી રહી છે કે સાધન સમૃદ્ધ આ સાહિત્યેતિહાસ અભ્યાસીઓ ને વિશેષે કરીને વિદ્યાર્થીઓની બહુ મહત્ત્વની માગ પૂરી પાડશે એમા શંકા નથી

ઉપેન્દ્ર પંડ્યા

★

## દી. બા ઝવેરી સ્મારક પુસ્તકાલયને અંગે મળેલી રકમ

રૂા ૧૦૦૧ યુનિવર્સલ ફાયર એન્ડ જનરલ ઇન્શ્યુરન્સ કું લિ. ૫૦૧ સાહિત્ય સંસદ ૫૦૧ રાજા બહાદુર નારાયણલાલ બંસીલાલ ૫૦૧ ઈસ્ટ એન્ડ વેસ્ટ ઇન્શ્યુરન્સ કું લિ. ૫૦૧ જ્ઞાન પ્રસારક મંડળી ૫૦૦ શ્રી હરસિદ્ધભાઈ દિવેટીઆ તથા શ્રીમતી જોતીબેન દિવેટીઆ ૫૦૦ શ્રી કનૈયાલાલ મુનશી તથા શ્રીમતી લીલાવતી મુનશી ૫૦૦ પાલનપુરના નવાબસાહેબ ૪૫૦ યુનિવર્સલ ફાયર એન્ડ જનરલ ઇન્શ્યુરન્સ કું લિ ના એજન્ટો તથા સ્ટાફ તરફથી ૪૨૭ વનિતા વિશ્રામની કાર્યવાહક સમિતિના સભ્યો તરફથી ૨૭૦ શ્રીમતી નાથીબાઈ દામોદર ઠાકરસી યુનિવર્સિટી તરફથી ૨૫૧ શેઠ ચત્રભુજ દાસ મેઘજી મથુરાદાસ ૨૫૧ શેઠ પ્રાણલાલ દેવકરણ નાનજી, ૨૫૧ શેઠ માધવજી જેસંગ ૨૫૧ સર ચુનીલાલ ભાઈચંદ મહેતા ૨૩૧ શ્રી જે આર. ધુરંધર તથા પાલણપુર રાજ્યના ઑફીસરો તરફથી ૨૦૦ શ્રી મનુ સુબેદાર ૨૦૦ શેઠ ધરમસી મૂળરાજ ખટાઉ ૧૬૧ રૉયલ એશિયાટિક સોસાયટી બાૅમ્બે શાખાના સભ્યો તરફથી ૧૬૪ સોશિયલ સર્વિસ લીગના સભ્યો તરફથી ૧૨૫ શ્રી પ્રતાપસિંહ કરસનદાસ અને શ્રીમતી રતનબાઇ ગોરધનદાસ, ૧૦૧ શ્રી વસંતરામ અમિરતરામ વકીલ, ૧૦૧ શ્રી શીતલદાસ તીરથદાસ ૧૦૧ શ્રી પ્રભાશંકર રામચંદ્ર ભટ્ટ ૧૦૧ મેસર્સ લલ્લુભાઈ અમીચંદ ૧૦૧ શ્રી કંચનલાલ વરજદાસ ૧૦૧ શ્રી આર ટી પોપાવાલા ૧૦૧ શ્રી આઈ સી મુનશી ૧૦૦ સર વિઠ્ઠલભાઈ માધવલાલ ૧૦૦ શ્રી ડાહીબાઈ ઝવેરી આશ્રમ સોનાવાલા અધિકાશ્રમ તરફથી ૧૦૦ ધ સોશિયલ સર્વિસ લીગ મુંબઈ ૧૦૦ ધ બૉમ્બે પ્રેસિડેન્સી એડલ્ટ એજ્યુકેશન એસોસિએશન ૭૩ ધ બાૅમ્બે પ્રેસિ એંગ્લો એજ્યુ એસો ના સભ્યો તરફથી ૫૧ શ્રી ચમનલાલ પોપટલાલ મહેતા ૫૧ શ્રી જગતરામ દવે ૫૧ ફેલોશિપ હાઈસ્કૂલના પ્રિન્સિપાલ તથા સ્ટાફ તરફથી ૫૧ (પુસ્તકો રૂપે) શ્રી ગોપાલદાસ ગોવિંદલાલ શાહ ૫૧ શ્રીમતી સોફિયા વાડીઆ, ૫૦ શ્રી મૂળજીભાઈ રણછોડદાસ ૫૦ શ્રી બટુક લલ્લુભાઈ ૪૦ હંસરાજ મોરારજી પબ્લીક સ્કૂલના સ્ટાફ તરફથી ૩૯ કબીબાઈ ચેરિટેબલ ટ્રસ્ટના સ્ટાફ તરફથી, ૨૫ શ્રી ગુલાબચંદ (?) ... શ્રી ફેરતમજી પી મહેતા ૨૫ શ્રી કરસનદાસ માધવદાસ પારેખ ૨૫ શ્રી હરિલાલ નાનાભાઈ મરચંટ ૨૫ ડૉ પી એમ જોષી ૨૧ અબદેઅલી ગુલામહુસેન ૧૫ શ્રી કાન્તિલાલ મંગળશંકર વકીલ ૧૫ શ્રી કે એમ મોતવડાવાળા ૧૫ લાલ એ કૃષ્ણભાઈ ૧૩ સિડનહામ કૉલેજ ઑફ કૉમર્સ ગૂજરાતી સાહિત્ય મંડળની કાર્યવાહક સમિતિના સભ્યો તરફથી ૧૧ સિડનહામ કૉલેજ ગૂજરાતી સાહિત્ય મંડળ ૧૧ કવિશ્રી અરદેશર ફરામજી ખબરદાર ૧૦ શ્રી ત્રિભુવન પદમસિંગ મહુઆકર ૧૦ શ્રી ગુલાબરાય વૈષ્ણવ ૫ દીપક મંડળ ૫ શ્રી હિંમતલાલ કે વ્યાસ કુલ રૂા ૯૯૮૭

સ્વ શ્રી મોતીસિંહજી મહીડાના સ્મરણમાં એમના ભાઈ મહીડાકુમાર શ્રી. નરેન્દ્રસિંહજીની સાહિત્યોત્કર્ષક સહાયથી સાહિત્ય પરિષદ તરફથી,

મુદ્રક અને પ્રકાશક યશવન્ત પ્રા શુક્લ ભારતીય વિદ્યાભવન, હારવે રોડ મુંબઈ

મુદ્રણસ્થાન મુંબઈ વૈભવ પ્રેસ' સૅન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબઈ ૪

# ગૂજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા

[ સ્વ. શ્રી. મોતીસિંહજી મહીડાના સ્મરણાર્થે અપાયેલી સહાયથી ]

: સંપાદકો :

ચીમનલાલ શાહ

યશવન્ત શુક્લ

| પુસ્તક ૨<br>અંક ૩ | ડિસેમ્બર ૧૯૪૩ | મૂલ્ય ત્રણ આના<br>વર્ષના બે રૂપીઆ |
|---|---|---|


## વિવેચકનો ધર્મ

કવિતા વાંચતાં કે બીજી કલાકૃતિ જોતાં તેના ગુણ જોવા કે દોષ ? ગુણ હોય તે બધા યે જોવા, વીણીવીણીને જોવા, કૃતિમાં ગુણોનું જે માપ હોય તે કરતાં વધારીને પણ તે જોવા, એ સૂત્ર સામાન્ય વ્યવહાર માટે સારું છે; ખાસ કરીને એટલા માટે કે, સામાન્ય જનતાને ઊંચો કે ઊંડો વિવેક શક્ય નથી. પણ આ નરી ગુણગ્રાહકતા નપુંસક છે. એનાથી નથી કૃતિને ન્યાય થતો, નથી કર્તાને ન્યાય થતો, નથી વાંચનારની ઉન્નતિ સધાતી, નથી કલાશુદ્ધિ કે કલાપ્રગતિ સરજાતી, નથી વિવેચના પોષાતી. માટે પ્રજામાં જે ન્હાનો કલારસિક વર્ગ હોય, તેને માથે ચોખ્ખી ને દેખીતી ફરજ આવે છે કે તેણે ગુણ અને દોષ બન્ને પ્રમાણસર જોવા અને દેખાડવા મથવું. કેટલાક દોષ એવા ઉગ્ર હોય કે તેમાં કૃતિના બધા યે ગુણ ડૂબી જાય; કોઈક ગુણ એવા ઉજ્જવલ હોય કે તેમાં કૃતિના બધા યે દોષ ડૂબી જાય. ત્યારે તો રસિકોએ ગુણૈકદૃષ્ટિ જ પ્રબોધની પડે, કેમકે, કલાની ભાવના અને સૌંદર્યની વિશુદ્ધિ એમ કર્યા વગર રક્ષાય જ નહિ.

આપણા દેશકાલમાં વિવેચના હજી બાલ્યાવસ્થામાં છે. વિવેચક શું કહે છે અને શેના ઉપર ખાસ ભાર દે છે તે એનું કથન સમગ્ર જોવાતપાસવા જેટલી ધીરજ અને સમતા જે જાળવે, તે જ જાણી શકે. અત્યારે આપણાં શ્રોતા અને વાચકો મોટે ભાગે ઉતાવળિયાં અને ઊર્મિલ છે અને પોતાને પ્રિય કવિ કે કવિતામાં આ વિવેચક તો દોષ જુવે છે, આ તો દૂધમાંથી પોરા ક્હાડે છે, એવો વહેમ પડતાં પણ તેઓ પ્રતિકૂલ થઈ જાય છે, અને પછી વિવેચક શું કહેવા માગે છે તે સાંભળતાં પણ નથી, તો સમગ્રદર્શન અને તુલનાનો પ્રયત્ન પણ ક્યાંથી કરી શકે વારુ ? વળી આપણે ઘણાખરા હજી એવા બાલિશ છીએ કે વિષયની બિનંગત અને સ્વતંત્ર ચર્ચામાં પણ આપણે અંગત—Personal—રાગદ્વેષ જોઈએ છ કે કલ્પી લઈએ છ; અને જે શ્રોતા કે વાંચનાર આ મુજબ વહેમાઇ જાય તેના મગજમાં વિવેચનાની દલીલો પેસે નહિ અગર તો અણધારેલી અસર જ ઉપજાવે એ કુદરતી છે.

પ્રજામાનસની આવી સ્થિતિમાં મ્હોટા મ્હોટા ઇલ્કિયા અક્ષરોના બોલમાં ગુણાનુવાદ કરે, લોકપ્રિય કવિઓ અને કૃતિઓની ભાટાઈજ લલકારે તેવા વિવેચકોને લોકોનો ટેકો મળે, દોષ તપાસવા જાય તેવા વિવેચકો વધુ વધુ અપ્રિય લાગે અને અકારા થઈ પડે, એ બનવાજોગ છે. પરંતુ સુભાગ્યે કોઈ પણ પ્રજા એકરસ હોતી નથી. દરેક પ્રજામાં વત્તીઓછી સ્વતંત્ર વિચારણા કરી શકે અને અવનવાં દૃષ્ટિબિન્દુને સત્કારે એવો વર્ગ હોય છે—ન્હાનો કે મોટો. કલા અને સૌન્દર્યના ભક્તે આ ખાસ વર્ગને પોતાનો ગ્રાહક ગણવો, પ્રજામાં તેની સંખ્યા અને તેની અસરકારતા વધે તે દિશાઓમાં મથવું અને સત્ય સૌન્દર્ય અને કલાની પોતાની ભાવનાને વળગી રહીને પોતાની ફરજ નીડરપણે બજાવવી. વિષયોની બિનંગત અને શાસ્ત્રીય તુલના કરવાની અને ગુણ તેમ દોષ બન્ને સપ્રમાણ જોવાની શક્તિ પ્રજામાં એ રસ્તે જ ધીમે ધીમે કેળવાતી આવશે અને ખીલશે. સાચો વિવેચક ધીરજની તેમ અભયની નિઃસ્પૃહ મૂર્તિ હોવો જોઈએ.

બળવંતરાય ક. ઠાકોર

# સા ધા ર ણી ક ર ણ

## ( ૩ )

અનુભવવૈશિષ્ટ્ય અંગે એક વસ્તુ મને સમજાય છે તેમ સ્પષ્ટ કરું છું. આપણે કેટલીક લાગણીઓ અસ્પષ્ટ રૂપે અનુભવીએ છીએ. ક્રોધ, પ્રેમ, વિરહ આદિથી અસ્વસ્થતા આપણે અનુભવીએ, પણ અસ્વસ્થતાનું સ્વરૂપ બરાબર પિછાની શકતા નથી. હવે એનું સ્વરૂપ બરાબર પિછાનીએ તો લાગણીનો અનુભવ એનો એ રહે છે એમ આપણે નહિ કહી શકીએ. સ્પષ્ટતા પ્રાપ્ત કરવાથી લાગણીના અનુભવનું સ્વરૂપ બદલાય છે, અર્થાત્ વિશિષ્ટ થાય છે. એટલે કવિનાં વખાણ કરીએ કે આવું બરાબર અમને થતું હતું પણ તેને વાણી તેં આપી, ત્યારે તેવાં વચનમાં એક જાતનો ઉપચાર જ છે. વાસ્તવમાં ઉત્કટતા કે મનનને અભાવે આપણી લાગણી એટલી વિશિષ્ટ જ થઈ નહોતી. " સદ્‌ગત પિતાને શ્રદ્ધાંજલિ " માં પૂજાલાલ કહે છે :

> સેવનીયતણી સેવા પૂજા સપૂજનીયની
> હતા ત્યારે કરી ના, રે સોનાની પળ વેડફી !
>
> *   *   *
>
> હવે જ્યારે હયાતી ના પિતાયે પ્રાણ ક્રંદતો,
> સ્મૃતિઓ ઊભરી આવે વાત્સલ્યપ્રતિમાતણી
>
> *   *   *
>
> ભાવે અભાવ ને ભાવ અભાવે માનવો લહે,
> એ અનુભૂતિનો અગ્નિ ભલે તો મુજને દહે.

આ પંક્તિઓના ગુણદર્શનમાં પ્રો. ઠાકોર કહે છે: "પિતાના મૃત્યુ સમયે કેટલા પુત્રો આવા પશ્ચાત્તાપથી મુક્ત હોઈ શકે ? અને છતાં એ પુત્રોમાં એવા કેટલા તો થોડા, જેમને ઉત્કટ ભાન કવિની વાણીની ચિનગારી વિના પ્રકટે !" બરાબર છે; પરંતુ તેનો અર્થ એ નથી કે પૃથગ્જને કાવ્ય વાંચતાં પહેલાં અનુભવેલો પશ્ચાત્તાપ કવિએ અનુભવેલા પશ્ચાત્તાપની સમાન કોટિનો હતો. પૂજાલાલની વાણીમાં ચિનગારી છે, કારણ કે તેમના પશ્ચાત્તાપમાં ઉત્કટતા છે અને તેના ભાન અને ચિન્તનથી તેણે ચિત્તમાં વિશિષ્ટ રૂપ લીધું છે. પશ્ચાત્તાપનું એ વિશિષ્ટ રૂપ જ કાવ્યમાં પ્રગટ થાય છે. અંગ્રેજીમાં આ પ્રકારનાં પિતૃતર્પણનાં કાવ્યો જણાતાં નથી તે હકીકત આ વિષયમાં પ્રજાકીય સંસ્કાર કેટલો નિર્ણાયક તે સૂચવે છે; અને આ જ વિષયનું નાનાલાલનું કાવ્ય પૂજાલાલથી જુદું પડતું હોઈ વૈયક્તિક સંસ્કાર અને ચિન્તન અનુભવને વિશેષતા અર્પવામાં કેટલાં નિર્ણાયક તે સ્પષ્ટ કરે છે. પૂજાલાલની દૃષ્ટિ વિધિની વક્રતા પર ઠરે છે અને જીવના ક્લેશ અને નિર્વેદમાં પરિણમે છે :—

> બળતી આગ એ રહેજો પશ્ચાત્તાપતણી ઉરે,
> પાપની જડતા મારી સતાપે કે ગળે, ટળે.

નાનાલાલ શમ પ્રાપ્ત કરી શકે છે. વળી, ઠાકોર કહે છે તેમ, એમના ઉદ્વેગ અને શમમાં જમાનાનાં મંથન અને શમ વરતાય છે. " સુધારા અને દેશોદ્ધારને નામે સંસ્કૃતિના પરંપરાપ્રાપ્ત સાતત્યની સાંકળ તોડી નાખીને અનાર્યતામાં અને ક્રાન્તિમાં ઝંપલાવતા પશ્ચિમમોહિત જમાનાનું પોતાના જનક પૂર્વજ અને વડીલ આર્ય જમાનાઓની આગળ... એ ( કાવ્ય ) નિખાલસ પ્રાયશ્ચિત્ત છે. "—

> ગયો તે યુગ મસ્તીનો, ઝંઝાવાતો ગયા બધા :—
> આપના મૃત્યુએ તાત, આછાં નીર ઊંડાં કીધાં
> પાપની મોહની પેખે, ન તો યે મોહ પામતા :—
> પુરાણી ને પુણ્યવંતી આર્યોની એ જ આર્યતા.
> જન્મની વેળ જે આપે સચી'તી મુજ અંતરે,
> નિભાવ્યો આર્યતાએ તે, ને જગાવ્યો પ્રભુવરે.

બન્ને કાવ્યોમાં પશ્ચાત્તાપનો અનુભવ ભિન્નભિન્ન ને વિશિષ્ટ રૂપ ધારણ કરે છે : એકમાં એ વિશાળ પટમાં પથરાઈ જમાનાનાં સતાપ અને પછી પ્રાપ્ત કરેલ સમતોલના વણી લે છે; બીજામાં તે કેવળ ઘરાળુ અને આત્મલક્ષી રહે છે. બંનેની વિશિષ્ટતા નિરાળી છે; અને તે કવિઓના અનુભવમાં અંતર્ગત છે, કાવ્યોના રચનાતંત્રમાં નહીં.

વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી

# "અદ્વૈત" કાવ્યનું કર્તૃત્વ કોનું ?

[ ગતાંકથી ચાલુ ]

'અગતિગમન'માં 'સ્વલ્પ' આવે છે તે બતાવ્યું. 'અદ્વૈત'માં પણ તે છે. એક વધારે દૃષ્ટાંત આપું:

નહીં લેખું કાંઈ સકરુણ રહો સ્વલ્પ પણ જો.
(સ્નેહશંકા)

આ જ પ્રમાણે 'અદ્વૈત'માં આવતો 'એકત્વ' શબ્દ બીજે પણ મળે છે:

અવર વિસરી એકત્વે થા હુ સાંપ્રતની મહીં.
(રાજહંસને સંબોધન)

જેમ કલાન્ત વારેવારે 'ભ્રાંતિ' વાપરે છે તેમ કાન્ત 'આભાસ':

આભાસ જોઈ સઘળા સ્થળમાં ભમે છે.
(મૃગતૃષ્ણા)

આભાસોથી થતું યુગલ ઉન્મત્ત એ સ્નેહબાલ.
(ચક્રવાકમિથુન)

આ શબ્દ પણ 'અદ્વૈત'માં છે. આ જ પ્રમાણે આ કાવ્યના બીજા એવા શબ્દો 'જડ,' 'હૃષ્ટ,' 'આશ્લેષ' 'ગહન', 'અપૂર્વ', 'ખૂબી', 'સુધા' વગેરે શબ્દોને પણ આ જ વિધાન લાગુ પડે છે. આ જ કાવ્યનો 'અસામાન્ય ખૂબી' એ પ્રયોગ 'કલ્પના અને કસ્તૂરીમૃગ'ના 'અસામાન્ય છટા'નું રૂપાંતર માત્ર છે. આ કાવ્યમાં ન મળતા, પણ કાન્તની પદાવલીમાં ગણી શકાય એવા બીજા શબ્દો, 'અવર', 'અસર', 'અદ્ભુત', 'વિરલ', 'મર્મ', 'સહ્ય', 'સહસા' વગેરે છે. 'અદ્ભુત' જેમ આનંદશંકરના ગદ્યમાં તેમ કાન્તના ગદ્યમાં પણ.

(ખ) આ શબ્દોના ફરીફરીને થતા ઉપયોગમાં અસાધારણતા છે, શબ્દોમાં નહિ. તેથી કાન્તના અસાધારણ શબ્દોનો ઉપયોગ દર્શાવવો આવશ્યક છે. પોતાની નવી 'કવિતાસમૃદ્ધિ'માં પ્રો. ઠાકોર 'ચક્રવાકમિથુન'માં આવતા 'નિભૃત' વગેરે શબ્દો તરફ આપણું ધ્યાન ખેંચે છે. આવા વિરલ શબ્દોમાંનો એક 'જવ' 'અદ્વૈત'માં છે. 'ચક્રવાકમિથુન'માં—

જવ જનાર તણો વધતો જતો. (ચક્રવાકમિથુન)

નહીં થાતાં ઓછી, પ્રચલિત રહી તાદૃશ જવે !
(અશ્રુને આવાહન)

આ છેલ્લાં બે કાવ્યોમાં એવો બીજો એક શબ્દ 'રુજ' છે. વળી, 'અદ્વૈત'માં 'રસાલ' આવે છે તે પણ કાન્તનો જ છે:

લગ્નગ્રંથિ અભિનવ રસાલ તાજી (રમા)

હૈયાનું ઝરણું રસાલ સહસા ખૂટી પડયું શું સખે !
(ઉપાલંભ)

ત્વરિત નિરખે ત્યાં બાલા બે રસાલ નવી વયે.
(રતિને પ્રાર્થના)

આટલું જ નહિ, 'રસ' જેમાં એક પદ હોય એવા શબ્દો કાન્તમાં ધ્યાન ખેંચે તેટલા છે. અને છેલ્લે 'મૌગ્ધ્ય,' જે 'અદ્વૈત'માં છે:

ક્રીડા એવી કંઈ કંઈ કરે મૌગ્ધ્યમાં દંપતી બે.
(ચક્રવાકમિથુન)

(ગ) આ ચર્ચા માત્ર શબ્દો પૂરતી જ થઈ. શબ્દોનાં મિશ્રણો વગેરે બતાવવાની અહીં જરૂર નથી. આ રીતે કાન્તની પદાવલી બહુ ન્હાની લાગે. પણ હું તેને એમની મર્યાદા ગણતો નથી. જેમ આનંદશંકર 'અદ્ભુત' શબ્દ અમુક તીવ્ર અનુભવ-કથન માટે જ યોજતા, તેમ કાન્તના આ શબ્દો તીવ્ર અનુભવકથનનાં પ્રતીકો બન્યા હતા. અને તેની સચ્ચાઈને લઈને તેનો ઉપયોગ આપણને ખટકતો નથી, એટલું જ નહિ, પણ અભ્યાસથી જ આવો ઉપયોગ થાય છે, તે જાણી શકાએ છીએ. કલાન્તમાં આ પદાવલીનો, 'અનુભવ' જેવા સાધારણ શબ્દને બાદ કરીએ તો, લગભગ સંપૂર્ણ અભાવ છે. કાન્તની પદાવલી સંસ્કૃત છે. સંસ્કૃત પદાવલીનું ગૌરવ તેમણે જ પહેલું સ્થાપી આપ્યું ગણાય. આમાં એમની શૈલીની સ્વાભાવિકતા સહાયક થઈ. કલાન્તને તળપદા શબ્દોનો સરસ મ્હાવરો છે. તેમની પણ વિશિષ્ટ પદાવલી છે જ: 'અલક અતર ભભકાર સુગંધી લહરિ લહકતી લાવે છે' એ એક પંક્તિમાં જ તેમના કેટલાક ફરીફરીને આવતા શબ્દો એકત્રિત થયા છે. આ

ઉપરાત, અમલ, પ્રમળ, ગોરી, ગૌર, લપની, પુર, પ્રૌઢ, સજન, સુરભિ, અધર, અલક, વગેરે શબ્દો ગણાવી શકાય તેમના વિશિષ્ટ શબ્દો, મરુત, પવિત્રી, જનમલે, ૧૦ છે પણ કતાન્તમા પદાવલી કરતા પદાવલીનો ઉપયોગ વધારે ધ્યાન ખેંચે તેવો છે

૪ કલાન્તના 'ભારતીભૂષણ'મા આ 'અદ્વૈત' તેમ જ કાન્તના 'કલ્પના અને કસ્તૂરીમૃગ' અને 'મૃગતૃષ્ણા' ૧૮૯૫ મા એક જ સાથે છપાયા છેલ્લા બે રચાવાની સાલ ૧૮૮૭–૮ ની છે 'અદ્વૈત' પણ વહેલુ જ રચાયુ હશે 'અદ્વૈત'ની નીચે કાન્તનુ નામ નથી તેનુ કારણ એક સાથે જ એક જ કવિના ત્રણ કાવ્યની સખ્યા ખહુ ધ્યાન ખેંચે તે જ હોય

આ પ્રમાણે ગણપતિની જેમ કોઈ ટૂકી, સહેલી યુક્તિ ન શોધી શકયો તેથી કાર્તિકેયની જેમ કલાન્ત અને કાન્ત એ બનેના સગ્રહોની પ્રદક્ષિણા કરી છે હુ માનુ છુ કે લખાણની એ દિશા સાચી છે

[ સપૂર્ણ ] ભૃગુરાય અંજારિયા



## મહીડા સુવર્ણચંદ્રક

### શ્રેષ્ઠ નવલિકા–૧૯૪૨

"પત્રિકા'ના નવેમ્બરના અકમા ૧૯૪૨ ના વર્ષની શ્રેષ્ઠ નવલિકાને મહીડા સુવર્ણચદ્રક આપવાની જાહેરાત પ્રસિદ્ધ થઈ હતી. તેના અનુસધાનમા જણાવવાનુ કે જે નવલિકાલેખકો આ હરીફાઈમા ભાગ લેવા ઇચ્છતા હોય તેઓએ પોતાના નવલિકાસગ્રહો મોડામા મોડા તા. ૧૦ મી ડિસેમ્બર સુધીમા મત્રી, ગૂજરાતી સાહિત્ય પરિષદ, ૩૫, દલાલ સ્ટ્રીટ, કોટ, મુબઈ, એ સરનામે મોકલી આપવા

### પરિષદની મધ્યસ્થ સભાની બેઠક

પરિષદની મધ્યસ્થ કરવાની એક બેઠક શનિવાર, તા ૪ થી ડિસેમ્બર ૧૯૪૩ ના રોજ સાજના પાચ વાગે શ્રી કનૈયાલાલ મુનશીની ચેમ્બરમા (૧૧૧, મહાત્મા ગાધી રોડ, કોટ મુબઈ) નીચેના કામકાજને અગે મળશે (૧) પરિષદની સામાન્ય સભા માટે સમય અને સ્થળ નક્કી કરવા, (૨) મત્રીઓના ૧૯૪૩ ના અહેવાલ ઉપર વિચાર ચલાવવા, અને (૩) કવિશ્રી ખબરદારના પત્ર ઉપર વિચાર કરવા સભ્યોને પધારવા વિનતી છે

# પરિષદ – પ્રવૃત્તિ

## પરિષદના નવા અધિકારીઓ:

મધ્યસ્થ સભામાથી નીચે દર્શાવેલા સભ્યોની પરિષદના નવા અધિકારીઓ તરીકે વરણી થઈ છે

**ઉપપ્રમુખ:**

સર ચિનુભાઈ માધવલાલ બેરોનેટ

**મંત્રીઓ:**

- શ્રી ચીમનલાલ ચકુભાઈ શાહ
- શ્રી ચૈતન્યપ્રસાદ મોતીલાલ દિવાનજી
- શ્રી ચદ્રશકર પ્રાણશકર શુક્લ
- શ્રી ડૉ રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક
- શ્રી ડોલરરાય રગીલદાસ માકડ
- શ્રી ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા

**ખજાનચીઓ:**

- શ્રી મોતીચદ ગિરધરલાલ કાપડિયા
- શ્રી વસતરામ જમિયેતરામ વકીલ

### સન્માન્ય સભાસદો

નીચે દર્શાવેલા સભ્યોની સન્માન્ય સભાસદો તરીકે વરણી થઈ છે

૧ શ્રી દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર
૨ શ્રી. રામનારાયણ વિશ્વનાથ પાઠક
૩ શ્રી જિનવિજયજી મુનિ
૪ શ્રી મનહરરામ મહેતા

### પ્રમુખશ્રીના રાજીનામા વિષે

ગૂજરાતી સાહિત્ય પરિષદની મધ્યસ્થ સભાની એક બેઠક સોમવાર, તા ૮–૧૧–૧૯૪૩ ના રોજ સાજના ૭ વાગે શ્રી કનૈયાલાલ મુનશીની ચેમ્બરમાં (૧૧૧, મહાત્મા ગાધી રોડ, કોટ, મુબઈ) મળી હતી, જેમા નીચે જણાવેલા સભ્યો હાજર હતા (૧) દિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, (૨) શ્રી. મનહરરામ મહેતા, (૩) શ્રી મણિલાલ નાણાવટી (૪) શ્રી પોપટલાલ ગોવિંદલાલ શાહ, (૫) આચાર્યશ્રી જિનવિજયજી, (૬) શ્રી. દુર્ગા

શકર શાસ્ત્રી, (૭) શ્રી ચદ્રશકર શુકન, (૮) શ્રી હરિલાલ ભટ્ટચા, (૯) શ્રી જ્યોતીન્દ્ર દવે, (૧૦) શ્રી શકરપ્રસાદ રાવળ, (૧૧) પ્રો ભાનુશકર વ્યાસ, (૧૨) શ્રી શકરપ્રસાદ શુકન, (૧૩) શ્રી વસતરામ જમિયેતરામ વકીન, (૧૪) શ્રી ચદુલાલ ભટ્ટ

દિ બ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીને પ્રમુખ-સ્થાન આપવામા આવ્યુ હતુ

આરભમા આગલી સભાની નોધ વાચી સભળાવ-વામાં આવી હતી, જેના પર પ્રમુખશ્રીએ સહી કરી હતી તે પછી નીચે મુજબ ઠરાવો સર્વાનુમતે પસાર થયા હતા

(૧) સાહિત્ય પરિષદના પ્રમુખ કવિશ્રી ખબર-દારના રાજીનામા અગે પુખ્ત વિચાર કર્યા પછી મધ્યસ્થ સભા સર્વાનુમતે ઠરાવ કરે છે કે પ્રમુખ-શ્રીને એમનુ રાજીનામુ પાછુ ખેંચી લેવા આગ્રહભરી વિનતી કરવી (૨) પ્રસ્તુત ઠરાવ કવિશ્રી ખબરદારને મોકલી આપવા આ સભા પ્રમુખશ્રીને સત્તા આપે છે



# આગામી સંમેલન

## પરિષદપ્રમુખની ચૂંટણી

મધ્યસ્થ સભાએ સૂચવેલા ચાર નામો પૈકી શ્રી રામનારાયણ પાઠક, આચાર્યશ્રી જિનવિજયજી તેમજ શ્રી દુર્ગાશકર શાસ્ત્રીએ પોતાના નામો પાછા ખેંચી લીધા હોવાથી લેડી વિદ્યાગૌરી નીલકઠ પરિષદના બિનહરીફ પ્રમુખ તરીકે ચૂટાયેલા જાહેર થયા છે

## વિભાગીય પ્રમુખો

વડોદરાની સ્થાનિક કારોબારી સભાએ પરિષદ સમેલનમાં ત્રણ વિભાગોની વ્યવસ્થા કરી છે સાહિત્ય કલા અને વિજ્ઞાન. એ વિભાગોના પ્રમુખો તરીકે અનુક્રમે શ્રી ગૌરીશકર જોષી (ધૂમકેતુ), શ્રી. કનુ દેસાઈ તથા શ્રી ભોગીલાલ પડ્યા નિયુક્ત થયા છે

## સ્થાનિક કારોબારી સભા

વડોદરા રાજ્યના વિદ્યાધિકારી ડૉ જ્યોતીન્દ્ર માકડ મહેતાના પ્રમુખપદ નીચે સ્થાનિક કારોબારી સભા નિયુક્ત થઈ છે શ્રી રમણલાલ વસતલાલ દેસાઈ તથા ડૉ વિનયતોષ ભટ્ટાચાર્ય તેના ઉપપ્રમુખો છે ને શ્રી રમેશ રગનાથ ગૌતમ તથા શ્રી ભાઈલાલ પ્ર કોઠારી મત્રીઓ છે પ્રતિનિધિઓ કે પ્રેક્ષકો તરીકે બહારગામથી પરિષદમાં ભાગ લેવા આવનાર ભાઈબ્હેનો પોતાની સગવડ કે સમેલનને અગે કોઈ પણ પ્રકારની માહિતી મેળવવા માટે મત્રીઓ સાથે "ગુજરાતી સાહિત્ય પરિષદ સમેલન, પ્રાચ્યવિદ્યા-મદિર, ભાષાન્તર શાખા, વડોદરા" એ સરનામે પત્રવ્યવહાર કરી શકે

## નિબંધો માટે નિમંત્રણ

ગૂજરાતી સાહિત્યના ઉત્કર્ષ અને વિકાસમા રસ ધરાવતા ગૂજરાતના લેખકોને પોતાને પ્રિય અને અનુકૂળ હોય તેવા વિષય ઉપર તા ૧૫-૧૨-૧૯૪૩ સુધીમા મળી જાય એ રીતે પોતાનો નિબધ મોકલી આપવાને સમેલનના મત્રીઓએ જાહેર નિમત્રણ દીધુ છે સમેલનના કાર્યની અનુકૂળતા ખાતર બને તો નિબધની બે નકલો મોકલવાને વિનતિ કરી છે

## ગુજરાત કલાપ્રદર્શન

સમેલનના અધિવેશન દરમ્યાન પરિષદના બધારણને અનુસરીને સાહિત્યવિષયક કલાઓનુ "ગુજરાત કલાપ્રદર્શન" ભરવાનુ પણ યોજવામા આવ્યુ છે પ્રદર્શનની ટૂકી રૂપરેખા માત્ર દિશા સૂચન પૂરતી અહીં આપવામા આવી છે (૧) ગુજરાતના સામયિકો માસિકપત્રો, પાક્ષિકો, ત્રૈમાસિકો, સાપ્તાહિકો, દૈનિકો (૨) હસ્તલિખિત સામયિકો વાર્ષિકો, માસિકો વગેરે. (૩) ગુજરાતના ઐતિહાસિક સાધનો પ્રાચીન હસ્તલિખિત પુસ્તકો, શિલાલેખો, તામ્રલેખો, સિક્કાઓ વગેરે (૪) વિવિધ પ્રકારની ચિત્ર કલા કાગળ કે પાદડા પરની રગભ્યા વસ્ત્રોપર કે ગૃહજીવનની બીજી કાપડી વસ્તુઓ ઉપર રેશમના દોરાનુ ભરતકામ, સુતરાઉ દોરાની

ગૂંથણકામ, તોરણ, રંગોળી, ફૂલેકામી વગેરે. (૫) શિલ્પ કોતરકામ. પથ્થર તેમ જ લાકડા પરનુ તેની જુદી જુદી યોજના, આકૃતિ વગેરે (૬) મૂર્તિઆલેખન માટી તેમજ પથ્થરમાથી (૭) ગુજરાતના જુદા જુદા વિભાગોના પહેર વેશના નમૂના (૮) ગુજરાતના પ્રાચીન ઐતિહાસિક શસ્ત્રો, હાથીઘોડાના સાજ વગેરે (૯) ગુજરાતના આભૂષણો સોનારૂપાની જૂના કાળની ગૃહજીવનની વસ્તુઓ (૧૦) પ્રાચીન અને અર્વાચીન ગુજરાતના વાદ્યો (૧૧) ગુજરાતની છાપકળા શણગારચિત્રો, વિધવિધ આકૃતિના અક્ષરો અને પુસ્તકો, પુસ્તકબંધનના તથા પુસ્તકસંગ્રહના આકર્ષક નમૂનાઓ વગેરે (૧૨) ઘર શણગારના આકર્ષક નમૂનાઓ (૧૩) લેખકોના હસ્તાક્ષરો તેમના પત્રો, નોંધો વગેરે

ઉપરની યાદીમા જણાવ્યા પ્રમાણેના નમૂના જે જે ગૃહસ્થો કે સસ્થાઓ પાસે હોય તેઓ "શ્રી વસંત એન દેવકર, મંત્રી, ગુજરાત કલાપ્રદર્શન, પંદરમુ સાહિત્ય પરિષદ સમેલન, C/o મ્યુઝિયમ કચેરી, કમાટીબાગ, વડોદરા" એ સરનામે મોકલવા કૃપા કરે નમૂનાઓ સુરક્ષિત રાખવામા આવશે અને કામ પૂરુ થયે સભાળપૂર્વક પરત કરવામા આવશે નમૂનાઓ મોડામા મોડા તા ૧૧ ૧૨ ૪૩ સુધીમા મોકલવા વિનતી છે

* * *

## ભારતીય વિદ્યાભવન

### સ્થાપનાદિન મહોત્સવ

રવિવાર, તા. ૨૮ મી નવેમ્બર '૪૩ ને રોજ ભારતીય વિદ્યાભવન મુંબઈનો સ્થાપનાદિન શ્રી કનૈયાલાલ મુનશીના પ્રમુખપદ નીચે ઉજવાયો હતો. ભવનના મંત્રી શ્રી પ્રભાશંકર ભટ્ટે તે પ્રસંગે વર્ષભરની ભવનની પ્રગતિનો અહેવાલ પેશ કર્યો હતો. તે પછી ડૉ પુસાલકર, શ્રી વિજય ભટ્ટ અને શ્રી કનુ દેસાઈને સુવર્ણચંદ્રકપ્રદાન થયુ હતુ ત્યાર પછી ન્યા મૂ હરસિદ્ધભાઈ દિવેટીઆએ 'વર્તમાન સમયમા હિંદુ સંસ્કૃતિ" એ વિષય ઉપર મનનીય અને અભ્યાસપૂર્ણ વ્યાખ્યાન આપ્યુ હતુ શ્રી મુનશીએ પ્રમુખપદેથી એ જ વિષય ઉપર વિશેષ પ્રકાશ નાખ્યો હતો. શ્રી કૃષ્ણલાલ મો ઝવેરી તેમજ શ્રી જ્યોતીન્દ્ર દવેએ પણ પ્રાસંગિક વિવેચન કર્યાં હતા.

# શબ્દચર્ચા

## अलवेसर

અલવેસર શબ્દનો પ્રયોગ ખાસ કરીને વિક્રમના સત્તરમા સૈકા પૂર્વેના જૂના ગૂજરાતી સાહિત્યમાં સારા પ્રમાણમા મળે છે વિદ્યાપીઠના શબ્દકોશ (આવૃત્તિ ત્રીજી, પૃ ૩૬) મા તેનો અર્થ "શણગારેલુ ખચ્ચર (?)" એવો આપ્યો છે, તે શા આધારે આપ્યો હશે એ સમજી શકાતુ નથી સંસ્કૃતમા વેસરનો અર્થ 'ખચ્ચર' થાય છે તે ઉપરથી કદાચ આ અર્થ અનુસંધાન કરવામા આવ્યો હોય. પણ અલવેસર શબ્દનો ખરો અર્થ 'સુન્દર–અનોખો' છે, એ જૂની ગૂજરાતીના અભ્યાસીઓને સુવિદિત છે નીચેના અવતરણોથી એ સ્પષ્ટ થશે—

(૧) अलवेसरु मल्ल जनि मिलणु<br>
माल्हतडे पूजिय दरिसण पाय।<br>
सुणि सुदरे पूजिय दरिसण पाय।<br>
मडलिकु सोरठ राउ ॥

— સમરારાસ (સ. ૧૩૭૧),<br>
નવમી ભાષા, કડી ૨

(૨) जागिउ नरेश्वर, चींतवइ अलवेसर

— પૃથ્વીચંદ્ર ચરિત્ર (સ ૧૪૭૮),<br>
પ્રા ગૂ કા સ, પૃ ૮૬

(૩) दिन जोइ तुझ आगलि दस लक्ष मगध-<br>
देसतणउ नरेश्वर, सहिजिइ अलवेश्वर

— એજ, પૃ ૧૧૨

(૪) इसिउ अलवश्वर, सिंहरथ नरेश्वर

— એજ, પૃ ૧૧૩

(૫) तिहा तिलसइ सवि कामुक<br>
जामुक हृदयचइ रगि।<br>
काम जिस्या अलवेसर वेसु<br>
रचइ वर अगि ॥

— વસન્તવિલાસ (૧૫મો સૈકો),<br>
કડી ૧૧

( ૬ ) भीखारी ममता पिरह,
उन्हा – जिमा कहावि ।
थान –विहूणउ तू थयुं,
अलवेसर आहा आवि ॥

— ગણપતિકૃત માધવાનલકામકંદના પ્રબંધ ( સં ૧૫૭૪ ), અંગ ૫, કડી ૫૭

ઉપરના અવતરણો જોયા પછી અલવેસરના અર્થ વિશે તો શકા રહેતી જ નથી ભાવનગર બાજુના ઔદિચ્ય બ્રાહ્મણોની જૂની પેઢીમા અલવેસર ભટ્ટ નામના માણસો પણ હતા એમ એ તરફના વતની એક જાણીતા વિદ્વાને મને કહ્યુ હતુ

પરન્તુ અલવેસરની વ્યુત્પત્તિ શી હશે એ એક સવાલ છે

સુપ્રસિદ્ધ ફ્રેન્ચ ભાષાશાસ્ત્રી ડૉ જુલે બ્લોશે એક સ્થળે બતાવ્યુ છે કે અલવ અને અડવ એવા સમાનાર્થ શબ્દો જૂની દ્રાવિડી ભાષામાં હતા, જેનો અર્થ 'સુન્દર – લીલાયુક્ત' થતો હતો સસ્કૃત ભાષાના अलक, अलका अलक्तक, अलंकार, अलर्क ઇત્યાદિ શબ્દો મૂળે એ દ્રાવિડી શબ્દો સાથે સબધ ધરાવે છે અલવેસરનો પણ સબધ તે સાથે હોય એ સગત છે अलव > अलव + ईश्वर > अलवेश्वर > अलवेसर એ રીતે વ્યુત્પત્તિ સિદ્ધ થઈ શકે ઉપર આપેલાં અવતરણો પૈકી ( ૩ ) તથા ( ૪ ) મા अलवेश्वर પાઠ છે તે પણ આ વ્યુત્પત્તિનુ સમર્થન કરે છે

વળી જૂની ગુજરાતમા પણ अलविहिं लोचन मींचइ हिंचइ दोलिहिं एकि । ( વસન્તવિલાસ કડી ૬૯ ) જેવા પ્રયોગોમા અલવની વ્યુત્પત્તિ દ્રાવિડી अलव ઉપરથી સ્વીકારતા શબ્દસિદ્ધિ તેમજ અર્થનુ ઔચિત્ય જળવાય છે પ્રિયતમ સાથે હીંચોળે હીંચતા કોઈ સુદરી 'લીનયા' ( अलविहिं ) આખ મીંચે છે, એવો અર્થ અહીં સુસગત છે

ભોગીલાલ જ. સાંડેસરા

# પુસ્તક–પરિચય

## સ્વ. કુમારશ્રી મોતીસિંહજી મહીડા સ્મારક ગ્રંથ

[ સયોજક શ્રી તારાચન્દ્ર અડાલજા, પ્રકાશક કુમારશ્રી નરેન્દ્રસિંહજી, મહીડા નિવાસ, માડવા–ચાણોદ, મૂલ્ય ત્રણ રૂપિયા ]

"ભર યુવાવસ્થામા જીવનતીના સકેલી જનાર કુમારશ્રી મોતીસિંહજી મહીડાના મિત્રો અને પ્રશસકોએ યોજેલી 'મહીડા સ્મારક ફડ'ની યોજનાનું પહેલુ કાર્ય આ સ્મારક ગ્રથ છે એ દ્વારા સ્વ મોતીસિંહજી મહીડાનું જીવન અને લેખન ગ્રથસ્થ કરવાનો યોગ્ય પ્રયત્ન કરવામા આવ્યો છે પુસ્તકને અતેનો કુ નરેન્દ્રસિંહજી મહીડાનો "સુરત માડવી રાજ્યના સોનકી મહીડા કુળનો ઇતિહાસ" એ લેખ વિષયનુ ઉપયોગી વાચન પૂરુ પાડે છે.

સયોજકે જે પરિચયાત્મક સામગ્રી આપી છે તે પરથી પ્રતીતિ થાય છે કે સ્વર્ગસ્થને અનેક સરકારી વ્યક્તિઓ સાથે પરિચય હતો અને એમની ભાવના ઓ પણ ઉચ્ચ હતી એમનુ સરકારી જીવન, સાહિત્યપ્રેમ અને સાહિત્યપ્રવૃત્તિ કલાપીનુ સ્મરણ કરાવે છે, અલબત્ત, તુલના અહીં અભિપ્રેત નથી

પરિચય ઉપરાત પુસ્તકમાં "મૌક્તિકમાળા" નામના વિભાગમા સ્વ મોતીસિંહજીના કાવ્યો, નવલિકાઓ, લેખો વગેરેની વિવિધ સામગ્રી પ્રસિદ્ધ કરવામા આવી છે એમની સઘળી કૃતિઓ ઉપર ભાવના અને સવેદનનો રંગ છવાયેલો છે ભાવનાપૂર્ણ ઉદ્ગાર જેવી એમની કૃતિઓનો મુખ્ય ગુણ સરળતા છે પોતાની કોમમા જાગૃતિ આણવા માટે લખેલા ઉપદેશાત્મક લેખોમાં સસ્કારદૃષ્ટિ અને સમાજસેવકની ધગશ સ્પષ્ટ વરતાય છે

એમની કૃતિઓ જોતા લાગે છે કે સ્વ મોતીસિંહજી વિકાસને પથે હતા એમનુ સવેદનશીલ હૃદય અનેક વાટે પ્રગટ થવા તલસતું હતુ એ સૌષ્ઠવયુક્ત કલાદેહ ધારે તે પહેલા એમનુ અવસાન થયુ તે એક દુર્ઘટના છે

ભૂપેન્દ્ર ઉપાધ્યાય

*

### બંગાળી જીવન અને સાહિત્ય

[ લેખક : શ્રી. ચાંપશી વિ ઉદ્દેશી, કીં. રૂ. ૧-૦-૦ ]

છેંતાળીશ વર્ષના બંગાળમાંના એકધારા વસવાટને પરિણામે અનેક રીતે આદરયોગ્ય આ પુસ્તિકા લખાઈ છે. પરપ્રાંતીય જીવન અને સાહિત્યનો તુલનાત્મક પરિચય નિરતિશય મહત્ત્વનો છે. સોએક પાનાંની આ પુસ્તિકામાં લેખકે બંગાળનો સાહિત્યિક સામાજિક ધાર્મિક રાજકીય એમ અનેકવિધ પરિચય આપવા પ્રયત્ન કર્યો છે. દૈનંદિનીય પ્રજાજીવન ક્યાં, ને ક્યાં પ્રતિભાવંત બંગાળી સાહિત્ય, એમ આ પુસ્તિકા વાંચતાં સ્હેજે લાગે છે. સમૃદ્ધ બંગીય રંગભૂમિનું મૂલ્યાંકન તો આપણી નાટ્યગરીબીનું દુઃખદ સ્મરણ કરાવે તેવું છે.

પુસ્તકમાં બંગાળી જીવનનો સર્વાંગી પરિચય આપવાનો પ્રયાસ પ્રશસ્ય છે પણ મહત્ત્વમાં ને માહિતીમાં અલ્પ એવા કેટલાક વિષયોને અળગા કરીને બંગાળી સાહિત્યપ્રવાહો વધુ વિસ્તારથી ને ઊંડાણથી નિરૂપીને આ પુસ્તક લખાયું હોત તો તેનું મૂલ્ય અદકું બનત મૂળે વ્યાખ્યાનરૂપ આ પુસ્તિકા, એટલે બંગીય જીવનના ઊંડા સમર્થ પરિચયે સમૃદ્ધ બીજા ગ્રંથની આશા આ સમભાવી સાહિત્યકાર કને રાખવી વધુ પડતી નહિ ગણાય

ઉપેન્દ્ર છ. પંડ્યા

*

### દિવ્યદર્શન

[ લેખક : શ્રી જિણુભિક્ખુ, પ્રકાશક · શ્રી જયતિલાલ ભેચરદાસ દોશી, સાવરકુંડલા ]

આ ગ્રંથમાં ધર્મનું સ્વરૂપ અનેક પડખેથી બતાવવામાં આવ્યું છે. એમાં ચિંતનની પ્રસાદીરૂપ વ્યાખ્યાનો છે, રસપૂર્ણ કથાઓ છે, પ્રકીર્ણ વિચાર-મૌક્તિકો છે; તદુપરાંત, 'નીતિ એટલે નિખાલસપણે વર્તવાની રીતિ' જેવી મનોરમ વ્યાખ્યાઓ પણ છે. ધર્મની પરિભાષા અહિંસા, તપ અને સંયમ છે અને તેનાં અંગો ઉદારતા, સદાચાર, ઇચ્છાનિરોધ અને સદ્વિચાર છે. લેખકની શૈલી શાંત, પ્રસન્ન છે. પ્રતિપાદ્ય વિષયોને નિરાડંબર પ્રમાણભૂત ચર્ચા, તથા સ્વાનુભવનો લાભ એમણે આપ્યો છે. ઉપદેશમાં કે ચર્ચાઓમાં નવીન અભિરુચિને આમાં ક્યાંક ક્યાંક જૂના બદ્ધમતો, પૂર્વગ્રહો કે અસ્વીકાર્ય વિધાનો દેખાય, છતાં લેખકની શૈલી જરાયે રોષ પ્રેરે તેવી નથી. ગ્રંથમાં સમાતો ઉપદેશ જૈનદર્શન ઉપર અવલંબે છે, છતાં પ્રતિપાદન ક્યાંયે સાંપ્રદાયિક અર્થાત્ અન્યધર્માવલંબીને બાધ લાગે તેવું બનતું નથી. વિષયનું નિરૂપણ વ્યવસ્થિત, પુનરુક્તિરહિત અને સ્વચ્છ છે.

નવીનચન્દ્ર દોશી

***

## સાહિત્ય – જગત

ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ શ્રી. ભોગીલાલ જયચંદભાઈ સાંડેસરાને એમ. એ માં ગુજરાતી વિષયમાં પ્રથમ આવવા બદલ દિ. બા. કેશવલાલ ધ્રુવ સુવર્ણચંદ્રક અર્પણ કર્યો છે.

*

પ્રો. બળવંતરાય ઠાકોરે ૭૫મા વર્ષમાં પ્રવેશ કર્યો હોવાથી તેમને સન્માન આપવા વિશેની વિચારણા ચલાવવા માટે સાહિત્યરસિકોની એક નાનકડી સભા તા. ૨૦ મી નવેમ્બરને રોજ પ્રો. ભાનુશંકર વ્યાસના પ્રમુખપદે મોડર્ન સ્કૂલમાં મળી હતી સભાએ સત્કારસમિતિ સ્થાપીને સભ્યો નોમ્યા હતા અને માર્ચ માસમાં સન્માનસમારંભ યોજવાનો નિર્ણય કર્યો હતો.

*

સ્વ કુમારશ્રી મોતીસિંહજી મહીડાના બંધુ કુમારશ્રી નરેન્દ્રસિંહજીએ ગત વર્ષની જેમ તા ૨૮-૨૯ ડિસેમ્બરને રોજ શ્રી મહીડા સવત્સરી સમેલન માડવા–ચાંદોદ મુકામે યોજવાનુ નક્કી કર્યું છે સાહિત્ય પરિષદના સમેલનમાથી સીધા ચાદોદ જઈ શકાય એવી આ યોજનાનો લાભ લેવા સાહિત્યકારોને કુમારશ્રીનુ આગ્રહભર્યું નિમત્રણ છે

મુદ્રક અને પ્રકાશક . યશવન્ત પ્રા. શુક્લ, ભારતીય વિદ્યાભવન, હારવે રોડ, મુબઈ,
મુદ્રણસ્થાન : 'મુંબઈ વૈભવ પ્રેસ' સૅન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુબઈ ૪.

# ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા

સંપાદકો
ચીમનલાલ શાહ
યશવન્ત શુકલ

3

પુસ્તક (૨) | નવેમ્બર ૧૯૪૪ | અંક ૨

## કળાકૃતિની સત્યાત્મકતા

"તમારા લેખ વિશે-મારી એકંદર છાપ એ રહી છે કે તેના કથનમાં તે વિશદ અને એકાગ્ર નથી. જેટલી સ્પષ્ટતાથી તમે પ્રશ્નને સાકાર કર્યો છે તેટલી સ્પષ્ટતાથી તેનુ નિરાકરણ નથી કરી શકયા. મારે એમાં અભિપ્રાયભેદ જેવું છે પણ તે પૂર્તિરૂપનું છે. તમારા કથનમાં સાવ દોષમય એવું તો કંઈ નથી લાગતું. અહીં આ વિષય પરત્વેની મારી દૃષ્ટિ રજૂ કરી દઉં છું.

પહેલું તો મને આ રીતે પ્રશ્ન ઊભો કરવો એ બરાબર નથી લાગતું તે એ રીતે કે આ પ્રશ્નમાં જે મર્યાદાનું શોધન તમે કરો છો તે સાચી વ્યકિતઓને અંગે જ નહિ પણ કથામાં આવતી બધી જ વ્યકિતઓને, બધી સામગ્રીને અંગે ઊભી થવી જોઈએ. અર્થાત્, કળાકારની મર્યાદા, કળાતત્ત્વની જે એક માત્ર મર્યાદા છે તે જ મર્યાદા અંહીં પણ લાગુ પડે. એ સિવાય બીજી કોઈ નવી રીતની મર્યાદાની શોધ અપ્રસ્તુત છે. તમારો પ્રશ્ન આવી કોઈ નવી મર્યાદાની અપેક્ષા ઊભી કરે છે. અને જવાબમાં જો કે તમે હું કહુ છું તે જ કહો છો, પણ તેમાં હું જે રીતનો ભાર-emphasis-સૂચવું છું તે નથી આવતો. ઉપરાંત કળાતત્ત્વની તમે આંકેલી મર્યાદા-ખાસ કરીને એની શૈલી-કંઈક ચોખલિયાવેડાવાળી તથા શબ્દાળુ, અને અપૂર્ણ વ્યાપ્તિવાળી છે. કૃતિમાં રસની નિષ્પત્તિ વ્યાપકતા અને ઉચ્ચગ્રાહમાંથી જન્મે છે એ કહેવું અધૂરુ સત્ય છે. તેમજ, વાર્તાને કલ્પિત વાર્તા તરીકે વાંચી શકવા અનુકૂલતા કરી આપવી, અસલ વ્યક્તિની રેખાઓ પકડી ન શકાય તેવી રીતે મૂળ હકીકતને બદલી નાખવી, આવું વાર્તાકાર માટે જરૂરી છે એમ હું ન ગણું. ટૂંકમાં, પાઠક કહે છે તેમ લીધેલી ખરી હકીકતમાં લેખક તરફથી નવું ઉમેરાવું યા ન ઉમેરાવું, તેમજ તમે કહો છો તેવું થવું યા ન થવું, એ વસ્તુઓ કથાને કળાકૃતિ થવામાં કશો ભાગ ભજવતી નથી.

આપણે એવી પણ સત્ય ઘટના કલ્પી શકીએ—અને એ સંભવે પણ ખરી—જેના બધા સાંધા, અંગઉપાંગ, અને નિર્વહણ સુધીની બધી સંધિઓ સુરેખ કળાકૃતિ જેવાં હોય અર્થાત્ કથાકાર જેવી રીતે એક મધ્યવર્તી હેતુ લક્ષ્ય યા તત્ત્વને, યા પાઠક કહે છે તેમ રહસ્યને, રજૂ કરવા જે સામગ્રી—કાં તો જગતમાં બનેલા બનાવોમાંથી,* કાં તો કલ્પીને—રજૂ કરે છે તેવી સામગ્રીવાળી ઘટના જીવનમાં પણ સંભવે. એવું સંભવતું આપણે સામાન્ય રીતે જોતા નથી તેનું એક કારણ તો કથામાં જે રીતે વિશિષ્ટ રહસ્યને અનુવર્તીને તેની સૃષ્ટિ રચાય છે તે રીતે જીવન જીવાતું નજરે પડતુ નથી તે છે. જો કે એવું રહસ્ય તો છે જ, અને એવી રીત રહસ્યને અનુવર્તતાં જીવન પણ જીવાય છે, પરંતુ તેનો પટ અને નિર્વહણસંધિઓ એટલાં બધાં વિસ્તૃત (જન્માન્તરોમાં ફેલાતાં), યા પ્રચ્છન્ન કે ગૂઢ અને સૂક્ષ્મ હોય છે કે સામાન્ય રીતે તે સમજી યા જોઈ શકાતાં નથી. અને આવી રીતની રહસ્યપૂર્ણતા, હેતુપરાયણતા તેમજ સાંગોપાંગતાની ઉણપ જીવનમાં છે એટલે તો કળા તે પૂરી પાડવાનો પ્રયત્ન કરે છે. જીવનને વધારે વ્યાપક રીતે, સમગ્ર રૂપે, સિદ્ધ કરવાનો પ્રયત્ન એ કળાપ્રવૃત્તિ. અર્થાત્ એ કળાપ્રવૃત્તિ પોતે પણ એક પ્રકારનું જીવાતું જીવન જ છે. એમાં સધાયેલી પૂર્ણતા યા પરિતૃપ્તિ યા શોધ સ્થૂલ તેમજ અંગત જીવન ઉપર અસર કરે છે. તો બીજી બાજુ કળા એ જીવનમાંથી સામગ્રી લઈ પોતાનું સંવર્ધન કરે છે. અને એમ પરસ્પરસના વિનિમયથી તેમજ આધારથી બંને પૂર્ણતા તરફ ગતિ કરે છે. અને એ પૂર્ણતા એકલી કળામાં જ નહિ, જીવનમાં પણ સધાય છે.. સામાન્ય વ્યક્તિના જીવનમાં-અનુભવાતી મર્યાદાઓનું અતિક્રમણ, અતૃપ્તિઓનો પરિતોષ અને અશુદ્ધિઓનું વિશોધન (catharsis) જેમ કળામાં સધાય છે તેમ વ્યક્તિના જીવનમાં પણ સાધી શકાય છે. એટલે કે માણસ પોતે કળાના આશ્રયદ્વારા જે તત્ત્વ અલ્પ અને ઘણે ભાગે ક્ષણજીવી રૂપે સાધે છે તે જીવનની પ્રત્યક્ષ સાધનાદ્વારા પરિપૂર્ણ અને શાશ્વત અનુભૂતિ રૂપે મેળવી શકે છે. આને આપણે જીવનની કળા કહીએ છીએ. પણ એ કળાનું ઉત્તમોત્તમ રૂપ કેવું હોય સે, એ શબ્દોનો પેટ ભરીને-ઉપયોગ કરવા છતાં બહુ ઓછું સમજીએ છીએ. એટલે મૂળ મુદ્દા પર આવી જઉં તો સામગ્રીના કલ્પિત અને ખરી ઘટના તરીકેના ભેદ અપ્રસ્તુત ગણાવા જોઈએ; જો કે આ કલ્પેલી વસ્તુને અસત્ય યા ખરી નહિ એવી ગણવી એ બરાબર નથી.

છેવટે કહેવાતી સત્ય ઘટનાઓવાળી કૃતિઓ બાબત એક વાત વિચારવા જેવી છે. મને લાગે છે કે આવી રીતની કૃતિઓ કળાની તથા સમાજની એક રીતે કુસેવા કરે છે તે એ રીતે કે તેઓ નથી શુદ્ધ અને ઊંચી કળાકૃતિ આપતી, તેમ નથી આપતી શુદ્ધ હકીકતો. જો આવાં પુસ્તકોનું મૂલ્ય તેની પાછળ રહેલી નક્કર હકીકતો તરીકે અંકાવવું હોય તો એ હકીકતો હકીકતો તરીકે—અને તો વ્યક્તિઓનાં નામઠામ સાથે જ, યા તો નામોને ગોપાવીને—સમાજજીવનનાં લાક્ષણિક દૃષ્ટાન્તો તરીકે રજૂ કરવી જોઈએ, એટલું જ નહીં, એ હકીકતોનાં માનસશાસ્ત્રની તથા સામાજિક તેમજ રાજકીય જીવનની રીતે પણ તુલના અને મૂલ્યાંકન કરવાં જોઇએ. જો લેખક પાસે—વ્યક્તિ પાસે આવી પુષ્કળ અને કીમતી હકીકતો હોય તો તે હકીકતોનો વધારે સાચો ઉપયોગ આવી રીતે સમાજજીવનના અધ્યયનની સામગ્રીરૂપે વાપરવામાં થશે જોઈએ એ સામગ્રીને આમ વાર્તા તરીકે મૂકવાથી આ હેતુ તો સધાતો જ નથી. ઊલટું, વાંચનાર એક પ્રકારના, કળાપ્રવૃત્તિમાં અનપેક્ષિત એવા અંગત કુતૂહલથી એવી કૃતિ તરફ જાય છે. કોઈ પણ કળાકૃતિ તરફ આવી રીતે વાચક પ્રેરાય એમાં કૃતિનું ગૌરવ નથી. 'સરસ્વતીચંદ્ર'ની ઘણી સામગ્રી સાચી વ્યક્તિઓ અને ઘટનાઓ પરથી લેવાયેલી છે, પરંતુ તેનું જે ગૌરવ છે તે એને લીધે નથી અર્થાત્ કોઇ પણ કથા પાછળ આવી રીતની 'સત્યાત્મકતા'ની હવા ઊભી કરવી, અને એ રીતે તેની મૂલ્ય-

વસ્તાને વધારે આકર્ષી યા અકાવવી એમા નથી કળાને લાભ અને નથી એક દરે સમાજને લાભ સમાજના આરોગ્યની દૃષ્ટિએ આવી સત્ય હકીકતોનુ નિરૂપણ અને કળાનુ નિરૂપણ સ્વતન્ત્ર રીતે રહે તે વધારે ઈષ્ટ ગણાય '

સુન્દરમ્

નોંધ —'પત્રિકા'ના સપ્ટેમ્બર અંકમા પ્રસિદ્ધ થયેલા 'ભાવક અને સર્જકના ધર્મ' એ નામના મારા લેખ વિશેનો અભિપ્રાય દર્શાવતો જે પત્ર શ્રી સુન્દરમે મને લખ્યો છે તેમાથી મે એમની સમતિથી ઉપરનો લેખ તારવી કાઢીને પ્રસિદ્ધ કર્યો છે મારે ને એમને તાત્ત્વિક મતભેદ છે નહિ એ તો એમણે પણ સ્વીકાર્યું છે મારી શૈલી કે મતપ્રદર્શન વિશેનો એમનો અભિપ્રાય ફેરવવાની મારી વૃત્તિ નથી માત્ર એટલુ કહુ કે 'ચોખલિયાવેડા' એ ગાળનો શબ્દ બન્યો છે ને એ ગાળ ખાવા જેવુ મે કશુ કર્યું નથી એ મારો લેખ ધ્યાનથી વાચનારને સમજાઇ રહેશે ચર્ચાપૂરતી જે સીમાઓ મે આંકેલી તેની બહાર શ્રી સુન્દરમ્ ચાલ્યા ગયા છે તેથી અમારી વચ્ચે મતભેદનો આભાસ રચાયો છે એમ કરવાથી ચર્ચાને અપ્રસ્તુત એવી જે બાબતો એમણે છેડી છે તે એમના દૃષ્ટિબિન્દુની વિશિષ્ટતાને કારણે અહીં પ્રગટ કરી છે કળામા જે કલ્પિત હોય તેને જેમ હુ અસત્ય ગણુનો નથી તેમ ખરી ઘટનાઓ સામગ્રીરૂપે ઉપયોગ થાય તેની સામે મારો વિરોધ નથી મારે તો એટલુ જ કહેવુ હતુ કે કળાનુ પ્રયોજન જેટલે અંશે હીન હોય તેટલે અંશે કળા પોતે પણ હીન બને છે કળા ને આ સત્ય ઘટનાઓના સ્વતન્ત્ર નિરૂપણનો શ્રી સુન્દરમ્ જે આગ્રહ રાખે છે તે તો મારા મતને પુષ્ટ કરે છે છતા મારે એટલુ કહેવુ નથી કલ્પિતને અસત્ય નહિ માનનારા શ્રી સુન્દરમ્ પૃથક્ નિરૂપણનો આગ્રહ શા માટે રાખે છે તે પણ હુ સમજી શકતો નથી માત્ર એ બન્નેની સેળભેળ થવાથી આવનારા પરિણામની એમને જે બીક લાગી છે તે તો અંગત કુતૂહલ પ્રેરનાર પણ હીન પ્રયોજનને જ કારણે ને ? માત્ર જ કોઈ ને અન્યાય થવાનો હોય ત્યા મૂળ હકીકતની રેખાઓને પલટવાનો મારો આગ્રહ

યશવન્ત શુક્લ

# વ્યાકરણદુષ્ટ કિંતુ બહુપ્રચલિત

શબ્દોને—અને ભાષાના બીજા અંગોને પણ—લગતી આપણી શુદ્ધતાઅશુદ્ધતાની માન્યતાઓને અને ખ્યાલોને ચકાસવાને જરૂરજેવુ અંતર આપણને ત્યારે જ મળી શકે, જ્યારે આપણે આપણી ભાષાના વર્તુળને છોડી સહજન્ય પડોશભાષાઓના પ્રવાહને તપાસતા રહીએ ચન્દ્રિકા—અધુનિક બહુભાષર અભિધાન એ નામના શ્રીરાજશેખર બસુ સંકલિત (દ્વિતીય સસ્કરણ ૧૯૩૩ ૩૪) બંગાળી શબ્દકોશમા* પરિશિષ્ટરૂપે જે કેટલીક પ્રકીર્ણ માહિતી આપેલી છે તેમા પી ૧૨૪-૫ પરની શબ્દોની યાદી પ્રસ્તુત વાતના એક ઉદાહરણ તરીકે રજૂ કરી શકાય એ યાદીને 'વ્યાકરણદુષ્ટ કિન્તુ બંગાળીમા બહુપ્રચલિત' એવા અર્થનુ શીર્ષક આપેલુ છે ગુજરાતીની દૃષ્ટિએ ઉપકારક નહિ એવા થોડાક શબ્દો છોડી દઈ, બાકીનામાથી જે ગુજરાતીને પણ લાગુ પડતા છે તેની બાજુમા ફુદડી મૂકી એ આખી યાદી નીચે ઉતારુ છુ

| શુદ્ધ | પ્રચલિત |
|---|---|
| અનૂદિત | અનુવાદિત* |
| અધોર્ગામી | અધોગામિની* |
| આવશ્યક | આવશ્યકીય |
| આવશ્યક | આવશ્યકતા* |
| ઈષ્ટ | ઈપ્સિત* |
| ઉપર્યુક્ત | ઉપરોક્ત* |
| કાય | કાયા* |
| સૂક્ષ્મ | સૂક્ષ્મ |
| ચતુર્ગોચર, વગેરે* | ચક્ષુગોચર વગેરે |
| નત | નમિત |
| નૈરાશ્ય | નિરાશા* |
| પશ્ચાનુસરણ | પશ્ચાદનુસરણ |
| બહુરૂપ | બહુરૂપી* |
| વિશુદ્ધદેવે | વિશુદ્ધદેવે |
| મહારથ | મહારથી* |
| મહિમમય | મહિમામય |
| સારસ્વત | સારસ્વત |
| સર્જન | સૃજન* |

આ ઉપરાંત આગળ આપેલી એક અશુદ્ધ શબ્દોની યાદીમાથી નોંધવા જેવા

| શુદ્ધ | અશુદ્ધ |
|---|---|
| સમુખ | સન્મુખ* |
| સમાન | સન્માન* |
| કથંચિત્વ્ય | કથિતવ્ય* |
| નિરપરાધ | નિરપરાધી* |
| સશક | સશંકિત |

આ શબ્દો* આપણે માટે ઘણા સૂચક છે શિષ્ટ સ્વરૂપ બાધવામા જે ધોરણો અત્યારે પ્રવર્તી રહ્યા છે તેમ 'પંડિતયુગે' ઘડ્યા હોવાનો ઉલ્લેખ મેં એક આગળની નોંધ કરેલો છે પણ આ પંડિતયુગ પોતે પશ્ચિમના સંપર્કે ઉદ્ભવેલ ભારતવ્યાપી પુનરુત્થાનયુગના એક ફળરૂપ છે પુનરુત્થાનયુગે આપણને આપણા પ્રાચીન સસ્કૃતિ સાહિત્ય ને ભાષા સમૃદ્ધ વારસા તરફ સાભિમાન વાળ્યા અને ત્યારથી વિચારવલણો ને આચારઢાળો (behaviour patterns) ઉદ્ગમ પામી સ્થિર સ્વરૂપ પકડતા આવ્યા છે તેનું પોષણ કરનારી બેમાની એક ધાત્રી તે આપણો પ્રાચીન વારસો જ છે પુનરુત્થાનયુગનુ આરભનુ પ્રેરકબળ તો પરાઈ સસ્કૃતિ સામેનો પ્રત્યાઘાત આને લીધે સહજ જ આ વિચારનુ લોલક તેના અર્ધવર્તુલના બીજા છેડાને સ્પર્શવા લાગ્યુ ને કેટલીયે બાબતોમા આપણા પ્રાચીન સસ્કૃતિ સાહિત્ય ને ભાષા પ્રેરક ને માર્ગદર્શક અમુક હદ સુધી જ રહી પછી માર્ગરોધક બનવા લાગ્યા હોવાના ચિહ્નો વરતાવા લાગ્યાં એટલે ત્યારથી પ્રત્યાઘાતની આરભની ભૂમિકાથી હવે સમન્વયની ભૂમિકામા પ્રકાશ થયા વિચારાદિના આ પરિવર્તનો આપણી ભાષાઓના વિકાસ પર પણ છાપ પાડ્યા વાર આટલુ પ્રાસ્તાવિક લખાણ આપણે ત્યા તેમ જ ઇતર ભારતીય અન્યભાષાપ્રદેશોમા હાલ પ્રવર્તતા ભાષાકીય શુદ્ધિ—અશુદ્ધિના ધોરણોને તેમના ખરા સ્વરૂપમા સમજવા માટે આવશ્યક માનીને કર્યું છે આ પૂર્વપીઠિકાને આધારે આપણે હવે હવે (ક્રમશ) ટોકેલી યાદી વિશે થોડોક વિચાર કરશુ

હરિવલ્લભ ભાયાણી

* હિંદી મરાઠી જેવી બીજી ભાષાઓને પણ હવે આના જેવી યાદીઓ જાણવામા આવે તો પ્રસ્તુત વિષય વધારે અજવાળુ પડે.

## પુસ્તક–પરિચય

**બે મિત્રો–** [લેખક ગોવિંદભાઈ અમીન, પ્રકાશક આર આર શેઠની કંપની, મૂલ્ય ચાર રૂપિયા]

અર્વાચીન જગતની આર્થિક ઉથલપાથલો અને પલટાતા જતા રાજકારણના પ્રત્યાઘાતો આપણા દેશ, સમાજ અને વ્યક્તિના જીવન પર અસર મૂકતા જાય છે, તેવી પરિસ્થિતિનુ પ્રવાહપતિત છતા તટસ્થ અવલોકન કરી પોતાના જીવનદર્શનથી અનુપ્રાણિત કરવાની પ્રિય હથોટી આજના પરદેશી નવલકથાકારોની થઈ પડી છે દૃષ્ટાન્તરૂપે પ્રસિદ્ધ ચીની લેખક લિન યુતાન્ગની Leaf in the Storm ને ગણાવી શકાય એ દૃષ્ટિએ, વર્તમાન યુધ્ધના ભીષણ આઘાતો વડે હચમચી ઊઠેલા આપણા દેશના જૂજ લેખકોએ પણ એવા ઉત્કૃષ્ટ નહિ તો પણ સારા પ્રયાસો કરેલા છે ગુજરાતીમા અનુવાદિત એવી બે મરાઠી નવલકથાઓ તે 'ક્રૌંચવધ' અને 'રણાંગણ' છે અને તેવી ગુજરાતી નવલ કથા તે 'પ્રભુ પધાર્યા' છે તેથી વિશેષ મોટી અને વિશેષ વ્યાપક સમકાલીન દર્શન કરાવનારી આ વિશિષ્ટ પ્રકારની નવલકથા 'બે મિત્રો' અનેક પ્રકારે વાચકોને સંતોષે તેમ લખાયેલી છે

આધુનિક સસ્કૃતિના સર્જક મનુષ્યે, એક બાજુ વિજ્ઞાનના અભ્યાસ અને સાધનોથી બૌદ્ધિક શક્તિઓ વિકસાવી છે, તો બીજી બાજુ, તેનુ સમસ્ત ચિત્તતંત્ર સર્વાંગીણ વિકાસથી સસ્કારાયેલુ નથી તેને લીધે, મનુષ્યસમાજમા એક યા બીજા પ્રકારનો સત્તાશોખ અને અસમાન અન્યાયકારી આર્થિક લાભો મેળવવા માટેની પડાપડી જીવને જોખમે ચાલી રહી છે, આથી આખી દુનિયા ક્ષુબ્ધ બની છે, અને છતા એવી લાલસાઓના રાજસી, દુર્દમ્ય, દુર્નિવાર વેગને અધીન થઈ મનુષ્ય અનિષ્ટ પાછળ પૂર્ણ વેગથી તણાયે જાય છે તેવા અનિષ્ટોથી ત્રસ્ત થયેલી આ પૃથ્વીમા સાત્ત્વિક 'સસ્કારી' મનુષ્યો પણ છે તેઓ આ અનિષ્ટોના આચરનારને અટકાવી શકતા નથી. અને લેખકના શબ્દોમા "અનિષ્ટ ઈષ્ટથી જીતાય નહિ તો અનિષ્ટે અનિષ્ટ સાથે લડી ખલાસ થવુ જોઇએ " એ નીતિન્યાયની રૂએ વર્તમાન વિશ્વ યુદ્ધને લેખક અનિષ્ટનુ જ પરિણામ લેખે છે અને જાણે સૂચવે છે કે જ્યા લગી આ પૃથ્વીમા બુદ્ધિ અને સસ્કારનો સુમેળ નહિ જામે, ત્યા લગી આ પરઘાતક ને સ્વઘાતક અનિષ્ટ મહાક્ષોભ ક્રમે ટળવાનો નથી લેખકે પોતાનુ આ જીવનદર્શન-તત્ત્વચિંતન નવલકથાના વસ્તુદ્વારા અને તેમા અવારનવાર પાત્રમુખે રજૂ કરેલી ચર્ચાદ્વારા મૂર્ત કરેલુ છે

વાર્તાનો નાયક ગરીબ નવનીતલાલ એમ એ લગી અભ્યાસ કરી બૌદ્ધિક જ્ઞાનનો અધિકારી બનેલો છે 'સસ્કાર'ને અભાવે તાલેવત થવાની લાલસામા, પોતાના પિતાતુલ્ય ધનિક શેઠને શેઠાણીદ્વારા ઝેર અપાવી મારી નાખે છે; અને શેઠના સઘળા ઐશ્વર્યનો ભોક્તા થઈ પડી, એ લાલસાને બઢાવવામા આગળ ધપ્યો જાય છે ઐશ્વર્યવૃદ્ધિના એ પ્રયત્નોમા વર્તમાન યુદ્ધની આર્થિક ઉથલપાથલનો એને પહેલા લાભ મળે છે, અને પછી ગેરલાભ નડે છે 'સસ્કાર'શૂન્ય નવનીતલાલ ભાગ્યબઢતી માટે નીતિ, સિધ્ધાન્ત જ્ઞાન તથા પત્નીસુખ અને મિત્રસગ જતા કરે છે છેવટે જે રીતે પોતે શેઠનુ મોત આણે છે, તે જ પ્રકારે કાળાંગોળા કરતા કારભારીદ્વારા પોતાના મોતની શિક્ષા મેળવી લે છે આમ પૃથ્વીની રીતે જ નવનીતલાલનુ જીવનવર્તુલ પારકાના અનિષ્ટથી શરૂ થઈ પોતાના અનિષ્ટદ્વારા થયેલા નાશમા, પૂરુ થાય છે

એવા નવનીતલાલની સદાગ્રહી સ્નેહાળ પત્ની દુર્ગા અને ખાસ કરીને સદાચરણી, સાત્વિક ફિલસૂફમિત્ર સુમન એ આ કથાને ગૂથનારા સુભગ પાત્રો છે દુર્ગા સત્યને સમજે છે છતા પોતાના નવનીતલાલ સાથેના અવિશ્લેષ્ય ભાગ્યને લીધે તેના મત્યની માયાને ઉખેડી લઈ શકતી નથી, તે તેના જેવા પાત્ર માટે સ્વાભાવિક જણાય છે પણ આપણને થાય કે સુમન જેવો 'સસ્કારી', ક્યા હેતુથી નવનીતનો મિત્ર થઈ રહી શક્યો હશે ? તો, આ જગતની રચનામા જેમ અનિષ્ટ સાથે ઈષ્ટ તત્ત્વ ઘવાય છતા સાથેસાથે પડેલુ હોય છે, તેના મૂળમા જ આનો જવાબ રહેલો છે ને બીજુ કારણ નવનીતલાલ ગમે તેવો દુષ્ટાશયી છતા સુમનને સાચા અતરથી ચાહે છે, અને તેની દુષ્ટ વાસના કામ કરવા માડી તે પહેલાની તેમની જૂની મૈત્રી છે એ પણ ખરુ તેથીયે વિશેષ પ્રબળ કારણ તો સુમને દુર્ગાને બહેન સમાન ગણી છે, અને તેથી તે નવનીતને વળગી રહ્યો છે દુરાગ્રહી સદાગ્રહી બુધ્ધિ ને સસ્કારના પ્રતીકો જેવા નવનીતસુમન દુર્ગાના એક જ હૃદયમા રહેલા છે, અને તેનો સુમેળ ન જામતા, દુર્ગા મૃત્યુશરણ થાય છે, જેમ પૃથ્વીના ઈષ્ટાનિષ્ટ તત્ત્વોનો સુમેળ ન સધાતા વિશ્વયુધ્ધો જેવા વિનાશના પ્રસગો ફાટી નીકળે છે તેમ આનુ લેખક જાણે નવનીત દુર્ગા–સુમનના સબધથી સૂચવે છે વળી ખાસ કરીને આદર્શવાદી સુમન તો લેખકના જીવનદર્શનનુ અધિષ્ઠાન અને કૃતિનુ પ્રગલ્ભ પાત્ર છે આ ઉપરાત, શેઠની પુત્રી માલતી એ આદર્શભાવી નવા યુગની સ્ત્રી તરીકે લેખકને હાથે સુદર રીતે આલેખાયેલુ તરવરાટિયુ પાત્ર છે શિવકુમાર, રમાબાઈ, ત્રિકમદાસ વગેરે નાના પાત્રોની રચનામા લેખકનુ માનવસ્વભાવનુ, ખાસ કરીને શહેરના વેપારી માનસનુ, તેની નબળાઇઓનુ, ઊંડુ જ્ઞાન પ્રગટ થાય છે આ યુધ્ધની પહેલાના ચારછ મહિના અને દરમ્યાનનુ દોઢેક વર્ષ મળી, બેએક વર્ષનો કાલફલક લેખકે આ વાર્તા માટે યોજેલો છે, અને તે કથાનકના અમુક ભાગોમા તો તેની ધારી નેમની ગરજ સારે છે લેખકે પોતાની કથાના વક્તવ્ય માટે મુબઈ જેવા શહેરની યે યોગ્ય રીતે પસદગી કરી છે, તેને લીધે શહેરીજીવનના વેપારમથકો, કલબો, સિનેમાગૃહો, ક્લીનિકો, વેશ્યાગૃહો વ ના કપટો અને વિલાસોના વાસ્તવદર્શી નિરૂપણે નવનીતલાલના પાત્રને ઉપસાવવામા ઘણો ફાળો આપેલો છે એ રીતે જોતા આખી કથામા વાસ્તવદર્શન અને આદર્શ દર્શનની ગગાજમની ભાત દીપી નીકળે છે લેખકની શૈલી બહુ જ સરળ, સચોટ અને વેગભર રહી શકી છે સર્વાંગે આ કૃતિને લેખકની ઈતર સર્વ કૃતિઓમા કળશસ્થાને મૂકી શકાય તેવી છે અને નવલકથાલેખનનો આ તેમનો પહેલો જ પ્રયાસ હોવા છતા, એટલી સ્વાભાવિકપણે લખાઈ છે કે ક્યાય આયાસનો ક્લેશ વર્તાતો નથી લેખકે જેમ તેમની આ શક્તિનો અને પરદેશી નવલકથાવાચનનો વિનિયોગ અત્રે કરેલો છે, તેમ અન્ય તેવી કૃતિઓ ગુજરાતી સાહિત્યને આપશે તેવી આશા સાથે આ પ્રયત્ન માટે તેમને અભિનદન આપીશું

**હીરા. ક. મહેતા**

### સ્વીકાર

**કલાન્ત કવિ અથવા કલાન્ત કવિ** – લેખક શ્રી જહાંગીર સંજાના, મુખ્ય વિક્રેતા એન એમ ત્રિપાઠી ક પ્રિન્સેસ સ્ટ્રીટ મુબઈ, મૂલ્ય એક રૂપિયો **ચાણક્ય** – પ્રયોજક શ્રી રમણલાલ સોની, મુખ્ય વિક્રેતા એન એમ ઠક્કરની ક, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુબઈ મૂલ્ય બે રૂપિયા **નંદનિકા**: લેખક અને પ્રકાશક, શ્રી અરદેશર ફરામજી ખબરદાર, ૭૮૮ પારસી કૉલોની, દાદર, મૂલ્ય સાડા ત્રણ રૂપિયા

## વિવેચનની વિટંબણાઓ

વિવેચનશાસ્ત્ર ઉપર બીજા ઘણા શાસ્ત્રોએ હાથ લગાવ્યો છે ભૂતકાળમા તર્ક ન્યાય અને વ્યાકરણે વિવેચનના ક્ષેત્રમા ઝંપલાવ્યુ આજના વિજ્ઞાનયુગમા આવ્યા વિજ્ઞાનશાસ્ત્રીઓ માનસશાસ્ત્રીઓ—નવ્ય માનસશાસ્ત્રીઓ પણ એ ક્ષેત્રમા પગપેસારો કરીચૂક્યા છે. બધાએ વિવેચનશાસ્ત્રને સમૃદ્ધ કર્યું. તર્કે એને દૃઢ બનાવ્યુ, ન્યાયે એને સૂક્ષ્મ બનાવ્યું, વ્યાકરણે વ્યવસ્થિત બનાવ્યુ અને વિજ્ઞાને એને પૂર્વગ્રહોથી મુક્ત કર્યું દરેક વાદે સાહિત્યની સેવા કરી પણ કહેવુ પડશે કે દરેક વાદે એકએક આગ્રહ વધાર્યો અને તેમાથી વિગ્રહ થતા ઝાઝી વાર લાગી નહિ. દરેક વાદે સમજવાની જરુર હતી કે પોતાના વાદથી સિદ્ધ થયા પછી પણ જે કાઈ અસિદ્ધ અને અપરિવ્યાખ્યેય તત્ત્વ રહી જાય છે તે કાવ્ય છે પણ આવુ આત્મ-મર્યાદાનુ ભાન, વાદનો પ્રણેતા ભાગ્યે જ રાખી શકે છે ભૂતકાળના વાદો વિશે અત્યારે હુ કશું કહેવા માગતો નથી, પણ વૈજ્ઞાનિક યુગે જે વૈજ્ઞાનિક વિવેચન રજુ કર્યું તે વિશે બે શબ્દો કહીશ. સાહિત્યનુ વૈજ્ઞાનિક પરિશીલન કરનારા પ્રો મોલ્ટન જેવાઓએ સાહિત્યના નિર્ગ્રન્થ અભ્યાસ માટે જે દિશાસૂચન કર્યું તેની તરફેણમા જેટલું કહીએ તેટલુ ઓછુ છે પણ આ વર્ગના વિવેચકો પ્રો મોલ્ટનનુ એક વાક્ય ભૂલી જાય છે કે 'વૈજ્ઞાનિક વિવેચન એ સાહિત્યવિષયક સાહિત્ય નથી પણ વિજ્ઞાનવિષયક સાહિત્ય છે' આ મર્યાદાવાક્ય—અધિકારવાક્ય—બહુ જરુરનુ છે અને સાહિત્યનુ વૈજ્ઞાનિક પૃથક્કરણ કરનારા શું કહે છે? અંગત અભિપ્રાય—અભિરુચિ—એવુ કશું વિવેચનમા ન જોઈએ ગુલાબને વખાણો નહિ, આકડાને અબખોડો નહિ તેમા પ્રમારભેદ છે એમ કહો. અગ્નિજનિત ખડકો જલજનિત ખડકો કરતા વધારે સારા છે એમ ન કહો રુચિનુ કશું ધોરણ નથી હોઈ શકે નહિ જીવન પરિવર્તનશીલ છે, સાહિત્ય પણ પરિવર્તનશીલ છે માટે ધોરણ બાધવાનો પ્રયત્ન વ્યર્થ છે બાહ્ય નિયમનોનો વિચાર નાહ કરતા, કાવ્યના અભ્યાસ અને અવલોકનથી જે તથ્ય દેખાઈ આવે તેને સૂત્રીકૃત તરીકે સ્વીકારવા જીવન પરિવર્તનશીલ છે માટે સાહિત્ય પણ પરિવર્તનશીલ રહેવાનુ એ દલીલ સામે મારે એટલુ કહેવાનુ છે કે જીવનમા જે અપરિવૃત્તિસહ તત્ત્વો છે તેના ઉપર ચિર જીવ કાવ્યો રચાય છે માટે જીવનમાથી અને સાહિત્યમાથી ધોરણ કાઢી નાખવા કરતા બન્નેમા—જે ધોરણ સચવાય છે જ તેનું પૃથક્કરણ કરી સત્ય શા માટે ન સ્વીકારવુ? અભિરુચિમા થોડી અવ્યવસ્થા રહેવાની પણ આપણે ધારીએ છીએ એટલી બધી નહિ. પ્રો. મોલ્ટન જેવાને પણ શેકસપિયર વિશે લખવાની જ અભિરુચિ થઈ છે બીજા લેખકો ક્યા ઓછા હતા? આ મુદ્દા ઉપર સસ્કૃત આલંકારિકો છૂટ મૂકે છે વિશ્વનાથ કહે છે કે રસનો અનુભવ બધા પ્રમાતાને એકસરખો થતો નથી કેટલાક પ્રમાતાને બિલકુલ રસ ન જણાય એવા કાવ્યમા કદાચ અમુક પ્રમાતાને પણ જો રસાનુભવ થાય તો પણ એને કાવ્ય ગણવુ એ કહે છે 'કેષાંચિદનુભૂતિ અપમસ્વપતે રસ। સૌ પ્રમાતૃભિઃ એમ નથી કહ્યુ

અને પ્રકારના આવા વિશિષ્ટપણાને લીધે વિવેચનમાં વૈવિધ્ય અને અભિનવ દૃષ્ટિબિન્દુઓ મળતા રહે તો એમાં સાહિત્યને શું ગુમાવવાનુ છે? સાહિત્યને ફક્ત ભૌતિકશાસ્ત્રની જડ દૃષ્ટિથી જોઈ, બીજું ન જ જોવાનો આગ્રહ સબ્બ્ય કરવો એ પણ મારી નજરે તો વિતંડા જ છે અભિપ્રાય બાધવો અને રજૂ કરવો એ જનસ્વભાવમા છે એ સ્વભાવ સામે ઉદારોમની આગળ ચોંધતુ વિવેચન, ક્યારેક પોતે પણ એ સ્વભાવને વશ થઇ જાય છે, તો પછી વાદ તરીકે તો એને પણ મર્યાદા છે એમ સ્વીકારવુ રહ્યુ

પ્રતાપરાય પટ્યાર

---

ભારતીય વિદ્યાભવનની

## સંસ્કૃત પરીક્ષાઓ

પ્રવેશક, શાસ્ત્રી, આચાર્ય, અને મહાચાર્યના અભ્યાસક્રમો

૧ આ પરીક્ષાઓ ભારતીય વિદ્યાભવન તરફથી જાન્યુઆરી અને જુલાઇના વર્ષમા બે વાર ૧૯૪૫ની સાલથી લેવામા આવશે

૨ પ્રવેશ યોગ્યતા —આ પરીક્ષાઓમા બેસતા પહેલા વિદ્યાર્થીએ ભવનની વિનીત વા તત્તુલ્ય પરીક્ષા પસાર કરી હોવી જોઇએ તત્તુલ્ય એટલે સામાન્યત કોઈપણ હિંદી યુનિવર્સિટિની મેટ્રીક્યુલેશન

વિનીત પરીક્ષાના વિષયો: (૧) માતૃભાષા (૨) હિંદી (૩) અંગ્રેજી (૪) સસ્કૃત (૫) ઇતિહાસ ભૂગોળ, હિંદનુ રાજબંધારણ (૬) બીજગણિત (૭) ભૂમિતિ (૮) વિજ્ઞાન. (૬) (૭) (૮) ને સ્થાને સંગીત, નાટ્ય વા ચિત્રકળા

૩ સામાન્યત વિનીત પછી પ્રવેશિકાના બે વર્ષ, શાસ્ત્રીના બે વર્ષ, આચાર્યના બે વર્ષ અને મહાચાર્યના ત્રણ વર્ષનો અભ્યાસક્રમ છે યોગ્યતા પ્રમાણે ઓછા વર્ષોમા પણ ક્રમ પૂરો કરવા નિયમો છે

૪ પ્રવેશિકા માટે ત્રણ સામાન્ય અને ત્રણ વિશિષ્ટ પ્રશ્નપત્રો રહેશે શાસ્ત્રી પરીક્ષામા બે ખડો રહેશે અને પ્રત્યેકમા ત્રણ સામાન્ય અને ત્રણ વિશિષ્ટ પ્રશ્નપત્રો રહેશે આચાર્ય પરીક્ષામા બે ખડો રહેશે અને પ્રત્યેકમા ત્રણ વિશિષ્ટ પ્રશ્નપત્રો રહેશે આચાર્ય થયા પછી ત્રણ વર્ષ સુધીનો મહાચાર્યનો અભ્યાસક્રમ રહેશે, જેમા સસ્કૃતમા પ્રબંધ (thesis) લખવો આવશ્યક છે

૫ આ પરીક્ષાઓ નીચેના શાસ્ત્રોમા લેવાશે

(૧) વેદ (૨) વેદાંત (૩) સાહિત્ય (૪) વ્યાકરણ (૫) સાંખ્યયોગ (૬) ન્યાય વૈશેષિક (૭) પૂર્વમીમાંસા (૮) ધર્મશાસ્ત્ર (૯) વૈષ્ણવ, શૈવ, તાન્ત્રિકમત (૧૦) જ્યોતિષ (૧૧) જૈનન્યાય (૧૨) જૈનઆગમ (૧૩) બૌદ્ધન્યાય (૧૪) આર્યસંસ્કૃતિ (૧૫) સર્વદર્શન

૬ આ પરીક્ષાઓનુ માર્ગદર્શન 'પરામર્શ સમિતિ' તરફથી કરવામા આવશે જેમા અખિલભારતના ૫૦ સસ્કૃતના પ્રસિદ્ધ વિદ્વાનોનો સમાવેશ થયો છે

૭ આ પરીક્ષાઓમા સારી રીતે ઉત્તીર્ણ થનારને સુવર્ણચંદ્રકો, ઇનામો, શિષ્યવૃત્તિ વગેરે આપવામા આવશે

૮ આ અભ્યાસક્રમોના કેન્દ્ર ખોલવા માટે વિદ્યાલયો અને પાઠશાળાઓને જોઈતી વિગતો ઓ રજીસ્ટ્રાર, ભારતીય વિદ્યાભવન તરફથી મળી શકશે

૯ પરીક્ષામા બેસનાર વિદ્યાર્થીએ અભ્યાસકેન્દ્રમા યા એફિલિયેટેડ પાઠશાળામા યા ભવનમા નામ નોંધાવવા

૧૦ નિયમાવલિ, પ્રશ્નપત્રોમાથી મુક્તિ, પ્રવેશાર્થ, આવેદનપત્ર, અભ્યાસક્રમની વિગતો, અને અન્ય માહિતી માટે લખો —

જયંતકૃષ્ણ દવે, ઓ. રજિસ્ટ્રાર, ભારતીય વિદ્યાભવન, હાર્વે રોડ, મુંબઈ ૭

## ગીતા પરીક્ષાઓ અને અન્ય પરીક્ષાઓ

૧ ભારતીય વિદ્યાભવન તરફથી ગીતા તથા આર્યધર્મ અને સસ્કૃતિના અભ્યાસ માટે ગીતાવિદ અને ગીતાવિશારદ એવી ત્રણ પરીક્ષા વર્ષમા બે વાર લેવાશે વિગત અભ્યાસક્રમ, નિયમાવલિ માટે લખો — ઓ. રજીસ્ટ્રાર—ભવન

૨ જ્યોતિર્વિદ અને જ્યોતિર્વિશારદની પરીક્ષાઓ લેવાની ભવન તરફથી યોજના છે

---

પ્રકાશક ચંદ્રકાન્ત પ્રા શુક્લ, ભારતીય વિદ્યાભવન, ૩૩-૩૫, હારવે રોડ, મુંબઈ
મુદ્રક: પી આર શાહ, એસો. એડવર્ટાઈઝર્સ એન્ડ પ્રિન્ટર્સ લિ ૫૦૫, આરથર રોડ, તારદેવ, મુંબઈ

# ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા

સંપાદકો
**ચીમનલાલ શાહ**
**યશવન્ત શુક્લ**

પુસ્તક ૩ | ડિસેમ્બર ૧૯૫૪ | અંક ૩

## ગુજરાતી શબ્દકોશ

ગુજરાતી ભાષાના સારા શબ્દકોશની ઊણપ સૌ કોઈને જણાય છે એની ખોટ પૂરવા ગુજરાત વિદ્યાપીઠ તરફથી જોડણી કોશ પ્રસિદ્ધ થયો હતો. એ કોશનુ મુખ્ય ધ્યેય જોડણીને વ્યવસ્થિત, નિશ્ચિત કરવાનુ હતુ, અર્થ આપવાનું ગૌણ હતુ તેમ છતા એની ઉપયોગિતા તો સર્વમાન્ય થઈ ચૂકી છે આજ એની એક પણ પ્રત પ્રાપ્ય નથી એ એના પુરાવામા છે પણ હવે ગુજરાતી ભાષાના અભ્યાસ માટે સુયોગ્ય થઈ પડે એવો સમૃદ્ધ કોશ તૈયાર કરવાનુ માથે કોઈ પણ સસ્થાએ હાથમા લેવુ જોઈએ તે માટે સમય વીતી ગયો છે એમ કહીએ તોપણ ખોટુ નથી

ગોંડલ રાજ્યે એક કોશ તૈયાર કરાવવાનુ કામ ઉપાડ્યુ હતુ એ ક્યા સુધી આવ્યુ છે તે જાણવાની જરૂર છે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ કોશ તૈયાર કરવાની પૂર્વસામગ્રી રૂપે શબ્દસગ્રહો પ્રકટ કર્યા હતા અને સ્વ શ્રી બા કેશવ હર્ષદ ધ્રુવે એક અક્ષરના શબ્દાર્થ નમૂનારૂપે કરેલા તે છપાવવામા આવ્યા હતા દુર્ભાગ્યે ધ્રુવસાહેબની નાદુરસ્ત તબિયતને લીધે એ કાર્ય અટકી પડ્યુ સ્વ હીરાલાલ પારેખે તેને ફરી ઉપાડવા એક બે વખત કોશીષ કરેલી, પણ લાયક કામ કરનારને અભાવે તે પડતુ મૂકવુ પડેલુ આજ આપણે યુનિવર્સિટી જેવી મહાન સસ્થા ઊભી કરવા પ્રયત્ન કરીએ છીએ તો કોશ એક જરૂરી કાર્ય છે એમ માની એ તરફ લક્ષ આપવાની ખાસ અગત્ય છે

ગુજરાતી સાહિત્યના ઉત્કર્ષ માટે જે સસ્થાઓ કામ કરી રહી છે તે સર્વના સહકારથી આ કાર્ય થાય એવો સભવ નથી એકજ સસ્થા તે કામ માથે લે અને બીજી સસ્થાઓમા કાર્ય કરનારની સહાય સ્વતત્ર રીતે લે એવા વિદ્વાનોનુ સપાદક-મડળ રચાય દરેક વિષયના નિષ્ણાતો નીમાય, અને સાહિત્ય, ઇતિહાસ, વૈદક વિજ્ઞાન, ગણિત કલા ઇત્યાદિ સર્વ વિષયોમા વપરાતા શબ્દોના ઉતારાઓ સાથે એક સમૃદ્ધ કોશ રચવાનો સકલ્પ કરી કાર્યારભ થાય તો પાચ વર્ષે પણ એ પૂરુ થાય કોઈ પણ સસ્થા પાસે આવા ખરચાળ કામ માટે ધનસાધન તૈયાર ભાગ્યેજ હશે એને માટે ભડોળ એકઠુ કરવુ જોઈએ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી પાસે જે ફડો છે તે અમુક-અમુક વિષયોના પુસ્તકો લખાવવા માટેના હોઈ તેનો ઉપયોગ આ કામ માટે થઈ શકે એવો સભવ નથી ઉત્સાહી અને સાધનસપન્ન ધનિકોની સહાય એમા અવશ્ય જોઈશે થોડે થોડે ધીમી ગતિએ કામ કરવાની શરુઆત ગુ વ. સો એ કરી ત્યારે પૈસા કરતા કામ કરનારાઓની ખોટ વધારે જણાએલી ખાઈપીને એની પાછળ મડનારુ ને કામ પાર પાડનારુ સપાદકમડળ જ આ સકલ્પ સિદ્ધ કરી શકે આજ ગુજરાતી ભાષાના અભ્યાસીઓ અધ્યાપકો, પ્રાધ્યાપકોની સખ્યા પુષ્કળ વધી છે તેમણે આ મહત્વના કામ તરફ લક્ષ આપવાની જરૂર છે

જેમને શોખ હોય તેમણે જ્યાથી મળે ત્યાથી શબ્દોનો સગ્રહ કરવો જોઈએ સાહિત્યમા વપરાયેલા ઉપરાત હજારો તળપદા શબ્દો છે, જે ચાલુ કોશોમા પ્રવેશ પામ્યા નથી કાઠિયાવાડના ગ્રામ્ય શબ્દો જુદા, ચરોતરના જુદા, ઉત્તર ગુજરાતના જુદા, પચમહાલના જુદા, સુરતના જુદા, એમ દરેક જિલ્લા અને પ્રદેશના શબ્દો ત્યા ત્યા રહેનારા એકઠા કરે એ ઇચ્છવા જેવુ છે એવી સામગ્રી આ કામને સહાયભૂત થાય એ દેખીતુ છે આણદ તાલુકાના કેથલિક મિશનરી ફાધર સૂરીઆએ આ દિશામા કામ કર્યુ છે પોતાની આસપાસના ભાગમા વપરાતા પાચસો છસો શબ્દો એમણે એકઠા કર્યા છે, જેમાના થોડાક જ કોશમા મળી આવે છે આનો સહજ ઉલ્લેખ અસ્થાને નહીં ગણાય

ભાષાનો વિકાસ, તેની સમૃદ્ધિ અને તેને કાયમનુ સ્થાન પ્રાપ્ત કરાવનાર મોટુ સાધન કોશ છે આપણી ભાષાની આ મોટી ખોટ જેને સાલતી હોય તે સર્વને એ કામ ઉપાડી લેવા નમ્ર વિનતિ છે

વિદ્યાબહેન ર. નીલકઠ

*

<u>છૂટા મણકા</u>

## કલ્પના અને હકીકત

કલ્પના પોતે એક સાચી ખરી બનતી ક્રિયા છે એક વસ્તુ ઘટનારૂપે સ્થૂલ હકીકતમા પરિણમે એટલે જ તે સત્ય થયુ અને કલ્પનામા રહે એટલે અસત્ય થયું એ સમજણ બરાબર નથી એ જ રીતે કોઇ ઘટનાને સત્ય તરીકે ઓળખવાથી તેનુ અતિગૌરવ થાય છે તેમજ કોઇ કળાકૃતિ સત્ય ઘટનાઓ—એટલે કે હકીકતો ઉપર મડાઇ છે એટલે તેમા વિશેષ ગુણવત્તા આવી જાય છે એ પણ અધૂરી સમજણ છે કલ્પનામા રહેલુ સત્ય એ હકીકતમા પરિણમેલા સત્ય કરતા જરાકે ઓછા સત્વ વાળુ નથી એ બેમા ભેદ એટલો કહેવાય કે કલ્પનાની જે ભૂમિ છે (plane of existence) તે હકીકતની ભૂમિથી જુદી બાકી બને પાછળ પ્રવૃત્ત થતુ સત્વ તો એક જ છે અને કળાકૃતિમા એ સત્વ કઈ રીતે કેવા સામર્થ્યથી, તેના રસ અને રહસ્યના, આયોજન અને નવ ઉન્મેષના કયા સામર્થ્ય અને સમૃદ્ધિથી આવે છે તે ઉપર જ કળાકારની અને વાચનારની દૃષ્ટિ ઠરવી જોઇએ

હકીકતમા કલ્પના કરતા વધારે સત્ય રહે છે એ સમજણ કેટલી બધી અધૂરી અને ઉપરછલ્લી છે તે કોઇ પણ હકીકત લઈ તેની પાછળના સત્યને તારવી જોવાનો યત્ન કરવાથી સમજાશે હકીકતોમા જ સત્ય રહે છે એમ માનનાર જોઇ શકશે કે તે જ્યારે સપૂર્ણ સત્ય મેળવવા નીકળે છે ત્યારે તે સમગ્ર જીવનમાથી અમુક હકીકતો જ વીણતો હોય છે આ રીતની પસદગીમા જ તે પોતાની હકીકતોને મર્યાદિત કરે છે, સમગ્રતામાથી તે એક ખડને જ ઉઘાડે છે, અને જ્યા લગી તે પોતાની ખડિત હકીકતોને સમગ્રની સાથે જોડીને ન જુએ ત્યા

'સન્માન'નો ચિત્રસેનપદ્માવતી કથા (૧૬૦૩) ને રામચરિત માનસ (૧૬ મી સદી) મા પ્રયોગ થયેલો છે તે દેખાડી આપે છે કે આજકાલથી નહિ પણ આરપાચ સદી પહેલાથી પ્રવર્તતા ભાષાવલણોને આધારે એ શબ્દોનો રૂપપલટો થયેલો છે 'કાયા' શબ્દ અપભ્રંશભૂમિકાથી જ સ્ત્રીલિંગી બન્યો છે, અને જૂની ગુજરાતીમા એ જ લિંગમા એ જાણીતો છે 'આવશ્યક' સંસ્કૃતમા વિશેષણ અને નામ બને છે અને તો પછી વિશેષણાર્થક 'આવશ્યક' માથી 'આવશ્યકતા' સાધવામા પ્રસ્કૃત પ્રમાણે પણ કશો બાધ ન હોઈ શકે એટલુ જ નહીં, હિતોપદેશમા 'આવશ્યકતા' વપરાયેલો જ મળે છે —બાકી રહેલામા ઇચ્છિત' 'અનુવાદિત' 'રચિતવ્ય' વગેરે સાદૃશ્યને આધારે સધાયેલા છે 'ભાષાન્તર' ને 'ભાષાન્તરિત' વગેરેની માફક 'અનુવાદ' 'અનુવાદિત' 'ઇચ્છા' 'ઇચ્છિત' (સર૦ પ્રાકૃત રૂચ્ચિય) વગેરે

આમ ગુજરાતી વગેરે અર્વાચીન ભાષાઓ કે તેમની પૂર્વ ભૂમિકાઓમા હસ્તીમા આવેલા ભાષાવલણોને વશવર્તીને ઉપરના જેવા શબ્દો પ્રયોગો ઇત્યાદિ સંસ્કૃતથી સ્વતંત્રપણે વપરાતા થયા છે, અને તેથી તેમનો અર્વાચીન ભાષાઓ પૂરતો શુદ્ધિ માટેનો દાવો સંસ્કૃતમા વપરાતા શબ્દો ને પ્રયોગોના સંસ્કૃત પૂરતા શુદ્ધિ માટેના દાવા જેટલો જ વાજબી ગણાય [સંપૂર્ણ]

—હરિવલ્લભ ભાયાણી

*

## ઇતિહાસ સંમેલન

ગુજરાત સાહિત્યસભાના ઉપક્રમથી તા ૨૩, ૨૪, ૨૫ ડિસેમ્બર ૧૯૪૪ ના રોજ અમદાવાદમા આચાર્યશ્રી જિનવિજયજીના પ્રમુખપદે ઇતિહાસ સંમેલન ભરાવાનુ છે. ઉપપ્રમુખ તરીકે શ્રી દુર્ગાશંકર કે શાસ્ત્રી અને સ્વાગતપ્રમુખ તરીકે મૌ. સૈયદ અબુઝફર નદવીની વરણી થઈ છે એ પ્રસંગે એક ઇતિહાસપ્રદર્શન પણ યોજાશે જેની ઉદ્ઘાટનક્રિયા શ્રી ગિરિજાશંકર આચાર્યને હસ્તે થશે સંમેલનના ઇતર કાર્યક્રમોમા 'ઇતિહાસ અને ઐતિહાસિક નવલકથા' એ વિષય પર ચર્ચા, 'ઇતિહાસશિક્ષણ' એ વિષયની ચર્ચા માટે એક શિક્ષકસભા ચિત્રાલેખન અને ફોટોગ્રાફીની હરીફાઈ તેમજ સ્નેહસંમેલનનો સમાવેશ થાય છે

## સ્વીકાર

**પ્રેમ ધનુષ્ય**— લેખક શ્રી મગનલાલ દેસાઈ **કોલક ફોરાં**— લેખક ડૉ. જયંત ખત્રી પ્રકાશક પદ્મ પ્રકાશન લિમિટેડ મુંબઈ મૂલ્ય સાડાત્રણ રૂપિયા **લતા**— લેખકો ગુલાબદાસ બ્રોકર, સુંદરમ્ વગેરે પ્રકાશક પદ્મ પ્રકાશન લિમિટેડ, મુંબઈ, મૂલ્ય અઢી રૂપિયા

*

## દિ. બ. કે. હ. ધ્રુવ સુવર્ણચન્દ્રક

મુંબઈ યુનિવર્સિટીની ૧૯૪૪ની એમ એ ની પરીક્ષામા ગુજરાતી વિષયમા પ્રથમ આવેલા વડોદરા કોલેજના શ્રી હસિત હરિરાય બુચને ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી દિ બ કેશવ હર્ષદ ધ્રુવ સુવર્ણચન્દ્રક અર્પણ થયો છે

*

શ્રી સિંઘી જૈન ગ્રંથમાળાના સ્થાપક સ્વ બાબુશ્રી બહાદુરજી સિંઘીના માતુશ્રી અને બાબુશ્રી ડાલચંદજી સિંઘીના ધર્મપત્ની શ્રીમતી મુન્નુકુમારી બીબી ૭૭ વર્ષની વયે બાલીગંજ મુકામે સ્વર્ગવાસ પામ્યા છે એમના સ્વર્ગવાસથી જૈન સમાજે એક કાર્યકુશળ, ઉદારચરિત સંસ્કારી સ્ત્રીરત્ન ગુમાવ્યુ છે

## પુસ્તક–પરિચય

**સીતા**—[લેખક શ્રી ચંદ્રવદન મહેતા, પ્રકાશક પદ્મ પ્રકાશન, મુંબઈ, મૂલ્ય દોઢ રૂપિયો]

'સીતા' દ્વિઅંકી નાટક છે પહેલા અને બીજા અંક વચ્ચે ઠીક ઠીક લાંબો ગાળો પડે છે તેથી જ નાટકને બે અંકમા વહેંચવુ પડ્યુ હોય એમ લાગે છે નાટ્યવસ્તુ રામાયણમાથી ને તે ય લેખક જેને પ્રક્ષિપ્ત માને છે તેવા ઉત્તરકાંડમાથી લેવાયુ છે એ તો સ્પષ્ટ છે, જો કે રામાયણ ઉપરાંત એને આધારે

કદાચ, શિશિરકુમાર ભાદુરીએ ભજવેલી ને દ્વિજેન્દ્રલાલ રોયે આલેખેલી સીતાએ લેખકની માનસપુત્રીની કાયાપલટ કરી નાખી છે

ઉત્તરકાંડ પ્રક્ષિપ્ત છે તોપણ રામાયણની સમગ્ર રચનામા એ સમરસ બની ગયેલ છે એમા શક નથી યુદ્ધકાંડને અંતે ફલશ્રુતિ આવે છે તેથી યુદ્ધકાંડના અંતને મૂળ રામાયણનો અંત માનવાને લેખકને કારણ મળ્યુ છે, કલાની દૃષ્ટિએ પણ એ જ અંત એમને ઉચિત જણાયો છે હવે આપણી આજની કલાદૃષ્ટિ રામાયણકારના સમય પર ન આરોપીએ તો ફલશ્રુતિનો ખુલાસો કરવો તો સહેલો છે રાવણનો સંહાર એ રામાયણનો અતિ મહત્ત્વનો પ્રસંગ છે રામના સઘળા પરાક્રમોમા એ શ્રેષ્ઠ પરાક્રમ છે આપણે મન ઐતિહાસિક પણ રામાયણકારને મન સામાજિક એવુ એનુ મહત્ત્વ વસ્યુ હોય તો ય નવાઈ નહીં, કેમકે આર્યત્વને પડકારતા અનિષ્ટનો નાશ કરવા રામે જે વર્ણસંગઠન પ્રેર્યુ તેનો પણ એ દિગ્વિજય છે આમ સઘળી રીતે મહત્ત્વના એ પ્રસંગનુ વર્ણન કરી ગ્રંથકાર અહોભાવથી એનુ માહાત્મ્ય સ્થાપવા ફલશ્રુતિ આપી દે એ તો ઊલટુ વધારે સ્વાભાવિક લાગે છે બાકી એ મહાકાવ્ય પુરા વાલ્મીકિના કૃતમ્ એમ તો યુદ્ધકાંડ અને ઉત્તરકાંડ બંનેની ફલશ્રુતિમા જણાવાયુ છે પણ કેટલાક આંતરિક પ્રમાણો વિચારીને યાકોબી ને એમને આધારે વિન્ટરનિટ્ઝ આદિ વિદ્વાનો એવા નિર્ણય પર આવ્યા છે કે રામાયણના ૨૪૦૦૦ શ્લોકોમાથી પોણા ભાગના પ્રક્ષિપ્ત અથવા પાછળથી લખાયેલા છે અને એકલો ઉત્તરકાંડ જ નહિ, આદિકાંડ પણ પ્રક્ષિપ્ત છે

પણ એ પ્રક્ષિપ્ત છે એમ સ્વીકારવા છતા પણ એનો કથાભાગ લોકસ્મૃતિને એટલો ચિરપરિચિત છે (કાલિદાસ અને ભવભૂતિએ પણ એનો આધાર ક્યા નથી લીધો?) કે, "યુદ્ધકાંડ પછીના રામ અને સીતાના જીવનને સ્પર્શતા કથાવસ્તુમા ભિન્ન ભિન્ન કલ્પના અને ભિન્ન ભિન્ન દર્શન માટે અવકાશને સ્થાન છે' એવા લેખકના મતનુ સમર્થન કરી શકાય એમ નથી પરંપરાએ જે પુરાણપ્રસિદ્ધ પાત્રો અને કથાવસ્તુને સુપરિચિત બનાવી મૂક્યા છે તેમની દૃઢ રેખાઓ ભૂંસવાની મિથ્યા ચેષ્ટા કરવા કરતા સર્ગશક્તિને નવુ પ્રસ્થાન કરવાનુ કહેવુ એ શ્રેયસ્કર માર્ગ નથી? બાકી સુપરિચિત અંશો એમના એમ રાખી ચિતરવાની ન હોય તેવી નવી રેખાઓ આંકી, નવી કૃતિમા સૂક્ષ્મતાનો ગુણ ઉતારવાનો વિપુલ અવકાશ ક્યા નથી?

એમ નથી થયુ તેથી આ કૃતિ મૂળની અનુકૃતિ તો નહિ, પણ એની દુર્બળ ને નિસ્તેજ વિકૃતિ બની રહી છે 'કારુણ્ય

સંમેલન અંક

# ગૂજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા

[ સ્વ. શ્રી. મોતીસિંહજી મહીડાના સ્મરણાર્થે અપાયેલી સહાયથી ]

: સંપાદકો :

ચીમનલાલ શાહ

યશવન્ત શુક્લ

| પુસ્તક ૨<br>અંક ૪ | જાન્યુઆરી ૧૯૪૪ | મૂલ્ય આઠ આના<br>વર્ષના બે રૂપીઆ |
|---|---|---|

## પરિષદ્‌સંમેલન

વડોદરા સંમેલન સફળતાથી ઉજવાયું. સંખ્યાની દૃષ્ટિએ ઓછામાં ઓછાં દોઢેક હજાર સ્ત્રી પુરુષોએ ત્રણે દિવસ હાજરી આપી હશે. ઉપરાંત બે દિવસ ગીતા-મંદિરની "ઉભરા"ની સભાઓમાં પણ લોકોએ સારી સંખ્યામાં સાહિત્યકારોનાં પ્રવચનો સાંભળ્યાં. કલાપ્રદર્શન પણ ઘણું સુંદર હતું. ગામેગામના સાહિત્યકારો હળ્યા-મળ્યા, બેચાર બીજા પણ સંમેલનો થયાં, ત્રણ ત્રણ રાતો સુધી ખૂબ મહેનત લઈને રંજનકાર્ય રજૂ થયું, એ લાભ પણ ઓછો નહિ અંકાય.

ઠરાવોની દૃષ્ટિએ જોઈએ તો ગૂજરાત યુનિવર્સિટીની સ્થાપના ઉપર ભાર દઈને પ્રમુખશ્રીએ એ પ્રશ્નને જાગતો જ્યોત કર્યો; ગૂજરાતી, રાજસ્થાની અને હિન્દી સાહિત્ય સંમેલનોનો સંપર્ક સાધવાનો ઠરાવ ગૂજરાતી અસ્મિતાની ઉદાર ભાવનાની સાક્ષી પૂરી વિસ્તૃત કાર્યક્ષેત્રનું માર્ગદર્શન કરાવી રહ્યો; અને પ્રેમાનંદમંદિર, પ્રેમાનંદની વડોદરા કૉલેજમાં શિલ્પાકૃતિ અને પ્રેમાનંદ સ્મારક ગ્રંથમાળા એ ત્રણ પ્રવૃત્તિઓ દ્વારા પ્રેમાનંદનું સ્મારક, કરવું એવો અતિ અગત્યનો ઠરાવ પણ થયો. આપણી શિષ્ટ કૃતિઓની વિવેચનાત્મક સંપાદનાઓ તૈયાર કરાવવા વિશે તો શ્રીમંત ગાયકવાડ સરકારે જ ઉલ્લેખ કર્યો હતો. આ રીતે, જેમ લાઠીમાં પરિષદે કલાપીમંદિર સ્થાપ્યું, મુંબઈમાં હેમચંદ્ર સ્મારક સ્થાપ્યું, અને નાગપુરમાં ભારતીય વિદ્યા ભવન અને સાહિત્યસભાની સ્થાપના કરી તેમ આ વખતે પરિષદ વડોદરામાં પણ પદચિહ્ન મૂકતી ગઈ

પ્રો. રામનારાયણ પાઠકની નવલિકાને મહીડા સુવર્ણચંદ્રક મળ્યો એ એક નવી પ્રથા આ વખતે શરુ થઈ. અનેક સાહિત્યકારોએ જુદે જુદે સ્થળે જાહેર વ્યાખ્યાનો આપીને સાહિત્ય અને સંસ્કૃતિની લ્હાણ કરી. ગૂજરાતની વિકસતી અસ્મિતાનું આ સંમેલન, સાચે જ, એક સીમાચિહ્ન હતું.

વડોદરાના કાર્યકર્તાઓએ એક પગે સંમેલનની સેવા ઉઠાવી હતી. ફરિયાદો આવતી પણ સાંભળી, પણ એ તો દરેક સંમેલનમાં મેં સાંભળી છે. આવા

### પ્રમુખશ્રીનો સંદેશો

ગૂજરાતી સાહિત્યની સર્વતોમુખી અભિવૃદ્ધિ થવાનો રાજમાર્ગ તે આપણી શાળાપાઠશાળામાં તેનો છૂટથી અભ્યાસ થાય એ છે. અત્યારે, જે રીતે તેને રૂંધી દેવામાં આવી છે તે સ્થિતિ જેમ બને તેમ વહેલી બદલાય એ સર્વ કોઈ ઇચ્છે. ગુજરાતી સાહિત્ય દિનપ્રતિદિન પ્રગતિને પંથે ચઢેલું છે એ નિર્વિવાદ છે.

વિદ્યાબહેન ર. નીલકંઠ

મોટા પ્રસંગે કોઈને ખોટું ન લાગે કોઈને અસંતોષ ન થાય, કોઈ ગુસ્સે ન થાય, તો તો આપણે માનવી જ મટી જઈએ ને ?

પરિષદની સામે ઉગ્ર વિરોધ છે એ તો મે કેટલાક છાપામા વાચ્યુ ત્યારે જ જાણ્યુ બાકી વડોદરામા વિષયવિચારિણી સભામા બધા જ ઠરાવો સર્વાનુમતે થયા સંમેલનમા પણ બધુ જ હસીખુશીથી થયુ મે તો ઠેકઠેકાણે વ્યાખ્યાનો આપેલા, પણ સંમેલનમા કે સંમેલનની બહાર વિરોધ, ઉગ્ર કે સૌમ્ય મને દેખાયો નથી કેટલાક મહત્ત્વાકાંક્ષી યુવકો અધીરા બન્યા હતા પણ અધીરા થવુ એ તો યુવકોનો અધિકાર છે એમા તેમની ને સંસ્થાની પ્રગતિના બીજ છે પણ એમની અધીરતામા યે સંમેલનને અનુકૂળ થઈ સફલ કરવાની તીવ્ર ઉત્કંઠા હતી.

એક જ વસ્તુ મને ખૂચી. ત્રીજે દિવસે ફૈયાઝખાન જેવા હિન્દવિખ્યાત સંગીતકારના કાર્યક્રમમા કેટલાક અધીરાઓએ તોફાન કર્યું ફૈયાઝખાનનુ સંગીત ન સમજાય એમા દોષ આપણી રસવૃત્તિનો છે ધીરજથી ને માનથી એમને ન સાભળ્યા તેથી ગુજરાતી શ્રોતાવૃંદને કલંક લાગ્યુ છે સમજાય નહિ રસ ન પડે ત્યારે પણ નિષ્ણાતનુ આદર કરવામા વિવેક રહ્યો છે એટલી સાદી સમજ પણ કેટલાક ભાઈઓ ન દાખવી શક્યા !

દરેક પરિષદ વખતે જેમ કેટલાક છાપાઓમા આવે છે તેમ આ વખતે પણ આવ્યુ કે હુ ન હોઉં તો પરિષદ સ્વતંત્ર, સમૃદ્ધ ને શક્તિશાળી બની ગૂજરાતને ક્યા ને ક્યા લઈ જાય. કોઈ એક ભાઈએ ઠરાવ ઘડીને પણ મોકલી આપ્યો કે મારે આ પ્રવૃત્તિમાથી નિવૃત્ત થવુ કમનસીબ મારુ કે એ ઠરાવને કોઈ રજૂ કરનારુ જ ન મળ્યુ અને વિષયવિચારિણીમા એ આવી જ ન શક્યો ! એ ઠરાવ પસાર થયો હોત તો હુ તો સુખી જ થઈ જાત. પરિષદની સેવા આરભ્યે અને વીસ વર્ષ થયા હુ તો ઈશ્વરનો ઋણી છુ કે આજે પરિષદને આવે પ્રભાવશાળી સ્વરૂપે જોવાની તક મને સાપડી છે

ગયા સંમેલને મૂળરાજ સોલંકીની સહસ્રાબ્દિ ઉજવવાનો નિર્ણય કર્યો હતો એ પ્રસંગના સ્મરણાર્થે તૈયાર થઈ રહેલી "ગુજરાતની કીર્તિગાથા" નો— Glory that was Gurjaradesha નો પ્રથમ ભાગ The Pre-historic West Coast પરિષદના ટાણાસર બહાર પડ્યો ને પ્રમુખશ્રીને અર્પણ કરી શકાયો એથી મને પૂરો સતોષ થયો

સાધનસંપત્તિને કારણે આ વખતે સંમેલન ભરવુ અશક્ય જેવુ હતુ આ મુશ્કેલીમાથી શ્રીમત ગાયકવાડ સરકાર અને દિવાન સર વી. ટી કૃષ્ણમાચાર્યે ઉગારી લીધા એ માટે એમનુ ઋણ પરિષદ ઉપર રહ્યુ છે મારી ઉપર તો સવિશેષ કેમકે અંગત દબાણને લીધે સંમેલન ભરવાનું એમણે કબૂલ્યુ હતુ

શ્રીમતી વિદ્યાબહેને પ્રમુખસ્થાન ખરેખર શોભાવ્યુ એમના શાન્ત ને સૌમ્ય સ્વભાવે, પરિષદ્પ્રત્યેના એમના પ્રેમે અને ગૂજરાત યુનિવર્સિટી માટેની ધગશે પરિષદને નવુ માર્ગદર્શન કરાવ્યુ ગૂજરાત યુનિવર્સિટીનો પ્રશ્ન આવડુ મોટુ સ્થાન પામશે એ તો સ્વપ્ને પણ મેં કલ્પ્યુ નહોતુ હવે પ્રશ્નનો સતોષકારક નિવેડો લાવવાનો ધર્મ આપણે માથે આવી પડ્યો છે ફેબ્રુઆરીની પાચમી તારીખે આ જ પ્રશ્નનો વિચાર કરવા માટે પરિષદની મધ્યસ્થ સભા મળવાની છે એ શુભ ચિહ્ન છે

ગૂજરાત યુનિવર્સિટી થાય તો તે અમદાવાદમા જ થઈ શકે પણ એ થઈ શકે તે માટે સૌથી પહેલી અમદાવાદમા સામગ્રી ઊભી કરવી પડશે. ગૂજરાતી વ્યવહારુ છે એ માત્ર ઠરાવ કે રીપોર્ટ કરી સતોષ નહીં માને. એણે તો કાર્યસિદ્ધિ માટે સકલ્પ ને પુરુષાર્થ બનેનો યોગ કરવો ઘટે છે

અમદાવાદમા અઢળક ધન છે અમદાવાદમા દેશભક્તિ ને વિદ્યાપ્રેમનું વાતાવરણ છે એ તો ગાધીજીનું પાટનગર છે ધારે તો એ પલકમા નવી સૃષ્ટિ ઊભી કરે. એ જો મન પર લેશે તો ગૂજરાતનું સરસ્વતીમંદિર જોતજોતામા તૈયાર થશે.

કનૈયાલાલ મુનશી

# વડોદરામાં ત્રણ દિવસો

## પરિષદ-સંમેલનનો અહેવાલ

### અપૂર્વ ઉત્સાહ

પરિષદના કોઈ પણ અધિવેશને ભાગ્યે જ પ્રેર્યો હશે એવો ઉત્સાહ આ વખતે વડોદરામાં તા. ૨૫–૨૬–૨૭ ડિસેમ્બર ૧૯૪૩ ને રોજ શ્રીમતી વિદ્યાબહેન ર. નીલકંઠના પ્રમુખપદે ભરાયેલા સાહિત્ય પરિષદના પંદરમા સંમેલને પ્રેર્યો હતો. અણધારેલી સંખ્યામાં નરનારીઓનાં ટોળેટોળાં પરિષદમાં ભાગ લેવાને ઉતરી આવ્યાં હતાં. જ્યાં અધિવેશન ભરાયું હતું તે ન્યાયમંદિરનું સભાગૃહ આમ તો વિશાળ છે, પણ તે ય ઉત્સાહનાં પૂર વાળવાને પર્યાપ્ત ન્હોતું. પરિષદ અને જનતાના નિકટત્વનું આ પારખું આત્યંતિક દૃષ્ટિએ ખૂબ ખૂબ આવકારયોગ્ય છતાં તત્કાલ તો સ્થાનિક કાર્યકરોને મૂંઝવી ગયું. સૌનો સમાસ કરવો તે તો અશક્ય જ હતું, છતાં ઘણાનો સમાસ કરી શકાયો એ માટે કાર્યકરોની ધીરજ અને કુશળતાને અભિનંદન ઘટે છે. જેમને નિરાશ થવું પણ તેમને કટુતાનો અનુભવ થયો હોય એ સ્વાભાવિક છે, પણ અણધારેલી પરિસ્થિતિ ઉપર જેમનો અંકુશ રહ્યો ન્હોતો તેવા વ્યવસ્થાપકોનો દોષ કહી શકાય તો દોષ એટલો જ કે આ અપૂર્વ ઉત્સાહનું માપ એ વેળાસર કાઢી શકેલા નહિ.

સમેલનનું આકર્ષણ આ વખતે વિશેષ હતું. એક તો સમેલન વડોદરામાં — તળ ગૂજરાતને અનેક રીતે સુગમ એવા વડોદરામાં ભરાયુ હતું. રાજ્ય અને પ્રજાનો સાથ પામીને પરિષદના સ્થાનિક કાર્યકરોએ રંજનની રેલમછેલ કરી મેલી હતી. આતિથ્યમાં જે દરબારી ઠાઠ હતો તેને પણ વિસરવો ન ઘટે. વળી રોજેરોજ યુદ્ધની ખબરો વાંચીને કંટાળેલી મુગ્ધ પ્રજા સાહિત્યકારો પોતાને આંગણે આવવાના છે જાણી દર્શનોત્સુક બની હતી. આ સઘળાં કારણો એકઠાં થતાં આ સંસ્કારસમારંભને અપૂર્વ મહત્ત્વ મળ્યું હતું.

બ્હારથી પરિષદમાં ભાગ લેવા આવનારાં મ્હેમાનોનો ભરાવો તા. ૨૪ મીથી જ થવા માંડ્યો હતો. પ્રતિનિધિઓને જ્યાં ઉતારો આપ્યો હતો તે સ્થાન તા. ૨૪ મીની સાંજે ઠીક ઠીક ભરાઈ ગયું હતું. પરિષદનાં વરાયેલાં પ્રમુખ શ્રીમતી વિદ્યાબ્હેન પણ તા ૨૪ મીની સાંજે જ આવ્યાં. તેમને વડોદરા સ્ટેશને પરિષદના અગ્રણી કાર્યકર્તાઓએ ફૂલહારથી સત્કાર્યાં હતાં.

### આતિથ્ય

બ્હારગામના મહેમાનો માટે સ્થાનિક કાર્યકર્તાઓએ ઉતારાની ને ભોજનની ઉત્તમ સોઈ કરી રાખી હતી. સમૂહના આતિથ્યમાં કોઈકને ક્યાંક ક્યાંક કચાશનો અનુભવ થાય છતાં કોઈને અવિનય કે અભદ્રતાનો પરિચય થયાનું સાંભળ્યું નથી. સ્વયંસેવકો ને તેમના નાયકો ખૂબ જ ધીર અને વિનયી હતા. એમના બોલેબોલમાંથી મીઠાશ અને મહેમાનો માટેનો આદર ટપકતાં હતાં. એમણે કરી આપેલી સગવડમાં પણ ખૂબ ઝીણવટ હતી. બધું યથાસમય હાજર કરવામાં આવતુ, પછી તે ચાનાસ્તો હોય, દાતણ કે ગરમ પાણી હોય કે ભોજન કે રંજનના સ્થાને લઈ જનારી બસ હોય. વડોદરામાં પ્રવેશ કરાવવાથી માંડીને વડોદરાથી વદાય આપવા સુધીનું આ આતિથ્ય ખરેખર પ્રશંસાપાત્ર હતુ.

તા. ૨૪ મીએ રાત્રે મ્હેમાનોને ઉતારે મધ્યસ્થ સભાની એક અવિધિસરની બેઠકમાં શ્રી. કનૈયાલાલ મુનશીએ ગૂજરાતના મધ્યકાલીન શિષ્ટ સાહિત્યના ગ્રંથોના સંપાદન અંગે ચર્ચા કરી હતી.

### ગૂજરાત કલાપ્રદર્શન

તા. ૨૫ મીએ સવારે સંમેલનના કાર્યક્રમનો આરંભ વડોદરાના સાર્વજનિક બાગ (કમાટી બાગ) માં ગોઠવાયેલા "ગૂજરાત કલાપ્રદર્શન" ના ઉદ્ઘાટનસમારંભથી થયો. એ પ્રદર્શનની વિશિષ્ટતાઓનો ને ગૂજરાતના કલાકારોનો પરિચય શરુઆતમાં શ્રી. રવિશંકર રાવળે કરાવ્યો તે પછી ડૉ. જ્યોતીન્દ્ર મહેતાની વિનંતીથી શ્રીમન મહા-

રાણીસાહેબ સૌ શાન્તાદેવી ગાયકવાડે નીચેના શબ્દોમા પ્રદર્શનને ખુલ્લુ મુકાયેલુ જાહેર કર્યું હતું

કલાપ્રદર્શન એ આપના પરિષદ સમેલનનો એક મુખ્ય વિભાગ છે એનુ ઉદ્‌ઘાટન કરતા મને બહુ આનદ થાય છે વડોદરામા આ રીતે સાહિત્યકારો તથા કલાકારો ભેગા થાય જુદે જુદે સ્થળે વેરાયેલા કલાનમૂનાઓ એકત્ર કરવામા આવે, અને આજની કલારુચિનો આપણને પ્રત્યક્ષ પરિચય થાય એ ખરેખર આવકારપાત્ર છે અહીં થયેલા વિવેચન અનુસાર આ પ્રદર્શનમા આપણને ઘણુંઘણુ જોવાજાણવાનુ મળશે. એમા ચિત્રકલાના નમુના તેમજ ઈતિહાસના અવશેષો પણ મૂકવામા આવ્યા છે આ બધી કલાસામગ્રી આપણુ સસ્મારધન છે જનતા એ નિહાળી ઉચ્ચ પ્રેરણા મેળવે એમ હુ આશા રાખુ છુ અને પ્રદર્શનને ખુલ્લુ મુકાયેલુ જાહેર કરુ છુ

સમેલનના ઘોઘાટથી ઠીક ઠીક દૂર એકાતમા ગોઠવાયેલુ કલાપ્રદર્શન ગૂજરાતની વિકસતી કલાનો, વિશેષે કરીને ચિત્રકલાનો આહ્લાદક પરિચય આપતુ હતુ રવિશકર રાવળ, કનુ દેસાઈ, જગન્નાથ અહિવાસી, યજ્ઞેશ્વર શુકલ, સોમાલાલ શાહ, રસિકલાલ પરીખ, છગનલાલ જાદવ, ચાવડા, કુ શકુતલા દિવાનજી, કુ દાભાસ અને અન્ય તરુણ કલાકારોની કૃતિઓએ જોનારના મન અવશ્ય હરી લીધા હશે

### મધ્યસ્થ સભાની બેઠક

તે દિવસે બપોરના બે વાગે પરિષદની મધ્યસ્થ સભાની એક બેઠક કોમર્સ કોલેજના મકાનમા શ્રી કનૈયાલાલ મુનશીના પ્રમુખપદે મળી હતી કવિશ્રી ખબરદારે પોતાની નાદુરસ્ત તબિયતને કારણે ચૌદમી સાહિત્ય પરિષદ સમેલનના પ્રમુખ તરીકે રાજીનામુ મોકલી આપ્યુ હતુ તેની નોધ સભાએ ખેદ લીધી હતી અને પોતાના પ્રમુખપદના સમય દરમ્યાન તેમણે કરેલી પરિષદની સેવાઓ માટે આભાર પ્રદર્શિત કર્યો હતો

### સમેલનનુ ઉદ્‌ઘાટન

તે પછી સાજે ચાર વાગે ન્યાયમદિરના વિશાળ અને સરસ રીતે શણગારાયેલા સભાગૃહમા પરિષદસમેલનનુ ઉદ્‌ઘાટન થયુ હતું સભાગૃહ ઠસોઠસ ભરાઈ ગયુ હતુ આશીર્વાદાત્મક સામગાનથી કાર્યારભ થયો હતો તે પછી સ્વાગતગીત અને ગુર્જરીનું મહિમાગાન થયા પછી વડોદરા રાજ્યના દિવાન સર વી. ટી કૃષ્ણમાચારીએ શ્રીમત મહારાજાની ગેરહાજરીનો ઉલ્લેખ કરી ઉદ્‌ઘાટન પ્રસગ માટેનુ શ્રીમતનુ અગ્રેજીમા તૈયાર કરેલુ ભાષણ વાચી સભળાવ્યુ હતુ એનુ ભાષાન્તર અત્રે આપ્યુ છે

સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,

ગૂજરાતી સાહિત્ય પરિષદના પદરમા અધિવેશનનુ ઉદ્‌ઘાટન કરતા મને અતરમાથી આનદ ઉપજે છે

પરિષદનું સ્વાગત કરવાનુ માન વડોદરાને આ બીજી વખત મળે છે છેલ્લા ૩૯ વર્ષથી આ પરિષદ અસ્તિત્વ ધરાવે છે પ્રસગોપાત્ત મળતા સમેલનોથી એણે પોતાની કારકીર્દિનો આરભ કરેલો જેઓ સાહિત્યમા રસ ધરાવતા હતા તેમને માટે એવા સમેલનો મિલનસ્થાન બની રહેતા ધીમે ધીમે પરિષદ વિકસતી ગઈ અને ગૂજરાતની સઘળી સાહિત્યિક પ્રવૃત્તિઓને પોષે, પ્રેરે ને વિકસાવે તેવી સસ્થા તરીકે એ માન્ય પણ થઈ આજે તો પોતાના ભૂતકાળ ઉપર એ સહેજ નજર નાખે તો યે ગર્વ અનુભવે એટલી સશોધનાત્મક અને સાહિત્યિક સસિદ્ધિઓ એને ચોપડે જમા થયેલી જણાશે.

પ્રાન્તીય સાહિત્યોનો જે પ્રબળ વિકાસ થઈ રહ્યો છે તે આપણા સમયનું એક સુચિહ્ન છે પ્રાન્તીય સસ્કારપ્રવૃત્તિઓમા આપણને જે ભેદો દેખાય છે તે તો ખાલી આભાસ જ છે, કેમકે, ઉપર ઉપરથી દેખાતા એ ભેદોની ભીતરમા એવુ એક મૂલગત એકત્વ વસે છે જે આપણુ સૌનો વારસો છે જે ધર્મો ને સપ્રદાયો હિંદમા ઉપજ્યા અને જે ધર્મો ને સપ્રદાયો પરદેશથી આયાત થયા છતા ઇતિહાસમા જેનો ક્યા યે જોટો ન જડે એવી સહિષ્ણુતાથી હિંદમા આવકારાયા તેમણે એ વારસો આપણને સોપેલો છે સસ્કૃતિના પ્રાદેશિક સ્વરૂપો ભારતીય જીવનમા વૈવિધ્ય, સૌંદર્ય અને સમૃદ્ધિ પૂરે છે પરતુ એ સર્વની મૂલગત એકરૂપતાનુ વિસ્મરણ થવુ ન ઘટે

વડોદરામા રહ્યા રહ્યા ભારતભરમાં સાહિત્યક્ષેત્રે જે પુનરુત્થાન થઈ રહ્યુ છે તેને ગાયકવાડ ઓરી એન્ટલ સીરીઝદ્વારા અને બીજી રીતે અમે યથા શક્તિ ટેકો કરી રહ્યા છીએ અને જો આ સ્થાનેથી હુ પરિષદને એકબે સૂચનાઓ કરવાની ધૃષ્ટતા કરુ તો મને ક્ષમા કરશો પહેલી સૂચના તો એ છે કે પરિષદે ગૂજરાતી ભાષાના શિષ્ટ ગ્રથોની સપાદનાઓ, તે તે ગ્રથોનુ ગૂજરાત અને ભારતના સમગ્ર ઇતિહાસ અને સસ્કૃતિમા કેવુક સ્થાન છે તેનો તથા ગ્રથકારના જીવનનો પરિચય આપતા અભ્યાસપૂર્ણ પ્રવેશકો સહિત, પ્રસિદ્ધ કરવાનુ માથે લેવુ જોઈએ, બીજી સૂચના એ કે મુખ્ય મુખ્ય શિષ્ટ ગૂજરાતી ગ્રથોમા જે ઉત્તમોત્તમ જીવનદર્શન હોય તેનો પ્રજાને લાભ મળી રહે તે અર્થે સામાન્ય વાચનને અનુકૂળ પુસ્તકો પરિષદે પ્રસિદ્ધ કરવા જોઈએ

લોવેલે કહ્યુ છે —"કોઈ પણ રાષ્ટ્રજીવનના સાફલ્યનુ માપ તેણે પ્રજાના વિચારજીવનમા, નૈતિક બળમા, બૌદ્ધિક આનદમાં અને માનવ જાતિને ધાર્મિક સમાધાન અને કલ્યાણનો માર્ગ દેખાડવામા આપેલા ફાળા ઉપરથી કાઢવાનુ હોય છે" હુ શ્રદ્ધા રાખુ છુ કે ભવિષ્યમા આપણે જે નૂતન ભારત રચનારા છીએ તેનુ મડાણ આપણી બૌદ્ધિક અને આધ્યાત્મિક સપત્તિમા જે સર્વોત્તમ તત્ત્વો છે તેના ઉપર કરીશુ હિંદના એવી લોકયાત્રાને કાજેના ચરમ પુરુષાર્થમા આ અને આવી પરિષદો સારો ભાગ ભજવી શકે

હુ અધિવેશનને ખુલ્લુ મુકાયેલુ જાહેર કરુ છુ

### સ્વાગત પ્રમુખનુ ભાષણ

ત્યાર પછી સત્કારસમિતિના પ્રમુખ શેઠ શ્રી ચતુર્ભુજદાસ ચીમનલાલે પોતાનું ભાષણ વાચી સભળાવ્યુ હતુ એમાથી થોડોક ભાગ અત્રે ઉતાર્યો છે

ગુર્જરેશ્વરના પાટનગર વડોદરામા આપ સર્વને આવકાર આપતા અને આપનુ સ્વાગત કરતા અમને આનદ થાય છે વડોદરાનુ આમત્રણ સાહિત્ય પરિષદે તેમજ સાક્ષર જનતાએ સ્વીકાર્યું એ અમારે માટે ભારે ગૌરવ અને ગર્વનો પ્રસગ છે સરસ્વતીપૂજકો સર્વદા પવિત્ર છે અને તેમના પગલા અમારે આગણે પડે એ માટે વડોદરાની જનતા પોતાને ભાગ્યશાળી માને છે

બીજી ગુજરાતી સાહિત્ય પરિષદ સદ્ગત શ્રીમત સયાજીરાવ મહારાજે બોલાવી હતી, શોભાવી હતી અને પોતાની હાજરી અને દોરવણીથી એને યશસ્વી બનાવી હતી તે વખતના દીવાન સર મનુભાઈ મહેતાએ એમા અગત અને સક્રિય રસ લઈને પરિષદની સફળતામા મોટી સહાય કરી હતી એ જ ભૂતકાળને આજે આપણે વર્તમાન સ્વરૂપે જોઈએ છીએ ગુજરાતી સાહિત્ય પરિષદના આ પદરમા અધિવેશનને પોતાના પાટનગરમા બોલાવીને પોતાની દોરવણીથી શ્રીમત પ્રતાપસિંહ મહારાજે જે શોભા અને યશ આપ્યા છે એ અમારુ મોટુ ગૌરવ છે, અને દીવાનસાહેબ સર વી ટી કૃષ્ણમા ચારિયરે એમા ખૂબ રસ અને સમભાવ દેખાડીને આ કાર્યને દીપાવ્યુ છે

*

યુદ્ધની આ અસામાન્ય પરિસ્થિતિને કારણે લોકોના મન અસ્થિરતા અને ચિંતાથી ભરેલા હોય તેવે સમયે વડોદરા તરફથી આપ મહેમાનોનુ સપૂર્ણ અને સમુચિત સ્વાગત ન થઇ શકે તો એને માટે પરિસ્થિતિ જવાબદાર છે, અમારા સાધનો જવાબદાર છે અમારા હૃદય નહિ સહૃદયતાપૂર્વક અમારાથી બની શક્યુ તેવુ આપનુ આતિથ્ય કર્યું છે એમા આપને ઉણપ લાગે તો અમને ક્ષમા આપજો

*

આપણા સમારભની સૌથી આગળ તરી આવે એવી વિશિષ્ટતા તે આપણા સમેલનના વરાયલા પ્રમુખ શ્રીમતી લેડી વિદ્યાબહેન નીલકઠ છે ગુજરાતના પ્રથમ સ્ત્રી-ગ્રેજ્યુએટનુ સન્માન પામેલ આ સન્નારી આપણા ગુજરાતી સાહિત્ય પરિષદ સમેલનના પણ પ્રથમ સ્ત્રી-પ્રમુખ છે સ્વર્ગસ્થ રમણભાઈ નીલકઠના જીવનસહચરી તરીકે એમણે સ્વર્ગસ્થની પ્રત્યેક પ્રવૃત્તિમા-પછી તે સાહિત્યની

હોય કે સમાજસુધારાની હોય, નગરસેવાની હોય કે ધાર્મિક પુનર્વિધાનની હોય—તેમણે એક સરખો ભાગ લીધો છે તે ઉપરાત સ્વતન રીતે પણ તેમણે એ સર્વ ક્ષેત્રોમાં આવશ્યક અને ઉપયોગી કાર્ય કર્યું છે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના મત્રી તરીકે આજે વર્ષોથી તેઓ જે એકધારી સેવા કરતાં આવ્યા છે તે ન ભૂલી શકાય તેવી છે, અને સૌથી વધારે તો સરકારી વિદુષી તરીકે અભિમાનયોગ્ય સન્નારીસમૂહ રચ્યો છે તે છે આના પ્રમુખનો સુયોગ મેળવી આપવા માટે પરિષ ના સચાનકોને ધન્યવાદ ઘટે છે

જેમ જેમ સજોગો પલટાતા જાય છે તેમ તેમ સામ્યવાદથી માંડીને સસ્કારવાદ અને ઠેઠ માનવતાવાદના દૃષ્ટિબિન્દુઓની આગળપાછળ આજનું સાહિત્યસ્વરૂપ ઘડાઈ રહ્યુ છે, અને એમા આજના યુવાન સાહિત્યકારો જે રીતે પોતાનો ફાળો આપી રહ્યા છે તે જોઈને મારા જેવો માત્ર સાહિત્યમા રસ લેનાર વેપારી પણ ખુશી થાય એવી વાત છે હું માનુ છુ કે અહીં પધારેના સાહિત્યકારોને આજે જે શ્રદ્ધા, આનદ અને ભાવિદર્શન થઈ રહ્યુ હશે તેટલુ જ બલ્કે તેથી પણ વધારે જીવનન ભવિદર્શન મને થએલુ લાગે છે સાહિત્યકારોનો ફાળો સમાજપુનર્રચનામા ઘણો મોટો છે આજના સમેલનમા માનવતાને શોભે અને તેના વિકાસને પોષે એવી સાહિત્યચર્ચા અને એવા નિર્ણયો આપ કરશો તેમા મને શકા નથી પરતુ હું રહ્યો વેપારી એટલે મારા દૃષ્ટિબિન્દુથી એક વિનતિ કરી લઉં કે આપ સૌ બુદ્ધિ અને ઊર્મિનો માત્ર ઉપયોગ નહિ પરતુ સદુપયોગ થાય એવી દૃષ્ટિ રાખજો, કે જેના પરિણામે અહીં મળેલુ આ પદરમુ ગુજરાતી સાહિત્ય પરિષદ સમેલન ફળદાયી નીવડે

### પ્રમુખપદનો પ્રસ્તાવ

ત્યારપછી દિ બ કૃષ્ણલાલ ઝવેરીએ શ્રીમતી વિદ્યાબહેનના પ્રમુખપદનો પ્રસ્તાવ રજૂ કર્યો હતો એ પદ માટેની વિદ્યાબહેનની પાત્રતા દર્શાવતા એમણે એમના સુખી ગૃહસ્થાશ્રમનો સામાજિક અને સાહિત્યિક સેવાઓનો અને સ્વ સર રમણભાઈની જીવનસખી તરીકેના કર્તવ્યોનો ઉલ્લેખ કરી જણાવ્યુ હતું કે એમણે રમણભાઈની સેવાઓ જારી રાખી છે ને એ બેઘ છે તે રમણભાઈ બેઠા છે એમ ઘણાને લાગે છે અંતમા એમણે કહ્યુ હતુ કે "જેને મે નાની છોકરી તરીકે જોયેલી તેને આ પ્રમુખસ્થાનને પાત્ર જોઈને મારા અંતરમા ઉત્સાહ ઉભરાય છે વિદ્યાબહેન ઘણું જીવો ને સેવા કરતા રહો '

ભાવનગરના દિવાન શ્રી અનતરાય પટ્ટણીએ દિ બ ઝવેરીના પ્રસ્તાવને અનુમોદન આપ્યુ હતુ તે પછી ડૉ હરિપ્રસાદ દેસાઈએ અનુમોદન આપતા કહ્યુ કે વિદ્યાબહેનનુ નામ પ્રમુખ તરીકે ગવાવા માંડ્યુ ત્યારે ટીકા થવા લાગી કે એમણે તે કયા મોટા પુસ્તકો લખી નાખ્યા છે? પણ જેનામા આટલો મોટો સમુદાય રસ લે છે તેની પાત્રતા વિશે શમ કેમ કરી શકાશે? પુસ્તકપડિતો કરતા જીવન-પડિતો શ્રેષ્ઠ છે અને સાહિત્ય અને સસ્કારનો વિદ્યા બહેનનો સપર્ક અને સ્વ રમણભાઈની જીવનસખીનુ એમનુ સ્થાન જ પ્રમુખ તરીકેની એમની પાત્રતા સિદ્ધ કરે છે

શ્રી રમણલાલ દેસાઈએ પોતાને વિદ્યાબહેનનો ઝાઝો પરિચય નથી એમ જણાવીને કહ્યુ કે એ એક સાકેતિક ઘટના છે કે પહેલી જ વાર સાહિત્ય પરિષદમા આપણે એક સન્નારીને પ્રમુખપદ આપીએ છીએ આજ સુધી દુનિયામા પુરુષોની નેતાગીરી ચાલી છે પણ તેના પરિણામો વિપરીત આવ્યા છે પુરુષોની નેતાગીરી જગતમા નિષ્ફળ નિવડી છે તેથી સ્ત્રીની નેતાગીરીને આપણે ભવ્ય પ્રસગ ગણી શકીએ એથી આપણા વિખવાદો શમશે

શ્રી અતિસુખશકર ત્રિવેદીએ અનુમોદન આપતા જણાવ્યુ કે જેમ નડિયાદ એક વાર ગોવર્ધનરામના નામથી પ્રખ્યાત હતુ તેમ અમદાવાદ એક વાર સર રમણભાઈ ને લેડી વિદ્યાગૌરીના નામથી વિખ્યાત હતું અમદાવાદની જૂનામા જૂની સાહિત્યોત્કર્ષક સસ્થાનુ વિદ્યાબહેન સત્રસચાલન કરે છે એ પણ એમની પ્રમુખપદ માટેની ઓછી પાત્રતા નથી

શ્રી કનૈયાલાલ મુનશીએ એક યોગાનુયોગને ઉલ્લેખ કરતા કહ્યુ કે ૧૯૨૫ મા સર રમણભાઈ જ્યારે મુંબઈની સાહિત્ય પરિષદના પ્રમુખ થયા ત્યારે એમની વરણીને ઠરાવ મારે રજૂ કરવાનો હતો એમ મને યાદ છે આજે લેડી વિદ્યાગૌરીની વરણીના ઠરાવને મારે અનુમોદન આપવાનુ આવે છે એ મારુ સદ્ભાગ્ય છે પતિ અને પત્ની એક જ સ્થાન પ્રાપ્ત કરે એ પ્રસગ વિરલ હોય છે મેં "અવિભક્ત આત્મા" કરીને નાટક લખ્યુ છે તેના નાટ્યવસ્તુ જેવો આ પ્રસગ અનેરો છે

ત્યારપછી સભાનો મત લઈ, પ્રમુખની વરણી સર્વાનુમતે થઈ છે એમ જાહેર કરીને શ્રી મુનશીએ જણાવ્યુ હતુ કે, પરિષદના નિયમાનુસાર પરિષદ અને સમેલનનુ તત્ર મારે શ્રીમતી વિદ્યાબહેનને સોંપવાનુ છે એ કર્તવ્ય ખરેખર તો કવિશ્રી ખબરદારનુ ગણાય પણ તબિયત સારી નહિ હોવાથી એ હાજર રહી શક્યા નથી તેથી બધારણ પ્રમાણે એમની પૂર્વે થઈ ગયેલા પરિષદપ્રમુખ તરીકે હુ એમને તત્ર સોંપુ છુ ને પરિષદ અને ભારતીય વિદ્યા ભવનના કેટલાક પ્રકાશનો એમને ભેટ ધરુ છુ

ત્યારપછી પરિષદના મત્રી શ્રી ચીમનલાલ ચકુભાઈ શાહે સમેલનની સફળતા વાચ્છતા સદેશાઓ વાચી સભળાવ્યા હતા શ્રી ગગનવિહારી મહેતા શ્રી ઝવેરચદ મેઘાણી પ્રો વિજયરાય વૈદ્ય પ્રો કાતિલાલ પડ્યા, નર્મદ સાહિત્યસભા અને હેમચદ્રાચાર્ય જૈન સભાના મત્રીઓ શેઠ સાકરલાલ બાલાભાઈ શ્રી નદલાલ બોડીવાળા, શ્રી રામલાલ મોદી, શ્રી કૌશિકરામ મહેતા શ્રી પ્રહ્લાદ દિવાનજી, શ્રી મહાસુખભાઈ શેઠ શ્રી ત્રિભુવન વ્યાસ, મહીડાકુમાર નરેન્દ્રસિંહજી વગેરેના સદેશા મુખ્ય હતા

તે પછી શ્રીમતી વિદ્યાબહેને પ્રમુખસ્થાનેથી પોતાનુ ભાષણ વાચી સભળાવ્યુ હતુ સ્વભાષા અને સ્વભાષાદ્વારા અપાતા શિક્ષણના મહત્ત્વનુ પ્રતિપાદન કરી તેમણે ગૂજરાત યુનિવર્સિટીની અગત્ય ઉપર પોતાના ભાષણમા ભાર મૂક્યો હતો એ ભાષણમાથી મહત્ત્વની કડિકાઓ આ 'પત્રિકા'મા અન્યત્ર પ્રસિદ્ધ કરી છે

પ્રમુખશ્રીના ભાષણ પછી પરિષદમત્રીએ વિષયવિચારિણી સમિતિના સભ્યોની જાહેરાત કરી હતી ને અધિવેશનની તે દિવસની બેઠક પૂરી થઈ હતી

## વિષયવિચારિણી સમિતિ

તે દિવસે સાજે સાડા ૭ વાગે કોમર્સ કૉલેજના મકાનમા વિષયવિચારિણી સમિતિની પહેલી બેઠક મળી હતી આચાર્ય આનદશકર ધ્રુવ, શ્રી મહાદેવ દેસાઈ, શ્રી અમાલાલ જાની, ભિક્ષુ અખડાનદ, શ્રી મણિલાલ ઇચ્છારામ દેસાઈ તથા શ્રી કરુણાશકર કુબેરજી ભટ્ટના અવસાન પ્રત્યે ખેદ પ્રદર્શિત કરતા ઠરાવો તેમજ ગૂજરાત યુનિવર્સિટી અને પ્રાન્તીય ભાષાઓની પરિષદો વચ્ચે નિકટનો સબધ સ્થાપના વિશેના ઠરાવો થોડીક ચર્ચા પછી તેમા સર્વાનુમતે થયા હતા રાત્રે સાડાનવ વાગે લક્ષ્મી પ્રતાપ થિયેટરમા રજનનો કાર્યક્રમ હતો, તેમા ગરબા અને ભજનોની લ્હાણ થઈ હતી

## બીજે દિવસે

બીજા દિવસનો કાર્યક્રમ તા ૨૬ મીને રવિવારે સવારે સાડા નવ વાગે શરુ થયો હતો સમેલનની સવારની એ બેઠકમાં કલાવિભાગના પ્રમુખ શ્રી કનુ દેસાઈએ પોતાનુ ' કલાકારના મનોમન્થનો " એ વ્યાખ્યાન વાચી સભળાવ્યુ હતુ એમાથી મહત્ત્વની કડિકાઓ આ અકમા અન્યત્ર પ્રસિદ્ધ કરી છે તે પછી નિબધો વચાયા હતા

### ગીતામંદિરમા

એક બાજુ જ્યારે ન્યાયમદિરના સભાગૃહમા સમેલનની બેઠકનુ કામકાજ ચાલતુ હતુ ત્યારે સમેલનના સરળતાથી પ્રવેશ નહિ પામી શકેલી અધીર જનતાને નિરાશાનુ વળતર આપવાના હેતુથી જ જાણે યોજાઈ હોય તેમ ગીતામદિરમા "ઉભરા'ની સભા મળી હતી વિશાળ મેદની સમક્ષ એ સભામા શ્રી લલિતજી અને શ્રી રાયચુરાએ દુહા લલકાર્યા હત અને શ્રી કનૈયાલાલ મુનશી, શ્રી લીલાવતી મુનશી શ્રી જ્યોતીન્દ્ર દવે, શ્રી ચાપશી ઉદ્દેશી શ્રી હરિલાલ ભરૂચા વગેરેએ "જીવનમા સાહિત્યની અગત્ય' વિશે ભાષણો કર્યાં હતા

## વિ. વિ. સમિતિ અને ગાંધીજીવાળો ઠરાવ

બપોરે બે વાગે વિષયવિચારિણી સમિતિની બીજી બેઠક મળી હતી, જેમા બાકી રહેલા ઠરાવો કરવામા આવ્યા હતા રાષ્ટ્રભાષા, સર્વસંપ્રદ, હિન્દની ભાષાઓદ્વારા ઉચ્ચ શિક્ષણ અને પ્રેમાનંદના સમુચિત સ્મારક અંગેના ઠરાવો થોડીક ચર્ચા પછી સર્વાનુમતે થયા હતા દરમ્યાન શ્રી સ્નેહરશ્મિએ કાયદેસર કામ ચલાવ્યા વિના ગાધીજી અને અન્ય નેતાઓને કારાવાસમા પૂરી રાખ્યા છે તે પ્રત્યે સમેલનનો ઉગ્ર વિરોધ છે એ મતલબનો ઠરાવ પેશ કર્યો હતો અને શ્રી ઉમાશકર જોશીએ એને અનુમોદન આપ્યુ હતુ

આ ઠરાવ અંગે ગેરસમજ ઊભી થવા પામી છે એટલે સ્થળસંકોચ છતા એ ચર્ચાનો વાસ્તવિક નિર્દેશ અત્રે રજૂ કરવો આવશ્યક લાગે છે

સમિતિ સમક્ષ ઠરાવ વિચારણા માટે રજૂ થતા શ્રી અનતરાય પટ્ટણીએ એનો વિરોધ કરતા જણાવ્યુ હતુ કે એ એક ચોકખો રાજદ્વારી ઠરાવ છે અને સાહિત્ય અને રાજકારણની આવી સેળભેળ થાય તે અયોગ્ય છે

શ્રી ઉમાશકર જોશી—સાહિત્યની વ્યાખ્યા શી ?

શ્રી કનૈયાલાલ મુનશી—આ ઠરાવને બે ભાગે સભાએ વિચારવો જોઇએ એક તો આ પ્રકારનો ઠરાવ કરવો કે નહિ અને કરવો તો કેવા શબ્દોમા કરવો ગાધીજી પ્રત્યે આપણી લાગણી છે તેનો પ્રશ્ન જ નથી ને યોગ્ય સ્થાનેથી આ પ્રકારના અનેક ઠરાવો કરાવવામા મે ભાગ લીધો છે પણ ભૂલવુ ન જોઇએ કે પરિષદ સાહિત્યિક સસ્થા છે ને સાહિત્ય એવુ ક્ષેત્ર છે, જ્યા જીવનના અનેક જુદાં જુદા ક્ષેત્રોમાથી ઊતરી આવેલા સાહિત્યકારો ભેગા મળે છે એ સઘળા વિનાસંકોચે નિરતિ ઠરાવ સ્વીકારી શકે એમ કરવુ તે આપણુ કર્તવ્ય છે

ન્યા મૂ દિવેટીઆ—આવો ઠરાવ કરવાનુ આ ઉચિત સ્થાન છે એમ હુ માનતો નથી છતા તમે આ ઠરાવ કરશો તો અમારે ચાલ્યા જવુ પડશે

શ્રી ચીમનલાલ શાહ—ચાલ્યા જવાનો પ્રશ્ન અપ્રસ્તુત છે એમ તો ઠરાવ ન થાય તો બીજા એક મોટી સખ્યાવાળા વર્ગને ચાલ્યા જવાનું થાય !

દરમ્યાન શ્રી રવિશકર ભટ્ટે ચર્ચાસ્પદ શબ્દોને દૂર કરવાનો ફેરફાર સૂચવ્યો હતો શ્રી મુનશીએ એનું તાત્પર્ય સ્વીકારતા ઠરાવને બે ભાગે રજૂ કર્યો હતો ઠરાવ કરવો જોઈએ એ વિશેનો પહેલો ભાગ સર્વાનુમતે પસાર થયો હતો પછી એ ઠરાવ સર્વસમ્મત બની શકે એવુ એનું સ્વરૂપ ઘડવાને એમણે એક ઉપસમિતિ નીમવાની સૂચના કરી હતી એ સૂચના સ્વીકારાતા દિ બ કૃષ્ણલાલ ઝવેરી, શ્રી કનૈયાલાલ મુનશી, પ્રો રામનારાયણ પાઠક અને શ્રી સ્નેહરશ્મિની બનેલી ઉપસમિતિએ નવેસરથી ઠરાવ ઘડ્યો હતો, જે સર્વાનુમતે પસાર થયો હતો આમ વિષયવિચારિણી સમિતિની બન્ને બેઠકોમા પસાર થયેલા બધા જ ઠરાવો સર્વાનુમતે થયા હતા

### સાંજે

તે દિવસે સાંજે ચાર વાગે સમેલનની બીજી બેઠકમા સાહિત્યવિભાગના પ્રમુખ શ્રી ધૂમકેતુએ "સાહિત્ય સાહિત્યકાર અને સમાજ' એ વિષયપરનુ પોતાનુ ભાષણ વાચી સભળાવ્યુ હતું એમાથી મહત્ત્વની કંડિકાઓ આ અંકમા અન્યત્ર ઉતારી છે તે પછી નિબંધવાચન થયા બાદ સભા સમક્ષ એક પછી એક ઠરાવો રજૂ થયા હતા પ્રમુખ-સ્થાનેથી અધેરી સમેલન અને આ સમેલનના વચગાળામા વિદેહ થયેલા સાક્ષરો વિશે શોક પ્રદર્શિત કરતા ચાર ઠરાવો નીચે પ્રમાણે રજૂ થયા હતા, જે સભાએ ઊભા થઈને સર્વાનુમતે પસાર કર્યા હતા

૧ "ભારતીય સસ્કૃતિ અને તત્ત્વજ્ઞાનના આરૂઢ અભ્યાસક, શિક્ષણના શાસ્ત્ર તથા કલાના આજન્મ ઉપાસક અને આચાર્ય, ગૂજરાતી ગદ્યના અપૂર્વ વિધાયક, અને ગૂજરાતી સાહિત્ય પરિષદના એક સસ્થાપક તથા ભૂતપૂર્વ પ્રમુખ, આચાર્ય આનંદશકર ધ્રુવના અવસાન અંગે આ સમેલન ખેદ પ્રદર્શિત કરે છે, અને એમના અવસાનથી ગૂજરાતને પડેલી ખોટ લાંબા સમય સુધી વણપુરાયેલી રહેશે એમ માને છે '

૨ "મહાત્મા ગાંધીજીની પ્રેરણા હેઠળ આર્ય સસ્કૃતિ, ગૂજરાતી સાહિત્ય, અને પત્રકારત્વનું જે નવવિધાન થયુ છે તેમા જીવનચરિત અને ઇતિહાસના ગ્રથો, અનેકવિધ લેખો, શિષ્ટ અનુવાદો તેમજ એકનિષ્ઠ જીવનથી વિશિષ્ટ ફાળો આપનાર આપણા એક તેજસ્વી સાહિત્યકાર અને પરિષદ્સમેલનના પત્રકારત્વ વિભાગના એક વારના પ્રમુખ શ્રી મહાદેવ દેસાઈના અકાળ અને આઘાતજનક અવસાન માટે આ સમેલન ખેદ પ્રદર્શિત કરે છે અને માને છે કે એમના જવાથી ગૂજરાતે એનો એક અગ્રગણ્ય સપૂત ગુમાવ્યો છે "

૩ "જૂની પેઢીના તનસ્પર્શી વિદ્વાનોના છે'ના અવશેષ સમા, જૂની ગૂજરાતીના એક સશોધક, વર્તમાનપત્રદ્વારા પોતાની સેવાઓ અર્પનાર સાહિત્યકાર, સાહિત્ય પરિષદના એક વખતના મત્રી, શ્રી અમાનાન જાનીના અવસાન માટે આ સભા ખેદ પ્રદર્શિત કરે છે "

૪ ' આમજનતામા સસ્કારી અને ઉપયોગી સાહિત્ય ઘેરઘેર પહોચતુ થાય એવી સસ્તા સાહિત્યની અજોડ સસ્થાના સ્થાપક ભિક્ષુ અખડાનદના, ગુજરાતના પત્રકારોમા વિશિષ્ટ સ્થાન ભોગવતા અને ગૂજરાતી પત્રકાર પરિષદના એક વખતના પ્રમુખ શ્રી મણિલાલ ઇચ્છારામ દેસાઈના, તથા સરલ અને નિરભિમાન જીવન ગાળનાર સનિષ્ઠ શિક્ષક શ્રી કરુણાશકર કુબેરજી ભટ્ટના અવસાનની આ સમેલન સખેદ નોધ લે છે "

તે પછી દિ બ કૃષ્ણલાલ ઝવેરીએ પાચમો ઠરાવ નીચે પ્રમાણે રજૂ કર્યો હતો

'ગૂજરાતી બોલતી પ્રજા માટે એક વિદ્યાપીઠ સ્થપાય એ આકાક્ષા ગૂજરાતીઓ ઘણા વર્ષો થયા સેવતા આવ્યા છે, અને સમેલને પણ અગાઉ આ વિષયમા ઠરાવો કર્યા છે હાલના સયોગો જોતા આ આકાક્ષા કેવી રીતે પરિપૂર્ણ થાય તેનો વીગતવાર વિચાર કરવા અને તેને અગે જરૂર પડતો લોકમત કેળવવા પરિષદને આ સમેલન સૂચના કરે છે "

ન્યા મૂ હરસિદ્ધભાઈ દિવેટીઆ, ડૉ હરિપ્રસાદ દેસાઈ, ડૉ રમણલાલ યાજ્ઞિક, તથા શ્રી શકરપ્રસાદ શુક્લે એને અનુમોદન આપ્યુ હતુ ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો

તે પછી શ્રી કનૈયાલાલ મુનશીએ છઠ્ઠો ઠરાવ નીચે પ્રમાણે રજૂ કર્યો હતો

"હિંદની પ્રાન્તીય ભાષાઓની પરિષદો વચ્ચે નિકટનો સબધ થાય એ ઇષ્ટ છે, અને તેથી હિંદી સાહિત્ય સમેલનના પ્રમુખ શ્રી મખ્ખનલાલ ચતુર્વેદી, રાજપૂતાના સાહિત્ય સમેલનના પ્રમુખ આચાર્યશ્રી જિનવિજયજી મુનિ અને ગૂજરાતી સાહિત્ય પરિષદ તરફથી શ્રી કનૈયાલાલ મુનશી વચ્ચે ત્રણે સસ્થાઓને નિકટ લાવવાને થયેલા પ્રયાસોને આ સમેલન આવકાર આપે છે અને પરિષદને સૂચના કરે છે કે એ પ્રયાસોને સફલ કરવા પ્રવૃત્તિ યોજવી "

પ્રો કેશવલાલ કામદાર શ્રી હરિરાય બુચ, શ્રી વીરેન્દ્રરાય મહેતા, શ્રી જ્યોતિન્દ્ર દવે તથા શ્રી લીલાવતી મુનશીએ ઠરાવને અનુમોદન આપતા એ સર્વાનુમતે પસાર થયો હતો તે દિવસ પૂરતી સમેલનની બેઠક તે પછી પૂરી થઈ હતી

સાજે જ્યુબીલી બાગમા શ્રી મુનશી અને ડૉ હરિપ્રસાદ દેસાઈએ "યુવકોને સદેશ" એ વિષય ઉપર વિશાળ મેદની સમક્ષ વ્યાખ્યાનો આપ્યા હતા સાજે સ્વાગતસમિતિના પ્રમુખ શેઠ ચતુર્ભુજદાસને બગલે સાહિત્યકારોને ગાર્ડનપાર્ટી આપવામા આવી હતી તે વખતે શ્રી અનતરાય પટ્ટણીની સાથે આવેલી મડળીએ દાંડીઆ રાસ ચગાવીને મહેમાનોને ખૂબ આનદ આપ્યો હતો શહેરી સજાવટ ને કૃત્રિમ લાલિત્યના દોષોથી મુક્ત એવી એ મડળીએ તળપદા રાસની છટા અને કૌશલથી સૌને મુગ્ધ કરી દીધેલા શ્રી અનતરાય પટ્ટણી પણ થોડીક વાર એમા ભળેલા રાત્રે સાડા નવે રજનના કાર્યક્રમમા નરસિંહથી માડી નર્મદ સુધીના શ્રેષ્ઠ ગૂજરાતી કવિઓનું દર્શન કરાવવામા આવ્યુ હતુ રૂપવિધાનનુ કૌશલ પ્રશસાપાત્ર હતું "શક્તિસભવ" નામનો અનેક વર્તમાન મૂલ્યોની છણાવટ કરતો નાટ્યપ્રયોગ પણ ભજવાયો હતો

### ત્રીજે દિવસે

તા ૨૭ મી એ અધિવેશનનો ત્રીજો દિવસ હતો તે દિવસે સવારની બેઠકમાં વિજ્ઞાનવિભાગના પ્રમુખ

શ્રી. ભોગીલાલ પટવાએ પોતાનું માહિતીપૂર્ણ વ્યાખ્યાન વાંચી સંભળાવ્યું હતું. એનો સારભાગ અન્યત્ર પ્રસિદ્ધ કર્યો છે. તે પછી નિબંધો વંચાયા હતા. તે જ વખતે ગીતામંદિરમાં "ઉભરા"ની સભામાં દિ. બ. કૃષ્ણલાલ ઝવેરીને પ્રમુખપદે શ્રી. કનૈયાલાલ મુનશીએ "ગીતા અને અર્વાચીન ગૂજરાત" ઉપર ને પ્રો. મંગેશ પાઠકજીએ "ગીત" ઉપર પ્રવચનો કર્યાં હતાં. દિ. બ. ઝવેરીએ પણ પોતાના વિચારો રજૂ કર્યા હતા.

## લેખકમિલન

સવારે સંમેલનની બેઠકનું કામકાજ ચાલતું હતું ત્યારે શ્રી. કિશનસિંહ ચાવડાને ત્યાં પચ્ચીશેક જેટલા તરુણ લેખકોએ એકઠા મળીને 'લેખકમિલન' નામના મંડળની સ્થાપના કરી હતી. બંધારણની ગૂંચોથી દૂર રહી નિયત સ્થાને ને સમયે તરુણ લેખકો મોજથી હળેમળે ને વાતોચીતો કરે તેમજ એકાદ વાર્ષિક કાઢે એવો આ મંડળનો ઉદ્દેશ છે. શ્રી. ઉમાશંકર જોષીએ ઉપરોક્ત સભામાં સ્પષ્ટ કર્યું હતું કે 'લેખકમિલન' પરિષદની વિરોધી કે સમાન્તરે ચાલતી સંસ્થા નથી પરંતુ સ્વતંત્ર સંસ્થા છે. ઈસ્ટરની રજાઓમાં પહેલું લેખકમિલન થશે એમ પણ નક્કી કરવામાં આવ્યું હતું

બપોરે બે વાગે કૉમર્સ કૉલેજમાં શ્રી. મુનશીએ "ગૂજરાતના ઇતિહાસનાં કેટલાંક દૃષ્ટિબિન્દુઓ" એ વિષય ઉપર વ્યાખ્યાન આપ્યું હતું.

## અને સાંજે

સાંજે ચાર વાગે સંમેલનની છેલ્લી બેઠક મળી હતી. સ્વાગતગીત પછી પ્રો. રામનારાયણ પાઠકને ૧૯૪૨ ના વર્ષની શ્રેષ્ઠ નવલિકા "ઉત્તર માર્ગનો લોપ" લખવા બદલ મહીડાસુવર્ણચંદ્રક પ્રમુખશ્રીને હસ્તે અર્પણ થયો હતો. તે પ્રસંગે સાહિત્યનાં ચલ અને અચલ તત્ત્વો વિશે પ્રો. પાઠકે પ્રસંગોચિત ને મનનીય ઉદ્ગારો કાઢ્યા હતા ત્યાર પછી પાદપૂર્તિની હરિફાઈનું પરિણામ જાહેર થયું હતુ ને શ્રી. મનુ હ દવેને શ્રેષ્ઠ પાદપૂર્તિ કરવા માટે પ્રથમ પારિતોષિક આપવાનું જાહેર થયું હતું. પાદપૂર્તિઓની રજૂઆતે શ્રોતાઓનાં દિલ ખૂબ બહલાવેલાં. તે પછી સમેલન સમક્ષ ઠરાવો રજૂ કરવામાં આવ્યા હતા.

## ઠરાવો

પ્રમુખસ્થાનેથી નીચેનો ઠરાવ રજૂ થયો હતો:

"પરિષદ સંમેલનના એકવારના પ્રમુખ, ગૂજરાતી સાહિત્યના નવવિધાનના પ્રેરક ને ઘડવૈયા, અને હિંદુસ્તાનની સંસ્કૃતિના વિશ્વવંદ્ય પ્રતિનિધિ મહાત્મા ગાંધીજીના ચાલુ બંધનથી સાહિત્ય, સંસ્કાર અને માનવતાનો, ખાસ કરીને હિંદુસ્તાનના વિકાસનો અવરોધ થાય છે તે પ્રત્યે આ સંમેલન પોતાનો ઉગ્ર અસંતોષ વ્યક્ત કરે છે."

સભાજનોએ તાળીઓના ગડગડાટથી એને વધાવી લઈને સર્વાનુમતે પસાર કર્યો હતો. ત્યાર પછી પ્રમુખસ્થાનેથી નીચેના બે ઠરાવો રજૂ થયા હતા:

૧ "સાહિત્ય પરિષદનું આ સંમેલન ઠરાવ કરે છે કે ગૂજરાતી ભાષા બોલનારાઓએ હિંદી-હિંદુસ્તાનીને રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારી અપનાવવી."

૨ "આ સંમેલન બ્રિટિશ ગૂજરાત તથા રાજસ્થાની ગૂજરાત–કાઠિયાવાડ–કચ્છની સરકારોને તથા તેમના કાર્યકર્તાઓને સૂચવે છે કે અત્યાર અગાઉ થઈ ગયેલા ગૂજરાત–કાઠિયાવાડ–કચ્છના સર્વસંગ્રહોનું પુનરાવર્તન કરવું."

આ ઠરાવો પણ સર્વાનુમતે પસાર થયા હતા.

તે પછી પ્રો. મોહનલાલ પા. દવેએ નીચેનો ઠરાવ ચર્ચાસહિત પેશ કર્યો હતો:

"ગૂજરાતી સાહિત્ય પરિષદનું આ સંમેલન ઠરાવ કરે છે કે મુંબઈ યુનિવર્સિટીએ હિંદની ભાષાઓ દ્વારા ઉચ્ચ શિક્ષણ આપવાની ગોઠવણ કરવી જોઈએ, તેને માટે સત્વર પગલાં લેવાં જોઈએ, અને અંગ્રેજી ભાષાને એક અર્વાચીન પાશ્ચાત્ય ભાષા તરીકેનું સ્વાભાવિક સ્થાન આપવું જોઈએ.

"અત્યારે મેટ્રિક્યુલેશન સુધીનું શિક્ષણ સ્વભાષા દ્વારા આપવાની યોજના અમલમાં હોવા છતાં, કેટલીક શાળાઓ તેનો અમલ કરતી નથી, તેથી, યુનિવર્સિટીએ એ યોજના વિનાવિલંબે ફરજિયાત કરવી જોઈએ."

શ્રી. જ્યોતીન્દ્ર દવેએ તેને રસપૂર્ણ અનુમોદન આપ્યું હતુ સર્વાનુમતે એ પસાર થયો હતો

ત્યાર પછી પ્રો રામનારાયણ પાઠકે સમેલનનો બહુ જ મહત્ત્વનો ઠરાવ યોગ્ય ચર્ચાસહિત નીચે પ્રમાણે રજૂ કર્યો હતો

"કવિવર પ્રેમાનદના નિવાસસ્થાન વડોદરામા ભરાયેલુ આ સમેલન, એ કવિવરનુ સ્મરણ નિત્ય તાજુ રહે એટલા માટે —

૧ ગુજરાતીના ઉચ્ચ અભ્યાસ અને સશોધનને પોષે એવી એક સસ્થા વડોદરામાં સ્થાપી તેની સાથે પ્રેમાનદનુ નામ જોડવાની શ્રીમત ગાયકવાડ સરકારને વિનતી કરે છે,

આ સમેલન શ્રીમત ગાયકવાડ સરકારને વિશેષ વિનતી કરે છે કે કવિવર પ્રેમાનદની શિલ્પાકૃતિ વડોદરા કૉલેજ જેવા વિદ્યાલયમા ઊભી કરવી, જેથી ભાવિ પ્રજામા વડોદરાના કવિવરનુ સ્મરણ નિત્ય ઉપસ્થિત રહે,

૨ સમેલન પરિષદને સૂચના કરે છે કે મધ્ય કાલીન શિષ્ટ ગૂજરાતી સાહિત્યના ગ્રથોનુ શાસ્ત્રીય પદ્ધતિએ સપાદન કરાવવુ અને તેને પ્રેમાનદ સ્મારક ગ્રથમાળાનુ નામ આપવુ

આ હેતુ પાર પાડવા માટે પ્રેમાનદ સ્મારક ભડોળ ઊભું કરવાની આ સમેલન પરિષદને સૂચના કરે છે '

શ્રી રમણલાલ દેસાઈ પ્રો ઉમાશકર જોશી, શ્રી ઝીણાભાઈ દેસાઈ અને શ્રી ગોકુળદાસ રાયચુરાએ જુદા જુદા દૃષ્ટિબિન્દુઓથી એને અનુમોદન આપ્યુ તે પછી શ્રી કનૈયાલાલ મુનશીએ વિશેષ અનુમોદન આપતા લક્ષ્મીનદનો અને શ્રીમત ગાયકવાડ સરકારને આ યોજનામા સહાયભૂત થવા માટે તેજસ્વી શૈલીમા આગ્રહ કર્યો હતો કે સયાજીરાવના પૌત્ર કને તો હકથી માગી શકાય એમ જણાવી શ્રી મુનશીએ આ ઠરાવનું મહત્ત્વ અસરકારક રીતે સમજાવ્યુ હતુ ઠરાવ સૌએ માન્ય રાખ્યો હતો

## પ્રમુખનો ઉપસંહાર

ઠરાવોનુ કામ પૂરુ થતા ડૉ જ્યોતીન્દ્ર મહેતા તેમજ શ્રી મોતીચદ કાપડિયાએ પ્રમુખશ્રીનો આભાર માન્યો હતો તે પછી ઉપસહાર કરતા શ્રીમતી વિદ્યાબહેને ત્રણ દિવસના કાર્યક્રમ વિશે બોલવાની ઇચ્છા પ્રદર્શિત કરી હતી તેમણે જણાવ્યુ હતું કે આ સમેલનમા પ્રજાએ જે ઉત્સાહ બતાવ્યો છે તે અપૂર્વ છે એમ હું જાતમાહિતી પરથી કહુ છુ સાહિત્યના વિકાસમા પ્રજા જે રસ ધરાવે છે તેની એ પ્રતીતિ છે હવે તો પોતાની મર્યાદાઓમા વસીને પરિષદ આ સમેલનમા થયેલા ઠરાવોને અમલમાં મૂકશે એવી હું આશા રાખુ છુ અમારો સત્કાર, અમારી સગવડ વગેરેને માટે સ્વાગતસમિતિના પ્રમુખનો, કાર્યકર્તાઓનો ને રાજ્યનો આ સ્થળે હું આભાર માનુ છુ પરિષદનું સુકાન બે વર્ષ માટે મને સોપાયુ છે હું શુ કરી શકીશ તે કહી શકતી નથી, પણ મારી ઉણપોને ઉદારતાથી નભાવી લેવામા આવશે એવી આશા રાખુ છુ એક સમેલન તરીકે તો આ સમેલન સફળ છે જ, પણ પ્રેમાનદસ્મારકની યોજના જો પરિપૂર્ણ થાય તો તો રચનાત્મક કાર્ય કર્યાનો સતોષ પણ આપણે લઈ શકીએ પ્રજા, શ્રીમતો ને વડોદરા રાજ્ય એમા સહકાર આપશે જ એવી મને શ્રદ્ધા છે

## શ્રી. મુનશીના આભારવચનો

તે પછી શ્રી મુનશીએ આભાર માનતા ટકોર કરી કે, મારે શા માટે આભાર માનવો એમ કોઈ પૂછી શકે હું પરિષદમા કઈ જ નથી હું તો એનો whipping boy છુ અથવા અસલી બૈરા ઘરમા હાથ લૂછવાનો ચાલનો રાખતા તેવો ચાલલો છુ દરેક પ્રકારના અપવાદો મારે માથે મુકાય છે અને બધી ન્યૂનતાઓ માટે હું જવાબદાર ગણાઉં છુ મારે પરિષદમાથી ચાલ્યા જવુ એવો ઠરાવ પણ આવ્યો હતો પણ એ તો રજૂ કરનારને અભાવે કાનૂનબહાર ઠર્યો! હું ગુજરી ન જાઉં ત્યા સુધી મારાથી નીકળી જવાય તેમ નથી કેમકે મને તમે સન્માન્ય સભાસદ બનાવ્યો છે છતા હુ કહું છુ કે મેં પરિષદને પકડી રાખી નથી પરિષદે મને પકડી રાખ્યો છે સર રમણભાઈ મહુભાઈ હીરાલાલ રણજિત રામ મનહરરામ વગેરે મિત્રોએ મને આ પવિત્ર કાર્ય સોપ્યુ છે ને વીશ વર્ષથી હુ એની સેવા કરતો રહ્યો છુ હવે રમણભાઈના પત્ની જો મારો ભાર લઈ લે તો હું છૂટો હું અને મારા મિત્રો તો આ પરિષદ

સંસ્કારની જનેતા થાય તે સ્વપ્ન માટે મથી રહ્યા છીએ. આમાં કંઈ અધિકાર ચલાવવાનો નથી કે અદેખાઈને અવકાશ રહે. આ વોટથી કરવાનું કામ પણ નથી. પરિષદ તો વિદ્વાનોનું પૂજ્યધામ છે. એમાં મને કે મારા મિત્રોને કંઈ જ સ્વાર્થ નથી.

આ પરિષદ જેટલી સફળ થઈ છે તેટલી તો વીશ વર્ષમાં ક્યારેય થઈ નથી. પ્રજાએ જે ઉત્સાહ બતાવ્યો છે, સત્કાર આપ્યો છે ને અમને અપનાવી લીધા છે તે માટે હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું. શ્રીમંત મહારાજાએ તથા સર કૃષ્ણમાચાર્યે માપ બંધીના આ વખતમાં પરિષદનું આતિથ્ય કરી એને મુશ્કેલીમાંથી ઉગારી લીધી છે. સ્વાગતસમિતિના પ્રમુખે, ઉપપ્રમુખ શ્રી. રમણલાલ દેસાઈએ પણ અમારે માટે ઘણું કર્યું છે. એટલા બધાનો આભાર માનવાનો છે કે નામ દઈને કહેવા જતાં કોઈ રહી જવાનો ડર રહે છે. માટે સૌનો હું સામટો આભાર માનું છું.

### શ્રી. રમણલાલ દેસાઈના ઉદ્‌ગારો

શ્રી. રમણલાલ દેસાઈએ તે પછી જણાવ્યું કે અમારાં વખાણ થયાં છે, છતાં અમારી ખામીઓની અમને ખબર છે. સાહિત્યગંગા અહીં ઊતરે ત્યારે અમારી પાસે માત્ર ખોબો હોય એવી અમારી સ્થિતિ હતી. રંજન તો અમે કોઈનું જ કરી શક્યા નથી. ન બનવું જોઈએ તેવું પણ ઘણું બની ગયું છે. અમારી અવ્યવસ્થાને અંગે પરિષદના ભાવિ પ્રમુખ થવાને લાયક એવા ત્રણ વિદ્વાનોનું અપમાન થયાના સમાચાર પણ મને મળ્યા છે. હું એમની માફી માગું છું. આપની કૃપા વિશાળ છે તેથી અપાત્ર હોવા છતાં અમને નભાવી લેવામાં આવ્યા છે. સફળ નથી થયા તો યે આપના સ્વાગત માટે ને આપણા સાહિત્યની અભિવૃદ્ધિ માટે સ્વાગતસમિતિના પ્રમુખ શેઠ ચતુર્ભુજદાસે તથા ડૉ. જ્યોતીન્દ્ર મહેતાએ તેમજ જુદી જુદી સમિતિઓના સભ્યોએ તનતોડ મહેનત અને ઉજાગરા કર્યા છે ને શ્રીમંત સરકારથી માંડી નાનામાં નાના પ્રજાજનનો સહકાર અમને મળ્યો છે તેનો હું અહીં એકરાર કરું છું.

શ્રી. મુનશી ઉપર અનેક આક્ષેપો થયા છે. એ "ડિક્ટેટર" છે એમ પણ કહેવાયું છે. મને પણ એમનો ભય હતો, પણ અમારી સાથે તો એ મુલાયમ મિત્ર તરીકે વર્ત્યા છે. મિત્રભાવે એમણે જે માર્ગદર્શન કરાવ્યું છે તે અમારી થોડી ઘણી સફળતાનું કારણ છે.

### દિવાનનો સંતોષ

તે પછી દિવાન સર વી. ટી. કૃષ્ણમાચારીએ શ્રીમંત મહારાજા, વડોદરા રાજ્ય અને પોતા તરફથી સંમેલનની સફળતા પ્રત્યેનો સંતોષ વ્યક્ત કરી જણાવ્યું કે પરિષદ માત્ર સાહિત્યપૂરતી મર્યાદિત ન હોય, પરંતુ રાષ્ટ્રની વિશાળ સંસ્કૃતિને વરેલી હોય. આપણને મળેલો સાંસ્કારિક વારસો ઐશ્વર્યયુક્ત છે. પ્રાન્તીય પરિષદોમાંથી મને બે વિચારો સ્ફુરે છે: એક તો એ કે સર્વત્ર સંસ્કૃતિનું પુનરુત્થાન થઈ રહ્યું છે અને પ્રાંતે પ્રાંતની સંસ્કૃતિની વિવિધતામાં રહેલી એકરૂપતા પણ દૃષ્ટિગોચર થાય છે; બીજો એ કે ત્રણ હજાર વર્ષ દરમ્યાન જે દેશમાં સંસ્કૃતિ પર સંસ્કૃતિનાં આક્રમણો થતાં જ રહ્યાં છે તે દેશની સમન્વય કરવાની પ્રતિભા હજી સુધી જીવન્ત છે. એ શક્તિ જ આપણા સર્વ પ્રશ્નોનું નિરાકરણ આણશે. એ શક્તિના પ્રભવસ્થાન પેલા વારસાને જરા પણ હાનિ પહોંચાડ્યા વિના ભાવિ પ્રજાને સોંપવો એ આપણું કર્તવ્ય છે.

પ્રેમાનંદસ્મારક વિશેના આપના ઠરાવ અંગે પણ હું કંઈક કહીશ. એની ભાવના સાથે હું સંમત છું, અને એને વ્યવહારમાં સિદ્ધ કરવા બનશે તે બધું અમે કરીશું.

ત્યાર પછી વંદેમાતરમ્ ગવાયા બાદ અધિવેશનની પૂર્ણાહુતિ થઈ હતી.

સાંજે "સયાજીવિજય" પત્રના અધિપતિએ સાહિત્યકારોને કોમર્સ કોલેજમાં પાર્ટી આપી હતી અને શ્રી. મગનભાઈ શંકરભાઈ પટેલે પરિષદના અગ્રણીઓને જમવા નોતર્યા હતા. જ્યુબીલી બાગમાં શ્રી ઉમાશંકર જોષી, શ્રી. નવલરામ ત્રિવેદી, શ્રી. સુંદરમ્ અને શ્રી. જ્યોતીન્દ્ર દવેનાં ભાષણો થયાં હતાં. રાત્રે રાજ્યના ખાનગી કલાવંત ખાતાનો રંજનકાર્યક્રમ હતો, જેમાં ધાંધલ થવાથી વિક્ષેપ પડ્યો હતો અને સંગીતવિદ્ ફૈયાઝખાનને તો ગાવા જ દીધેલું નહિ. પણ વિક્ષેપો છતાં સંમેલને અપૂર્વ સફળતા પ્રાપ્ત કરી હતી એ તો સૌ કોઈ સ્વીકારશે.

# પરિષદનું પંદરમું સંમેલન

તા ૨૫-૨૬ ને ૨૭ મી ડિસેમ્બર ૧૯૪૩ ના રોજ વડોદરા ખાતે ભરવામાં આવેના પરિષદના પંદરમા સમેલનને પ્રસગે બહારગામથી સાહિત્યકારો તથા સાહિત્યરસિકો આવ્યા, સત્કારમંડળના, પરિષદના ને અન્ય વિભાગના પ્રમુખોના ભાષણો થયા, વિષયવિચારિણી સમિતિ આગળ ઠરાવો આવ્યા, ચર્ચાયા ને પસાર થયા સમેલન સમક્ષ એ ઠરાવો રજૂ થયા, અને તેના પર ભાષણો થયા, જુદા જુદા વિષયો પર આવેના નિબધો બને તેટલા ટૂકાવીને વાચવામા આવ્યા અને છેવટે આભારવિધિ થયો એ રીતે આ સમેલન પણ અન્ય સમેલનો જેવુ જ હતું એમ કહી શકાય.

પરતુ આ સમેલન એક રીતે અપૂર્વ કહી શકાય એવુ હતું પર્વત મહમદ પાસે ન જાય તો મહમદે પર્વત પાસે જવુ એવી અગ્રેજીમા એક કહેવત છે પરિષદે જનતાનો સપર્ક સાધવો જોઇએ એમ ઘણી વાર ઘણે સ્થળેથી કહેવામા આવતુ છે પરિષદ જનતા પાસે જાય કે ન જાય પણ આ વખતે જનતા પરિષદ પાસે આવી—ને તે પણ એટલી મોટી સખ્યામા આવી, કે ત્રણ પગના જેટની જમીનની માગણી કરનાર વામને વિરાટ રૂપ ધારણ કરી બે પગના વડે બ્રહ્માડ વ્યાપી દીધુ ત્યારે હવે આને ત્રીજા પગના જેટની જમીન ક્યાથી કાઢી આપુ એવી મુઝવણ બલિરાજાને થઈ હતી તેવી જ મુઝવણ સમેલનના વ્યવસ્થાપકોને થઈ અને બલિરાજાએ ત્રીજા પગનો ભાર પોતાને માથે ઉપાડી લીધો, તેમ અલબત્ત, લાક્ષણિક અર્થમા સમેલનના સચાલકોના મ થા વિરાટ જનતાના અણુચિંતવ્યા ભારથી નમી ગયા આને પરિણામે વ્યવસ્થાપકો ને મહેમાનો બનેને ઘણી કડાકૂટ મુઝવણો અનુભવવી પડી પણ ધાર્યા કરતા લોકો ઘણા વધારે પ્રમાણમા આવે ને તે અંગે નહિ ધારેલી મુશ્કેલીઓ ઊભી થાય એ પરિષદના સમેલનના ઇતિહાસમાં અપૂર્વ છે અને એ આ સમેલનની સફળતાના પુરાવારૂપ પણ છે

આ મોઘવારીના જમાનામા ખાવાપીવાની વસ્તુઓ પર અંકુશો મૂકાઈ ગયા છે, પણ વડોદરા ખાતે મહેમાનોને આવી કોઈ જાતની અડચણ નડી નહોતી છતા સામાન્ય રીતે જેને મોઘવારી સ્પર્શી શકે એમ નથી, એવા ડિફ્રાન પર એની અસર થઈ હોય એમ જણાતું હતુ ત્રણે દિવસ સમેલનનો કાર્યક્રમ એવો ભરચક રાખવામા આવ્યો હતો, બહારગામથી આવેના સાહિત્યરસિકોનો જરા જેટલો પણ વખત નકામો ન જવો જોઈએ એવા સદ્ આશયથી પ્રેરાઈ સચાલકોએ કાર્યક્રમની એવી રચના કરી હતી કે સવારના સાડા નવથી તે રાતના સાડા બાર સુધી કોઈને ભાગ્યે જ નવરાશ મળે. બધા કાર્યક્રમમા હાજર રહેવા માટે વખત કયાથી મેળવવો એ ઘણાને મન કૂટ પ્રશ્ન થઈ પડ્યો હતો. અને કાળની સાથે જગાની પણ એવી જ તગી ઘણાને લાગી હતી ભાષણો હવે કોઇને સાભળવા ગમતાં નથી એવા આક્ષેપનો પરિહાર કરવા જનતા ત્રણે દિવસ ખડે પગે ન્યાયમદિરની બહાર હાજર રહેલી પરતુ એટલા બધા માણસોને ન્યાય મદિરના સભાગૃહમા સમાવવા એ મુશ્કેલ હતું આથી બહારગામથી આવેના સાહિત્યકારોનો લાભ જનતા લઈ શકે એવા હેતુથી બે દિવસ ગીતામદિરમા બીજી સભા ગોઠવવી પડી હતી અને ત્યા પણ હજાર ઉપર માણસ હાજર હતા એક નહિ, પણ ત્રણે દિવસ 'રજન'નો કાર્યક્રમ રાખવામા આવ્યો હતો અને ત્યા પણ જગાની એટલી જ તગી દેખાતી હતી એ કાર્યક્રમ માટે નક્કી કરવામા આવેનુ થિયેટર ત્રણત્રણ દિવસ સુધી લોકોનો મારો સહન કરીને ઊભુ કેમ રહી શકયુ એ જ નવાઈ છે

આ વખતે જે ઠરાવો થયા તેમા ગુજરાત યુનિવર્સિટી માટેનો તેમજ પ્રેમાનદનુ સ્મારક ઊભુ કરવાનો તથા શાસ્ત્રીય પદ્ધતિ પ્રમાણે પ્રાચીન ગ્રથોનું સપાદન કરવાનો ઠરાવ, એ ખાસ ધ્યાન ખેંચે એવા હતા આ દિશામા પરિષદ કઈ પણ સક્રિય પગલા લેશે તો એના પરથી પણ વડોદરા સમેલન સફળ નિવડ્યુ એમ કહી શકાશે

વિષયવિચારિણી સમિતિમા મ ગાધીજી વિષે જે ઠરાવ રજૂ કરવામાં આવ્યો હતો તેની શબ્દ રચના વિષે ચર્ચા થઈ શરૂઆતમા એ ઠરાવ વિષે થોડી ગેરસમજ થઈ હતી પરંતુ છેવટે ઠરાવ ઘડવા માટે પેટાસમિતિ નીમાઇ ને તેણે ઘડેલો ઠરાવ પ્રમુખસ્થાનેથી રજૂ કરવામા આવ્યો હતો, એટલે એમા મતભેદને અવકાશ જ નહોતો મૂળ ઠરાવની શબ્દરચના અગે કેટલાકને વાધો હતો તે પરથી આ જાતનો ઠરાવ સમેલન આગળ બિલકુલ આવવો જ ન જોઇએ એમ તેઓ માનતા હશે એવી ગેરસમજ શરૂઆતમા થએલી તે દૂર થવા છતા હજી કેટલેક સ્થળે એ ચાલુ રહી હોય એમ દેખાય છે

આવી જ ગેરસમજ લેખકમિલનના સબધમા પણ થએલી જણાય છે સમેલનને પ્રસગે ભેગા થએલા કેટલાક યુવાન સાહિત્યકારો પરસ્પર મળીને ખુલ્લા દિલથી વાતચીત કરી શકાય એવા હેતુથી સમેલનના એક અગ્રગણ્ય કાર્યકર શ્રી. કિશનસિંહ ચાવડાને ત્યા મળ્યા હતા વર્ષમા એક વાર આ રીતે બધાએ ભેગા મળી આનદપ્રમોદ કરવો, વિચારવિનિમય કરવો અને સાહિત્ય સબધી અનૌપચારિક ચર્ચા કરવી એવો ત્યા નિર્ણય કરવામા આવ્યો હતો, અને એ સબધી સર્વ વ્યવસ્થા કરવા એક સમિતિની નિમણુક કરવામા આવી હતી એમા પરિષદની હરિફાઈ કરવાનો, કે તેની સામે કોઈ બીજી સસ્થા ઊભી કરવાનો હેતુ હતો જ નહિ ત્યા જેઓ ભેગા મળ્યા હતા, તેમા પરિષદના ઓદ્દેદારો તથા મધ્યસ્થ સભાના સભ્યો પણ હતા અને એ પ્રસગે જે ચર્ચા થઈ હતી તેમા પરિષદની વિરુદ્ધ કે તરફેણમા કશુ જ બોલાયુ ન હતુ આમ છતા લેખકમિલન એ જાણે પરિષદની હરીફ સસ્થા સ્થાપવાનો પ્રયત્ન ન હોય એમ કેટલેક સ્થળે પ્રસિદ્ધ થયુ છે

સમેલનના સચાલકોએ રંજનના કાર્યક્રમ પાછળ ખૂબ મહેનત લીધી હતી પરતુ ત્રણે દિવસ 'રજન' એ કેટલાકને 'અતિરજન' જેવુ લાગ્યુ હોય તો નવાઈ નહિ આ પ્રસગ માટે શ્રી રમણલાલ દેસાઇએ ખાસ લખેલી નાટિકા એના નાટ્યતત્ત્વ કરતા એમાના કટાક્ષકથનો ને ખાસ કરીને શ્રી. સુધા રમણલાલ દેસાઈની અભિનયકુશળતાને લીધે સૌથી વધારે સફળ નીવડી હતી પરતુ આખાય રજનના કાર્યક્રમનુ અતીવ અદ્ભુત તત્ત્વ તે, જેને સાભળવાથી ત્રણે દિવસનો થાક ઊતરી જાય ને વડોદરે ગયુ સાર્થક લાગે એવા ઉસ્તાદ ફૈયાઝખાંને પોતાનુ ગાયન 'લોકનાગણી' ને માન આપી બધ કરવુ પડ્યુ તે. સામાન્ય જનતા શિષ્ટ સાહિત્ય ને શિષ્ટ સગીતમા રસ લેતી થાય એ ઇચ્છવા જોગ છે—પણ આ જાતનો રસ તો નહિ જ લે એમ પણ ઇચ્છવુ રહે છે !

જયોતીન્દ્ર હ. દવે



# અંધેરીથી વડોદરા

## મંત્રીઓનો અહેવાલ

૧૯૪૧ ના ઓક્ટોબરમા અંધેરી ખાતે ગૂજરાતી સાહિત્ય પરિષદનુ ૧૪મુ સમેલન મળ્યુ ત્યાર પછીના બે વરસની પરિષદપ્રવૃત્તિનો સક્ષિપ્ત હેવાલ નીચે પ્રમાણે છે —

(૧) સામાન્ય સભા : પરિષદની વાર્ષિક સામાન્ય સભા તા ૧૫ નવેંબર ૧૯૪૨ ને રોજ દાદરમા મળી હતી તેમા મધ્યસ્થ સભાએ રજૂ કરેલો હેવાલ તથા તા ૧ લી એપ્રિલ ૧૯૪૧ થી ૩૧મી માર્ચ ૧૯૪૨ સુધીનો હિસાબ તથા તેનુ સરવૈયુ મજૂર કરવામા આવ્યા હતા

(૨) મધ્યસ્થ સભા : મધ્યસ્થ સભાની ૮ બેઠકો આ બે વરસ દરમ્યાન મળી છે ૧૯૪૧મા ચૂટાયેલી મધ્યસ્થ સભાની બે વરસની મુદત પૂરી થતા નવી સભાની ચૂટણી ૧૯૪૩ ના ઓગસ્ટ–સપ્ટેમ્બરમા કરવામા આવી હતી તેને પરિણામે ચૂટાયેલા સભ્યોના નામ નવેંબર ૧૯૪૩ની પરિષદ પત્રિકામા જાહેર કરવામાં આવ્યા છે

**( ૩ ) અધિકારીઓ :** પરિષદના બધારણની કલમ ૫૪ ( ક્ષ ) મુજબ આગામી સમેલનના પ્રમુખ તરીકે લેડી વિદ્યાગૌરી રમણભાઈ નીલકંઠની ચૂંટણી સર્વાનુમતે થઈ છે બધારણની કલમ ૨૫ મુજબ નવા અધિકારીઓની બે વર્ષ માટે ચૂંટણી હમણા જ કરવામા આવી છે તેનુ પરિણામ નીચે પ્રમાણે છે ઉપપ્રમુખ –સર ચીનુભાઈ માધવલાલ, બેરોનેટ મત્રીઓ –શ્રી ચીમનલાલ ચકુભાઈ શાહ; શ્રી ચૈતન્યપ્રસાદ મોતીલાલ દિવાનજી; શ્રી ચદ્રશકર પ્રાણશકર શુક્લ, શ્રી ડોલરરાય રગીલદાસ માકડ; શ્રી રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક, શ્રી ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા ખજાનચીઓ — શ્રી મોતીચદ ગિરધરલાલ કાપડિયા, શ્રી વસતરામ જમિયેતરામ વકીલ

**(૪) સભાસદો :** આ નિવેદન રજૂ કરતી વેળાએ પરિષદના સભાસદોની વર્ગવાર સખ્યા નીચે પ્રમાણે છે ( ક ) પરિષદ તથા સમેલનોના પ્રમુખો, ( ખ ) સન્માન્ય સભાસદો ૧૦, ( ગ ) આશ્રય દાતાઓ ૩, ( ઘ ) આજીવન સભાસદો ૩૨, ( ઙ ) સામાન્ય સભાસદો અને સભાસદ સસ્થાઓ મળીને ૩૪૦

(૫) મધ્યસ્થ સભાની તા ૪-૧૦-૧૯૪૧ની બેઠકના ઠરાવ ન ૩ અને ૪ મુજબ પરિષદ અને ભારતીય વિદ્યાભવન વચ્ચે લેખી કરાર થઈ ગયો છે તે પ્રમાણે ભારતીય વિદ્યાભવન ખાતે શ્રી હેમચદ્રાચાર્ય સ્મારક ઊભુ કરવામા આવ્યુ છે, અને તેમા પરિષદનું કાયમી કાર્યાલય તથા તેને લગતી બધી વ્યવસ્થા રાખવાનું ઠરાવવામા આવ્યુ છે ભવનનું અંધેરીનુ વિશાળ મકાન સરકારે લશ્કરની જરૂરિયાત માટે દોઢ વરસ પર લીધુ હોવાથી ભવન અને તેની સાથે શ્રી હેમચન્દ્રાચાર્ય સ્મારક હારવે રોડ, ચોપાટી પર આવેલા ભાડાના મકાનમા ગોઠવાયેના છે એ જ કરાર પ્રમાણે નર્મદ સ્મારક ફંડના વ્યાજની વાર્ષિક આવક ભવન ખાતેની ' ગૂજરાતી સાહિત્ય પરિષદ નર્મદ શિક્ષાપીઠ 'ના નિભાવ પેટે આપવામા આવે છે

( ૬ ) અંધેરી પરિષદ સમેલનના ઠરાવ ન ૫ મુજબ મહાગૂજરાતમા ઠેકઠેકાણે મૂળરાજ સોલકી સહસ્રાબ્દિ ઊજવવાની યોજના હતી પણ દેશના બદલાયેલા સજોગોને લીધે સમારંભોનો વિચાર પડતો મુકાયો છે, અને આ પ્રસગનુ સ્મરણ કાયમ રાખવા, પ્રાગૈતિહાસિક કાળથી માડીને ઇ સ. ૧૨૯૭ સુધીનો ઇતિહાસ ત્રણ ભાગમા પ્રસિદ્ધ કરવાનુ નક્કી થયુ છે અગ્રેજીમા એ ગ્રથના બે ભાગ તૈયાર થઈ ગયા છે પહેલો ભાગ પ્રસિદ્ધ પણ થઈ ગયો છે અને ત્રીજો ભાગ છપાવાને તૈયાર થઈ ગયો છે આવતે વરસે એના ગૂજરાતી રૂપાન્તરો પણ પ્રસિદ્ધ કરી શકાશે અગ્રેજી ગ્રંથનુ પ્રકાશન ભવન તરફથી થશે ને ગૂજરાતીનુ પરિષદ તરફથી બનેના સપાદક શ્રી કનૈયાલાલ મુનશી છે, અને તેમણે આ કામ પાછળ સમય અને શક્તિનો પુષ્કળ ભોગ આપ્યો છે લેખોમા પણ મોટામા મોટો ફાળો તેમનો છે અગ્રેજી ગ્રથમા અનેક વિદ્વાન સજ્જનો ને સન્નારીઓએ લેખરૂપે મદદ આપી છે

( ૭ ) પરિષદની પ્રકાશનપ્રવૃત્તિ આ બે વરસ દરમ્યાન ઝપાટાભેર ચલાવી શકાશે એ ધારણાથી પુસ્તકોના લેખન અને પ્રકાશનની કેટલીક યોજનાઓ મધ્યસ્થ સભાએ મજૂર કરી હતી જગતના અનેક દેશોના સાહિત્યનો રસાસ્વાદ ગૂજરાતીમા આપવાના હેતુથી એક વિશ્વસાહિત્ય ગ્રથમાળાના પ્રકાશનની, તેમજ શ્રીકાટાવાળા ( પ્રાચીનસાહિત્ય ) ફડ, શ્રીકાટાવાળા (બાળસાહિત્ય) ફડ, શ્રીકાટાવાળા ( સ્ત્રીસાહિત્ય ) ફડ, શ્રી ક્લાપીસ્મારક ફડ, તથા શ્રીમુનશી અર્ધશતાબ્દી સ્મારક ફડમાથી પુસ્તકો તૈયાર કરાવવાની યોજના ઘડવામા આવી હતી. આને અગે આટલા પુસ્તકો પ્રસિદ્ધ થયા છે ( ૧ ) મારી બિનજવાબદાર કહાણી, લેખક શ્રી કનૈયાલાલ મુનશી, ( ૨ ) આદિવચનો ભાગ ૨, લેખક શ્રી કનૈયાલાલ મુનશી, ( ૩ ) પિરામીડની છાયામા, લેખક શ્રી ચન્દ્રશકર પ્રાણશકર શુક્લ ગયે વરસે કાગળની તગી પડવાથી ને ભાવો ઘણા જ વધી જવાથી પ્રકાશનનું કામ ધીમુ પડ્યુ છે શ્રી નવરોજી કુવરજી મહેતાએ તૈયાર કરેલું પુસ્તક ' શાહનામુ ' અને ' ટોલરના નાટ્કો 'નો શ્રી ત્રિભુવનદાસ લુહારે ( સુન્દરમે ) કરેલો અનુવાદ તથા શ્રી સુરેન્દ્રનાથ

દાસગુપ્તાના 'કાવ્યપરિચય'નો બંગાળીમાંથી શ્રી નગીનદાસ પારેખે કરેલો અનુવાદ, એ પુસ્તકો તૈયાર હોવા છતાં આ કારણસર છાપી શકાયાં નથી કાગળની અનુકૂળતા થતાં તે છપાવા મોકલાશે એવી આશા છે વિશ્વસાહિત્યમાળાનાં પુસ્તકો શ્રી રણછોડદાસ મોદી સ્મારક ફંડમાંથી છપાવવાનાં છે બીજાં કેટલાંક પુસ્તકો લખવાનું જુદા જુદા લેખકોને સોંપાયું છે

(૮) ૧૯૪૨ ના ફેબ્રુઆરી માસથી પરિષદના માસિક મુખપત્રરૂપે 'ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા' કાઢવામાં આવી હતી તેમાં કવિશ્રી અરદેશર ફરામજી ખબરદાર લેખોનો સારો ફાળો આપતા શ્રી ચીમનલાલ શાહ તેના તંત્રી હતા, અને ભારતીય વિદ્યાભવનની નર્મદ શિક્ષાપીઠના ફેલો શ્રી હરિલાલ પંડ્યા તેના સંપાદનમાં મદદ કરતા તા ૧૦-૩-૧૯૪૩ ને રોજ મળેલી મધ્યસ્થ સભાની બેઠકમાં એવો ઠરાવ થયો હતો કે "ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા'ના પ્રકાશનનું એક વર્ષ જાન્યુઆરી ૧૯૪૩ ની આખરે પૂરું થયું છે, અને હવે કાગળની અતિ મોંઘવારીને લીધે હાલના સંજોગો જોતાં પ્રકાશન મોકૂફ રાખવું ' તે પછી બે માસમાં મહીડાકુમાર શ્રી નરેન્દ્રસિંહજીએ પત્રિકાના ખર્ચ પેટે સ્વ શ્રી મોતીસિંહજી મહીડાના સ્મરણાર્થે મદદ આપવાની દરખાસ્ત લખી મોકલી જુલાઈમાં મળેલી મધ્યસ્થ સભાની બેઠકે તેનો સાભાર સ્વીકાર કર્યો, પરિષદ પત્રિકાનું પુનઃ પ્રકાશન કરવાનું નક્કી કર્યું, અને એમ ઠરાવ્યું કે પત્રિકાની પૃષ્ઠસંખ્યા હાલ ૮ પાનાની રાખવી, પત્રિકામાં મુખ્યત્વે શુદ્ધ સાહિત્ય અને પરિષદપ્રવૃત્તિ અંગેનાં લખાણો જ લેવાં, અને તેની સઘળી વ્યવસ્થા ભારતીય વિદ્યાભવનની નર્મદ શિક્ષાપીઠ દ્વારા કરવી તે પ્રમાણે ઑક્ટોબર માસથી પત્રિકા ફરી પ્રગટ થવા લાગી છે ને તેના ત્રણ અંકો નીકળી ચૂક્યા છે પરિષદના મંત્રી શ્રી ચીમનલાલ શાહ અને નર્મદ શિક્ષાપીઠના અધ્યાપક શ્રી યશવંત શુક્લ તેના સંપાદકો છે

(૯) મહીડાકુમાર નરેન્દ્રસિંહજીની બીજી દરખાસ્ત 'સ્વ શ્રી મોતીસિંહજી મહીડા સુવર્ણ ચન્દ્રક' દર વર્ષે પરિષદ દ્વારા આપવા વિષે હતી તે દરખાસ્તનો પણ મધ્યસ્થ સભાએ સ્વીકાર કરી, વર્ષ દરમ્યાન પ્રગટ થયેલી શ્રેષ્ઠ નવલિકાના લેખકને તે ચન્દ્રક આપવો એમ ઠરાવ્યું છે. ૧૯૪૨ માં પ્રસિદ્ધ થયેલી નવલિકાઓના પરીક્ષકો તરીકે શ્રી કનૈયાલાલ મુનશી અને શ્રી જ્યોતીન્દ્ર દવેને નીમવામાં આવ્યા છે પરિષદના પ્રમુખ, પરિષદના એક મંત્રી, શ્રી કનૈયાલાલ મુનશી અને શ્રી મોતીસિંહજી મહીડા સ્મારક ફંડના બે પ્રતિનિધિઓની બનેલી સમિતિ ચન્દ્રકને અંગેની સઘળી વ્યવસ્થા કરે એમ ઠરાવવામાં આવ્યું છે

(૧૦) ગયા વરસથી ભારતીય વિદ્યાભવનમાં પરિષદ પુસ્તકાલય શરૂ કરવામાં આવ્યું છે હમણાં સુધી લેખકો અને પ્રકાશકો તરફથી ભેટ તરીકે કે સમાલોચના માટે આવેલાં પુસ્તકોનો જ એમાં સંગ્રહ થતો આ વરસે ઑગસ્ટમાં દિ બ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીને ૭૫ મું વરસ પૂરું થતું હોવાથી તેમને અભિનંદન આપવાનો મોટો સમારંભ મુંબઈમાં સાહિત્ય સંસદના ઉપક્રમે અને બીજી અનેક સંસ્થાઓના સહકારથી ઉજવાયો હતો તેને અંગે, પરિષદ પુસ્તકાલયને સમૃદ્ધ કરવાના ઉદ્દેશથી, ફંડ પણ ઉઘરાવવામાં આવ્યું હતું તેમાં કુલ રૂ ૯,૬૮૭ ભરાયા હતા તે રકમમાંથી રૂ ૮,૭૮૯ સાહિત્ય સંસદ તરફથી પરિષદના ટ્રસ્ટીઓને સુપરત કરવામાં આવ્યા છે બાકીની રકમ હજુ વસૂલ કરવાની રહે છે પુસ્તકાલય માટે પુસ્તકો ખરીદ કરવા અને પુસ્તકાલયની સઘળી વ્યવસ્થા કરવા સર્વ સત્તાઓ સાથે નીચે જણાવેલા સભ્યોની પુસ્તકાલય સમિતિ મધ્યસ્થ સભાએ નિયુક્ત કરી છે (૧) શ્રી કનૈયાલાલ મુનશી, (૨) શ્રી દુર્ગાશંકર શાસ્ત્રી, (૩) મુનિ જિનવિજયજી, (૪) શ્રી ચીમનલાલ શાહ, (૫) શ્રી ચન્દ્રશંકર શુક્લ

ચૌદમા અધિવેશનનો અહેવાલ પ્રેસમાં છપાય છે થોડા સમયમાં બહાર પડશે

**ચીમનલાલ ચકુભાઈ શાહ**
**ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ**
મંત્રીઓ વતી

# પરિષદ–પ્રવૃત્તિ

## મધ્યસ્થ સભાની બેઠક

પરિષદની મધ્યસ્થ સભાની એક બેઠક શનિવાર તા ૪ ડિસેમ્બર ૧૯૪૩ને રોજ સાંજના પાંચ વાગે શ્રી કનૈયાલાલ મુનશીની ચેમ્બરમા મળી હતી, જેમા નીચેના સભ્યો હાજર રહ્યા હતા શ્રી કનૈયાલાલ મુનશી, દિ બ કૃષ્ણલાલ ઝવેરી, આચાર્ય જિનવિજયજી, શ્રી મણીલાલ નાણાવટી, શ્રી જ્યોતીન્દ્ર દવે, પ્રો ભાનુશંકર વ્યાસ, શ્રી ચીમનલાલ શાહ શ્રી ચંદ્રશંકર શુક્લ, શ્રી શંકરપ્રસાદ શુક્લ, શ્રી હરિલાલ ભરૂચા, શ્રી યશવંત શુક્લ શ્રી શંકરપ્રસાદ રાવળ

શ્રી કનૈયાલાલ મુનશીને પ્રમુખસ્થાન આપવામા આવ્યુ હતુ

શરુઆતમા આગલી સભાની નોંધ વાંચી સભળાવવામા આવી હતી, જેના પર પ્રમુખશ્રીની સહી થયા બાદ નીચે મુજબ ઠરાવો સર્વાનુમતે થયા હતા (૧) પરિષદની સામાન્ય સભા ગુરુવાર, તા ૧૬ મી ડિસેમ્બર ૧૯૪૩ ને રોજ સાંજના સાડા પાંચ વાગે શ્રી કનૈયાલાલ મુનશીની ચેમ્બરમા બોલાવવાનુ નક્કી કરવામા આવે છે અને બંધારણની કલમ ૧૦, ૧૧ (ક) અને ૧૯ મા જણાવેલી સમયમર્યાદાઓને તે પૂરતી મોકુફ રાખવામા આવે છે (૨) સાહિત્ય પરિષદના પ્રમુખ કવિશ્રી અરદેશર ફરામજી ખબરદારના તા ૧૨ નવેમ્બર ૧૯૪૩ ના પત્રને અંગે પ્રમુખશ્રી અને મંત્રીઓ નીચેની મતલબનો જવાબ આપે એમ નક્કી કરવામા આવે છે

"આપે તા ૧૨–૯–૪૩ ના પત્રથી પરિષદના પ્રમુખ તરીકે રાજીનામુ આપ્યુ છે હવે પરિષદના બંધારણની કલમ ૮, ટીપ ૨ મુજબ છેલ્લા સમેલનના પ્રમુખ પોતાના હોદ્દાની રૂએ પરિષદના અને મધ્યસ્થ સભાના પ્રમુખ ગણાય છે પરિષદના પ્રમુખ એવો સ્વતંત્ર હોદ્દો નથી તેથી આપ જ્યા સુધી સમેલનના પ્રમુખ છો ત્યા સુધી પરિષદના પ્રમુખ તરીકે કાર્ય કરવાનો આપનો અધિકાર છે આ કારણે મધ્યસ્થ સભા પરિષદપ્રમુખ તરીકેના આપના રાજીનામાનો સ્વીકાર કરી શકતી નથી

ત્યારબાદ પ્રમુખશ્રીનો આભાર માની સભા વિસર્જન થઈ હતી

## વાર્ષિક સામાન્ય સભા

ગુજરાતી સાહિત્ય પરિષદની વાર્ષિક સામાન્ય સભા ગુરુવાર, તા ૧૬ ડિસેમ્બર ૧૯૪૩ ને રોજ સાંજના સાડા પાંચ વાગે શ્રી કનૈયાલાલ મુનશીની ચેમ્બરમા (૧૧૧, મહાત્મા ગાંધી રોડ, મુંબઈ) મળી હતી, જેમા નીચેના સભ્યો હાજર રહ્યા હતા શ્રી મનહરરામ મહેતા, શ્રીમતી લીલાવતી મુનશી, શ્રી મણીલાલ નાણાવટી, શ્રી ચીમનલાલ શાહ, શ્રી ચંદ્રશંકર શુક્લ, શ્રી મોહનલાલ દેસાઈ શ્રી મોહનલાલ મહેતા, શ્રી જ્યોતીન્દ્ર દવે, શ્રી હરિલાલ ભરૂચા, શ્રી મગનલાલ દેસાઈ, શ્રી મનુભાઈ વૈદ્ય

શ્રી મનહરરામ મહેતાને પ્રમુખસ્થાન આપવામા આવ્યુ હતુ

આરંભમા આગલી સભાની નોંધ વાંચી સંભળાવવામા આવી હતી, જેના ઉપર પ્રમુખશ્રીએ સહી કરી હતી તે પછી શ્રી ચંદ્રશંકર શુક્લે પ્રસ્તાવ રજૂ કર્યો હતો કે મધ્યસ્થ સભાએ રજૂ કરેલો અહેવાલ તથા તા ૧ એપ્રિલ ૧૯૪૨ થી તા ૩૧ ડિસેમ્બર ૧૯૪૨ સુધીનો તપાસાવીને તૈયાર કરેલો આવકજાવકનો હિસાબ તથા તેનુ સરવૈયુ મંજૂર રાખવુ શ્રી જ્યોતીન્દ્ર દવેએ એને અનુમોદન આપ્યુ હતુ તે ઉપર ચર્ચા થતા શ્રી મગનલાલ દેસાઈએ સભાનુ ધ્યાન ખેંચ્યુ હતુ કે પ્રમુખ કવિશ્રી ખબરદારના રાજીનામા અંગેનો કંઈ પણ ઉલ્લેખ પ્રસ્તુત અહેવાલમા નથી તે વિશે સભાએ એવો નિર્ણય આપ્યો કે જ્યા સુધી રાજીનામા અંગે છેવટનો નિર્ણય થયો ન હોય ત્યા સુધી અહેવાલમા તેનો ઉલ્લેખ થઈ શકે નહિ ત્યારબાદ ઉપરનો ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો

ઑડિટર્સ મેસર્સ જયંતીલાલ ઠક્કરની કંપની વર્ષો થયા અવૈતનિક કામ કરે છે તે માટે તેમનો આભાર માનતો ઠરાવ થયો હતો તે પછી પ્રમુખશ્રીનો આભાર માની સભા વિસર્જન થઈ હતી

નોંધ —મંત્રીઓએ રજૂ કરેલો અહેવાલ અન્યત્ર પ્રસિદ્ધ કર્યો છે અને આવકજાવકનો હિસાબ પત્રિકા સાથે જોડવો છે

# વ્યા ખ્યા ન સા ર

## પ્રમુખશ્રીના વ્યાખ્યાનમાંથી

ગુજરાતને પોતાની યુનિવર્સિટી હોવી જોઇએ એ મતનું પ્રતિપાદન થઈ ચૂકયુ છે મહાત્મા ગાધીજીની આર્ષ દષ્ટિએ આ સત્ય જોઈ લીધુ હતુ અને ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના તેમણે દેશની પુનર્ઘટનાના એક અંગ તરીકે કરી હતી રાજકીય કારણોને લીધે એ સસ્થા ખરેખર પોષાઈ નહીં, પરન્તુ એ સસ્થાએ થોડા વર્ષોમા પણ જે મહત્ત્વની સેવા બજાવી છે તેમજ જે એક આદર્શ રજૂ કર્યો છે તે સતત આપણી સમક્ષ રાખવા જેવા છે તેમા પુરાતત્ત્વ સશોધન તેમજ નવીન શિક્ષણની વ્યવસ્થા હતી એ યોજનામા જે કાંઈ ઊણપો લાગતી હોય તે પૂરી કરી આપણે આપણી યુનિવર્સિટી માટે વિચારણા કરવાની જરૂર છે વડોદરાના સદ્ગત મહારાજાએ વડોદરા યુનિવર્સિટી સ્થાપવાનો વિચાર કરેલો અને તેની પૂર્વ-તૈયારીઓ તરીકે કમિશન પણ નીમેલુ પ્રાતના અગ્રગણ્ય વિદ્વાનો અને કેળવણીકારોની જુબાનીઓ લેવરાવેલી પ્રશ્નપત્રો કાઢેલા અને પોતાના રાજ્યની સપત્તિ વડે એક આદર્શ યુનિવર્સિટીનો આરભ કરવા ધારેલુ આ વિચાર કોઈ અજ્ઞાત કારણોથી પડી ભાગ્યો પરતુ વડોદરાને બદલે ગુજરાત યુનિવર્સિટી સ્થપાય એ વધારે ઇષ્ટ છે ગુજરાતમા વડોદરાનો સમાસ તો થવાનો જ છે તમામ દેશી રાજ્યો પણ તેમા આવી જવાના એટલે બ્રિટિશ હકુમત નીચેની પ્રજા તેમજ નના મોટા દેશી રાજ્યોએ મળીને ઉપાડી લેવાનું આ કર્તવ્ય છે

*

તાજેતરમા મહારાષ્ટ્ર યુનિવર્સિટી સ્થાપવાની હિલચાલ થઈ રહી છે તે માટે કમિટી પણ નીમાઈ હતી અને તેનું નિવેદન બહાર પડી ગયું છે સરકારે આમા સહાનુભૂતિ દર્શાવી છે ગુજરાતમા યુનિવર્સિટી સ્થાપવાની ધારણા મહારાષ્ટ્ર કરતા ઘણી વહેલી ઉદ્ભવેલી પરતુ તેને અમલમા મૂકવા જેટલો વેગ અને ટેકો મેળવનાર મળ્યા નહીં મહારાષ્ટ્ર માટેની યુનિવર્સિટીની સ્થાપના માટે મરાઠી સાહિત્ય સમેલને પ્રથમ ઠરાવ કરેલો અને તેને માટે પ્રચારકાર્ય જોરશોરથી કરી એ ઠરાવને અમલમાં મૂકવા તનતોડ મહેનત કરી તેજ મુજબ ગુજરાતી સાહિત્ય પરિષદ જેવુ પ્રતિષ્ઠિત મડળ આંદોલનો ચલાવે, તેની પાછળ ખાઈપીને મડનારા આગ્રહી કાર્યકર્તાઓ નીકળે તો આપણે પણ એમા સફળતા મેળવીએ એ નિ સશય છે

*

જ્યારે યુનિવર્સિટીમા ગુજરાતી ભાષાને પણ સ્થાન મળશે ત્યારે તેના અભ્યાસીઓની સખ્યા વધશે દરેક વિષયના પાઠ્યપુસ્તકો રચશે અને તેના સાહિત્યમા જોઈતો ઉમેરો અવશ્ય થશે જ ઉચ્ચ અભ્યાસક્રમમા સ્વભાષાને સ્થાન મળે તો જ તેનો અભ્યાસ કરનારા વધે તો જ તેના ગ્રથકારોને ઉત્તેજન મળે અને લેખકોની સખ્યા પણ વધે આપણુ સાહિત્ય અભિવૃદ્ધ થાય એવા અભિલાષ ધરાવનાર સર્વ કોઇએ એ ભાષાનો અભ્યાસ સર્વથા વધારવા માટે સર્વ દિશામા પ્રયત્ન કરવાની જરૂર છે દરેક જણ સાહિત્ય સર્જી ન શકે પણ વાચી તો જરૂર શકે દરેક જણ પુસ્તકો ખરીદ ન કરી શકે પણ પ્રયત્ન કરી મેળવીને વાચી શકે આપણા સાહિત્ય તરફની આપણી બેદરકારીને પરિણામે આપણી ભાષા જોઈએ તેવી ખેડાઈ નથી માટે તેવી બેદરકારી હવે એક ક્ષણ પણ વધારે ચલાવી લઈ શકાય તેમ નથી

*

આ સ્થળે એટલુ કહેવાનું ઉચિત છે કે આપણા અભ્યાસક્રમમા અગ્રેજીનું મોટુ સ્થાન રહેશે અગ્રેજીને બિલકુલ તજી દેવાની યોજના મારા મનમા નથી અગ્રેજી ભાષા એક બીજી ભાષા (Second Language) તરીકે જરૂર રહેવી જોઇએ યુરોપની યુનિવર્સિટીઓમા વિદ્યાર્થીઓને બેત્રણ ભાષાઓ શીખવાની આવશ્યકતા હોય છે તે મુજબ અગ્રેજી શીખવાનું અહીં ફરજિયાત હોવુ જ જોઇએ એ ભાષાના અભ્યાસ વિના જગતના સમાગમમા

આવવુ અસભવ છે, તેમજ દુનિયાના આગળ વધતા સાહિત્યનો અભ્યાસ આપણા પોતાના ઉત્કર્ષ અર્થે અતિ અગત્યનો છે

*

આ પરિષદ એવી બળવાન ઘોષણા કરે, એવા જબ્બર આન્દોલનો જગાવે, એવો ઉત્સાહ પ્રેરે કે આપણા પ્રાતમા આપણને સર્વથા અનુકૂળ એવી યુનિવર્સિટીનો આરભ કરવા આપણે શક્તિમાન થઈએ એ શુભેચ્છા સાથે આ વ્યાખ્યાન સમાપ્ત કરુ છુ

*

## સાહિત્યવિભાગના પ્રમુખનુ વ્યાખ્યાન

સાહિત્યને વિષે જે કહેવાયુ તે ઉપરથી એને કેવળ કાલ્પનિક ભૂતાવળ માનવાની જરૂર નથી એ વિભ્રમ કે સ્વપ્ન કે માયા નથી સાહિત્ય જેવુ વાસ્તવદર્શન બીજા કશા દ્વારા માણસને મળી શકે તેમ નથી એની એ શક્તિ છે, કારણકે જીવન સમુદ્રના અનત તરગોની પરપરા જોવા માટે, સૈકડો યુગની મહાન વ્યક્તિઓની મૈત્રી માટે, હૃદયગત ભવના આનદ માટે, અનેક જીવનનો એક જ જીવનમા રસાસ્વાદ મેળવવા માટે, સામાન્ય માનવતામા ભળીને એમા રહેલા અસામાન્ય તત્ત્વોના પરિચય માટે સમજને સમૃદ્ધ ને સસ્કારી ને સમર્થ બનાવવા માટે—જીવનમા પ્રેમ પ્રકાશ ને પ્રાણ મેળવવા માટે સાહિત્ય જેવુ બીજુ કોઈ પ્રબળ સાધન હજી સુધી તો સસ્કારી દુનિયાએ જાણ્યુ નથી

*

આજનો ગુજરાતી સાહિત્યકાર જુદી જ પરિસ્થિતિમાં બેઠો છે સમાજ સાથેના એના સબધો પણ જુદી જ રીતે રચાયના છે જૂના જમાનાના ઋષિમુનિની એની પાસે દૃષ્ટિ નથી અને એવી એની શક્તિ પણ નથી એ ઋષિ મુનિ કે ક્રાન્ત દર્શી કવિ રહ્યો નથી એ ગમે તેવું ગૌરવ રાખે પણ છેવટે તો એ શિક્ષક નામનું જતુડુ છે કે બહુ બહુ તો તત્રીની એક ફૂ કે ઉડી જાય એવુ વર્તમાનપત્રનુ પખીડુ છે પણ વ્યક્તિની આર્થિક કે સામાજિક સ્થિતિ ગમે તે હોય, છતા એનામા અંતરથી ઉઠતો એક મહાસમર્થ જીવનપ્રવાહ હોઈ શકે છે, ને ગુજરાતી સાહિત્યકાર પણ જીવશે કે મરશે કે સમાજને કાંઈક માર્ગદર્શન આપશે એનો આધાર એની પાસે કેટલી અર્થની સમૃદ્ધિ છે એના ઉપર નથી, પણ ભામહ કહે છે તેમ, શબ્દાર્થની સમૃદ્ધિ ઉપર છે

*

કહેવાનો ભાવાર્થ એ છે કે સાહિત્ય-અધિકારની લેશ પણ ગૌરવહાનિ કર્યા વિના સાહિત્યકારોએ સમાજ અને સાહિત્ય વચ્ચે સેતુ જેવો સબધ સ્થાપવાનો સમય આવી ગયો છે યુગના સામર્થ્યનો વિચાર કરીને વિદ્વાનોએ પોતાની શૈલીને નવેસરથી ઘડ્યાસિવાય બીજો ઉપાય જ નથી સકુલ માનસવ્યાપાર દર્શાવવા માટે સકુલ જ વાક્યરચના જોઈએ એ જમાનો આથમી ગયો આજે ગુજરાતી ભાષાનુ ગૌરવ જે લોકો જાળવી રાખવા માગતા હોય તેમની સમક્ષ એક વિકટ પ્રશ્ન ઉભો થયો છે ભાષા અત્યત સાદી બની છે—ને બનતી જાય છે શબ્દ અને અર્થનો વિવેક ભૂસાતો જાય છે એકની એક વાત વારવાર ભારપૂર્વક કહેવાની ભાષણશૈલી આવતી જાય છે એ વખતે કોઈ સિદ્ધહસ્ત લેખક, પોતાના નૈસર્ગિક ગૌરવથી રગીને, સાદી ભાષાને જો વાપરી બતાવશે તો ભાષાને જે અમુક પ્રકારનો અર્થવિહીન સાદાઈનો ઝોક મળ્યો છે તેમા ફેરફાર થઈ જાશે કવિતાની પણ એક વ્યાખ્યા છે કે કહેવાયલી વસ્તુ કરતા વધારે ઉપયોગી તો કહેવાની રીત છે

*

## કલાવિભાગના પ્રમુખનુ વ્યાખ્યાન

કલાની પ્રદીપ્તિ મનુષ્યને એવો સસ્કાર આપે છે કે એ દ્વારા જીવનના અનેક રસો અને ઉલ્લાસોનો એ સહેજે ભોક્તા બની શકે છે સગીત કે નાટક કે શિલ્પ કે ચિત્ર એ બધી કલાનો એક મહાન યોજનામય રાસ તેને દેખાય છે, અને તેથી પ્રત્યેકમા રહેલો તાન અને ડોલનનો ઉન્માદ તે અનુભવે છે તેનું ચિત્ત સમાધિયોગને પામે છે અને તેથી જેવો તે કોઈ વસ્તુ, ક્રિયા કે પ્રવૃત્તિનો વિચાર કરે છે ત્યા એ જ ડોલન અને સ્પન્દનથી નવા સ્વરૂપો નવા આકારો જન્માવવાની શક્તિ ઉત્પન્ન

થાય છે આ સમાધિયોગ એને પરમાત્માની સર્જનશક્તિ સાથે સહયોગ એક રીતે કહો તો કલાકાર એ પરમાત્માનો દૂત બની, તેની સૃષ્ટિને સવિશેષ શણગારથી વિસ્તારવાનો અધિકાર મેળવે છે, એટને નિરાકાર દેવસ્વરૂપોને તે પાષાણ, લામ્ડા કે ચિત્રપટપર સાકાર બનાવે છે પદાર્થો પર, વસ્ત્રો પર કે કાગળ પર ખાવી જમામા તે રગ અને રૂપની નવી ભરતી ઉતારે છે, અને માનવીના ઇતિહાસમા અમર આનન્દની લહરીઓ મૂકતો જાય છે

*

ઘણા કલાકારોનો પોકાર છે કે તેમની કદર થતી નથી, તેમનુ યોગ્ય મૂલ્યાકન થતું નથી, અને તેમના હક્કો કોઈ દબાવી પણ છે કે લૂટી જાય છે તેમને આશ્વાસનરૂપે એટલુ જ કહેવાનુ કે, ભાઈઓ! હિંદમા કળાનુ ક્ષેત્ર તો બહુ બહોળુ પણ છે પણ એ ક્ષેત્રમા ઉભા રહેવાનો અધિકાર મેળવવા જેટલું આપણું તપ થયુ નથી, એટલે જ પાછળ પડીએ છીએ

*

## વિજ્ઞાનવિભાગના પ્રમુખનું વ્યાખ્યાન

અંતમા વિજ્ઞાનસાહિત્યના ઉત્કર્ષ માટે જે કર્યું મે કહ્યુ છે તેના સારરૂપે થોડુ જણાવી જઉં —

(૧) વૈજ્ઞાનિકોએ એક પવિત્ર ફરજ તરીકે દ્રવ્યપ્રાપ્તિની જરા પણ ઇચ્છા ન રાખતા જનસમાજની રસવૃત્તિ કેળવે તેવુ પ્રાણવાન સાહિત્ય આપી વિજ્ઞાન માટેની ભૂખ અને જિજ્ઞાસા ઉત્પન્ન કરવી જોઈએ. (૨) સાહિત્ય પરિષદે અત્યાર સુધીની પોતાની નીતિ બદલી વિજ્ઞાન તરફ સદ્ભાવ બતાવી પોતાના મડળમા જ એક કાયમી વિજ્ઞાનસમિતિ નીમવી જોઈએ તે સમિતિ મજૂર કરે તેવા સાહિત્યને ઉદારતાથી ઉત્તેજન આપવુ અને પ્રગટ કરવુ જોઈએ. (૩) એક સુંદર અને રસમય વિજ્ઞાનનું માસિક શરૂ કરવુ જોઈએ. (૪) ભાષણો અને પ્રયોગો દ્વારા વિજ્ઞાનનો ફેલાવો આ સમિતિએ કરવો જોઈએ (૫) લેખકોના ઉપયોગ માટે જેમ બને તેમ જલદી એક સત્તાવાર વૈજ્ઞાનિક શબ્દકોષ બહાર પડાવવો જોઈએ (૬) દેશી રાજ્યો વિજ્ઞાનસાહિત્યને ઉત્તેજન આપવાનુ ચાલુ રાખે. (૭) ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, ભારતીય વિદ્યાભવન, ગુજરાત સાહિત્યસભા, ગુજરાતી સાહિત્ય સસદ વગેરે મડળો પોતપોતાના વિજ્ઞાનવિભાગો રાખે ને તેમને ઉત્તેજન આપે મ્યુનિસિપાલિટીઓ પણ વિજ્ઞાનના કાર્યમા મદદ આપી શકે (૮) શુદ્ધ અને સૂક્ષ્મ ગણિતવાળા પચાગ દર વર્ષે ગુજરાતમા પ્રસિદ્ધ થવાની જરૂર છે આ કાર્ય જ્યોતિષીઓ અને અભ્યાસીઓ ઉપાડી લે. (૯) વડોદરા રાજ્ય તેના મહાન દરજ્જાને યોગ્ય એવી એક મોટી વેધશાળાની સ્થાપના કરે.

★

## સંપાદકીય

### અવસાનનોંધ

પરિષદ સમેલનમા વિદેહ સાક્ષરો વિશે શોક પ્રદર્શિત કરતા જે ઠરાવો થયા, તેમા સરતચૂકથી સ્વ. જયકૃષ્ણ વર્મા ને સ્વ. હરજીવન સોમૈયાનું વિસ્મરણ થયેલુ સ્વ વર્મા વર્ષો સુધી મધ્યસ્થ સભાના સભ્ય હતા સ્વ સોમૈયા આશાસ્પદ લેખક હતા

*

### મધ્યસ્થ સભાની બેઠક

શનિવાર, તા ૫ ફેબ્રુઆરી ૧૯૪૪ ને રોજ અમદાવાદમા મધ્યસ્થ સભાની એક બેઠક, સમેલનમા થયેલા ઠરાવોનો અમલ કેમ થઈ શકે તે વિશેની ચર્ચા કરવા ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીના મકાનમા મળશે. તે પ્રસગે સભ્યોને હાજર રહેવા વિનતી છે

મુદ્રક અને પ્રકાશક બલવન્ત પ્રા. ઠાકોર ભારતીય વિદ્યાભવન, હારવે રોડ, મુબઈ
મુદ્રણસ્થાન મુબઈ વૈભવ પ્રેસ, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુબઈ ૪

# ગૂજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા

[ સ્વ શ્રી મોતીસિંહજી મહીડાના સ્મરણાર્થે અપાયેલી સહાયથી ]

સંપાદકો

ચીમનલાલ શાહ

યશવન્ત શુક્લ

| પુસ્તક ૨<br>અંક ૭ | એપ્રિલ ૧૯૪૪ | મૂલ્ય ત્રણ આના<br>વર્ષના બે રૂપીઆ |
|---|---|---|

## સાહિત્યકારનું પોષણ

'નવચેતન' ના 'સાહિત્ય અંક' રૂપે પ્રગટ થયેલા ફેબ્રુઆરી અંકમાં ને તે પછીના માર્ચ અંકમા 'સાહિત્યનુ પોષણ' એ શીર્ષક હેઠળ સાહિત્યકારના પોષણના મહત્ત્વના પ્રશ્નની, સાહિત્ય પ્રત્યેની ભાવનાભક્તિથી અંકિત થયેલી વ્યવહારુ ચર્ચા શ્રી વિશ્વનાથ ભટ્ટે કરી છે પક્ષવાદના આવેશનુ ને કટાક્ષનું તત્ત્વ ગાળી નાખીએ તો સમ્મત થઈ શકાય એવુ એમાં ઘણુ છે નીચેના વાક્યખંડમા સર્જનના પ્રેરક બળોનુ એમણે કરેલુ પૃથક્કરણ સર્વમાન્ય બને તેવુ છે "અંગત સિસૃક્ષા અને કીર્તિલાલસા એ બે બળો પર જ અત્યારે આપણુ સાહિત્યસર્જન અવલબી રહ્યુ છે પણ તે ઉપરાન્ત એક ત્રીજા બળના ટેકાની પણ એને જરૂર છે, અને તે પ્રજાકીય પ્રોત્સાહન અને આર્થિક લાભ"

આગળ ચાલતા શ્રી વિશ્વનાથ કહે છે 'આ સહાનુભૂતિ (પ્રજાકીય પ્રોત્સાહન અને આર્થિક લાભ) ના અભાવને લીધે જ સાહિત્યસેવકને અત્યારે જાતજાતની હાડમારીઓ ભોગવવી પડે છે આજે એ પોતાની સાહિત્યસેવામાથી આજીવિકા મેળવી શકતો નથી તેનું કારણ ભાવનાદૃષ્ટિએ એ સિદ્ધાન્ત ખોટો છે કે વ્યવહારદૃષ્ટિએ તેનો અમલ અશક્ય છે એ નથી, પણ પ્રજાની પૂરી સહાનુભૂતિ એ સિદ્ધાન્ત પ્રત્યે તેમ એનુ પાલન કરનાર સાહિત્યસેવક પ્રત્યે હજી જાગી નથી, અને પ્રજાએ એ આખો વિષય શાન્તિથી વિચારી જોયો નથી એ છે

સહાનુભૂતિનો અભાવ સાહિત્યકારને નડે છે એ વાત સાચી છે, પણ શ્રી વિશ્વનાથે આથી ય વધારે ઊંડા ઊતરીને એ અભાવનુ પણ કારણ વિચારવુ ઘટે છે એક પ્રજા તરીકે આપણી પ્રજાની કોઈ પણ વિષય પર શાંતિપૂર્વક વિચાર કરવાની શક્તિ હજી પૂરતા પ્રમાણમા ખીલી નથી એના કારણો એટલા વિવિધ છે કે ગમે તેવા જુસ્સાદાર લેખો લખવાથી કે પરિસ્થિતિનુ પૃથક્કરણ કરવાથી હાલ તુરત કંઈ જ અર્થ સરે તેમ નથી એટલે જીવવા માટે, જીવનનો હક્ક સ્થાપવા માટે સાહિત્ય ને સાહિત્યકારે પોતાના સામર્થ્ય પર જ આધાર રાખવાનો છે સમર્થ સાહિત્ય અને સાહિત્યકાર તો અરણ્યરુદનનો આશરો નહિ લેતા પોતાના અંતર્ગત ગુણોથી અનિવાર્ય બનીને પોતાનો ભાગ વગર બોલ્યે મુકાવશે પ્રજાના ભાવ અને ભાષાને સરકારવાની આનદપ્રદ શક્તિ સાહિત્યમા આવશે એટલે પ્રજાને આપોઆપ એની જરૂર વરતાશે એમ કર્યા વિના એનો છુટકો જ નહિ થાય એવા પ્રાણવાન સાહિત્યની નિપુનતાના દર્શન પ્રજાને થાય નહિ ત્યા સુધી સાહિત્યને નામે મિથ્યા ભક્તિભાવ પ્રગટાવવો અને એની પવિત્રતા સ્વીકારાવી એની ગાગરમાં પાઈપૈસો નખાવવા માટે ગોકીરો મચાવવો એ પણ ભીખ માગવા જેટલુ જ ગૌરવહીન છે સાચા સાહિત્યનુ અને સાચા સાહિત્યકારનું પોષણ થવુ જ જોઈએ, સમાજના યોગક્ષેમનો ભાર વહતા કોઈપણ વ્યવસાય કે વ્યવસાયીનુ પોષણ થવુ જોઈએ તેમ પણ વ્યક્તિ કે વર્ગના પરિશ્રમ કે પ્રતિભાથી સમાજના યોગક્ષેમનો નિર્વાહ થશે જ એવી સ્પષ્ટ સમજ જ્યારે પ્રજાના હૃદયમા જામે ત્યારે જ પોતાનું હિત વિચારીને પ્રજા એના પોષણની વ્યવસ્થા કરવા પ્રેરાય આ પરિસ્થિતિના સભવને બે વાના નડે છે પ્રજાની પોતાના યોગક્ષેમ વિશેની ઉદાસીનતા અને મોટા ભાગના સાહિત્યની જનહૃદયને સ્પર્શવાની અશક્તિ આ નડતર જેમ જેમ દૂર થતા જશે તેમ તેમ પોષણના પ્રશ્નની તીવ્રતા ઘટતી જશે

યશવન્ત શુક્લ

# યતિભંગો વિશે એક નોંધ

યતિભંગોની શ્રવણ ઉપર તેમ જ ચિત્તતન્ત્ર ઉપર એક જ પ્રકારની અસર નથી થતી આના ઉદાહરણોમા પહેલા આપણે કલાન્તની આ પંક્તિઓ લઈએ

તે શ્યામા અનકાવલી સઘન કુ/જે રમ્ય ગુંજારવે,
આ ચિત્તભ્રમર પ્રકામિ તુજનો ભ્રાન્તી વિના જે ભમે,
(કલાન્ત કવિ, "સૌન્દર્ય", પૃ ૮૧ )

અહીં યતિસ્થાનની પહેના તીવ્ર અનુનાસિક આવે છે તદ્દન સામાન્ય પંક્તિઓ પણ ઘણીવાર તીવ્ર અનુનાસિકોથી સારી લાગે છે, કારણ કે એના અવાજમા એક પ્રમરનુ ગુંજન હોય છે અહીં 'કુંજ' શબ્દની વચમા જ યતિ આવી જતા તીવ્ર અનુનાસિકના ગુંજનસાતત્યની અસર ખૂબ જ વધી જાય છે આથી કાન તેમ જ મન ઉપર થતી અસર નિરૂપવા હું આ પંક્તિમા ઉચ્ચ ગણિતની સત્તા આમ યોજુ

તે શ્યામા અલકાવલી સઘન કુ ઙ્ઙ્ઙ્ —> ∞જે
રમ્ય ગુંજારવે,

એટલે કે, યતિ આવી રીતે તીવ્ર અનુનાસિક પછી તરત જ આવી જતા તીવ્ર અનુનાસિકનુ ગુંજન જાણે અનંતશીલ બને છે વિયોગી ચિત્તભ્રમર એક વાર પિયાની શ્યામ, સઘન, પુષ્પગુંફિત અલક-લટોની કુંજમા કાળને ભૂલી જઈને મીઠુ ગુંજન કરતો કરતો ભમતો હતો એ આ યતિભંગથી સચોટ રીતે દર્શાવાય છે વળી 'કુંજ'ની સમગ્ર અસર તે પછી તરત જ આવતા 'ગુંજારવ'ના રવસામ્યથી પુષ્ટ થાય છે આમ આ યતિભંગયુત પંક્તિ આપણી અર્વાચીન કવિતાની એક શોભા છે

તીવ્ર અનુનાસિક પાસે જ યતિભંગ થતો હોય તેવી બીજી એક લીટી લઈએ

ઊંડાણોમા પડી સુઇ જતો નિષ્ઠુરપ્રાણ કાલ
આભાસોથી થતું યુગલ ઉન્/મત્ત એ સ્નેહભાવ !
(પૂર્વાલાપ, 'ચક્રવાકમિથુન, ત્રીજી આ પૃ ૩૩ )

આના ટિપ્પણમા પ્રો ઠાકોરે કહેલુ કે

'છેલ્લી લીટીના યતિભંગથી યુગલની 'ઉન્મત્તતા સુપ્રદર્શિત કરવાની કવિની યોજના સ્તુત્ય છે પ્રસ્તુત મનોવિકારના સામાન્ય રૂપને મૂર્તિમાન કરવાને કવિયે પસંદ કરેલુ વૃત્ત એટલે કવિયે પસંદ કરેલો લયબંધ (rhythmical scheme) સમર્થ હોય, તો પણ એ મનોવિકારમા અચાનક થતા ફેરફારને સુપ્રદર્શિત કરવા માટે એ મનોવિકારના શરીરરૂપ પેલા લયબંધમા અસાધારણ વિકૃતિ જણાવવાની જરૂર રહે છે "

જરા આગળ જઈને આપણે આ 'અસાધારણ વિકૃતિ'નુ સ્વરૂપ જોઈયે અહીં યતિસ્થાન પહેના 'ન્' આવે છે બધા જ તીવ્ર અનુનાસિકોની ગુંજનશીલતા એકસરખી હોતી નથી, તેના ગુંજનના પ્રમરમા પણ સૂક્ષ્મ વૈવિધ્ય હોય છે આ અનુભવ આપણે સંસ્કૃત જોડણીના અભાવે ભૂલી ગયા છિયે કે ખોઇ બેઠા છિયે. અહીં 'ન્', 'મ' પહેલા આવે છે તેથી તેનુ ગુંજન ઘટી જાય છે કવિને સ્નેહી યુગલ ભયના ઓળાઓથી ઉન્મત્ત થઇ ગયુ એમ કહેવુ છે 'ઉન્મત્ત'નુ બધુ જોર 'મત્ત'ના થડકારમા છે તેની અસરને બેવડાવવા માટે કવિ આ પંક્તિની ગતિને 'ન્'ના આછા ગુંજન પર બરાબર એ થડકાર પહેલા જ વિરમાવે છે, જેથી તે પછી આવતો 'મત્ત'નો થડકાર અર્થની ઉત્કટતાને સંપૂર્ણ રીતે વ્યક્ત કરે. કુહાડીનો ઘા કરતા પહેલા ઘાની અસર બેવડાવવા માટે આપણે પગ ટેકવીને ઘાના ગતિ, દિશા અને બળ મનમા નક્કી કરતા કરતા કુહાડી ઊંચી લઈએ તેમ

યતિભંગમા યતિસ્થાન પહેના તીવ્ર અનુનાસિક કે સંયુક્ત સ્વર આવે, — ઐ ઔ, અને 'બાઇલ', 'ટ્રેઇન', અને 'પાઉડર'ના ઉચ્ચારમા આવતા પહેલા સ્વરોને હું સંયુક્ત સ્વરો કહુ છુ, — તો ત્યા રવનુ સાતત્ય જળવાઇ રહે છે તેથી આવા યતિભંગોને આપણે Dynamic ગત્યાત્મક યતિભંગો કહી શકિયે. આપણા કાવ્યવાચનમા યતિભંગ તરફ પહેલી જ વાર સ્વતંત્ર દૃષ્ટિએ જોનાર અને આપણી કવિતાને કેટલાક સુંદર યતિભંગોથી સમૃદ્ધ કરનાર પ્રો. ઠાકોરનો એક જૂનો પાઠ જોઇએ

થયો જ્યા ડંકો જૌ | હર દિવ કરે રાજપુત કે ?
(ભણકાર, 'એક તોડેલી ડાળ')

અહીં પણ સયુક્ત સ્વરની અસર તે પછી યતિસ્થાન આવતાં વિનખાય છે, અને યતિ પછી તરત જ મહાપ્રાણ 'હ' આવતા બળ અને ત્વરાના બધાઇ ગયેના એોધોને એકાએક મુક્તિ ન મળતી હોય, એવુ આ શબ્દના ઉદ્દગારથી સૂચન થાય છે 'જૌહર' શબ્દના અર્થ વિશે નરસિંહરાવ, ન્હાના લાલ વ૦ ની ટીકાઓ ધ્યાનમા લઇને પ્રો ઠાકોરે આ પંક્તિનો નવો પાઠ આમ મૂક્યો છે

થયો ભેરી ડંકો, કદિ દિન કરે રાજપુત કે ?

આથી ગદ્યાર્થ ચોક્કસ થયો પણ 'ભેરી' જેવુ વિશેષણ મૂક્યા છતા, રનવિલક્ષણતાથી વ્યજિત થતો કાવ્યાર્થ તો ગયો જ

હવે આપણે યતિસ્થાન પહેના તીવ્ર અનુનાસિક તેમ જ સયુક્ત સ્વરો આવતા ન હોય તેવી પંક્તિ એ જોઇયે કલાન્ત, પાર્વતીની સ્તુતિ કરતા, તેને આમ વર્ણવે છે

વારવાર લઈ જટાલટ લલા | ટે ચદ્રમા ઢાકતી,
(કલાન્ત કવિ, 'સ્તુતિ', પૃ. ૧૧૩)

આવા સાદા સ્વરો પછી યતિભંગ થાય તેને આપણે static સ્થિત્યાત્મક યતિભગો કહી શકિયે આવા યતિભગો થાય ત્યા પંક્તિની ગતિ અણધાર્યે સ્થળે તૂટી પડતી હોય તેવુ લાગે છે પણ અહીં જો આપણે ધ્યાનપૂર્વક જોશુ તો જણાશે કે વેગીના વર્ણનોમા રાચતા આ કવિની instinct સહજ-બુદ્ધિ 'લલાટ' શબ્દ વચ્ચે યતિ આવવાનો છે તેની તૈયારીમા પંક્તિની શરૂઆતથી જ, 'આ' ના આવર્તન ઉપરાન્ત, 'લ-ટ' નો પૂલ રચનામા ગુથાઇ ગય છે | આવા યતિભગમા પંક્તિની ગતિ આમ સચવાઈ રહે આવા યતિભગને નિર્દોષનિર્ગુણ યતિભગ ગણી શકાય

છેવટે, શ્રી પતીલના કેટલાક યતિભગો જોઈ જઇયે 'રધા ભગતે પકવેલી જુવાર' એ કાવ્યમા ભગત આખ્તે હારે એવો પાક થતો જોઇને ખેતરનુ રખવાળુ કરવા રખાને રોકે છે, અને પોતે આશ્ચર્યે હૈયે ઘેર માળા ફેરવે છે રખવાળની છેતરપિંડીને લઈને પાક થોડો ઊતરે છે તે કવિ આમ વર્ણવે છે.

તોલીને પા / ચ પણ ચુકવી વીસ દીધા મજૂરો.
(પ્રભાતનર્મદા, પૃ ૨૨)

વળી, 'હપકો' નામના તેમના બીજા એક લાક્ષણિક કાવ્યમા, પોતાના જીવનને ન સમજી શકે એવા કહેવાતા મિત્રોના સતાહ, સૂચના મહેણા, અને તેના મિત્રોથી મુક્ત થવાની અશક્યતાથી કટાળેલો કાવ્યનાયક પોતાની સ્થિતિ વર્ણવતા કહે છે

ખોઈ છે કે / ટલીક વખતે સત્ય મેં મારી નિષ્ઠા,
લેવાને જા / ળવી સનડથી પારકાની પ્રતિષ્ઠા !
(પ્રભાતનર્મદા, પૃ ૮૩)

આ ત્રણે ય દૃષ્ટાંતોમાથી પહેલામા યતિભગથી પંક્તિની ગતિ ખચકાય છે, બીજામા 'ક' અને 'ટ' જેવા કઠોર વર્ણો વચ્ચે સ્થિત્યાત્મક યતિ આવતાં પંક્તિ કપાઇને મૃતપ્રાય થાય છે પતીલ, બાયરન, અને જરા જુદી રીતે, ડનના, શબ્દ, ભાષા, છદ, પ્રાસ વ ના આવા આવા પ્રયોગોને જો કોઈ વાચક દોષ ગણી કાઢે તો એ વાચકની એ વિશેની અનનુભૂતિનૂ જ એ પરિણામ છે એમ માનવુ પડે બાયરન અને પતીલ જેવા Cynical (વાકદેખા) કવિઓનો કરુણ એટલો સભાન હોય છે કે તેને તેમની બુદ્ધિ ઉપરછલ્લા હાસ્ય અને લાપરવાઇના આછા જામા પહેરાવે ત્યારે જ એ કરુણ પ્રગટ થઈ શકે છે ઉપરકહ્યા પ્રયોગો આ બહારના હાસ્ય અને લાપરવાઇના અંગરૂપ હોય છે જેમ કે, બાયરન 'ડૉન જૂઅન'ના આઠ લીટીના એક આખા શ્લોકમા દવાનુ પ્રિસ્ક્રિપ્શન ડૉક્ટરની સદા અને પરિભાષામા ગૂથે છે આમ, આ છેલ્ના પ્રકારના યતિભગો કવિની દૃષ્ટિ અથવા કવિના કાવ્યસમસ્તમા વહેતા તેના સ્વ-ભાવથી જ સમજી શકાય. (આ અગોની ચર્ચાની સીડી ચડતા ચડતા જ કાવ્યના ભાવવહેણ અને તેના પ્રભવસ્થાન એવા કવિના માનસના મનન સુધી પહોચાય, પણ સાહિત્યના આ અત્યત ફૂટ પ્રશ્નનું સ્વતત્ર પ્રકરણ બને.) ત્યારે, આ યતિભગો એ કવિની છદને લગતી

નબળાઇને લઇને છે, કવિ એ નબળાઇને શરણે જાય છે, એમ નથી. પતીલને માટે આમ કોઇ નહિ કહી શકે. જેમાં રહીને બીજાની પ્રતિષ્ઠા ખાતર સત્યનિષ્ઠા ખોવી પડે છે, જેમાં રઘા ભગત જેવા ઉથલી પડે છે, એ જગતના રૂઢ વ્યવહારનું છંદ અહીં પ્રતીક બને છે; અને આ યતિભંગો તે કવિએ એ રૂઢિ પર કરેલા રીસભર્યા, આડકતરા પ્રહારો છે.

સારાંશ કે,

૧. દરેક યતિભંગના સ્વરૂપ અને તેની અસરનો આધાર તેની આસપાસના સ્વરવ્યંજન ઉપર રહે છે.

૨. પ્રો ઠાકોર કહે છે તેમ યતિભંગો ભાવની અસાધારણતા પ્રદર્શિત કરી શકે. ઉપરાંત, આવી કશી અસાધારણતા ન હોય ત્યારે પણ સ્વઘટનાની યુક્તિપ્રયુક્તિભર્યા નિર્દોષ–નિર્ગુણ યતિભંગોથી પંક્તિની ગતિ સચવાઇ શકે. આ રીતે, કવિના ભાવપરબ્રહ્મને વિવિધ રૂપે મૂર્ત થવામાં યતિભંગો પણ સાધનરૂપ છે.

૩. છેલ્લાં દૃષ્ટાંતોમાં જોયું તેમ કેટલીક વાર યતિભંગોનો સબંધ કાવ્યમાં અવતરતી કવિની જીવનદૃષ્ટિ સાથે પણ હોય છે.

૪. આથી કાવ્યના દરેક અંગની જેમ યતિભંગનું ય ઔચિત્ય કે અનૌચિત્ય તે જ સ્થાન જોઇને વિચારી શકાય

ભૃગુરાય અંજારિયા

卐

# પરિષદ–પ્રવૃત્તિ

પરિષદની મધ્યસ્થ સભાની એક બેઠક અમદાવાદમાં તા. ૧૧ માર્ચ ૧૯૪૪ ને શનિવારના રોજ સાંજે ચાર વાગે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના મકાનમાં મળી હતી. નીચેના સભ્યો હાજર હતાઃ લેડી વિદ્યાગૌરી નીલકંઠ, શ્રી કનૈયાલાલ મુનશી, શ્રી. ચૈતન્યપ્રસાદ દિવાનજી, શ્રી રસિકલાલ પરીખ, મુનિ જિન વિજયજી, શ્રી. જીણાભાઈ દેસાઈ, શ્રી. ઉમાશંકર જોષી, શ્રી. જયેન્દ્રરાવ દૂરકાળ, શ્રી. નટવરલાલ વીમાવાળા, શ્રી. કેશવરામ શાસ્ત્રી, શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ, ડૉ. હરિપ્રસાદ દેસાઈ, શ્રી. યશવંત શુક્લ, શ્રી. ભોગીલાલ પટવા, શ્રી. ગૌરીશંકર જોષી, શ્રી. રવિશંકર રાવળ, પ્રો. રામનારાયણ પાઠક પ્રો. અનંતરાય રાવળ, પ્રો નવલરામ ત્રિવેદી.

લેડી વિદ્યાગૌરીએ પ્રમુખસ્થાન લીધું હતું. આરંભમાં પરિષદમંત્રી શ્રી. દિવાનજીએ આગલી સભાની નોંધ વાંચી સંભળાવી હતી, જેના પર પ્રમુખશ્રીએ સહી કરી હતી. તે પછી પરિષદના મંત્રી શ્રી. ચંદ્રશંકર શુક્લના રાજીનામા અંગેનો પ્રશ્ન ઉપસ્થિત થતાં તેમનું રાજીનામુ વાંચી સંભળાવવામાં આવ્યું હતું. સભાએ રાજીનામાનો સ્વીકાર કરીને શ્રી. શુક્લની જગાએ પ્રો. જયન્તકૃષ્ણ હ. દવેની નિમણૂક સર્વાનુમતે કરી હતી.

તે પછી શ્રી. કનૈયાલાલ મુનશીએ સ્વ. સર લલ્લુભાઈ આશારામ શાહના સ્મારક અંગેનો ઠરાવ રજૂ કર્યો હતો. એ મહાન ગુજરાતીના યોગ્ય સ્મારક રૂપે એમનું જીવનચરિત્ર રચાવવાના ઠરાવનો સભાએ સર્વાનુમતે સ્વીકાર કર્યો હતો.

પરિષદના વડોદરા અધિવેશનમાં થયેલા મુખ્ય ઠરાવોના અમલ વિશેની વિચારણા તે પછી હાથ ધરવામાં આવી હતી. સભાએ તત્કાલ તો ગુજરાત યુનિવર્સિટી વિશેના ઠરાવ ઉપર લક્ષ આપ્યુ હતું. એ સંબંધમાં નીચે મુજબ ઠરાવ શ્રી. કનૈયાલાલ મુનશીએ રજુ કર્યો હતો: "ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ ગુજરાત યુનિવર્સિટી મંડળની જે રચના કરી છે તેને આ સભા આવકારે છે ને સફળતા ઇચ્છે છે" આચાર્ય જિનવિજયજી મુનિએ એને ટેકો આપ્યો હતો થોડીક ચર્ચા પછી એ ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો તે પછી પ્રમુખશ્રીનો આભાર માની સભા વિસર્જિત થઈ હતી.

## સ્વ. ગોવિંદ સ્વામી

"ફાલ્ગુની" ત્રૈમાસિકના એક સંપાદક ને આશાસ્પદ યુવાન કવિ ડૉ. ગોવિન્દ સ્વામીનું પચીશ વર્ષની ભરયુવાન વયે ટાઈફોઈડ ને મેનિનજાઇટીસના રોગથી અકાળ અવસાન થયુ છે

# સંયુક્ત વ્યંજનના ઋજુભાવનો પ્રાચીનતમ પુરાવો

ગુજરાતી, પશ્ચિમ રાજસ્થાની, હિંદી, મરાઠી વગેરે જેવી કેટલીક નવી ભારતીય-આર્ય ભાષાઓનુ તેમની અપભ્રંશકાલીન પૂર્વ ભૂમિકાથી તેમને નોખી તારવનારુ એક આગવુ લક્ષણુ એ કે આ ભાષાઓમા આગની ભૂમિકાનો આતરસ્વરીય સયુક્ત વ્યજન અમુક શરતોને અનુસરીને ઋજુભાવ પામે છે ને ઘણુખરુ એના વ્યજનની પૂર્વે રહેલો સ્વર મૂળે હ્રસ્વ હોય તો દીર્ઘ બને છે આ લાક્ષણિકતા ગુજરાતી પૂરતી પહેલવહેલી ક્યારે દેખા દે છે એ બાબતની તપાસ કરતા ટર્નરે આ વલણ ઈ સ ૧૩૦૦ ની આસપાસમાં પ્રચારમા આવ્યુ હોવાનો મત દર્શાવેલો નરસિંહરાવે તેમના વિલ્સન-વ્યાખ્યાનોના બીજા ગ્રથના સોળમા પાન પર આ વિષયની ચર્ચા કરી ટર્નરે આપેલી સમયમર્યાદાથી પચીશેક વરસ પછી એ ઋજુભાવનુ વલણ ગુજરાતીમા વિકસવા લાગ્યુ હોવાનુ જણાવ્યુ છે * પણ હવે તો ઇસવી બારમી સદીના અતનો—એટલે અદ્યાવધિ ઉપલબ્ધ જૂની ગુજરાતી સાહિત્ય-કૃતિઓમા પ્રાચીનતમ—શાલિભદ્રસૂરિકૃત **भरतेश्वर बाहुबलि रास** ( સપાદક શ્રી જિન વિજય મુનિ ) આપણી પાસે છે, અને તેમા સયોગના ઋજુભાવનુ વલણ આપણને અસદિગ્ધ સ્વરૂપમા જોવા મળે છે શ્રી. કેશવરામ શાસ્ત્રીએ પણ ‘ આપણા કવિઓ ’ -ના એક પરિશિષ્ટમા આ વસ્તુ નોધી છે એટલે ઇસવી બારમી સદીના પૂર્વાર્ધ પછીથી એ વલણે તત્કાલીન ‘ ગુજરાતીઓ ’ ની બોલીમા વિકાસ-વિસ્તાર સાધવાનો આરભ કરી દીધો હોવાનો મત સાધાર સ્થાપિત થયો ગણાય

પણ થોડાક સમય પર પ્રકાશિત થયેલા એક સસ્કૃત કથાગ્રથમા મળતા એક વિલક્ષણ શબ્દને આધારે આ મર્યાદા બસોએક સાલ હજી પણ આગળ ઠેલી શકાય એવુ કાર્હક લાગે છે ગયે વરસે જ ડૉ. આ ને ઉપાધ્યે સપાદિત હરિષેણાચાર્યકૃત **बृहत्कथाकोश** વિસ્તૃત ને સશોધનસમૃદ્ધ પ્રવેશક સાથે સિંઘી જૈન ગ્રથમાળાના સત્તરમા ગ્રથાક તરીકે ભારતીય વિદ્યાભવન તરફથી પ્રકાશિત થયો પ્રસ્તુત ગ્રથના પા ૯૪–૧૧૨ પર કથાકોશમા પ્રયુક્ત સસ્કૃત ભાષાની લાક્ષણિકતાઓનુ પ્રતિપાદન કરવામા આવ્યુ છે જૈન ગ્રથકારોને હાથે મધ્ય યુગમા રચાયેલી ઘણીયે સસ્કૃત સાહિત્યકૃતિઓની ભાષા પ્રાકૃતના તેમજ તત્કાલીન લોકબોલીઓના ગાઢ પાશવાળી છે અને આથી વિદ્વાનોએ તેને ‘ જૈન સસ્કૃત ’ એવી વિશિષ્ટ સજ્ઞા આપી છે કથાકોશની ભાષામા મળતા આવા જૈન સસ્કૃતના ( એટલે કે પ્રાકૃત કે લોકબોલીઓની અસરવાળા ) શબ્દો, રૂપો પ્રયોગો વગેરેની વિગતી નોધ ડૉ ઉપાધ્યેએ પ્રવેશકના ઉપર્યુક્ત વિભાગમા આપી છે આમા એક વર્ગ એવા શબ્દોનો છે જેમા પ્રાકૃત કે લોકબોલીના અમુક શબ્દના ઘટક ધ્વનિઓને જે ધ્વનિવલણોને વશવર્તી સસ્કૃતમાથી પ્રાકૃતાદિ ભૂમિકામા તે આવ્યા તે વલણોને આધારે ઊલટા બદલી, તે શબ્દનુ સસ્કૃતીકરણ કરવામા આવ્યુ છે ઉ ત પ્રાકૃત **पाणहा** કે વિસ્તારિત **पाणहिआ** શબ્દ પગરખા ’ના અર્થમા જાણીતો છે ને તે સસ્કૃત ( उ )**पानह्** ( સ્ત્રી ) પરથી આવ્યો છે પણ **पाणहिआ**ની આ વ્યુત્પત્તિ પ્રત્યે દુર્લક્ષ થતા, ને મૂળનો **प्र** પ્રાકૃતમા **पा** તરીકે, °**र्न**° એ °**ण**° તરીકે ને °**ता**° એ °**आ**° તરીકે આવતો હોવાના નિયમને આધારે ‘પાછે પગલે’ ચાલીને **पाणहिआ**ના સસ્કૃત મૂળ તરીકે **प्राणहिता** ( લૌકિક વ્યુત્પત્તિને આધારે ‘ પ્રાણ માટે હિત કર ’ ! ) શબ્દ ઘડી કાઢવામા આવ્યો, જે કથાકોશમા ‘ ઉપાનહ ’ ના અર્થમા પ્રયુક્ત થયો છે ! આ પ્રકારની પ્રતિઘડતર (Back-formation) ની પ્રક્રિયાને અવગમીને સધાયેલા કથાકોશના શબ્દોમા એક ખાસ ધ્યાનપાત્ર શબ્દ છે **मालत्तिका** ( કથાનક ૧૦૬, શ્લોક ૭૮ —દષ્ટ્વા

* વિલ્સન-વ્યાખ્યાનો ગ્ર ૧ પા ૩૯૧-૨ પર નરસિંહરાવ આ વલણ ઠેઠ પાણિનીના સમય પહેલાથી બીજરૂપે અસ્તિત્વમા હોવાનુ કહે છે પણ તેમા તેમણે ભિન્નભિન્ન સ્વરૂપના બે ત્રણ ધ્વનિવલણો વચ્ચે ગરબડ કરી નાખી છે અને નીચે વપરાયેલો શબ્દ તો ચોકખો ‘ અર્વાચીન ’ છે

मात्सलिका भूमौ पतितास्तज्जन्मान्तरात्।
“તેની જટા વચ્ચેથી માછલીઓ ભોંય પર પડેલી જોઈને—’ ) ગુજ શબ્દ માછલી સાથે સરખાવતાવેંત સ્પષ્ટ થશે કે मात्स ल्लिका પ્રતિ-ધડતરનુ જ એક ઉદાહરણ છે સસ્કૃત मात्स्य પ્રાકૃતમા मच्छ રૂપે આવે છે પછી बघल, पगुल વગેરેની જેમ સ્વાર્થિક °ल ભળતા થાય *मच्छल, ને વિસ્તારિત સ્ત્રીલિંગ *मच्छलिया હવે, કથાકોશનો मात्सलिका શબ્દ આ *मच्छलिया પરથી ન ઘડી શકાય, કારણ *मच्छलिया પરથી मत्सलिका જ પ્રતિઘડતર દ્વારા મળે, मात्सलिका નહીં मात्सलिकाની જેમ, તેના પાયામા રહેલા શબ્દમા પણ मा° હોવો જોઈએ અને આ मा°, मच्छलियाना मच्छ° અશનું સયોગ-ઋજુત્વ ને પૂર્વસ્વર-દીર્ઘત્વના વલણને આધારે माछ° થાય ત્યારે જ આવી શકે સસ્કૃત °त्स°નો પ્રાકૃતમા °च्छ° ( वत्स-वच्छ વગેરે ) થતો હોવાથી પ્રતિ-ઘડતરમા माछली કે माछलियाना °छ° ને સ્થાને °त्स° મૂકતા मात्सलिका શબ્દ બને આમ मास लिकाना આધાર-શબ્દ તરીકે माछली કે माछ लिया સિદ્ધ થતાં माछ° અશમા મૂર્ત થતુ ઋજુ ભાવ ને પૂર્વદીર્ઘતાનું વલણ કથાકોશકાર હરિષેણના સમયની લોકભાષામા સક્રિય હતુ એ અનુમાન સહજ બને છે હરિષેણ ઘણુ કરીને વઢવાણનો રહેવાસી હતો અને તેણે કથાકોશની રચના ઈ સ ૯૩૧-૩૨ મા કરેલી આથી ઈસવી દસમી સદીના આરભની ગુજરાત ની લોકબોલીમા પૂર્વસ્વરના દીર્ઘીકરણ સાથે સયુક્ત વ્યજનના ઋજુભાવનુ વલણ જાણીતુ હતુ એમ ફલિત થાય

છેવટમાં એક આડવાતની નોધ લઈ લઈએ કે અર્વા ગુજ શબ્દ માછલીના અત્યારમા રહેલો ळ મૂળ તરીકે ल्ल ની અપેક્ષા રાખે છે, કારણ મૂળનો °ल्ल° જ અર્વા ગુજ મા °ल° તરીકે આવી શકે, મૂળના °ल°નો તો અર્વા ગુજ મા ळ° થાય એટલે मासलिकाના મૂળમા રહેલો લૌકિક શબ્દ એકવડા લકારવાળો હોવાથી અર્વા ગુજ માછલીના સીધા પૂર્વજ તરીકે તે ન હોઈ શકે, જ્યારે મરાઠી मासळीનો ळकार તેને मासलिकाના આધારભૂત શબ્દની વધારે નિકટમા મૂકી દે છે

હરિવલ્લભ ભાયાણી

# પુસ્તક-પરિચય

**ગૂજરાત સાહિત્ય સભાની કાર્યવહી, ૧૯૪૨-૪૩-[ પ્રકાશક ગૂજરાત સાહિત્ય સભા, એલિસબ્રીજ ... અમદાવાદ ]**

પ્રતિવર્ષ જેમ આ વર્ષે પણ ત્રણ વિભાગમાં વહેંચાયલી આ કાર્યવહીના પ્રથમ વિભાગમાં આપણા વાઙ્મયના લગભગ દોઢસો જેટલા ગ્રથોની સમીક્ષા ત્રણ પ્રતિષ્ઠિત અધ્યાપકો દ્વારા રજુ થઈ છે પ્રો મનસુખલાલ ઝવેરીએ લલિત વિભાગનું, પ્રો સુદરજી બેટાઈએ લલિતેતર વિભાગનુ ને ડૉ યશવત નાયકે વિજ્ઞાન વિભાગનું અવલોકન કર્યું છે પ્રો મનસુખ લાલ ઝવેરીનુ અવલોકન-એમની સુદર છતા સસ્કૃત પ્રચુર શૈલીને દોષ જો ન ગણીએ તો—સ્વસ્થ તટસ્થ નીડર સમતોલ ને તલસ્પર્શી બન્યુ છે, જો કે તુલના ક્યાક નમી પડતી હોય, ક્યાક અતિવિસ્તાર થઈ જતો હોય, એમ લાગે છે ખરૂ ક્યારેક સક્ષેપ સધાવા જતા વિવેચન સપાટી પર તરતું ને બહિરગને વિશેષ સ્પર્શતુ બની ગયાનો આભાસ પણ થાય છે છતા એકદરે એમની સમીક્ષા અભ્યાસનિષ્ઠ ને સળગ રસવાહી છે

લલિતેતર વાઙ્મયના સમીક્ષક પ્રો બેટાઈની સમીક્ષા ઋજુ ને સાદ્યન્ત સનિષ્ઠ હોવા છતા એમનુ અવલોકન કદીક વિષયથી દૂર કે અળગુ જઈને છેક પ્રસ્તુત નહીં એવી વિવેચનસિદ્ધાતની માડણી વિશેષ કરતુ હોય એવુ લાગે છે મૂળે કગાળ આપણુ લલિતેતર સાહિત્ય આ વર્ષે પણ જૂજ ફાલ ઉતારી શક્યુ છે તેથી જ ક્વચ એકાદો સરસ ગ્રથ વાટમા આવી મળતા સમીક્ષક આનદથી થભી જાય છે પણ આમ થવાથી વિવેચન ક્યાક અતિવિસ્તૃત પુનરુક્તિભર્યું અને સારરૂપ બની જાય છે તે ઔદાર્ય ક્યાક ઉચ્ચગ્રાહને ભોગે સધાતુ હોય એમ લાગે છે

વિજ્ઞાનવિભાગના સમીક્ષક શ્રી યશવત નાયકને માત્ર બારેક ને શુદ્ધ વિજ્ઞાનના તો માડ ત્રણેક પુસ્તક મળ્યા છે પણ એમની સમીક્ષા સુવાચ્ય ને સતોષક છે અત્યાર સુધીમા પ્રગટ થયેલ તમામ વિજ્ઞાન ગ્રથોની એક સૂચિ તૈયાર કરવાનુ એમનુ સૂચન મહત્વનું છે

બીજા વિભાગમા સાહિત્યસંશોધન કવિતા તત્ત્વ જ્ઞાન કેળવણી વગેરે જુદા જુદા વિષયો પરના શ્રી રા વિ પાઠક, શ્રી કે કા શાસ્ત્રી, શ્રી ધૂમકેતુ શ્રી ઉમાશકર જોષી, શ્રી અનતરાય રાવળ અને શ્રી રતિલાલ ત્રિવેદીના મહત્ત્વની માહિતી પૂરી પાડતા વાર્તાલાપો છે શ્રી ઉમાશકરે પ્રાચીન ગૂજરાતીના અપભ્રશથી માડીને આધુનિક કાળ સુધીના યુગવિભાગ પાડીને ઈ સ ૧૫ મા સૈકા પહેલાની ભાષાને 'અપ ભ્રશકલ્પ' ને 'મારુગુર્જર' કહી છે એ આખી ચર્ચા મૌલિક ને મહત્ત્વની બની રહે છે "પ્રાચીન કાવ્ય ત્રૈમાસિક અને કાવ્યમાળા" ને લગતો શ્રી કે કા શાસ્ત્રીનો લેખ પણ વિગતો, હકીકતો અને નવા વિધાનોને કારણે એવો જ મહત્ત્વનો છે આ ઉપરાંત શ્રી નટવરલાલ દેસાઈ, શ્રી પ્રસન્ન વકીલ ને ડૉ હરિપ્રસાદ દેસાઈના લેખો પણ માહિતીપૂર્ણ છે સમીક્ષાના ગાભીર્યનો ભાર શ્રી ધનસુખલાલ મહેતા અને શ્રી જ્યોતીન્દ્ર દવેનો પદ્યમય પત્રવ્યવહાર ઘણો હળવો કરી આપે છે

સમગ્રે, કાર્યવહી અભ્યાસીઓને સતોષે તેવી છે

ઉપેન્દ્ર પંડ્યા

*

રણાગણ –[ લેખક શ્રી વિશ્રામ બેડેકર અનુવાદક શ્રી ગોવિંદરાવ ભાગવત, પ્રકાશક ધી મહાગુજરાત, પબ્લિશિંગ કં લિમિટેડ, ફિરોજ શાહ મહેતા રોડ, મુમ્બઈ ૧, મૂલ્ય બે રૂપિયા ]

વિશ્વનુ પ્રપચી રાજકારણ નિશ્ચિન્ત મને નિર્દય તાથી માનવહૃદયના અતિશય કૂણા ભાવોને રોળી નાખે છે તેનુ ભીષણકરુણ આલેખન આ વાર્તામા થયુ છે આતરરાષ્ટ્રીય સમધની ભૂમિકા ઉપર એની માડણી થઈ છે માત્ર અગિયાર જ દિવસની સમયાવધિમા ને આગબોટના વાતાવરણમા વાર્તાને રમતી મેલવામા આવી છે નાયક એક ફરેલ હૃદયની કટુતાને બહારની બેદરકારીમા છુપાવતો, ધૂર્ત, રસિક મોજીનો પણ મર્માઘાત વના સવેદન પટુ, સ્નિગ્ધ ને ઉદાર બની શકતો હિંદુ–બ્રાહ્મણ છે જગતની સર્વ પ્રકારની અનીતિનો એને પ્રત્યક્ષ અનુભવ છે, અનીતિનો એને ચસકો નથી તેમ નીતિના પ્રચલિત ધોરણોનો એને આગ્રહ પણ નથી, વ્યવહારક્ષમ માનવતા ને પુરુષોચિત વીરત્વ એના મુખ્ય આકર્ષણો છે નાયિકા હિટલરના શાસને દેશનિકાલ કરેલી ને તો યે હિટલરના દુશ્મનસઘે કલમને ગોદે જ દુશ્મન ઠેરવેલી જર્મન યહુદણ છે સ્વાભાવિકતાથી, સ્ત્રીસહજ આર્જવ અને કોમળતાથી, એના જીવનમા સમાયેલી વેદનાથી અને યુરોપની મુક્તિની આમોહનામા ખીલેલી પ્રગલ્ભતાથી નાયકની ઉદ્દડતાના કવચને એ ભેદે છે પરતુ માનવીએ રચેલુ વિશ્વનુ રાજકારણ નિયતિસમી કઠોરતાથી બન્નેને વિખૂટા પાડે છે નાયિકા આત્મહત્યા કરે છે

લેખકે વિશ્વના રાજકારણના ને માનવીના હૃદયના આતરપ્રવાહોનો સૂક્ષ્મ અભ્યાસ કર્યો છે એ તો સાવ સ્પષ્ટ છે નાયકના આત્મકથન રૂપે રજૂ થયેલી વાર્તામા શૈલી પણ નાયકને છાજે તેવી–બેદરકારીભરી, ને ખડિત છે એ શૈલી, એ આગ બોટનુ વાતાવરણ, માદલી મનોદશા ને વેવલા વેડાનો એ અભાવ ને પ્રબળ હૃદયાવેગમાથી પ્રગટતા રોમાચક પ્રસગો કે પરિસ્થિતિમાથી પ્રગટતા હૃદયદ્રાવક કે હાસ્યજનક પ્રસગો—એ સર્વનો આસ્વાદ કરી રહ્યા પછી એક જ વાતનુ ભાન થાય છે આટલુ બધુ સામર્થ્ય બહુ ઓછા હિંદી લેખકો બતાવી શકે છે

ભાષાન્તરમા દૂષિત પ્રયોગો અને અશુદ્ધિઓનો કઈ પાર રહ્યો નથી પરિણામે મૂળના રસને તો માત્ર કલ્પીને જ ચલાવી લેવુ પડે છે છતા મૂળનુ પોતાનું સામર્થ્ય એટલુ બધુ છે કે એ વ્યક્ત થયા વિના રહેતુ જ નથી

—ય. શુ.

*

**અહિંસાની તાલીમ**–[ લેખક શ્રી રિચર્ડ ગ્રેગ, અનુવાદક શ્રી ચદ્રશકર શુકલ, પ્રકાશક નવજીવન પ્રકાશન મદિર, અમદાવાદ, મૂલ્ય ૭ આના ]

શ્રી ગ્રેગના A Discipline for Non-violence એ પુસ્તિકાનો આ અનુવાદ છે

ગાંધીજીએ એને સત્યાગ્રહની ગંગોત્રી ગણી છે. લેખકે આરંભમાં સરકારી તાલીમના કેટલાક સૂચક મુદ્દાઓ દર્શાવીને પ્રતિપાદન કર્યું છે કે એવી તાલીમમાં હિંસક શસ્ત્રોને બદલે અહિંસક ઉપાયો પ્રયોજવાથી, વિવેકે કરીને નિયમિત રીતે અને સમજપૂર્વક કરેલ વ્યાયામથી સ્વમાન, સ્વાશ્રય, સંકલ્પબળ, સંયમ, ત્યાગ, તિતિક્ષા, ધૈર્ય, શાંતિ, સંપભાવના વગેરે વ્યક્તિગત અને સામાજિક ગુણો ખીલે છે. શારીરિક તાલીમથી અને સદ્‌જ્ઞાન શાસ્ત્રશુદ્ધ ચર્યાથી સત્યાગ્રહદ્વારા હિંસારહિત સુશ્લિષ્ટ સમાજરચના કેવી રીતે થઈ શકે એનો [illegible] જ નીપજી શકે તેવો આશાપૂર્ણ બોધ લેખકે કર્યો છે. મર્યાદિત ક્ષેત્રમાં જે ભાવના સફળ નીવડી છે તેનો વ્યાપક પ્રયોગ પણ એવો જ સફળ નીવડશે એ શ્રદ્ધા આ પુસ્તિકામાં ગર્ભિત છે. પુસ્તિકાને વ્યાયામ કે વ્યાયામયોગની ફિલસૂફી કહી શકાય, એટલી બધી પારમાર્થિક જીવનદૃષ્ટિ એમાં સમાયેલી છે. આજ સુધીમાં જે મને દેખા દેવાઈ છે તેને એમાંની ભાવના કે વિચારસરણી ગળે ન ઊતરે એમ બને, પણ ત્યારે એની અપીલ પણ ગંભીર સત્યશોધકો વાસ્તે જ હોઈ શકે.

અનુવાદકે મૂળને અનુસરતો સુવાચ્ય સરળ અનુવાદ કર્યો છે ને અંતે પરિશિષ્ટ રૂપે ઓસ્વાલ્ડ સ્પેન્ગ્લરના Man and Technics નામના પુસ્તકમાંથી આ પુસ્તકની વિચારસરણીનું સમર્થન કરતા એક આકર્ષક અને મનનીય પ્રકરણનો અગત્યનો ભાગ ઉમેરીને પુસ્તકની ઉપયોગિતામાં પણ ઉમેરો કર્યો છે.

—ય. શુ.

*

**માનવહૈયાં**—[ લેખક શ્રી ચાંપશી ઉદ્દેશી, મુખ્ય વિક્રેતા મેસર્સ એન એમ ઠક્કરની કંપની, મુંબઈ ૨, મૂલ્ય દોઢ રૂપિયો ]

આ નવલકથા—વસ્તુત એક જ મુખ્ય ભાવને સ્પર્શતી લાંબી વાર્તા—વિશે લેખકનો આ પ્રમાણેનો દાવો છે "આ કૃતિમાં મેં પ્રૌઢપ્રેમ આલેખવાનો મેં પ્રયાસ કર્યો છે. આ કથામાં છે તેવા પ્રકારનું વસ્તુ લઈને ભાગ્યે જ કોઈ નવલ આપણી ભાષામાં લખાઈ હશે." વસ્તુની નવીનતા પરત્વેનો લેખકનો દાવો સ્વીકારી શકાય તેમ છે. પ્રૌઢપ્રેમને જ વિષય કરતી વાર્તાઓ આપણે ત્યાં ઝટ નજરે ચડતી નથી એ ખરું, પણ આ વાર્તામાં લેખકની પ્રેમ અને રસિકતા વિશેની કલ્પના સૂક્ષ્મ અને ગૌરવયુક્ત નહિ હોવાથી, વળી અસમગ્રવહેલો અને અકસ્માતો ઉપર વધારે રચાઈ છે તેથી એમાં સંક્રમ દેખાતો નથી. એક મહત્ત્વના વિષયને લેખકે માત્ર આછો સ્પર્શ કર્યો છે. ધીરજથી, કૌશલથી, માનવહૃદયના પડેપડ ઊકલે એવી [illegible] વિષયને લેખક વિચારી શક્યા નથી. છતાં સંવાદમયતા ને પ્રસંગપરંપરાથી, નાવીન્ય ને કુતૂહલપ્રેરકતાથી, ને ભાષાની પ્રવાહિતાથી વાચન રસ છેવટ સુધી જળવાઈ રહે છે એટલું કૃતિને પક્ષે કહી શકાશે.

—ય. શુ.

*

## સાહિત્ય-સમાચાર

—શ્રી કનૈયાલાલ મુનશીની આત્મકથાનું ત્રીજું પુસ્તક "સીધાં ચઢાણ" (ભાગ ૨ જો) ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલયે પ્રગટ કર્યું છે.

—શ્રી કનૈયાલાલ મુનશીનાં પ્રસંગ વ્યાખ્યાનોનો સંગ્રહ "આદિવચનો" (ભાગ ૨ જો) સાહિત્ય પરિષદ તરફથી ભારતીય વિદ્યાભવને પ્રગટ કર્યો છે.

—ભારતીય વિદ્યાભવન તરફથી ડૉ. રાધાકૃષ્ણનના ધર્મવિષયક લેખોના અનુવાદરૂપે શ્રી ચંદ્રશંકર શુક્લ લિખિત "ધર્મોનું મિલન" એ પુસ્તક પ્રગટ થયું છે.

—શ્રી ચુનીલાલ વર્ધમાન શાહની સત્યઘટનાપૂર્ણ કથા 'ભસ્મરેખા" ગાંડીવ કાર્યાલયે પ્રગટ કરી છે.

—શ્રી ભોગીલાલ ગાંધી (ઉપવાસી)નો કાવ્યસંગ્રહ "સાધના" નામે શ્રી ઉમાશંકર જોષીની પ્રસ્તાવના સહિત પ્રગટ થયો છે.

મુદ્રક અને પ્રકાશક યશવન્ત પ્રા શુક્લ ભારતીય વિદ્યાભવન હાર્વે રોડ, મુંબઈ
મુદ્રણસ્થાન મુંબઈ વૈભવ પ્રેસ, સૅન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબઈ ૪

# ગૂજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા

[ સ્વ. શ્રી. મોતીસિંહજી મહીડાના સ્મરણાર્થે અપાયેલી સહાયથી ]

: સંપાદકો :

ચીમનલાલ શાહ

યશવન્ત શુક્લ

| પુસ્તક ૨ અંક ૯ | જુન, ૧૯૪૪ | મૂલ્ય ત્રણ આના વર્ષના બે રૂપીઆ |
|---|---|---|

## પુસ્તક પ્રકાશન

ગુજરાતી ભાષામાં સખ્યાબંધ પુસ્તકો હવે પ્રગટ થવા લાગ્યાં છે. તેમાં વિવિધતા પણ આવી છે. પરંતુ કેટલાક વિષયો પર લખનાર કે પ્રગટ કરનાર હજુ દેખાતા નથી. અત્યારે સ્થિતિ એવી છે કે લેખકો જાતે મનગમતા વિષયો પર પુસ્તક લખી જાતે પ્રસિદ્ધ કરે અગર પ્રકાશક પાસે બહાર પડાવે; કેટલીક ગ્રંથ-માળાઓના સંચાલકો પોતાને તેમજ ગ્રાહકોને રુચતાં પુસ્તકો પ્રગટ કરે; તે ઉપરાંત ગુજરાતી ભાષાસાહિત્યના ઉત્કર્ષ માટે કાર્ય કરતી સંસ્થાઓ નિષ્ણાતો પાસે ગ્રંથ લખાવી પ્રસિદ્ધ કરે. આ સર્વ પ્રકાશનોમાં પ્રથમના બે વર્ગમાં વાર્તાઓ—નાટકો—કવિતાઓનો ફાલ મુખ્યત્વે જણાય છે. જેમાં ખાસ અભ્યાસ અને વિદ્વત્તાની જરૂર પડે તેવાં પુસ્તકો છેલ્લા પ્રકારની સંસ્થાઓ રચાવી શકે અથવા રચનારાને બહાર પાડી શકે. એ સંસ્થાઓ તે ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી, સાહિત્ય પરિષદ, ફૉર્બસ સભા, ગુજરાત સાહિત્ય સભા, ભારતીય વિદ્યા ભવન, ગુજરાત સંશોધક મંડળ, સસ્તુંસાહિત્ય વર્ધક સંસ્થા, તેમજ કેટલાંક દેશી રાજ્યોની સહાયતાથી પ્રસિદ્ધ કરનાર મંડળો વગેરે છે.

હવે એવો સમય આવ્યો છે કે આ છેલ્લી સંસ્થાઓએ આ પ્રવૃત્તિનો સમન્વય કરી યોજના પૂર્વક પુસ્તકો રચાય એવી વ્યવસ્થા કરવાની અથવા કાર્યના વિભાગ પાડી નહીં ખેડાયેલા વિષયો પર પ્રમાણભૂત પુસ્તકો રચાવવા તરફ ધ્યાન આપવાની જરૂર છે. આમાં કેટલીક ભારે મુશ્કેલીઓ છે. સંસ્થાઓ પાસે નાણાં અમુક બાબતો પર લખાણ કરાવવા માટે જ આપેલાં હોય એમ કોઈવાર બને છે; કોઈ વખત સંસ્થા તરફ મમત્વ ધરાવનારને અમુક વિષય તરફ જ પક્ષપાત હોય; કોઈ કોઈ વિષયો માટે લેખકો પણ તૈયાર ન હોય આવી અનેક મુશ્કેલીઓ છે એ સ્વીકારવા છતાં જો ભાષાસાહિત્યની સાચી પ્રગતિ કરવી હોય, સાહિત્યને સમૃદ્ધ બનાવવું હોય તો માત્ર નાનીમોટી વાર્તાઓ કે માત્ર હળવું સાહિત્ય અથવા એક જ જાતનું સાહિત્ય રચાય તે બસ નથી. એ પ્રકારનું સાહિત્ય તો અલબત્ત વાંચનારાની માગ મુજબ વધવાનું અને સર્વ દેશોમાં એ સૌથી વધારે પ્રમાણમાં રચાય છે એ જાણીતી વાત છે. તેને માટે કોઈ યોજનાની પણ જરૂર નથી.

ગુજરાત વિદ્યાપીઠ તરફથી પુસ્તક-પ્રકાશનની કાંઈક યોજના થએલી તેનો જોડણીકોશ એ એક અતિ મહત્ત્વનું પુસ્તક છે તથાપિ ગુજરાતી ભાષામાં સર્વાંગસંપૂર્ણ કોશ હજી લખાયો નથી. કોઈ ધનવાન સંસ્થા પાંચસાત વર્ષ સતત નિષ્ણાતોને રોકે તો જ આ કાર્ય પૂરું થાય તેમ છે ઇતિહાસ, અર્થશાસ્ત્ર, નાગરિકશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, ફિલસુફી, ઇતિહાસ, વિજ્ઞાનના વિભાગો જેવા કે ભૌતિકશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર, જીવવિજ્ઞાન ઇત્યાદિ; તદુપરાંત ગણિત, ભૂગોળ, ભૂસ્તર, ખગોળ વગેરે વગેરે; આ સર્વ વિષયોના ગ્રંથો પણ મૌલિક સ્વરૂપમાં રચાવા જોઈએ. આ ગંજાવર કામ કોણ ઉપાડશે? શિષ્ટ સાહિત્ય, વિજ્ઞાન સાહિત્ય વગેરે નહીં રચાય ત્યાં સુધી ઉચ્ચ અભ્યાસને વેગ મળવો શક્ય નથી. આ વસ્તુ દૃષ્ટિ સમક્ષ રાખવાની અતિ આવશ્યકતા છે. એ દિશામાં કાર્યસાધક પદ્ધતિ ગ્રહણ કરી, મતમતાંતરને કોરે મૂકી, એક જ ધ્યેય લક્ષમાં રાખી આપણા વિદ્વાનો વાઙ્મયની સાચી સેવા કરવા તરફ પ્રેરાય એવી તેમને સવિનય વિજ્ઞપ્તિ છે.

વિદ્યાબહેન ર. નીલકંઠ

# છૂટા મણકા

## કાવ્યપરિશીલન : અંતર્વ્યાયામ

Poetry strengthens the faculty which is the organ of the moral nature of man, in the same manner as exercise strengthens a limb

P B Shelley

માણસ ગમે તે ધંધો કરતો હોય, તે ધંધામાં બધાં અંગોને તો કસરત ન જ મળે એકાદ અંગને વિશેષ મળે પણ શ્રમની તુલા સાચવવા માટે વ્યાયામની જરૂર છે વ્યાયામથી અંગો દૃઢ અને પ્રફુલ્લ થઈ વ્યાપારક્ષમ થાય છે

આ જેમ બહારની ઈન્દ્રિયો માટે સાચું છે તેવું જ અંતઃકરણને માટે પણ છે આપણા ચિત્તને પણ વ્યાયામની જરૂર રહે છે અમુક એક જ ધંધામાં — એકરસાભ્યાસથી — ચિત્તની સ્વાભાવિક ચિત્-શક્તિ બહેરી થઈ જવા સંભવ છે આસ્વાદની શક્તિ જ નથી રહેતી ઘણા ધંધાદારીઓ વિષે આ સાચું પડવા સંભવ છે જો તેઓ કાવ્યનું પરિશીલન કરતા હોય તો આમ ન બને

ત્યારે કાવ્યમાં એવો કયો વ્યાયામ છે ?

શારીરિક વ્યાયામના બધા સ્વરૂપોને બે લક્ષણ હોય છે અંગ-વિકાસ અને અંગ-સંકોચ કાવ્ય પણ આપણા ચિત્તતંત્રને વિવિધ રસોથી વિકાસ અને સંકોચનો અનુભવ કરાવી ચિત્તવૃત્તિને પ્રફુલ્લ રાખે છે અને તેને વ્યાપારક્ષમ બનાવે છે નિષ્ણાતો કહે છે કે વ્યાયામ રોગોપચાર તરીકે ઉપયોગી છે મનોરોગ* સામે કાવ્ય પણ એવી જ ગરજ સારે છે નિત્યનિયમ તરીકે વ્યાયામ જરૂરી છે—કાવ્યાભ્યાસ પણ નિત્યનિયમ તરીકે સ્વીકારવો એટલો જ જરૂરી છે કઈ કસરત મને અનુકૂલ આવશે એ વિષે કોઈ નિષ્ણાતની હું જરૂર સલાહ લઉં મારા ચિત્તના અભ્યાસી કાવ્યનિષ્ણાતની સલાહ મારે અન્તર્વ્યાયામમાં એટલી જ જરૂરી છે.

અસ્થાનવ્યાયામથી જેમ હાનિ થવા સંભવ છે તેમજ, પણ તેથી વિશેષ, અકાવ્યના સેવનથી હાનિ થવાનો સંભવ છે

કાવ્યાભ્યાસથી ચિત્ત કેવી રીતે સંકોચ અને વિકાસ અનુભવે છે તે થોડી રસચર્ચા ઉપરથી સ્પષ્ટ થશે શાંત, શૃંગાર, અદ્ભુત, હાસ્ય, કરુણ, વીર, રૌદ્ર, ભયાનક અને બીભત્સ એ રસોની નામાવલિ ઉપર નજર ફેરવતાં જ જણાશે કે પહેલા ચારમાં ચિત્ત પ્રધાનતઃ વિકાસ અનુભવે છે જ્યારે છેલ્લા ચાર મુખ્યત્વે કરીને સંકોચનો અનુભવ કરાવે છે કરુણમાં બંનેનો સુમેળ છે એથી તો એ વધારે હૃદયંગમ નહિ થતો હોય ના ?

હાસ્યમાં ચિત્તનો વિકાસ છે પણ તે મુકાબલે ક્ષણિક છે અદ્ભુતમાં પહેલી લાગણી સંકોચની અને પછી વિકાસની છે શૃંગારમાં ફક્ત ચિત્ત વિકાસ નથી—એમાં તો આત્મવિકાસ છે, જે મુકાબલે વધારે સ્થાયી અને વર્ધમાન છે શાન્તથી અનુભવાતો વિકાસ, સિદ્ધાન્તની દૃષ્ટિએ તો અમર્યાદ છે

†કરુણ પછીના રસોમાં વિકાસ નથી અનુભવાતો એમ નહિ પણ ક્રમશઃ સંકોચનું પ્રમાણ વધતું જાય છે બીભત્સમાં તો વિકાસ છે જ નહિ, ફક્ત સંકોચ જ છે ફક્ત સંકોચથી વ્યાયામ થતો નથી, એ જ પ્રમાણે ફક્ત બીભત્સથી અન્તર્વ્યાયામ મળતો નથી

શાન્તરસમાં સંકોચ નથી માટે તેને પણ સાહિત્યમાં મુખ્યરસ તરીકે નહિ ગણવો જોઈએ એવો મત કેટલાક વિવેચકોનો છે મુખ્યત્વે કરીને નાટ્યવિવેચકોનો આ વિષે આપણા કાવ્યસાહિત્યમાં જે ચર્ચા છે તે ઉપર જરા વિસ્તાર કરું છું

* મનોરોગ એટલે nervous diseases નહિ, પણ ચિત્તવ્યામોહ અગર depression વગેરે

† વીરરસમાં વિકાસ વિશેષ જણાય છે દયાવીર દાનવીર યુદ્ધવીર અને ધર્મવીર એમ જે વીરનાયકના ભાગ પાડવામાં આવે છે તે પ્રમાણે કેટલાક સંસ્કૃત સાહિત્યના વીરરસના ભાગને અર્વાચીન કાવ્યવિવેચકોની દૃષ્ટિએ કરુણમાં મૂકવા પડે એવી સ્થિતિ ઉત્પન્ન થાય છે

એક પક્ષ અષ્ટાવેત્ર રસા નાટ્યે। નાટકમા આઠ જ રસ છે, નવમો (શાંત રસ) નથી તેનુ કારણ એમ આપવામા આવે છે કે નટ પોતે શાત રસનો આસ્વાદ લઈ શકતો નથી એ તો એક સામાન્ય મનુષ્ય છે નથી એને યોગાભ્યાસ કે નથી નિર્વેદ એટને શાત માટે તેની પાત્રતા જ નથી આની સામે વિરુદ્ધ પક્ષવાળા એમ કહે છે કે નટને તો એકે રસનો આસ્વાદ લેવાનો હોતો જ નથી એટલે નાટકમા પણ (કાવ્યની માફક) નવે નવ રસ રાખવામા કશો વાધો નથી

બન્ને પક્ષની દલીલ લૂલી છે

નટને અનુભવવાનું કશુ છે જ નહિ એમ કહેવુ વ્યાજબી નથી ઘણા સફળ નટ પોતાના અનુભવ કહેતા કહે છે કે અમુક પાત્ર તરીકે કામ કરતા તે ખરેખર તન્મય અને તદ્રસ બની જાય છે અને તે જ તેમની સફળતાની ચાવી છે નટના પોતાના જ અનુભવને અપ્રામાણિક ગણવાનુ કશુ કારણ નથી

પણ આથી એમ નથી સાબિત થતુ કે શાત રસ હોવો જ જોઇએ હું બીજી રીતે દલીલ કરુ જો નાટકમા શાન્તરસ હોઈ શકતો હોય તો સાહિત્ય માથી શાન્તપ્રધાન કોઈ પણ નાટક શોધી આપો કે જે બહુ લોકપ્રિય થયુ હોય હા ઘણા નાટકોમા —ખાસ કરીને મરણાન્ત કરુણ નાટકોમા— નાટકને અંતે શાતરસનો અનુભવ કરાય છે પણ નાટકમા શાતરસ ગોચર થતો નથી

હું આ લેખની દૃષ્ટિએ નિર્ણય આપુ નાટકનું ધ્યેય લોકસમારાધનનું છે એટને રસની પસદગી ઉપર સ્વાભાવિક રીતે જ અંકુશ આવે છે એમા કરુણ હાસ્ય શૃગાર અને વીર એટના જ પ્રધાન રસ રહે છે બીજા અંગ તરીકે આવે છે શાન્ત તો અગ તરીકે પણ ભાગ્યે જ આવે છે એમા સર્વને કોપ ભોગવવાનો નથી માટે કાવ્યમા નવ રસ ખરા, કારણ કે કાવ્યનો ભોક્તા પ્રમાતા છે આપણી રસચર્ચામા પ્રમાતાનુ સ્થાન ઓછુ નથી

પ્રતાપરાય પડ્યા

શબ્દ-ચર્ચા

# પગનું પગેરું

આપણા નિત્ય વપરાશના કેટલાક સુપરિચિત શબ્દો એવા છે કે તેમનુ મૂળ તપાસવા પ્રયાસ કરશુ તો તે આપણા પ્રયાસને ભાગ્યે જ ગણકારશે નાક, ગાલ, ડોક, ડાચુ, ઘૂટણ, બાપ, બાઈ, ફોઈ વગેરે ગણાવતા થાકી જવાય તેટલા છે સગવડ ખાતર કહી નાખીએ કે એ સૌ દેશ્ય મૂળના છે, પણ એમ કહેવાથી એ શબ્દોના ઇતિહાસ બાબત આપણે પહેલા જેટલા જ અંધારામા રહીએ છીએ પણ હેમચદ્રે દેશીનામમાલામા દેશી તરીકે નોંધેલા કેટલાક શબ્દોનુ છે તેમ ઉપરનોંધ્યા જેવા કેટલાક શબ્દોને વિશે પણ એવુ હોય કે તે મૂળે સસ્કૃત (જૂની ભારતીય-આર્ય)માથી જ ઉતરી આવ્યા હોય-શુદ્ધ તદ્ભવ હોય, પણ જે ધ્વનિવિકારોને આધારે તે સધાયા હોય તે પ્રમાણમા સકુલ સ્વરૂપના હોવાથી એ શબ્દોનુ મૂળ ઝટ દઈને પરખાયુ ન હોય આપણો पग શબ્દ પણ આ ભાતનો છે

'ચરણ' એ ભાવના વાચક તરીકે સસ્કૃતમાં બીજા શબ્દો ઉપરાત ખાસ તો पाद (કે पद) શબ્દ પ્રચારમા હતો કેટલીક હાલની ઉત્તર— ભારતી ભાષાઓમા આ पाद જ पाय, पाँव ઇત્યાદિ રૂપે વપરાતો આવ્યો છે ગુજરાતીયે पाय વાપરે છે ખરી, પણ તે કાવ્યમા કે સાહિત્યભાષામા રોજબરોજના વપરાશમા તો નવા पग શબ્દે पायનુ સ્થાન લીધેલુ છે ગુજરાતી, મારવાડી હિંદીમા આ શબ્દ જાણીતો છે ગુજરાતીમા पाग પણ મળે છે ડિંગળમા વપરાયેલો पग्ग એ આ સૌમા જૂનુ સ્વરૂપ રજૂ કરે છે

આ पग्ग મૂળ શા પરથી આવ્યો? ટર્નરે નેપાળી શબ્દકોશમા ને તેને અનુસરીને દવેએ તેમની उपदेशमाला-बालावबोधनी આવૃત્તિમા पग्गના મૂળ સ્વરૂપ તરીકે સસ્કૃત पद्ग 'પગ પાળો' 'પગે-ચાલનારો' એ શબ્દ સ્વીકાર્યો છે. ધ્વનિદૃષ્ટિએ આ સામે વાધાભર્યું કશુ નથી પણ અર્થદૃષ્ટિએ 'પગપાળો' માથી 'પગ' લાવવુ એ સહેલુ નથી લાગતુ આ પ્રકારના અર્થવિકાસમાં

બીજાં સમાનાન્તર ઉદાહરણો ન આપવામાં આવે ત્યાં સુધી એ વ્યુત્પત્તિ ચિંત્ય દશામાંથી નીકળી ગઈ ન કહી શકાય.

, આથી અહીં પગની વ્યુત્પત્તિ માટે એક નવું સૂચન મૂકું છું. એનો આધાર છે ડિંગલ (જૂની મારવાડી) શબ્દ करग. પૃથ્વીરાજના વિખ્યાત વેલિ કાવ્યમાં એ શબ્દ ઘણીવાર પ્રયુક્ત થયો છે. ધ્વનિદૃષ્ટિએ તેનો સંબંધ સં. कराग्र 'હાથનો અગ્ર ભાગ' સાથે છે. વિકાસવ્યાપાર દરમ્યાન कराग्रના અર્થમાં જરા પલટો આવી ગયો છે. સુબોધમંજરી વગેરે ટીકાને અનુસરી વેલિના સંપાદકોએ ઘટતી રીતે જ करगनो અર્થ 'કર' 'હાથ' કર્યો છે. એક સ્થળે તો તે ચોકખો करना પર્યાય તરીકે જ વપરાયો છે. જુઓ:—

> किहि कुमकुमी करगि, कुङ्कुम किहि करि,
> किहि करि कुसुम, कपूर किहि ।
> (વેલિ, ૧૦૨ પૂર્વાર્ધ).

"કોઈ (સ્ત્રી)ના હાથમાં ગુલાબજળ (ને) કોઈના હાથમાં કેસર; કોઈના હાથમાં ફૂલો (ને) કોઈના (હાથમાં) કપૂર."

આમ 'કરનો અગ્ર ભાગ' એવા અર્થના વાચક कराग्रમાંથી, અંગ મૂળ અંગીનું વાચક બની બેસવાના અર્થવિકાસના નિયમને અનુસરી, 'હાથ' વાચક (करग્ગ દ્વારા) करग શબ્દ નીપજ્યો છે.

અને તો જેમ कराग्रમાંથી ડિંગલ करग થયો, તે જ ધોરણે पदाग्रમાંથી पग ન થયો હોય? અર્થવિકાસ માટે તો હમણાં જ કહ્યું સાથે એ પણ નોંધિયે કે વેલિ, ૧૬૭ માં पगि पगि 'ડગલે ને પગલે' એ અર્થમાં પ્રયુક્ત છે. પણ ધ્વનિવિકાસ (ખાસ કરીને શબ્દાન્તર્ગત 'ग'નો લોપ) જરા સમજાવવો પડે તેમ છે. અપભ્રંશમાંથી અર્વાચીન ભૂમિકામાં આવતાં શબ્દની વચમાં રહેલો (યશ્રુતિથી યુક્ત કે રહિત) अ બીજા કોઈ પણ સ્વર પછી આવતો હોય તો તે લોપાયાના દાખલા જાણીતા છે. मुयग्गल–મોગળ, देयहरउँ–देहरुं, દેરું વગેરે. પણ अ પછી પણ આવો अ (કે य) આવે તો યે તે લોપાઈ જાય છે. જુઓ:—સ. भविष्यदत्त, પ્રા. भविस्सयत्त, અપ. भविसत्त, (ભવિસત્ત કહ) અને ખાસ તો સં. कण्टकाग्र, પ્રા. कंटयग्ग, અપ. कंटग्ग (સંદેશરાસક). બરોબર એ જ રીતે સં. पदाग्र, પ્રા. पयग्ग અપ. पग्ग, જૂની પશ્ચિમ રાજસ્થાની पग કે पाग. કેટલાક બીજા શબ્દોની જેમ અહીં પણ સંયુક્ત વ્યંજનો લઘુભાવ પામવા છતાં તેમની પહેલાંનો સ્વર દીર્ઘ નથી થતો એ ધ્યાનમાં રહે. આમ पदाग्र રૂપાન્તરિત થઈ पग થયો એ ખૂબ સંભવિત લાગે છે.

હરિવલ્લભ ભાયાણી

*

## "કાવડિયું"

"કાવડિયો" એ શબ્દની વ્યુત્પત્તિ આપતાં "ગૂજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા"પુ. ૨૮ અંકમાં પૃ. ૭ મે શ્રી. રમણલાલ ભટ્ટે એક નોંધ આપી "કંપની સરકારના પૈસા પાછળ કાવડ કે ત્રાજવાની છાપ હતી" તે તરફ ધ્યાન દોરી દેશ્ય મૂળના कावड કે कावडि શબ્દ સાથેનો સંબંધ સૂચવ્યો છે. આને ટેકો મળે તેવી એક વીગત અહીં આપું.

कपर्दिका દ્વારા * कापर्दिकम् ઉપરથી * काव-ड्डिअउँ દ્વારા "કાવડિયું" આવે, પણ તેમાં 'ड'નું ઉચ્ચારણ કાઠિયાવાડમાં શુદ્ધ મૂર્ધન્ય ઉતરી આવવું જોઈએ. (આ પ્રકારના ઉત્સર્ગ માટે જુઓ મારો "મૂર્ધન્યતર ड़–ढ़ અને જિહ્વામૂલીય ळ" નામનો લેખ– "બુદ્ધિપ્રકાશ"–સને ૧૯૨૯–સપ્ટેમ્બરનો અંક). વસ્તુસ્થિતિએ કાઠિયાવાડમાં આ શબ્દમાં મૂર્ધન્યતર 'ड़' છે, નહિ કે 'કોડી' જેમ મૂર્ધન્ય 'ड'; એટલે कपर्दिका કે कापर्दिकम् સાથે સંબંધ બાંધી શકાય તેમ મને નથી લાગતું.

આટલી નાની નોંધનો સાર એ છે કે

૧. * कापर्दिकम् > * कावड्डिअउँ > * काव डियउँ > કાવડિયું
૨. कावड़ि + अमं > कावड़ियउँ > કાવડિયું

—આમ બે જુદા ઉચ્ચારણવાળા શબ્દો આપણી સમક્ષ આવે. ઉચ્ચારણ કાઠિયાવાડમાં તેવા શબ્દોમાં —એટલે કે બેવડા ફ્ર ઉપરથી આવેલા એકવડા ૬ નું ઉચ્ચારણ—મૂર્ધન્ય હોવું જ જોઈએ તેવી સ્થિતિને બદલે મૂર્ધન્યતર છે, માટે ૧ માં છે તે નહિ, પણ ૨ માં છે તે ક્રમિક વિકાસથી આપણને 'કાવડિયું' મળ્યું હોય તેમ મને લાગે છે.

કેશવરામ કા૰ શાસ્ત્રી

નોંધ:—કાઠિયાવાડમાં 'પૈસા'માટે 'કાવડિયું' અને 'કાવડ' ઉઠાવનાર માટે 'કાવડિયો' પ્રયોજાય છે. —કે૦



પુસ્તક-પરિચય

# ગુજરાતની આગવી યુનિવર્સિટી*

ગુજરાત યુનિવર્સિટીના પ્રશ્નને પરિષદના વડોદરા અધિવેશને પુનઃ એક વાર અંદોલિત કર્યાં પછી પ્રાન્તના સાંસ્કારિક અને વ્યાવહારિક ક્ષેત્રના અગ્રણીઓએ ગંભીર ભાવે એની શકયાશકયતા વિશે ઊહાપોહ કરવા માંડ્યો છે. ગુજરાત સંશોધન મંડળના ત્રૈમાસિકનો જે 'યુનિવર્સિટી વિશેષાંક' થોડા સમય પર પ્રગટ થયો છે તેમાં એ પ્રશ્ન અંગેનાં લગભગ સઘળાં દૃષ્ટિબિન્દુઓનું સુરેખ પ્રતિબિંબ પડી રહે છે. સમગ્રતાનો મહામૂલો ગુણ ધરાવતો એ અંક આ પ્રશ્નના અભ્યાસીઓને સારી પેઠે ઉપયોગી નિવડવાનો.

યુનિવર્સિટીની યોજનાને વ્યવહારુ સ્વરૂપ મળે તે માટેના પ્રયત્નો ગતિમાન થયા છે તે ઉપરાંત પણ એની સભાવનાનાં કેટલાંક સુચિહ્નો આ અંકમાંથી વરતાય છે. એ સુચિહ્નો તે કેટલીક મહત્ત્વની વીગતો વિશેની એકવાક્યતા: ગુજરાતને પોતાની યુનિવર્સિટી હોવી જ જોઈએ; એ માટેનો સમય પાકી ગયો છે અને સાધનો ય છેક કાચાં નથી; યુનિવર્સિટી માટેનું શ્રેષ્ઠ સ્થળ તે ગૂજરાતનું પાટનગર જ હોય; શિક્ષણનું માધ્યમ ગૂજરાતી ભાષા જ હોય; નિર્ધારિત યુનિવર્સિટી મુંબઈ યુનિવર્સિટીની દરિદ્ર આવૃત્તિ નહિ, પણ કોઈ જુદી જ ભાત પાડનારી અપૂર્વ સંસ્થા હોય એ તે વિશે હવે કોઈ ને મતભેદ રહ્યો નથી ગુજરાતમાં નાણાંની ખેંટ નથી, અમદાવાદની ઉચ્ચ શિક્ષણ સંસ્થાઓનુ એકીકરણ કરી, એમાં મેડિકલ, એન્જીનિયરિંગ ને ટેક્નૉલૉજીકલ કૉલેજો ઉમેરી કે કામ ચાલુ થઈ ગયું એમ પણ મનાઈ રહ્યું છે. આ જ અંકમાં લેડી વિદ્યાગૌરી નીલકંઠ, શ્રીમતી હંસાબહેન મહેતાએ અને શેઠ અમૃતલાલ હરગોવનદાસે ગુજરાતની આગવી યુનિવર્સિટીની આવશ્યકતા પર ખૂબ ભાર મૂકી બતાવ્યો છે.

આમ અનેક મુદ્દાઓ સ્પષ્ટ થઈ રહેવા છતાં અને યુનિવર્સિટીની આવશ્યકતા અને શકયતા સ્થાપિત થવા છતાં રાતોરાત ઉકલી જાય એવો એ પ્રશ્ન નથી પ્રથમ તો એ યુનિવર્સિટીના સ્વરૂપનો નિર્ણય કરવાનો રહે છે. ન્યા. મૂ. હરસિદ્ધભાઈ દિવેટીઆએ પોતાના ટૂંકા લેખમાં પહેલપ્રથમ આના ઉપર ધ્યાન એકાગ્ર થાય એ વિશે આગ્રહ સેવ્યો છે. ગૂજરાતમાં અઢળક સંપત્તિ છે તોપણ યુનિવર્સિટીની સ્થાપના માટે ગંજાવર રકમ એકઠી કરવી પડશે. યુનિવર્સિટી એ ખાતું ધન છે. એના સ્થાપનાકાલે જ પચાસ લાખ રૂપિયા તો ઓછામાં ઓછા જોઈશે તે પછી પણ એના નિભાવ માટે દર વર્ષે આઠથી બાર લાખ રૂપિયાની જોગવાઈ થવી જોઈએ. એટલે સર ચીમનલાલ સેતલવડે નાણાંનું મહત્ત્વ દર્શાવ્યું છે.

ખૂબ વિચારવાયોગ્ય વાત શેઠ કસ્તુરભાઈ લાલભાઈની છે. યુનિવર્સિટી વિશેની એમની કલ્પના ઉચ્ચ છે, એટલે કે જેવી તેવી યુનિવર્સિટી સ્થપાય તે કરતાં ન સ્થપાય એ મતના તેઓ છે. એમની

* ગુજરાત સંશોધન મંડળનું ત્રૈમાસિકઃ—(ગુજરાત યુનિવર્સિટી વિશેષાંક) એપ્રિલ, ૧૯૪૪; પ્રકાશક : પ્રો. સી. એન. વકીલ, C/o યુનિવર્સિટી સ્કૂલ ઑફ ઇકોનૉમિક્સ એન્ડ સોશ્યોલોજી, મુંબઈ ૧.

કલ્પના પ્રમાણેની યુનિવર્સિટી સ્થપાય એવી આજની પરિસ્થિતિ છે કે કેમ એ વિશે એ સંશયાવસ્થામાં છે; એટલે મુશ્કેલીઓ ઉપર એમણે ખાસ ભાર દીધો છે અને ગમે તેટલાં વર્ષો લાગે એની ફિકર કર્યા વિના અને નામની પંચાત કર્યા વિના અમદાવાદને એક સમર્થ, ઉચ્ચાશયી સંસ્કૃતિ-કેન્દ્ર તરીકે વિકસાવવાનો એમણે આગ્રહ રાખ્યો છે.

શ્રી. કનૈયાલાલ મુનશી આદર્શોની બાબતમાં શેઠ કસ્તુરભાઈ જોડે મળતા થાય છે પણ મુશ્કેલીઓ ઉપર ભાર મૂકવાને બદલે એમણે વ્યવહારુ તોડ કાઢી આપ્યા છે. અમદાવાદને ઉચ્ચાભ્યાસનું કેન્દ્ર બનાવી, ત્યાંની યુનિવર્સિટીયોગ્ય શિક્ષણસંસ્થાઓને સુદૃઢ કરી, નવી સંસ્થાઓ ઉમેરી લઈ, યુનિવર્સિટીની પૂર્વતૈયારીરૂપ ઉચ્ચ અભ્યાસની વિશિષ્ટ શાખાઓ ખીલવવાનો એમનો આગ્રહ છે. એમને મતે યુનિવર્સિટી એ ઉચ્ચ શિક્ષણનું મંદિર છે અને વિદ્વત્તાપોષક અનુસ્નાતક અભ્યાસનો એમનો પક્ષપાત સુવિદિત છે. બીજી બાજુએ દિ. બ. ઝવેરીથી અનુસ્નાતક વર્ગો જ્યાં ત્યાં વધી પડે એ જ સહ્યું જતું નથી!

શ્રી. પોપટલાલ ગો. શાહે રાજ્યાશ્રિત અને રાજ્યનિયંત્રિત યુનિવર્સિટીની તરફદારી કરીને અનેક વ્યવહારુ સૂચનો કર્યાં છે જેમાં ગુજરાત યુનિવર્સિટી એસોસિયેશનનો પણ સમાવેશ થાય છે. એવું એસોસિયેશન ઉતાવળે ઉતાવળે કે છાનેછપને ઠરાવો કરીને નહિ પણ સમસ્ત ગુજરાતના પ્રાદેશિક વિભાગોનું સંપૂર્ણ પ્રતિનિધિત્વ જળવાય તે રીતે સ્થપાવું જોઈએ એમ એમનું કહેવું થાય છે.

પ્રો. અ. ક. ત્રિવેદીએ એક ગુજરાતમાં જ જતે દિવસે અનેક યુનિવર્સિટીઓની શક્યતા નોંધી બતાવી છે. પણ આજે તો એમણે મુખ્યત્વે શિક્ષણના માધ્યમનો જ વિચાર કર્યો છે ને ગુજરાતીનું મહત્ત્વ એ કાજે પ્રસ્થાપિત કર્યું છે. શ્રી. પ્રહ્લાદ ચંદ્રશેખર દિવાનજીએ મુસ્લીમો રહી ન જાય તેની ચેતવણી સમયસર આપી છે. ડૉ. પેલે તખીબી શિક્ષણ સાથે સંકળાયેલી ઉપચારપદ્ધતિઓના પ્રશ્નની સુંદર ચર્ચા કરીને એક નહિ પણ ત્રણ મેડિકલ કોલેજોની અગત્ય દર્શાવી છે. પ્રો. કે. એસ. વકીલે યુનિવર્સિટીની સ્થાપના સાથે સંકળાયેલા થોડાક પ્રશ્નો છેડ્યા છે.

આખા અંકમાં વ્યવહારુ દૃષ્ટિએ સૌથી વધુ ઉપયોગી લેખ પ્રો. સી. એન. વકીલનો છે. યુનિવર્સિટી વિશેની પોતાની મૂળભૂત માન્યતાઓ એમણે દર્શાવી નથી; એમણે આંકેલી રૂપરેખામાંથી જ એ સમજી લેવાની છે. એ ઉપરથી એમ લાગે છે કે એમની કલ્પના મુંબઈ યુનિવર્સિટીથી સારી પેઠે પ્રભાવિત થઈ છે. ભારે પગારો, તેમજ સેનેટ અને સિંડિકેટનો દબદબો આંજી ને અકળાવી નાખે એ રૂપમાં એમણે રજૂ કર્યો છે. તથાપિ એમનો યુનિવર્સિટીનગર માટેનો આગ્રહ, વિદ્વાનોને નિશ્ચિન્ત બનાવવાની ને વિદ્યાને ઉચ્ચાશયી બનાવવાની એમની ભાવના, ભાષાન્તર વિભાગ અને પ્રકાશન વિભાગદ્વારા માધ્યમના પ્રશ્નનો એમણે કાઢેલો સુંદર તોડ, સ્નાતકની પદવી માટે ત્રણ વર્ષનો અભ્યાસક્રમ અને શાળાન્ત પરીક્ષા માટેનું ઊંચું ધોરણ વગેરે એમના લેખનાં તત્ત્વો સાચે જ આકર્ષક છે.

પણ બધું વિચારી રહ્યા પછી એક પ્રશ્ન સ્ફુરે છે. વિદ્યાર્થીઓનો મનખો ફેરવી નાખે અને આખા રાષ્ટ્ર માટે આદર્શરૂપ બની રહે એવા પ્રાણવાન શિક્ષાકેન્દ્રનો પાયો નાખવાની આ હિલચાલ છે શું? રાષ્ટ્રની ઉચ્ચ આકાંક્ષાઓ, શિક્ષણ અને સંસ્કૃતિ વિશેની મૌલિક દૃષ્ટિ, વિદ્યાર્થીગણમાં સ્વાતંત્ર્ય, ચારિત્ર્ય અને સામર્થ્યના આદર્શો પ્રેરવાની વૃત્તિનું પ્રતિબિંબ નિર્ધારિત યુનિવર્સિટીની યોજના ઝીલે છે શું? હજી તો યુનિવર્સિટી એક કલ્પના જ છે. એ કલ્પના સાકાર થાય તે માટે ભારે પુરુષાર્થ આચરવો પડશે. એ જ પુરુષાર્થનો વિસ્તાર સાધીને આપણા જીવનનો સર્વતોમુખી ઉદ્ધાર કરવાનો શિવસંકલ્પ બીજરૂપે આ પ્રવૃત્તિમાં નહિ હોય તો શ્રી. મુનશી જેને sentimental *loyalty to Gujarat-consciousness* કહે છે તેનું પ્રદર્શન ભરીને છે તે યુનિવર્સિટીઓમાં આપણે કદાચ એકાદનો ઉમેરો જ કરી શકીશું.

યશવન્ત શુક્લ



## મેંદીનો રંગ

(લેખક રાજહંસ પ્રકાશક સુરસાગર-સાહિત્યાલય લાંઠી મૂલ્ય રૂપિયા ત્રણ)

મેંદીનો લીનોછમ રંગ નહીં પણ ખૂબ ઘટાયલો લાલચોળ રંગ પાથરતી ગામડાગામની આ પ્રણય કથા છે વાર્તાના નાયકનાયિકા ગામડુ છોડવુ પડતા શહેરમા જઈને જે આઘાતપરપરા વેઠે છે તેનું શમન લેખકે એમને પાછા ગામડામા જ પ્રવેશાવી કરાવ્યુ છે ને વાર્તાનો ગોફ ત્યા પૂરો કર્યો છે ગામડાના ઉદ્ધારાર્થ અંતમા સેવાભાવી બનતા ઉતારી ચચળ મસ્તીખોર ભાઈબિર્યા નાયકનાયિકાની આસપાસ વીંટળાયતી આ વાર્તામા પાત્રો ઝાઝા નથી, વિવિધ રગરેખાવાળા નથી ને વસ્તુ પણ બહુ સંકુલ નથી અસગત અપ્રતીતિકર કડી કડીના મેળ બેસાડવા કદીક અઘરા પડે એવુ આ વાર્તાનુ વસ્તુ છે

પણ આ નવલકથાનુ વિશિષ્ટ આકર્ષણ ડોલન શૈલીને અનુસરતી લેખકની શૈલી છે આખી નવલકથાના લાબા પહોળા પટમા લગભગ અવિચ્છિન્નપણે પ્રવર્તતી આ નાનાલાલીય ડોલનશૈલીની પ્રયોગશીલતા તપાસની રમણીય બની રહે છે પ્રૌઢિ અને ગાભીર્યને વરેલી ડોલનશૈલી નવલકથાની પ્રવાહિતામા, સાદી સીધી વાતમા ને સ્વાભાવિકતામા ઘણીવાર પથ્થરરૂપ અને કૃત્રિમ બની જતી લાગે છે છતા શૈલીમા સોરઠી છટા ને લાલિત્ય દાખવતી એમની આ નવલકથા વાચવી ગમે તેવી છે લેખકે પાત્રો ને શૈલીને વધુ પડતા લાડ ન લડાવતા સયમ ને તાટસ્થ્ય વિશેષ જાળવ્યા હોત તો આ કૃતિમા છતી થતી એમની શક્તિ જરૂર લેખે લાગત

ઉપેન્દ્ર પંડ્યા

⁂

ઈન્ડો-પોલિશ લાઇબ્રેરી તરફથી Poland and Russia તેમજ The people of Poland એ બે પુસ્તિકાઓ અવલોકનાર્થે મળી છે ત્રણ ત્રણ વાર ભાગના પાડવામા આવ્યા છતા જે દેશે પોતાની વિશિષ્ટ સસ્કૃતિ, સ્વતંત્ર સ્વમાન અને સ્વાતંત્ર્યનો ધ્વજ ઊંચો ને ઊંચો ફરકતો રાખ્યો છે, જર્મનીથી પાદાક્રાન્ત થવા છતા જેનો પુરુષાર્થ વિરમ્યો નથી, તે દેશના રાજકારણનો ડૉ જે વાયસ તટસ્થ ભાવે મૌલિક સિદ્ધાન્તોના પ્રકાશમા Poland and Russia એ પુસ્તિકામા પરિચય કરાવ્યો છે જર્મનીનુ તો સમજ્યા, પણ સામ્યવાદી રશિયાની પોલેન્ડ પ્રત્યેની નીતિમા પણ ન્યાયબુદ્ધિ દીર્ઘદૃષ્ટિ કે સગતિ નથી ને કોઈ વિશાળ ભાવના નહિ પણ સ્વાર્થ જ એ નીતિનું પ્રેરક બળ છે એની પ્રતીતિ આ પુસ્તિકા વાચતા થાય છે લેખકે ઇતિહાસનકી દૃષ્ટિથી હકીકતોનુ જ નિરૂપણ કર્યું છે છેવટે પોલેન્ડ અને રશિયા વચ્ચેની તહકુનીઓ પણ પરિશિષ્ટ રૂપે આપી છે વર્તમાન રાજકારણના અભ્યાસીને માટે આ પુસ્તિકા મહત્ત્વની છે The People of Poland એ જ્યૉર્જ ઇલિયટના ભત્રીજા અને અઠગ પ્રવાસી બર્નાર્ડ ન્યૂમેનની લખેલી પુસ્તિકા છે પ્રત્યક્ષ અનુભવને આધારે લેખકે પોલેન્ડની પ્રજાની લાક્ષણિકતાઓનો, અને સામાન્ય જીવનનો પરિચય કરાવ્યો છે પોલેન્ડ કૃષિકારોનો દેશ છે અને પોલિશ પ્રજાની અનેક ખાસિયતો હિંદી પ્રજાને મળતી આવે છે, એનો ખ્યાલ વાચનારને આવી રહેશે ધર્મ વિશે ઊંડી આસ્થા ધરાવનારી અને સ્વાતંત્ર્ય માટે મરી ફીટનારી એ પ્રજાનુ જીવન દૃષ્ટાતરૂપ થઈ પડે તેવુ છે સાદી સીધી, રોચક શૈલીમા, દૃષ્ટિને આ કે તે વાદથી દૂષિત થવા દીધા વિના લેખકે અખડ અને મુક્ત પોલેન્ડની હિમાયત કરી છે

—ચ. શુ.

✶

## સાહિત્ય-સમાચાર

સુપ્રસિદ્ધ અંગ્રેજ લેખક અને વિવેચક સર આર્થર કિલર કાઉચનુ ૮૦ વર્ષની વયે તા ૧૩ મી મે ને રોજ અવસાન થયુ છે Q સજ્ઞાથી એ લખતા અને એમના ભાષણો The Art of Writing અને The Art of Reading એ પુસ્તકોમા સઘરાયા છે કેમ્બ્રિજ યુનિવર્સિટીમા અંગ્રેજી ભાષાના એ પ્રોફેસર હતા અને સાહિત્ય તથા

વિવેચનવિષયક એમનું લખાણુ બહોળું છે. નવલકથાઓ અને વાર્તાઓ પણ એમણે લખી છે.

*

અમદાવાદની ગુજરાત સાહિત્યસભાએ રણજિતરામ સુવર્ણચંદ્રક માટે આ વર્ષે સંગીતકલા પર પસંદગી ઢોળીને પં. ઓમકારનાથજીને ચંદ્રકના અધિકારી ઠરાવ્યા છે.

*

મુંબઈ યુનિવર્સિટી તરફથી યોજાતાં ઠક્કર વ્યાખ્યાનો આવતે વર્ષે પ્રો. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી આપશે. ગુજરાતી ગદ્ય કે એની સાથે સકળાયેલો કોઈ વિષય વ્યાખ્યાનો કાજે એ પસંદ કરશે.

*

નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ તરફથી શ્રી. ઈન્દ્ર વસાવડાકૃત 'પ્રયાણ', શ્રી. ડુંગરશી સંપટકૃત 'જીવનસાથી', અને શ્રી. દિનેશ ઠાકુરકૃત 'ચોખવટથી વાત કરજો' એ પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે.

---

# સ્વ. પ્રો. નવલરામ ત્રિવેદી

તા. ૧૮ મી મે ને ગુરુવારની રાતે આઠ દિવસની ટૂંકી બિમારી ભોગવીને પ્રો. નવલરામ જગન્નાથ ત્રિવેદી વાડીલાલ સારાભાઈ હોસ્પિટલમાં અવસાન પામ્યા. અવસાન સમયે એમની ઉંમર માત્ર ૪૯ વર્ષની હતી.

અમદાવાદના નગરજીવનમાં પ્રો. નવલરામનુ સ્થાન વિશિષ્ટ હતુ. ઉપરથી ગંભીર ને કંઈક અન્યમનસ્ક લાગતા એ વિદ્વાનને સારી એવી લાદ્‌જ્ઞતા વરી હતી. વર્ષોથી લા. ઉ. મહિલા પાઠશાળાની વિદ્યાર્થિનીઓના એ પ્રીતિપાત્ર પ્રોફેસર હતા, અભ્યાસી વિવેચક હતા, હાસ્યકાર પણ હતા. સંભાક્ષોભ એમનામાં લગીરે ન્હોતો. મોઢું ઠેકાણે રાખીને કોઈ અજબ એક્કિરાઈથી એ બોલતા ને પરિસ્થિતિનું વૈચિત્ર્ય એવી રીતથી પ્રગટ કરતા કે સભા ખડખડાટ હસી પડતી. આ હાસ્યવૃત્તિએ એમને હળવા બનાવ્યા હતા પરંતુ ઉપરછલ્લા કે અછકલા બનાવ્યા નહોતા. એમના અભ્યાસપૂર્ણ વિવેચનમાં વારંવાર હાસ્યવૃત્તિ ડોકાય છે તોપણ ગાંભીર્ય અને કર્તવ્યબુદ્ધિ એમાં અણીશુદ્ધ જળવાય છે એ "કેટલાંક વિવેચનો" અને "નવાં વિવેચનો"ના વાચનથી પ્રતીત થશે આપણાં દૂષણો અને અનિષ્ટો પર એમણે મર્મપ્રહારો કર્યાં છે પણ તે અસહિષ્ણુ બનીને નહિ. 'કેતકીનાં પુષ્પો' એની સાખ પૂરશે

એમનો અભ્યાસ સાહિત્યપૂરતો જ મર્યાદિત નહોતો સમાજશાસ્ત્ર અને રાજનીતિશાસ્ત્ર એમના પ્રિય વિષયો હતા. સમાજસુધારા પરના મુંબઈ યુનિવર્સિટીના ઇનામી નિબંધ માટે હરિફાઈ કરીને એમણે નારાયણ પરમાનંદ પ્રાઇઝ પણ મેળવેલું. "સમાજસુધારાનું રેખાદર્શન" નામનું એમનું પુસ્તક પણ પ્રગટ થયું છે. સંસ્કૃત, બગાળી, મરાઠી, હિંદી વગેરે ભાષાઓનો પણ એમને સારો પરિચય હતો. "કારાવાસની કહાણી" નામનુ બંગાળી પરથી લખેલુ એમનુ પુસ્તક પ્રસિદ્ધ થયું છે.

એમનો મોટો ગુણ તે એમનો નિખાલસ અને મિલનસાર સ્વભાવ કયારેક આકળા બનીને પણ અપ્રિય સત્ય કહેવાની નિર્ભયતા એમનામાં હતી. છતાં નાનાથી તે મોટા સુધીના તમામની સાથે એ ભળી શકતા લખ્યે જતા એ ઢગલાબંધ. આમાં લખાય ને તેમાં ન લખાય, અમુક ધોરણસર જ લખાય એવી તેવી ગાંઠ એમણે કદાચ વાળી ન્હોતી. તેમ છતાં એકંદર પરિણામ તો રૂડું જ આવ્યુ છે. કલાપી, બોટાદકર, મુનશી, નાનાલાલ, ર. વ. દેસાઈ, ગુજરાતી નવલકથા વગેરે વિષયોપરના એમના લેખો ખરેખર ઉચ્ચ કોટિના છે.

અમદાવાદના અનેક સંસ્કારકેન્દ્રો સાથે સકળાયેલા, આવા વિશિષ્ટ કોટિના સાક્ષરની ગુજરાતને ખોટ પડી છે. પ્રભુ એમના આત્માને શાન્તિ અર્પો.

---

મુદ્રક અને પ્રકાશક : યશવન્ત પ્રા. શુક્લ, ભારતીય વિદ્યાભવન, હાર્વે રોડ, મુંબઈ
મુદ્રણસ્થાન : 'મુંબઈ વૈભવ પ્રેસ' સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા સોસાયટી બિલ્ડીંગ, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબઈ ૪.

સમગ્ર ખ્યાલ એમનાથી આપણને મળે છે ગામડામા જે અન્યાય છે, નિરક્ષર, ભોળી, મહેનતને ચૂસનારા જે તત્ત્વો છે તેનો યથાર્થ પરિચય, શાહુકાર, મુખી, ભુવો, સાસુ, વગેરે પાત્રોદ્વારા મળે છે તો ગામડાના જીવનની બીજી બાજુ એમણે ખેડૂત, શિક્ષક, મજૂર, કુભાર, વહુ, વગેરેદ્વારા પણ દર્શાવી છે આ રીતે આ રેખાચિત્રોમાં બને એટલી સંપૂર્ણતા એઓ લાવી શક્યા છે

આમ છતા એમના ચિત્રોમા જોઈએ એવુ ઊંડાણ નથી, અને એમના પૂર્વગ્રહોને લીધે, રેખાચિત્રોના આલેખનમાં જે તાટસ્થ્ય જોઈએ તેના અભાવે, ઘણાય ચિત્રોમા ઘેરા રગો પૂરાયા છે, અને એથી જ વેદનુ છેવટ સુધી આપણને એને માટે જરાય સહાનુભૂતિ ન થાય એવુ ચિત્ર આપી જાણે પોતે એને અન્યાય કર્યો હોય એવુ લાગવાથી અતમાં લેખક એને ગામડાનુ રતન કહે છે (વ્યગ્યમા નહિ ગભીરતાથી) ક્યારેક એમને પાત્રો પ્રત્યે વિશેષ સહાનુભૂતિ હોય ત્યારેય એઓ અત્યુક્તિમા ઊતરી પડ્યા છે, જેમકે શિક્ષક માટેની લાયકાત ગણાવતા એઓ કહે છે 'દેખાવમા પ્રતિભાશાળી શારીરિક ખોડખાપણ વિનાનો, ચારિત્ર્યવાન, તાલીમ પામેલો, મળતાવડા સ્વભાવનો, સેવાભાવી નમ્ર ને એવા એવા બાકી રહી જતા તમામ ગુણો' શિક્ષકમા આટલા ગુણોની અપેક્ષા કોણ રાખે છે? વળી જ્યારે દરજીનું રેખાચિત્ર પૂરુ કરતા લેખક કહે છે 'એવો એનો ય આમને સાવ સોનાનો છે એ રો વરસનો થાય, એની લીલી વાડી અમર તપે ને દીકરાના દીકરાને ઘેર તોરણ બાધાય એવો અમારાગણનો આશીર્વાદ જો ફળતો હોય તો એને ને એના વશવારસોને મારો અતકરણનો આશીર્વાદ છે' ત્યારે, રેખાચિત્રકારની આ ચેવલાશ જરા ખૂચે છે વળી કુભારને માટે એઓ 'કદાચ એ ગોઈથી ઉતરાતો હશે એ વાત સાચી, પણ કોઈને ચાલતા લગી એ ઉતરતો નથી!

ખરી મહેનતનુ ખાવુ, સાચી દાનતથી ખાવુ ને પોતાના મનની અદર રહીને જીવવુ 'આ વિધાન કુભારના આખા વર્ગ માટે સાચુ કહી શકાય ખરુ?

એમની શૈલીમા હાસ્ય છે છતા ક્યાક ક્યાક કડવાશ રહી જાય છે તે જ્યા ત્યા અથડાતો 'અજ્ઞાનતા' જેવો ખોટો શબ્દ, 'અજ્ઞાન' શબ્દનો વિશેષણ તરીકે ઉપયોગ (પૃ ૬૩-૬૪) પણ, ખૂચે છે તો ખરો જ

આમ છતા આ રેખાચિત્રો આપણા સાહિત્યમા એમાની માહિતી માટે, ગામડાના સર્વકોશ તરીકે, એની ચિત્રાત્મક શૈલીને લીધે, એની અસરકારકતાને લીધે, અગત્યનુ સ્થાન તો નિ:શક ભોગવશે

*  *  *

**પ્રણયસૃષ્ટિનાં પાત્રો** —[ લેખક, ભોગીલાલ ગાધી મૂલ્ય રૂ ત્રણ ]

શ્રી ભોગીલાલ ગાધીએ આ ગ્રન્થમા પ્રણયલગ્નના દપતીના પ્રણયજીવનની માનસવિજ્ઞાનના દૃષ્ટિકોણથી મીમાસા કરી છે પોતાના વક્તવ્યને સમજાવવા એમણે અનેક દૃષ્ટાન્તો આપ્યા છે એમા યુરોપીય નવલકથા Love's Legend Three Pairs of Silk Stockings અને New Commandmentsના પણ પ્રસગો ટાકી તે પર પ્રણયીઓની માનસપ્રક્રિયાનુ વિવરણ કર્યું છે પ્રેમવિષયક ખ્યાલો, પ્રેમીઓની અપેક્ષાઓ વગેરે એમણે વિશદતાપૂર્વક સમજાવવા પ્રયત્ન કર્યો છે લગ્નપૂર્વેની અધૂરી ઓળખ પુરુષ સ્ત્રીને દેવી માને ને સ્ત્રીને પુરુષ સર્વગુણસપન્ન માને એમ, અને લગ્ન થતા ચારિત્રે કલાક સાથે રહેવાનુ થતા એકબીજાના ગાઢ સપર્કમા આવતા દેવ અને દેવીપણાને અત આવી પછી એ જ પ્રણયીઓ એકબીજાને રાક્ષસ રાક્ષસી જેવા લાગવા માડતા, એમના માનસનું જે ક્રમિક પરિવર્તન થવા માડે છે તે એમણે કુન્દન અને કાન્તિના, તથા હીરા ને અમૃતના દૃષ્ટાન્તદ્વારા દર્શાવ્યુ છે Love's Legendમા જ્યા નાયક ગેરિયો અને નાયિકા લીલેરિયાને પરણ્યાને ચોવીસ કલાક તો થયા નથી ત્યા લીલેરિયાને લાગે છે કે 'ન પરણી હોત તો સારુ' આ ચોવીસ કલાક દરમ્યાનના એ નવલકથામાથી શ્રી ભોગીલાલે જે પ્રસગો આપ્યા છે, અને શા માટે આ બને છે તે બહુ જ સરળતાથી આલેખ્યુ છે પ્રણયીઓ વચ્ચે એકવાર ગેરસમજૂતીના બી વવાયા કે પછી એકબીજાની સીધી વાત પણ આડી લાગે છે, અને વિકૃત રીતે જોવાની આદત બધાવા માડે છે, પરિણામે કડવાશ વધતી જ જાય છે, Love's Legendમા આ ગેરસમજૂતી ને કડવાશનો અન્ત જુદાઈના સુખથી આવે છે દમન ને વાસતીના દૃષ્ટાન્તમા દમનની માદગીથી વાસતીનુ માનસપરિવર્તન થાય છે આવા પરિવર્તનો જિંદગીમા થતા નથી તે લેખક એ બન્ને પ્રસગે સ્ફૂટે છે પ્રત્યક્ષ જીવનમા, આવા પરિવર્તનની આડે, પ્રણયીઓનુ અહમ આવીને ઊભુ રહે છે, અને એથી જ ઘણીય સુખપર્યવસાયી જિંદગીઓ દુ:ખપર્યવસાયી બને છે

અહિ આપેલા દૃષ્ટાન્તો પરથી કેટલાક સૂત્રો કાતો એમા જેનો ટકસાર આપ્યો છે તે નવલકથાકારે જાતે, અથવા પાત્રોના મુખમા, અથવા શ્રી ભોગીલાલે તારવ્યા છે તે પ્રણયીઓના લગ્નજીવન માટે ઉપયોગી છે દા. ત

'સ્ત્રી પુરુષ બન્ને સત્ય નિરાળા છે બન્નેનુ જુદાપણ સાચવીને બન્નેનો મેળ ખવડાવવો એ જ સાચુ લગ્નજીવન છે'

'હુ મારે ત્રાજવે સૌને જોખુ ને આ પાસ ને આ નપાસ કરતો જાઉ એ અન્યાયી છે'

'પુરુષનો પ્રેમ શારીરિક સ્ત્રીનો આધ્યાત્મિક પુરુષ દુનિયાને કારણે માત્ર પોતાનો જ નહિ પણ બાળક અને સ્ત્રીનો પણ ભોગ આપે છે જ્યારે સ્ત્રી જેને ચાહતી હોય તેને કારણે દુનિયાનો ભોગ આપે છે'

શ્રી ભોગીલાલ સ્થૂલમાથી સૂક્ષ્મ, શરીરમાથી આત્મા એ ઊર્ધ્વગમનમા માને છે, અને એમની એ માન્યતા આપણી આર્યભાવનાને અનુરૂપ છે

આ ગ્રન્થમા લેખકે પોતાની રાજકીય માન્યતા યેન કેન પ્રકારેણ અપ્રસ્તુત લાગે તેવી રીતે, આપણને અણગમો ઉપજે એવી રીતે, રસભગ કરીને પણ જ્યા ત્યા ઘુસાડી દીધી છે દા. ત ચદનની વાતને આ ગ્રન્થના વિષય જોડે કશો જ સબધ નથી માત્ર સામ્યવાદીઓની મિથ્યા પ્રશસ્તિ અર્થે જ પાનાના પાના સુધી એ કથા લબાવાઈ છે શરૂઆતમા તો સમજાતુ નથી કે ચદનની વાત પરથી લેખક આપણને ક્યા લઈ જવા માગે છે પરન્તુ ચદનને સામ્યવાદીઓ માટે થાય છે કે 'કેવા તદુરસ્ત, ને પ્રાણભરપૂર યુવાનો ફકીર જેવા એકિકરા ને યાતીસમા ખેચરત' ત્યારે રહસ્ય સ્ફોટ થાય છે આ ઉપરાત પૃ ૧૪૫ તથા ૧૫૨ પર પ્રેમની વાત કરતા

પ્રસ્તુત પ્રસંગ જોડે મેળ ન ખાય તેવી રીતે એમની સામ્યવાદી વાતો ઘુસાડેલી જોઈ, પૃ ૧૮૯ તથા ૧૯૮ પરની એમની સ્ટૅલિનભક્તિના ઉલ્લેખો વાંચી, તથા પૃ ૨૦૨ પર 'સોવિયેટ-રશિયાનું નીતિજીવન ઉચ્ચકક્ષાએ પહોંચેલું છે' એવી એમની ઉક્તિ વાંચી, તથા પુસ્તકનો અંત જે લાંબી લેનિનપ્રશસ્તિથી આવે છે એ જોઈ, આપણને એમને કહેવાનું મન થાય છે કે, તમે જ્યારે પ્રેમની વાત કરો છો, ત્યારે તો અમને શુદ્ધ વાચન આપો, એને શા માટે રાજકીય પ્રચારનું હથીઆર બનાવી અમને ત્રાસ આપો છો? આ પુસ્તક વાંચવા પ્રેરાઈએ છીએ તેનું કારણ એ પ્રણયસૃષ્ટિના પાત્રોના માનસના ઊંડાણમાં અમને લઈ જાય છે તે છે, એનો લેખક કોઈ પચાવેલો સામ્યવાદી છે તે નથી

ચન્દ્રકાન્ત મહેતા

* * *

**રાષ્ટ્રભાષા વિશે વિચાર :** [મોહનદાસ કરમચંદ ગાંધી, નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ ૧૯૪૫, પા ૮+૧૩૬, બાર આના.]

ઈ સ ૧૯૦૦થી અદ્યાવધિ ગાંધીજીના રાષ્ટ્રભાષા વિશેના લખાણોનો આ સંગ્રહ બેચાર દૃષ્ટિએ મૂલ્યવાન છે એક તો આ વિશેના ગાંધીજીના પ્રસંગપ્રસંગે વ્યક્ત કરાયેલા વિચારો અહીં આપણને એકત્રિત રૂપમાં મળે છે, રાષ્ટ્રભાષાની અગત્ય, હિંદુસ્તાનીની જ તે માટે યોગ્યતા, આ હિંદુસ્તાનીનું ઇષ્ટ સ્વરૂપ, તેના પ્રચાર માટે કરવા ઘટતા અને કરાતા પ્રયાસો, રાષ્ટ્રભાષા ને પ્રાંતભાષાના ક્ષેત્ર, લિપિના પ્રશ્નો ને રાષ્ટ્રીય એકતાની દૃષ્ટિએ આ સૌનું મૂલ્ય એમ આ વિષયના એકેએક પાસાનો આમાં સ્પર્શ કરવામાં આવેલો છે બીજું સાલવારી પ્રમાણે આ લખાણો તપાસતાં તેમાં એક રીતે રાષ્ટ્રભાષાના પ્રચારકાર્યના ઇતિહાસની પણ આપણને ઝાંખી થાય છે ધીમે ધીમે આ પ્રશ્ન કેવું સ્વરૂપ પકડતો ગયો છે તે આ પાનામાંથી જોઇ શકાય છે.

પણ આ રીતની તત્કાલીન મૂલ્યવત્તા ઉપરાંત એક બીજી દૃષ્ટિએ તો આ પુસ્તિકા ખાસ બોધક છે પ્રચારનું તત્ત્વ આપણા સામાજિક જીવનના અનેક ક્ષેત્રો સર કરતું જાય છે, અને અત્યારે જે સામાજિક અને રાજકીય બળો કામ કરી રહ્યાં છે તેમને આધારે એ પણ સ્પષ્ટ છે કે પ્રચારના શસ્ત્રનો ઉપયોગ વધ્યે જ જવાનો અને આમાં વાઙ્મયનું ક્ષેત્ર જરાયે અપવાદરૂપ નથી એટલે જ્યાં ચોતરફ પ્રચારની બોલબાલા છે તેમાં ગાંધીજીની આ પુસ્તિકાના લખાણોમાં વ્યક્ત થતી પ્રચારપદ્ધતિ સૌ સત્યપ્રેમીનું લક્ષ ખેંચે તેવી છે પોતાનો પક્ષ સત્યનિર્ભર અને એટલે તે સ્વીકારાય તેવો આગ્રહ એ તો પ્રચાર માત્રને સામાન્ય છે પણ બીજે બધે ગોકીરો, સમજાવટને બદલે ગુસ્સો, સામાવાળાનું સમજવાની ધીરજને બદલે તેને જૂઠો ઠરાવવાની ધગશ, આંધળું એકાંગીપણું વગેરે જે સોંઘી પ્રચારપદ્ધતિ—પ્રચારવેડા નજર પડતાં જ દેખાઇ આવે છે, તેની અહીં ગંધ સરખી પણ નથી સ્વમતનું યુક્તિપુરઃસર ને સ્પષ્ટ કથન, વિરોધી મત તરફ પૂરતી સહિષ્ણુતા જ માત્ર નહીં પણ તેને સમજવાની ઘટતી ધીરજ, તેમાં રહેલાં હોય તે તથ્યાંશોનો ખુલ્લો સ્વીકાર ને નબળી બાજુની સમજાવટપૂર્વકની રજૂઆત અને જ્યાં સ્વમતમાં કચાશ હોય ત્યાં તેની ચોખ્ખા શબ્દોમાં કબૂલાત આ સત્ત્વગુણી પ્રચારપદ્ધતિનાં આગવાં લક્ષણો ગાંધીજીનાં આ લખાણોમાં સર્વત્ર દેખાઈ આવે છે જો કે જીવનના અનેક ઉચ્ચતર પાસાઓ વિશે પણ વિચાર અને તદનુસાર આચરણ કરવામાં જેમણે અસામાન્ય મૌલિકતાથી સત્યનિષ્ઠા અને હૃદયની વિશાળતાને કદી અળગી નથી કરી તેને માટે ઉપર કહી તે સિવાયની બીજી વૃત્તિ કોઇ પણ વિષયમાં દાખવવી શક્ય નથી પણ અન્યત્ર જે જાતનો પ્રચાર દેખવામાં આવે છે તેને નજરમાં રાખીને જ આ પુસ્તિકાના લખાણોની પ્રચારરીતિ વિશે આટલું કહ્યું છે—અંતે અપાયેલી સૂચિથી આ નવજીવન પ્રકાશનની ઉપયોગિતામાં વધારો થાય છે અભ્યાસના કે સંદર્ભસ્વરૂપના ગ્રંથોનું સૂચિ એ એક અનિવાર્ય અંગ છે એ આપણે ત્યાં સૌ પિછાનતા હોય તો?

હરિવલ્લભ ભાયાણી

★

## પ્રાચીન ગુજરાતી રાસાકાવ્યોનું મૂળ

જેમ પ્રાચીન ગુજરાતી આખ્યાનપ્રકારના કાવ્યોની કડવાબદ્ધ શૈલી અપભ્રંશ મહાકાવ્યોના સ્વરૂપમાંથી ઊતરી આવી છે, તેમ પ્રાચીન ગુજરાતી રાસાઓનું સ્વરૂપ પણ અપભ્રંશ રાસકકાવ્યોને આભારી છે અહીં માત્ર એ અપભ્રંશ રાસકોના સ્વરૂપલક્ષણનો જ નિર્દેશ કરવામાં આવ્યો છે તેમનું વાસ્તવિક સ્વરૂપ, તેનો અને જૂ ૫ રા કે પ્રાચીન ગુજરાતી રાસાઓના સ્વરૂપ વચ્ચેનો સંબંધ વગેરે પ્રશ્નોની તપાસ એક સ્વતંત્ર વિસ્તૃત પ્રયત્ન માગી લે તેમ છે

બે અપભ્રંશ છંદોગ્રંથોમાં જુદા જુદા બે પ્રકારના રાસકકાવ્યોનું લક્ષણ આપવામાં આવ્યું છે એ હકીકત અપભ્રંશમાં આ સાહિત્યપ્રકાર સારી પેઠે ખેડાયો હોવાનું પુરવાર કરે છે આમાંથી એક છંદોગ્રંથ તે વિરહાંકકૃત वृत्तजातिसमुच्चय (અધ્યા વેલણકરદ્વારા ૧૯૨૯ ને ૧૯૩૨ના વર્ષના જર્નલ ઑફ ધી બૉમ્બે બ્રાન્ચ ઑફ ધી રૉયલ એસિયાટિક સોસાયટીમાં સંપાદિત) વેલણકર વિરહાંકને ઇસવી ૮ મી સદી પહેલાં મૂકે છે અને તે ઠીકઠીક પ્રાચીન હોવાનું ધારે છે વિરહાંક બે પ્રકારના રાસા કે रासकની વ્યાખ્યા આપે છે वृत्तजातिसमुचय ૪, ૩૭માં તે કહે છે કે જેની 'વિસ્તારિતક' કે 'દ્વિપદીઓ' થી રચના કરવામાં આવે અને અંતે 'વિદારી' આપવામાં આવે તે 'રાસક' આ 'વિસ્તારિક' વગેરે સંજ્ઞાઓથી આપણે બીજી રીતે સાવ અજાણ છીએ વિરહાંકે वृत्तजातिसमुच्चयના બીજા નિયમની શરૂઆતમાં આ સંજ્ઞાઓ સમજાવી છે, અને તે ઉપરથી લાગે છે કે પ્રાચીન સમયમાં આ પ્રકારના रासक કાવ્યો પ્રચલિત હોય આ તો માત્ર અનુમાન જ છે, કેમકે 'વિસ્તારિતક' વગેરેવાળું કોઈ रासक કાવ્ય મળે તો જ આપણે તે વિશે કાંઈ નક્કર હકીકતો મેળવી શકીએ

પણ આપણને વધારે તો બીજા પ્રકારના रासक સાથે લેવાદેવા છે वृत्तजातिसमुच्चय ૪, ૩૮ આ પ્રમાણે છે

> अडिलाहि दुवहएहिं व मत्ता रड्डाहिं तह अ ढोसाहिं ।
> बहुएहिं जो रइज्जइ सो भण्णइ रासओ णाम ॥

'જેની ઘણા અડિલા ને દુવહઅ (દુહા) વડે અથવા તો

છે, એનો પાયો હિન્દુ–મુસ્લિમ એકતા પર રચના એમણે ભગીરથ તપશ્ચર્યા કરી છે. એમનું મંતવ્ય છે કેઃ—

"राष्ट्रभाषामें...नागरी और उर्दू लिपि को स्थान दिया जाता है और जो भाषा न फारसी है न संस्कृत, मयी है।"

શ્રી. ટંડનજીએ જવાબમાં લખ્યું:

"संमेलन हिन्दी को राष्ट्रभाषा मानता है। उर्दू को वह हिन्दी की एक बोली मानता है जो विशेष जनोंमें प्रचलित है"

અને આ ભાષાની સ્વભાવસિદ્ધ લિપિ નાગરી જ હોઈ શકે એમ પણ એમનું મંતવ્ય છે.

હિન્દની રાષ્ટ્રભાષા નાગરી હિન્દી છે. (નાગરીમાં લખાતી હિન્દી છે.) એ આ સંમેલનનો મધ્યવર્તી સિદ્ધાંત છે. ને ત્રીશ વર્ષથી એ શ્વાસ ને પ્રાણ પર એનું જીવન નિર્ભર છે.

ગાંધીજી રાષ્ટ્રસૃષ્ટા છે. હિન્દુ મુસ્લિમ બન્ને બે લિપિ શીખે અને હિન્દુસ્તાની વડે એકતા સાધે એવો વ્યવહારુ માર્ગ દર્શાવી રહ્યા છે. જ્યાં સુધી હું જોઇ શક્યો છું ત્યાં સુધી આ બે સત્યો ભિન્ન છે. એનો સમન્વય સહેલ નથી. પણ स्वधर्मे निधन श्रेयः।

સંમેલન અને ગાંધીજી બન્ને પોતપોતાના સ્વધર્મ પરસ્પર ઉદારતાથી અનુસરે તેમાં જ લાભ મને દેખાય છે. જો સંમેલનનું સત્ય ખરું હશે તો ગાંધીજી એ સ્વીકારશે ને એમનું સત્ય ખરું છે એમ સંમેલનને સમજાશે તો તે સ્વીકારતાં એ શરમાય એમ નથી. ગાંધીજીએ સંમેલનમાંથી ત્યાગપત્ર આપ્યો છે પણ તેથી એ સંમેલનને છોડી ગયા નથી. "लेकिन जैसा मैं काँग्रेसमें से निकला तो काँग्रेसकी ज्यादा सेवा करने के लिये, उसी तरह अगर मैं समेलनमें से निकला तो भी समेलनकी अर्थात् हिन्दी की ज्यादा सेवा करनेके लिये निकलूगा।

રાષ્ટ્રભાષાના પ્રશ્નનું નિરાકરણ સહેલ નથી. એને માટે તો અખૂટ શ્રદ્ધા ઉત્સાહ ને સામ જોઈશે. સંમેલન એ શક્તિઓ મેળવશે ? એ શક્તિઓ મેળવશે તો ગાંધીજીને ફરી જીતતાં વાર નહીં લાગે.

રાષ્ટ્રભાષા વિષે મારાં મંતવ્યો મેં ગયે વર્ષે રાષ્ટ્રભાષા પરિષદને પ્રમુખપદેથી મૂક્યા હતાં. મને હિન્દી–હિન્દુસ્થાની વિના બીજી રાષ્ટ્રભાષા શક્ય લાગતી નથી.

હિન્દી–હિન્દુસ્થાની શબ્દ ગાંધીજીએ ૧૯૩૪ નાગપૂરમાં જ્યારે ભારતીય સાહિત્ય પરિષદની એમ સ્થાપના કરી ત્યારે પ્રચલિત કર્યો હતો. પણ એ શ નવો નથી. ભૂદેવ મુકરજીએ ૧૮૯૨ પહેલાં શબ્દનો ઉપયોગ કર્યો હતો. હું એને સ્વભાવસિ રાષ્ટ્રભાષા માનું છું. મધ્યદેશ જે ભારતનું સાંસ્કૃ હૃદય છે–તેની એ યુગોથી ચાલી આવેલી ભાષા નાગરી હિન્દી એ એનું સ્વાભાવિક વિકસિત સ્વ છે. ઉર્દૂ એ એનું ફારસી અરબી શૈલીનું સ્વરૂપ

જ્યાં સુધી ભારતમાં મધ્યદેશનું સ્થાન નહીં સમજ ત્યાં સુધી હિન્દીનું મહત્ત્વ મપાય એમ નથી. મધ્યદે ભારતનું ઉત્તમાંગ છે. એમાં એના સંસ્કાર જન્મ વિકસ્યા, પરિપાક પામ્યા. એની મૂળભાષા તે સં એનો આત્મા બ્રહ્માવર્તમાં ઘડાયો. સરસ્વતી, ગંગા જમનાએ એનો જીવનપ્રવાહ ઝીલ્યો. શ્રીકૃષ્ણનું એ એનું પુરાણું મધ્યબિન્દુ. જનમેજય પરિ આસિદવન્ત એનું પુરાણું પાટનગર. સંસ્કૃત વાણી. પાલી પણ એની જ ભાષા પર રચા સાહિત્યભાષા–પશ્ચિમ હિન્દીની એ માતામહી. કાળમાં (ઈ. સ. ૫૫૦–૧૦૦૦) કનોજ એનું પાટ રાજશેખર એનો કવિ સમ્રાટ. એ કહી ગયો છે મધ્યદેશના લોકો તો બધી ભાષામાં નિષ્ણાત यो मध्ये मध्यदेशं निवसति स कवि. सर्व (Gujarata & its Literature, 60 b) સંસ્કૃત એમને પ્રિય હતું. પાંચાલના સર્વ શ્રેષ્ટ હતા. એમની વાણી એમની શૈલીને આપે એવી હતી. એમની શબ્દગૂંથણી સુંદર એમની કૃતિઓ નિયમાનુસર હતી. એમના મધુસમાં મીઠાં હતાં. પાંચાલના લોકો આર્યા આભૂષણરૂપ હતાં. એમની સ્ત્રીઓ અદ્ભુત એમની ઢબછબ કવિ કહે છે કે બધા દેશની અનુકરણ કરવા જેવી હતી.

" यो मार्ग. परिधानकर्मणि गिरा या सूक्ति भङ्गियो कवरीचयेपु रचन यद्भूपणा लीपु व। कान्यकुब्जललना लोकैरिहान्यश्च यच्छिसन्ते दिक्षु तरसा तत्कौतुकिन्यः स्त्रिय"

' बालरामायण'

આ કનોજ પાંચમો વર્ષ સુધી હિન્દનું રહ્યું. ઇ. સ. ૮૦૦ થી ૯૫૦ સુધી પ્રતિહાર સમ્રાટોએ એમના પર રાજ્ય કર્યું. એ નરેશો મિહિરભોજ, મહેન્દ્રપાલ ને મહિપ

વર્તના મહારાજાધિરાજ કહાવતા રાજશેખર કહી ગયો છે

नमित मुरलमौलि पाकलो मेकलाना,
रणकलित कलिङ्ग केलिसूकेरलेन्दो ।
अजनि जितकुल्लूत: कुन्तलाना कुठार
हठाहृतमलश्री श्रीमहीपालदेव ॥

तेन च रघुवंश मुक्तामणिनाऽऽर्यावर्तमहाराज धिराजेन श्री निर्भय नरेन्द्र नन्दनेनाधिकृत सभासद सर्वान .

(બાલભારત ૧, ૭-૮)

મેવાડ ને ગુર્જરમા (આજનું મારવાડ) તો આ સામ્રાટોનુ ઉત્પત્તિસ્થાન બાપારાવળનો વશજ હર્ષરાજ તો સમ્રાટ મહિરભોજનો સામન્ત તેના પુત્ર ગુહિલ બીજાએ સનાટની આજ્ઞા સ્વીકારી બગાલના રાજા દેવપાલના ઘોડાઓ પકડી આણ્યા

આ મધ્યદેશની સાહિત્યવિષયક ભાષા તે શૌરસેની પ્રાકૃત એની દેશભાષાનુ સાહિત્યવિષયક સ્વરૂપ શૌરસેની અપભ્રશ પશ્ચિમ દેશની દેશભાષાનુ નામ ગુર્જરી અપભ્રશ કહી શકાય મેવાડી સ્વાત ને કાશ્મીરના ગુજરોની બોલી એ આ ગુર્જરીના આજના અવશેષો એ સમયમા ઉત્તરપૂર્વ મધ્યદેશમા ને મથુરાની આસપાસ શૌરસેની અપભ્રશ જેવી દેશભાષા બોલાતી આ શૌરસેની દેશભાષાના નમૂના જડતા નથી પણ ગુર્જરી અકારાન્ત ભાષા હતી શૌરસેની આકારાન્ત હતી. બન્ને વચ્ચે ઝાઝો ભેદ ન હતો

હમણા જ હુ કાશ્મીરના ગુર્જરોના લોકગીત લઈ આવ્યો છુ એ લોકો ઈ સ ૧૦૦૦મા રાજસ્થાન માથી ઉત્તર તરફ ગયા એમની બોલીમા જૂના અ શો રહ્યા છે તેનો એક નમૂનો અહીંયા ઉતારુ છુ

अय पारो पारी ज्योँ पैया
गाल सुणी जा खडो के।
घदी दुखाँ भारी
गल लगसा में रोके। १
चोंडयानी छे भाईया
चड मुकेनी महिने।
खबरों नहि आइया
सजण मोरु के सिने २

અર્થ —ભાઈ જરા ઊભો રહીને મારી વાત તો સાભળ હુ દુખી છુ એને ગયાને કેટલો બધો સમય થયો, પણ એમના કઈ જ ખબર નથી એ જીવતા છે કે નહીં તે પણ હુ જાણુતી નથી

દશમી સદીમા ધનપાલની ભવિષ્યત્કથામાથી એક દૃષ્ટાન્ત લઉં

सुहियहि हियउ णाहिं अप्पिवउ परिमिऊ थोडथोड जप्पिवऊ

अत्थु विढप्पइ विविह पयारिहिं यंचिवि करसना सचारिहिं,
(सुहृदसे हृदय नाहीं आपिये परिमित थोडु थोडु बोलिये
अर्थ वधारिये विविध पेरे वचना से या करसचारसे)

બારમા શતકમા તો રાષ્ટ્રભાષાના ઘણા ઉદાહરણ મળે છે .

अम्हे थोवा रिउ बहुय, काअर एव भणन्ति ।
मुद्धि गिहालहि गअण-अलु कइ जण जोण्ह करन्ति।

( सिद्धहेम ८-४-३७६ )

બગાળ-બિહારના સહજિયાપથ એક પુસ્તકમા દુહા છે

जहि मन पवन न सचरइ, रविससि णाह पवेस।
तहि वढ चित्त बिसाम करु, सरहे कहिअ उएस ॥
लोअह गव्व समुव्वहइ हउ परमत्थे पवीण ।
कोडिह मज्झेँ एक्कु जइ होइ णिरञ्जणलीण ॥

અર્થ –જ્યા મન પવન કે રવિશશીનો પ્રવેશ નથી ત્યા હે ચિત્ત તુ વિશ્રામ કર એવો સરહનો ઉપદેશ છે બધા લોકોને ગર્વ છે કે હુ પરમાર્થી છુ, પણ નિરજનમા લીન એવો તો કરોડોમા એકાદ જ હોય છે

એ જ સમયના એક ખોવાયલા મુજપ્રબધના અવશેષ દુહાઓ મે એકઠા કર્યા છે

बाह विछोडयि जाहि तुहु हउ तेवँई को दोसु
हिअयट्ठिउ जइ नीसरहि जाणऊ मुज सरोसु ॥
मुज भणइ मुणालवइ जुव्वण गयउ म झूरि ।
जइ सक्कर सयखड थिय तो इस मिट्ठी चूरि ॥

અર્થ —બાય છોડીને જાય છે તેથી કઈ તને હુ ગુસ્સે થયેનો માનવાની નથી હૃદયમાથી ચાલી જાય ત્યારે માનીશ કે મુજ મારી પર ગુસ્સે છે મુજ મૃણાલવતીને કહે છે કે વીતી ગયેલા જીવન માટે કલ્પાત ન કર

તુર્કોનું આક્રમણ થયુ ત્યારે નર્મદાની ઉત્તરે બધાથી સમજાય અને દરેક પ્રદેશના વિદ્વાનો લખી શકે એવી રાષ્ટ્રભાષા પ્રચારમા હતી, અને સસ્કૃતની સતત

# ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા

સંપાદકો
ચીમનલાલ શાહ
ચન્દ્રકાન્ત મહેતા

પુસ્તક ૩ | નવેમ્બર-ડિસેમ્બર ૧૯૪૫ | અંક ૨—૩

[અખીલ ભારતવર્ષીય હિન્દી સાહિત્ય સમેલનનો ઉદેપુરમાં ભરાયલા ૩૩ મા અધિવેશનના પ્રમુખપદેથી શ્રી મુનશીજીએ આપેલું વ્યાખ્યાન]

**સ્વાગતાધ્યક્ષ, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,**

આપ સૌએ મને આ સ્થાન આપી ઋણી કર્યો છે. હિન્દી સાહિત્ય સમેલન એ તો હિન્દનાં રાષ્ટ્રભાષા ને સાહિત્યનું સંમેલન છે. એનુ પ્રમુખસ્થાન એ તો અણમોલો અધિકાર છે. એ અધિકાર માટેની મારી યોગ્યતા નથી એ હુ જાણું છું. મને સારું હિન્દી આવડતુ નથી. હિન્દી સાહિત્યનો મારો અભ્યાસ ઓછો છે. હિન્દી જગતના સાહિત્યવિષયક પ્રશ્નોથી હું સુપરિચિત નથી. ગયે વર્ષે જયપુરમા તમે મને રાષ્ટ્રભાષા પરિષદનો પ્રમુખ બનાવ્યો હતો. આ વર્ષે મને આ માન આપ્યુ છે. તમે મને જે માન આપ્યુ છે અને મારામા જે શ્રદ્ધા વ્યક્ત કરી છે તેને યોગ્ય થવાનો હું પ્રયત્ન કરીશ, એ સિવાય હુ અત્યારે બીજી કોઈ પણ આશા આપી શકું એમ નથી.

ગુજરાતે અત્યાર પહેલા આ સંમેલનને બે પ્રમુખ આપ્યા હતા. એક ગુર્જરનરેશ સયાજીરાવ ગાયકવાડ, અને બીજા જગતવંદ્ય મહાત્મા ગાંધી. પણ હુ રાજ્યાધિકારી નથી, કે રાજકીય નેતા નથી. હુ તો તમારા બધાની જેમ સરસ્વતીના મંદિરમા એક અલ્પ, પામર પૂજારી છું. મારા જીવનની જે હુ ધન્ય પળો ગણું છું તે મેં મારી સાહિત્યભારતીને ચરણે સમર્પી છે. હું તો એક રંક સાહિત્યકાર છુ. ઇશ્વરે મને મારી કેટલીક કૃતિઓ સમસ્ત ભારતમા રસથી વાચતી જોવાનો લ્હાવો આપ્યો છે એ કૃપા, આજે તમે મને જે સ્થાન આપ્યું છે તે વડે મૂર્તિમતિ બને છે. એ માટે હું ઇશ્વરનો જેટલો પાડ માનુ તેટલો ઓછો છે.

આ ૩૩મુ અધિવેશન ઇતિહાસમશહૂર ઉદયપુરમા મળે છે. મેવાડની પુણ્યભૂમિમાં પગ મૂકતા કોનું હૃદય ઉલ્લસિત ન બને? અહીંયાની ભૂમિનો કણે કણ વીરકથા ઉચ્ચારે છે. ચિતોડના કાંગરે કાંગરે વીરોના આત્મબલિદાન ને સતીઓના જૌહરના સ્મરણો કોતરાયા છે. અહીંયાંનાં શૃંગે શૃંગે અપ્રતિરથ પ્રતાપની હાકલના પડઘા પડે છે. સદીઓની શ્રદ્ધાઓનું પાત્ર એવા કેસરીયાજી અહીંયાં બિરાજે છે. મધ્યકાલીન ભાગવત ધર્મના ઇષ્ટદેવ શ્રીનાથજી સકલ ભારતની વંદના આકર્ષતા અહીંયાં બિરાજે છે. શૂરવીર સીસોદિયાના ઇષ્ટદેવ એકલિંગજીનુ પુણ્ય સ્મરણધામ પણ અહીંયાં છે. હલદીઘાટ હિન્દની અડગ વીરતાની અહીંયાથી ઘોષણા કરે છે. અહીંયા પલવાર બ્રિટિશ સલ્તનતની ગુલામગીરી આપણે વિસરી શકીયે છીએ. પલવાર મુગલ સમ્રાટને પડકાર કરનાર વીરોના સ્મરણ કરતાં આપણે માથું ઊંચું રાખી શકીએ છીએ. શ્રદ્ધાથી ભવિષ્યના પટપર દૃષ્ટિ નાખી ઉચ્ચારી શકીએ છીએ કે આર્યત્વ અમર ને અજેય છે.

આજે મારા હૃદયમા ખિન્નતાનો સંચાર થાય છે. મહાત્મા ગાંધીજી આ સંમેલનથી અલગ થઈ ગયા છે. ઇંદિરમાં એ મને સંમેલનમાં લઈ આવ્યા. એમની પ્રેરણા ને સહાયથી સદ્‌ગત શ્રી. પ્રેમચન્દજી સાથે મેં 'હંસ' માસિક ચલાવ્યુ હતુ. નાગપૂરમા ભારતીય સાહિત્ય પરિષદની યોજનાને એમણે સત્કારી ને તેના પ્રમુખ પણ એ બન્યા હતા. આજે આ સંમેલનનુ પ્રમુખપદ તમે મને આપ્યુ ત્યારે મને પ્રેરણા ને શક્તિનાં પય પાવા એ નથી એ ઉણપ અત્યારે મને સાલ્યા વિના રહેતી નથી.

મેં મહાત્માજી ને શ્રી. ટંડનજી વચ્ચેનો પત્રવ્યવહાર ધ્યાનથી વાચ્યો છે. એમા બે અડગ શ્રદ્ધાવાન પુરુષોની સ્વધર્મનિષ્ઠા તરી આવે છે. ગાંધીજી માને છે કે હિન્દી અને ઉર્દૂનો સમન્વય એ શક્ય અને ઇષ્ટ બન્ને છે. ટંડનજી માને છે કે એ શક્ય નથી, ને સંમેલન માટે ઇષ્ટ પણ નથી.

ગાંધીજી તો આદર્શોના સૃષ્ટા છે. તેને સિદ્ધ કરવા પોતાની બધી શક્તિઓ એકાગ્ર કરવામાં એ જીવનની સાર્થકતા સમજે છે. હિન્દનું રાષ્ટ્રત્વ એમને અરજાનુ

છે, એનો પાયો હિન્દુ–મુસ્લિમ એકતા પર રચવા એમણે ભગીરથ તપશ્ચર્યા કરી છે એમનું મતવ્ય છે કે —

"राष्ट्रभाषामें.. नागरी और उर्दू लिपि को स्थान दिया जाता है और जो भाषा न फारसी है न संस्कृत मयी है।"

શ્રી ટંડનજીએ જવાબમા લખ્યું

"समेलन हिन्दी को राष्ट्रभाषा मानता है। उर्दू को वह हिन्दी की एक बोली मानता है जो विशेष जनोंमें प्रचलित है"

અને આ ભાષાની સ્વભાવસિદ્ધ લિપિ નાગરી જ હોઈ શકે એમ પણ એમનું મતવ્ય છે

હિન્દની રાષ્ટ્રભાષા નાગરી હિન્દી છે (નાગરીમા લખાતી હિન્દી છે) એ આ સમેલનનો મધ્યવર્તી સિદ્ધાત છે ને ત્રીશ વર્ષથી એ શ્વાસ ને પ્રાણ પર એનું જીવન નિર્ભર છે

ગાધીજી રાષ્ટ્રસૃષ્ટા છે હિન્દુ મુસ્લિમ બન્ને બે લિપિ શીખે અને હિન્દુસ્તાની વડે એકતા સાધે એવો વ્યવહારુ માર્ગ દર્શાવી રહ્યા છે જ્યા સુધી હું જોઇ શક્યો છુ ત્યા સુધી આ બે સત્યો ભિન્ન છે એનો સમન્વય સહેલ નથી પણ स्वधर्मे निधन श्रेय ।

સમેલન અને ગાધીજી બન્ને પોતપોતાના સ્વધર્મ પરસ્પર ઉદારતાથી અનુસરે તેમા જ લાભ મને દેખાય છે જો સમેલનનુ સત્ય ખરુ હશે તો ગાધીજી એ સ્વીકારશે ને એમનુ સત્ય ખરુ છે એમ સમેલનને સમજાશે તો તે સ્વીકારતા એ શરમાય એમ નથી ગાધીજીએ સમેલનમાથી ત્યાગપત્ર આપ્યો છે પણ તેથી એ સમેલનને છોડી ગયા નથી "लेकिन जैसा मैं कॉंग्रेसमें से निकला तो कॉंग्रेसकी ज्यादा सेवा करने के लिये, उसी तरह अगर मैं समेलनमें से निकला तो भी समेलनकी अर्थात् हिन्दी की ज्यादा सेवा करनेके लिये निकलूगा।

રાષ્ટ્રભાષાના પ્રશ્નનું નિરાકરણ સહેલ નથી એને માટે તો અપૂર્ ઉત્સાહ ને ત્યાગ જોઈશે સમેલન એ શક્તિઓ મેળવશે ? એ શક્તિઓ મેળવશે તો ગાધીજીને ફરી જીતતા વાર નહીં લાગે

રાષ્ટ્રભાષા વિશે મારા મતવ્યો મે ગયે વર્ષે રાષ્ટ્રભાષા પરિષદને પ્રમુખપદેથી મૂક્યા હતા મને હિન્દી–હિન્દુસ્થાની વિના બીજી રાષ્ટ્રભાષા શક્ય લાગતી નથી

હિન્દી–હિન્દુસ્થાની શબ્દ ગાધીજીએ ૧૯૩૪મા નાગપૂરમા જ્યારે ભારતીય સાહિત્ય પરિષદની એમણે સ્થાપના કરી ત્યારે પ્રચલિત કર્યો હતો પણ એ શબ્દ નવો નથી ભૂદેવ મુખરજીએ ૧૮૯૨ પહેલા એ શબ્દનો ઉપયોગ કર્યો હતો હું એને સ્વભાવસિદ્ધ રાષ્ટ્રભાષા માનું છુ મધ્યદેશ જે ભારતનું સાસ્કારિક હૃદય છે–તેની એ યુગોથી ચાલી આવેલી ભાષા છે નાગરી હિન્દી એ એનુ સ્વાભાવિક વિકસિત સ્વરૂપ છે ઉર્દૂ એ એનું ફારસી અરબ્બી શૈલીનું સ્વરૂપ છે

જ્યા સુધી ભારતમા મધ્યદેશનું સ્થાન નહીં સમજાય ત્યા સુધી હિન્દીનુ મહત્ત્વ મપાય એમ નથી મધ્યદેશ ભારતનુ ઉત્તમાગ છે એમા એના સસ્કાર જન્મ્યા વિકસ્યા, પરિપાક પામ્યા એની મૂળભાષા તે સસ્કૃત એનો આત્મા બ્રહ્માવર્તમા ઘડાયો સરસ્વતી, ગગા ને જમનાએ એનો જીવનપ્રવાહ સીંચ્યો શ્રીકૃષ્ણનુ મથુરા એ એનું પુરાણુ મધ્યબિન્દુ, જનમેજય પરિક્ષિતનું આસિદ્દવન્ત એનુ પુરાણુ પાટનગર સસ્કૃત એની વાણી પાલી પણ એની જ ભાષા પર રચાયલી સાહિત્યભાષા–પશ્ચિમ હિન્દીની એ માતામહી મ[illegible] કાળમા (ઈ સ ૫૫૦–૧૦૦૦) કનૌજ એનુ પાટન[illegible] રાજશેખર એનો કવિ સમ્રાટ એ કહી ગયો છે મધ્યદેશના લોકો તો બધી ભાષામા નિષ્ણાત હ[illegible] यो मध्ये मध्यदेश निवसति स कवि सर्व भाषानिषण (Gujarata & its Literature, pag 60 b) સસ્કૃત એમને પ્રિય હતુ પાચાલના કવિ[illegible] સર્વ શ્રેષ્ટ હતા એમની વાણી એમની શૈલીને શો[illegible] આપે એવી હતી એમની શબ્દગૂથણી સુદર હત[illegible] એમની કૃતિઓ નિયમાનુસાર હતી એમના ઉચ્ચાર[illegible] મધુસમા મીઠા હતા પાચાલના લોકો આર્યાવર્ત[illegible] આભૂષણરૂપ હતા એમની સ્ત્રીઓ અદ્ભુત હતી એમની ઢમઢબ કવિ કહે છે કે બધા દેશની સ્ત્રીઓએ અનુકરણ કરવા જેવી હતી

'यो मार्ग परिधानकर्मणि गिरा या सूक्ति मुद्राक्रमे भङ्गिर्या कवरीचयेषु रचन यद्भूषणा लीषु च। दृष्ट सुन्दरि कान्यकुब्जललना लोकैरिहान्यच्च यच्छिक्षन्ते सकला दिक्षु तरसा तत्कौतुकिन्य स्त्रिय'

बालरामायण १०८०

આ કનૌજ પાચમો વર્ષ સુધી હિન્દનુ પાટનગર રહ્યુ ૭ સ ૮૦૦ થી ૮૫૦ સુધી પ્રતિહાર ગુર્જરેશ્વર સમ્રાટોએ એમના પર રાજ્ય કર્યું એ વશના મહાન નરેશો મિહિરભોજ, મહેન્દ્રપાલ ને મહિપાલને

વર્તના મહારાજાધિરાજ કહાવતા રાજશેખર કહી ગયો છે

नमित मुरलमौलि पाकलो मेकलाना,
रणकलित कलिङ्ग केलिसूकेरलेन्दो ।
अजनि जितकुल्लूत' कुन्तलाना कुठार
हठाहृतमलश्री श्रीमहीपालदेव. ॥

तेन च रघुवश मुक्तामणिनाऽऽर्यावर्तमहाराज धिराजेन श्री निर्भय नरेन्द्र नन्दनेनाधिकृत सभासद सर्वान......

(બાલભારત ૧, ૭–૮)

મેવાડ ને ગુર્જરમા (આજનું મારવાડ) તો આ સામ્રાટોનું ઉત્પત્તિસ્થાન બાપારાવળનો વંશજ હર્ષરાજ તો સમ્રાટ મહિરભોજનો સામન્ત. તેના પુત્ર ગુહિલ બીજાએ સમ્રાટની આજ્ઞા સ્વીકારી બગાલના રાજા દેવપાલના ઘોડાઓ પકડી આણ્યા

આ મધ્યદેશની સાહિત્યવિષયક ભાષા તે શૌરસેની પ્રાકૃત એની દેશભાષાનું સાહિત્યવિષયક સ્વરૂપ શૌરસેની અપભ્રંશ. પશ્ચિમ દેશની દેશભાષાનુ નામ ગુર્જરી અપભ્રંશ કહી શકાય. મેવાડી ખ્યાત ને કાશ્મીરના ગુજ્જરોની બોલી એ આ ગુર્જરીના આજના અવશેષો એ સમયમા ઉત્તરપૂર્વ મધ્યદેશમા ને મથુરાની આસપાસ શૌરસેની અપભ્રંશ જેવી દેશભાષા બોલાતી. આ શૌરસેની દેશભાષાના નમૂના જડતા નથી પણ ગુર્જરી અકારાન્ત ભાષા હતી. શૌરસેની આકારાન્ત હતી. બન્ને વચ્ચે ઝાઝો ભેદ ન હતો.

હમણા જ હુ કાશ્મીરના ગુર્જરોના લોકગીત લઈ આવ્યો છુ એ લોકો ઈ સ ૧૦૦૦મા રાજસ્થાનમાંથી ઉત્તર તરફ ગયા એમની બોલીમા જૂના અંશો રહ્યા છે તેનો એક નમૂનો અહીંયા ઉતારુ છુ :

अय पारो पारी ज्यौंघाँ पैया
गाल सुणी जा खड़ो के।
यरी दुखाँ मारी
गल लगसा में रोके। १
चोंडवानी छे माईयाँ
चढ मुकेनी महिने।
खबरों नहि आइया
सजण मोह के तिने २

અર્થ —ભાઇ જરા ઊભો રહીને મારી વાત તો સાંભળ દૂ દુખી છું. એને ગયાને કેટલો બધો સમય થયો, પણ એમના કંઈ જ ખબર નથી. એ જીવતા છે કે નહીં તે પણ હુ જાણતી નથી.

દશમી સદીમા ધનપાલની ભવિષ્યત્કથામાથી એક દૃષ્ટાન્ત લઉં.

सुहियहि हियउ णाहिं अप्पिवउ परिमिऊ थोड्थोड
जप्पिवऊ

अत्थु विढप्पइ विविहि पयारिहिं वचिवि करसना सचारिहि,
(सुहृदसे हृदय नाहीं आपिये परिमित थोड्डु थोड्डु बोलिये
अर्थ वघारिये विविध पेरे वचना से वा करसचारसे)

બારમા શતકમા તો રાષ્ટ્રભાષાના ઘણા ઉદાહરણ મળે છે :

अम्हे थोवा रिउ बहुय, काअर एव भणन्ति ।
मुद्धि गिहालहि गअण-अलु कइ जण जोण्ह करन्ति ।
( सिद्धहेम ८–४–३७६ )

બંગાળ–બિહારના સહજિયાપંથ એક પુસ્તકમા દુહા છે

जहि मन पवन न सचरइ, रविससि णाह पवेस।
तहि वढ चित्त विसाम करु, सरहे कहिअ उएस ॥
लोअह गव्व समुव्वहइ हउ परमत्थे पवीण ।
कोडिह मज्झेँ एवकु जइ होइ णिरञ्जणलीण ॥

અર્થ –જ્યા મન પવન કે રવિશશીનો પ્રવેશ નથી ત્યા હે ચિત્ત તુ વિશ્રામ કર એવો સરહનો ઉપદેશ છે. બધા લોકોને ગર્વ છે કે હુ પરમાર્થી છુ, પણ નિરંજનમા લીન એવો તો કરોડોમા એકાદ જ હોય છે.

એ જ સમયના એક ખોવાયલા મુંજપ્રબંધના અવશેષ દુહાઓ મે એકઠા કર્યા છે

बाह विछोडवि जाहि तुहु हउ तेवँई को दोसु
हिअयट्ठिउ जइ नीसरहि जाणऊ मुज सरोसु ॥
मुज भणइ मुणालवइ जुव्वण गयउ म झूरि ।
जइ सक्कर सयखड थिय तो इस मिठी चूरि ॥

અર્થ –બાય છોડીને જાય છે તેથી કઈ તને દૂ ગુસ્સે થયેનો માનવાની નથી હૃદયમાથી ચાલી જાય ત્યારે માનીશ કે મુજ મારી પર ગુસ્સે છે. મુજ મૃણાલવતીને કહે છે કે વીતી ગયેલા જીવન માટે કલ્પાત ન કર.

તુર્કોનું આક્રમણ થયુ ત્યારે નર્મદાની ઉત્તરે બધાથી સમન્વય અને દરેક પ્રદેશના વિદ્વાનો લખી શકે એવી રાષ્ટ્રભાષા પ્રચારમા હતી, અને સંસ્કૃતની સતત

પ્રેરણાથી તે ભારતના આત્માના દર્શન કરવાનું વાહન બની હતી

તુર્કો આવ્યા પંજાબ ને દિલ્હીમા થાણા નાખ્યા અને વ્યવહાર ભાષાનો જન્મ થયો, તે વખતે અપભ્રંશના મુખ્ય વિભાગોમા પંજાબી, પશ્ચિમી, પૂર્વી (અવધી, બાઘેલી ને છત્તીસગઢી), બિહારી અને રાજસ્થાની (ભોજપુરિયા, મૈથિલી, મગધી ને છોટાનાગપુરી, મારવાડી, જયપુરી માળવી, મેવાડી ને ગુજરાતી સુદ્ધાંય) એવા બધાથી સમજાય એવા સ્વરૂપ હતા.

ધીમે ધીમે વ્રજભાષા, કનૌજી, બુંદેલી અને મીરત રોહિલખંડ અને અંબાલામા બોલાતી ભાષામાથી તુર્કો અને હિન્દીઓ વચ્ચેના વ્યવહારની ભાષા ઘડાઈ દિલ્હી તુર્કોનું મુખ્ય પાટનગર બન્યુ, અને તેની આસપાસ આ ભાષા વપરાવા લાગી પણ દિલ્હીની રાજભાષા ફારસી હતી, પ્રારંભિક હિન્દી માત્ર બજારુ હતી

પણ હિન્દુઓ તો પોતાની સમૃદ્ધ ભાષા વાપરતા ગયા રાજસ્થાનીએ ડિંગળ સ્વરૂપ લીધુ અપભ્રંશમાથી પિંગળનુ સ્વરૂપ ઉદ્ભવ્યુ રાજસ્થાન ને ગુજરાતમા રાસાઓમા ગુર્જરીના તત્ત્વો રહ્યા મથુરા પ્રદેશમા શૌરસેની અપભ્રંશનુ સ્વરૂપ વ્રજભાષારૂપે સચવાયુ અને ધીમે ધીમે તે સાહિત્યનુ સર્વોપરી વાહન બન્યુ અવધી, ભોજપુરિયા, અને મૈથિલીમા પણ સાહિત્ય રચાતું ગયુ ગુજરાતમા ય ૧૯મી સદી સુધી કવિ દયારામે વ્રજભાષામા કવિતા કરવામા ગર્વ માન્યો હતો જ્યારે તુર્કોએ દિલ્હીમા સલ્તનત સ્થાપી ત્યારે

૧ સમસ્ત ભારતમા સંસ્કાર સાહિત્યને ધર્મની એકમાત્ર ભાષા સંસ્કૃત હતી

૨ નર્મદાની ઉત્તરે ભદ્રવર્ગોની અને તેની દક્ષિણે વિદ્વન્મડળીની રાષ્ટ્રભાષા સંસ્કૃત હતી

૩ નર્મદાની ઉત્તરે તે મથુરાસુધી ગૌર્જરી, ઉત્તરમા તે બનારસ સુધી શૌરસેની, પછી અવધી ને બિહારી દેશભાષાઓ પ્રવર્તતી પૂર્વબિહારમા ને ઓરિસ્સામા એ ભાષા બંગાળીમા ધીમે ધીમે ભળી જતી

૪ તુર્ક સલ્તનતને લીધે દિલ્હી પ્રદેશ, પૂર્વપંજાબ ને પશ્ચિમ સંયુક્તપ્રાતમા ફારસી બોલતા તુર્કો ને હિન્દીઓ વચ્ચે વ્યવહારની નવી ભાષા પ્રગટી

૫ સલ્તનતના પ્રદેશની બહાર સંસ્કૃત અને વ્રજ ભાષાની પ્રેરણાથી સાહિત્યની ભાષા વિકસવા લાગી અને વ્યવહારની ભાષા પણ હતી તેવી એક જ રહી આમ હિન્દની એક રાષ્ટ્રભાષા હતી એ નવી વસ્તુ છે એ ભ્રમણા છે

કંઈક અંશે મનક્ષેપનો ગુન્હો વેહોરીને તમારી સમક્ષ છઠ્ઠીથી વીશમી સદીના સાહિત્યના ફકરા હું રજૂ કરવા માગુ છુ એ ફકરાઓ સિદ્ધ કરી આપશે કે ભારતમા જેમ સંસ્કૃત શિષ્ટોની રાષ્ટ્રભાષા હતી તેમ બીજી પણ એક સામાન્ય જનતાની રાષ્ટ્રભાષા હતી જે બધા સમજતા અને જેના જુદા જુદા સ્વરૂપોમા તે પ્રતિબિમ્બિત થતી

આંધ્ર

ननदमय तुत्तिघरु मन प्रमवाननहृद्यमानलै
सिलियिरी दीघवासरनिशल विल्स तवनन्दनम्मुल्त
नलिनद कम्बुल्न्, मृदुमृणाल्मुल्न घनसारयामुल्न्
तलिरुलरौग्यंग्न। सल्ल्विर्तनचन्दन चारु चर्चलन

(૧૧૦૦ વીન્નયભટ્ટ નામના પૂર્વ ચાલુક્ય સમ્રાટના રાજકવિનુ તેલુગુ કાવ્ય)

રાજસ્થાન

ભાદ્રવિ ભરીયા સર પિખેવિ સકરુણ રોઅઈ એ જ્લદેવિ
એમ્બડી મઈ નિરધાર કિમ અવેપિસિ કસણાસાર
( વિજયચન્દ્ર સૂરિભનેમિનાથ ચપ્કભાદિક
સ ૧૨૬૯ )

દિલ્હી

वह आवे तव सादी होय ।
उस विन दुजी और न कोय ।
मीठे लागे वाके वोल ।
*हे सखि साजन ! ना सखि ढोल*

मीर खुसरोकी पहेली स १३४०

સયુક્તપ્રાત

सस्कृतहीं पडित कहे बहुत करे अभिमान
भाषा जनी तरक करे ते नर मूढ अजान
सस्किरत ससारमें पडित करे वखान
भाषा भक्ति दृढावही न्यारा पद निरवान
सस्किरत है कूपजल भाषा वहता नीर
भाषा सदगुरु महित है, सतमन गहिर गँभीर

કબીર સ ૧૩૮૮

રાજસ્થાન

मुस सिरकमल मे छपय लगइ तु गयणगमणि
भाग व उगइ

जा अवर पुड्तलि तरणि रमइ, ता कमधजवन्ध न घगड नमइ
वरि वडवानल तण झाल शमइ, पुणमेच्छ न आपू व्यास किमइ

રણમલ્લ૭૬ સ ૧૪૦૦

ગુજરાત

देह राखवा क्युं उपाय। कोइ दुष्ट मुझ सरखु ? राय।
श्रात थका भि नवि हिंडाय, विषम वाट, ततु धूलि भराय,
दु खातुर अति थाका चरण, घणू इ वाछू नावि मरण
अवि अधारु लोचन, धृजि रिदि न चली मन,
पीडि पिपासा, कोलू वारि, ढली ढली पडू रा तिणि ठारि ॥

કાદમ્બરી, ભાલણ સ ૧૪૨૬

વિજયનગર

अटजनि कासे भूमिसुरु अम्बरचुम्बि सिर सरज्जरि
पटलमू हुर्मु हुम्लुट अमद्ग तरद्ग मृदद्ग निस्वन–।
स्फुटनानुकूल परिफुल्ल कलापि जालमुन
घटक चरत्करेणु करचम्पित जालमुचीतशैलमुन्॥

(વિજયનગરના રાજકવિ અલ્લસાનિપેદનનું ૧૫૦૦મા ખાયલુ તેલુગુ કાવ્ય)

नाचइ गोपीय वृद, वाइ मधुर मृदग
मोडइ अगमुरग, सारग घी वाइल महुयरि हे फुलवरी महुयर हे

નર્તાર્ષિ ફાગુ સ ૧૪૩૮ લગભગ

રાજસ્થાન

जिहा पुजीइ शालिग्राम, जिहा जपीइ हरिनु नाम।
जिणि देसि कीजइ जाग, जिहां विप्रनइ दीजइ त्याग।
जिहा तुलसी पीपल पुजीइ, वेद पुराण धर्म बूझीइ।
जिणि देसि सहू तीरथ जाइ, स्मृति पुराण माहीइ गाई।
माधवि म्लेच्छ आणिया तहिं ॥

પદ્મનાભકૃત કાન્હડદે પ્રબંધ સ ૧૫૧૨

મિથિલા

सखि कि पुछलि अनुभव मोय।
सेहोपिरित अनुराग वखानिए तिल तिल नूतन होय।
जनम अवधि हम रूप निहरला नयन न तिरपित मेल।
सेहो मधुबोल श्रवनहि सुलल श्रुतिपथ परस न भेला

विद्यापति स १४३०

ગુજરાત

हार ते मार मू डर वरि सइरि शृङ्गार अङ्गार
चित हरइ नवि चन्दन, चन्द नहि मनोहार

વસન્તવિલાસ ૧૫મી સદી

રાજસ્થાન

जो तुम तोडो पिया में नही तोडु।
तेरी तोडी प्रीत कृष्ण कोन सग जोडु ?॥
तुम भये तरुवर में भइ पखीया।
तुम भये सरोवर में तेरी मछीया॥

મીરાબાઈ, ૧૬મી સદી

બંગાલ

बधू तुमि से आमार प्रान
देह मन आदि तोहारे सपछि कुलशील जाति मान
अखिलेर नाथ, तुमि हे कलिया योगीरआराध्यधन
गोप गोयालिनी हाम अतिदीना, ना जानि भजनपूजन
पीरिती सागरे, ढालि तनुमन, दियाछि तोमार पाय

ચંડીદાસ ૧૬મી સદી

લાટ

कहितु कालिज माहा घट राखु हृय्य मसारि
मूसमि मूकी माधवा पगलु रखे पधारि
आपिस माधवउ आखि माहा आणि कालज देशि
पगि लागू छाउ पीड तुझ मम जाइसि परदेशि

ગણપતિ માધવાનલ કામદ કુંદલાદોગ્ધક પ્રબંધ

ગુજરાત

ने दीठे तनमन हसे नयणां धरे सनेह
ते माणस नवि मूकिये प्राज तजे जो देह

नयनसुदर स १५३०

મારવાડ

पथि एक सन्देशडो, ढोलाने समजाय
जो तु ढोला नावियो, श्रावण पेहली तीज
सैहरा बनेशी बीजली, मुध मरेसी बीज
जिण दिस तू सावन बसै, तिण दिस माहि सलाम।
जवथी हम तुम बीछडे, तबधी नींद हराम॥

કુશલલાભકૃત મારુઢોલા, ચોપાઈ સ ૧૫૬૧

ગુજરાત

મોહમાયા વ્યાપે નહિ જેને દૃઢ વૈરાગ્ય જેના મનમા રે,
રામનામ શુ તાળી રે લાગી સકળ તીરથ તેના તનમા રે
વણલોભી ને કપટરહિત છે, કામ ક્રોધ નિવાર્યા રે,

ભણે નરસૈયો તેનુ દર્શન કરતા કુળ ઈકોતેર
તાર્યા રે
નરસિંહ મહેતા ૧૬મી સદી

સયુક્તપ્રાત
तन चितऊर, मन राजा कीन्हा ।
हिय सिंघल बुधि पदमिनि चीन्हा।
गुरु सुआ जेइ पन्थ दिखावा।
बिनु गुरु जगतको निरगुन पावा॥
પદ્માવત મલિક મુહમ્મદ જાયસી સ ૧૫૬૭

અવધ
तू दयालु दीन हौं, तू दानि हौं भिखारी ।
हौं प्रसिद्ध पातकी तू, पाप पुञ्ज-हारी ॥
नाथ तू अनाथ को अनाथ कौन मोसो ?
मो समान आरता नहीं आरतिहर तोसों ॥
ब्रह्म तू हौ जीव तुही ठाकुर हौं चेरो
तात मात गुरु सखा तू सबविधि हित मेरो ॥
तोहि मोहि नाते अनेक मानिये जो भावे ।
ज्यौं त्यौं तुलसी कृपालु, चरन सदन पावै ॥
તુલસીદાસ સ ૧૬૭૭

વ્રજ
हमारे प्रभु अवगुन चित ना धरो
सम दरसी है नाम तिहारो चाहे तो पारकरो ॥
इक नदिया इक नार कहावत मैलेहि नीर भरो।
जब दोऊ मिलि एकबरन भये सुरसरि नामपरो
સૂરદાસજી ૧૬મી સદી

દિલ્હી
जाको जस है जगतमें, जगत सराहै जाहि
ताको जनम सफल है, कहत अकब्बर साहि ।
पीथल जो मजलिस गै, तानसेन सो राग।
हसिबऊ, रमिबऊ, लोलिबऊ गयऊ बीरबल साथ॥
શહનશાહ અકબર સ ૧૬૦૬

પજાબ
हरि बिनु तेरा कोन सहाई ।
काकी मातु पिता सुत बनिता को काहुको भाइ ॥
धन धरती अरु सम्पति सगरो जो मान्यो अपनाई।
तन छूट कछु सग न चालै कहा ताहि लपटाई ॥
ગુરુ નાનક ૧૬૦૫

સયુક્તપ્રાત
वेदराखे विदित पुरान राखे रखे सारयुत।
रामनाम राख्यो अति रसना सुघरमे ॥
हिन्दुनकी रोटी, रोटी राखी है सिपाहनकी।
काँधेमे जनेऊ राख्यो माला राखी गरमे ॥
ભૂષણ કવિ. ૧૬૬૫

પજાબ
पानी परम पुरुष पग लागो
सोवत कहा मोह निद्रा में कबहुँ सुचित ह्वै जागो ।
औरन कहै उपदेशत है पर तोहि प्रबोध न लागो।
सिंचत कहा परे विषयन कहँ कबहु विषयरस त्यागो।
केवल कर्म मर्मसे चीन्हऊ धर्म कर्म अनुरागो ॥
જપુ

મહારાષ્ટ્ર
पवित्र त कूळ पावन तो देश।
जेथें हरिचे दास जन्म घेती ॥
कर्म धर्म त्याचें जाला नारायण
त्याचेंनि पावन तिन्हीं लोक ॥
તુકારામ ૧૭મી સદી

પજાબ
तभी गीत मगल फतहिके सुनाऊँ ।
तुमन कउ सिमर दुख सलगे मिटाऊ ॥
यहि आस पूरण करहु तुम हमारी ।
मिटे कष्ट गऊअन छुटे खेद भारी ॥
फतह सति गुरुकी सबन सिऊँ बुलाऊँ ।
सबन कउ शबद वाहि वाहे दडाऊँ ॥
ગુરુ ગોવિન્દસિંહ ૧૮મી સદી

કર્ણાટક
अन्नदानवन्नु माड दिद्दव होल्लेय
होन्नु हण गालिसि कुडिडुवनो होउय।
कनिकोयन्नु मारिकोवुव होल्लेय।
होण्णिन वण्णके सोलुवने होल्लेय
વિજયદાસ કાનડીપદ ૧૮મી સદી

અર્થ 'જે અન્નદાન કરતો નથી, જે ધન જ રળી રળીને એનો સંચય કર્યા કરે છે, જે પોતાની દીકરીને વેચે છે, જે સ્ત્રીને જોઈને મોહિત થાય છે તે ચડાલ છે'

ગુજરાત
મગલમદિર ખોલો દયામય, મગલમદિર ખોલો,
જીવનવન અતિ વેગે વટાવ્યુ દ્વારા ઊભો
શિશુ ભોળો
તિમિર ગયુ ને જ્યોતિ પ્રકાશ્યો શિશુને ઉરમા
લ્યો લ્યો,
નામમધુર તમ રટ્યો નિરતર શિશુસહ પ્રેમે
બોલો
નરસિંહરાવ

મુક્તપ્રાત

सब देवनके देव प्रभु सब जगके आधार।
दृढ राखो मोहि धर्ममें, विनवौं बारबार।
चन्दा सूरज तुम रचे, रचे सकल ससार।
दृढ राखो मोहि सत्यमें विनवौं बारबार॥
घटघट प्रभु तुम एक अज अविनाशी अविकार।
अभयदान मोहि दीजीये विनवौं बारबार

માલવિયાજી.

બંગાલ

तुमि बन्धु तुमि नाथ, निशिदिन तुमि आमार।
तुमि सुख तुमि शाति, तुमि हे अमृतपाथार।
तुमि हो आनन्द लोक, जुडाओ प्राण नाशो शोक
ताप हरन तोमार चरन, असीम शरन दीनजनार

રવીન્દ્રનાથ.

ગુજરાત

એક જ્વાળા જલે તુજ નેનનમા,
રસજ્યોતિ નિહાળી નમુ હુ નમુ.
એક બીજ ઝગે નભ મડળમા,
રસજ્યોતિ નિહાળી નમુ હુ નમુ.

નાનાલાલ.

આન્ધ્ર

विपुल निरशब्द गर्भितवेल, विजनसीम
मौन मुद्राकित चिन्तगदुर तारकाद्रुयि
तारापथ मुद चरपि श्रो मनस्वि।
साधि चेडि योगमेदि?

(કે. અન્તરાજ શર્મા. અર્વાચીન તેલુગુકાવ્ય)

અર્થ.–વિપુલ નિશબ્દ વિજન પ્રદેશમા બેસીને માનમુદ્રાકિત ને ચિન્તાયુક્ત નયનોથી તારાની તરફ મીટ માડી હે મિત્ર, તુ કયા યોગની સાધના કરે છે?

આસામ

दात निराशारे भरा हृदयपर
आशार प्रतिमा
प्रियाचारु मोर
अकालत काडि निला दयामय
वरिला ये मोक
छलना घोर

(આસામીગીત શ્રીમૃણાલિની દેવી).

અર્થ:–હે ઇશ્વર. તેં અકાલે સેંકડો નિરાશામાં આશા જેવી મારી હૃદય પ્રતિમા ચારુને છીનવી લઇને મને દગો દીધો છે.

કેરલ

गीतक्कु मातावाय भूप्रिये दृढ मिनु
मतिरियोरु कर्मयोगीये प्रसधिक्कू
हिमद्विन्दयाचल मध्यदेश ते काणू
शममे शीलि चेलु मित्तरम् सिंहनिने
गगयारोल्लुकुन नाद्विले शरिकित्र
यमलम कन्यकूम कल्पयादपवमुद्दराय
नमस्ते गततर्ष। नमस्ते दुराधवस्न
नमस्ते सुमहात्मम्। नमस्ते जगद्गुरो

(કવિવર વલ્લાથોલ).

અર્થ:–ગીતાની માતૃભૂમિ જ આવા કર્મયોગીને જન્મ આપી શકે છે. હિમગિરીને વિંધ્યાચલના મધ્યદેશમા જ આવા શમને શીલવાન સિંહ દેખા દે છે. ગંગાનદીની ભૂમિમા જ આવા ઝલકદાર કલપાદ હોઈ શકે. નમસ્તે ગતતર્ષ, નમસ્તે દુરાધર્ષ નમસ્તે સુમહાત્મન નમસ્તે જગદ્ગુરો.

ઉત્કલ

धन्य काजोरीतो तीर
नीतिहपरिचित्र
देखि केडँ मूड मानस
न हुअइ पवित्र

गोपवन्धुदास.

આ દૃષ્ટાતો પદરમા સૈકાના સાહિત્યમાથી લીધા છે. એના રચનારા હિન્દુ છે, મુસ્લિમ છે, શીખો છે એ બધા સહેલાઇથી સમજાય એવા છે. એની ભાષા ને સાહિત્યવિષયક મૌલિકતત્ત્વો એક જ છે. તેરમી સદી પહેલા એ લક્ષણુ અપભ્રંશમા હતા, પછી વ્રજભાષામાં હતા, આજે હિન્દીમા છે. આમ આપણા ભિન્ન ભિન્ન ભાષા ને સાહિત્યતત્ત્વોનુ લઘુત્તમ કાઢીએ તો તે હિન્દી જ નીકળે છે.

સંક્ષેપમા—

૧ પ્રાચીન કાળમા, કૃષ્ણા નદીને ઉત્તરે, ભારતમા એક જ ભાષાના જુદાં જુદાં સ્વરૂપ વપરાતા, અને આ સ્વરૂપોમા મધ્યદેશની ભાષા બધાથી અપૂર્વ હતી

૨ ઇતિહાસકાલની શરૂઆતથી એટલે ઈ સ. પૂર્વે ૭૦૦ પહેલાંથી મધ્યદેશ ભારતીય, રાજકીય, સામાજિક, અને સાંસ્કારિક જીવનમાં પ્રધાનબળ રહ્યુ છે.

૩ મધ્યદેશની પહેલી દેશભાષા સંસ્કૃત બની અને ત્યારથી મધ્યદેશની ભાષા સંસ્કૃત સાથે નિકટ સંબંધ ધરાવે છે.

૪ સંસ્કૃત ઈ. સ. ૧૩૦૦ સુધી સમસ્ત ભારતમાં રાજસભા ને સંસ્કાર કેન્દ્રોની ભાષા રહી, અને પછી બસો વર્ષ સુધી દક્ષિણમાં સંસ્કારની ભાષા રહી.

૫ ઈ. સ. ૧૦૦૦થી ૧૩૦૦માં કૃષ્ણા નદીની ઉત્તરે અપભ્રંશ એ જનતાની રાષ્ટ્રભાષા હતી ને તેમાં સાહિત્ય રચાતું. પછી છેક ૧૮૫૦ સુધી વ્રજભાષા ઉત્તરભારતમાં સાહિત્યની શ્રેષ્ટભાષા સ્વીકારાતી અને બિહારી, અવધી, હિન્દી, પંજાબી, રાજસ્થાની, ગુજરાતી, પાલી ને મરાઠી એનાં સહેલાઈથી સમન્વય એવાં સ્વરૂપો હતાં.

૬ જે ભાષાની સાંસ્કારિક પ્રેરણા સમસ્ત દેશમાં મોટામાં મોટું સ્વાભાવિક એકતાનું બળ આપતી હોય તેને જો રાષ્ટ્રભાષા કહીએ તો સંસ્કૃત આજે આપણી રાષ્ટ્રભાષા છે.

૭ ૧૯૩૧ની વસ્તી ધ્યાનમાં લઈએ તો ૩૪,૯૮,૮૮૦૦૦ મનુષ્યો હિન્દ અને બર્મામાં હિન્દી ને બર્મી ભાષા વાપરતાં. તેમાંનાં ૨૫,૩૭,૧૨૦૦૦ સંસ્કૃત કુળની ભાષા વાપરતાં; ૪,૬૭,૧૮૦૦૦સંસ્કૃત-પ્રધાન દ્રાવિડી ભાષા વાપરતાં. એ જ વર્ષની ગણત્રી લેતાં એકસો ભારતવાસીઓમાં

(અ) ૯૯ ટકા ભારતીય ભાષા બોલે છે.

(આ) ૩૫ ટકાની માતૃભાષા હિન્દી હિન્દુસ્થાની છે.

(ઇ) ૩૪ ટકા હિન્દી હિન્દુસ્થાની જોડે સંબદ્ધ ભાષા બોલે છે.

(ઈ) ૧૩ ટકા સંસ્કૃતપ્રધાન ભાષા બોલે છે.

(ઉ) ૬ ટકા સંસ્કૃતપ્રચુર ભાષા બોલે છે.

(ઊ) ૩૩ ટકાની ભાષા દેવનાગરીમાં લખાય છે.

(એ) ૨૭ ટકાની ભાષા દેવનાગરીના કોઈ સ્વરૂપમાં લખાય છે.

(ઐ) ૨૦ ટકાની ભાષા દ્રાવિડી લિપિમાં લખાય છે.

૮ આ સંખ્યાઓની હકીકત જોતાં મધ્યદેશની જે ભાષા સંસ્કૃતપ્રધાન હોય એ જ રાષ્ટ્રભાષા થઈ શકે છે.

૯ હિન્દની પુરાણી રાષ્ટ્રભાષાઓની અખંડ પેઢીમાં હિન્દી ઊતરી આવી છે. એની શબ્દસમૃદ્ધિ ૮૮ ટકા બોલનારાઓને ઓછેવત્તે અંશે પરિચિત છે. ૬૦ બોલનારા અને સહેલાઈથી બોલી શકનારાઓ ! ટકા છે. પરિણામે હિન્દીને રાષ્ટ્રભાષા બનાવવી નથ એતો રાષ્ટ્રભાષા છે જ.

* * *

આ બધાં જાણીતાં દષ્ટાંત પરથી શું નીકળે છે ઈ. સ. ૧૦૦૦થી તે અંગ્રેજ આ દેશમાં આવ્ય ત્યાં સુધી એક રાષ્ટ્રભાષા હતી જેનાં જુદાં જુ સ્વરૂપો નર્મદાને ઉત્તર તીરે સાહિત્યમાં વપરાતાં અ સામાન્ય જનતાને સુગમ થઈ પડતાં.

સોળમી સદીમાં દખ્ખણમાં ફારસી લિપિમાં ઉત્તરથી આવેલા મુસ્લિમ કવિઓએ સાહિત્ય રચવા માંડયું. એમનું મૂળ તો ઉત્તરની હિન્દીમાં હતું, માત્ર એમાં વ્રજભાષાની સમૃદ્ધિ નહોતી. ઉત્તરભારતના મુસ્લિમોની ભાષા શીમાલી ઉર્દૂ કહેવાઈ; દક્ષિણના મુસ્લિમોની ભાષા દખણી કહેવાઈ. આમ હિન્દીનું હિન્દુસ્તાની સ્વરૂપ શરુ થયું. અને વલી ઈ. સ. ૧૭૨૩ની આસપાસ દિલ્હી આવીને વસ્યો ત્યારે તેણે ઉર્દૂ કવિતા-ને હસ્તીમાં આણી. હિન્દીભાષાની ઉર્દૂશૈલી મનાતી થઈ, એને જવની ઓર યાવની નામ પણ અપાવું થયું. એ હિન્દુસ્તાની પણ કહેવાઈ અને પછ વ્રજભાષા ને હિન્દુસ્તાનીનું મિશ્રણ પણ શરુ થયું આ દિલ્હીસલ્તનતની ભાષા ગણાવા લાગી. જે રાજ્યાશ્રયની જરૂર હતી તે હિન્દુઓ પણ એ શીખવા લાગ્યા.

દિલ્હી પ્રદેશમાં આ વ્યવહારની ભાષા ખડી બોલી કહેવાઈ. વ્રજભાષા, અવધી વગેરે પડી બોલીઓ થઈ ગઈ હતી. ખડી બોલીએ છોડી અઢારમી સદીના અંતમા મુનશી સદાસુખ, લલ્લુ લાલજી, અને સદલ મિશ્રે ખડી બોલીને સમૃદ્ધ કરવા માંડી. દખ્ખણથી હિન્દુસ્તાની ભાષા ઉત્તરમા આવી ત્યાં સુધી મુસ્લિમ કવિઓ વ્રજભાષા અથવા હિન્દીમાં લખતા. અને તે જ વ્યવહારની ભાષા હતી. જ્યારે મુનશી સદાસુખ અને લલ્લુ લાલજીએ ખડી બોલીને સમૃદ્ધ કરવા માંડી ત્યારે તેમણે સંસ્કૃતની મદદ લેવા માંડી. ઉર્દૂ માત્ર દખ્ખણના મુસ્લિમ કવિઓની શૈલી હતી. પણ જેને રાષ્ટ્રભાષા કહીએ તે તો નહોતી ઉર્દૂ, નહોતી હિન્દુસ્તાની. એ તો વ્રજભાષા, રાજસ્થાની, અવધી ને બિહારીના સ્વાંગમાં વિહરતી જૂની રાષ્ટ્રભાષા હતી. એ લોકની ભાષા હતી, એ સાહિત્યની ભાષા

હતી. એ સાહિત્યની ભાષા હતી, એ સંસ્કારની ભાષા હતી. એને લીધે પ્રાન્તે પ્રાન્તમાં સંસ્કારવિનિમય થતો, અને એને અમરત્વદાયિની સંસ્કૃત પેઢીએ પેઢીએ નવું જીવન આપે જતી.

આ ઐતિહાસિક ઘટના ભૂલવી ન જોઈએ. ઉર્દૂ એ મુસ્લિમોએ સેવેલી હિન્દીની એક શૈલી હતી. હિન્દુસ્તાની એ દિલ્હી પ્રદેશની આસપાસની બજારુ બોલી હતી. હિન્દી એ તો શૌરસેની અપભ્રંશની દોહિત્રી. એ તો વ્રજની પુત્રી, ઉત્તરભારતની ભાષા સાથે એકરુપતા એણે સાધેલી. સંસ્કૃતે સદાએ એને સમૃદ્ધ બનાવેલી. એ તો જેમ કનોજ કાલમાં અપભ્રંશ હતી તેવી ઉત્તરભારતની રાષ્ટ્રભાષા હતી.

હિન્દી રાષ્ટ્રભાષા આજે આખું ભારત સ્વીકારી રહ્યું છે તેનું કારણ કોઈની આજ્ઞા નથી. એ ભાષા જ રાષ્ટ્રભાષા થવા ઐતિહાસિક કારણોથી નિર્માઈ છે.

૧ એનું બજારુ સ્વરૂપ હિન્દુસ્થાની સમસ્ત ભારતમાં સમજાય એમ છે. એ સ્વરૂપમાં એ પ્રાન્તે પ્રાન્તે જુદું સ્વરૂપ લે છે. અને એ વ્યવહારુ ભાષાનું મૂળ અસલી અપભ્રંશમાં છે. એનું ઘડતર દિલ્હી પ્રદેશમાં થયું હોવાથી હિન્દુ–મુસ્લિમ વ્યવહારનું પણ એ વાહન છે.

૨ સંસ્કૃત શૌરસેની પ્રાકૃત, શૌરસેની અપભ્રંશ અને વ્રજભાષામાંથી એ ઉત્તરોત્તર ઊતરી આવી છે, એટલે એના પૂર્વજના અધિકારથી એ રાષ્ટ્રભાષા છે.

૩ ઉત્તરભારતની બધી ભાષાઓમાં રહેલી એકતાનતા જેમ ૧૮૦૦ પૂર્વે વ્રજભાષામાં પ્રતિબિમ્બિત હતી તેમ આજે એનામાં પ્રતિબિમ્બિત છે.

૪ એનામાં નૈસર્ગિક લક્ષણો છે. એનામાં સંસ્કૃતની સમૃદ્ધિ હોવાથી હિન્દની સંસ્કૃતપ્રધાન ને સંસ્કૃતપ્રચુર ભાષાઓનું એ મિલનસ્થાન થઈ શકે એમ છે. દ્રાવિડીભાષા બોલનારાઓ એને સહેલાઈથી સ્વીકારી શકે એમ છે.

૫ નાગરી લિપિ હિન્દમાં સો માણસે ૬૦ માણસોને પરિચિત છે, એટલે એને રાષ્ટ્રભાષા તરીકે અપનાવતાં ઓછામાં ઓછા પ્રયત્નની જરૂર પડે છે.

હું એક સામાન્ય અનુભવ કહું છું. મારો છે તેથી એ અસાધારણ છે એમ નથી. મને ગુજરાતી ને સંસ્કૃત આવડે છે. નાનકાના સાહેબમાં હું ગયો ત્યારે હું પંજાબી સમજી શક્યો હતો. મદ્રાસમાં તેલુગુ ને મલાયલમ વ્યાખ્યાનો હું સમજી શક્યો હતો. બંગાળી ને ઊડીયા પણ થોડીઘણી સમજાય છે. અરબ્બીશાહી ઉર્દૂ બોલતાં સાંભળું છું ત્યારે પણ અર્થ સમજાય છે. પુશ્તુ ને તામીલ સિવાય આજનું સમૃદ્ધ ગુજરાતી જાણનાર હિન્દની બધી ભાષા સમજી શકે એમ છે.

બીજી દૃષ્ટિએ હિન્દી રાષ્ટ્રભાષા તરીકે હું સહેલાઈથી બોલી શકું છું. હું હિન્દી શીખ્યો નથી, છતાં સરળતાથી વાંચી શકું છું. હું મારી ગુજરાતીને આધારે હિન્દી બોલ્યો જાઉં છું. અને શ્રીનગરથી મદ્રાસ સુધી હું રાજકીય, સામાજિક, કે ધાર્મિક વિષયપર મારી ભાંગેલી હિન્દી બોલ્યો છું, અને બધાને મારો અર્થ સ્પષ્ટ કરી શક્યો છું. મેં મુસ્લિમો જોડે પણ એ ભાષાનો ઉપયોગ કર્યો છે અને તે નથી સમજ્યા એમ નથી. આનું કારણ શું? આનું કારણ એક જ છે કે હિન્દી ભારતીય ભાષાનાં સમાનતત્ત્વોની બની છે. અને ખાસ શીખ્યા વિના પણ ભાંગીતૂટી હિન્દીદ્વારા બધી ભાષાના બોલનારાઓની જોડે વાત થઈ શકે છે. આથી જ એ રાષ્ટ્રભાષા છે.

સંસ્કૃતમય હિન્દી કૃત્રિમ છે, હિન્દુઓએ બનાવી છે, એમાં સાંપ્રદાયિક હેતુ છે, એ સત્યથી વેગળું છે. ૧૮૨૫માં ગુજરાત છેક ગ્રામ્ય હતુ. એનો વિકાસ થવા માંડ્યો અને સ્વાભાવિક રીતે એમા સંસ્કૃતની સમૃદ્ધિ આવવા લાગી. ૧૮૫૨મા હિન્દુઓ ને પારસીઓ એક જ ગુજરાતી લખતા. બન્નેએ એનો વિકાસ સાધવા માંડ્યો. પારસીઓને સંસ્કૃત સુગમ ન્હોતું. એમણે અંગ્રેજીની મદદથી ગુજરાતીમાં વિકાસ સાધ્યો. હિન્દુઓ સ્વાભાવિક રીતે સસ્કૃતની પ્રેરણા પામ્યા. આજે અંગ્રેજીમિશ્રિત ગુજરાતી એક dialect છે. ગુજરાતી સમૃદ્ધ, સુંદર, શક્તિશાળી બની છે.

રામમોહનરાયે બંગાળી ગદ્યનો પાયો નાંખ્યો. એની અભિવૃદ્ધિ થઈ. બંકીમ ને રવીન્દ્રે એને અપૂર્વ લાલિત્યે મઢી—સંસ્કૃતની સમૃદ્ધિથી.

મરાઠી લો, કન્નડ લો, તેલુગુ લો, મલાયલમ લો, અરે તામીલ પણ લો. સંસ્કૃતની શક્તિ વિના એમાં સમૃદ્ધિ કે સારસ્ય આવ્યું નથી. આમાં નવાઈ નથી.

હું વિકાસ પામું તો તે મારામાં રહેલી હોય તે શક્તિઓ ને પ્રતાપે જ. તેમ ભારતીય ભાષા વિકાસ પામે તો તે સંસ્કૃતની મદદથી જ—બીજો એને માર્ગ નથી.

હિન્દી સંસ્કૃત વિના સમૃદ્ધ ન થાય. સંસ્કૃતની પ્રેરણા વિના એ સરસતાનું વાહન ન બની શકે. સંસ્કૃત એની જનેતા છે. એ જનેતાથી હું શરમાતો નથી. એ મારી માની પ્રેરણા હું લઉં છું તેથી હું કોઈની માફી માગતો નથી—માગવાનો નથી.

ભારત એ જોજનોનો નિર્જીવ સમૂહ નથી. એ ઢોર પૂરવાની પાંજરાપોળ નથી. એ તો મહાસમર્થ, જીવતી જ્યોત, પ્રચંડ વ્યક્તિ છે. એનો ભૂવિસ્તાર માત્ર સ્થૂલદેહ છે. એનાં સ્ત્રીપુરુષો તો એનાં અંગો છે. એનો જીવ તો એના સંસ્કાર છે. એનો શ્વાસ ને પ્રાણ તો એના સંસ્કારના મૂળમાં રહેલી ભાવના છે. એ જીવે છે એ ભાવનાઓ વડે. એ શક્તિ વાંછે છે એ ભાવનાઓ સિદ્ધ કરવા. એ સ્વાતંત્ર્ય માટે તપશ્ચર્યા કરે છે એ ભાવનાઓને જગતમાં વિસ્તારવા. એનાં ભાષા ને સાહિત્યે, એના શબ્દો ને સંગીતે એ ભાવનાઓને પોષ્યાં છે. તેમ જ એ ભાષા ને સાહિત્ય વડે જ એ ભાવનાઓનું પુનઃસર્જન થાય છે. ભાષા ને સાહિત્ય એ તો સંસ્કાર ને ભાવનાનાં મૂર્ત સ્વરૂપ છે. અને એ બધાંની પ્રેરણા એ સંસ્કૃત છે. સંસ્કૃતની શક્તિ વિના ભાષા ને સાહિત્ય પરાયાં છે; વિચાર ને આચાર ને સંસ્કારમાં આપણાપણું નથી.

જો ભારતને જીવવું હોય, જો ભારતને સાહિત્ય ને સંસ્કાર વિકસાવવાં હોય તો સંસ્કૃતને એ છોડી શકે એમ નથી. સંસ્કૃત વડે તો આર્યત્વ સજીવ રહ્યું છે. એના વડે તો યુગેયુગે આપણને નવચેતન મળ્યું છે. એની સમૃદ્ધિ વડે આપણે જગતના સંસ્કારસમારંભનું અધ્વર્યુપદ ભોગવીએ છીએ. હિન્દી સંસ્કૃતમય થાય એમાં હું દોષ જોતો નથી. હિન્દી સંસ્કૃતમય ન થાય તો તે ભારતનો પ્રાણ વ્યક્ત ન કરી શકે, ભારતની સરસતાને શબ્દદેહ ન આપી શકે, શિષ્ટસાહિત્યનું એ સાધન ન બની શકે, અને આપણા પ્રાંતીય સાહિત્યનો સમન્વય કરી ભારતીય સાહિત્ય અને જીવનની નવઘટના કરી શકે.

* * *

હવે વ્યવહારુ પ્રશ્ન પર આવું. હિન્દી રાષ્ટ્રભાષા હોય તો મુસ્લિમોનું શું? પંજાબના હિન્દુઓનું શું? ઉર્દૂનું શું? આ પ્રશ્ન ભાષાવિજ્ઞાનનો નથી, સાહિત્યના વિકાસનો ય નથી. આ તો રાજકારણનો પ્રશ્ન છે. રાષ્ટ્રીય દૃષ્ટિએ કે હિન્દુ–મુસ્લિમ વિરોધને ટાળવાની દૃષ્ટિએ આ પ્રશ્ન ચર્ચાય છે. આજના જમાનામાં બધા પ્રશ્નો રાજકારણમાં ઊઠતાં વમળોથી ઘેરા બની જાય છે. અત્યારે વાસ્તવિક દૃષ્ટિએ આ પ્રશ્ન છણવા માંગું છું.

૧ આજે રાજકારણમાં હિન્દુ–મુસ્લિમ એકતા તરતમાં થવી મુશ્કેલ છે.

૨ હિન્દુ ને મુસ્લિમોને સમાગમમાં આવવાનાં ક્ષેત્રો ઓછાં થતાં જાય છે.

૩ હિન્દુઓને ફારસી અરબ્બીની સમૃદ્ધિ મેળવવી મુશ્કેલ છે; મુસ્લિમોને સંસ્કૃતની સમૃદ્ધિ મેળવવી મુશ્કેલ છે.

૪ અરબ્બીશાહી ઉર્દૂનો હિન્દુઓ પાસે સ્વીકાર કરાવવામાં મુસ્લિમો એમનો સાંપ્રદાયિક વિજય માનતા થયા છે. એ જાતની ઉર્દૂ સ્વીકારવામાં હિન્દુઓને સ્વમાનભંગ જણાય છે.

૫ હિન્દુઓ સંસ્કૃતવિહોણી હિન્દુસ્તાની જો રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારે તો રાષ્ટ્રીય સાહિત્યની અભિવૃદ્ધિ પેઢીઓ સુધી કુંઠિત થઈ જાય. મુસ્લિમો અને પંજાબના હિન્દુઓ જો અ–ફારસી હિન્દી લખવા જાય તો સુંદર સાહિત્ય એ ન સરજાવી શકે. હિન્દી ઉર્દૂનો પ્રશ્ન હિન્દુ મુસ્લિમોનો નથી. એમાં કાશ્મીર ને પંજાબના ઉર્દૂ બોલતા હિન્દુઓની પણ મૂંઝવણનો પણ અંશ છે. પણ આજે આ પ્રશ્ન હિન્દુ–મુસ્લિમ વિરોધનું એક અંગ થઈ પડ્યો છે. અને જ્યાં સુધી મુસ્લિમ જનતાનો આક્રમણ વિલાસી વિભાગ, હિન્દુઓ તથા એમના સાહિત્ય પ્રત્યે માનની વૃત્તિ ધારણ કરતાં શીખે નહીં ત્યાં સુધી આ મુશ્કેલીઓ કેમ મટે એ મને સમજાતું નથી. જે દહાડે મુસ્લિમો અને હિન્દુઓ સ્વાતંત્ર્ય, સંસ્કાર ને સાહિત્યના વિષયમાં એકમેકનું સ્વમાન જાળવી ભાગીદારી સ્વીકારશે તે દહાડે આ પ્રશ્ન પોતાની મેળે જ જંપી જશે.

ખરી જરૂરીઆત તો એ છે કે હિન્દી ઉર્દૂનો પ્રશ્ન રાજકીય ક્ષેત્રમાંથી દૂર કરી સાહિત્યક્ષેત્રમાં લઈ જવો જોઇએ. કોંગ્રેસની નીતિ છે તે પ્રમાણે હિન્દી–હિન્દુસ્થાની વ્યવહારની રાષ્ટ્રભાષા રહે અને રાજકારણમાં હિન્દી અને ઉર્દૂ બન્ને શૈલીઓને વગર ટીકાએ, વગર-

પ્રંકોયે વાપરવાની છૂટ રાખવી જોઇએ. તો તેથી બેમાંથી એક શૈલી વાપરવી જોઇએ કે બન્નેનું મિશ્રણ કરવું જોઇએ એનાથી જે ખળભળાટ થાય છે તે આપોઆપ નીકળી જશે. ભારતની આજની પરિસ્થિતિમાં હિન્દી ને ઉર્દૂ બન્નેના વિકાસને અવકાશ છે. કોઈ દહાડો એ બન્ને વિકસિત શૈલીનું એકીકરણ આપોઆપ થશે. આજે થવું અશક્ય છે. એનો સમન્વય આજે થાય, હિન્દુ–મુસ્લિમો એક ભાષા સ્વીકારે એ આજે મારી દૃષ્ટિએ શક્ય લાગતું નથી. તુલસીદાસનું રામરાજ્યનું વર્ણન લો:

राम राज बैठे त्रैलोका । हरषित भये गये सब सोका॥
बयरु न कर काहू सन कोइ । रामप्रताप विषमता खोइ ॥

चरनाश्रम निज निज धरम निरत वेद पथ लोग ।
चलहिँ सदा पावहिँ सुखहिँ नहिँ भय शोक न रोग॥

दहिक दैविक भौतिक तापा । रामराज नहिँ
काहुहि ब्यापा

सब नर करहिँ परस्पर प्रीति । चलहिँ स्वधर्म
निरत श्रुतिरीती

चारिहु चरन धरम जग माहीँ । पूरि रहा सपनेहु अघ नाहीं
राम-भगति-रत सब नर-नारी । सकल परम गति के
अधिकारी

રામચરિત માનસ (ઉત્તરકાંડ)

આવું હિન્દુસ્તાની કેમ કરી શકાય? કરી શકાય તો આપણા આત્મામા તેના પડધા કેમ પડે? તેને માટે મરી ફીટવાની શક્તિ કેમ આવે? એમાં તો આપણા શતાબ્દિઓના જીવનના વણાટ વણાયા છે. એને એકદમ બદલવા જતાં જીવનનાં ઝરણાં ખારાં થઈ જાય.

પણ મહાત્માજી માને છે કે આજે હિન્દી ઉર્દૂનો સમન્વય એ ઇષ્ટ છે ને શક્ય પણ છે. જો મહાત્માજી આ અશક્યતા શક્ય કરી શકે તો આપણે એને આવકાર દેવો જ રહ્યો. મારા જીવનકાળમાં જો એ ચમત્કાર થાય તો મારું જીવન હું ધન્ય માનું. એટલી તો હું આશા રાખી શકું કે બંને પ્રવૃત્તિઓને માટે દેશમાં સ્થાન છે. એ બે વચ્ચે વિરોધ કે વૈમનસ્ય થાય તો જરૂર હાનિ થવાની. મહાત્માજીના આ સિદ્ધાંતને માનનારાઓ અને સંમેલન પરસ્પર સહિષ્ણુતાથી પોતપોતાનો ધર્મ અનુસરે. સંમેલનનો માર્ગ તો સીધો જ છે. નાગરી હિન્દીનો વિકાસ, વિસ્તાર ને પ્રચાર એ જ સ્વધર્મ છે. એ સ્વધર્મ–સિદ્ધિમાં જ એના જીવનનું સાફલ્ય છે.

* * *

રેડિયોની નીતિથી હિન્દીભાષી જગતમાં તીવ્ર વિરોધ ઊઠ્યો છે. રેડિયોની ભાષા હિન્દુસ્થાની નથી, હિન્દી નથી, ઉર્દૂ નથી, એતો અરબ્બીશાહી ઉર્દૂ છે. એમાંનો પોણો ભાગ તો મને સમજાતો નથી.

ગુજરાતીમાં, મરાઠીમાં, બંગાળીમાં, પંજાબીમાં, તામીલમાં ખબરો આવે પણ હિન્દીમાં તો ન જ આવે આવું મક્કમપણું રેડિયોના અધિકારીઓએ સ્વીકાર્યું. આ મક્કમપણું નિર્દોષ નથી. એ હિન્દી ભાષા છે જ નહિ. અને છે તો થોડા જ સમજે છે એવો એમાં ધ્વનિ છે. આટઆટલા પ્રયત્ન છતાં આ અધિકારીઓ હજી ડગ્યા નથી. તેથી આ નીતિ સસંકલ્પ હાથ ધરવામાં આવી છે, એમ માન્યા વિના ચાલતું નથી.

આવા બાલિશ પ્રયત્નોથી હિન્દી મરવાની નથી. એનાં મૂળ તો ભારતના હૃદયમાં છે. અધિકારીઓની આ અસહિષ્ણુતા અક્ષમ્ય છે. આ નીતિનો માત્ર વિરોધ કરવાથી એ બદલાય એમ નથી. એને માટે તો તમારી સ્થાયી સમિતિએ અવિરત આગ્રહ સેવવો પડશે.

* * *

એક મહત્ત્વપૂર્ણ વિષય પર તમારું ધ્યાન ખેંચવા માંગું છું. આજે ઘણાં વર્ષો થયાં હિન્દી વિદ્યાપીઠની યોજના કરવામા આવી છે, પણ તેને હજુ કોઈએ ક્રિયાત્મક રૂપ આપ્યું નથી. જ્યાં સુધી કોઈ એક વિદ્યાપીઠમાં ઉત્તમ શિક્ષણનું વાહન હિન્દી બને નહિ, ત્યાં સુધી હિન્દીનો વિકાસ પૂરેપૂરો થવાનો નથી.

હિન્દી વિદ્યાપીઠ ન સ્થપાય ત્યાં સુધી હિન્દીનો અભ્યાસ ગૌણ જ રહેવાનો. ઉચ્ચ વિચાર ને વિદ્યાનું સાધન પણ તે પૂરેપૂરી રીતે નહિ બને; હિન્દી શબ્દકોષ અને પ્રાંતીય ભાષાઓનું એકીકરણ પણ નહિ થાય.

રાષ્ટ્રભાષા પ્રચારસમિતિ વિષે પણ તમારે નિર્ણય કરવો પડશે. અસારસુધી ગાંધીજી સંમેલન, રાષ્ટ્રભાષા પ્રચારસમિતિ અને દક્ષિણભારત હિન્દી પ્રચાર-સભાને એક તાંતે બાંધતા હતા. ગાંધીજી છૂટા થયા છે. એમની પ્રવૃત્તિઓની આડે આવ્યા વિના

સંમેલનનું એ કર્તવ્ય થઈ પડ્યું છે કે રાષ્ટ્રભાષા પ્રચારસમિતિની વધારે વ્યાપક પુનર્ઘટના કરે.

રાષ્ટ્રભાષા હિન્દી માત્ર સંયુક્તપ્રાંતની ભાષા નથી, રાજસ્થાનની પણ છે. રાજસ્થાનીના અણુ-ખોલેલા ભંડારોની સમૃદ્ધિ તો હજી એમાં લાવવાની છે. જેમ પહેલાં ગૌર્જરી અને શૌરસેની અપભ્રંશ એકમેકને વધારે સુંદર બનાવતા તેમ રાજસ્થાની ને હિન્દીનો સમન્વય પહેલો સધાવો જોઈએ. હિન્દીને જો રાષ્ટ્રભાષા થવું હોય તો રાષ્ટ્રની બીજી ભાષાઓની શક્તિ ને સૌંદર્ય એમાં આણવાં જ જોઇએ.

હિન્દી રાષ્ટ્રભાષા થાય એ તો એક વાત. વ્યવહાર માટે ને રાજકારણ માટે પણ મારે તો ભારતી-ભાષા જોઇએ છે—જે બધા ભારતવાસીઓ શીખે, જેમાં બધા બોલે, લખે, જેમાં સમસ્ત ભારત સાહિત્યનું સર્જન કરે, જેમ ઈંગ્લાંડની ભાષા અંગ્રેજી, ફ્રાંસની ફ્રેન્ચ, તેમ ભારતની ભાષા ભારતી ક્યારે થાય તેની મને ઝંખના થાય છે. અને હિન્દી ભારતીનું સ્વરૂપ ક્યારે લે તેની હું વાટ જોતો બેઠો છું.

સત્તાવીશ -અપભ્રંશનાં સ્વરૂપ હતાં તેમ એનાં સત્તાવીસ સ્વરૂપ શરુઆતમાં પણ હોય. એ ભારતી-ભાષા વિકસાવવા હિન્દી ભાષાભાષીઓએ ઉદારતાથી બીજી ભાષાઓની વિશિષ્ટતા અપનાવવી પડશે.

જે ભારતી મારી નજર આગળ દેખાય છે તે હિન્દી નહીં, પણ પ્રાન્તે પ્રાન્તની શક્તિથી પ્રફુલ્લ ભારતની ભાષા—જેમાં વિદ્યાપીઠે વિદ્યાપીઠે ઉચ્ચતમ શિક્ષણ અપાતું હોય તે—જેમાં આપણા વિચાર ને વ્યવહાર, વિજ્ઞાન ને ઉડ્ડયનો, સંસ્કાર ને સરસતા—,જે સંસ્કૃતપ્રધાન હોય અને છતાં અરબ્બી, ફારસી અને અંગ્રેજીની દોલત જેમાં હોય, જે વડે આપણે મૂર્તિમાન થતા હોય તે. આપણી સંસ્કૃતિના પાઠ જગતને પઢાવી શકીએ તે. તમે કહેશો કે આ સ્વપ્નું છે—તો સ્વપ્નદ્રષ્ટા રહેવાનો મેં ધર્મ માન્યો છે. તમે કહેશો કે આ અશક્ય છે—તો અશક્ય વસ્તુઓ શક્ય થતી ન હોય તો માનવપ્રયત્નનો અર્થ મને નથી દેખાતો.

ભારત, જીવંત, સ્વતંત્ર ને સશક્ત બને તો ભારતી વડે જ એને આત્મસિદ્ધિ પ્રાપ્ત થશે. એ ભાષાનું સર્જન એ જ ભારતવાસીઓનું ધ્યેય થવું જોઇએ.

આ ધ્યેયસિદ્ધિનું પ્રથમ પગલું તો બધા પ્રાન્તોમાં, બધી વિદ્યાપીઠોમાં હિન્દીનો સર્વદેશીય અભ્યાસ એ જ હોવું જોઇએ. ઉચ્ચતમ અભ્યાસને માટે આપણે સામગ્રી તૈયાર કરવી જોઇએ અને એક એવી સંસ્થા ઊભી કરવી જોઇએ કે જ્યાં આપણી દરેક ભાષાનું સાહિત્ય હિન્દીમાં હંમેશાં પ્રગટ થાય. એવા કોઈ ઉદ્દેશથી મેં 'હંસ' કાઢ્યું હતું, ને ભારતીય સાહિત્ય પરિષદની સ્થાપના કરવામાં ભાગ લીધો હતો. આજે એ જ ઉદ્દેશથી હું નાનકડાં સર્વ ભાષા-મંદિરની યોજના ઘડી રહ્યો છું.

આને માટે પણ હિન્દી વિદ્યાપીઠની જરૂર છે. આજે રાજસ્થાનમાં અનેક રાજવીઓ છે. શું એવું સ્થળ ન મળે કે જ્યાં હિન્દી વિદ્યાપીઠ સ્થપાય? શું આપણા રાજવીઓ ને ધનાઢ્યોની મનોદશા એવી સંકુચિત થઈ ગઈ છે કે આવી વિદ્યાપીઠની સ્થાપના ન થઈ શકે? આ સંમેલન પાંચ વર્ષ એકાગ્રચિત્તે પ્રયત્ન કરે તો એવી વિદ્યાપીઠ જરૂર સ્થપાય. શ્રદ્ધા ને ઉત્સાહને શું શક્ય નથી? તમને બધાને—તે જેને મારો અવાજ પહોંચે તેને બધાને વિનવું છું કે બીજી બધી પ્રવૃત્તિ ગૌણ છે. ભારતને ભારતી વિદ્યાપીઠની જરૂર છે. એ સ્થાપવી એ તમારું પ્રથમ કર્તવ્ય છે. રાજસ્થાન, માળવા, મધ્યપ્રાંત ને ગુજરાત—કનૌજના પ્રતિહારોનો 'જુઝ' અથવા ગુર્જરદેશની તો સ્વાભાવિક રાષ્ટ્રભાષા હિન્દી જ છે. પણ એમની હિન્દી રાજસ્થાની અંશોથી સમૃદ્ધ થવાની એટલે વિદ્યાપીઠની યોજના રાજસ્થાન કે મધ્યપ્રાંતમાં થાય તો રાષ્ટ્રભાષાનો વિકાસ જલદી થવાનો.

* * *

આ માત્ર હિન્દીભાષા સંમેલન નથી—સાહિત્ય સંમેલન છે આ સાહિત્યસેવીઓનો સમારંભ છે. ભારતમાં આજે પ્રાંતે પ્રાંતમાં સુંદર સાહિત્ય પ્રગટે છે. હજુ એ બધું બીજા પ્રાંતોને સુલભ થયું નથી, છતાં એ બધાની વિકાસરેખાઓ એકસરખી છે. છેલ્લાં પોણોસો વર્ષથી સાંસ્કારિક પુનર્ઘટનાનો યુગ બેઠો છે. ભારતીય સાહિત્ય અને યુરોપીય સાહિત્યના પરસ્પર સંઘર્ષથી આપણે નવી પ્રણાલિકા ઊભી કરી છે. નવલકથા, ગદ્યનાટક, નવલિકા, નિબંધ, જીવનચરિત્ર, આત્મકથા, ઊર્મિગીતો, પદ્યનાટક, ખંડકાવ્ય, આદિ નવાં સાહિત્યસ્વરૂપે આપણે સર્જવાં શરૂ કર્યાં છે.

બંકીમની ઐતિહાસિક નવલકથાઓ, રવીન્દ્રનાથ ને ઇકબાલનાં કાવ્યો, નાનાલાલનાં ઊર્મિગીતો, પ્રેમચંદજીની સામાજિક ઉપન્યાસો, ગાંધીજીની આત્મકથા, ભારતીનાં રાષ્ટ્રગીતો આજના જગતના સાહિત્યમાં મોટું સ્થાન ભોગવે છે. પણ સરસતાની આપણી સાધનામાં હજી ઘણી ન્યૂનતા છે.

ભારત તો સાહિત્યસ્વામીઓની ભૂમિ છે. જગતની અમર ને અપૂર્વ સાહિત્યકૃતિઓમાં આપણો ફાળો બધાથી વધારે છે. ગ્રીસે હોમરનું ઇલિયડ, ને એસ્કેલાઈસનું પ્રોમિથિયસ, ઇટલીએ વર્જિલની ઇનિયડ, ડેન્ટેનું ડીવાઈન કૉમેડી, ઇંગ્લાંડે શેક્સપીયરનાં હેમલેટ ને ઓથેલો, જર્મનીએ ગેટેનું ફાઉસ્ટ, ફ્રાંસે હ્યુગોનું લ'મિસરાબ્બલ ને રશિયાએ ટૉલસ્ટૉયની એનેકેરેનીના જગતને આપ્યાં છે, મધ્યએશિયાએ એરેબીયન નાઈટ્સ એકલા ભારતે 'મહાભારત ને રામાયણ' કાલિદાસનું 'શાકુંતલ' 'ભાગવત' 'રામચરિતમાનસ' આપ્યાં છે. આ શુદ્ધસાહિત્યનાં ગગનચુંબી ગિરિશૃંગો છે. એવાં ગિરિશૃંગોની ભવ્યતા અર્વાચીન ભારતીયસાહિત્યને દુષ્પ્રાપ્ય છે.

શા માટે? પાંત્રીસ વર્ષની સતત સાહિત્યસેવા કર્યા કરતાં એ જ પ્રશ્ન મને મૂંઝવી રહ્યો છે. એનું એક કારણ એ છે કે આપણે મધ્યકાલીન પ્રણાલિકાઓ ભેદી નાંખી નથી. હજુ આપણે ભાવપ્રધાન સાહિત્યને શક્ય માનીએ છીએ. શબ્દાડંબરની આપણી પ્રીતિ છૂટતી નથી. સાહિત્યમાં સદ્બોધ હોવો જોઈએ એ આપણે ભૂલી શકતા નથી.

શિષ્ટ સાહિત્યનો પ્રાણ તો માત્ર સરસતા જ હોઈ શકે. એની પક્તિએ પંક્તિમાંથી જીવંતવ્યક્તિઓ, વાસ્તવિક પ્રસંગો ને માનવતાની મૌલિક શક્તિઓ ને અશક્તિઓ ખડી થવી જોઈએ.

આવું સાહિત્ય સર્જવા માટે સાહિત્યનો પોતાની દૃષ્ટિએ સ્વતંત્ર સરસતા સર્જવાનો અધિકાર સ્વીકારાવવો જોઇએ. હિન્દુસ્થાનમાં માન્યતા છે કે સાહિત્યકાર સમાજનો ગુલામ છે. યુરોપમા પણ સામુદાયિક ધૂન પ્રમાણે સાહિત્યકારે સર્જન કરવુ જોઇએ એવો મત પ્રસર્યો છે. સ્ટાલીને પંચવર્ષીય યોજના (Five-year Plan) પર જ શુદ્ધ સાહિત્ય રચવુ એવુ ફરમાન કાઢ્યું હતું. સાહિત્યકાર મિલનો મજૂર હોય તેમ તેની પણ Soviet કાઢી હતી. આપણે ત્યા પણ પ્રગતિસાહિત્ય, ગ્રામ્યસાહિત્ય, અધમોદ્ધારક સાહિત્ય જ લખાવવું જોઇએ એવી ઘોષણાઓથી સાહિત્યકારોનુ સ્વાતંત્ર્ય લઈ લેવામા આવે છે. made to order લખાણો માત્ર પ્રચાર છે—સાહિત્ય નથી. મેં ૧૯૧૬માં 'કામચલાઉ ધર્મપત્ની' નામની વાર્તા લખી ત્યારે ગુજરાતમાં કેટલાકોએ ભાષણ કર્યાં કે 'આ લખ્યા કરતાં મારા હાથ કપાઈ ગયા હોત તો વધારે સારું.' મારું 'પૃથ્વીવલ્લભ' જ્યારે સિનેમા પર આવ્યું ત્યારે કન્નડની એક સભાએ મને ઠરાવ મોકલી આપ્યો કે મારે આવું ન લખવું ને એમણે નિર્દેશેલી પદ્ધતિ પ્રમાણે નવલકથા લખવી.

પણ હું સાહિત્ય લખુ છું તે કોઇને માટે લખતો નથી. હું તો મારું અંતર ચીરી, તેમાં રહેલાં મારાં રત્નો, મારી આત્મસિદ્ધિ માટે બહાર લાવું છું. જેને તેની કિંમત હોય તે પસંદ કરે જેને ન હોય તે ફેંકી દે. પણ મારી કલ્પના, મારા સંસ્કાર અને મારી ભાવનાઓ વડે ઘડાયલી સરસતાને જ હુ જન્મ આપીશ. હુ ભાડૂતી છોકરાંની જનેતા થવાનુ પસંદ કરતો નથી. ૩૫ વર્ષની સાહિત્યસેવા પછી હું ઊછરતા સાહિત્યકાર માટે મારાં સૂત્રો ઉચ્ચારું છુ. સાહિત્યકાર એ તો સ્વતંત્ર સ્રષ્ટા છે. નીતિ, વિવેચન, લોકમત, રાજમત, કે નેતા–મતની શૃખલાઓ એને સ્પર્શતી નથી. એની કલ્પનાની પાંખો કાપવાનો કોઇને અધિકાર નથી. ..એની દૃષ્ટિ તો અમેય કાળ પર પડે છે. તેને સંકુચિત કરવાનો કોઇને અધિકાર નથી. એના હૈયામાં વસતી સરસતા એ જ એની પૂજાનું પાત્ર છે. એને હૃદય ચીરી તીરખવું ને બીજાના નિરીક્ષણ માટે મૂર્તિમાન કરવુ એમાં જ એનો મોક્ષ છે.

જે સાહિત્યકાર આ આદર્શથી ચ્યુત થાય છે તે નટ, વિટ, ને ગાયકની ભૂમિકા પર છે. જે એને શ્વાસ ને પ્રાણ લેખે છે તેને સાહિત્યસ્વામીઓની પ્રેરણા ઝીલવાનો અધિકાર છે. જગતના શ્રેષ્ટ સાહિત્યસ્વામી તો ભગવાન વ્યાસ. એમણે નથી લખ્યું એમના જમાના માટે—નથી લખ્યુ કોઇને ખુશ કરવા. બ્રહ્માએ ક્ષણજીવી મનુજોની સૃષ્ટિ સરજી એ ચતુર્વદન બ્રહ્મા—દ્વિબાહુ અપરોહરિ–અફાલ લોચન શંભુએ સદાય અમર્ત્ય ને સદાય પ્રેરણાવાહી સ્ત્રી–પુરુષોની સૃષ્ટિ રચી છે.

ભગવાન વ્યાસની પ્રેરણાથી ભારતીય સાહિત્યકારો આપણા સાહિત્યને ગગનચુંબી બનાવે એટલી જ પ્રાર્થના સાથે હું વિરમુ છુ

કનૈયાલાલ મુનશી

★

# ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા

સંપાદકો

ચીમનલાલ શાહ

યશવન્ત શુક્લ

પુસ્તક ૩ | જાન્યુઆરી ૧૯૪૫ | અંક ૪


## કલ્પનાની સૃષ્ટિ અને ઈતિહાસની સૃષ્ટિ

કોઈપણ સર્જન પહેલું ચિત્તમાં જન્મે છે. એ એક પ્રકારનો રહસ્યાનુભવ છે, જેને આપણે કલ્પના કહીને ચલાવીશું એ કલ્પનાને માનવી સ્થૂળ ઘટનારૂપે પરિણમાવે છે જેમ બ્રહ્મ સત્ય છે તેમ કલ્પના સત્ય છે, અને જગત્ મિથ્યા છે તેમ સ્થૂળ ઘટના મિથ્યા છે એમ કહેવું એ વેદાંતી દૃષ્ટિ છે, કલાદૃષ્ટિ નથી આત્મા ઉપર પરિણામકારક જેટલો ચિત્તનો વ્યાપાર છે તેટલો એકલો દેહનો સ્થૂળ વ્યાપાર નથી, એવી આધ્યાત્મિક દૃષ્ટિએ તો કલ્પના એ જ કર્મ છે અર્થાત્ એ જ સત્ય છે. પરંતુ સ્થૂળ ઘટના દૃષ્ટિ સમીપેની હકીકત હોઈ કલાદૃષ્ટિ તેને મિથ્યા કરી શકતી નથી, ત્યારે એમ માનવું પડે છે કે સ્થૂળ ઘટના પણ સત્ય છે; અને એ રીતે કલ્પના-તથા સ્થૂળ ઘટનામાં એકસરખી સત્વશીલતા આરોપાય છે.

જે કલાસર્જનમાં કલ્પના વાસ્તવિકતા (Realism)ની મર્યાદાને ઉલ્લંઘે નહિ તે કલાસર્જન અને સત્યઘટનાવલંબી કલાસર્જન, એ બેઉને ભલે આપણે સમાન કોટિનાં લેખીએ, ભલે એકની ઊંચી અને બીજાની ઊતરતી ગણના ન કરવાની વાત ઉચિત માનીએ, પરતુ એ બેઉના સર્જનવ્યાપારમાં જે ભેદ છે અને બેઉની રસપ્રદતામાં તથા ભોક્તાના ચિત્ત ઉપરની પ્રાભાવિકતામાં જે અંતર રહેલું છે તેની અવગણના કરી શકાય તેમ નથી.

ઇતિહાસાંતર્ગત કે વર્તમાનકાલીન કોઈ સત્યઘટનાની નિષ્પત્તિમા કેટલાં અને ક્યાં બળોએ કેટકેટલો ભાગ લીધો છે તે વિષે જુદા જુદા ઇતિહાસકારોમાં અને માનસશાસ્ત્રવેત્તાઓમાં મતભેદ પડે છે. ઇતિહાસની વિશિષ્ટતા જ એ છે કે આહૃત સમાન દેખાતાં કારણોના સમન્વયથી પણ કોઈ બે ઘટનાઓ સર્વત: સમાન નિષ્પન્ન થતી નથી, અને એ કારણે History repeats itself એ કથન માત્ર વાસ્તવાભાસી છે અને ત્રણનો સરવાળો પાંચ જ થાય તેવું શાસ્ત્ર ઇતિહાસનું નથી. ઇતિહાસની ઉપલબ્ધ થતી સત્યઘટનાઓના વિવેચક અને કાર્ય-કારણ-સંશોધક એવા જુદા જુદા ઇતિહાસકારો ઘણી વાર જુદા જુદા નિષ્કર્ષ પણ કાઢે છે, કારણ કે સત્યઘટનાને ઘડનારા બળો તથા એ બળોની અસરોની આંકણીમા તેમની દૃષ્ટિ વચ્ચે અંતર હોય છે, જે અંતર તેમની કલ્પનાશક્તિ કે આકલનશક્તિની મર્યાદાનો જ પરિચય આપતું હોય છે.

આજ કારણથી મેકોલે ટ્રેવેલિયન કહે છે કે, "There is no 'Verdict of History' other than the private opinion of the individual. And no historian can possibly see more than a fraction of truth."

કોઇ સત્યઘટના એ તેને નીપજાવનારી અનેક ચિત્તોની કલ્પનાઓનું સંમિશ્ર ફળ હોય છે અને ઇતિહાસકાર કે કલાસર્જકને માટે તો એ એક એવો 'અકસ્માત્' હોય છે કે જેનું 'કસ્માત્' સંશોધવાનું દુર્ઘટ કાર્ય તેને કરવાનુ હોય છે. કલ્પિત સૃષ્ટિ રચીને તેને અક્ષરોમાં ઉતારનારને જે મોકળાશ મળે છે તે સત્યઘટનાત્મક કલાકૃતિના સર્જકને મળતી નથી કલ્પિત કલાકૃતિનો સર્જક પોતાની મર્યાદાને અનુસરીને એક સૃષ્ટિ રચે છે અને તેની રચનાનાં બધા તત્ત્વો પોતાની ચિત્તભૂમિમાંથી તે મેળવે છે. સત્યઘટના કે ઐતિહાસિક કલાકૃતિના સર્જકની સમીપે બનાવનાં કેટલાંક તત્ત્વો હોય છે તો કેટલાંક તેને સંશોધવાનાં હોય છે. બીજી રીતે જોઇએ તો તેની સમીપે પડેલાં તત્ત્વો તેના સંશોધનના ક્ષેત્રવિસ્તારને નિયંત્રિત બનાવે છે કલ્પિત સૃષ્ટિના સર્જકને પોતાની કલાકૃતિ માટે કોઈ તત્ત્વ ખૂટતુ જણાય તો તે પોતાની સૃષ્ટિને બદલીને કે મઠારીને ચલાવી લઈ શકે છે, સૃષ્ટિને પોતાની આત્મલક્ષી મર્યાદાને અનુકૂળ રાખવા તે યત્ન કરે છે, પરતુ સમીપે ઊભેલ સત્યઘટનાના નક્કર તત્ત્વો વસ્તુલક્ષી સર્જકના સ્વૈર કલ્પનાવિહારને ચાલવા દેતા હોતા નથી આથી તેનો 'કસ્માત્'ને મનોગત પ્રશ્ન ઘણી વાર અતિ કૂટ પણ બને છે ઐતિહાસિક કલાસર્જકોના અનુભવની આ વાત છે.

એવા સર્જનોમા પણ યથેચ્છ કલ્પનાવિહાર ચલાવનાર કોઈ રોકી શકતુ નથી, પરંતુ તેથી તે 'ફિક્શન' બને છે ઇતિહાસપ્રસંગ અને સત્યઘટનાની સ્વૈર કલ્પનાવિહારદ્વારા થતી વિકૃતિ જ તેને 'ફિક્શન' બનાવવામાં વધુ ભાગ ભજવે છે. એ વિકૃતિ કદાચ કલાના ધોરણને અનુસરીને સર્જનમાના કાવ્યરસનું પોષણ પણ કરતી હોય, તોપણ ઇતિહાસ અને સત્યઘટનાના વિશિષ્ટ રસનો તો તે ભંગ જ કરે છે. આ અનેરા રસને કવિવર ટાગોરે 'ઇતિહાસરસ' એવું નામ આપ્યું છે. સત્યઘટનાનાં સર્જ

---

**છૂટો મણકો**

### વિવેચન

દરેક જમાનાનું સાહિત્ય પોતાના જમાનાની વસ્તુસ્થિતિ રજૂ કરે છે અને તેના સત્વને હૃદ્ગમ્ય કરે છે. વિવેચન, દેવ આગળ ધરાવેલા દીપની પેઠે, સર્જનસાહિત્યનું અર્ચન કરે છે, તેના સૌંદર્યને સ્ફુટ કરે છે, એટલું જ નહિ તેને જીવતુ પણ રાખે છે. વિવેચન એ સાચા જીવતા સર્જનસાહિત્યનો વાઙ્મય પ્રાણધબકાર છે. વિવેચનથી જ સર્જનસાહિત્ય નવે નવે યુગે નવતા ધારણ કરે છે, નવા યુગને અભિમુખ થાય છે, નવા યુગને ગ્રાહ્ય થાય છે સાચુ વિવેચન પણ છે તેને રજૂ કરે છે એટલું જ નહિ, ભાવના, ચિંતન અને વિચારોનો ભાવિ ઝોક પણ બતાવે છે. સર્જન અને વિવેચન બન્ને પોતાના જમાનાની જીવનફિલસૂફી ઘડે છે

૫-૧૨-૪૪ — ર. વિ. પાઠક

બળોના સંશોધનને બદલે સ્વૈર કલ્પનાવિહારથી સત્યઘટનાનો તાળો મેળવી દેવામાં નથી ચારુતા રહેતી, કે નથી ઇતિહાસરસ નિષ્પન્ન થઈ તેના ભોક્તાઓ માટે પ્રેરણાદાયક બનતો.

સત્યઘટના ઘણીવાર અનેક ચિત્તોની કલ્પનાઓની સંમિશ્ર મૂર્તિમંત સૃષ્ટિ હોય છે. એ સૃષ્ટિના સ્વરૂપનું સંપૂર્ણ આકલન કરી, તેને ઘડનારાં બળોનું પૃથક્કરણ કરી, તે બળોનો હકીકતથી અવિરુદ્ધ એવો વાસ્તવિક સમન્વય કરી જે કલાકાર તેનું અક્ષર સર્જન કરે છે તે કલાકાર, ઇતર પોતાની જ કલ્પનાસૃષ્ટિને મૂર્ત કરનાર કલાકાર કરતાં વિશિષ્ટ સામર્થ્ય બતાવી આપે છે એ તો આ રીતે સ્પષ્ટ બને છે. છતાં એમ માનવામાં વાંધો નથી કે ઉત્કૃષ્ટ કલ્પિત સર્જન અને ઉત્કૃષ્ટ સત્યઘટનાને કે ઇતિહાસને અવલંબતું સર્જન એ બેઉ કલાદૃષ્ટિએ સમાન ગુણવત્તાવાળાં હોય; તોપણ એ સર્જનોના ભોક્તાઓ ઉપરની પ્રાભાવિકતામાં તો ભેદ રહે જ છે. એ ભેદને કારણે સાહિત્યના ભોક્તાઓ સત્યઘટનાત્મક કલાકૃત અને કલ્પિત કલાકૃતિ વચ્ચે પણ તર–તમ જેવો ભેદ માને તો તેમાં કશું અનૌચિત્ય નથી. કાર્લાઈલ કહે છે તેમ:
"Consider all that lies in that one word Past! What a pathetic, sacred, in every sense poetic, meaning is implied in it; a meaning growing ever the clearer, the farther we recede in time, the more of that same Past we have to look through! History after all is the true poetry. And Reality, if rightly interpreted is greater than Fiction."

સાહિત્યપ્રિય

## શબ્દકોશ વિષે એક પત્ર

"આપની પત્રિકાના ડિસેમ્બર અંકના 'ગુજરાતી શબ્દકોશ' લેખથી પ્રેરાઈને આ લખી મોકલું છું. તે છાપી આભારી કરશો.

'વિદ્યાપીઠના જોડણીકોશની મૂળ કલ્પના આપણી ભાષાની જોડણી એકધારી કરી આપવામાંથી નીપજી હતી, અને તેથી તેની પહેલી આવૃત્તિમાં (વ્યાકરણના સૂચન સાથે) માત્ર શબ્દોની જ યાદી આપી હતી. પરંતુ 'લોકને કેવળ શુદ્ધ જોડણી પૂરી પાડીને કોશ કૃતાર્થ ન જ થઈ શકે, એટલે જોડણી સાથે શબ્દોના કાંઈ નહિ તો મુખ્ય અર્થો ટૂંકમાં પણ આપવા એ આવશ્યક હતું.' (બીજી આવૃત્તિના શ્રી. કાકાસાહેબના નિવેદનમાંથી.)

આથી કરીને તેની બીજી આવૃત્તિમાં અર્થો ઉમેરાયા, જે સૂચવવા તેને 'સાર્થ જોડણીકોશ' નામ આપ્યું; અને તેની સાથે લગભગ ૩૦૦૦ શબ્દો ય નવા સંઘરાયા હતા.

ઉપરાંત, તે નિવેદનમાં જ શ્રી. કાકાસાહેબે ચોખ્ખું સૂચન આપ્યું છે કે, જોડણીકોશ હવેથી માત્ર જોડણીની જરૂરની તેની મૂળ ભૂમિકામાંથી બહાર આવી ભાષાના સર્વસંગ્રાહક વ્યવસ્થિત કોશ બનવા તરફ પ્રયાણ કરશે. તે વસ્તુને તેમણે જોડણીકોશનો આદર્શ કહ્યો છે, અને તેને પહોંચવા માટે કઈ કઈ દિશામાં પ્રયત્નો કરવા જોઈએ તે તરફ આંગળી કરી છે.

ત્રીજી આવૃત્તિના નિવેદનમાં તો સ્પષ્ટ કહ્યું છે કે, 'હવે વિદ્યાપીઠ તરફથી ગુજરાતી ભાષાના બૃહત્કોશનું કામ ઉપાડવા વિચાર છે,' અને તે અર્થે કયાં કયાં ક્ષેત્રોમાં કામ વિપુલ છે તેની પણ વાત કરી છે. અને તેની રૂએ ત્યારથી વિદ્યાપીઠે વ્યવસ્થિત કોશકામને માટે અલગ ખાતું જ ચલાવ્યું છે.

શ્રી. વિદ્યાબહેનના નિવેદનમાં આ વસ્તુ જણાતી નથી, તે ચીજનતા આગળ તે મૂકવી જોઈએ માનીને આ લખું છું.

આપણા પ્રાંતની પ્રગતિ અને સંસ્કારવૃદ્ધિને અંગે અનેક બાબતો આજે ધ્યાન માગે છે, તેમાં બૃહત્કોશની એક છે એ નિર્વિવાદ છે. જોડણીકોશે ત્રણ પગલે થઈને વિદ્યમાન કોશોમાં લોકમાન્ય સ્થાન મેળવ્યું છે; પણ તેથી કાંઈ બૃહત્કોશની જરૂર ભાંગે છે એમ કોઈ કહેતું નથી. અલબત્ત, તેનું પ્રયાણ તે બાજુએ છે, અને તેથી જ તેની દરેક આવૃત્તિએ તે દિશામાં કાંઈ ને કાંઈ આગળ પ્રયાણ કર્યું છે. અને માત્ર જોડણીની જરૂર માટે હવે અલગ 'ખિસ્સાકોશ' પ્રગટ થવાની સાથે, જોડણીની જરૂરની પોતાની મૂળ ભૂમિકામાંથી ય જોડણીકોશ, સ્થૂળ રૂપે પણ, નીકળી જાય છે. તેનું નામ હવે તો એક ઐતિહાસિક વિશેષતા તરીકે જ રહે છે.

જોડણીકોશની નકલો વરસેકથી ખૂટી ગઈ છે, એટલે તેની નવી આવૃત્તિની જરૂર છે. મેં ઉપર કહ્યું એમ ત્રીજી આવૃત્તિથી જ વ્યવસ્થિત કામ ચાલુ હોવાથી, હવે થોડા વખતમાં નવી ચોથી આવૃત્તિનું છાપકામ શરૂ થશે. અને તેમાં ઉપલબ્ધ તદ્ભવ વ્યુત્પત્તિ તથા શબ્દપ્રયોગો ઉમેરવા ઉપરાંત ઉચ્ચારનિર્દેશ અને નવા શબ્દો ઉમેરવામાં આવશે.

શ્રી. વિદ્યાબહેન સાચું કહે છે કે, આવાં કામો ઘણાના સહકાર વગર અને 'ખાઈપીને એની પાછળ મંડનારા ને કામ પાર પાડનારા સંપાદકમંડળ' વગર થઈ શકતાં નથી. આ પત્રદ્વારા હું સર્વ ભાષાપ્રેમીઓ અને વિદ્વાનો પાસેથી મદદ માગું છું. તેઓ ધારે તો કોશની આ પ્રવૃત્તિને સારી પેઠે મદદ કરી શકે; અને આ કામ એવું છે કે એમાં ઝાઝા હાથ ખરેખર રળિયામણા હોય છે.

જોડણીકોશમાં (ત્રીજી આવૃત્તિમાં) ન મળતા શબ્દો તો સૌ કોઈ અભ્યાસીઓ (સંદર્ભ ટાંકીને) મોકલી શકે. કોશમાં બધા શબ્દો સંઘરાયા છે એવો દાવો શક્ય હોય તો ય તે તો જોડણીકોશને માટે એક સાધ્ય જ હજી છે. તેને ઠીક ઠીક પહોંચી વળવા સૌની મદદ જોઈએ. આવી મદદની માગણી કરતાં, મને શ્રી. રા. વિ. પાઠકસાહેબનો દાખલો યાદ આવે છે તે ટાંકવો જોઈએ. કોશની દરેક આવૃત્તિએ તે પોતાની મેળે, નવા શબ્દો મોકલી આપે છે; અને આ નવી થનાર આવૃત્તિ માટે તેમના તરફથી મને તે મળી ગયા છે. આવા સો એક ભાષાભક્તો મળવા આજે આપણે ત્યાં અશક્ય ગણાય? દરેક જણ ૧૦૦ જ નવા શબ્દો સરેરાશ આપે તો ય સહેજે કેટલી મદદ થઈ શકે? ઉમળકાની ભાષાસેવા વગર બૃહત્કોશનું કામ ખમે જ, એમાં કાંઈ શંકા નથી. વિદ્વાનો ને ભાષાશાસ્ત્રીઓ વ્યુત્પત્તિ અને અર્થવિકાસના ખાસ પ્રશ્નો બાબત મદદ કરી શકે. શબ્દપ્રયોગો પણ એટલા બધા અણનોંધાયેલા છે કે તે પણ શબ્દોની માફક જાણવા જોઈશે. આ કામો ધૂળધોયા જેવાં છે; ત્યારે જ તેમાં અનેકની ચીવટભરી સેવા જોઈએ છે.

કોશના કામ માટે આજસુધી વિદ્યાપીઠને નાણાંની તાણ પડી નથી. અને આગળ ઉપર તે પડશે એમ માનવાને કારણ નથી. એટલે નાણાં નહિ, પણ અનેકવિધ પ્રત્યક્ષ મદદની જરૂર છે. આણંદના મિશનરી ફાધર સુરિયાનું કામ આ બાબતમાં દિશાસૂચક ગણવું છે. એમના કામની મને જાણ થતા મેં તેમને પોતાનું સાહિત્ય મને મોકલી આપવા વિનંતી કરી છે. તેવી જ વિનંતી સૌને, પોતપોતાની રીતે બનતી મદદ કરવાને માટે, આ પત્રદ્વારા કરું છું. જે પ્રમાણમાં તે મળશે, તે પ્રમાણમાં 'ગોળ પડવાથી ગળ્યું થશે.' દરમિયાન, વિદ્યાપીઠ

આંગળ વધ્યે
પ્રભુ જગવનો

મગનભાઈ દેસાઈ

# ઈતિહાસ-સંમેલનની વાનગી

## મંગલ પ્રવચનમાંથી

ઇતિહાસ એક જ છે; એમાં સગવડ માટે ખંડો પાડી શકાય; પણ વાસ્તવિક રીતે એમાં પ્રાચીનકાળ નથી, મધ્યકાળ નથી, ને અર્વાચીનકાળ નથી. સમગ્ર દૃષ્ટિએ ઇતિહાસ એટલે માનવ-જાતિની સળંગ કથા. નાટકની માફક એનાં અંગો છૂટાં પડતાં નથી. વલભી રાજ્ય, ગુર્જર સામ્રાજ્યમાં કેમ પલટાયું? એ ક્રિયા તો ધીમી હતી. ત્યારે કોઈને તેનું ભાન ન હતું. માત્ર સાધનને અભાવે, આપણા પ્રયત્નો મર્યાદિત કરવાની જરૂરિયાતથી આપણે કાલક્રમમાં ઇતિહાસને વહેંચી નાંખીએ છીએ. આ એકતાની પ્રતીતિ બધા યુગના અભ્યાસીઓ સાથે મળીને કામ કરે તો જ થાય.

તેવીજ રીતે ભૌગોલિક વિભાગ પણ ભ્રમ પેદા કરે છે. હિંદમાં અંગ્રેજોનો પગપેસારો જ્યાં લગી પોર્ટુગાલ, ફ્રાન્સ અને ઇંગ્લાન્ડના ચાંચીયાનો ઇતિહાસ ન શોધીએ ત્યાં સુધી ન સમજાય; આપણાં રાજ્યોના ઉત્તરોત્તર વધતા જતા પ્રદેશોએ કેમ નિર્બલતા આણી તે ન જોઈએ ત્યાં સુધી ન સમજાય, એ નિર્બલતા મુસ્લીમ આક્રમણથી કેમ વધી તે ન તપાસીએ ત્યાં સુધી તેનું સ્વરૂપ ન સમજાય; મુસ્લીમ આક્રમણ કેમ ફાવ્યું તે ન તપાસીએ ત્યાં સુધી એ નિર્બલતાનું મૂળ ન જણાય; અને મધ્ય એશિયાનો દાવાનળ આઠમી ને નવમી સદીમાં યુરોપ, એશિયા ને આફ્રિકામાં કેમ પ્રગટ્યો તેની રૂપરેખા ન તપાસીએ ત્યાં સુધી આક્રમણ ન સમજાય; વળી પ્રતિહાર ગુર્જર સમ્રાટો આઠમી સદીમાં કેમ આક્રમણ ખાળી શક્યા અને બારમીમાં આક્રમણને ચાલુ કર્યો કેમ ન ખાળી શક્યા એને માટે છઠ્ઠી સદી સુધી જવું પડે.

તે જ પ્રમાણે આજે ઇતિહાસ એક વિષય નથી રહ્યો. એમાં વિશ્વદર્શન સમાયું છે. એમાં અર્થશાસ્ત્રીય દૃષ્ટિનો અભ્યાસ જોઇએ. સમાજશાસ્ત્રની દૃષ્ટિ વિના એ સંપૂર્ણ ન થઇ શકે. ભાષાકલા, ને તત્વજ્ઞાનના વિકાસ વિના એની દિશા ન સૂઝે. પ્રાણીવિજ્ઞાન, જાતિવિજ્ઞાન, ભૂસ્તરશાસ્ત્રની મદદ વિના ઘણી વાતોના અર્થ ન સમજાય. આમ ઇતિહાસ બધાં જ્ઞાનની જલધારાઓથી પોષાએલી સરિતા બની રહ્યો છે. [illegible] ...નું સ્વરૂપ છે. એમાં દરેક ક્ષેત્રના અભ્યાસીનું સ્થાન છે. આજનું સંમેલન ભાવી ગુજરાતના બધા અભ્યાસી એનું ઐતિહાસિક જ્ઞાન કેન્દ્રિત કરવાનું સાધન બનો, એ જ મારા આશીર્વાદ.

**શ્રી. કનૈયાલાલ મુનશી**

* * *

## પ્રમુખશ્રીના વ્યાખ્યાનમાંથી

ઇતિહાસ એ મનોરંજન કરવાનું કે પ્રાસંગિક આનંદ મેળવવાનું હળવું સાહિત્ય નથી, એ તો મનુષ્યજાતિનો એક પ્રકારનો સમગ્ર જ્ઞાનકોશ છે, માનવસમૂહે અનુભવેલા સુખદુઃખોના સારનો સર્વસંગ્રહ છે. વિદ્યાના સર્વ વિષયોમાં એનું ઘણું ઊંચું સ્થાન છે. સાહિત્ય, વિજ્ઞાન, કળા અને દર્શનશાસ્ત્ર આદિ બધા વિષયો સાથે ઇતિહાસનો સીધો સંબંધ સંકળાયેલો છે. જ્ઞાનવિજ્ઞાનના કોઇ પણ વિચારને આપણે બરાબર સમજવો હોય તો આપણે ઇતિહાસને શરણે જવું જોઈએ. રાષ્ટ્રના વર્તમાન જીવન સાથે પણ એનો એટલો જ નિકટનો સંબંધ છે. રાષ્ટ્રજીવનની વર્તમાન પરિસ્થિતિને આપણે બરાબર સમજવી હોય, તો એના અતીત જીવનને પહેલાં બરાબર જાણવું જોઈએ. રાષ્ટ્ર શું કે વ્યકિત શું, કોઈ પણ પદાર્થના અતીતને જાણ્યા સિવાય તેના વર્તમાનને બરાબર શી રીતે સમજી શકાય?

*

ખરી રીતે ઇતિહાસ એ તો રાષ્ટ્રનું આત્મસ્મરણ અને આત્માવલોકન છે. જે વ્યકિત પોતાની સ્મરણશક્તિ ખોઇ બેસે છે તે મૂઢ પશુતાની દશાને પ્રાપ્ત કરે છે. તેમજ જે રાષ્ટ્ર પોતાના ઇતિહાસનું સ્મરણ કે અવલોકન ખોઈ બેસે છે તે મૃતઃપ્રાય દશાને પ્રાપ્ત થાય છે. રાષ્ટ્રને પોતાના જીવન-કારભારના નફાનુકસાનનું સાચું સરવૈયું સમજાવનાર ઇતિહાસ, એનો હિસાબનો ચોપડો છે. જે વ્યાપારી પેઢી પોતાના કારભારના ચોપડાને જોવા તપાસવાની દરકાર ન કરે, તેનું દેવાળું નીકળે; તેમ જે રાષ્ટ્ર પોતાના ઇતિહાસના દફતરને જોવા તપાસવાની કાળજી ન રાખે તેના શાસનનું દુનિયામાં દેવાળું જ પ્રકટ થાય.

*

આમ મારા વિનમ્ર મત પ્રમાણે આપણા દેશની સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે પણ આપણને સૌથી પહેલી જરૂર આપણા દેશના વાસ્તવિક ઇતિહાસનું સર્વાંગીણ સંશોધન અને સંકલન કરવાની છે. જેમ દેશનો યથાર્થ ઇતિહાસ સ્વાતંત્ર્ય-પ્રાપ્તિનું એક મુખ્ય અંગ છે, તેમ મેળવેલ સ્વાતંત્ર્યના રક્ષણ માટે પણ તે તેટલું જ આવશ્યક અંગ છે. ભૂતકાળનો અભ્રાન્ત અનુભવ એ જ માણસને જેમ પોતાના ભાવિ જીવનનો ખરો માર્ગદર્શક હોય છે, તેમ દેશનો અભ્રાન્ત ઇતિહાસ પણ તેના ભાવિનો ખરો સંરક્ષક અને સંચાલક બને છે. વાસ્તવિક ઇતિહાસના જ્ઞાનપ્રકાશથી, પ્રજાઓ ગમે તેવી આપત્તિના અંધકારમાં પોતાનો પ્રવાસમાર્ગ ભૂલી જતી નથી અને પોતાના લક્ષ્યથી ભ્રષ્ટ થઈ જતી નથી. જે પ્રજા પોતાના આવા દીપ-સ્તંભસમાન ઇતિહાસની ઉપેક્ષા કરે છે તે પ્રજાની જીવનનૌકા વાવાઝોડાના વિષમ પ્રસંગમાં ગમે તે ખડક સાથે અથડાઇ વિનિપાતના માર્ગે વળી જાય છે.

*

ઇતિહાસલેખકનો મુખ્ય ગુણ તે સત્યપ્રિયતા છે જે લેખક સત્યપ્રિય નથી તેને ઇતિહાસ લખવાનો કશો અધિકાર નથી. ઇતિહાસલેખનનો પ્રધાન ઉદ્દેશ જ સત્યપ્રદર્શન છે. સત્યાનુ-સંધાનની દૃષ્ટિએ લખાયેલો ઇતિહાસ જ વાસ્તવિક ઇતિહાસ કહી શકાય છે

ઇતિહાસલેખકમાં બીજો આવશ્યક ગુણ તે તેની બુદ્ધિની તટસ્થતા છે તટસ્થ બુદ્ધિવાળો લેખક જ ઇતિહાસને યોગ્ય ન્યાય આપી શકે છે. પક્ષપાતરત લેખક ઇતિહાસને વિકૃત બનાવી તેના આત્માને વિરૂપ બનાવે છે અને તેના વાચનારાઓની બુદ્ધિને ભ્રમમાં નાખી અસત્યના માર્ગે દોરી જવા પ્રયત્ન કરે છે. નિષ્પક્ષ માનસવાળો લેખક ન્યાયાધીશ જેવો છે અને પક્ષાભિમાની લેખક વકીલ જેવો છે વકીલને

જેમ પોતાના પક્ષની સ્થાપના કરવા માટે ઉપસ્થિત કરાતા પૂર્વે પુરાવાઓનો સંબંધ, અર્થ અને પરિણામ પોતાના સ્વાર્થની અનુકૂળ રીતે જ બતાવવાનો હોય છે, તેમ પક્ષાભિમાની ઇતિહાસલેખક પણ ઐતિહાસિક પુરાવાઓ-પ્રમાણોનો સંબંધ અને અર્થ, ગમે તે રીતે પોતાના વિચારપક્ષના સમર્થનમાં જ યોજવાનો પ્રયત્ન કરતો હોય છે.

નિષ્પક્ષ લેખક ઘટનાઓ અને પુરાવાઓમાંથી તરી આવતી વાસ્તવિક હકીકતને જ પોતાના ઇતિહાસમાં અંકિત કરી તેનાં ફલાફલના પરિણામથી પોતે નિર્લેપ રહે છે.

મુનિશ્રી જિનવિજયજી

*

ઉપપ્રમુખના વ્યાખ્યાનમાંથી

ઇતિહાસ—ઇતિ+હ+આસ એટલે ભૂતકાળનો વૃત્તાંત એ સાદો અર્થ સર્વમાન્ય છે. કાળમાં વર્તમાન ક્ષણથી પૂર્વની ક્ષણ પર્યન્ત ભૂતકાળ ગણાય અને તેની પરમમર્યાદા ભૂતકાળમાં જ્યાંસુધી માનવચિત્ત પહોંચી શકે ત્યાંસુધી. પણ વૃત્તાંત કોનો? ઐતિહાસિક સાહિત્યના આરંભથી લડાઇઓ જેવા ઉગ્ર બનાવોએ અને એ બનાવોના નાયકોએ માનવચિત્ત ઉપર બીજા કરતાં પ્રબલતર છાપ પાડી છે. ઇતિહાસના અસ્થિપંજર જેવી કાલગણનામાં આ નાયકોના વંશજ જેવા રાજવંશોએ ઘણી મદદ કરી છે. છતાં કેવલ અસ્થિપંજર એ સજીવ પ્રાણી નથી તેમ કેવલ કાલગણના એ ઇતિહાસ નથી. પણ અસ્થિપંજર વિના રુધિરમાંસ રહી શકે નહિ તેમ કાલાનુક્રમની ગોઠવણ વગર ઇતિહાસ સંભવે નહિ. તેમ કાલાનુક્રમના આધારભૂત રાજવંશોના અર્થાત્ ભિન્ન ભિન્ન વંશોના રાજાઓનાં—મુખ્ય તો લડાઇમાં પરાક્રમોની અને એવી બીજાં કાર્યોની, ટૂંકામાં રાજપુરુષો, વીરપુરુષો, વગેરેનાં ધ્યાન ખેંચે એવાં—કાર્યોની નોંધ રાખવી એ કોઈ કોઈ વિચિત્ર ચિત્તવાન માણસોને આવશ્યક લાગ્યું છે. આ દેશમાં તો ઘણા સૈકાઓ સુધી આવી નોંધ સ્મરણપટમાં રાખવામાં આવતી અને પ્રસંગે ગામડામાં કોઈ વૃક્ષની છાયામાં, ચોરામાં, યજ્ઞના મંડપમાં કે સભાસ્થાનમાં સ્મરણપટમાં સંગ્રહેલ કથાઓ ખૂબ ઉત્સાહથી કહેવામાં આવતી. આ કથા કહેનાર સૂતને ઋષિઓ પણ જે માન આપતા તે ઇતિહાસસંરક્ષણની મહત્તાનું સૂચક હતું. બીજા દેશોમાં અને અહીં પણ પાછળથી પથ્થર ઉપર, ઇંટો ઉપર, ચામડાં ઉપર, ઝાડની છાલ કે ઝાડનાં પાંદડાં ઉપર એમ વિવિધ પદાર્થો ઉપર લખવાની કલા હાથમાં આવ્યા પછી ઉપર કહેલી નોંધો લખાવા માંડી.

પણ રાજાઓ, તેઓની પરસ્પર લડાઈઓ, રાજાઓનાં લગ્નો અને મરણો, રાજવંશોની ઉથલપાથલો અને એ બધાની ખાલવારીનું નામ ઇતિહાસ: એ ભાવના વિદ્વાનોને ઘણા વખતથી ગમતી નથી. રાજાઓ નહિ, અથવા કેવળ રાજાઓ નહિ પણ પ્રજાઓ એ ભાવના ઉપર આવી છે. છતાં કાલાનુક્રમના સીમાસ્તંભો તરીકે રાજાઓ કે એને બદલે આવેલા પ્રમુખો, સર્વસત્તાધીશો (ડિક્ટેટરો–Dictators) કે રાજતંત્રોને નિભાવી લેવામાં અનુકૂલતા છે એટલું સ્વીકારીને પ્રજાભાવનાવાદી ઇતિહાસલેખકને ય ચાલતું પડે છે.

*

આ પ્રજાભાવના જાગ્રત થતાં તે પ્રજાની વિદ્યા અને કલાવિષયક પ્રવૃત્તિનો ઇતિહાસના વિષય તરીકે અભ્યાસ થવા માંડ્યો, અને એવી શાંત પ્રવૃત્તિમાં પડનાર વ્યક્તિઓનાં ચરિતો તરફ આકર્ષણ જાગ્યું. આ દેશ માટે તો એમ કહી શકાય કે રાજકીય નહિ પણ વિદ્યાકલાનો—અધિક તો વિદ્યાનો ઘણા ગ્રન્થો અને ગ્રન્થકારોના સમયનો નિર્ણય ચોકકસ થઈ શકતો હોવા છતાં—વિકાસ છેક આદિકાળથી જોઈ શકાય છેક છેલ્લે આમજનતા—જનસમાજનો નીચલો થર—ખેડૂઓ, કારીગરો, મજૂરો, ભીલો, આદિવાસીઓ વગેરેનો ઇતિહાસ એ જ સાચો પ્રજાનો ઇતિહાસ; એ ઇતિહાસ લખાવો જોઇએ એવી માંગણી સંભળાય છે. હવે જનસમાજનો આ વર્ગ સમસ્ત સમાજનું મહત્વનું અંગ છે—બીજા સર્વથી વિશેષ મહત્વનું અંગ છે એવું સ્વીકાર્યા છતાંયે એ દેશના એ વર્ગનો તે વર્ગના દીર્ઘ જીવનના પ્રમાણમાં આવશ્યક વિસ્તારવાળો ઇતિહાસ શી રીતે લખી શકાશે એ મને સમજાતું નથી. ઇતિહાસ માટે કાલાનુક્રમવાળાં સાધનોનું અસ્તિત્વ હોવું જોઇએ. ભૂતકાળમાં બનેલા બનાવોની કોઈક જાતની નોંધ અને નોંધ ન હોય તો નિશાનીઓ કાંઇક મળવું જોઈએ. ઐતિહાસિક સાધનોનું વિસ્તૃત નિરૂપણ અહીં કરવાની જરૂર નથી, પણ સાધનોની અનિવાર્ય આવશ્યકતા ઇતિહાસ માટે છે એટલું જ વક્તવ્ય છે.

શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી

*

## મહીડા સુવર્ણચંદ્રક

### શ્રેષ્ઠ નવલિકા—૧૯૪૩

સ્વ. શ્રી. મોતીસિંહજી મહીડા સુવર્ણચંદ્રક—સમિતિ જાહેર કરે છે કે ૧૯૪૩ના વર્ષ દરમિયાન, ગ્રંથસ્થ અથવા સામયિકમાં પ્રગટ થએલી શ્રેષ્ઠ નવલિકાના લેખકને સુવર્ણચંદ્રક અર્પણ કરવામાં આવશે. શ્રેષ્ઠ નવલિકા વિશેનો નિર્ણય કરવા માટે નિરીક્ષકો તરીકે પ્રો. ભાનુશંકર વ્યાસ અને પ્રો. યશવન્ત શુક્લને નિયુક્ત કરવામાં આવ્યા છે. તો લેખકો તેમજ પ્રકાશકોને વિનંતી કે ૧૯૪૩ના વર્ષમાં પ્રગટ થએલ નવલિકા કે નવલિકાસંગ્રહ, તા. ૩૧ મી જાન્યુઆરી ૧૯૪૫ સુધીમાં શ્રી. યશવન્ત શુકલ, ભારતીય વિદ્યાભવન, ૩૩–૩૫, હારવે રોડ, મુંબઈ ૭, એ સરનામે મોકલી આપી આ કાર્યમાં ત્વરિત સહકાર આપે.

### નવું લવાજમ

૧૯૪૪નું વર્ષ પૂરું થતાં પરિષદના સઘળા સભ્યોનું લવાજમ પૂરું થાય છે, એટલે સભ્યપદ ચાલુ રાખવા માટે '૪૫–'૪૬નાં બે વર્ષનું લવાજમ રૂ. ચાર પરિષદ ઑફિસ અથવા ભારતીય વિદ્યાભવનને સરનામે પહોંચાડવાની સભ્યોને વિનંતિ કરવામાં આવે છે.

### કાવ્યવિચાર

પરિષદ તરફથી ડૉ. સુરેન્દ્રનાથ દાસગુપ્તકૃત 'કાવ્યવિચાર' નામના ગ્રંથનો શ્રી. નગીનદાસ પારેખે કરેલો અનુવાદ પ્રસિદ્ધ થઈ ચૂક્યો છે. કાવ્યશાસ્ત્રનો આવો સળંગ પ્રકરણબદ્ધ ગ્રંથ પહેલી જ વાર ગુજરાતીમાં ઉપલબ્ધ બન્યો છે. એની કિંમત રૂપિયા ચાર છે. પરિષદસભ્યોને એ અર્ધી કિંમતે મળી શકશે. ભારતીય વિદ્યાભવન, હારવે રોડ, મુંબઇ ૭, એ સરનામેથી પુસ્તક મેળવી શકાશે.

પ્રકાશકઃ યશવન્ત પ્રા. શુક્લ, ભારતીય વિદ્યાભવન, ૩૩–૩૫, હારવે રોડ, મુંબઇ.
[illegible] ઍન્ડ પ્રિન્ટર્સ લિ. ૫૦૫, આર્થર રોડ, તારદેવ, મુંબઈ ૭.

# ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા

સંપાદકો
ચીમનલાલ શાહ
યશવન્ત શુક્લ

પુસ્તક ૩ | ફેબ્રુઆરી ૧૯૪૫ | અંક ૫


## સર્જનની મૌલિકતા

સાહિત્યના પ્રદેશમાં મૌલિકતાનો પ્રશ્ન ઠીકઠીક રસપ્રદ ગણી શકાય તેવો છે. કોણે પોતાના કયા પુરોગામી પાસેથી કેટલો ઉપાડ કર્યો અને પોતાની મૂડીમાંથી તેમાં શું ઉમેર્યું એની તપાસ એ સત્ય શોધવાની વૃત્તિ ઉપરાંત ખાસ તો દોષ કાઢવાની તદ્દન સ્વાભાવિક વૃત્તિને સારી રીતે બહલાવે તેવો વિષય છે. પ્રાચીન કે અર્વાચીન આપણા કે પરાયા દરેક સાહિત્યમાં સ્વીકૃત તેમ જ અસ્વીકૃત—જૂના સમયમાં તો ઘણું ખરું પાછલું જ— ઋણનો પ્રભાવ જણાતો છે. સંસ્કૃત સાહિત્યકારો માટે એક વિદ્વાન જરા રમુજમાં કહે છે:

The Hindus seem even at this early time (એટલે કે ઋગ્વેદના સમયમા) to have been afflicted by an impefect sense of literary proprietorship. What we stigmatize as plagiarism is to them the healthy exercise of utilitarian pragmatism. So at a much later time, and indeed at all times.'[1]

સાહિત્યઋણના પ્રશ્નને જટિલ બનાવતી બે ત્રણ બાબતો છે. પ્રથમ તો એ કે આપણા સમયમાં ઇતરપ્રાન્તીય ને ઇતરરાષ્ટ્રીય વાઙ્મયોના અનેકદેશી સંપર્કને લીધે આ પ્રશ્નને ઘણું જ વિસ્તારી ક્ષેત્ર મળ્યુ છે. અને તેથી અમુક કૃતિનાં ભાષા, શૈલી, સ્વરૂપ પ્રતિપાદનપદ્ધતિ, વસ્તુ, ભાવો, વિચારો વગેરેમાં કેટલો અંશ તે કૃતિના સર્જકનો પોતાનો છે, કેટલો પારકો છે તેનો નિર્ણય કરવો એ સંસ્કૃત, બંગાળી, હિંદી, મરાઠી ઇત્યાદિને અંગ્રેજી, ફ્રેંચ, રશિયન ઇત્યાદિ વાઙ્મયોના વિશાળ અધ્યયન પર નિર્ભર હોવાને લીધે કઠિન બનતુ ગયુ છે. આથી જ જરા ટોળમાં કહેવાયુ છે. "All originality is plagiarism undetected." બીજું, લલિતવાઙ્મયનું ઉપાદાન જ સૂક્ષ્મ તત્ત્વોનું બનેલું હોવાથી એક કૃતિની બીજી કૃતિ પર થયેલી અસર અને તેનું યથાતથ માપ એ નક્કી કરવું સહેલું નથી હોતું. ઊર્મિ, કલ્પના, તરંગ, આંતરદર્શન આદિ પૃથક્કૃત ઘટકોનું સ્વરૂપ સૂક્ષ્મ ને શ્લક્ષ્ણ હોવાને લીધે અને તેમને શબ્દદેહે અભિવ્યક્ત કરવાની ભંગી અનેકવિધ હોવાને લીધે લલિતવાઙ્મયની તપાસ ને મુલવણી માટે શાસ્ત્રીય વાઙ્મયની બાબતમાં યોજાતાં નિર્ભેળપણે પરલક્ષી ધોરણોથી નોખા પ્રકારનાં ધોરણોનો આશરો લેવાય છે. અને આવાં ધોરણોનો આશરો લેવા છતાંયે નિર્ણય લાવવામાં વૈયક્તિક દૃષ્ટિ ને રુચિ સારો ભાગ ભજવી શકે તેમ હોવાથી મતભેદને માટે મોટો અવકાશ રહે તેવું છે. આમ લલિતવાઙ્મયની બાબતમાં મૌલિકતા-અમૌલિકતાને લગતો નિર્ણય લાવવામાં ઘણી વાર સુરેખ અને નિશ્ચયાત્મક વિધાનો કરવાનું શક્ય નથી હોતુ.

આ વસ્તુસ્થિતિને વધારે અટપટી બનાવતી એક ત્રીજી બાબત પણ છે. કાલિદાસ-શેકસપીયર જેવી ઝળકતી સર્જકપ્રતિભાઓનો ઉગ્ર પ્રતાપ તેમની આધારભૂત કૃતિઓની સાચી મુલવણી આડે આવરણ ઊભાં કરે છે કેમ કે, જેમ કેટલીક કૃતિઓનું વસ્તુ મૂળે ક્ષુલ્લક હોવા છતાં આવા સાહિત્યસમ્રાટોનો ધન્ય સ્પર્શ થાય તો સાભરણમાથી સાવ ભૂંસાઈ જતુ અટકી જઈ, સૌની કલ્પનામાં ચિરકાળ રમતુ બને એવું રૂપાન્તર પામે છે, તેમ કેટલીક વાર એવું પણ હોય છે કે જેનાં વસ્તુ આદિનો લાભ ઊઠાવાઈને એવા સમર્થ હાથે કોઈ અવનવી કૃતિ સર્જાય છે, તે મૂળની આધારભૂત કૃતિ પોતે પણ ઠીક ઠીક કલાતત્ત્વ ધરાવતી હોય. એવું હોય ત્યારે આવાં સમર્થ સર્જકે એના વસ્તુની શક્યતાઓને પ્રતિભાબળે નવી કૃતિમાં સાકાર ન કરી હોત તો મૂળ કૃતિનું જે મૂલ્ય અંકાત તેમાં, અતિ તેજસ્વી ઉપમાનના સામીપ્યને લીધે હવે ઘટાડો થાય એ ઘણું સંભવિત છે.

આ બધા ઉપરાંત, પરાથી અસર નક્કી કરવાનું સૌથી મોટું ભયસ્થાન તે ખામીભરેલી તપાસપદ્ધતિ છે બે લેખક વચ્ચે ઋણી-ધનિકનો કે ઉપજીવક-ઉપજીવ્યનો સંબંધ તેમની કૃતિ વચ્ચે રહેલી વસ્તુ, વિચાર, કલ્પના, શૈલી આદિની સમાનતા કે એકરૂપતાને આધારે સ્થાપિત કરવામાં આવે છે. પણ આવું સામ્ય એકબીજાના પ્રભાવ વિના સાવ સ્વતંત્રપણે ઊગું હોવાની પણ પૂરી સભાવના રહે છે. આવું હોય ત્યારે પૂરતી તપાસ ન કરીએ તો બેમાંથી એકની ઉપર અપહરણનો

### સભ્યોને

૧૯૪૫-૪૬ના સભ્યપદ અંગેનું દ્વિવાર્ષિક લવાજમ રૂપિયા ચાર મોકલી આપવાની વિનંતિ 'પત્રિકા'ના ગયા અંકમા કરવામા આવી હતી, છતાં હજી ઘણા સભ્યો તરફથી લવાજમ આવવુ બાકી છે. જેમણે સભ્ય તરીકે ચાલુ રહેવાની સ્પષ્ટ નામરજી દર્શાવી નથી તેમને સભ્ય ગણીને 'પત્રિકા' તો મોકલવામા આવે છે જ. હવે પરિષદની ઑફિસમાં અથવા ભારતીય વિદ્યાભવનમા સભ્યો લવાજમ સત્વર મોકલી આપે અને સાથેસાથે પોતાના સરનામામા કંઈ ફેરફાર સૂચવવો હોય, તો તે પણ સૂચવે.

[1] Maurice Bloomfield : Rig-Veda Repetitions p. 19.

આરોપ ઘણી સહેલાઈથી લાવી શકાય. વસ્તુતઃ આવા દરેક કિસ્સામાં સાહિત્યચૌર્ય નાની લેવું એ અનુચિત છે. અમુક વિચાર, તરંગ, કલ્પના કે બે જુદાજુદા સર્જક માનસના સ્વતંત્રપણે સ્ફુરી સરખા રૂપમાં અવતરે એ સાવ અસામાન્ય નથી. પશ્ચિમના સાહિત્યમાંથી આવા સંવાદને લગતા કેટલાક રસપ્રદ ને સૂચક ઉદાહરણો માટે Strandના સંપાદકથી સંપાદિત 'What I think' ખાસ જોવા જેવું છે. નરસિંહરાવે પણ 'મનોમુકુર' ગ્રં. ૨માં 'સાહિત્યમાં અપહરણ' એ લેખમાં ગુજરાતી સાહિત્ય પરત્વે આ દૃષ્ટિએ ઊહાપોહ કર્યો છે.

બે લેખકો વચ્ચેની આવી ચમત્કારી સમાન્તરતાઓમાં બીજી બધી કરતાં, અમુક વિચારરત્ન, ચિંતનકણ, વિશિષ્ટ જીવનદર્શન વગેરેની તદ્દન ભિન્ન ભાષા અને સંસ્કૃતિના બે સાહિત્યકારોની અમુક બે કૃતિઓમાં દેખાતી સમાન્તરતા ખાસ બોધક લાગે છે. કારણ તેથી પ્રદેશ પરંપરા ને વેષ્ટનોની ભિન્નતા નીચે પણ માનવીના હૃદય ને બુદ્ધિના વ્યાપારોમાં રહેલી કેટલીક મૂલગત સમાનતા આપણને વધારે પ્રત્યક્ષ થાય છે.

હરિવલ્લભ ભાયાણી

*

# આપણી ઐતિહાસિક સામગ્રી

આપણા જાણતાં આપણા ઇતિહાસની સાધનસામગ્રી જેટલા વિપુલ પ્રમાણમાં વિદ્યમાન છે તેટલા પ્રમાણમાં બીજા કોઈ પ્રાન્ત પાસે નથી, છતાં આપણે ત્યાં એ સામગ્રીનું સંશોધન કે સંગ્રહકાર્ય સૌથી ઓછા પ્રમાણમાં—નહિ જેવું જ થયું છે. ગુજરાતમાં ૫–૨૫ નહિ પણ સેંકડો નાનામોટા જ્ઞાનભંડારો છે. જેમાં છેલ્લા ૮૦૦–૯૦૦ વર્ષો દરમ્યાન લખાયેલી હજારોની સંખ્યામાં જૂની હાથપ્રતો પડેલી છે. એકલા અમદાવાદમાં જ કાંઈ નહિ તો ૨૦–૨૫ હજાર જેટલી આવી પ્રતો મોજૂદ હશે. એ દરેક પ્રત કોઈ ને કોઈ અપેક્ષાએ આપણા ઇતિહાસનું એક સાધન છે એમ સમજવું જોઈએ. આ બધા ભંડારોની આ દૃષ્ટિએ હજી સુધી કોણે તપાસ કરી છે અને એમાં ધપાયેલી આ જાતની ઇતિહાસોપયોગી સામગ્રીની કોણે નોંધ લીધી છે? મારી પોતાની અલ્પ શક્તિ અને મતિ પ્રમાણે પાટણ વગેરેના ભંડારોની જે થોડીઘણી મેં તપાસ કરી અને તેમાં મળી આવેલી આવી કેટલીક ઐતિહાસિક સામગ્રીની તારવણી કે નોંધ વગેરે કરી તે પણ એટલી બધી વિપુલ લાગી રહી છે કે તેના સંશોધન, સંપાદન અને પ્રકાશન માટે મારા જેવાની ઓછામાં ઓછી એક જિંદગી પૂરી કામ આવે. આપણે કરવાના કામોમાં સૌથી પહેલું એ કામ કરવા જેવું છે. બધે તેટલા ભંડારો આપણે જોવા તપાસવા જોઈએ અને તેમાં રહેલી બધી સામગ્રીની, કાંઈ નહિ તો ટૂંકી નોંધ તો તૈયાર કરવી કરાવવી જોઈએ. જ્યારે જ્યારે એમાં કોઈ ભંડાર કે ગ્રંથસંગ્રહ જોવાનો પ્રસંગ આવે છે ત્યારે ત્યારે મને તેમાંથી આવી સામગ્રી સાથે સંબંધ ધરાવતી અનેક નવી નવી વસ્તુઓ નજરે પડ્યા જ કરે છે. એ બધીની ટૂંકી નોંધો લેવી પણ મારા માટે હવે અશક્ય થઈ પડે છે. ઉપર્યુક્ત મેં જે કાંઈ સામગ્રી એકઠી કરી છે તેમાં હજારો પ્રતિમાલેખો અને પુસ્તકપ્રશસ્તિ લેખો છે, હજારો દુહાઓ અને તેવી ફૂટકળ કાવ્યકૃતિઓ છે. સેંકડો નાનામોટા રાસ, ભાસ, ચઉપઈ આદિ પદ્યરચનાઓ છે. સેંકડોની સંસ્કૃત, પ્રાકૃત, ગુજરાતીમાં લખાયેલી ઇતિહાસ અને લોકજીવન આદિ વિવિધ વિષયની કથાવાર્તાઓ છે. ૮૦૦ વર્ષ પહેલાંના તેટલા જૂની ગુજરાતીના ગદ્યગ્રંથો છે. અને તે ઉપરાંત સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ ભાષાના ભિન્નભિન્ન વિષયના નાનામોટા સેંકડો ગ્રંથો છે.

*　　*　　*

આ તો મેં માત્ર પુસ્તકભંડારોમાં ઉપલબ્ધ થનારી સામગ્રીની વાત કરી. એ પુસ્તકભંડારો જેટલા જ ઇતિહાસોપયોગી સામગ્રીથી ભરેલાં આપણા દેશના દેવમન્દિરો છે. એ મન્દિરોમાં નાના પ્રકારની હજારો દેવમૂર્તિઓ વિરાજમાન છે અને એ દરેક મૂર્તિ કોઈ ને કોઈ દૃષ્ટિએ ઇતિહાસનું ઉપયોગી ઉપકરણ છે. એમાંની હજારો મૂર્તિઓ ઉપર તેના નિર્માતાની નોંધ આદિ સૂચવનારા નાનામોટા લેખો કોતરેલા હોય છે. આ મૂર્તિઓમાંની કોઈક કોઈક તો સાતમા આઠમા સૈકા જેટલા પ્રાચીન કાલમાં બનેલી મળી આવે છે. અર્થશાસ્ત્ર, કળાવિજ્ઞાન અને ધર્મભાવની દૃષ્ટિએ પણ આ દેવમૂર્તિઓ વિષે જ્ઞાન મેળવવું તેટલું જ આવશ્યક છે. પરંતુ આ દિશામાં યત્કિંચિત્ પણ હજી પ્રયત્ન થયો નથી. આપણે એ કાર્ય પણ કરવાની તેટલી જ અગત્ય છે.

*　　*　　*

આપણા દેશમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર વર્ણની જે અનેક જાતો અને પેટા જાતો રહેલી છે તેમના જૂના ઇતિહાસ વિષેની આપણને બહુ જ ઓછી કલ્પના છે. આપણા પ્રજાજીવનને સંગઠિત કરવા માટે એ ઇતિહાસ આપણે મેળવવો અને જાણવો ઘણો જરૂરી છે. બદલાતી જતી રાજકીય, સામાજિક અને આર્થિક પરિસ્થિતિને લીધે આપણી વર્ણવ્યવસ્થા અને જાતિસંસ્થાની આત્મવિસ્મૃતિ થતી જાય છે. આપણા પ્રાન્તની એ બધી જાતિઓનો ઇતિહાસ બહુ વિસ્મયપૂર્ણ છે. એક કાળે બધી જાતિઓમાં વધતાઓછા પ્રમાણમાં ક્ષાત્રભાવ વ્યાપેલો હતો. ગુજરાતનો જે કાંઈ ઇતિહાસ આપણે આજ સુધી જાણી શક્યા છીએ તે પરથી સ્પષ્ટ જણાય છે કે પ્રાચીન સમયમાં ગુજરાતના બ્રાહ્મણો, વૈશ્યો અને શૂદ્રો પણ ક્ષત્રિયોની જેટલા જ યુદ્ધકુશળ હતા અને પોતાના દેશના રક્ષણ માટે ક્ષત્રિયોની સાથે અભેદભાવે યુદ્ધોનું સંચાલન કરતા હતા અને વીરતાપૂર્વક આત્મોત્સર્ગ કરતા.

*　　*　　*

આપણે આપણી પ્રજાને પૌરુષની ભાવના આપવી હોય તો આપણા બાપદાદાઓના ઇતિહાસનું સતત સ્મરણ અને રટણ કરાવવું જોઈએ. એ માટે આપણી પ્રજાના સમસ્ત વર્ગોની જૂની દંતકથાઓ, ભાટચારણોની વંશાવળીઓ અને ગ્રામજનોની ખ્યાતીઓ વગેરે જે કાંઈ મળી આવે તેની શોધખોળ થવી જોઈએ અને તેનો વૈજ્ઞાનિક રીતે અભ્યાસ અને પ્રસાર થવો જોઈએ.

*　　*　　*

એવી જ રીતે ગુજરાતના પ્રમુખ નગરો અને ગ્રામોનો ઇતિહાસ પણ આપણે વિસ્તૃત રીતે સંકલિત કરવો જોઈએ. નગરો અને ગ્રામોના ઇતિહાસથી આપણને ત્યાં વસતી બધી પ્રજાના ભૂત અને વર્તમાન જીવન વિષેની તથ્યપૂર્ણ માહિતી મળી રહે તેમ છે. જે રીતે શ્રીયુત રત્નમણિરાવની વિશિષ્ટ કલમે અમદાવાદ અને ખંભાતના ઇતિહાસોના બે મૂલ્યવાન ગ્રંથ આપણને આપ્યા છે તે જ રીતે ગુજરાતના બધા જ પ્રમુખ નગરો અને ગ્રામોના વિસ્તૃત ઇતિહાસ આલેખાવા જોઈએ.

આચાર્ય જિન વિજયજી મુનિ

# ઈતિહાસનાં ભયસ્થાનો

કાવ્યાદિ લલિત સાહિત્યમાં કથનની શૈલીને જે મહત્વનું સ્થાન છે તે શાસ્ત્રગ્રન્થોમાં બિલકુલ નથી. લોકભોગ્ય શાસ્ત્રીય ગ્રન્થોમાં લોકરુચિને આકર્ષવા માટે રોચક શૈલીનો આદર કરવામાં આવે છે. પણ શિષ્ટ શાસ્ત્રગ્રન્થોમાં સ્વવિષયની યથાર્થ બોધકતાને જ પ્રાધાન્ય આપવામાં આવે છે. હવે મારું વક્તવ્ય એ છે કે ઇતિહાસ જો શાસ્ત્ર જ છે તો એમાંય સ્વવિષયનું યથાર્થ નિરૂપણ એ જ ઇતિહાસકારોનું લક્ષ્ય હોવું જોઇએ. ઇતિહાસને કાવ્ય પેઠે આકર્ષક શૈલીથી શોભાવવા જતાં એનું સત્યૈકલક્ષી શાસ્ત્રપણું વણસી જાય છે. છતાં કાવ્ય જેમ પોતાનું કાન્તારૂપ છોડયા વિના ક્વચિત્ ઉપદેશક થઈ શકે છે તેમ ઇતિહાસના ગ્રન્થોમાં—રસશાસ્ત્રમાં કે શરીરમાં કદી અલિ જ ન શકે એવી—શૈલીની આકર્ષકતા શાસ્ત્રીય સત્યનિષ્ઠાનો ભોગ આપ્યા વગર કોઈ પ્રતિભાશાળી ઇતિહાસ કારને હાથે આવી શકતી હોય તો એનો પણ વિરોધ કરવાનો મારો આશય નથી. પણ એ સિદ્ધિ ઘણી દુર્લભ છે અને સાધારણ શક્તિવાળા ઇતિહાસલેખક માટે તો આકર્ષકતાના પ્રવાહમાં તણાઇ જવાનું ભય છે, એટલું જ સૂચવવાનો ઉદ્દેશ છે

પણ ઇતિહાસને શૈલીના આકર્ષણનું ય એ તો ગૌણ ભય છે. પણ મુખ્ય ભય તો શાસ્ત્રદૃષ્ટિના ત્યાગમાં રહેલુ છે. શાસ્ત્રદૃષ્ટિ (Scientific insight)ના સ્વરૂપનુ અહીં વિસ્તારથી નિરૂપણ અશક્ય અને અનાવશ્યક છે પણ શ્લોકાર્ધમાં કહેવું હોય તો એમ કહેવાય કે શાસ્ત્રદૃષ્ટિ સત્ય-સંપૂર્ણ સત્યને જોનારી અને એ સિવાય બીજું ન જોનારી બુદ્ધિની દૃષ્ટિ છે. કોઇપણ રાજકીય, ધાર્મિક, સામાજિક પ્રવાહમાં પડેલા માણસને નહિ, પણ એ પ્રવાહના તટ ઉપર સ્થિત—તટસ્થ પ્રેક્ષકને જ એ દૃષ્ટિ લભ્ય છે સંસારના વર્તમાન પ્રવાહમાં તણાનાર કે સ્વબળથી તરનાર પ્રવાહના કોલાહલ માંથી પોતાની બુદ્ધિને સંપૂર્ણ રીતે મુક્ત કરી શકતો નથી અને તેથી પ્રવાહનું સમગ્ર રીતે અને યથાર્થ દર્શન કરવાની શક્તિથી એ વંચિત રહે છે, જ્યારે તટસ્થ પ્રેક્ષકને એ શક્તિ સુલભ છે.

રસશાસ્ત્રાદિ બીજાં પ્રયોગાત્મક શાસ્ત્રોમાં જે સ્થાન પ્રયોગનુ છે, અને ખગોલાદિ અવલોકનાત્મક શાસ્ત્રોમા જે સ્થાન દૂરબીન કે સૂક્ષ્મદર્શક યંત્ર આગળ ઊભા રહી કરેલા અવલોકનોનું છે, તે જ સ્થાન ઇતિહાસમા જે પ્રવાહનો ઇતિહાસ શોધવાનો કે રચવાનો હોય તે પ્રવાહના તટસ્થ અને નિષ્પક્ષપાત દર્શનનું છે. રસશાસ્ત્ર (Chemistry) પેઠે એક પ્રયોગથી મળેલા જ્ઞાનને બીજા પ્રયોગોથી કસી જોવાનો ઇતિહાસમાં સંભવ નથી, પણ ઐતિહાસિક સાધનોમાંથી એક વખત તારવેલા જ્ઞાનને સ્વીકાર્યા પહેલા વિરુદ્ધ પુરાવો છે કે નહિ, અન્યથા નિર્ણય સંભવિત છે કે નહિ, એની પરીક્ષા પોતાની અંદર તટસ્થ રહીને પારકાના જ્ઞાનની પરીક્ષા કરતા હોઇએ એ રીતે—બીજા શબ્દોમા, વકીલ પેઠે નહિ પણ ન્યાયાધીશ પેઠે વિવિધ પક્ષની તુલના કરીને કરવી જોઇએ -

અહીં સાચા ઇતિહાસદર્શન અને ઇતિહાસસર્જન માટે આવશ્યક તટસ્થતાથી ગીતાપ્રોક્ત રાગદ્વેષવિયુક્ત અનાસક્તિ વિવક્ષિત છે સ્વકીય દેશ જાતિ કે ધર્મ—કોઇપણ તરફના રાગથી અને એથી ઊલટું પરકીય દેશ જાતિ કે ધર્મ પ્રતિ દ્વેષથી જે બુદ્ધિ કલુષિત હોય તે તટસ્થ—અનાસક્ત થઈ શકે નહિ. સ્વ—પછી તે રાષ્ટ્ર જેટલો વિશાળ હોય તોપણ એનો રાગ તે રાગ છે. એ રાગનું અંજન પરમાણુ જેવડા સ્વકીય ગુણોને પર્વત જેવડા દેખાડે છે, પર્વતસમ દોષોને પરમાણુ રૂપ દેખાડે છે, સ્વધર્મનું, સ્વદેશનું અને સ્વજાતિનું ગૌરવ ગંધર્વનગર પેઠે ઊભું કરે છે, પરકીય ગુણોને ઢાંકી દે છે, પરકીય દોષોને મોટા કરીને દેખાડે છે અને રાગદ્વેષના ચમત્કારી અંજનને ઊંચી કરેલી આ ઇન્દ્રજાળને જ જોઈ શકનારે રચેલો ઇતિહાસ એ સાચો ઇતિહાસ નહિ પણ ઇતિહાસાભાસ હોય છે. રાષ્ટ્રીય, ધાર્મિક અથવા જાતીય પ્રચાર અર્થે જે જે લખાણો થાય છે તેને તો અહીં ગણનામાં લેવાની જરૂર જ નથી. પણ ઘણી વાર દેશ કે રાષ્ટ્રના હિત અર્થે ઉચિત કે ઈષ્ટ ગણાતા રાગદ્વેષથી જે માયાજાળ ઊભું થાય છે તેની જ વાત કરું છું. જેમને મન ઇતિહાસસર્જન એ સત્યની ઉપાસના છે તે ઇતિહાસભક્ત માટે તો આવા રાગદ્વેષ પણ ત્યાજ્ય જ છે; કેવળ સમસ્ત માનવજાતિનો પ્રેમ જ ઈષ્ટ છે. સત્યપ્રેમ અને માનવપ્રેમ બે બિલકુલ વિરોધી નથી. સ્વવિદ્યાસંપ્રદાયના તથા પૂર્વાભ્યાસના સંસ્કારોથી પણ મુક્ત અને વિશુદ્ધ બુદ્ધિવાળા, સત્યાસત્યનો વિવેક કરવાને સમર્થ તથા સર્વથા રાગદ્વેષરહિત—અનાસક્ત પણ સત્યપ્રેમ તથા માનવપ્રેમથી આપ્લાવિત હૃદયવાળા ઇતિહાસજિજ્ઞાસુઓને ઐતિહાસિક સત્યનો સાક્ષાત્કાર થાય છે.

દુર્ગાશંકર શાસ્ત્રી

*

## પુસ્તક-પરિચય

**પ્રેમધનુષ્ય :** [ લે૰ શ્રી કોલક; મુખ્ય વિક્રેતા: એન. એમ. ત્રિપાઠી લિ ; કીં ૩ ૧-૮-૦ ]

પ્રકૃતિને પડછે નાયકનાયિકાના પ્રણયજીવનને સપ્ત ખંડોમાં આદિથી અંત સુધી નિરૂપતુ, છંદોબદ્ધ, વૃત્તવૈવિધ્યવાળું, આ સળંગ કરુણાન્ત કથાકાવ્ય છે કાવ્યની નાયિકા તો ઘણો વખત પશ્ચાદ્ભૂમા જ રહે છે એટલે નાયકની જ સ્વગતોક્તિથી આખુ કાવ્ય ભરેલુ છે પોતાના સૂના જીવનમા જેણે રસની સંજીવની છાંટી છે, તે પ્રિયતમા પર કવિ આફ્રીન બનીને, એનું જ મહિમ્નસ્તોત્ર આખા કાવ્યમાં પૂર્ણ પ્રસન્નતાથી ને કૃતકૃત્યતાથી ગાયા કરે છે. એ રીતે, 'કલિકા' અને 'મહોબતને માંડવે' જેવા કાવ્યગ્રંથોની તુલનામા મૂકી શકાય એવું આ કાવ્ય છે.

પણ આ કાવ્યના કેટલાક અંશો અવિશદ રહી ગયા છે. નાયિકા પિયર જાય છે ને તેથી નાયક 'કવિતામા વિરહનો કરુણ પ્રપાત' કરે છે; પણ પછી આગળ નાયક કહે છે તેમ, એમના બંનેના લગ્ન તો થયા નહોતા, તો આ બન્યુ શી તરેહ?

જે રીતે પ્રસંગસંકલના અહીં કરવામા આવી છે તે રીતે, આ પ્રણયકથા નાટકી ને અસ્વાભાવિક બની ગઈ છે પત્ની જરાક પિયર જાય છે એટલામા તો, આ મુગ્ધ નાયકનું કૂંળુ હૈયુ એવી વ્યથા અનુભવે છે કે એની ઉન્મન દશામાં વિરહ અસહ્ય બને છે આવો પિયરગમન જેવો અતિસામાન્ય પ્રસંગ એટલો કાવ્યક્ષમ ભાગ્યે જ ગણાય ને તેથી એને અણઘટતુ મહત્ત્વ અપાયાથી કાવ્યમા મિથ્યાગૌરવ, લાગણીવેડા ને પોચટતા આવી ગયા છે. આખરમાં જ કેવું બરાબર બીજારોપણ થાય કે મંચ ને અંત એમાંથી આપોઆપ ઊગી નીકળે, એવુ અહીં બન્યું નથી જે નાયિકાને નાયક 'અનુપમ દેવી, પૂજ્ય

સનાતન કર–આ બાર' કહે છે, તેજ નાયિકા, ન જાણે શાથી, નાયકને એકાએક વિછોડી જાય છે, એનો પ્રેમ બીજા પર ઢોળે છે, ને નાયકનું જીવન વેરાન જેવું બની જાય છે. વળી એ જ પ્રિયતમા અચિંતી પાછી પધારે છે. પાછી આવે છે ત્યારેય, શાથી ગઈ અને શાથી પાછી આવી તેનો કાંઈ ઘટસ્ફોટ કરતી નથી. એ તો પડદા પાછળ જ રહે છે. પણ નાયક તે કશું પૂછ્યાગાછ્યા વગર, કશી લપઝપ વગર એને સ્વીકારી લે છે. કથાદૃષ્ટિએ આ ખૂંચે તો ખરું; પણ લેખકનો ભાવ એમ સૂચવે છે કે પ્રણયમાં સાટાં કરવાના હોતાં નથી. લઈને નહીં, આપીને જ પ્રણયી કૃતાર્થતા અનુભવે છે. એટલે જ નાયક હજીયે નાયિકાને એવી ને એવી દેવી જ માને છે, ને પ્રણયપ્રશસ્તિઓ વેર્યા કરે છે. જીવતર કૃતાર્થ થયાનો સંતોષ નાયકે પ્રિયતમાને પાછી મેળવીને આમ જરાક અનુભવ્યો ત્યાં જ, વળી પાછી એકાએક નાયિકા એના જીવનમાંથી સરી જાય છે, કેમકે એ મૃત્યુ પામે છે. ને નાયકનું વલોવાતું અંતર વેદનાનાં અશ્રુ સારી રહે છે.

*આ કથાકાવ્યમાં શ્રી. કેશવની બાની પ્રસન્નતા ને સરળતાથી* પ્રવાહબંધ વહી રહી છે. કાવ્યના ઊપાડમાં ને અંતમાં, તેમ ક્યાંકક્યાંક વચમાં, અલપઝલપ કેટલીક મનોરમ પંક્તિઓ આવી જાય છે. તેમ છતાં આ કરુણાન્ત કાવ્યમાંથી ધોધબંધ કે સંયમિત વેદનાની એવડી તીવ્ર ચોટ અનુભવાતી નથી પ્રણયનો જેટલો તીવ્ર તલસાટ કે ઊંડી ઉષ્મા કવિ દેખાડે છે, તેટલું પ્રબલ યથાર્થ કે વૈવિધ્યમય તેનું ભાવાલેખન નથી. આ પ્રણયધનુષ્યના રંગ ઓછા છે ને ક્વચિત્ જ પલટાય છે. કાવ્યનો અંત જે શામક સમાધાનનો છે, તે પણ રૂઢ રીતિનો જ છે.

કેશવ પ્રકૃતિકવિ થવા નિર્માયા હશે તેથી જ કદાચ માનવભાવોને મૂર્ત કરવા જતાં પણ કુદરતનું આકર્ષણ એમને હૈયે વધુ વસી જાય છે, ને એ જ માનવભાવોનું પણ આચ્છાદન બને છે વારંવાર આવતાં એનાં એ કુદરતપ્રતીકો ને પ્રકૃતિ-વર્ણનો, કાવ્યમાં એકવિધતાનો પણ આભાસ ઊભો કરે છે. કદીક લઘુગુરુની છૂટ, તો કદીક 'કબર' જેવા શબ્દોના અનુચિત પ્રયોગ, ક્યાંક ક્યાંક ખટકે છે. પ્રસ્તુત કથાકાવ્યમાં ગભીર ચિંતન કે કલ્પનાની ઊંચી ઉડ કોઈને ભાગ્યે જ દેખાશે. તેમ છતાં, અંતરની ઋજુતા ને મીઠી મનોમુગ્ધતા કાવ્યના પટ પર એવી સળંગ પથરાઈને પડી છે, જેવી આદિમાં એવી જ અંતમાં, કે એ જ આ કાવ્યની મર્યાદા હોવા છતાંયે, એનું સારુ એવું આકર્ષણ બની ગઈ છે

ઉપેન્દ્ર પંડયા

મૃચ્છકટિક: [ અનુવાદક: સુન્દરમ્, પ્રકાશક: પદ્મ પ્રકાશન, મુંબઈ; મૂલ્ય: પોણા ત્રણ રૂપિયા ]

સ્વ. બાલાશંકર કંથારિયાએ કરેલ 'મૃચ્છકટિક'નું સશ્લોક ભાષાન્તર આપણી પાસે છે; પરતુ આજની વિકસિત અભિરુચિ અને રંગભૂમિને અનુકૂળ પડે તે રીતે મૂળ નાટકનાં કંઈક વિશૃંખલ વસ્તુ અને સંકલનામાં 'વધારાઘટાડા અને સાંધાસુંધી' કરી શ્રી સુંદરમ્ એનું પુનઃસંયોજન અને ભાષાન્તર હવે રજૂ કરે છે. મૂળમાં આવતા શ્લોકોનું પણ એમણે ગદ્યમાં રૂપાન્તર કર્યું છે, ક્યાંક પોતા તરફથી નવું ઉમેર્યું છે, ક્યાંક મૂળમાંથી કેટલુંક કાપી નાખ્યું છે ને તોય 'મૂળનો રસ, તેનાં પાત્રોની અસલી રેખાઓ, તેમની ઊર્મિઓ અને મૂળનું વાતાવરણ કાયમ રહે અને આજની તેમજ તે જમાનાની વિકસિત રસવૃત્તિને ઉદ્વેગ ન થાય તેવી રીતે વસ્તુને ગોઠવવાનો યત્ન કર્યો છે.'

પ્રાચીન સંસ્કૃત નાટ્યકૃતિઓની અભિનયક્ષમતા વધારવાનો આ પ્રયોગ સાચે જ વિચારવા જેવો છે. જે જમાનામાં એ કૃતિ રચાઈ હોય તેની રસવૃત્તિ અને આજની રસવૃત્તિનો મેળ મેળવવો અશક્ય નહિ તો દુર્ઘટ તો છે જ. એક સામાન્ય નિયમ તરીકે એમ પણ કહી શકાય કે આપણાથી જુદા દેશકાળને સમજવા કે માણવા માટે કલ્પનાવ્યાપારનો જ આશ્રય લેવાનો ઘટે. પછી તો સહૃદયો સમક્ષ મૂળને યથાતથ રજૂ કરવામાં પણ વાંધો હોય નહિ પણ એવા સહૃદયોનો વર્ગ ઘણો નાનો હોવાનો, જ્યારે આવો પ્રયોગ મોટી સંખ્યાને આકર્ષી શકે ખરો. એ દૃષ્ટિએ શ્રી. સુન્દરમ્નો પ્રયોગ પ્રાચીન વસ્તુને બહુજનસુલભ બનાવવાની એક નવી દિશા ઉઘાડે છે એમ ખુશીથી કહી શકાશે.

*અનુવાદકે નાટકના હાર્દને યોગ્ય રીતે ટૂંકાવ્યું છે.* ચારુદત્તની નિર્ધનતાનો ખ્યાલ આપતા 'ઉદ્ગારો' અને શ્લોકોને ઠેકાણે નેપથ્યમાં રોહસેનના રુદનદ્વારા થતા સૂચનમાત્રથી એમણે ધારી અસર ઉપજાવી છે. પણ કેટલેક ઠેકાણે *વિપરીત પરિણામ પણ આવે છે. જેમકે, અનુવાદના પહેલા જ* દૃશ્યમાં ચારુદત્ત ધ્યાનમાં બેસે છે અને થોડીવારમાં જપ પૂરા પણ કરી રહે છે. વસન્તસેનાનો પ્રવેશ બીજા દૃશ્યમાં થાય છે. જ્યારે મૂળમાં એથી વધારે નાટ્યાત્મક રીતે ચારુદત્તના ધ્યાન દરમ્યાન શકાર અને વિટથી ત્રસ્ત વસન્તસેના ઉપસ્થિત થતી હોય છે. ક્યાંક નજરચૂકથી થોડાક દોષો પણ રહી ગયા છે. અંક ચોથાના દૃશ્ય પહેલામાં ચેટી પાણી લેવા ગઈ હોય છે ને એ પાછી ફરી હોય એવું કંઇ પણ સૂચન આપ્યા વિના તરત જ મૈત્રેયે પૂછેલા પ્રશ્ન ઉપર ટીકા કરતી એને બતાવી છે. વળી, અંક ત્રીજાના દૃશ્ય બીજાને અન્તે રસ્તે થઇને જતા ચારુદત્તને જોવાને ઉત્સુક બનેલી ને અગાસી ઉપર જવાનું કરતી વસન્તસેનાને 'શ્યામ ગગનમે રંજત ચંદ' ગાવા રોકવાની કશી જરૂર ન્હોતી. પણ આવા દોષો ઘણા થોડા છે એ પણ એટલું જ સાચું છે. એકંદરે તો ભાષાન્તર સ્વચ્છ અને અસરકારક છે. ચારુદત્ત, વસન્તસેના, શકાર, મૈત્રેય આદિ પાત્રો ને મૂળનું વાતાવરણ સુરેખ જળવાયાં છે.

શ્રી. સુન્દરમે અનુવાદમાં જેને પુષ્ટ કર્યો છે તે રાજ્ય-પરિવર્તનનો પ્રસંગ શકટે તો ચારુદત્તના ભાગ્યનો પુનરુદય અને વસન્તસેનાની 'વધુ' શબ્દ મેળવવામાં સફળતા–એનું

પ્રત્યે સહાનુભૂતિ દર્શાવીને દુન્યવી જંજાળોથી પરનો પર જ રાખ્યો છે ને એ રીતે અનુવાદકે પોતાના સ્વાતંત્ર્યના માર્ગમાં આવતા પ્રલોભન પર વિજય મેળવ્યો છે તેથી પરિણામ ઘણું રૂડું આવ્યું છે

અંતમાં [illegible]

હાનિ ન પહોં

પ્રયોગ કરવા

પ્રસિદ્ધ કરવા માટે પ્રકાશકને અભિનંદન ઘટે છે.

પ્રભાકર વૈષ્ણવ

પ્રકાશક: યશવન્ત પ્રા. શુક્લ, ભારતીય વિદ્યાભવન, ૩૩–૩૫, હારવે રોડ, મુંબઈ.
મુદ્રક: વી. આર. સાવંત. એસોશીએટેડ એડવરટાઈઝર્સ ઍન્ડ પ્રિન્ટર્સ લિ., ૫૦૫. આર્થર રોડ. તારદેવ, મુંબઈ ૭.

# ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા

સંપાદકો
ચીમનલાલ શાહ
યશવન્ત શુકલ

પુસ્તક ૩ | મે-જુન ૧૯૪૫ | અંક ૮-૯

## ગદ્યશિક્ષણ

અંગ્રેજીમાં પ્રમાણશાસ્ત્રને સર્વશાસ્ત્રોનું શાસ્ત્ર કહેલું છે (Logic is the science of all science) તેમ ગદ્યને સર્વ સાધનોનું સાધન કહી શકાય જેટલે અંશે કંઈ પણ સમજવવાને માટે આપણે ગદ્યનો જ ઉપયોગ કરીએ છીએ તેટલે અંશે એ સર્વ સાધનોનું સાધન છે અને જે પ્રજાનું ગદ્ય વિકસિત નથી જે પ્રજા સાચું, સારું, સગવડવાળું ગદ્ય બોલી શક્તી નથી તેના સર્વ સાધનો આ રીતે અપૂર્ણ અને ખોડવાળાં બને છે

સામાન્ય રીતે કવિતાશિક્ષણ ઉપર ઘણું કહેવામાં આવે છે; ગદ્યશિક્ષણ ઉપર ઘણું થોડું કહેવાય છે આ બાબતનો એ જુદા જ ક્ષેત્રમાંથી મને સમાન દાખલો મળે છે તે કહું તેથી આ વિષયનું મહત્ત્વ કેવી જાતનું આંકું છું તે કદાચ સ્પષ્ટ થાય કોઈને નૃત્ય કરતા શીખવવું હોય તો તે સબંધી શું શીખવવું તે વાત શીખનાર શીખવનાર બન્નેને મને સ્પષ્ટ છે એમાં કંઈ શીખવા-શીખવવા જેવું છે એમ બન્ને માને છે પણ ચાલતા શીખવા શીખવવાની જરૂર છે એટલું કોઈ માનતું નથી કવિતા અને ગદ્યનો સબંધ અને તેના શિક્ષણ વિષેની માન્યતાનો આવો સબંધ છે હજી સુધી કેમ ચાલવું એના ઉપર એક જ પુસ્તક લખાયું જાણું છું પણ ચાલતા શીખવા-શીખવવાની જરૂર છે માનનારો છું આપણા દેશમાં સારી રીતે ચાલનારા મેં બહુ થોડા જોયા છે ચાલવાની પદ્ધતિ શાળામાં શીખવાવી જોઈએ અને ગદ્ય પણ શીખવવું જોઈએ એમ હું માનું છું કવિતાસર્જન તો અમુક જ થોડા નૈસર્ગિક શક્તિવાળાને માટે જ છે, જ્યારે સારું ગદ્ય લખતા વાંચતા બોલતા દરેકને આવડવું જોઈએ શિક્ષણમાં એના ઉપર બરાબર લક્ષ અપાવું જોઈએ

હમણા એક વિદ્વાને કહ્યું કે વિદ્યાર્થીને સારું ગદ્ય લખતા શીખવવા માટે વ્યાકરણ શીખવાની જરૂર નથી એ ખોટું નથી વ્યાકરણ વિના સાચું ગદ્ય લખતા આવડે, જેમ પ્રમાણશાસ્ત્રના અભ્યાસ વિના સત્યવિચાર કરતા જરૂર આવડે પણ દરેક માણસ પોતાના શરીરના આંતરવ્યાપારો જાણે તેમ જ પોતાના માનસિક વ્યાપારો જાણે એમાં મને પોતાને ઉત્તમ માનવતા રહેલી સમજાય છે શારીરિક વ્યાપાર ન સમજનાર માણસ પણ તંદુરસ્ત હોઈ શકે, પણ કોઈ માણસ પોતાના રોગના શારીરિક વિકારો બરાબર જાણે પણ ભલે એ જાણવાથી રોગનિવારણમાં ફાયદો બિલકુલ ન થતો હોય તો પણ એ જાણવામાં એટલે કે સભાનતામાં ખરી માનવતા રહેલી હું સમજું છું એમ જ વ્યાકરણ એ ભાષાની એક પ્રકારની સભાનતા છે અમુક વિચાર શબ્દોમાં કેવી રીતે વ્યક્ત થાય છે, એ વિચારને વ્યક્ત કરવા શબ્દો કેવી રીતે એક બીજા સાથે સબંધમાં આવે છે, એક સમગ્ર દર્શન પ્રકરણોમાં પારિગ્રાફોમાં, વાક્યોમાં કેવી રીતે વહેંચાય છે, ગોઠવાય છે, વ્યવસ્થિત થાય છે, એ બધાનું ભાન હોય એ પણ એક વિશેષ પ્રકારની સભાનતા છે, અને જે ગદ્યલેખકમાં એ હોય તેને હું અવશ્ય ઊંચી કક્ષાનો ગણું એ પ્રમાણે મારે મને વ્યાકરણની સભાનતા એક ઉત્તમ શક્તિ છે

આપણે ત્યાં વ્યાકરણશિક્ષણ વિદ્યાર્થીઓમાં અત્યંત અપ્રિય વિષય છે તેનું એક કારણ એ પણ છે કે આપણે ત્યાં હજી જીવતી ભાષાનું સાચું વ્યાકરણ લખાયું નથી આપણી બોલાતી ભાષાના કેટલાય ચમત્કારક પ્રયોગો હજી વ્યાકરણે પકડ્યા નથી આપણે સાધારણ રીતે ગુજરાતી ભાષા ખૂબી વિનાની છે એમ માનીએ છીએ પણ આપણા કેટલાય વિલક્ષણ શક્તિવાળા પ્રયોગો આપણે હજી જાણતા જ નથી, એ બધા વ્યાકરણમાં આવે આપણી ભાષાનું બળ, તેનો લહેકો તેનો પ્રત્યેક વિભક્તિના ભાત ભાતના અર્થો, એ બધા ઉપર વ્યાકરણ પ્રકાશ પાડે તો એ કંઇક વધારે રસિક થાય એમ હું માનું છું બોલાતી ભાષાના એવા કેટલાક પ્રયોગો જોવામાં આવે છે જે ઘણા જ અર્થવાહક છે, જે વ્યાકરણના ફૂટ કોયડા છે એ બધાનો સંગ્રહ થઈ જવો જોઈએ બધા શિક્ષકો આનો સંગ્રહ કરે અને જેમ કોઈ કોઈ માસિકમાં શબ્દચર્ચા વ્યુત્પત્તિચર્ચા આવે છે તેમ વ્યાકરણચર્ચા પણ આવે એ ઇષ્ટ છે

રામનારાયણ વિશ્વનાથ પાઠક

*

## પ્રાદેશિક ઇતિહાસોનો અભ્યાસ

૧૯૪૧માં અંધેરી મુકામે ભરાયેલા સાહિત્ય પરિષદના ચૌદમા અધિવેશનમાં પ્રો. કેશવલાલ કામદારે નીચે પ્રમાણે એક ઠરાવ પેશ કર્યો હતો. "આ પરિષદ મુંબઈ વિદ્યાપીઠને વિનતી કરે છે કે અત્યારે બી એ (ઑનર્સ)ના ઇતિહાસના અભ્યાસક્રમમાં ત્રીજા પ્રશ્નપત્રમાં ઇતિહાસ વિશેના નિબંધનો વિષય છે, તેમાં સુધારો કરી નિબંધ ચાલવા ગુજરાત મહારાષ્ટ્ર, કર્ણાટક કે સિન્ધનો ઇતિહાસ પણ રાખવો, જેથી મુંબઈ પ્રાન્તના પ્રાદેશિક ઇતિહાસોનો અભ્યાસ આપણા પદવીધરો સારી રીતે કરી શકે" ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો આનંદની વાત છે કે એ ઠરાવ પ્રમાણે મુંબઈ વિદ્યાપીઠે એમ. એ.ના ઇતિહાસના અભ્યાસક્રમના ઉપયુક્ત પ્રકારે ઇતિહાસોને સ્થાન આપવાનું હવે સ્વીકાર્યું છે

---

* અમદાવાદ ૬ કે માર સૌ એસે સીએગન અને આધમિક ૨૨વના આદ્ય [illegible] સમે [illegible] [illegible]

<u>છૂટો મણકો</u>

## અભ્યાસમાં આનુપૂર્વીનું સ્થાન

કોઈ પણ એક જ સર્જકના સમગ્ર થતા અભ્યાસમાં એની કૃતિઓને તેમના રચનાસમય અનુસાર ક્રમબદ્ધ કરવાની એક પરંપરા સર્વત્ર ચાલી આવે છે આપણી ગાણિતિક બુદ્ધિને આનુપૂર્વી તૈયાર કરવામા રસ પડતો હશે માટે જ, કદાચ, રચનાસમય નિશ્ચિત ન હોય ત્યાર કૃતિઓના અંતરંગમા પ્રવેશીને આનુપૂર્વી તૈયાર કરી આપણે લઈએ છીએ પ્રાચીન સાહિત્યના સંશોધન-સંપાદનમાં આ બંને પદ્ધતિઓનો આગ્રહપૂર્વક વિનિયોગ થતો દેખાય છે સર્જકના મનોવિકાસની ભિન્ન ભિન્ન સ્થિતિઓ દર્શાવવામા પહેલી પદ્ધતિ ઉપયોગી નિવડે છે એમ સ્વીકારાયુ છે, ત્યારે એથી ઊલટી જ રીતે, કોઈ કૃતિનો રચનાકાળ સંદિગ્ધ હોય ત્યારે એના અંતરંગમા પ્રતીત થતી સર્જકની વિકાસાવસ્થાને આધારે કાલનિર્ણય કરવામા બીજી પદ્ધતિનો ઉપયોગ થતો આપણે જોઈએ છીએ

હવે સર્જકના મનોવિકાસની ભિન્ન ભિન્ન અવસ્થાઓનો અભ્યાસ જો નિ:શંકપણે થઈ શકતો હોય તો એ ખરેખરો રોચક અભ્યાસ છે, એટલું જ નહીં, સંભવિતતાની સીમા પ્રાન્તમા એથી દાખલ થઈ શકાતુ હોય તો એ અભ્યાસ ને એ પદ્ધતિ બંનેને ઉપકારક ગણવા ઘટે પણ સર્જનવ્યાપાર એવો સંકુલ છે કે આ પ્રકારના અભ્યાસને એ બધી વખત નથી ગાંઠતો અત્યંત ચીવટથી જો આનુપૂર્વી રચી શકાય તો એમાથી સર્જનવ્યાપાર કેવી તો સ્વૈરગતિએ ચાલે છે તેનુ જ પારખુ મળી રહેશે Hardy a Critical Study નામના પોતાના પુસ્તકમા પ્રસિદ્ધ વિવેચક લાસેલ્સ એબરક્રોમ્બીએ આ સંબંધમા બીથોવનનુ દૃષ્ટાન્ત આગળ કર્યું છે બહુ જ કાળજીથી એની રચનાઓની કાલાનુપૂર્વી તૈયાર કરવામાં આવેલી પણ એમાથી એની પ્રતિભા નિયમિત વિકસતી રહ્યાનુ પારખુ મળતુ નથી

પણ પહેલી પદ્ધતિ કદાચ પ્રતિભાવિકાસની અનિયમિતતાનુ પ્રતિપાદન કરવામાયે કામ આવે બીજી તો નિરર્થક ને ભ્રામક જ છે છતા કોઈ શેક્સપિયર કોઈ અખો, કોઈ પ્રેમાનંદ, કે કોઈ કાલિદાસનો અભ્યાસ કરતા એ જ ભ્રામક પદ્ધતિનો વખતો વખત આશ્રય લેવામા આવે છે પ્રતિભા ઉત્તરોત્તર વિકસતી જ રહે છે એવો પૂર્વસ્વીકાર કર્યા વિના એ બીજી પદ્ધતિ પ્રયોજી શકાય જ નહિ અને એ પૂર્વસ્વીકાર કેવો અશાસ્ત્રીય છે એ પહેલી પદ્ધતિના નિગમનો ગાઈબજાવીને કહેતા રહ્યા છે આરંભની કૃતિઓમા કલાકારની પરિપક્વતા કે સમૃદ્ધિ વરતાતી હોય ને પછીની કૃતિઓમા એ ઘટતી જતી હોય એવો પણ આપણો અનુભવ ક્યા નથી? છતા કાલનિર્ણયમા બરાબર આ અનુભવ કે આ સંભવ પ્રત્યે જ પુષ્કળ દુર્લક્ષ થાય છે ત્યા તો એમ જ સ્વીકારાય છે કે જે ઓછી પરિપક્વ તે આગળની ને વધુ પરિપક્વ તે પાછળની

આનુપૂર્વીને મુખ્યત્વે પ્રસિદ્ધિકાલનુ આલંબન લેવુ પડતુ હોય છે જે કૃતિ પહેલી પ્રસિદ્ધ થઈ તે પહેલી ને પછી પ્રસિદ્ધ થઈ તે બીજી, એ રીતે ક્રમ ઉપજાવાય છે હવે સર્જકે જે ક્રમમા કૃતિઓ પ્રસિદ્ધ કરી હોય તે જ ક્રમમા તે રચી હોય એમ નિસંશય કહી શકાય નહિ એમ પણ બને કે સર્જકે કૃતિ રચી રાખી હોય પણ પ્રસિદ્ધ ન કરી હોય —આનો એક તાજો જ દાખલો આપણે ત્યાંથી આપી શકાય શ્રી પન્નાલાલ પટેલે ચોપી વરસથી જે નવલકથા લખેલી તે 'ભીરુ સાથી' હમણા જ—એકાદ વરસ પર—પ્રગટ થઈ તે પહેલા તો એમની બારેક ડઝન જેટલી કૃતિઓ પ્રસિદ્ધ થઈ ચૂકી એટલે સર્જકના મનોવિકાસને સ્પષ્ટ કરવાની દૃષ્ટિથી તૈયાર થતી આનુપૂર્વીમા પ્રસિદ્ધિકાલનો ઉપયોગ કરવો હોય તો બીજી બાજુએ રચનાકાલનો ઉપયોગ પણ સર્વથા દોષમુક્ત નથી સર્જકની કલ્પનામા કલાકૃતિનો પ્રથમ પિંડ ક્યારે બંધાયો તે જ તો શાસ્ત્રશુદ્ધ આનુપૂર્વી માટે શોધી કાઢવુ જરૂરી છે પણ એ કાર્ય એટલુ સ્થાપ દુર્ઘટ છે કે એને અશક્ય કહેવુ પડે કલાકારના માનસપટ પર કૃતિ આલેખાય ને કાગળ પર એ ઊતરી આવે એની વચ્ચે ઘણુ ઘણુ આવી ગયુ હોય એમ પણ બને.—એનો સરસ દાખલો તે 'ભગવાન કૌટિલ્ય'ની પ્રસ્તાવનામા શ્રી મુનશીએ જે અનુભવ ટાંક્યો છે તે છે, અમુક ભાવ કે રચના કલાકારના મનની ભીતરમા કેટલો વખત સંઘરાઈ રહી તે કલાકાર સિવાય કોણ કહી શકે? અને ઘણી વાર તો કલાકાર પોતે પણ એ નથી કહી શકતો વળી એને પાછળ મૂકેલી વિકાસાવસ્થાના કયા લક્ષણો અસંપ્રજ્ઞાત રીતે રચના સમયે ધસી આવ્યા હશે તે પણ કેમ કરીને કહી શકાય?

એટલે સરવાળે એમ જ કહેવુ પડે કે કલાકારનુ ચિત્તતંત્ર કે કલાકૃતિનુ નિર્માણ—બીજી રીતે કહીએ તો સર્જનવ્યાપાર—અનિયંત્રિત છે ત્યા તો નિયમરહિતતા એ જ નિયમ દિસે છે ઉપર નિર્દેશેલા પુસ્તકમા એબરક્રોમ્બીએ આનુપૂર્વીની રચનાદ્વારા વ્યક્ત થતા વિકાસ વિશેના આખા ખ્યાલ પર યથાર્થ ટકોર કરી છે કે આપણો એ ખ્યાલ કંઈક રેલવે ટ્રેનની ગતિને લઈને ઘડાયો છે અભ્યાસની સાચી પદ્ધતિ દર્શાવતા એણે કહ્યુ છે કે કલાકારની ભિન્ન ભિન્ન કૃતિઓ વચ્ચેનો આન્તરસંબંધ ખોળી કાઢવો એ જ અભ્યાસની ઉત્તમ રીત છે એમ કરવામા આનુપૂર્વીને અવગણવાની જરૂર નથી માત્ર એની શિરજોરીને નમતુ ન આપીએ એટલે બસ

યશવન્ત શુક્લ

* * *

### સ્વીકાર

બ્રહ્મચર્યાશ્રમ—લેખક શ્રી કનૈયાલાલ મુનશી પ્રકાશક ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય અમદાવાદ મૂલ્ય સવા રૂપિયો **જગતના ઇતિહાસનુ રેખાદર્શન** (ખંડ પહેલો)—લેખક પં. જવાહરલાલ નેહરુ અનુવાદક શ્રી મણિભાઈ દેસાઈ, પ્રકાશક નવજીવન કાર્યાલય અમદાવાદ મૂલ્ય પાંચ રૂપિયા **દ્વિરેફની વાતો** (ભા. ત્રીજો)—લેખક શ્રી રામનારાયણ પાઠક પ્રકાશક મહા ગુજરાત પબ્લીશીંગ કં લિમિટેડ મુંબઈ મૂલ્ય અઢી રૂપિયા **જનમટીપ** લેખક શ્રી ઈશ્વર પેટલીકર પ્રકાશક લોકપ્રકાશન લિમિટેડ, અમદાવાદ, મૂલ્ય ત્રણ રૂપિયા **ગુજરાતણોની શરીરસંપત્તિ**—લેખક શ્રી રણજિત પટેલ, પ્રકાશક ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય અમદાવાદ મૂલ્ય દોઢ રૂપિયો **રવીન્દ્રવીણા** લેખક શ્રી ઝવેરચંદ મેઘાણી પ્રકાશક ભારતી સાહિત્ય સંઘ મુંબઈ ૨ મૂલ્ય અઢી રૂપિયા **ગગનને ગોખે**—લેખકો શ્રી નિરંજન વર્મા અને શ્રી જયમલ્લ પરમાર પ્રકાશક ભારતી સાહિત્ય સંઘ મુંબઈ ૨ મૂલ્ય સાડાત્રણ રૂપિયા

# લેખક થવા માટે

[નોંધ: The Summing Up નામની સોમરસેટ મોમની આત્મકથારૂપ કૃતિમાથી એક ખડનુ ભાષાન્તર કરીને નીચે આપ્યુ છે મોમે એમા જે કહ્યુ છે તે પૂર્વે અનેક વાર કહેવાઈ ચૂક્યુ છે, છતા વારંવાર એ વાતનુ સ્મરણ કરતા રહેવાની જરૂર છે વળી મોમે એ પોતાની રીતે કહ્યુ છે એટલી એની વિશેષતા છે જ આપણા આજના મોટા ભાગના સાહિત્યની ને સાહિત્યકારોની સ્થિતિ લક્ષમા લેતા એ કથનની કિંમત જરા યે ઓછી અકાવી ઘડતી નથી —સપાદકો]

કઇક લખી નાખુ, કઇક લખી નાખુ, એવી ધખનાવાળા જુવાનિયાઓ ક્યારેક ક્યારેક એક પ્રશ્ન પૂછીને મારુ બહુમાન કરે છે એ પ્રશ્ન આ છે લખવામા અમને ઉપયોગી નીવડે તે માટે ક્યા પુસ્તકો વાચવા ખૂબ જરૂરના છે તે અમને જણાવો હુ તે જણાવુ છુ ભાગ્યે જ એ લોકો મારા બતાવેલા પુસ્તકો વાચતા હોય છે એનુ કારણ મને એમ સમજાયુ છે કે એમનામા સાચી જિજ્ઞાસાનો જ સમૂળો અભાવ છે બેચાર મિસેસ વુલ્ફની, એ ઇ ફોર્સ્ટરની, ને થોડીક ડી એચ લૉરેન્સની નવલકથાઓ વાચી, ને જરાક વિચિત્ર લાગે તેવુ છે, પણ ઉપરથી ગાલ્સવર્ધીનુ 'ફોરસાઇટ સાગા' વાચ્યુ એટલે એમને એમ જ લાગે છે કે વાર્તાકલા માટે જે કઇ જાણવુ જરૂરી છે તે તેઓ જાણીને બેઠા છે

એ વાત સાચી છે કે સમકાલીન સાહિત્યમા હોઈ શકે એટલી બધી સ્પષ્ટ હૃદયસ્પર્શિતા પ્રાચીન અથવા શિષ્ટ કહી શકાય તેવા સાહિત્યમા કોઈ પણ દિવસ હોઈ શકે નહિ અને પોતાના સમકાલીનો શેને વિશે ને કેવી રીતે લખે છે એ જાણવુ ઊગતા લેખકો માટે લાભનુ પણ છે પણ સાહિત્યમા ફેશનો બદલાતી રહે છે એટલે અમુક સમયે પ્રચલિત એવી લખવાની ફેશનમા તાત્ત્વિક કહી શકાય તેવો આતરિક ગુણ કયો છે એ ખોળી કાઢવુ સહેલ નથી એ સ્થિતિમા પ્રાચીન કાળના સર્વશ્રેષ્ઠ સાહિત્યનો પરિચય તુલના માટેનુ ઉત્કૃષ્ટ ધોરણ ઉપજાવી આપે છે

શબ્દોને આસાનીથી રમાડી જાણનારા, કુશળ હથોટી ધરાવનારા ઘણા જુવાન અને ચતુર લેખકોને મે ઊગીને આથમી જતા જોયા છે તેથી મને સદેહ પેઠો છે કે પ્રાચીન સાહિત્યના એમના અનભ્યાસને લીધે તો એમ નહિ થયુ હોય ને? બુદ્ધિની તેજસ્વિતા અને પરિપક્વતાવાળા બે ત્રણ પુસ્તકો આપ્યા ન આપ્યા ને તેઓ પરવારી જાય છે કોઈ પણ દેશનુ સાહિત્ય આ રીતે સમૃદ્ધ થઈ શકે નહિ એ માટે તો એવા લેખકો જોઇએ જે બે ત્રણ પુસ્તકો લખીને થાકી ન જાય પણ ઢગલાબધ કૃતિઓ આપ્યે રાખે અલબત, એ કૃતિઓની ગુણવત્તા અણસરખી રહેવાની કેમ કે જેને ચમત્કાર કહી શકીએ તેવી કૃતિના સર્જન માટે તો અનેક ધન્યતાઓનો વિરલ યોગ જોઇએ પણ પહેલ પાડ્યા વિનાની અણઘડ પ્રતિભાનો નસીબસજોગે તુક્કો લાગી જાય તેના કરતા કોઈ કલાકારના અસાધારણ ને સતત પરિશ્રમના પરિપાકરૂપે પેલા ચમત્કારનો પ્રાદુર્ભાવ થવાનો સભવ વિશેષ છે પોતે વાર વાર નવતા ધારણ કરતો રહે તો જ લેખકથી રસકસવાળુ કઈ ને કઈ આપી શકાય. અને એવી નવતા ધારણ કરવા માટે એની પ્રતિભા નિત્યનૂતન અનુભવોથી સતત સમૃદ્ધ થતી રહેવી જોઇએ એને માટે પ્રાચીન કાળના સમર્થ સાહિત્યનો અખૂટ ખજાનો લૂટવા જેવો આનદદાયી ને ફળદાયી બીજો કયો માર્ગ હોઈ શકે?

કલાકૃતિનુ નિર્માણ કરવુ એ કઈ જાદુના ખેલ જેવી વાત નથી એને માટે કષ્ટપૂર્વક સાધના કરવી પડે છે ધરતી ગમે તેટલી રસકસવાળી કા ન હોય, છતા એમાં ખાતરપાણી કરવા પડે છે ચિત્તને મથી મથીને, નિશ્ચયની ગાઠ વાળી વાળીને કલાકારે પોતાના વ્યક્તિત્વને ગહન ને વિશાળ બનાવવુ રહ્યુ, એમાથી નવલા રૂપો ઉપજાવવા રહ્યા તે પછી ધરતીને પડતર રાખવી રહી પ્રિસ્તની નવોઢાની માફક કલાકારને પણ પ્રકાશની નવીજ મૂલ્યસૃષ્ટિ ઉઘાડી દેનારા પ્રકાશની પ્રતીક્ષા કરવાની હોય છે એ જ્યારે ધીરજથી પોતાના નિત્યનૈમિત્તિક વ્યવસાયોમા પરોવાયેલો હોય છે ત્યારે એની આન્તરચેતના પોતાનુ ગૂઢ કાર્ય કર્યે જતી હોય છે તે પછી જાણે શૂન્યમાથી ઊછળી આવ્યો હોય તેવો ભાવ સહસા ઝબકી ઊઠે છે પણ પથરાળ જમીનમા ઓરેલા ધાન્યની માફક એ જરાજરામા વણસી જાય એવો ભય છે એટલે અત્યત કાળજીથી એનુ જતન કરવાનુ રહે છે કલાકાર એના ચિત્તની સઘળી શક્તિઓ ત્યા જ એકાગ્ર કરે, એનો કસબ, એનો અનુભવ ને એનામા જે ચારિત્ર્ય ને વ્યક્તિત્વ હોય તે સઘળુ એ ત્યા મોકલી આપે ત્યારે જ, આટલો બધો પરિશ્રમ ઉઠાવે ત્યારે જ, એ કૃતિને સાગોપાગ અવતારી શકે



## ભારતીય વિદ્યાભવન—

નીચે જણાવેલા વિષયોના અભ્યાસ અને સશોધન માટે વિદ્યાર્થીઓ તરફથી અરજીઓ માગવામા આવે છે

### અ મુબઈ યુનિવર્સિટીના અભ્યાસક્રમો

(૧) સસ્કૃત, અર્ધમાગધી, ગુજરાતી, તુલનાત્મક ભાષાશાસ્ત્ર અને શિક્ષણમા પીએચ ડી (૨) ઉપર જણાવેલા વિષયો અને પ્રાચીન ભારતીય સસ્કૃતિમા એમ એ (૩) એમ ઇડી

ફીનુ ધોરણ–પીએચ ડી માટેના સત્રના રૂા ૫૦), એમ એ અને એમ ઇડી સત્રના રૂા ૩૦) યોગ્ય વિદ્યાર્થીઓને ફેલોશીપ માસિક રૂા ૫૦) અને શિષ્યવૃત્તિ માસિક રૂા ૩૫) આપવામા આવશે ભવનના છાત્રાલયમા થોડા વિદ્યાર્થીઓને માટે માસિક રૂા ૩૫) લેખે રહેવાની અને જમવાની સગવડ છે

### બ ભવનની શાસ્ત્રીય પરીક્ષાઓ

પ્રવેશિકા, શાસ્ત્રી, આચાર્ય અને મહાચાર્ય, સાહિત્ય, વ્યાકરણ વેદાન્ત અથવા જ્યોતિષ લઇને આ અભ્યાસક્રમ માટે દાખલ થવા ઇચ્છનાર વિદ્યાર્થીએ ભવનની વિનીત પરીક્ષા પાસ કરી હોવી જોઇશે તે નહિ તો મૅટ્રિક્યુલેશન અથવા વર્નાક્યુલર ફાઇનલ અથવા બનારસ મધ્યમા અથવા બગાલ તીર્થ પાસ કરેલી હોવી જોઇશે આ પરીક્ષાઓ માટે ફી લેવામા આવતી નથી દરેક વિદ્યાર્થીને નીચે મુજબ માસિક શિષ્યવૃત્તિ આપવામા આવે છે શાસ્ત્રી પ્ર–ખડ રૂા ૧૫ શાસ્ત્રી દ્વિ–ખડ રૂા ૨૦, આચાર્ય રૂા ૨૫ મહાચાર્ય રૂા ૩૫ માસિક શિષ્યવૃત્તિને બદલે, પસદ કરેલા કેટલાક વિદ્યાર્થીઓને ભવનના છાત્રાલયમા રહેવા જમવાની સગવડ અપાશે

દાખલ થવાની અરજીઓ તા ૧૫ ૬ ૪૫ સુધીમા ભવનની ઑફિસે પહોચવી જોઇએ—અરજીના પત્રક તથા બીજી વિગતો માટે બે આનાનો સ્ટૅમ્પ બીડી ઑનરરી રજીસ્ટ્રાર, ભારતીય વિદ્યાભવન, ૩૩ ૩૫ હાર્ન્બી રોડ, મુંબઈ, એ સરનામે લખો.

**શબ્દચર્ચા**

## ‘દંડરાસ’

શ્રી. ક. મા. મુનશીએ ‘ગુજરાત એન્ડ ઇટ્સ લિટરેચર’ (પા. ૮૪ અને પછીનાં)માં અને શ્રી. કે. કા. શાસ્ત્રીએ ‘આપણા કવિઓ’ (ખંડ ૧, પા. ૧૪૩–૧૫૦)માં ‘રાસ’-ના સ્વરૂપ અને પ્રાચીન ઉલ્લેખો વિશે કેટલુંક કહ્યું છે. વાગ્ભટે ‘રાસક’નું જે લક્ષણ આપેલું છે તે ઉપરથી આટલી મુખ્ય વિશિષ્ટતાઓ તારવી શકાય: (૧) ‘રાસક’ અનેક નર્તકીઓથી પ્રયોજાતું હોય છે; (૨) તે ભાતભાતના તાલ અને લયથી યુક્ત હોય છે; (૩) તેમાં વધારેમાં વધારે ૬૪ યુગલો ભાગ લે છે; (૪) તે કોમળ તેમજ ઉદ્ધત હોય છે. ઉપદેશરસાયનરાસના ટીકાકારે (૫) ‘ચર્ચરી’ અને ‘રાસક’ એ પ્રબંધોનો સાથે ઉલ્લેખ કરેલો હોઈ તે બન્ને એકબીજા સાથે સારી રીતે સંબદ્ધ જણાય છે. અને સપ્તક્ષેત્રિરાસ(ઈ. સ. ૧૨૭૧)ના ઉલ્લેખ પરથી રાસ બે પ્રકારના હોવાનું જાણી શકાય છે. આ બે પ્રકારમાંથી એક પ્રકાર તે (૬) ‘દાંડિયા રાસ’ તરીકે ઓળખાય છે તે.

રાજશેખર (ઈસવી ૯મી સદીનો અંત)ના પ્રાકૃત નાટક કર્પૂરમંજરીમાં એક ફકરો આવે છે તે આ દૃષ્ટિએ અગત્યનો છે. ચોથા અંકમાં રાજા અને વિદૂષક પ્રાસાદ પર ચડતા હોય છે ત્યાં તેમની નજર ‘ચર્ચરી’ પર પડે છે એટલે વિદૂષક ચર્ચરીનું આ પ્રમાણે વર્ણન કરે છે. (સમય ગ્રીષ્મ ઋતુનો છે)

> मुत्ताहल्लाहरणोच्चआओ
> लासवसाणे तलिणंसुआओ ।
> सिञ्चन्ति अण्णोण्णमिमीओ पेच्छ
> जन्तजलेणं मणिभिङ्गएहिं ॥

इदो-अ

> परिब्भमन्तीओ विचित्तबन्धं
> इमाओ दोसेल्लइ णच्चणीओ ।
> खेलन्ति तालाणुगदप्पआओ
> तुहङ्गणे दीसदि दण्डरासो ॥
> समसमीसा समबाहुहत्था
> रेहाविसुद्धा अवराओ देन्ति ।
> तीहिँ दोहिँ लअबन्धबन्ध
> परोप्पर सहिमुही चलन्ति ॥
> मोत्तूण अण्णा मणिबारआइँ
> जन्तेहिँ धारासलिलं खिवन्ति ।
> पडन्ति तओ सहिआणमङ्गे
> मणोभुवो वारुणबाणचङ्गा ॥

[કર્પૂરમંજરી (મનોમોહન ઘોષ સંપાદિત આવૃત્તિ) અંક ૪, શ્લોક ૯–૧૨; પા ૫૫]

“જો, મોતીનાં અનેક આભરણો અને સૂક્ષ્મ વસ્ત્રો ધારણ કરી લાસ્ય નૃત્યને અંતે આ સ્ત્રીઓ એક બીજીને યંત્ર-(પીચકારી) વડે તેમજ મણિભાજનો વડે જળ છાંટે છે.

વળી આ તરફ, આશ્ચર્યક નૃત્તબંધમાં ફરતી આ બત્રીસ નર્તકીઓ તાલ પ્રમાણે પગલાં દેતી ખેલે છે. તારા આંગણામાં દંડરાસ દીસે છે. સ્કંધ, શીશ, બાવડાં અને હાથ સમપણ રાખી તેમજ વિશુદ્ધ રેખા જાળવી બીજી કેટલીક નર્તકીઓ બે પંક્તિ રચી લયબંધ અને તાલબંધ દે છે અને સૌ એકબીજાની અભિમુખ ચાલે છે. વળી બીજી કેટલીક મણિભાજનો મૂકી દઈ યંત્ર(પીચકારી)થી જળધારા ફેંકે છે અને એ કામદેવનાં જળ-બાણો (!) શી સુંદર સખીઓના અંગ પર પડે છે.”

આ પછીનાં શ્લોકોમાં વિવિધ વેશ અને રૂપ ધારણ કરી લોકરંજન કરતી નર્તકીઓનું વર્ણન છે.

આ વર્ણનમાં ‘રાસ’નાં ઉપર તારવેલાં લક્ષણોમાંથી ઘણાંખરાં મળી આવે છે, દંડરાસ એવો સ્પષ્ટ ઉલ્લેખ પણ મળે છે અને ‘ચર્ચરી,’ ‘રાસ’ અને ‘ફાગુ’ કાવ્યોને વસંતોત્સવ સાથે ગાઢ સંબંધ હોવાની વાતને આમાંથી સારું એવું સમર્થન પણ મળે છે.

## एरु ‘સાપ’

અર્વાચીન દેશભાષાઓમાં કેટલાક એવા પ્રાણિવાચક શબ્દો મળે છે, જેમનો અંત્યાંશ સ્વાર્થિક પ્રત્યય ०रूपमांથી સિદ્ધ થયો હોય. ‘વાછરુ’–वत्सरूप, ‘પાડરુ’–(પ્રા.) पड्डरूप, કદાચ ‘પંખેરુ’–पक्षिरूप, હિંદી, મરાઠી (ને જોડણીભેદે બંગાળી) गोरू–गोरूप, મરાઠી हरू–हरिणरूप, વગેરે આ પ્રકારના શબ્દો છે. એવી જ રીતે સં. *अहिरूप પરથી ‘એરુ’ આવ્યો છે. ०रु અંશ ઉપર આપેલા શબ્દોની જેમ ०रूपमांથી સધાયો છે જ્યારે अहि० અંશમાંથી હકાર લુપ્ત થઈ, બાકીના અ ઇ એ સ્વરોના સંકોચથી વિવૃત ए સધાયો છે.

## चरकल्डी ‘ચકલી’

હેમચંદ્ર તેમજ બીજા પ્રાકૃત વ્યાકરણકારો નોંધે છે કે અપભ્રંશમાં કોઈ વાર મૂળમાં ન હોય તો પણ રકાર ઉમેરવામાં આવે છે. આવા રકાર–પ્રક્ષેપનાં કેટલાંક ઉદાહરણો અર્વાચીન દેશભાષાઓમાં પણ જાણીતાં છે. ગુજ., કોંકણી, પૂર્વી હિંદી शर (સં. शाप), ગુજ. सराग (સં. साग) વગેરે. પણ આ પ્રકારનો પ્રક્ષેપ એ એક અસામાન્ય ઘટના હોવાથી બીજી કોઈ પણ રીતે શબ્દ સમજાવી ન શકાય ત્યારે જ તેનો આદર કરવો ઘટે. જાણીતા લગ્નગીતની એક પંક્તિ (“અમે રે લીલુડા વનની ચરકલડી”)માં આવતા ‘ચરકલડી’ શબ્દને પ્રથમ દૃષ્ટિએ ‘ચકલી’ સાથે સરખાવતાં રનો પ્રક્ષેપના ઉદાહરણ તરીકે ગણવા આપણે લલચાઈએ, પણ આગલી ભૂમિકાની શબ્દ-સામગ્રીના પ્રકાશમાં રનું ચોક્કસ મૂળ હોવાનું આપણે કહી શકીએ. જૂની ગુજ. ને મારવાડીમાં ‘ચિડકલી’ શબ્દ જાણીતો છે, ને તે હિંદી ‘ચિડિયા’ સાથે સંબદ્ધ છે. અર્વા. ગુજ.માં આવતાં ચિ૦માં રહેલા ड़नो ज ને મૂર્ધન્યતર ડનો (કોઇ પ્રાંતિક બોલીની અસર નીચે) र એ સામાન્ય ધ્વનિવિકારો દ્વારા અને ०लि० તેમજ ०डी એ સ્વાર્થિક કે લઘુતાવાચક પ્રત્યયો ઉમેરાઈને चरकलडी થયો છે. આમ चरकलडीनो र મૂળે મૂર્ધન્યતર ડમાંથી નિષ્પન્ન થયો છે પ્રક્ષિપ્ત નથી

હિંદી ‘ચિડિયા’નું અંગ એક બીજા ગુજરાતી શબ્દમાં પણ જળવાયેલું છે ‘ચકલી’ના અર્થમાં પ્રાંતભેદે ‘ચલ્લી,’ ‘ચલ્લુ’ વગેરે વપરાય છે. ‘ગાડી’–‘ગાડલી’–‘ગાલ્લી’, ‘હાંડી’–‘હાંડલી’–‘હાંલ્લી’, ‘સાડલો’–‘સાલ્લો’, ‘ટાડલો’–‘ટાલ્લો’ વગેરેની જેમ ‘ચલ્લી’નો ‘°લ્લી’ ‘°ડલી’માંથી સિદ્ધ થયો છે, અને ‘*ચડલી’ મૂળના ‘*ચિડલી’માંથી નિષ્પન્ન થયું છે. ‘ચિડ°’ અંશને સ્વાર્થિક ‘°ઇયા’ લાગતા ‘ચિડિયા’ ને સ્વાર્થિક ‘°લી’ લાગતાં ‘*ચિડલી’ ‘ચલ્લી’ એ શબ્દો થયા છે.

હરિવલ્લભ ભાયાણી

## પુસ્તક-પરિચય

**પ્રાચીના**—[શ્રી ઉમાશંકર જોષી પ્રકાશક ભારતી સાહિત્ય સંઘ, મુંબઈ મૂલ્ય અઢી રૂપિયા ]

શ્રી ઉમાશંકર જોષીના નવા કાવ્યસંગ્રહ 'પ્રાચીના'ના એક લક્ષણનો પરિચય તો સંગ્રહનું નામ જ કરાવે છે* એની સાતે ય કૃતિઓનું મંડાણ આપણા પ્રાચીન સંસ્કૃત સાહિત્યના વારસા ઉપર થયું છે 'કર્ણ કૃષ્ણ' '૧૯ મા દિવસનું પ્રભાત' અને 'ગાંધારી' એ સંગ્રહના પહેલા ત્રણ કાવ્યોનો વિષય કવિએ મહાભારતમાંથી લીધો છે ચોથું કાવ્ય 'બાલ રાહુલ' બુદ્ધ વિષયક છે પછીના કાવ્ય 'રતિ મદન'માં આપણી પુરાણ કથાઓ અને તે પરથી રચાયેલી કૃતિઓનો આધાર લેવાયો છે સંગ્રહના છઠ્ઠા કાવ્ય 'આશંકા'નો ઉદ્ભવ જરા જુદી રીતે થયો છે આમ તો એમાં પણ બુદ્ધના પૂર્વજન્મોની કથા કહેતી જાતકકથાઓમાંની એક 'આશંકા જાતક' નામની કથા વિષયરૂપ બની છે છતાં હકીકત જોઈએ તો, સિલોનના પોલોન્નારૂઆ નામના પ્રાચીન મંદિરમાં આ કથાના રાજા-રાણીનું ભીંતચિત્ર છે તેની વિખ્યાત ઈરાની કલાકાર ક્યારો રિયાએ કરેલી નકલ ઉમાશંકરની પ્રેરણાનું સીધું કારણ બની છે સંગ્રહના સાતમા અને છેલ્લા કાવ્ય 'કુબ્જા'નો વિષય ભાગવતમાંથી લીધો છે

પણ વિષયોની આ પ્રાચીનતા તરફથી આંખ ફેરવી લઈએ તો 'પ્રાચીના'માં આપણે એવાં કેટલાં ય લક્ષણો જોઈએ કે જેને લઈને આપણને એમ થાય કે આને તે 'પ્રાચીના' કહેવી કે 'અર્વાચીના'? આવાં લક્ષણોમાંનું પહેલું એ છે કે અહીં સાતે ય કાવ્યો સંવાદ (dialogue)ના રૂપમાં લખાયાં છે આ સળંગ, એકધારો એ પછી એક, ત્રણસો લીટી ઉપર પહોંચી જતાં સાતે ય કાવ્યોમાં જળવાતો પ્રયોગ આપણે ત્યાં લગભગ નવીન જ કહેવાય એવો છે ત્યારે પ્રશ્ન એ છે કે આ કાવ્યોને કાવ્યનાટક કહેવાય કે નહિ સંવાદ ઉપરાંત નાટકની બીજી કેટલીક યુક્તિઓ પણ અહીં જણાય છે પણ કવિ પોતે કાવ્યસ્વરૂપને શું કહે તે આપણે જાણતા નથી સંગ્રહની પ્રસ્તાવના ય એમણે નથી લખી ને! માત્ર ટિપ્પણમાં એક સ્થળે એમણે 'દૃશ્યકાવ્ય' એવો શબ્દ યોજ્યો છે

આ પ્રકારના કાવ્યોમાં પ્રચલિત છંદોની યોગ્યાયોગ્યતા વિશે આપણે ત્યાં ચાલી રહેલી ચર્ચાને, કે એ ચર્ચાના ફળરૂપે જુદા જુદા પ્રયોગકારોને હાથે થયેલા પૃથ્વી, અપલાગદ્ય કે વનવેલી જેવા અખતરાને બાજુએ મૂકી દઈને ઉમાશંકરે સંગ્રહના પાંચ કાવ્યોમાં આજે કેટલાક અર્વાચીનો જેને ઉપજાતિ કહે છે એ ટૂંકા છંદનો ઉપયોગ કર્યો છે 'રતિ મદન' અને 'કુબ્જા' એ બે કાવ્યો અનુષ્ટુપમાં લખાયા છે આ પણ એક અણધારી નવીનતા જ થઈ વળી, સંગ્રહના પહેલા કાવ્ય 'કર્ણ કૃષ્ણ' સિવાયના બધા જ કાવ્યોમાં અચૂક પ્રાસયોજના થઇ છે એ પણ આપણી કવિતામાં હમણાં નવેસર દેખાતા લક્ષણનું જ દૃષ્ટાન્ત છે સ્વરૂપને લગતી આ બધી વિશિષ્ટતાઓ ઉપરાંત, ભાવની દૃષ્ટિએ, આ કાવ્યોમાં પ્રાચીન કથા, પ્રસંગ કે પાત્રને લગતી પ્રચલિત દૃષ્ટિ છોડી દઈને કવિ કંઇક નવી ભાવના મૂકે છે એ કદાચ આ કાવ્ય

* તા ૨૯ મે ૧૯૪૫ને દિને આવેલી મેં રો ટૉક, ઑલ ઇંડિયા, રેડિયો, મુંબઈના સૌજન્યથી

સંગ્રહનું સહુથી વધારે ધ્યાન ખેંચતું લક્ષણ છે આ જોતાં સંગ્રહને માત્ર 'અર્વાચીના' ન કહેતાં 'નવીના' કહીશું તો જ એનો સાચો ખ્યાલ આવશે!

આ બધી નવીનતાઓનું ફળ શું? પ્રાચીન કથાઓ તો જાણીતી જ હોય, તેથી તેમાં કવિએ મૂકેલી નવી ભાવના વિશેનું આપણું કુતૂહલ આપણે પહેલું સંતોષશું સંગ્રહના મધ્યમાં મુકાયેલ અને કદાચ સંગ્રહમાં સહુથી વધારે સફળ કાવ્ય 'બાલ રાહુલ' બુદ્ધના મહાભિનિષ્ક્રમણનું નવું જ કારણ આપે છે કાવ્યનો વિષય સમજાવતાં ઉમાશંકર લખે છે કે

'સામાન્ય રીતે, વ્યાધિજરામૃત્યુથી ત્રાસીને સિદ્ધાર્થે ઘર છોડ્યું એવી કથા પ્રચલિત છે જરા, વ્યાધિ કે મૃત્યુ જેવાં નાસ્તિવાચક (negative) મૂલ્યો નહિ પણ કોઈ અસ્તિવાચક મૂલ્ય પ્રેરક બન્યું હશે એવી શ્રદ્ધાથી પ્રેરાઇને મહાભિનિષ્ક્રમણના એ ભવ્ય પ્રસંગને આ કૃતિમાં જુદી રીતે ઘટાવ્યો છે પોતાના ચિત્તના ક્લેશનું શમન કરીને પોતે તો આ ભવમાં નિર્વાણ (-હોલવાઈ જવું-) પામી શકશે એમ સિદ્ધાર્થને થયું પણ ત્યાં પોતામાંથી જ પ્રગટેલો કુલદીપક રાહુલ નજરે પડયો એના ચિત્તક્લેશો માટે તેમ જ તેના નિર્વાણ માટે-જવાબદારી કોની? સહાનુકંપાની લાગણી એ પગથિયે જ ન અટકતાં આગળ વધી આ સૌ સંસારી જીવોના નિર્વાણનું શું? પરિણામે એકે ય જીવ ક્લેશયુક્ત હોય ત્યાં સુધી પોતાને પણ નિર્વાણ ન ખપે એવા ભાવ ઉપર આવીને એ લાગણી ઠરી એ રીતે પોતાના ઘરમાં સંસારથી દૂર-બેઠા બેઠા પણ સિદ્ધાર્થને વિશ્વવાત્સલ્યની દીક્ષા અપાવવામાં વત્સ રાહુલ નિમિત્ત બન્યો.'

આ કાવ્ય બુદ્ધ અને તેના શિષ્ય આનંદના સંવાદરૂપે લખાયું છે કાવ્યમાં પણ બુદ્ધ આનંદને કહે છે કે

> કેવું ઉછેરે શિશુ વય ધાત્રીઓ?
> અધાધમારે ભમતા ત્રિયાત્રીઓ-
> સ્વયં જરા ય ધિકૃતાન્ત અન્યને
> પ્રકારાધામે લઇ જાય, શું બને?
> સ્વયં ભર્યો નિર્ભયતા ચખાડે?
> મૃત્યુગ્રહો તે અમૃતો પમાડે?
> હો નાસ્તિપથે કદિ અસ્તિગાથા,
> વ્યાધિ જરા મૃત્યુથી તો જ ગાતા
> ના ના, ન નિર્વાણની પ્રેરણા ભરે,
> કે સૌખ્ય શારીરિકના જ સરે

વળી આગળ ઉપર બુદ્ધ કહે છે કે

> આનંદ, ના ભીતિની ડાકિણીઓ-
> વ્યાધિ જરા, મૃત્યુની શાકિનીઓ
> ભૂતાનુકંપા વહવી ઉરે શકે
> પ્રેમ્યૂ જ કારુણ્ય લાગુ બાળકે

ઉમાશંકરની આ કલ્પના આપણે સ્વીકારી શકિયે તેવી કે પ્રાચીન કથાથી વધારે સુન્દર છે ખરી? ઉમાશંકર અહીં જાણેઅજાણ્યે સિદ્ધાર્થના જરાવ્યાધિમૃત્યુને લગતા ત્રાસ અને ભય ઉપર બહુ ભાર મૂક્યા કરે છે કાવ્યમાં એક સ્થળે બુદ્ધ પોતાને માટે 'ભીતિથરો' એવું વિશેષણ યોજે છે પણ જૂની માન્યતા પ્રમાણે તો જગતના ઉદ્ધારકોમાં જે બે મહાન લક્ષણો હોવાં જોઇએ તે સિદ્ધાર્થનાં ગણાયાં છે પોતાથી દૂર એવા મનુષ્યોને દુઃખ, રોગ અને મોતથી પીડાતા જોયા કે

તરત જ સિદ્ધાર્થે તે દુ ખો પોતાના હોય એમ તીવ્રતાથી અનુભવ્યાં આ લક્ષણને આપણે સહાનુભૂતિ કે સહાનુકપા કહિયે છિયે અને તેનું મૂળ વિરલ વ્યક્તિઓમા જ સભવે એવી કલ્પનાશક્તિ છે સિદ્ધાર્થનો બીજો મહાન્ ગુણ તે આ સસારના દુ ખોનો તાગ લઇને તોડ કાઢવાની આચરણમા પરિણમતી દૃઢ નિષ્ઠા આ બે મહાન્ ગુણના યોગથી સિદ્ધાર્થ બુદ્ધ થયા હવે, પરાયા દુ ખોના કલ્પનાગત અનુભવથી ભૂતાનુકપા શા માટે ન જાગી શકે, કે માત્ર પોતાના બાળકને વિશે વિચાર કરતા જ ભૂતાનુકપા કેમ જાગી શકે, એ ઉમાશંકર સ્પષ્ટ કરી શક્યા નથી જો બન્ને નિમિત્તોની બરાબર તુલના કરીશુ તો જણાશે કે પ્રાચીન કથા જ બુદ્ધને વધાર ઉદાત્ત રૂપે ચીતરે છે વળી, જરાવ્યાધિમૃત્યુના કલ્પનાગત અનુભવને માટે આપણે 'નાસ્તિવાચક મૂલ્ય' એવા શબ્દો શી રીતે વાપરી શકિયે? એ મૂલ્ય નથી, અનુભવ છે એને 'નાસ્તિપથા'પણ શી રીતે કહેવાય? ખોટા શબ્દો વાપરતા ખોટી દલીલો કરી બેસાય એવુ અહીં બન્યુ છે મનુષ્યમાત્રના જરાવ્યાધિમૃત્યુરૂપ દુ ખોના 'વધ્યઘાતીઓ', 'ભીતિની ડાકિણીઓ', એવા ઉલ્લેખોથી બુદ્ધના પાત્રમા ન્યૂનતા આવે છે વળી, કાવ્યમા જ, બુદ્ધે રાહુલમા પોતાથી સ્વતત્ર એવુ 'કલેશનુ સુકોમળુ કેન્દ્ર' જોયુ તેથી એમનુ ચિત્ત કપી ઊઠયુ અને જનાનુકપા જાગી એમ કહેવાયુ છે એ રીતે રાહુલ દ્વારા પણ ઉદ્ભવે તો, કવિનો શબ્દ યોજિયે તો, 'નાસ્તિ વાચક મૂલ્યો' જ નિમિત્ત બન્યા ને? આમ આ કાવ્યમા મુકાયેલી નવી ભાવના ઉમાશંકરે પોતે કસી જોઈ હોય એવુ લાગતુ નથી વિષયથી, સવાદના તત્ત્વથી, બુદ્ધના પાત્રને હાનિ થાય એવા નિરૂપણથી અને એના અટપટા અને પરિણામે અસ્પષ્ટ બની જતા તત્ત્વજ્ઞાનથી, નરસિંહરાવનુ આજ સુધી માત્ર પ્રશસા પામેલુ કાવ્ય 'તદ્ગુણ' અહીં સહેજે યાદ આવી જાય છે

આ દૃષ્ટિભેદ છતા 'બાલ રાહુલ' કાવ્ય તરીકે સફળ, સુન્દર લાગે છે આનું કારણ એ છે કે કાવ્યમા દૃષ્ટિ અને દૃષ્ટિનુ કાવ્યમય નિરૂપણ એ બનેનો મેળ જોવાનો હોય છે એથી, કવિની ભાવનાને ઉઠાવ આપે એવી કથાની પસદગી, એના પ્રસગોની ગૂથણી પાત્રરચના સવાદ છદ વગેરે નિરૂપણના તત્ત્વોની અરસપરસ અનુરૂપતા પણ આપણે જોવી જોઇએ ઉદાહરણ તરીકે, 'બાલ રાહુલ'મા, મહાભિનિષ્ક્રમણનુ નિમિત્ત આ કે તે, એ ચર્ચાસ્પદ વિષયબિન્દુ ઉપર બુદ્ધ અને તેના શિષ્ય આનદની દલીલને રૂપે જ કાવ્ય ઘડાયુ છે તેથી સવાદનુ રૂપ આપોઆપ સાર્થક થઈ જાય છે પણ, કવિએ જો અહીં ગૃહત્યાગના ગભીર મથનયુક્ત પ્રસગોની કાવ્યના કાર્ય (action) તરીકે પસદગી કરી હોત તો આ સવાદ સફળ થાત ખરો? ભાવના અને નિરૂપણનો સબધ આવી રીતે સમજી શકાય છે સગ્રહનુ પહેલુ કાવ્ય 'કર્ણ કૃષ્ણ' પણ સફળ સુન્દર કાવ્યોમાનુ એક છે અહીં પણ કર્ણ અને કૃષ્ણ વચ્ચે કૃષ્ણ કર્ણને પાડવોના પક્ષમા આવવા કહે છે તે વિશે દલીલો છે અહીં પણ આવા વિષયને લઈને સવાદ આપો આપ સફળ થાય કાવ્યમા કર્ણને સમષ્ટિને માટે લડનાર અને જન્મ અને કુળ નહિ પણ વ્યક્તિત્વ અને પૌરુષ જ જીવનના અતિમ ધોરણ ગણાય એ માટે ઝઝૂમનાર તરીકે દર્શાવ્યો છે એ ઉમાશંકરની નવી ભાવના છે પણ મહાભારતનો કર્ણ આવો નથી મહાભારતનો કર્ણ પોતાને કુળજન્મના સસ્કાર આપી પાળીપોષી ઉછેરનાર ધરતી માબાપને, પ્રીતે જ રચેલા પુત્રપૌત્રાદિકના વશવિસ્તારને અને જ્ઞાતિ-વ્યવહારને, અને પોતાને જ બળે ટકી રહેલા આશ્રયદાતા દુર્યોધનને અણીને વખતે ત્યજવા માગતો નથી, એ જ એની માનવતા છે, અને પ્રસગે પ્રસગે એ એનું શૌર્ય અને દાનશક્તિ દાખવવાં ચૂક્તો નથી એ જ એની ઉદાત્તતા છે; છતા મહાભારતકારે અનેક સ્થળે ખૂબ સ્પષ્ટ કર્યું છે તેમ પાડવોને કૌરવોએ કરેલા અનેક અન્યાયોમા એ પ્રેરક બળ છે, એવી એની અધમતા છે આમ મહાભારતકારના પાત્રની સમગ્રતાને બદલે અહીં એક જ બાજુના કર્ણમા મૂકવામા આવી છે લેખક ખૂબ સિફતથી કર્ણના જીવનપ્રસગોને જોઈતી દલીલો રૂપે લાવી શક્યા છે, કૃષ્ણને મુખે પણ એ મુત્સદ્દીની અદાથી શોભે એવી દલીલો મૂકે છે; છતા અહીં કર્ણની સમગ્રતાને પાતી મૂકવી પડી છે એ ચોક્કસ કર્ણના મૃત્યુના પ્રસગમા એક પ્રકારની સમગ્રતા છે તે આ સ્વરૂપમા મૂકી શકાઈ હોત ખરી?

આ પ્રશ્નોથી હુ શું સૂચવવા માગુ છુ તે બીજા કાવ્યોને જોતા સ્પષ્ટ થશે 'આરકા' નામનુ બીજું એક સુન્દર કાવ્ય લઈએ અહીં કથા એમ છે કે ઋષિને ત્યા ઉછરેલી આરકા નામની કન્યાને જોતા વૃદ્ધ રાજા બ્રહ્મદત્ત તેના પ્રેમમા પડે છે પણ ઋષિની શરત એવી છે કે કન્યાનુ નામ શું છે એ જો રાજા કહી આપે તો જ તે એને પરણી શકે આશ્રમમા રહી અનેક નામો શોધતા શોધતા ત્રણ વરસ વીતી જાય છે અને હવે રાજાની વિદાયવેળા આવી છે કાવ્યનુ મડાણ બ્રહ્મદત્ત અને આરકાના આ અતિમ મિલન ઉપર થાય છે બ્રહ્મદત્ત આરકા પાસે જવાની રજા માગે છે ત્યાથી કાવ્યનો આરભ થાય છે આરકા પણ તેને ચાહે છે અને પરણવા ઇચ્છે છે તેથી આ એક રીતે કરુણનુ નિરૂપણ માગી લે તેવો પ્રસગ છે પણ કાવ્યમા પોતાનુ નામ પણ ન આપી શકનાર પ્રણયી ઉપર આરકાની રીસ ખીજ, અને તેની રાણી વિશે મહેણા રાજાનો તે વિશે બચાવ, તેણે સુન્દર અને અસુન્દર નામોના કેવા કેવા ખાના કર્યા હતા તેનુ રમૂજી વર્ણન, આમ ખટમીઠ નિરૂપણ થયુ છે બેશક, ઠેક વિદાયની ક્ષણે રાજાથી 'આરકા સાથ જેશ હુ' એમ અજાણતા જ નામ લેવાઈ જાય છે અને કાવ્ય સુખાન્ત બને છે

આ ઉપરથી મને એમ લાગે છે કે કવિએ સ્વીકારેલા કાવ્યસ્વરૂપમાં એવુ કોઈ નક્કર કે મર્યાદા છે કે જેથી એમા અતિ ગભીર ભાવો મથનો ઇત્યાદિનુ સચોટ, ગભીર ભાવે આલેખન, સપૂર્ણ વ્યક્તિત્વ હોય એવા અનેક પાત્રોનો સઘર્ષ, અને બહુ પ્રસગો દ્વારા નિષ્પન્ન થતુ કાર્ય, નિરૂપી શકાતા નથી આ મર્યાદાને લઈને આ કાવ્યોને નાટકો એટલે કાવ્યનાટકો કહી શકાય નહિ વ્યક્તિત્વની ઘેરી છાટ વિનાના મર્યાદિત પ્રકારના સવાદનો જ આનદ આપી શકે એવા આ સવાદકાવ્યો છે સવાદમા જોઇએ તેટલા જ—એટલે કે બે કે ત્રણ પાત્રો એક જ પ્રસગ અને સ્થાન ચર્ચારૂપ લે અને બહુ કાર્ય કે કાર્યનુ વર્ણન ન માગી લે તેવા વિષયની પસદગી—એ કારણોને લઈને મને ઉપરના કાવ્યો સૌથી વધારે સુરેખ અને સચોટ થતા લાગ્યા છે

સગ્રહના બીજા કાવ્યો જોઇએ તો 'ગાધારી'મા પણ પાત્રો બે જ છે, પણ એના મોટા ભાગમા સવાદની ચોટ આવી નથી એના અતભાગમા ગાધારી

કૃષ્ણને શાપ આપે છે એ ગભીર પ્રસગનુ ગભીર ભાવે નિરૂપણ કરવામા કવિને સફળતા મળી નથી ગાધારીના શબ્દોમા શાપનો અભિનય કે બળ નથી કૃષ્ણનો પ્રત્યાઘાત પણ ઉપરછલ્લો લાગે છે અને તે પછી તરત જ કૃષ્ણની યુક્તિનો મર્મ ગાધારીના મુખમા નિર્બળતાથી મુકાયો છે

આ ઉપરાત, 'રતિ મદન'મા કવિને જે ભાવના અભિપ્રેત છે તે આ સવાદકાવ્યમા પૂરેપૂરી મૂકી શકાઈ નથી અને મૂકાઈ છે તેટલી કાવ્યના મર્મ તરીકે નહીં પણ પાત્રો વચ્ચેની ચર્ચારૂપે જ 'રતિ-મદન' અને 'કુબ્જા'મા સવાદનો નહીં પણ કથાનો રસ વહે છે કવિએ નવાં સરજેલા પાત્રો વસન્તવધૂ, સરલા અને તરલા માત્ર પશ્ચાદ્દર્શન retrospectના સાધન બને છે 'કુબ્જા'નો મોટો ભાગ કૃષ્ણના પરાક્રમોને વર્ણવતા, પકડ વગરના પશ્ચાદ્દર્શનમા રોકાયો છે કૃષ્ણ જ્યારે આવી ચડે છે, અને વાચકના મનમા બે અસાધારણ પ્રેમીના ધન્યતાભર્યા મિલનના દૃશ્યની અપેક્ષા જન્માવે છે, ત્યારે કવિ તેને તરત જ અતપુરમા ધકેલી દે છે, અને તે દૃશ્યને બદલે શુકદેવજી વિશ્વરાસોત્સવનુ રહસ્ય ગાય છે આ નિરૂપણ મને સમસ્ત કાવ્યસગ્રહના એક વલણના પ્રતીક જેવુ લાગ્યુ છે અનેક પાત્રોને અને બહુવિધ કાર્યને વર્ણવતુ 'ઓગણીસમા દિવસનુ પ્રભાત' સહુથી વધારે નિષ્ફળ અને કથાસ્વરૂપને વધારે અનુકૂળ લાગે છે એ કાવ્યમા સૂતનુ પાત્ર અર્જુન આદીને માત્ર કાર્યનુ વર્ણન કરનાર સાધન બની જાય છે, એ નાટ્યસ્વરૂપનો પરાજય જ કહેવાય

ત્યારે આ કાવ્યોમા નાટ્યસ્વરૂપના બળ અને વૈવિધ્ય નથી આ યા તેનુ કારણ શું? સહુથી પહેલુ અને સહુથી મોટુ કારણ અહીં ઉમાશકરે કરેલી છદની પસદગી છે પાચ કાવ્યોમા યોજાયેલા ઉપજાતિ છદની લીટી એટલી ટૂકી છે કે એમા બોલાતી વાણીના સ્વરભારને સાચવતા વાક્યો સાગોપાગ ઊતરી શકતા નથી ઉપજાતિમા લાબા કથાકાવ્યો કદાચ ઉતારી શકાય પણ એમા બોલાતી વાણીથી લાગણીના વૈવિધ્યભર્યા શિખરો અને ઊંડાણો દર્શાવાય એવી તેની મોકળાશ નથી એને માટે આપણે ત્યા લાંબી લીટીના છદો જોઈશે આ બોલાતા વાક્યોના આરોહઅવરોહ નાટ્યસ્વરૂપનો પ્રાણ છે નાટ્યસ્વરૂપમાં દરેક પાત્રના પ્રાણરૂપ તેનો બોલવામા અગત લહેકો હોય છે વૈવિધ્યભર્યા આરોહઅવરોહથી જો છદમા વાક્યાવલી ન ઊતરી શકે તો આ સ્વરૂપમા પાત્રોનુ પાત્રત્વ જ ચાલ્યુ જાય છે નાટ્યસ્વરૂપ જ્યા ન હોય એવા સાધારણ કાવ્યમા પણ શબ્દ, વાક્યના શબ્દોનો ક્રમ અને સ્વરભાર, વર્ણવાતા વિષયની જાણે કે અભિનેયતા સિદ્ધ કરી બતાવે છે,— એનો અભિનય કરી બતાવે છે, તો પછી, નાટ્યસ્વરૂપમા તો આ વાણીનો અભિનય કેટલો સૂક્ષ્મ અને વૈવિધ્યભર્યો જોઈએ? આ ખામી કાવ્યોમા ઠેરઠેર દેખાઈ આવે છે ગાધારી એના પુત્રોનો શોક કરતા કહે છે કે

> મારા તે તો-વિશ્વદત્તે નવાઈ—
> ગયા ગોએ, ભાઈ હાથે જ ભાઈ।

એ સાભળીને અર્જુનને હાથે જ કર્ણ મરાયો તેનો છાનો શોક ધરતી કુન્તી કહે છે કે

> રે હા! શાને ભાઈ હાથે જ ભાઈ।

જોઈ શકાશે કે આ તેવા વાક્યોથી શોકનો અભિનય થતો નથી એ જ કાવ્યમા કુન્તી, ગાધારી અને દ્રૌપદીનો સવાદ વાચતા જ લાકડાની પૂતળીઓનુ સચાલન થતુ હોય એમ લાગે છે વળી, કર્તા જેને કર્ણની ભાવનાના નિષ્કર્ષ જેવી લીટીઓ ગણે છે તેમા એવો કોઈ જુસ્સો કે ખુમારી સ્ફુરી રહેતા નથી એ પણ કહેવુ જોઈએ કે આવા સ્થાનોમા માત્ર પસદ થયેલા કાવ્યસ્વરૂપની મર્યાદા જ નહી પણ કવિ પોતે જ સધી રીતે કારણ બનતા હોય એવુ પણ બન્યુ છે

છદથી ઊભી થતી આ મર્યાદાથી વધારે ગભીર નાટ્યસ્વરૂપમા કશું ન હોઈ શકે, પણ ઉમાશંકરે એથી આગળ જઈને પ્રાસનુ બધન અહીં સ્વીકાર્યું પ્રાસ સુન્દર સાધન પણ બની શકે, પરતુ ટૂકી લીટીમા પ્રાસના જે ઝડપભર્યા આવર્તનની અપેક્ષા કવિને રાખવી પડે છે તેથી વાક્યોની ગરવી લીલા રચવામા વિઘ્ન ઊભુ થાય છે પ્રાસને ખાતર ક્રમ અને અર્થદિશા બદલતા કેટલાય વાક્યો અવળચવડા અને દુર્બોધ બની ગયા છે

આમ હોવાથી જ્યા લાગણીના બહુ મોટા ચઢાણ કે કે ઉતરાણ ન બતાવવા હોય ત્યા જ ઉમાશકર સર્વાશે સફળ થયા છે 'કર્ણ-કૃષ્ણ'ના સવાદમા શાત ગૌરવ આવી શક્યુ છે 'બાલ રાહુલ'મા ધીર ગભીર આદોલનો છે, શાત, સયમિત સૂરે વહેતી વાતચીતના સ્વરોચ્ચાર છે, અને દરેક કથનને નિરૂપવા, રગના લપેડા નહીં, વીગતોના ઝૂમખાથી લચી જતા વર્ણનો નહીં, પણ અજબ સ્વચ્છતાભર્યા, આછા, માત્ર આવશ્યક ઉપસાટથી મોહક બનતા, ભાવભીના નખચિત્રો છે

છેવટે, એમ કહેવુ જોઈએ કે આ વિકટ કાવ્યસ્વરૂપમા પણ ઉમાશકરની કાવ્યશૈલીની જાણીતી છટાઓ અહિંતહિં પ્રકાશી શકી છે એમના અલકારો અને વર્ણનો વારવાર આકર્ષણ કરે છે એક ઉદાહરણ તરીકે, બાળક રાહુલ, મહાભિનિષ્ક્રમણ જેવા પ્રસગનુ શી રીતે નિમિત્ત બને એવા આશ્ચર્યથી શિષ્ય આનદ કહે છે કે

> જાણે કરી ગોફણ ઊર્ણનાભિના
> સુતતુની, પૃથ્વી ઉછાળી હોય ના!

કરોળિયાના જાળાની ગોફણ કરી જાણે પૃથ્વીને ન ફગોળી હોય! આવા અનેક સ્થાનો છે છતા ઉમાશકરની કાવ્યશૈલીની બીજી બાજુ તરફ ધ્યાન ખેચવુ મને જરૂરી લાગે છે કેટલીક વાર એ અલકારોને બદલે તાણીતૂસીને વિચિત્ર તરગો પણ રચે છે વર્ણનોમા કેટલીક વાર માત્ર કસબ જ હોય છે, એમા કાવ્યની અનિવાર્યતા આવતી નથી કેટલીક વાર માત્ર બાહ્ય યુક્તિઓ ઉપર મદાર બાધવામા આવે છે ભાષા, કોઈવાર અતિસસ્કૃત, નીરસ અને ભારેખમ બની જાય છે 'અર્પતી નૃવરયોગ્ય સસ્તવ' જેવી પદાવલીથી વિલાપ શી રીતે અનુભવી શકાય? કેટલીકવાર 'દ્વયનેનવિસ્તરે' જેવા પડિતશાઈ પ્રયોગો આવી જાય છે ઉમાશકરના છદમા પૂરકો બહુ આવે છે 'બાલ રાહુલ' મા જ સુપૂર્ણ, સુરચિત, સુભર્યા, સુનાશાવત સુઅન્ય, સુઅન્વિત જેવા શબ્દોમા 'સુ' ઉમેરાતા મૂળનુ બળ પણ ચાલ્યુ જાય છે પણ ઉમાશકર આવા પ્રયોગોને ટિપ્પણમા ઘટાવવાનુ યોગ્ય ધારે છે આરામ્ભ બ્રહ્મદત્ત દમણા જ પોતાનુ નામ દેશે એવી આતુરતાથી 'શું શું?' એમ પુછે છે, ત્યા કવિને ભારવાચક જ ઉમેરવો પડ્યો છે અને પ્રશ્ન, ઉપરાઉપર બે વાર, 'શું શું જ?' બન્યો છે ઉમાશકર પ્રાસના સળગ પ્રયોગમા ઘણા સફળ થયા છે, પણ સુખોચ્છિત રુચિતા, સુપેય-અદેય જેવા વિચિત્ર પ્રાસોથી

એ દૂર રહ્યા નથી કવિ તરીકે તેમ જ કાવ્યકસબના જાણકાર તરીકે ઊંચું સ્થાન ધરાવે તેવી ઉમાશંકરની શક્તિઓ છે, પણ આવા સ્થાનો જોતાં એમ કહેવું, પડે કે એમનામાં મર્ઢેકની જેવી ઉચ્ચ ગમ્ભિત, અને જેવો ઉચ્ચ આશય છે, તેવી–આવા સ્થાનોને ટાળવાને જરૂરી–સર્જકની નિષ્ઠા નથી ધીરજ પણ નથી એ ચકાસી લે છે આથી જે તેજ અને તાઝગીનું એમના આ પહેલાના સંગ્રહોમાં દર્શન થયેલું તે અહીં સહેજ ઝંખવાતાં જણાય છે

આપણે આશા રાખિયે કે એમની પ્રતિભાનું શ્રેષ્ઠ ફળ આપણને મળે

ભૃગુરાય અંજારિયા

*

ઇન્દુને પત્રો—[લેખક પં. જવાહરલાલ નેહરુ પ્રકાશક નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ મૂલ્ય સવા રૂપિયો]

જગતના ઇતિહાસની ભૂમિકારૂપે પં. જવાહરલાલે પોતાની પુત્રીને લખેલા પત્રો આ અનુવાદથી ગુજરાતીમાં સુલભ બન્યા છે જીવનને સર્વત્ર સ્પર્શતા રાજકારણના ક્ષેત્રમાં પં. જવાહરની જે નામના છે તેથી સાંસ્કારિક ક્ષેત્રમાં એમનું જે અર્પણ છે તે પ્રત્યે સહેજ દુર્લક્ષ થયું છે આ પુસ્તક પં. જવાહરમાં વસતા સંસ્કારી વત્સલ પિતા ને વિદ્યાભ્યાસી સાહિત્યકારનો પરિચય કરાવે છે

આ પત્રો વિશે અંતભાગમાં નોંધમાં પ્રકરણમાં એમણે યથાર્થ જ કહ્યું છે કે "અત્યાર સુધી જે ભૂતકાળને વિશે આપણને ઝાઝી માહિતી મળતી નથી તેની જ આપણે વાતો કરી છે આ વાતોને ઇતિહાસનું નામ આપવું બરાબર નથી બહુ બહુ તો આપણે એ વાતોને માણસના ઇતિહાસની શરૂઆત કહી શકીએ અથવા ઇતિહાસનો ઉષઃકાળ એવું નામ આપી શકીએ એટલે સંભવ છે કે આમાં નિરૂપાયેલી હકીકતો ભવિષ્યમાં અસત્ય ઠરે છતાં આ પુસ્તકનું મૂલ્ય એની દૃષ્ટિ ને પદ્ધતિમાં રહેલું છે બંને સાચાં છે એ દૃષ્ટિ માનવહિતૈષીની છે, ને પદ્ધતિ વૈજ્ઞાનિકની છે એમ પણ કહી શકાય કે એમાં દૃષ્ટિ ને પદ્ધતિ એકરૂપ બની ગયાં છે જે બાલબોધ ને રોચક, પ્રવાહી શૈલીમાં પં. જવાહરે આ પત્રો લખ્યા છે તે એટલું જ દર્શાવે છે કે અભ્યાસ પચવાને પ્રતાપે જ આલેખન આટલું સરલ બની શક્યું છે પૃથ્વીની ઉત્પત્તિથી માંડી તે ચેતનની ઉત્પત્તિ સુધી ને મનુષ્યની ઉત્પત્તિથી માંડી તે એની બુદ્ધિશક્તિના ભિન્ન ભિન્ન પ્રસ્થાનો સુધીની વાત લેખકે એમાં છેડી છે મનુષ્યને મનુષ્યમાં જ વિશેષ રસ રહ્યો ને બાલક ઇન્દિરાને પોતાની આસપાસના વાતાવરણમાં જ વિશેષ રસ રહ્યો એટલે આમાં સામાન્ય લોક માનવોની સિદ્ધિઓ ઉપર ને વિશેષ લોક હિંદની વીગતો પર છે પણ એથી કંઈ સમસ્ત દુનિયાને કુટુંબરૂપ માનતા પં. જવાહરે સમપ્રદર્શનને સંપ્રચિત પૂર્વગ્રહોથી દૂષિત થવા દીધું નથી

બાળકની સમજમાં ન ઉતરે તેવી ઝીણવટોને છોડી દેવી પડે એ આ પ્રકારના પુસ્તકની મર્યાદા બને આ પુસ્તક પણ એનો અપવાદ નથી દાખલા તરીકે, ગ્રહો કેમ થાય છે તેનું પૃ. ૧૦ પર લેખકે જે કારણ દર્શાવ્યું છે તે પૂરતું નથી પણ એમાં પોતાની નહિ પણ સમજનારની અધૂરી સમજ લેખકને નડી છે એમ જ કહેવાનું જોઈએ એ દર તો મનુષ્ય જે જ્ઞાનને માટે વલખાં મારી રહ્યો છે તે ઉત્પત્તિ, સ્થિતિ અને લયના વિષય પછી મહત્વમાં તરત જેનું સ્થાન આવે તેવા આ વિષય પરત્વે અનેક વિદ્યાઓના પરિપાકરૂપ જ્ઞાનનું સંદોહન લેખકે આપ્યું છે પં. જવાહરના મૌલિક સંશોધનનું આ ફળ નથી એથી પુસ્તકનું મૂલ્ય ઘટતું નથી ગુજરાતના કિશોરો માટે એ ઉપલભ્ય બન્યું છે તે મોટી વાત છે અનુવાદ કે અઘરી પણ નહિ ને નીરસ પણ નહિ એવી સરલમધુર શૈલીમાં ભાષાન્તર કરી દીધું છે ને ચિત્રોએ એની ઉપયોગિતામાં ઉમેરો કર્યો છે આ વિષયના પ્રારંભિક જ્ઞાન માટે આ પુસ્તક વંચાવું જ જોઈએ

યશવન્ત શુક્લ

★

## એક ખુલાસો

પત્રિકાના માર્ચ અંકમાં શ્રી હીરાભાઈ ઠાકર દ્વારા શ્રી હંસાબહેન મહેતાના 'વેનિસનો વેપારી' એ પુસ્તકનું અવલોકન કર્યું તેમાં સરતચૂકથી તેમનો 'હેમ્લેટ'નો અનુવાદ પૃથ્વીવૃત્તમાં થયો હોવાનો ઉલ્લેખ થઈ ગયેલો વસ્તુત એ અનુષ્ટુપમાં થયો છે

*

## સ્વ. શ્રી. શંકરપ્રસાદ શુક્લ

ગઈ તા ૨૦મી એપ્રિલને રોજ શ્રી શંકરપ્રસાદ શુક્લનું અચાનક હૃદય બંધ પડવાથી અવસાન થયું

શ્રી શુક્લ પરિષદની મધ્યસ્થ સભાના સભ્ય હતા અનેક સંસ્કારી પ્રવૃત્તિઓ સાથે તેઓ સંકળાયેલા હતા કેળવણીના ક્ષેત્રમાં તો તેમની સેવાઓ ઘણી મહત્વની હતી અત્રેની હંસરાજ મોરારજી પબ્લીક સ્કૂલના પ્રિન્સીપાલ હોવા ઉપરાંત તેઓ મુંબઈ યુનિવર્સિટીની સેનેટના સભ્ય ને સેકન્ડરી ટીચર્સ એસોસિએશનના પ્રમુખ હતા અગ્રેજીમાં પ્રગટ થતાં સામયિકોમાં કેળવણી અને સાહિત્ય વિશે તેઓ અવારનવાર લેખો પણ લખતા હતા કોઈને પણ ઈર્ષા આવે એટલા બધા તેઓ વિદ્યાર્થીઓના પ્રીતિપાત્ર હતા પ્રસન્ન વ્યક્તિત્વ, નેહી ઉત્સાહી સ્વભાવ અને કાર્યતત્પરતા એ તેમના આગળ તરી આવતા ગુણો હતા ૪૦ વર્ષની ભરજુવાન વયે થયેલા તેમના અકાળ અને શોકજનક અવસાનથી ગુજરાતને એક ઉત્તમ નાગરિક અને કેળવણીકારની મોટી ખોટ પડી છે

## સ્વ. શ્રી. મોહનલાલ સૂચક

ગઈ તા ૭ એપ્રિલને રોજ ટ્રેન અકસ્માતને લઈને ૨૭ વર્ષના ભર જુવાન વયે ભાઈ મોહનલાલ સૂચકનું અકાળ અવસાન થયું પરિષદના અધિવેશનને તેમજ પરિષદની તે પછીની પ્રકાશનપ્રવૃત્તિને ભાઈ સૂચકે ઉત્સાહથી પોતાની સેવાઓ અર્પેલી તેમની વિદ્યાર્થી તરીકેની કારકીર્દિ યશસ્વી હતી એમના થોડાક કાવ્યો અને લેખો પણ પ્રગટ થયેલ છે અવસાન કાળે તેઓ મુંબઈના રેડિયો-સ્ટેશન પર કામ કરી રહ્યા હતા

પ્રકાશક યશવન્ત પ્રા શુક્લ ભારતીય વિદ્યાભવન ૩૪ ૩૫ હ્યુગ્સ રોડ મુંબઈ
મુદ્રક પી આર સાવંત એસોસીએટેડ એડવર્ટાઇઝર્સ એન્ડ પ્રિન્ટર્સ લિ. ૫૦૫ આર્થર રોડ મુંબઈ ૭

ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા

સંપાદકો

[illegible]લાલ શાહ

યશવન્ત શુક્લ

પુસ્તક ૩ | જુલાઈ ૧૯૪૫ | અંક ૧૦

# ઉત્તમ સાહિત્યના નિર્માણ માટે

પૈસાથી ઉત્તમ સાહિત્યનું નિર્માણ કરી શકાય ખરું ? એ પ્રશ્ન 'ખાતરથી ઉત્તમ પાક નીપજાવી શકાય કે નહિ?' એ પ્રશ્નના જેવો છે.

પૈસા અને સાહિત્યનો સબંધ ખાતર અને પાકના સબંધના સરખો છે. ખાતરથી પાકને ઉછેરવામાં સારી પેઠે મદદ મળે છે, પરન્તુ એ પાક કેવા પ્રકારનો અને કેવી કોટિનો ઉત્પન્ન થશે, એ કેવળ ખાતર ઉપરથી નક્કી કહી શકાય નહિ. જે બી વાવવામાં આવ્યું હોય તેના પિંડગત ગુણ ઉપરથી તે નક્કી થઇ શકે. એ પિંડગત ગુણના આવિષ્કારને યોગ્ય સામગ્રી પૂરી પાડવી તે ખાતરનું કામ છે. પિંડગત ગુણોમાં ફેરફાર કરવાનું સામર્થ્ય ખાતરમાં હોતું નથી. એ જ દૃષ્ટાંત સાહિત્યનિષ્પત્તિ અને પૈસાનું છે. પૈસા એ સુખસગવડ, સાધનસામગ્રી અને સ્વાસ્થ્ય મેળવવાનું સાધન છે. પણ એવા સાધનો ગમે તેટલા પૂરા પાડવામાં આવે તોય જેનામાં લેખનકલા પરનું સ્વામિત્વ નથી અને જે કાંઈ શક્તિ હોય તેનો પણ પરિશ્રમપૂર્વક વ્યાસંગ કરવાની તત્પરતા કે ચીવટ નથી, તેના હાથે ઉત્કૃષ્ટ સાહિત્ય નિર્માણ થઈ શકતું જ નથી. મોટા મોટા ઈનામોની જાહેરાત કરીને ગ્રંથો માગવામાં આવે છે એ આપણે જોઈએ છીએ, પરંતુ જાહેરાતોના હુકમને માન આપીને લખવામાં આવતા ગ્રંથો ઉચ્ચ કોટિના નીવડતા નથી એવો જ સામાન્ય અનુભવ હોય છે. એનું કારણ એ છે કે ઉત્કૃષ્ટ ગ્રંથનિર્માણ થવાનું આધકારણ એ પ્રકારની બુદ્ધિ જ છે, પણ તે બુદ્ધિનો વિકાસ થવામાં પૈસા એટલે સુખસગવડ અને સાધનસામગ્રી મદદગાર બનતા નથી એમ કહેવું એ તો ભૂલભરેલું છે.

*

કોઈ રાજા મહારાજા કે ધનિકના આશ્રયની દરકાર રાખ્યા વિના કેવળ આત્મોદ્ધારની અને લોકોદ્ધારની ભાવનાથી પ્રેરાઈને સંતો, ભક્તો તથા કવિઓએ ઉત્તમ પ્રકારનું સાહિત્ય નિર્માણ કર્યું છે ખરું, પણ તેઓ નિષ્કાંચન હતા તેથી જ તેઓને હાથે ઉત્તમ સાહિત્ય નિર્માણ થયું હતું એમ કાંઈ નથી, કિંવા તેઓ સંત-ભક્ત હતા તેથી તેઓ ઉત્કૃષ્ટ કવિ હતા એમ પણ નથી. ભક્તિને લીધે જ કવિત્વ આવતું હોત તો બધા ભક્તો ઉત્તમ કોટિના કવિઓ જ હોત. ઘણા ભક્તોએ પદો રચેલાં છે પણ જ્ઞાનેશ્વર તુકારામની કક્ષાની ટોચે બીજાઓ પહોંચી શક્યા નથી. ઉત્કૃષ્ટ સાહિત્ય માટે જરૂરી ગુણોમાંનો એક ગુણ સત્પ્રવૃત્તિ હોઇ શકે છે. તે ગુણ એટલે નિષ્ઠા, શ્રદ્ધા અને તત્પરતા. પણ એ એક જ ગુણને લીધે કાંઈ ઉત્કૃષ્ટ સાહિત્ય નિર્માણ થઈ શકતું નથી. તે માટે લેખનમાં કલાત્મક દૃષ્ટિ જોઈએ છે. બીજો ગુણ એ કે ભક્ત કવિઓ અકિંચનવૃત્તિ રહે છે પણ તેથી તેમની પ્રતિભા અધિક તેજસ્વી થાય છે એમ કહેવું એ બરાબર નથી. તેઓ નિષ્કાંચન હોય કે લક્ષ્મીવાન હોય એ મુદ્દો તેમને માટે ગૌણ છે. તેમનામાં તત્પરતા અને સામર્થ્ય હોય એ જ મહત્વની વસ્તુઓ છે. નિષ્કાંચનત્વની બાબતમાં એ પણ લક્ષમાં રાખવું જોઈએ કે જનતામાં ધાર્મિક શ્રદ્ધા જાગૃત થવાથી ભક્ત કવિઓની આજીવિકાની કાળજી રાખનારા શિષ્યો તૈયાર હોય છે, તેમની જરૂરીઆતો બહુ થોડી હોય છે અને તે બહુ સહેલાઈથી પૂરી પડતી હોય છે.

*

આ ભક્ત કવિઓના ઉદાહરણ ઉપરથી એમ અનુમાન કરવું કે નિષ્કાંચનવૃત્તિમાં જ પ્રતિભા સારી પેઠે વિકસે છે એ જેવું અસમંજસ છે, તેવી જ વાત છે ઉત્તમ સાહિત્યનિર્માણ માટે પૈસાની જરૂરીઆતની. પૈસા એટલે સ્વાસ્થ્ય અને સુખસગવડ મેળવવાનું સાધન. એ સાધનસંપત્તિ અનુકૂળ હોય તો જેને લેખનકળાની દૃષ્ટિ મળી હોય તેને હાથે વધારે પ્રમાણમાં અને વધારે ઊંચી કોટિનું સાહિત્ય નિર્માણ થવામાં તે મદદગાર થયા વિના રહે નહિ. સાંપત્તિક સ્થિતિ બહુ હીણી હોય તો લેખકોની ઘણી શક્તિ જીવન ટકાવવા માટે જ ખર્ચાઈ જાય છે, અને એવી હીન અવસ્થા ઉત્તમ સાહિત્યની નિષ્પત્તિમાં ઉપકારક બનતી નથી. એવી સ્થિતિમાંય કોઈ કોઈની પ્રતિભા ચમક્યા વિના રહેતી નથી એ ખરું, પણ એ તો અપવાદ લેખાય.

*

પૈસાને ઉપર ખાતરની ઉપમા આપી છે તે ઉપરથી એક શંકા ઉત્પન્ન થશે કે જરૂર કરતાં વધારે ખાતર નાખવાથી પાક પુષ્કળ નીપજે છે પણ તેમાં કસ ઓછો હોય છે, તેમ પૈસા મળવાથી સાહિત્ય વૃદ્ધિંગત થાય પણ તેનો કસ ઘટે નહિ એવું શું ન બને? પ્રકાશક પાનાની સંખ્યા પર પૈસા ગણીને આપે એટલે પાનાની સંખ્યા વધારવાનો મોહ લેખકને થાય એ અશક્ય નથી. પણ આ મોહ ઉત્કૃષ્ટ લેખનને ભુલાવી દેતો નથી. જે લેખન કેવળ આજીવિકા માટે જ કરવામાં આવતું હોય ત્યાં આ પ્રશ્ન ઉદ્ભવે. એ જ રીતે અભિરુચિને થોડી નીચી કોટિમાં મૂકીને પણ એ પૈસા વધુ મેળવવાનો મોહ થવાનો સંભવ હોય છે. પણ ઉત્કૃષ્ટ લેખનના માર્ગ આડે આ મોહ જઈ શકતો નથી. ઊલટું એ પૈસા વધુ મળવાથી જે સગવડ ને સ્વસ્થતા મળે છે તે વિદ્યાવ્યાસંગ વધારવામાં મદદગાર બને છે.

['મધુમધુ માંથી] — દ. કે. કેળકર

★

## સર મનુભાઈ ઈનામી નિબંધ હરીફાઈ

વડોદરાની શ્રી પ્રેમાનંદ સાહિત્ય સભાના મંત્રીઓ જણાવે છે કે ૧૯૪૫ની સર મનુભાઈ દીવાન ઈનામી નિબંધ હરીફાઈનો વિષય 'યુદ્ધ પછી ગુજરાતનું નવીન આર્થિક સંસ્કરણ' એ રાખવામાં આવ્યો છે. હાફ ફુલ્સ કેપ કદના ૭૫થી ૧૦૦ પાનાનો એ નિબંધ સપ્ટેમ્બર ૧૯૪૫ સુધીમાં શ્રી જગમોહન દાસ જ મોદી બાજવાડા, વડોદરા એ સરનામે પહોંચાડવો. જોઈએ. શ્રેષ્ઠ નિબંધને રૂા. ૧૦૦નું ઈનામ મળશે. વિશેષ માહિતી માટે મંત્રીઓ સાથે પત્રવ્યવહાર કરવો.

## પુસ્તક-પરિચય

**ઊભી વાટે**—[લેખ શ્રી ગુલાબદાસ બ્રોકર, પ્રકાશક આર આર શેઠની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ ૨, મૂલ્ય સાડા ત્રણ રૂપિયા ]

શ્રી બ્રોકરનો 'લતા' અને 'વસુંધરા' પછીનો આ ત્રીજો વાર્તાસંગ્રહ છે સંગ્રહની વાર્તાઓ તેના લેખકે આગલા સંગ્રહો કરતાં જે વિકાસ સાધ્યો છે તેની પ્રતીતિ મળી રહે છે મૌગ્ધ્યમાંથી પ્રગટતા પ્રસન્નતા ને ઉત્સાહને સ્થાને જીવનના વાસ્તવિક સ્પર્શમાંથી આવતા વિષાદ ને કરુણાના જે દર્શન આ સંગ્રહમાં થાય છે તેને વાર્તાકલાનો નહિ, ને વાર્તાલેખકનો વિકાસ કહેવો હશે તો પણ કોઈ શકાશે આ સંગ્રહ આગલા બે કરતાં આ એક બાબતમાં જુદો પડતો સ્પષ્ટ દેખાય છે છતા લેખકનો સૂર આશાનો છે માનવતા વિશેની એમની શ્રદ્ધા ઘાયે ચળી નથી આખો યે સંગ્રહની સામગ્રી અસર વિચારીએ તો એ સમભાવની છે, ઉગ્રતા, અતિશયતા ક્રૌર્ય, અસહિષ્ણુતા, અધીરતા માત્રને અટકી જવાનુ કહેતી સ્વસ્થ માનવતાની છે નવી ને જૂની અને ભાવનાઓ ને પરંપરાઓ વચ્ચે મેળ બેસાડવા મથતી, બંનેની ખૂબીઓ સમજવા મથતી સહૃદયતાનો ગુણ એકેએક વાર્તામાં સંભળાય છે સ્વૈરાચારના, સ્વાતંત્ર્ય કે અધીરતાને નામે થતા અવિવેકના, માનવીની સૂક્ષ્મ કુટિલતાના કે અણસમજના વર્ણનો આ વાર્તાઓમાં ઘણાં આવે છે પણ લેખકની દૃષ્ટિ સમાજરક્ષાની છે એવી સમાજરક્ષા નીતિનો બુદ્ધિસમત વિશાળ અર્થ કરીને થાય એટલો જ એમનો આગ્રહ છે

માનસિક વ્યાપારોનું અવલોકન ને પૃથક્કરણ એ શ્રી બ્રોકરનો પ્રિય વ્યવસાય લાગે છે પહેલી જ વાર્તા 'ઊભી વાટે' ન ઉદાહરણ તરીકે ધરી શકાશે જેને હૃદય માત્ર દાક્તરી અર્થમા જ છે તેવા કપૂરચંદ શેઠના મોમાથી ભિખારણનું પેટ વગોવનારા શબ્દો નીસરે છે ને બધી રીતે પોતાનું સ્વમાન હારી બેઠેલી ભિખારણ આ એક અપમાન સાંખતી નથી એટલા આઘાતથી જ આવા દુખ વેઠીને પોતાને ઉછેરનાર માતાનું સ્મરણ શેઠમા સતેજ થાય છે, ને એના પ્રેર્યા ભિખારણને ભીખ આપવા એ ઊભી વાટે દોડે છે આ માનસપરિવર્તન સહેજ ચિન્ત્ય કઠિનુ છે, લેખકે એનુ માનસશાસ્ત્રીય વિવરણ કર્યું છે તોપણ છતા વાર્તાના અંત ભાગમા આવતુ દૃશ્ય એટલુ બધુ વેધક બને છે કે બીજુ બધું વિસરી જવાય છે આવી સબાટ વાર્તામા અંતે લેખકે એક દોષ આવવા દીધો છે માનસપરિવર્તનદ્વારા વાંચકના આદરપાત્ર બનેલા શેઠની એમણે હાંસી કરાવી છે એથી ભલે વાસ્તવિકતા સૂચવાતી હશે પણ સમગ્ર અસરને હાનિ પહોચી તે તો પહોચી જ

સંગ્રહની શ્રેષ્ઠ વાર્તાઓમા 'નીલીનું ભૂત' આગળ તરી આવે છે પાપભાની પુરુષ પોતાના પાપને છાવરવા માટે ઉજળી છબીને મરેલી મિત્રપત્નીની–નીલીની નિંદા કરે છે એને કુલટા, વેશ્યા કહે છે પણ રાતના અંધકારમા એ મિત્રોથી છૂટો પડે છે ને એમ્યો રસ્તો કાપે છે ત્યારે તો સંગાથમા જેને કદી જ છેતરી ન શકાય તેવા અંતર્યામી સિવાય બીજુ કોઈ રહ્યુ નથી હોતુ અને એ એને નીલીનુ આખી યે પરિસ્થિતિની વાસ્તવિકતાનુ એવુ ભયાનક દર્શન કરાવે છે કે નીરીક્ષિત છતા એ છળી ઊઠે છે, ને દોટ મૂકે છે એ વર્ણન ને એમાથી સ્પષ્ટ થતી નીતિ દૃષ્ટિ બને લેખકનુ ગૌરવ કરે એવા છે વાર્તાનુ આયોજન પણ ખૂબીવાળુ છે માત્ર અંત જરાક વધારે પડતો લંબાવ્યો છે એમ આ વાર્તા વિશે પણ લાગે છે

ગર્વ અને મતાગ્રહની ભૂલો ધીરજ અને પ્રેમથી સુધરી રહે છે તેનુ ઉદાહરણ 'પિતા અને પુત્ર' છે આ સંગ્રહમા વારંવાર દેખાતી લેખકની એક પદ્ધતિ એ છે કે કોઈ પ્રસંગના આઘાતથી પાત્રને ભૂતકાળના સ્મરણે ચડાવી દેવુ એ પદ્ધતિ જેમ આ વાર્તામાં તેમ 'ધૂમ્રસેર'મા પણ છે 'ધૂમ્રસેર' સંગ્રહની ઉત્કૃષ્ટ વાર્તાઓ પૈકીની એક છે એનો ઉપાડ, આયોજન ધ્વનિ ને અંત બધુ જ સરસ છે ક્રાન્તિપ્રેમી મ્હેરવાનવાની, પોતાની મહત્વાકાંક્ષા સતોષવાની એક નિર્બળ ક્ષણમા પુત્રને પ્રોત્સાહિત કરીને વધસ્તંભે મોકલી અર્પનાર પિતાનુ પશ્ચાત્તાપથી દ્રવતા પિતાનુ કરુણ ચિત્ર એમા આલેખાયુ છે હું ક્રાન્તિ આપું છું તેવા શૈશવમા છે ત્યારે આ પ્રકારના પિતાને—પુત્રને ભાગે કીર્તિ રળવા મથતા પિતાને સમજતા સુરેલી જરૂર પડે છતા એ મુકેલી દૂર થાય તે માટેની બધી તજવીજ લેખકે કરી છે

'સુરભિ'મા કોઈ સ્પષ્ટ રહસ્ય નથી નારીસ્વભાવ કેવો તો ચચલ, ભીરુ, સ્વાર્થપટુ ને નટખટ હોય છે તેનુ એ માર્મિક ચિત્ર બની રહે છે, જોકે નારીત્વનુ આવુ દર્શન એને ન કહી શકાય અહીં એ પ્રસ્તુત પણ નથી વાર્તાનો અંત નારીસ્વભાવનો ઘોતક ને ચમત્કૃતિપૂર્ણ છે કદાચ લેખકનુ એવુ ઇંગિત હોય કે નીતિ પાપ પ્રગટાવાની શક્તિ જ પળાનારી વસ્તુ છે પણ એ પણ એક અનુભવ છે જીવનરહસ્ય નથી ભૂલ નહિ કરવાની ને સ્ત્રીએ દાંપત્યને કલુષિત થતુ અટકાવ્યુ એ જ અસર વાર્તા વાચતા જોર કરે છે એટલે લેખકનો આવી સગવડરૂપથી નીતિ વિશેનો અણગમો પણ સ્પષ્ટ થતો નથી એક અનુભવચિત્ર લેખે એ મઝાની વાર્તા છે

'ગુલામદીન ગાડીવાળો', 'અર્ધો કલાક' અને 'રખડુ' ત્રણે પોતપોતાની રીતે સફળ વાર્તાઓ છે 'ગુલામદીન ગાડીવાળો' એના વાતાવરણને લીધે, 'અર્ધો કલાક' થતુ હોય તોપણ અમામાણિક જેનાથી થવાય તેમ નથી તેવા મિયાંસાહેબના વ્યક્તિત્વને લીધે અને 'રખડુ' જિંદગીમા પ્રેમ અને પ્રોત્સાહન નહિ મળવાને કારણે જ સમાજવિરોધી માર્ગે જઈ પહોંચેલા એક આશાસ્પદ જીવનના ભીષણ દુર્વ્યયના ચિતારને લીધે સફળ બની છે 'ગુલામદીન' અને 'અર્ધો કલાક' સંપૂર્ણ વાર્તાઓ છે 'રખડુ'નો અંત જરાક શિથિલ લાગે છે

'જીવનસરિતા' જિજીવિષાના વિજયની ધરો દેવાલાયક વાર્તા છે વિષય અને આલેખન બંને દૃષ્ટિએ એ પ્રસગકથન સુંદર બન્યુ છે 'પ્રમુખ સાહેબ' અને 'નરહરજી' વાર્તા તરીકે ઝાઝી આકર્ષક નથી 'પ્રમુખ સાહેબ'નો હેતુ પણ અવિશદ રહે છે 'નરહરજી'માં પ્રસંગ નહિ પણ કથન અસ્વાભાવિક બન્યુ છે છતા એક માણસ એની શ્રદ્ધાથી પોતાનુ આચરણ ઘડતો હોય તેને ડગાવ્યાથી અન્યને શો લાભ એ પ્રશ્નની માંડણીથી ને એક સચ્ચારિત્ર્યશીલ પ્રસન્ન વ્યક્તિત્વના આલેખનથી વાર્તા વાચવી ગમે એવી બની છે

'ત્રણ પત્રો'મા નવીનતા આયોજનની છે જોકે એ બહુ સફળ થઈ લાગતી નથી ત્રણે પત્રોમા પત્ર તો પહેલો જ સારો લખાયો છે એમા જે પ્રશ્ન ચર્ચાયો છે તે બીજા બે પત્રોમા

પડતો મુકાયાથી બે વ્યકિતઓની અંગત લાગણીના ઊર્મિલ રૂપ દ્દનો સિવાય બીજુ કશું વાચકોને મળતુ નથી પત્નીએ પોતા પ્રત્યેના-એક વ્યકિત પ્રત્યેના કર્તવ્યનુ મહત્ત્વ સમષ્ટિ પ્રત્યેના કર્તવ્યના વિરોધમા ઠસાવવા માટે પહેલા પત્રમા જે પ્રયાપ્રણ કરી છે તેના જવાબમા પતિએ જે બચાવ કર્યો છે, અપરાધી કે ઓશિયાળાની જેમ, તેથી પ્રશ્નનુ સમાધાન થતુ નથી, પ્રશ્ન વેગળો રહી જાય છે અગવા તદ્દન અંગત બની જાય છે આ પત્રોમાની સુધા શ્રી. બ્રોકરની બીજી એક વાર્તામા આવતી વસુધરાની કંઇક સુધારેલી આવૃત્તિ જેવી છે હઠીલી, મનસ્વી, અભિમાની છતા એણે ઉઠાવેલો પ્રશ્ન ફેકી દેવા જેવો નથી જેને રાષ્ટ્રોદ્ધારની લગની હોય તેણે કુટુબ જીવનનો મોહ છોડી દેવો, કોઈથી બધાવુ નહિ, કોઇને બાધવુ નહીં, એ એની દલીલમા વજુદ તો છે જ પણ વાર્તામા પ્રશ્ન ઉપસ્થિત થઇને રહી ગયો છે

છેવટે આનેખનસમસ્ત વિશે થોડુક કહેવુ પ્રાપ્ત થાય છે એક દરે શ્રી બ્રોકરની ભાષા શિષ્ટ, પ્રાસાદિક, સ્વચ્છ, વિચારને સઘોત્કૃષ્ટ બનાવે તેવી છે, સંકુલ વાક્યરચનાનો કદીક એ આશ્રય લે છે તેવા અપવાદો બાદ કરતા પરતુ એમા અપૂર્વતાનો ગુણ નથી આવતો ભાષામા, રૂપોમા, વિચારના વળાંકોમા લેખક નવીનતા સરજી શકયા નથી એ સિદ્ધ ભાવ પ્રતીકોને, વપરાઇને લીસા બની ગયેલા ને તેથી કોઈ ઉત્કટ ભાવ પ્રેરવાને અસમર્થ બની ગયેલા પ્રતીકોને ઉપયોગમા લે છે, વિષય, દૃષ્ટિ, આયોજન બધુ નવુ હોય ત્યારે પણ ભાષાની આ મર્યાદા નડતી જણાય છે આયોજનની અવિવિધતા પણ એમની એક બીજી મર્યાદા બને છે પણ એક દરે બ્રોકરમા દોષો તો ખોળવા પડે દોષમા દોષ એક જ કે ગુણો ઉત્કટ રૂપે ખીલ્યા નથી તથાપિ, આ સંગ્રહની ‘નીલીનુ ભૂત’ ‘ધૂમ્રસેર’ ‘ગુલામદીન ગાડીવાળો’ ‘અર્ધો કલાક’ અને ‘જીવનસરિતા’ જેવી વાર્તાઓ આપણી ટૂંકી વાર્તાઓમા સહેજે ભાગ મુકાવે એવી છે એમા લગારે શંકા નથી

- યશવંત શુકલ

*

**હિંદુધર્મ**—[ મૂળ લેખક સર સર્વપલ્લી રાધાકૃષ્ણન, અનુવાદક શ્રી ચંદ્રશંકર શુકલ, મુખ્ય વિક્રેતા એન એમ ઠક્કરની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુબઈ ૨. મૂલ્ય સવાચાર રૂપિયા ]

શ્રી રાધાકૃષ્ણનના જુદા જુદા પુસ્તકોમાથી હિંદુ ધર્મને લગતા પાચ નિબંધો ભાષાન્તર માટે પસંદ કરીને અનુવાદકે આ પુસ્તકને ‘હિંદુ ધર્મ’નુ નામ આપ્યુ છે આ પાચે નિબધોમા હિંદુ ધર્મના જીવાતુભૂત તત્વને સ્ફુટ કરવાનો પ્રયાસ થયો છે આ નિબધો જુદે જુદે પ્રસંગે રચાયા છે ને પ્રત્યેક પોતાની રીતે સપૂર્ણ છે એટલે એમનો એક સ્થળે સગ્રહ કરવાથી પ્રકરણબદ્ધ ગ્રંથ ઉપજાવી શકાયો નથી પરિણામે એકની એક વાત અનેક સ્થળે કહેવાઈ હોય એમ પણ બન્યુ છે વસ્તુત આ પાચ નિબધો બે જ વિષય હાથ ધરે છે એક હિંદુ ધર્મ ને બીજો હિંદુ સમાજરચના તેમ છતા આ વિષયમા સંકલના નહિ પણ વસ્તુ જ મહત્ત્વનુ છે ને પાચ હજાર વર્ષના પ્રાચીન ને વિશાળ વટવૃક્ષસમા હિંદુ ધર્મનુ સુભગ પર્યાલોચન આ ગ્રંથમાથી મળી રહે છે વિવેકાનંદ, તિલક, રવીન્દ્રનાથ, ગાધીજી, આનંદશંકર આદિની જેમ રાધાકૃષ્ણનની ધર્મવિચારણા વર્તમાન પરિસ્થિતિને અનુલક્ષીને પુરાણા ધર્મનુ અર્થઘટન ને ભાષ્ય કરનારી જીવંત વિચારણા છે પણ એ કયાયે પક્ષિલ નથી નિર્ભય ઇતિહાસદૃષ્ટિ એમા સર્વત્ર પ્રવર્તી છે વળી મૂળમા ન હોય એવુ ગાઠનુ આમા કશું પણ હોય તો તે નિત્ય વિકસતા ધર્મનુ વર્તમાન પ્રયોજન છે પણ એ તો હિંદુધર્મ એક જીવંત પદાર્થ છે તેનુ પ્રતિપાદન થયુ ગણાય એને આ ગ્રંથની વિશેષતા ગણવી ઘટે બાકી તો, વારવાર ફુટાતો રહેલો આ ધર્મપ્રવાહ કેવો તો સળંગ ને એકરૂપ છે એ દર્શાવવા લેખકે પોતે તેમ જ અનુવાદકે પણ શોધબધ સંસ્કૃત આધારો આપ્યા છે

હિંદુ ધર્મનુ રહસ્ય, તેના દાર્શનિક સિદ્ધાન્તોની માડણી, જીવ, જગત અને ઈશ્વરનો તેમા નિરૂપાયેલો સંબધ, પુનર્જન્મ, મૂર્તિપૂજા, ચાતુર્વર્ણ્ય, આશ્રમવ્યવસ્થા, ચાર પુરુષાર્થો આદિ હિંદુ ધર્મના મહત્વના અંગોનો સમર્થ પરિચય આ પુસ્તકમા કરાવવામા આવ્યો છે બુદ્ધિને પરિમિત ગણતા હિંદુ ધર્મને બુદ્ધિથી મૂલવી શકાય એ જો એની એક વિશિષ્ટતા છે, તો પાચ હજાર વર્ષથી અનિરુદ્ધ વહેતા એ મહાપ્રવાહની જીવંતતા એથીયે મોટી વિશિષ્ટતા છે રાધાકૃષ્ણને યોગ્ય જ કહ્યુ છે કે હિંદુધર્મ એ વિકસતુ વૃક્ષ છે, પરિપક્વ ફળ નથી, નદી છે, સરોવર નથી

જેણે ‘મનુષ્યોને અમૃતસ્ય પુત્રા ’ કહ્યા છે તે હિંદુ ધર્મમા આત્માનુ ઉન્નયન ને જીવમાત્રની સેવા એ બે તત્ત્વો સારભૂત છે એમ શ્રી રાધાકૃષ્ણન જણાવે છે આ વિશાળ દૃષ્ટિને લીધે જ એ કોઈ સંકુચિત સંપ્રદાય ન બની રહેતા જીવંત સંસ્કૃતિરૂપ બન્યો છે આ વાતનુ પ્રતિપાદન આ ગ્રંથમા સમર્થ રીતે થયુ છે

અનુવાદમા મૂળ શૈલી તેમ જ વિચારધારાની પ્રસન્નગંભીરતા અવિચ્છિન્ન વરતાય છે અનુવાદકે જે શ્રમ લીધો છે તેની સાક્ષી તો ટિપ્પણો જ પૂરશે હિંદુ ધર્મના અભ્યાસીને આ અનુવાદ ઘણો જ ઉપયોગી થઈ પડશે એમા સંશય નથી

*

**વિજ્ઞાનની પરિભાષા**— [ પ્રકાશક . નવજીવન કાર્યાલય, અમદાવાદ, મૂલ્ય આઠ આના ]

મેટ્રિકના વિદ્યાર્થીઓને લક્ષમા રાખીને, પદાર્થવિજ્ઞાન અને રસાયણશાસ્ત્રને લગતા લગભગ સાડીસોળસો શબ્દોના પર્યાય આ નાનકડી પુસ્તિકામા આપ્યા છે પર્યાયો ઘડવાનુ કામ ખૂબ જ કપરૂ છે કયા સ્વીકારાશે ને કયા નહિ તેનો નિર્ણય તો એના વારવાર થતા પ્રયોગો પરથી જ થઈ શકે આજે કેટલાક પર્યાયો આપણે ગળે ન ઊતરે, છતા કેવળ સૌંદર્યલક્ષી દૃષ્ટિ રાખવી બહુ પાલવે તેમ નથી વળી આપણી ભાષામા તો ક્રિયાપદોની ભારે તાણ છે આપણે ઘણીવાર સંયુકત ક્રિયાપદોથી જ ચલાવી લેવુ પડે છે આ મુશ્કેલીને શી રીતે નિવારવી ? વિજ્ઞાન જેવો અતિસૂક્ષ્મ ચોકસાઇનો વિષય, ને ઓછી અનુનેય (Flexible) એવી આપણી ભાષા-આ નડતરો પર્યાયો ઘડતા વટાવવાના રહે છે

આમાથી રસ્તો કાઢવાનો આ પુસ્તિકામા પ્રયત્ન થયો છે એને અત્યારથી નિષ્ફળ કહી દેવો અનુચિત ગણાય પણ સાધિતરૂપો ને નામ ધાતુઓ બધે જ બનાવવાનો જડ નિયમ બાધી દેવાયાથી, કેટલાક પર્યાયો વિલક્ષણ, અર્ધસફળ, કે અસફળ લાગે છે કેટલાક ક્ઢંગા, અગુજરાતી, ક્લિષ્ટ, કે વિચિત્ર લાગે છે તો કેટલાકમા અર્થવ્યંજના પૂરી ઊતરી

જણાતી નથી છતાં એની સાચી કસોટી તો એના વાર વારના વાપરથી જ થઈ શકે ભાષાના પ્રાણને અને પોતાને અનુકૂળ શબ્દો આપોઆપ રૂઢ થશે, બાકીના સ્વયં ખરી પડશે

પણ વિજ્ઞાનના પર્યાયો ઘડતી વેળા હજી આથી મોટી, બૃહદ્ ગુજરાતના વૈજ્ઞાનિકોની સમિતિ સ્થપાય ને તેની મદદથી, માત્ર મરાઠી કે હિંદી તરફ નજર માંડી નહિ બેસી રહેતા આંતરપ્રાંતીય ભાષાઓને તેમજ રાષ્ટ્રભાષાને અનુકૂળ કે સમાન હોય, ને અતડા પડી જતા ન હોય તેવા ગુજરાતી પર્યાયો ઘડાય તેમા વિશેષ વ્યાપકતા આવી શકે

ઉપેન્દ્ર પંડ્યા

**તારુણ્યમાં પ્રવેશતી કન્યાને પત્રો-[લેખકો શ્રી નરહરિ પરીખ અને સ્વ મહાદેવ દેસાઈ, પ્રકાશક નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, મૂલ્ય આઠ આના ]**

તારુણ્યમા પ્રવેશ કરતા શરીર અને મનમા જે વિક્રિયાઓ થાય તે વિશે ખોટી શરમથી અજ્ઞાન નભે છે ને પછી જે ખોટા ઉપાયો લેવાય તેની માઠી અસરો જીવનપર્યંત ટકે છે, એ અનિષ્ટને દૂર કરવા આ પુસ્તક એક પિતાએ પુત્રીને ઉદ્દેશીને લખ્યુ છે ને એમા સયમથી પણ નિ સકોચ ભાવે સાચી વાત માંડી છે એમા તુલનાત્મક શાસ્ત્રીય દૃષ્ટિ પણ છે લેખકોએ વનસ્પતિ, કીટ અને પશુપખીના જનનવ્યાપારનો તુલના માટે જે પરિચય આપ્યો છે તેથી આ પુસ્તકની વૈજ્ઞાનિક ભૂમિકાની પ્રતીતિ થાય છે ચેતનસૃષ્ટિમા મનુષ્ય ભલે અગ્રપદે હશે, પણ એના શારીરિક ગુણધર્મો માનવેતર સૃષ્ટિથી તત્ત્વત જુદા નથી પરતુ માત્ર શારીરિક ગુણધર્મો વૈજ્ઞાનિકના તટસ્થ ભાવે નિરૂપવા માટે આ પુસ્તક નથી લખાયુ લેખકોને મન શરીર એ ધર્મનુ સાધન છે ને એમની આસ્થાનુ રૂપ ગમે તે હોય પણ સમાજના પરમ માગલ્યને અર્થે વ્યક્તિ પોતાનુ જીવન ખર્ચે એ જ એમને સમજાયેલા ધર્મનુ મૂર્ત રૂપ છે લગ્ન, પ્રજનન, સતતિનિયમન, જીવિતહેતુ એ સર્વમા દૃષ્ટિ એમની સમાજહિતની જ રહી છે વ્યક્તિને સમાજ આગળ ગૌણ ગણતી આ દૃષ્ટિ વિરુદ્ધ કેવા કેવા મતો પ્રવર્તે છે તેનો પણ લેખકોને ખ્યાલ છે ને એની ચર્ચા પણ એમણે કરી છે ટૂકમા આ પુસ્તકમા એક અતિ નાજુક વિષયને અધિકારી લેખકોએ સરસ રીતે છણ્યો છે ને પોતાની શાસ્ત્રશુદ્ધ, સયમી, [illegible]કારી ને સમાજહિતની દૃષ્ટિથી વિષયનુ ગૌરવ સ્થાપ્યુ છે [illegible] માટે આ પુસ્તક લખાયુ છે તેમણે પોતાના લાભમા વાચવુ જ જોઈએ

યશવન્ત શુક્લ

❀

## એક વિનંતી

પત્રિકાનો મે-જૂનનો ભેગો અક ગયે મહિને ટપાલમા પડ્યો ત્યારે ભૂલથી છાપેલા સરનામાની ચપળીઓ બેવડાવાથી કેટલાક સભ્યોને પત્રિકાની બે નક્લો મળી છે ને કેટલાક રહી પણ ગયા છે જેઓને નકલ બેવડાઈ હોય તેઓ એક પાછી મોકલે ને જેઓ રહી ગયા હોય તેઓ ખબર આપીને મગાવી લે એવી વિનતી છે કોને બેવડાઈ છે ને કોણ રહી ગયેલ છે તે ખોળવુ હવે મુશ્કેલ છે માટે જ આ વિનતી

## શબ્દચર્ચા

### 'ધન હરે પણ ધોખો નહિ હરે'

મધ્યકાલીન ભાષાસાહિત્યમા પ્રાતપ્રાતના સાહિત્યનો એકબીજા પર સારો એવો પ્રભાવ પડયા કરતો હોવાને કારણે તે સમયની જુદીજુદી ભાષાની કૃતિઓમા કેટલીક વાર વિચાર, નિરૂપણપદ્ધતિ, ભાષા કે અલંકારોની સમાનતા મળી આવે, તેમા બહુ નવાઈ નથી અખાના 'છપ્પા'માની 'પ્રપચઅંગ'માની 'ગુરુ કીધા મે ગોકુળનાથ' વાળી બે પક્તિઓ અનેકરૂપે જાણીતી છે (ઉમાશકર જોશી 'અખો', પા ૨૨-૪૦) નર્મદ, ગો મા ત્રિપાઠી અને બૃહત્કાવ્યદોહનનો પાઠ આ પ્રમાણે છે

> ગુરુ કીધા મેં ગોકુલનાથ, ઘરડા બળદને ઘાલી નાથ,
> **ધન લે ને ધોકો નવ હરે, એ ગુરુ કલ્યાણ શુ કરે ?**

શ્રી ઉમાશકર બતાવે છે કે આમા ઉપર ઘનાક્ષરે આપેલી પક્તિ મૂળપાઠ ન હોય, પણ છપ્પાઓમા આગળ ઉપર ૨૮૮મામાથી ઉપાડી અહીં જોડી દેવામા આવી હોય ૨૮૮માની શરૂઆતની પક્તિઓ આ પ્રમાણે છે —

> પ્રાપ્ત રામ કહે તે ગુરુ, બીજા ગુરુ તે લાગ્યા વરુ,
> **ધન હરે પણ ધોખો નહિ હરે,** સબધ સસારી સાથો કરે

આ પરથી એટલુ તો નિ શક છે કે એક નહિ તો બીજા સ્થળે પણ 'ધન હરે પણ ધોખો નહિ હરે' વાળી પક્તિનુ કર્તૃત્વ અખાનુ જ છે પણ આ પકિત લગભગ આ જ રૂપે તુલસીદાસમાથે મળે છે

> ગુર સિષ બધિર અધકા લેખા
> એક ન સુનઈ એક નહિં દેખા
> **હરઈ સિષ્યધન સોક ન હરઈ**
> સો ગુર ઘોર નરક મહુઁ પરઈ

[રામચરિતમાનસ (ગીતા પ્રેસની મૂલ-ગુટકા આવૃત્તિ, ઉત્તરકાંડ, કડવુ ૯૯, પકિત ૬ ૭, પા-૬૨૦, સ સા ની ગુજ ભાષાતરવાળી આવૃત્તિ કડવુ ૧૪૨, પકિત ૬ ૭ પા ૧૦૪૬] સામ્ય તદ્દન આકસ્મિક હોય એવુ લાગતુ નથી રામચરિતમાનસ ઈ સ ૧૫૭૭મા પૂરુ થયુ, જ્યારે અખાનો કવનકાળ ઈ સ ૧૭ મી સદીના ઉત્તરાર્ધ લગભગનો છે

હરિવલ્લભ ભાયાણી

❀

## ૧૯૪૫ની વાઙ્મયસમીક્ષા

ગુજરાત સાહિત્ય સભાના મત્રી જણાવે છે કે સાહિત્ય સભા તરફથી દર વર્ષે કરાવવામા આવતુ સમીક્ષાનુ કામ ચાલુ વર્ષે બે વિભાગમા વહેંચી નાખી તે દરેક વિભાગવાર જુદા જુદા સમીક્ષકો નીમવામા આવ્યા છે

૧ સાહિત્ય વિભાગ-સમીક્ષક પ્રો અનંતરાય મ રાવળ, ૧૦, હીરાબાગ, એલિસબ્રિજ, અમદાવાદ

૨ વિજ્ઞાન વિભાગ-સમીક્ષક પ્રો ધનજીભાઈ ફકીરભાઈ, કલ્યાણ સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ

તો દરેક પ્રકાશકો તથા લેખકોને વિનતી કે તેઓએ પોતાના પ્રકાશનો તથા કૃતિઓ ઉપર જણાવેલા સરનામે તે તે વિભાગના સમીક્ષકને મોકલી આપવા.

પ્રકાશક યશવન્ત પ્રા શુકલ, ભારતીય વિદ્યાભવન ૩૩-૩૫, હારવે રોડ, મુ બઈ
મુદ્રક વી. આર સાવ ત, એસોશીએટેડ એડવર્ટાઈઝર્સ એન્ડ પ્રિન્ટર્સ લિ ૫૦૫, આરથર રોડ, તારદેવ, મુ બઈ ૭

# ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા

સંપાદકો
ચીમનલાલ શાહ
યશવન્ત શુક્લ

પુસ્તક ૩ | ઑગસ્ટ ૧૯૪૫ | અંક ૧૧


## વિવેચનની પ્રતિષ્ઠા*

ગઈ પેઢીના પંડિતોની વાત જવા દઇએ, આધુનિક વિવેચકોમાં રામનારાયણની સૂક્ષ્મ, સર્વગ્રાહી, સરળ અને વિશદ ચર્ચા છતાં, વિશ્વનાથની કર્ણપ્રિય પ્રવાહી સચોટ પાંડિત્યસૌરભવંતી શૈલીની નીડર અને વિશ્વસ્ય વિવેચના છતાં, નવલરામ ત્રિવેદી, 'સાહિત્યપ્રિય,' રાવળ, મનસુખલાલ, ઉમાશંકર, સુન્દરમ્, શુક્લ ઇત્યાદિના ભિન્ન ભિન્ન વિષયોના તત્ત્વસ્પર્શી અને સુભગ વિવેચનો છતાં, એક દરે, વિદ્યાપીઠમાં થઈ હશે તથાપિ, લેખકહૃદયમાં કે જનહૃદયમાં વિવેચનની, શાસ્ત્ર કે કળા લેખે પ્રતિષ્ઠા થઈ નથી સર્જક સ્વતંત્ર થવા ચાહે છે, જનતા સુલભ અપરસમાં રાચે છે, સર્જકવિવેચકના વાચક મંડળો જ્યાં થઈ ગયાં છે ત્યાં નવી મંડળમમતાઓ જામે છે, સામાજિક અને રાજકીય વિચારગોધ પણ આપણાં નિર્ણયોને રંગાવી, હઠાગ્રી ચાંપી દે છે

* * *

એક સાહિત્યિક, આભાસસાહિત્યની પ્રવૃત્તિએ હમણાં સામાજિક ઘેલછાનું સ્વરૂપ લીધું છે એ ગઝલપ્રચારક પ્રવૃત્તિમાં કયાં પ્રેરકચાલક હેતુઓ હશે તેની મને ખબર નથી, પણ જૂની દલપતનર્મદની સભારંજની કવિતા, ઊંચી કવિતા નથી એમ ગુજરાત પૂરેપૂરું સમજી ગયા પછી, આ ઠેરઠેર ફૂટી નીકળતી ગઝલસરજતમાં તે શું સૌન્દર્ય, કે રસ નીરખતું હશે? જ્યોતીન્દ્ર, ભાનુશંકર ને કોલકઆદિ, પ્રો દવે, જ્યોત્સ્ના બહેન, જયમન બહેન આદિ, ઉમાશંકર, સુન્દરમ્, મનસુખલાલ આદિ આ પ્રવૃત્તિને ટેકો આપવામાં સાહિત્યનું હિત સાધતા નથી કૃટિ ડોગે ભ્રામક ઇશ્કના ગીત ગાવાં, રાતી આંખે કૃત્રિમ દેશભક્તિની દેખાવની આગ પ્રગટાવવી, ઢંગ વગરના તરંગોના પતંગો ચગાવવા, એમાં કયો રસ નિષ્પન્ન થાય છે? એ મસ્તી નથી, મસ્તીડંબર છે એમાં ભાષાની ક્સુંબર છે, વાક્યોના ચટાપટા છે એમાં સૌષ્ઠવનું નામ નથી હા, રમત છે, કરામત છે, બે ઘડી મોજ છે, પણ એ મોજ આપણી કલાદૃષ્ટિ અને સાહિત્યસૃષ્ટિને વિકૃત કરે એવી છે આ સંચલનને શુદ્ધ સાહિત્યવિવેચનની કાંઈ પડી નથી આને માટે ઊંડું અને ખરું કારણ આપણી રાજકીય અને સામાજિક પરિસ્થિતિમાં કદાચ જડી આવશે વિષમધારણ પ્રજા, ભાષાભક્તિ અણસરખી, અંગ્રેજીની મોહની, ઉર્દૂહિંદીનું વધતું મહત્ત્વ એ અને એવાં બીજાં કારણો સાહિત્યનાં ધોરણો સ્થિર કરવાને પ્રતિકૂળ છે

* * *

પહેલો જ સિદ્ધાંત એ કે સાહિત્યને સિદ્ધાંતો છે અને તદનુસાર (તેનો તેજ નહિ પણ સાહિત્યના શુદ્ધ અને ઉચ્ચ રૂપને અનુકૂળ) વિવેચનના પણ સિદ્ધાંતો છે

જીવનની બીજી ઘટનાઓ માફક, વનસ્પતિજીવન કે પ્રાણિજીવનની ઘટનાઓ માફક, સાહિત્ય એ ઘટના છે, હકીકત છે તેનો ઉદ્ભવ, તેનું ઉપાદાન, લોકહૃદયમાં અર્થાત્ તેને યોગ્ય પરિસ્થિતિમાં, તેની અસર, એ સમસ્ત ધ્યાનમાં લઈ, એ સર્જનના નિયમો શોધી કાઢવાના છે સાહિત્યથી સ્વતંત્ર નિયમોનું અસ્તિત્વ કલ્પી તેને લાગુ પાડવાનું કામ વિવેચનશાસ્ત્રીનું નથી ઉચ્ચ સાહિત્યમાં નિયમો જે પ્રવર્તતા દેખાતા હોય છે તેનું વ્યાપ્તિનિબન્ધનનું કામ વિવેચનનું છે ખરું. ચિરકાલિક આનન્દ એ સાહિત્યનું પ્રયોજન હોય તો કઈ હેતુસામગ્રીથી તે સિદ્ધ થાય છે તે શોધવાનું કામ વિવેચનનું છે

સૌન્દર્યનું પરમ તત્ત્વ એક છે આનન્દ સૌન્દર્યના પરમ તત્ત્વ વિના મનુષ્યમાં કલ્પના દ્વારા સમાનભાવ, સમાન સંવેદન થાય નહિ તે વિના પરસંવેદનના કે સ્વસંવેદનના કલ્પનથી થતો આનંદ અશક્ય પ્રકૃતિસર્જનમાં પણ આ તત્ત્વ મૌલિક વ્યાપાર છે પ્રકૃતિ માત્ર ઉપયોગી, પરિસ્થિતિમાં ટકે એવું જ નહિ, પણ રમણીય સર્જે છે પણ ભિન્ન ભિન્ન સ્થળસમયના ભિન્ન ભિન્ન મનુષ્યો દ્વારા એ તત્ત્વનો આવિર્ભાવ વિધવિધ રૂપે થાય છે અને ગુહામાં નિહિત સૌન્દર્યના પરમ તત્ત્વ જેટલું જ મહત્ત્વ પ્રજાપ્રજાએ સંસ્કૃતિસંસ્કૃતિએ એ તત્ત્વને સાહિત્યકળામાં જે પ્રગટ રૂપ આપ્યું છે તેને છે

* * *

વિવેચકે ત્યારે સાહિત્યકળામાં (મહત્તાનું તારતમ્ય કાઢવા) વ્યાપકતાનો ગુણ શોધવો રહે મનુષ્યના જીવનનું 'અનુકરણ' એટલે મનુષ્યના જીવનમાંની ક્રિયાઓ, લાગણીઓ, તથા વિચારોનું 'અનુકરણ' સાહિત્યમાં હોય છે એ અનુકરણ જીવનનો ફોટોગ્રાફ નહીં, પણ કલ્પનાને સાચું છે એમ સ્વીકારતાં બાધ કે ક્લેશ ન લાગે એવું જીવનનું ચિત્રણ અર્થાત્ પ્રતીતિજનક ભાવનાનુસારી નિરૂપણ ભાવના એટલે સત્ત્વને જ સૂચવનાર ક્રિયા કે વ્યક્તિની આદર્શરૂપ કલ્પના નહીં પણ સદસતની ગુણાવગુણની અસંખ્ય કોટીઓના, ચિત્તમાં રહેતા અમૂર્ત ખ્યાલ સેતાન, ઈયાગો, રાવણ, નૃત્યદાસી એ અસત્‌ની ભાવના મૂર્ત કરે છે એવાં સ્ત્રીપુરુષો જીવનમાં ન જડે, છતાં કલ્પના તેને સંભાવ્ય જ નહિ, સાચાં ગણે છે કેવળ અસત્‌ના અમૂર્ત ખ્યાલને મૂર્ત, જીવતા નામધારી, અમુક સ્થળે રહેતું, હરતું ફરતું, વ્યવહાર કરતું, પાડોશીથી યે વિશેષ પરિચિત તેને લાગે છે

---

* ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ, તરફથી તા ૧૫ જુલાઇને રોજ પ્રો વિષ્ણુપ્રસા. ત્રિવેદીને ર. જિતરામ સુવર્ણચંદ્રક અપાયો તે પ્રસંગે તેમણે આપેલા મનનીય વ્યાખ્યાનની મહત્ત્વની થોડીક કંડિકાઓ

બીજી રીતે કહીએ તો મહાન સાહિત્યકાર—કવિ—જીવનવ્યોમને જીવનસમસ્તને માપી લે છે અને તેની આરપાર જોઈ શકે છે તે ક્રાન્તદર્શી થાય છે એના સર્જનમા, એના પાત્રોમા, પાત્રોની લાગણીઓ અને વિચારોમા, ઘટનાઓમા, ઘટનાઓના નિર્વહણમા વિશાળ જીવન સમાઈ જતુ હોય એમ લાગે, વિશાળ જીવનમાની નાની મોટી બાબતોનુ રહસ્ય સમજાઈ જતુ લાગે, અને જીવનસમસ્તનુ રહસ્ય જાણે પ્રત્યક્ષ થાય ભાવનાઓ ઉપરથી કેવળ કાલ્પનિક પાત્રો સર્જવા એવો સાહિત્યકારને આમા આદેશ નથી પોતાની આસપાસના જીવનમાથી, પોતાની ભૂમિના વ્યવસાય, વલણ, રહેણીકરણી વાતચીત આદિના ભૌમિક, અનન્યસાધારણ લક્ષણોવાળા પાત્રોની સૃષ્ટિ રચી, હાર્ડી જેમ કે ડીકન્સ જેમ ઓછીવધતી જીવનની વિશાળતા ને જીવનદૃષ્ટિ સાહિત્યમા પ્રગટ કરે છે

* * *

સર્જકનુ વાસ્તવિક અને પ્રામાણિક શુ ધ્યેય હતુ ? અને પ્રાપ્ય સામગ્રીવડે તેણે તે કેટલુ સાધ્યુ ? આ એક વાર્તાનો વિવેચકે નિર્ણય કરવાનો છે વળી તેણે વિચારવુ રહ્યુ કે સર્જકનુ ધ્યેય મનુષ્યસ્વભાવ અને પ્રકૃતિમાના જીવ સાથે શો સવાદ રાખે છે? મનુષ્યહૃદયને, કલ્પનામા સાહિત્ય સૌન્દર્યના તત્ત્વોની જે ગૂઢ ભાવના છે તેને એ કૃતિ કેટલી સતોષે છે? આ બન્ને પ્રશ્નોના ઉત્તરમા જેટલો કોઈ કૃતિ અગે વિસવાદ, અમેળ સ્વીકારવો પડે તેટલો તેનો દોષ

આ સમન્વયના આશ્રયથી કૃતિનુ કૃતિ લેખે અને ઉચ્ચ કૃતિઓની તુલનામા કિંવા કાવ્યના સર્વમાન્ય સિદ્ધાન્તોની કસોટીએ મૂલ્યાકન થઈ શકે સાહિત્યમા વિશાળતાની અપેક્ષા સ્વીકારતા વિવેચકે એ સિદ્ધાત ફલિત તરીકે સ્વીકારવો પડશે કે કેવળ લાગણીને સ્પર્શતી કૃતિ કરતા અખડ સવિતને સ્પર્શતી હૃદય ઉપરાત બુદ્ધિ, પ્રયત્નવૃત્તિ, સદસદ્વિવેકવૃત્તિને સ્પર્શતી કૃતિ કેવળ આત્મલક્ષી, સ્વપરાયણ લાગણીઓની કવિતા કે કૃતિ કરતા ચઢિયાતી છે જનસામાન્યના કાર્ય, લાગણી અને વિચારોને નિરૂપતી કૃતિ કે કવિતા ઊચી સ્થાની છે આનો અર્થ એ નથી કે અગત લાગણીને પરલક્ષી કવિતા સર્જવા સારુ કાઢી દેવી ઊલટુ વેદનપટુત્વ એ જનસામાન્યની અનેકવિધ લાગણીઓના આલેખનમા સૂક્ષ્મતા, તીવ્રતા અને સચ્ચાઈ આણશે વાલ્મીકિનો વિષાદ એ રામાયણનુ આરંભ લક્ષી બીજ નથી સૂચવતો પણ સમગ્ર રામાયણ માટે જે સૂક્ષ્મ અને પ્રગાઢ વેદનશક્તિ જોઈએ તેની હસ્તી સૂચવે છે

* * *

સાહિત્યે ભાવ, વિચાર ઉપરાત ક્રિયાનુ આલેખન કરવાનુ છે બીજી લલિતકળામા ક્રિયાની એક ક્ષણનુ આલેખન થઈ શકે, પણ ક્રિયા જ નામ આપી શકાય એવો વ્યાપાર ચિત્રમા કે શિલ્પમા આલેખવો શક્ય નથી શબ્દનુ માધ્યમ એવુ સૂક્ષ્મ અને અનુનેય છે, રોજના વ્યવહારથી એવુ સ્વાભાવિક છે—ને માધ્યમ છે એનુ પણ ભાન નથી રહેતુ એટલુ મનુષ્ય સાથે જડાયેલુ છે—અને વળી કાલાશ્રિત છે તેથી ભાવ, ચિત્ર, વિચાર અને સૌથી વિશેષ તો ક્રિયાના નિરૂપણ માટે શબ્દ અદ્વિતીય વાહન બને છે ચિત્ર ગતિ અને રસના અતિ રમણીય લીલા ઉદાહરણો સાહિત્યમાથી મળી શકે છે

* * *

શબ્દની અસાધારણ યોગ્યતામાથી કાવ્યનો અસાધારણ ધર્મ (function) નીપજે છે, કે ક્રિયા (action) ને સાહિત્યે, કાવ્યે આલેખવાનુ છે પરિણામે મહાકાવ્યના પરાક્રમોનુ નિરૂપણ મુખ્ય સ્થાન લે છે પ્રત્યક્ષ ક્રિયાવર્ણનના અભાવવાળા ઊર્મિકાવ્યમા પણ મૂર્ત ગતિમાન પ્રતીકો કે પ્રતિરૂપો કવિઓ યોજે છે એ પણ ક્રિયાનુ માહાત્મ્ય સૂચવે છે કવિતાના (વિસ્તારી અર્થમા સાહિત્યના) આ ક્રિયાધર્મને (Function) સ્વીકારવાથી, નવલકથા, નાટક, વૃત્તકાવ્ય, મહાકાવ્ય, વીરકાવ્ય વગેરમા કાર્યની મહત્તા સમજાશે. તદનુસાર સાહિત્યપ્રકારોની તુલનામા બીજુ બધુ ઔચિત્ય હોય તો, વાર્તા કરતા નવલકથા, અને કરતા નાટક, ઊર્મિકાવ્ય કે બોધકાવ્ય કરતા વૃત્તકાવ્ય, મહાકાવ્ય ચડે એમ સમજવુ ઘટે નવલકથા, નાટક કે મહાકાવ્યમા માહિતી, ચર્ચા, કથન, નિવેદન કરતા ક્રિયાની રજૂઆત રસનિષ્પત્તિમા વિશેષ ભાગ ભજવે છે, અથવ યોગ્ય પ્રમાણમા ક્રિયાના નિરૂપણનો અભાવ એ ભારતીય સાહિત્યનુ લક્ષણ છે અને તે દોષ છે પ્રત્યેક સાહિત્યપ્રકાર તેને ઉચ્ચ નમૂનામા અપૂર્વ આનદ આપી શકે જુદી

ધર્મ અનુસાર મહત્તાનો નિર્ણય કરવો જોઈએ નહીં વળી એ પ્રકારની સતોષાતી અપેક્ષા બીજા પ્રકારમા રાખવી પણ જોઈએ નહીં.

સસ્કૃત પુરાણ અને વાર્તાસાહિત્યમા, કાવ્યના અને કવચિત નાટકમા ગુજરાતી સાહિત્યમા સામાન્ય રીતે એક બીજો મોટો દોષ જોવામા આવે છે તે આકારશૈથિલ્ય કે ઐક્યના અભાવનો. સાહિત્યકૃતિ એક જીવત અને અખડ કૃતિ લાગવી જોઈએ આનદવર્ધને આ વિષયમા ચોક્કસ આદેશ આપ્યા છે છતા ભારતીય સાહિત્યે જેમ એક પક્ષે સાહિત્યમા કૃતિનુ ક્રિયાનુ પ્રાધાન્ય ઓછુ સ્વીકાર્યુ, તેમ રસનિષ્પત્તિ અને તે પણ કાવ્યશાસ્ત્રીઓની આજ્ઞાનુસારી રસનિષ્પત્તિ ઉપર ઘણુ ધ્યાન આપ્યુ આથી પાત્રો કૃત્રિમ અને ઘટનાઓ યાન્ત્રિક બનવાનો સભવ ઘણો વધ્યો. સેન્દ્રિયસર્જનમા અખડતા છે તેવી અખડતા, તેવુ કુદરતી ઐક્ય સાહિત્યકૃતિમા જોઈએ. પણ અહીં વિવેચકે ભૂલવુ ન જોઈએ કે કુદરતી સર્જનમા ઐક્ય એક જ પ્રકારનુ નથી. આબા ઓરસઆંબીમાની એકતા તે સિહવાઘ અને સસલાની એકતાથી જુદા રૂપની છે, અને તે બનેની વટવૃક્ષની એકતાથી સાવ ભિન્ન છે એટલે કે ઐક્યનો નિયમ યુરોપી નાટકમા કૃત્રિમ બની સાહિત્યને ખૂબ હાનિકારક નીવડ્યો તેમ ન થવુ જોઈએ ઐક્ય એક જ ઢાંચામા નાખેલુ નથી. થોડા પ્રકરણો બાદ કરીએ તો 'સરસ્વતીચન્દ્ર'મા વટવૃક્ષને મળતુ ઐક્ય છે અને તે 'પૃથિવીવલ્લભ'ની એકતાથી જુદા પ્રકારનુ છે નિયમવશ થઈ કૃત્રિમ રસનિષ્પત્તિના મોહમા, વા બોધ કે ચર્ચાના મોહમા ઐક્યનો ભોગ અપાય છે તે ભૂલ છે સાચી વાત તો એ છે વિષય સાથે સર્જક તદાકાર થઈ ગયો હોય વિષય સર્જકને પકડી આવિર્ભાવ માટે તેને પ્રેરતો હોય અર્થાત્ તેની પ્રેરણા બન્યો હોય, વિષય એ સર્જકનુ સ્વપ્ન બન્યો હોય (તેના ચિત્તના પાત્રમા સમગ્ર પ્રકાશો હોય) તો શબ્દદેહમા ઊતરતા તેમા પૂર્ણ એકતા પ્રસાદ અને વેગ આવશે કલ્પનની (imaginative conception) શબ્દરૂપ રચના તે તેની એકતા. જે અસ કલ્પનાને બાધ તે એકતાને વિઘ્નકર્તા.

વિ. ર ત્રિવેદી

## પુસ્તક-પરિચય

**દેવદાના કાંટા**– [ લેખક શ્રી વિ સ ખાંડેકર અનુવાદક શ્રી વાડીલાલ દેસાઈ, પ્રકાશક સ્વસ્તિક બુક ડેપો, સેન્ડહર્સ્ટ રોડ, મુબઈ, મૂલ્ય ત્રણ રૂપિયા]

મહારાષ્ટ્રના અતિપ્રિય સાહિત્યકાર શ્રી વિષ્ણુ સખારામ ખાંડેકરની બે નવલકથાઓના અનુવાદ આજ પહેલા ગુજરાતીમા પ્રસિદ્ધ થઈ ચૂકયા છે આ સગ્રહદ્વારા પહેલી જ વાર એમની ઉત્તમ વાર્તાઓ પૈકી તેરેકનો ગુજરાતી અનુવાદ સુલભ બને છે

ખાંડેકરની વાર્તાઓનુ એકદમ આગળ તરી આવતુ લક્ષણુ તે એમાની પ્રત્યક્ષ બોધમયતા છે વ્યવસાયે જ નહિ, સ્વભાવે પણ ખાંડેકર શિક્ષક હોવા જોઈએ એમ બોધની ઠાવકાઇ પરથી, બોધ આપવાની પદ્ધતિ પરથી અને વાર્તાઓમા શાળા કે શિક્ષકનુ જીવન વાર વાર આવ્યા કરે છે તે પરથી લાગ્યા કરે છે બનતા સુધી એ વાચક-વિદ્યાર્થી કનેથી પોતે ઉપસ્થિત કરેલી જીવનસમસ્યાનો પોતે ધારેલો ઉત્તર કઢાવવાની તજવીજ કરે છે, પણ જ્યારે એમ કરવુ મુશ્કેલ હોય ત્યારે ઉત્તર કહી પણ દે છે વાર્તાની રજકતા ઉપરાતની

... નિવાળ નાહ. 'સમાધિ પરના ફૂલ'માનો માતાનો પત્ર અને 'દાઝેના હૈયા'નો અતભાગ-બનેમા આ પ્રકારનો સ્પષ્ટ બોધ નજરે પડશે

પણ એનુ સાઠુ બોધતત્ત્વના સામર્થ્યથી લેખક વાળી આપે છે એમના બોધમા માનવતાયુક્ત વિશાળ દૃષ્ટિ, સમાજસ્વાસ્થ્યની ચિન્તા, દલિતો પ્રત્યેની ઊડી અનુકપા તેમજ બુદ્ધિ અને વાણી બનેનો વૈભવ પ્રત્યક્ષ થતા રસભગનો ખેદ ઊતરી જાય છે

વિધવિધ ભાવોના પ્રતીકો તરીકે જ લેખક પાત્રો ઉપજાવે છે, અર્થાત્ પાત્રોનુ સ્વતત્ર વ્યક્તિત્વ સ્થાપતા એ સહેજ સહેજમા રહી જાય છે, એવી પણ છાપ આ વાર્તાઓ વાચતા પડે છે એ જ પ્રમાણે, પ્રસગપરપરામા પણ સ્વાભાવિકતાને ભોગે ચિત્તવેધકતાને જ એ પ્રાધાન્ય આપતા હોય એમ લાગે છે પરિણામે એમની સારી સારી વાર્તાઓમા પણ ચિન્તનપૂત રહસ્ય, જીવનની મગલભાવના, લેખકહૃદયની આર્દ્રતા, કાવ્યગધ, મનોહર ઉપમસૃષ્ટિ અને ભાષાની પ્રાસાદિકતા–આટઆટલી સામગ્રી હોવા છતા સાચો જીવનધબકાર વરતાતો નથી કોઈ હૃદયગમ ભાવસૃષ્ટિમા આવીને ઊભા છીએ એવો અનુભવ આપણને થાય ત્યા પણ એ માનવસૃષ્ટિ છે એવી પ્રતીતિ થતી નથી એ સૃષ્ટિ માનવ કાજેની છે એટલુ જ આશ્વાસન પછી શેષ રહે છે

આને જ લીધે લેખકને ઘણી વાર તાળો મેળવવા માટે અને ધારી અસર ઉપજાવવા માટે અકસ્માતોનો આશ્રય લેવો પડે છે 'પૂજાસ્થાન', 'તાજ અને મેઘદૂત' તેમજ 'ખોટા શિલાલેખ' આની સાક્ષી પૂરશે જીવનમા અકસ્માતને સ્થાન છે તેમ વાર્તામા પણ હોઈ શકે એ દલીલના તથ્યાશને સ્વીકારવા છતા, વળી પ્રત્યેક અકસ્માતની ભૂમિકા નિરૂપીને લેખક એનો ખુલાસો પૂરો પાડે છે છતા, જીવનમા આ પ્રકારના અકસ્માતો વારવાર બનતા નથી એ જ વસ્તુ એમની વિરુદ્ધ જાય છે

પણ આ ગણાવી તે મર્યાદાઓ છતા ખાંડેકરની વાર્તાઓ આસ્વાદ્ય બની રહે છે એ પણ એટલુ જ સાચુ છે ચિન્તનની પ્રૌઢિ અને તેજસ્વિતા, રસાળુ વાર્તાકથન, કાવ્યગુણ ધારતી પ્રાસાદિક ભાષા, સ્થળેસ્થળે ઝબકતો વિનોદ, સુરમ્ય વર્ણનો અને ચારુ ઉપમાઓ–આ સર્વમા મહારાષ્ટ્રીય જીવનની લાક્ષણિક્તાઓ ભળતા વાર્તાનુ સ્નિગ્ધમનોહર વાતાવરણ રચાય છે

કલાકાર ખાંડેકરથી ઉપદેષ્ટા બન્યા વિના રહેવાતુ નથી, તેનુ મુખ્ય કારણ તે આજની દારુણ વિષમતાઓને નિવારી મગલ સમાજરચના કરવાનો એમને જે ઉત્સાહ છે તે છે દામ્પત્યમા પરિણત થતો વિશુદ્ધ કર્તવ્યનિષ્ઠ પ્રણય, સયમી સસ્કારી સવાદી કુટુબજીવન, જાતિ ધર્મ અને વર્ગોએ ઊભા કરેલા ભેદોનો લોપ, સમાનતા અને બધુભાવ જેવા સામાજિક ગુણોનો ઉદય– ટૂકમા સ્વતત્ર, પ્રગતિશીલ, સસ્કારી, અને વ્યવસ્થિત સમાજજીવનનો લેખકને એટલો બધો આગ્રહ છે કે જુદેજુદે મિષે એમની વાર્તાઓ એની જ વાત માડે છે ક્વચિત્ માનવજીવનને હરેક સ્થિતિમા દમતા અસતોષ, વ્હેમ આદિ કિલ્મિષોને પણ તત્ત્વચિન્તકની સમાધાનયુક્ત દૃષ્ટિથી લેખક વાર્તામા નિરૂપે છે પણ વાર્તામા ગમે તે ભાવ નિરૂપાયો હોય, એનો મુખ્ય સૂર આશા ને ઉત્સાહનો જ હોય છે આમ આ સગ્રહ ઉત્તમ વાચન પૂરુ પાડે છે

ગુજરાતી ભાષાનુ વ્યક્તિત્વ અણીશુદ્ધ જાળવીને ભાષાન્તર કરવા માટે અનુવાદકને ધન્યવાદ ઘટે છે



**અમારાં બા**– [ લેખિકાઓ શ્રી વનમાળા પરીખ અને ડૉ સુશીલા નય્યર, પ્રકાશક નવજીવન કાર્યાલય, અમદાવાદ, મૂલ્ય દોઢ રૂપિયો ]

સ્વ કસ્તુરબાનુ આ જીવનચરિત્ર નથી પણ 'બે બોલ મા ગાધીજીએ ઉચિત રીતે કહ્યુ છે તેમ એમના જીવનવૃત્તાતની સામગ્રી આમા સગ્રહાઈ છે એ જ 'બે બોલ મા ગાધીજીએ લખ્યુ છે 'બાનો ભારે ગુણ કેવળ સ્વેચ્છાએ મારામા સમાઈ જવાનો હતો એ કાઈ મારી ખેચથી નહોતુ બન્યુ પણ બામાજ એ ગુણ સમય આવ્યે ખીલી નીકળ્યો હુ નહોતો જાણતો કે આ ગુણ બામા છુપાયેલો હતો મારા પ્રથમ કાળના અનુભવ પ્રમાણે બા બહુ હઠીલી હતી હુ દબાણ કરુ તોય તે પોતાનુ ધાર્યું કરતી તેથી અમારી વચ્ચે ક્ષણિક કે લાબી કડવાશે ય રહેતી પણ મારુ જાહેરજીવન જેમ ઉજ્જવળ થતુ ગયુ તેમ બા ખીલતી ગઈ અને પુખ્ત વિચારે મારામા એટલે મારા કામમા સમાતી ગઈ દિવસ જતા અમ થયુ કે મારામા અને મારા કામમા–સેવામા ભેદ ન રહ્યો તેમતેમ બા તેમા તદાકાર થવા લાગી આ ગુણ હિન્દુસ્તાનની ભૂમિને કદાચ વધુમા વધુ ભાવે છે ગમે તેમ હો, બાની ઉપલી ભાવનાનુ આ મને તો મુખ્ય કારણ લાગે છે'

આ જ વાતનુ આ પુસ્તક સદૃષ્ટાન્ત સમર્થન છે

પુસ્તકના બે મુખ્ય વિભાગો તે 'પ્રસગકથા' અને 'વાત્સલ્યમૂર્તિ બા' 'પ્રસગકથા મા શ્રી વનમાળા પરીખે ઐતિહાસિક દૃષ્ટિએ, ન્હો કે ચરિત્રનિરૂપણની દૃષ્ટિએ કસ્તુરબાના જીવન અને કાર્યની મુખ્ય મુખ્ય હકીકતો તારવીને આપી છે ગાધીજીમા અથવા એમના જીવનકાર્યમા સમાઈ ગએલા બાનો એમાથી સારો એવો પરિચય મળી રહે છે

ગાંધીજીના જ્યેષ્ઠ પુત્રે એક વાર ગાંધીજીને કહેલુ કે 'આ બાને પ્રતાપે જ તમે આટલા મોટા થયા છો.' ગાંધીજીએ તરત જ જવાબ આપેલો કે, 'એમા તો કાંઈ શક નથી' ચરિત્રકાર બહેને પણ લખ્યુ છે કે, 'કાવ્યપ્રકાશકાર મમ્મટે કવિતાના બોધ અથવા ઉપદેશને કાન્તાના ઉપદેશ સાથે સરખાવ્યો છે બાએ એ ઉપમાને બરાબર સાચી પાડી છે પોતાની નમ્રતાભરી સમજાવટ, સૌમ્ય આગ્રહ અને કશું ન વળે ત્યારે આંસુથી બાએ બાપુજીને મ્હોર બની જતા, કર્કશ બની જતા અને જાલિમ બની જતા રોકયા છે, એમને પ્રેમાળ અને રસાળ રાખ્યા છે'

પણ માનવી કસ્તુરબાનો સ્પર્શ તો 'બા સત્યમૂર્તિ બા' એ નામના બીજા ખંડમા થાય છે ડો સુશીલા નય્યરે એ આખોયે વિભાગ સ્વાનુભવને આધારે લખ્યો છે ને બાના વ્યકિતત્વના સઘળા લક્ષણો પ્રસંગો આપી આપીને એમણે ઉપસાવ્યા છે ૧૯૪૨ના ઓગસ્ટમા બાની ધરપકડ થઈ ત્યાથી માંડી તે આગાખાન મહેલમાં મૃત્યુએ એમને છોડાવ્યા ત્યા સુધીના પ્રસંગોએ જે વિસ્તાર રોકયો છે તે તો હૃદયદ્રાવક છે બાની શ્રદ્ધા, દૃઢતા, ભોળપણ, કવચિત ઉપજતી શંકા પાછુ સમાધાન દેશદાઝ ત્યાગપરાયણતા, ગાંધીજી પ્રત્યેનો તીવ્ર પ્રેમ, એમનો વ્યાપક માતૃભાવ એ સર્વનો-એમાથી પરિચય મળી રહે છે ને એક વિશ્વવંદ્ય વિભૂતિની સહધર્મ ચારિણીનુ પદ અપૂર્વ આત્મવિલોપનદ્વારા એમણે દીપાવ્યુ એ હકીકત સરવાળે તરી રહે છે

પુસ્તકને અંતે પૂરવણીમાના શ્રી દેવદાસ ગાંધી તેમજ શ્રી ગોશીબ્હેન કેપ્ટનના અંજલિરૂપ લેખો હૃદયસ્પર્શી છે આખુ યે પુસ્તક બાની જીવનકસ્તુરીને મ્હેકાવે છે

❀

**રચનાત્મક કાર્યક્રમ**—[લેખક ગાંધીજી અનુવાદક શ્રી ચંદ્રશંકર પ્રા શુકલ પ્રકાશક નવજીવન કાર્યાલય અમદાવાદ મૂલ્ય ત્રણ આના]

૧૯૪૧મા બહાર પડેલી પુસ્તિકાની આ ત્રીજી આવૃત્તિ છે ગાંધીજી રચનાત્મક કાર્યક્રમને સત્ય અને અહિંસામય સાધનો વડે કરેલી પૂર્ણ સ્વરાજની રચના કહે છે તત્કાલ એનાં તેર અંગો એમણે દર્શાવ્યા છે કોમી એકતા અસ્પૃશ્યતાનિવારણ દારૂબંધી ખાદી ગ્રામોદ્યોગો ગ્રામસફાઈ, પાયાની કેળવણી પ્રૌઢશિક્ષણ સ્ત્રીઓની ઉન્નતિ આરોગ્ય અને શૌચની કેળવણી રાષ્ટ્રભાષાનો પ્રચાર સ્વભાષાપ્રેમ અને આર્થિક સમાનતા કિસાનો મજૂરો વિદ્યાર્થીઓ અને આદિવાસીઓનો પ્રશ્ન પણ એમણે અલગ રીતે વિચાર્યો છે ને એમનો તેમજ સવિનયભંગનો રચનાત્મક કાર્યક્રમ સાથેનો સંબંધ પણ નિરૂપ્યો છે આ નાનકડી પુસ્તિકામા ગાંધીજીએ દલીલો કરીને સમજાવવાનુ માથે નથી લીધુ એમાત્ર અભિપ્રાયો ને આગ્રહો જ દર્શાવ્યા છે વીગતવાર સમજૂતી માટે રાજેન્દ્રબાબુની પુસ્તિકાની અપેક્ષા રહે જ છે નાની પણ આ પુસ્તિકા દેશને પૂર્ણ સ્વરાજને માર્ગે લઈ જતા ગાંધીજીના નેતૃત્વનુ સમર્થ ઉચ્ચારણ છે

યશવન્ત શુક્લ

## ભારતીય વિદ્યા ભવન
### પ્રથમ પદવીદાન સમારંભ

તા ૧૫ જુલાઈ '૪૫ ને રવિવારે સાંજે ભારતીય વિદ્યા ભવનનો પહેલો પદવીદાન સમારંભ શ્રી કનૈયાલાલ મુનશીના પ્રમુખપદે ઉજવાયો હતો ન્યા મૂ ઠાકુરે પદવીદાન વ્યાખ્યાન આપ્યું હતુ આરંભમા શ્રી મુનશીએ પ્રમુખપદથી બોલતા જણાવ્યુ હતુ કે ૭ વર્ષના ઇતિહાસમા ભવન પહેલી જ વાર નાનકડા વિશ્વવિદ્યાલય રૂપે પ્રકાશે છે ને એણે યોજેલી પરીક્ષાઓમા ઉત્તીર્ણ થયેલા વિદ્યાર્થીઓને પદવીઓ બક્ષે છે તે પછી સંસ્કૃત ભાષાના અભ્યાસને જીવત બનાવવાની જરૂરત પર ભાર મૂકતા શ્રી મુનશીએ જણાવ્યુ હતુ કે સંસ્કૃત એ ભારતીય સંસ્કૃતિનો શ્વાસ અને પ્રાણ છે એ એનુ પ્રેરણાસ્થાન છે જગતની સંસ્કૃતિઓમા આપણી સંસ્કૃતિને અગ્રસ્થાને બેસતી જોવી હોય તો આપણી વર્તમાન જરૂરતોને પોષતા એક પ્રચંડ બળ તરીકેનો સંસ્કૃત વિદ્યાનો સ્વીકાર આપણા જીવનમા કરવો જોઈશે એટલા માટે ગરીબ બ્રાહ્મણોના છોકરાને રોટલો રળાવવાના એક સાધન તરીકે, અર્થ પ્રત્યે સંપૂર્ણ દુર્લક્ષ્ય કરનારુ સંસ્કૃતનુ જે શિક્ષણ જૂની ઘાટીએ અપાઈ રહ્યુ છે તેમા ધરમૂળના ફેરફારો કરવા જોઈશે આગળ ચાલતા શ્રી મુનશીએ જણાવ્યુ હતુ કે, આપણુ રાષ્ટ્રીયત્વ એ કોઈ બહારથી આણેલો ને અહીં રોપીને એમેમજે ઉગાડેલો છોડ નથી તેમ એ કોઈ પરદેશી ભાવનાની વાદરનકલ નથી એ તો ભારતની પ્રતિભાનો નૈસર્ગિક વિકાસ છે ને એના મૂળ આ દેશની પ્રાચીનતમ સંસ્કૃતિમાં જડાયેલા પડ્યા છે જે સ્વાધીનતા માટે આજે આપણે ઝૂઝીએ ને ઝૂઝીએ છીએ તેનો પણ એટલો જ અર્થ છે કે જડવાદના વમળોમાથી માનવજાતને ઉગારવા માટેની કોઈ પ્રબળ જીવનરીતિમા આપણી સંસ્કૃતિનુ રૂપાન્તર કરવા માટેનું સામર્થ્ય અને અધિકાર એ સ્વાધીનતાદ્વારા આપણને મળે

ન્યા મૂ ઠાકુરે તે પછી પદવીદાન વ્યાખ્યાન આપ્યુ હતુ આરંભમા એમણે ભવનના હેતુઓ ને ભવનની સિદ્ધિઓની પ્રશંસા કરીને જણાવ્યુ હતુ કે એ સઘળુ એક જ વ્યક્તિના અથાક પુરુષાર્થને આભારી છે એમ નિ:સંશય કહી શકાશે એ વ્યક્તિ તે છે શ્રીયુત કનૈયાલાલ મુનશી ભવન જેવી સંસ્થાની કલ્પના એમને સૂઝી હતી, એનો વિકાસ પણ એમણે જ સાધી આપ્યો છે ને ઉત્સાહી વિદ્વાનોના સહકારથી એ કલ્પના ચરિતાર્થ પણ થઈ રહી છે કાશી વિશ્વવિદ્યાલયમા જે પ્રકારનુ સ્થાન પં માલવિયાજીનુ છે તે ભવનમા શ્રી મુનશીનુ છે એમ ટૂંકમા કહેવુ હોય તો કહી શકાશે

સંસ્કૃત ભાષાની શ્રેષ્ઠતાનુ નિરૂપણ કરતા એમણે જણાવ્યુ હતુ કે એ સર્વથા સર્વોત્કૃષ્ટ એવી મધુર દિવ્ય ગિર્વાણ ભારતી છે માત્ર રાષ્ટ્રભકિતથી પ્રેરાઈને જ નહિ પણ એનું આંતરિક સૌન્દર્ય માણવાના હેતુથી પણ એનો અભ્યાસ કરવો જોઈએ એટલુ જ નહિ એમાં જે કંઈ શ્રેષ્ઠ છે તે કંઠસ્થ કરવુ જોઈએ

ચંદ્રકપ્રદાન અને પદવીદાનની વિધિ ન્યા મૂ ઠાકુરના હસ્તે થઈ હતી

પ્રકાશક : ચંદ્રશંકર પ્રા શુકલ, ભારતીય વિદ્યાભવન, ૩૩ ૩૫ હાર્વે રોડ મુંબઈ
મુદ્રક પી આર સાવંત, એસોશીએટેડ એડવર્ટાઈઝર્સ એન્ડ પ્રિન્ટર્સ લિ., ૫૦૫ આર્થર રોડ, તારદેવ મુંબઈ

# ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા

સંપાદકો

ચીમનલાલ શાહ

ચન્દ્રકાન્ત મહેતા

પુસ્તક ૩ | સપ્ટેમ્બર ૧૯૪૫ | અંક ૧૨


## બે અપભ્રંશ શૈલીઓ*

'સંદેશરાસક'ની રચના થઈ તે સમય પહેલાં અપભ્રંશ ભાષાએ ક્યારનુંયે સાહિત્યિક જગતમાં પોતાનું મોટું સ્થાન—સંસ્કૃત, પ્રાકૃત, પૈશાચી જેવી સમૃદ્ધ સાહિત્યકૃતિઓ ધરાવનારું આદરણીય સ્થાન—પ્રાપ્ત કરી લીધું હતું. અપભ્રંશની એ સમયમાં બે શૈલીઓ રૂઢ થઈ ગઈ હતી, એક વિદગ્ધશૈલી અને બીજી મુગ્ધશૈલી. વિદગ્ધશૈલી એ લગભગ પ્રાકૃતના જેવી જ સુશ્લિષ્ટ અને સુગ્રથિત દૃઢપાશ વ્યાકરણાનુગામી હતી અને તેમાં મોટાં મોટાં પ્રૌઢ પદ્ધતિનાં મહાકાવ્યો અને બૃહદાખ્યાનોની રચના થતી હતી. મુગ્ધશૈલી મુગ્ધજનો જેવી જ સરળ અને સહજબોધ્ય ભાષાનુસારી અને વ્યાકરણના શિથિલપાશની અનુસારિણી હતી. આ સન્દેશરાસક એ મુગ્ધશૈલીની એક સરસ અને સુન્દર કૃતિ છે એમ આપણે કહી શકીએ. એની ભાષા અને ભાવ બન્ને જનભોગ્ય લક્ષ્યના બોધક છે. સદ્‌ભાગ્યે વિદગ્ધશૈલીની અપભ્રંશકૃતિઓ તો આપણને હવે ઘણા સારા પ્રમાણમાં ઉપલબ્ધ થઈ છે. પરંતુ દુર્ભાગ્યે આ મુગ્ધશૈલી કે જે આપણા ભાષાવિકાસના સ્વરૂપના અભ્યાસની દૃષ્ટિએ ઘણી વધારે મહત્વની અને ઉપયોગની છે તેની સામગ્રી અદ્યાવધિ નહિ જેવી જ આપણી જાણમાં આવેલી છે એ દૃષ્ટિએ આ રચના ઘણી આવકારદાયક લેખાવી જોઈએ

'સન્દેશરાસક'ની ભાષા જેમ મેં ઉપર સૂચવ્યુ છે તેમ વ્યાકરણના દૃઢપાશથી જકડાયલી નથી, પરંતુ તે સારી પેઠે શિથિલબંધનવાળી છે. એ વસ્તુસ્થિતિ સૂચવે છે કે જે વખતે અપભ્રંશ પોતાની અંતિમ જીર્ણાવસ્થા ભોગવી રહી હતી અને તેની પુત્રી જેવી નવી દેશભાષાઓ પોતાનું બાળપણ વટાવી રહી હતી તે વખતે આની રચના થઈ હતી. આ સમય તે, જેમ મેં પ્રારંભમાં જ જણાવ્યું તેમ, વિક્રમના ૧૨મા સૈકાનો ઉત્તરાર્ધ કે ૧૩મા સૈકાનો પૂર્વાર્ધ છે. બીજા શબ્દોમાં કહું તો અપભ્રંશભાષાના સંપૂર્ણ સ્વરૂપના અંતિમ વૈયાકરણી આચાર્ય હેમચન્દ્રનો જે બાળપણથી લઈ દેહવિલય સુધીનો જીવનકાળ તે જ બરાબર આ સમય છે. હેમાચાર્યનો વિ. સં. ૧૨૩૦માં સ્વર્ગવાસ થાય છે. એમના જીવનકાળ દરમ્યાન ખંભાત ખૂબ જ ઉન્નત અને ઉર્જિત અવસ્થામાં હતું. તે પછી તરત જ ગુજરાતની રાજસત્તા વિસ્ખલિત થાય છે અને તેને લીધે ખંભાતની સુસ્થિતિ પણ અદૃશ્ય થાય છે. હેમાચાર્યના મૃત્યુ પછી ૧૫–૨૦ વર્ષની અંદર જ શાહબુદ્દીન ગોરીની પંજાબ ઉત્તરભારતમાં એક પછી એક ચઢાઈઓ થાય છે અને પંજાબના હિન્દુરાજા અનંગપાળ, દિલ્હીનો મહામાન પૃથ્વીરાજ અને કનોજના રાષ્ટ્રકુટ જયચંદનાં સામ્રાજ્યો ધ્વસ્ત થાય છે, અને મુલ્તાન જેવું હિન્દ સંસ્કૃતિનું કેન્દ્ર નષ્ટભ્રષ્ટ થાય છે, ગુજરાત સાથે ઉત્તર પશ્ચિમ પ્રદેશોનો વ્યાપારિક સંબંધ છિન્નભિન્ન થાય છે એ સ્થાને વિષેની જ ગૌરવકથાનો આભાસ આપણને આ રાસમાંથી આવે છે. તેવી પરિસ્થિતિ તે સ્થાનો માટે તે પછી પાછી ઊભી થઈ જણાતી નથી તેથી હુ એમ અનુમાનું છું કે શાહબુદ્દીનના ઉદય પહેલા—પણ તેનાથી બહુ વહેલા નહિ એના સમયમા આ રાસની રચના થયેલી હોવી જોઈ એ:

જિનવિજય મુનિ

*ભારતીય વિદ્યાભવન તરફથી તાજેતરમા પ્રગટ થનાર, મુસ્લીમ અપભ્રંશ લેખક અબ્દુર રહમાન કૃત 'સંદેશરાસક'ના પુરોલેખમાથી

## પુસ્તક-પરિચય

**ધરતીની પુત્રી:**–[લિખક કિસનસિંહ ચાવડા; પ્રકાશક એન. એમ. ત્રિપાઠીની કંપની; મૂલ્ય બે રૂપિયા ]

રવીબાબુ તથા શરદબાબુની કૃતિઓના ભાષાન્તરદ્વારા અને 'કુમકુમ'નામક નવલિકા ગ્રન્થના લેખક તરીકે શ્રી કિસનસિંહ ગુજરાતી સાહિત્યના વાચકોને પરિચિત તો છે જ, પણ 'ધરતીની પુત્રી'માં એ પુસ્તકના પ્રસ્તાવનાલેખક શ્રી. રમણલાલ દેસાઈ કહે છે તેમ એઓ વાર્તાકવિતાના લેખક તરીકે–અર્થાત્ નવા જ સ્વરૂપમાં આપણી સમક્ષ રજૂ થાય છે પરંતુ આ આખું પુસ્તક વાંચી ગયા પછી, આ ગુજરાતી સાહિત્યમાં અપૂર્વ કે ચિર જીવગ્રથ છે વા, એ વર્ષનું ઉત્તમ પુસ્તક છે એવા મંતવ્યમાં આપણે સાથ પૂરાવી નથી શકતા, એટલું જ નહિ પરન્તુ, એને આપણે સારૂં પુસ્તક પણ કહી નથી શકતા. એને આપણે વાર્તા તરીકે જોઇએ, કે ગદ્યકાવ્ય તરીકે નિરખીએ, એની શૈલી પ્રત્યે નજર નાખીએ, પ્રસગોની પસંદગી તરફ કે ભાષા તરફ જોઇએ; ક્યાય પણ આપણને આનંદ થાય, એક સારું પુસ્તક વાચ્યાનો સતોષ થાય એવું કશુ જ એમાં મળતુ નથી. વાર્તા તરીકે એમાં સળગતા કે સુશ્લિષ્ટતા નથી, ઘટ પ્રસગગૂથણી નથી, પ્રસગોની પસદગીમાં કલાદૃષ્ટિ નથી, ને ક્યાંય ગતિ જણાતી જ. નથી. 'આખી વાર્તામાં એક જાતની ટાઢાશ, આદ્યન્ત લાગ્યાં જ કરે છે. એમાં પાત્રભેદ પણ નથી. લેખક, રામ, લક્ષ્મણ ને સીતા, ગુપ્તચર કે સીતાની દાસી બધાંય અલકારપ્રધાનશૈલીમાં વાત કરે છે–પુરાણનાં પાત્રો આવી કૃત્રિમ અને આડંબરી ભાષામાં બોલતાં હશે?—સીતાની દાસીની ભાષા જુઓ.—

'ઓ મારે મા! મેધાનો આવો મેરૂ તો જીવનમાં પહેલી જ વાર નીરખ્યો.!'

'અને મનીષાનો આવો મહોદધિ બાપ, પડીએ તો ડૂબી જ મરીએ અને તો ય તાગ ન લાગે'

'અને મોટા ક્રાન્તદર્શી મહર્ષિઓ પણ પોતાની સમસ્યાનો ઉકેલ શોધવા ત્યાં જતા હશે એમાં જરાય અતિશયોક્તિ નથી.' (પૃ. ૧૧–૧૨).

આ જ ભાષા બધાંય પાત્રોની છે. આને કોઈ ગદ્યકવિતા કહેવી હોય તો ભલે કહે. બાકી, કાકાસાહેબ, મેઘાણી કે મુનશી જેવી ગદ્યકવિતાની આ પુસ્તકની પ્રસ્તાવના વાંચી જે અપેક્ષા રાખે તે તો આ કૃત્રિમતા ને અસ્વાભાવિકતા જોઈ નિરાશ જ થવાનો.

•  •  •

પાત્રાલેખન તરફ દૃષ્ટિ નાંખતાં, રામાયણનાં પાત્રોની મહત્તા એમણે ઘટાડી નથી. હા! રાવણને એમણે માનવી તરીકે, પ્રણયવીર તરીકે ચીતર્યો છે, એ એક રીતે સારું કર્યું છે; રાવણને પણ પ્રજાને સઘળી રીતે સુખી કરવાની મહાત્ત્વાકાંક્ષા સેવતો બતાવ્યો છે, અને એ રીતે રાવણનું સમગ્ર આલેખન, માનવી જેવું થયું છે એ સારું, છતાંય રાવણની જે રામાયણમાં પ્રતિભા છે, જે ભવ્યતા છે, તે અહિં નથી. અહિં તો રાવણ અતિ સામાન્ય માનવી જેવો લાગે છે ને રામ પણ ખૂબ ઊર્મિલ છે. રામને વારંવાર મૂર્છા પમાડવાથી રામ પ્રત્યે વાચકની સહાનુભૂતિ આકર્ષી શકાશે એવી લેખકની માન્યતા હોય એવું લાગે છે. પણ, એ મૂર્છા વખતે પણ, આપણને લાગે છે કે, ક્યાં ભવભૂતિનો મૂર્છા પામતો કરુણમૂર્તિ રામ ને ક્યાં આ માંદલો દીપ્તિહીન, રામ! ને સીતા? એ તો શરૂઆતથી જ પ્રગલ્ભા લાગે છે. એના પ્રથમ પરિચયમાં લગ્નના ઉમેદવારોને મળતી, આજની કોઈ પ્રગલ્ભા કૉલેજ યુવતી જેવી એ લાગે છે લજ્જા કે સ્રીસહજ સુકુમારતા એનામાં લાગતી નથી. અને સીતાની પહેલી છાપ છેક છેવટ સુધી સીતા વિષેના આપણા મતપરિવર્તનની આડે આવે છે. રામ સીતાનો ત્યાગ કરે છે ત્યારે પણ સીતા લાગણીવિવશ બનતી નથી ને જે ધૈર્ય રાખે છે તેથી જરા નવાઇ લાગે છે. અને આપણને એમ પણ લાગે છે કે ક્યાં રામાયણની નમણી, ને માર્દવભરી સીતા ક્યા આ સીતા! આ પ્રમાણે લેખક કહે છે કે એમણે બધાં પાત્રોને માનવી ચીતર્યાં છે પણ એ માનવી પાત્રો, જાણે નિષ્પ્રાણ વ્યક્તિઓ હોય એવાં લાગે છે. ભાગીરથીને આત્મીય સ્વજન માનીને ઊર્મિભરી સીતા એને પોતાના અંતરની ગુપ્તવાત કહે છે ત્યારની સીતાની ઉક્તિ જુઓ. 'મારે એમાં રામની ભવ્યતા સંક્રાંત કરવી છે, આદર્શની આરત ભરવી છે, સન્નિષ્ઠાનુ સૌંદર્ય મૂકવુ છે. રઘુવીરની પ્રજ્ઞાનું પંકજ મારે એના અસ્તિત્વમાં ખીલવવુ છે. વાત્સલ્યની વિમળતા અને સૌજન્યની સુગંધે મારે એને રસવુ છે, આર્ય-પુત્રના વિરાગનો રાગ, અને રાગનો વિરાગ મારે એમાં સમાવરે [illegible]વવો છે...' ગર્ભવતી અને જ્યારે પતિએ અણધાર્યો [illegible] કર્યો હોય ત્યારે એવા મહા દુઃખમાં સીતા આવી કારી વાણી ઉચ્ચારે, ને એને શ્લેષાદિ રમત કરવાનું સૂઝે કેટલું અનૌચિત્ય છે। અને આવાં તો અનેક દૃષ્ટાન્તો ટાંકી શકાય.

લેખકની ભાષાની શિથિલતા તથા કૃત્રિમતાના થોડાં દૃષ્ટાન્ત લઇએ: 'અનુપરૂપ છટા' (પૃ. ૩). 'આપના સ્નેહ અને મમતાને હું વંદન કરું છું.' (પૃ. ૧૯). 'આંખોમાં થોડી લજ્જા તથા મસ્તી ભરીને' (પૃ. ૮). 'આંખોમાં હેતનું અમી ભરીને બાઈની પીઠ હાથ ફેરવતાં કહ્યું' (પૃ. ૨૪) 'અહીં પ્રકૃતિએ પોતાને હાથે પોતાની નમણી નકશી ઉતારી છે.' (પૃ. ૪૫). 'રાવણને નવી શામસ્યા લાગી' (પૃ. ૩૮). 'રામની ઉદાસી લક્ષ્મણથી ન સમજાઇ.' (પૃ. ૪૦) 'ભાઈ! હું તો સીતારામના જીવન-ઐક્યની જાન્હવીમાં રોજ સ્નાન કરીને ધન્ય થાઉં છું... કરુણા ક્રીકીની સેજમાં પથરાઈ' (પૃ. ૭૧).

શ્રી. કિસનસિંહે સમગ્રતા તરફ વિશેષ લક્ષ આપ્યું હોત, પ્રસંગની ચૂંટણી રસદૃષ્ટિએ કરી હોત, પાત્રભેદ આલેખી શક્યા હોત, ને ભાષા વિશેષ સ્વાભાવિક અને સરળ હોત, તો જરૂર આ એમની આ કૃતિ આપણી સારી કૃતિઓમાં સ્થાન પામત.

*  *  *

**રવીન્દ્રવીણા**:–[શ્રી. ઝવેરચંદ મેઘાણી; પ્રકાશક: ભારતી સાહિત્યસંઘ; મૂલ્ય. ૨–૮–૦ ]

શ્રી. મેઘાણીએ રવીબાબુની કવિતાના કરેલા આ સુંદર અનુવાદો વાંચતાં રવીબાબુની કવિતાનું ગુજરાતીમાં આપણને પ્રથમ આસ્વાદન કરાવનાર સ્વ. શ્રી. મહાદેવભાઈ આપણા સ્મરણમાં સ્વાભાવિક રીતે આવે જ. 'એકલો જાનેરે' ને 'ચિંતા કર્યે ચાલશે ના' એ બે ટાગોરનાં એમણે કરેલાં અનુવાદગીતો આપણા સાહિત્યમાં ચિરંજીવ રહેશે. શ્રી. મેઘાણીએ રવીન્દ્રવીણાની આવી વિદ્વત્તાપૂર્ણ, તેમ જ ઋજુ અને મોહક રીતે લખેલી પ્રસ્તાવનામાં મહાદેવભાઈના ઉલ્લેખની અમે અપેક્ષા રાખેલી. મહાદેવભાઈ પછી રવીબાબુની કાવ્યપ્રસાદીનું આસ્વાદન કરાવવાનું મોંઘું માન શ્રી. મેઘાણીને જાય છે. થોડા સમય પૂર્વે શ્રી. નગીનદાસ પારેખે 'ગીતાંજલિ'નો સુંદર અનુવાદ કર્યો છે. પણ એમાં ટાગોરનાં બધાં કાવ્યોનો કાવ્યનુવાદ નથી, છતાંય એમણે કરેલી સેવાનો ઉલ્લેખ અહીં કરવો જ જોઈએ. શ્રી. મેઘાણીની અચ્છી અનુવાદશક્તિની પિછાન તો ગુજરાતને ક્યારનીય થઈ હતી. એમની 'સોના નાવડી', 'અભિસાર', 'સાંતાલની નારી' વગેરે કાવ્યો આજે ગુજરાતમાં એમની મૌલિક કૃતિઓ જેટલાં જ જાણીતાં છે. અને 'ગુરુવંદના' પ્રગટ થઈ, ત્યારે જ, ટાગોરનાં અન્ય સુંદર કાવ્યો ગુજરાતીમાં વાંચવાની જે ઇચ્છા જાગેલી તે શ્રી. મેઘાણી આજે સંતોષી શક્યા છે, અને એ માટે આપણે એમનો આભાર માનવો જોઈએ.

આ અનુવાદમાં પ્રથમ આકર્ષક તત્ત્વ છે કાવ્યસંગ્રહનું નામકરણ. 'રવીન્દ્રવીણા' એ આમાંનાં કાવ્યો માટે કેટલું સુયોગ્ય નામ છે। એ કાવ્યોનાં માધુર્ય લાલિત્ય, અને હૃદયને ડોલાવનારી શક્તિ એ નામકરણદ્વારા બરાબર યથાર્થ રીતે વ્યક્ત થયાં છે. આ સંગ્રહની બીજી આકર્ષકતા એ ટાગોરનાં સંચયિતાનાં કાવ્યોની શ્રી. મેઘાણીએ રસદૃષ્ટિએ કરેલી પસંદગી છે. એમાં 'અભિસાર' જેવાં કથાકાવ્યો છે, 'ભારતતીર્થ' જેવાં મહિમાગાન છે, 'નવી વહુ' કે 'સાંતાલની નારી' 'સ્વર્ગેથી વિદાય' જેવાં ઊર્મિકાવ્યો છે 'મરવાવાળાનું આશ્વાસન' કે 'માવિહોણો' જેવાં કરુણ કાવ્યો છે, 'આવ ચાલી' 'બાહુ' જેવાં પ્રસ્તપ્રેમનાં કાવ્યો છે, 'જેડાની શોધ' જેવું હાસ્યરસનું કાવ્ય છે. આમ આમાં પૂરતી વિવિધતા મળી રહે છે. અને રવીબાબુની સંચયિતાના દરેક પ્રકારનાં કાવ્યોમાંથી પ્રતિનિધિકાવ્યો એમણે વીણ્યાં છે. એટલે રત્નસ્નાતની દૃષ્ટિએ જોઈએ, વિષયની દૃષ્ટિએ વિચારીએ છંદની દૃષ્ટિએ સ્પર્શીએ, કે વિચારવૈભવ તરફ લક્ષ આપીએ એમ ગમે તે દૃષ્ટિએ તપાસીએ તોયે પ્રેમાળી આપવી

'શાબાશી' મેળવે છે જ. આ કાવ્યોનું ત્રીજું આકર્ષકતત્ત્વ અનુવાદકે પ્રસ્તાવનામાં જ કહ્યું છે તેમ 'કાવ્યોની ગુજરાતીતા છે. એના છંદો, ભાષા, વાતાવરણ, કશું પણ રજમાત્ર અગુજરાતી નથી લાગતું. એ સોએ સો ટકા આપણી ભૂમિનો જ પરિપાક હોય એમ લાગે છે. એનું કારણ એમણે જ જણાવ્યું છે તેમ મૂળ કાવ્યો એમણે આત્મસાત કરીને ગુજરાતીમાં પોતાના આગવે સ્વરૂપે અવતાર્યાં છે તે છે. એમણે જે રવીબાબુ માટે કહ્યું છે તે એમને માટે પણ સાચું છે કે ઝાકળના બિન્દુએ સુરજદાદાને પોતાનામાં સમાવ્યા છે.

આમ છતાં, ક્યાંક અગુજરાતી શબ્દપ્રયોગો છે, જેમકે 'જાબદા' (પૃ. ૮). 'કનુ' (પૃ. ૧૩). 'ઢબ્બેરા' (૯૮), 'દોનું' (પૃ. ૭૦). 'દેરી નકર' (પૃ. ૭૫). 'અબ મેર ભરો' (પૃ. ૭૧). નવી વહુ કાવ્યમાં પણ જે કાખે ઘડો ઉપાડવાનો ઉલ્લેખ છે, ત્યાં 'કાખે' ને બદલે 'માથે' શબ્દ વાપર્યો હોત તો વાતાવરણ વિશેષ ગુજરાતી લાગત ને માત્રાનું પ્રમાણ પણ હમણાં છે તે જ રહેત. ગુજરાત સિવાય બીજે ક્યાંય માથે બેડું લેવાનો રિવાજ નથી બીજા બધા પ્રાંતોમાં કાખ પર જ ઘડો લેવાનો રિવાજ છે.

આ સિવાય 'અબ મેર ભરો' (પૃ. ૭૧). ખુલ્લા પગો નહિ તળવાય બીના (પૃ ૪૧). જેવી અસ્પષ્ટતા પણ ક્યાંક રહી ગઈ છે. પ્રેમડીયાં પ્રેમ ઘેલડીયાં (પૃ. ૯૧) જેવા પ્રયોગોમાં લાડવાચક શબ્દોનો ઉપયોગ, કે 'ચાદ ચડે' જેવા પ્રયોગો પણ ટાળી શકાયા હોત, એનો નિર્દેશ પણ અહિં કરવો જોઇએ.

આ તો માત્ર એમાં દોષ ખોળવાનો અથાગ પ્રયત્ન કરીએ તો જ આવું ક્યાંક જ મળી રહે. નહિ તો આ ગ્રન્થ આપણા કાવ્યગ્રન્થોમાં શ્રેષ્ટસ્થાન આપમેળે જ પ્રાપ્ત કરી લે છે. આપણે તો આશા રાખીએ કે રવીબાબુનાં વિશેષ કાવ્યોના આવા રમ્ય ને ઋજુ અનુવાદો મેઘાણી આપણને આપતા જ રહે.

**ચન્દ્રકાન્ત મહેતા**



# અપભ્રંશ ગદ્ય (?)

પ્રાપ્ત સાહિત્ય પરથી ને કાંઈક પરોક્ષ પ્રમાણો પરથી એવું અનુમાન કરવુ પ્રાપ્ત થાય છે કે અપભ્રંશ એ કાવ્ય-ભાષા જ હતી. અર્થાત્ અપભ્રંશ ગદ્ય જેવી કોઇ વસ્તુ અસ્તિત્વ જ ધરાવતી ન હતી. શ્રી. મધુસુદન મોદીએ બે-ત્રણ સ્થળે 'અપભ્રંશ ગદ્ય'નાં ટાંચણો આપેલાં છે. આમાંથી અપભ્રંશપાઠાવલિમાં 'ટિપ્પણી'ના પા ૮૭-૮૮ પર કુવલયમાલામાંથી આપેલો ફકરો ગદ્યમાં નહિ પણ અપભ્રંશ માત્રાછંદમાં હોવાનું મેં અન્યત્ર દેખાડેલું છે. અહીં પણ 'પ્રાચીન ગુજરાતી ગદ્ય અને તેની પૂર્વપીઠિકા' (બુદ્ધિપ્રકાશ, જુલાઇ-સપ્ટેમ્બર ૧૯૩૪, પા. ૨૫૭-૨૭૨) એ મૂલ્યવાન લેખમાં આપેલું અપભ્રંશ અવતરણ ગદ્યાત્મક નહિ પણ પદ્યાત્મક છે એ બતાવવાનો મારો આશય છે. ઉક્ત અવતરણ આપતાં પહેલાં પ્રાસ્તાવિક રૂપે શ્રી. મોદી કહે છે: 'અપભ્રંશમાં ચિત્રગદ્ય, સંસ્કૃતની અસર અને સામાન્યજનને કર્ણપ્રિય યમકમાંથી ઉત્પન્ન થયું હોવું જોઇએ. અત્યાર સુધી અપભ્રંશ ગદ્યનો દાખલો કોઇ વિદ્વાને જણાવ્યો હોય એમ મારી જાણમાં નથી. આ ગદ્ય લખાણનો ટુકડો મને પાટણ-સંઘવીના ભંડારમાંથી મળ્યો હતો. તે હું નીચે આપું છું.' (ઉક્ત લેખ, પા. ૨૬૮). આટલા શબ્દો સાથે જે ઉદ્ધરણ આપેલું છે તે તપાસતાં છંદબદ્ધ હોવાનું માલૂમ પડે છે. પદ્યાત્મક રીતે ગોઠવતાં તે આ પ્રમાણે છે :—

मायंगु सपत्तु    अचत मयमत्तु
महुव्व गज्जंतु    सेलुव्व पज्झ(झ)रतु
गिरिसेल पाडतु    मदिरइ साडतु
सरवरइँ फोडतु    ××× यर मोडतु
गिरिओ (?) डोहतु    जणु सयलु खोहंतु
पडिकराडि जोवंतु (?)    नारियणु मोहतु
बहुजीव नासतु    हयथट्ट ता[सतु]
अइवेगि धावंतु    धर थरथरावतु
घम्मंतु खलतु    घुम्मतु तम्मंतु
दारतु मारतु    चूरतु चूरतु
विंधतु रुधतु    पाडतु [सा]डतु
तोडंतु रोडतु    ऊोडतु विहडंतु
सियदतु अहतु    अच्चतु बलवतु
नामेण ससिक्तु    पुरि भमइ विक्कतु

[घत्ता] तेण गइदेण (?) कयकडमरेणॅ विहिउ पुरिहि हल्लोहलउ।
नं मुरेणॅ दुट्ठेण अइरुद्दि(द्दे)ण आढत्तउ नयरिहिँ पलउ॥
(पत्तो सहामडवं)

આમાં કડવકનો દેહ એ (૫+૫=)૧૦ માત્રાના છંદની બબ્બે પ્રાસબદ્ધ પંક્તિઓથી બંધાયેલો છે. આ માત્રબંધ અપભ્રંશમાં સામાન્ય પ્રચારમાં છે ઉ. ત પુષ્પદંતે મહાપુરાણ માં ૧૧, ૩૩; ૨૪, ૧૨; ૨૮, ૩૬ વગેરે સ્થળે આ જ છંદ પ્રયોજ્યો છે. સંભવત. સ્વયંભૂનો लल(लि?)अअ (ललितक?) ને હેમચંદ્રનો ચારુ એ આ જ છંદ લાગે છે. કડવકને અંતેની ઘત્તા ષટ્પદી જાતની ઘત્તા છે, અને તેનું માપ ૯+૮+૧૩ છે. આ ઘત્તામાં વપરાયેલો બંધ પણ ઘણો જાણીતો છે. એટલે ચર્ચાપ્રાપ્ત અપભ્રંશ અવતરણ એ એક ગદ્યનો ટુકડો નહિ, પણ છંદોબદ્ધ કડવક છે એ નિઃસંદેહ.

બાકી રહે છે અપભ્રંશપાઠાવલિમાં આપેલું कुवलयमालानुं લાંબું ઉદ્ધરણ. આ ઉદ્ધરણની ભાષા દેખીતાં જ પ્રાકૃતપ્રચુર અને સારી રીતે કૃત્રિમ છે. આના ખરા સ્વરૂપનો નિર્ણય તો એ ગ્રંથ પ્રસિદ્ધ થાય ત્યારે જ કરી શકાય, પણ કદીકને એ ખરે ગદ્ય જ નીકળે તોપણ તેનું મૂલ્ય એક કૌતુક–Curio–થી વધારે નહીં હોય એટલું ચોક્કસ લાગે છે. ગદ્યાત્મક સળંગ અપભ્રંશકૃતિ રજૂ ન કરી શકાય ત્યાં સુધી તો 'અપભ્રંશ ગદ્ય'નું અસ્તિત્વ કલ્પિત જ ગણવું રહ્યું.

**હરિવલ્લભ ભાયાણી**

## શબ્દચર્ચા

### खण

'ફાલ્ગુની'ના પહેલા અંકમા સુરત તરફના 'થોડા ખણ' જેવા પ્રયોગમા જે 'ખણ' શબ્દ છે તેની વ્યુત્પત્તિ પ્રો. શાન્તિલાલ વ્યાસે તપાસી છે, જેના વિશે અહીં કેટલુંક લખવાની રજા લઉં છુ

પ્રો વ્યાસ 'ખણ' ને સં चन (किंचन कदाचन વગેરેમા મળે છે તે चन) માથી વ્યુત્પન્ન કરે છે પણ તેમણે નોધ્યુ છે કે આ 'ખણ' સં खण्ड ઉપરથી પણ વ્યુત્પત્તિ થઈ શકે તેઓ લખે છે, 'વર્ણવિકારની દૃષ્ટિએ આ વ્યુત્પત્તિ (એટલે चन-માથી કરેલી) સારી પેઠે સમ્ભવિત છે, છતા અર્થદૃષ્ટિએ चन માથી खण વ્યુત્પન્ન થવાનો સભવ મને વધારે લાગે છે' મારે નોધવુ જોઈએ કે 'ખણ' નુ મૂળ चन નહીં પણ खण्ड જ છે એના વિશે વધુ ચર્ચામા ઊતર્યા વગર જ આટલુ નોધુ છુ

(૧) સુરત બાજુ 'ખણ' લગભગના અર્થમા વપરાય છે

(૨) કચ્છમા પણ 'ખણ' એ જ અર્થમા વપરાય છે

આ બન્ને વાત શ્રી જિજ્ઞાસુએ પોતાના મૂળ પત્રમા નોધી છે

(૩) સિંધીમા પણ આ 'ખણ' खनના રૂપમા વપરાય છે કેપ્ટન સ્ટેકની સિન્ધી-અંગ્રેજી ડીક્શનેરીમા खन વિશે આમ લખ્યુ છે

खनु s m [1] A piece of bread *adv* About, more or less (used after numbers or measures thus, सउ खनु[2] About one hundred सेर खनु One seer more or less )

(૪) ઉપરાંત કાઠિયાવાડમા હાલાર બાજુ 'ખણ'ને બદલે "ખંડ" શબ્દ એ જ અર્થમા વપરાય છે એમ મારો પોતાનો અનુભવ છે દા. ત શેર ખંડ (લગભગ એક શેર), બસો ખંડ (લગભગ બસો) જેવા પ્રયોગો હાલાર બાજુ ચાલુ છે વળી બોલીભેદે આ ખંડને ખાંડ પણ કહે છે, જેમકે શેર ખંડ-ખાંડ

આટલી વાત જાણ્યા પછી વર્ણવિકાર તેમ જ અર્થવિકાર બન્નેની દૃષ્ટિએ આ ખન-ખણ-खण्डમાથી કેમ આવે છે તે સમજવુ અઘરુ નહીં પડે ખણ્ડ અને ખંડ તો બન્ને એક જ રૂપ છે खण्डનો અનુનાસિક અનુસ્વારમા ફેરવાઈને ખંડ બન્યા પછી, એ અનુસ્વાર ગૌમણ બને ત્યારે 'ખાંડ' બને હાલારમા ખંડ-ખાંડ વપરાય છે તે આ 'ખણ'ની વ્યુત્પત્તિ खण्ड માથી જ છે તે બતાવે છે

[illegible] અર્થ [illegible] એટલે [illegible] મૂળ [illegible]

થાય અને વળી कन નો ખણ થવા માટે એ 'ક'નો 'ખ' થવો જોઈએ મૂળ चन મા કે તેના રૂપાન્તર कनમા મહાપ્રાણનુ તત્ત્વ છે જ નહીં, જેથી कन ના ક નો ખ થઈ જાય પણ કનો ખ થવાનો સમ્ભવ ગણીએ તોપણ મારે એક મુદ્દો રહે છે

ક વર્ગ અને ચ વર્ગ વચ્ચે સ્થાનાન્તરનો સબધ છે ક વર્ગને ચ વર્ગમા ફેરવવાના દૃષ્ટાન્તો મળે છે તેના પ્રમાણમા ચ વર્ગને ક વર્ગમા ફેરવવાના દૃષ્ટાન્તો બહુ જ વિરલ છે એને સામાન્ય ઉત્સર્ગ ગણવાનુ મન થાય એટલા વ્યાપક અને અસંદિગ્ધ એ દૃષ્ટાન્તો નથી

દા ત વેંચવુંમાથી વેંકવુ થાય છે એમ કહીને એમા ચ માથી ક થયો છે એમ આપણે કહીએ પણ મને એ વાત સંદિગ્ધ લાગે છે આપણા ભાષાશાસ્ત્રના અભ્યાસમા વ્યુત્પત્તિ સિદ્ધ કરતા, સંસ્કૃત-પ્રાકૃત-અપ-અને અર્વાચીન ભારતીય ભાષા એવો ક્રમ આપણે સ્વીકારીએ છીએ પણ એક વાત આપણે ભૂલવી જોઈએ નહિ. શિષ્ટ સંસ્કૃત પોતે મૂળ પ્રાથમિક પ્રાકૃત (વૈદિક સંસ્કૃતના બોલાતા રૂપ)માથી વ્યુત્પન્ન થયુ છે તો કેટલાય દાખલામા એમ પણ બને કે પ્રાથમિક પ્રાકૃતમાથી, સંસ્કૃતની અસર વગર જ શબ્દો સીધા અર્વાચીન ભારતીય ભાષામા ઊતરી આવ્યા હોય. એક દૃષ્ટાન્ત આપુ આપણે ત્યા પ્રાન્તભેદે ક્યા અને ચ્યા, કયમ અને ચ્યમ એવા રૂપો મળે છે તેમ વેંચવુ અને વેંકવુ, અને પહોંચવુ અને પહોંકવુ એમ પણ રૂપો છે તેમાથી પહેલા [illegible]

[illegible]

શિષ્ટ ગુજ વેંચવુ માથી પ્રાન્તીય ગુજ વેંકવુ ઊતરી આવ્યુ છે કે શિષ્ટ ચ્યમમાથી ક્યમ, શિષ્ટ પહોંચવુ માથી પહોંકવુ વગેરે ઊતરી આવ્યા છે તો મારે કહેવુ જોઈએ કે એ બરાબર નથી ઊલટુ વેંચવુ-વેંકવુ જેવા દાખલામા તો વેંકવુ મૂળ વિકાને વધુ નજીક છે તો એમ ન કહીએ કે વેંકવુ માથી વેંચવુ થયુ છે? પ્રાન્તીય રૂપો શિષ્ટ રૂપો ઉપરથી જ ઉદ્ભવ્યા છે એવો કોઈ નિયમ નથી પણ મારુ આ વિષયમા કઈક જુદુ જ ધારવુ છે

મૂળ ઈન્ડો યુરોપિયન બોલીમા ક અને ચના મિશ્રિત તત્ત્વનો બનેલો કોઈ કંઠ્ય-તાલવ્ય ઉચ્ચાર હશે, જેમાથી અમુક બોલીમા ક થયો અને અમુકમા ચ થયો. મૂળ એન્સમાથી એન, એત એસ એક વારે કેમ થયા છે તે મે અન્યત્ર બતાવ્યુ છે[4] એટલે આવા ઉચ્ચારભેદોમા ક્રમિક વિકાસ માની એને ઉત્સર્ગનુ રૂપ આપી દેવુ મને યોગ્ય લાગ નથી હુ એમ નથી કહેતો કે ચ-ક કે ક-ચનો પરસ્પર વ્યત્યય થતો જ નથી એવુ સ્થાનાન્તર થયુ હોવાનો સભવ છે જ, કેમ જે, આપણે ગુજરાતીમા તો સ્થાન ફેરવી બોલીએ છીએ પણ મૂળ સંસ્કૃતમા ક વર્ગ (કંઠ્ય) પછી તરત જ ચ વર્ગ (તાલવ્ય)નુ સ્થાન હતુ એટલે એ બે વચ્ચે સ્થાનાન્તર થવાનો સભવ છે પણ જે દૃષ્ટાન્તો આપણી પાસે છે તેમાથી ઘણા ખરામા ક્રમિક વિકાર કરતા મૂળ મિશ્રિત ઉચ્ચારમાથી બે જુદા જુદા ઉચ્ચાર ઉદ્ભવ્યા હોવાનો સભવ મને વધુ યોગ્ય લાગે છે

જે પ્રયોગ, કચ્છમા મળે છે તે જ, ગુજરાતના બીજા ભાગોમા મળતો નથી અને સુરતમા મળે છે એની સમજુતી શી હશે એમ શ્રી જિજ્ઞાસુએ પૂછ્યુ છે ખરી રીતે સુરતની બોલીમા એવા અનેક પ્રયોગો છે, જે ગુજરાતના બીજા ભાગોમા નથી મળતા છતા કાઠિયાવાડના ઉત્તર ભાગમા તેમ કચ્છમા કે સિંધમાં મળે છે આનુ કારણ તો એ બોલી બોલની પ્રજાનુ દેશાટન જ હોવુ જોઈએ સભવ આમ લાગે છે (૧) સિંધમાથી કચ્છમા થઈ અમુક ટોળા ઉત્તર કાઠિયાવાડમા આવ્યા અને ત્યાથી એક ટોળુ દરિયાવાટે સુરત ગયુ અથવા (૨) ઉત્તર કાઠિયાવાડમા ગયા વગર જ કચ્છમાથી સીધુ કોઈ ટોળુ સુરત બાજુ ગયુ હોય પણ આ બાબતની ઐતિહાસિક તપાસ કરવાની જરૂર છે ત્યા સુધી સત્ય જણાશે નહિ.

ડોલરરાય ર. માંકડ

---

[1] s=substantive m=masculine

[2] खनु માનો उ તો મૂળ પ્રથમા એકવચનના પ્રત્યયનો અવશેષ છે, એટલે શબ્દ પોતે खन જ છે

[3] આથી મૂળ શબ્દ પુલ્લિંગ નામ હતો એમ સૂચવાય છે खन સાથે એ સંગત નહીં થાય

[4] જુઓ 'બુદ્ધિપ્રકાશ' ઓક્ટોબર-ડિસેમ્બર ૧૯૪૧

પ્રકાશક ચન્દ્રકાન્ત મહેતા, ભારતીય વિદ્યાભવન, ૩૩-૩૫, હારવે રોડ, મુંબઈ ૭
મુદ્રક પી. આર સાવંત એસોશીએટેડ એડવર્ટાઈઝર્સ એન્ડ પ્રિન્ટર્સ લિ, ૫૦૫, આરથર રોડ તારદેવ, મુંબઈ ૭

પરિષદ સંમેલન અંક

# ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા

સંપાદકો
ચીમનલાલ શાહ
ચન્દ્રકાન્ત મહેતા

પુસ્તક ૪ | નવેમ્બર-ડિસેમ્બર ૧૯૪૯ | અંક ૧

## રાજકોટમાં ત્રણ દિવસો

### સોળમા પરિષદ સંમેલનનો અહેવાલ

**સંમેલનનો ઉત્સવ :—**

ઓક્ટોબરની તારીખો ૧૮, ૧૯ ને ૨૦ રાજકોટના ઇતિહાસમાં ચિરંજીવ રહેશે. વર્ષો પછી રાજકોટે પરિષદને પોતાને આંગણે નોતરી હતી ને એ નોતરાનો જે ઉમળકાભર્યો સ્વીકાર થયો હતો, તે તો, ગુજરાત ને બૃહદ્ ગુજરાતમાંથી એક બાજુ મુંબઈ, પૂના તો બીજી બાજુ કરાંચીથી ઉમંગભેર આવેલા બસો જેટલા સાહિત્યકારોનો મેળો જ કહી આપતો હતો. સાહિત્યકારો એકબીજાને મળી શકે, તે માટે પ્રમુખ, ઉપપ્રમુખ ને વિભાગીય પ્રમુખો સિવાય બીજા બધા સાહિત્યકારો માટે એક જ ઉતારો રાખવામાં આવ્યો હતો. એમના આમંત્રણને માન આપી દૂર દૂરથી આવેલા મહેમાનોને કાઠિઆવાડની મહેમાનગીરીનો સ્વાદ ચિરસ્મરણીય રહી જાય, એવી સગવડો સ્વાગતસમિતિએ મહિનાઓથી રાત ને દિવસ ખૂબ જહેમત ઉઠાવીને કરી હતી. ખાવા પીવાની વ્યવસ્થા તો, શ્રી જ્યોતીન્દ્ર દવેએ કરેલી પાદપૂર્તિ પ્રમાણે આ રેશનીંગના જમાનામાં, મહેમાનોને

"પાછી આવી પળ નહિ મળે જિંદગીમાં કદીએ"

એમ ઘડીક તો થાય એટલી બધી પરિપૂર્ણ ને ઉમદા હતી. સ્વાગતસમિતિએ ધારેલું તેના કરતાં બેથી ત્રણ ગણા મહેમાનો આવ્યા તોપણ, સ્વાગતસમિતિના સભ્યોએ નથી પોતાની મૂંઝવણ જરાયે વ્યક્ત થવા દીધી, નથી કોઈની પ્રત્યે જરાય અભદ્રતા દર્શાવી, નથી કશી વાતની અગવડ પડવા દીધી કે ઊણપ જણાવા દીધી. પણ સ્વસ્થ રીતે બધાની પાસે વાહવાહ ઉચ્ચારાવે એવી રીતે પોતાને આંગણે આવેલો પ્રસંગ ઉકેલ્યો હતો.

આ સંમેલનની ચિરસ્મરણીય વિશેષતા એ હતી કે, કાઠિઆવાડના લોકસંગીતની ને લોકનૃત્યની જે અનોખી કલા છે, તેનું પ્રત્યક્ષ દર્શન અને શ્રવણ થાય તે માટે સ્વાગતસમિતિએ દૂર દૂરને ગામડેથી કળાકારોને બોલાવ્યા હતા. ભક્તકવિ દુલાકાગનાં ને શ્રી. મેઘાણીનાં લોકગીતો, હમચીનો રાસ, ટીપણીનું નૃત્ય, મુખમાંથી બંસરીના સૂરો કાઢતા ગઢવી, વગેરે રંજનના કાર્યક્રમો, પરિષદમાં, સંમેલનમાં ભાગ લેનાર દરેકને રાજકોટનો ફેરો સફળ થયો તેની ખાત્રી કરાવે એવા હતા.

આગલે દિવસેથી મહેમાનોની ભરતી થવા માંડી હતી. ધર્મેન્દ્રસિંહજી કોલેજની હોસ્ટેલો—કે જેનો અતિથિગૃહ તરીકે ઉપયોગ કરવામાં આવ્યો હતો, તે ૧૭મી ની સાંજે તો આખી ભરાઈ ગઈ હતી. પરિષદના વરાયલા પ્રમુખ પ્રો. રામનારાયણ પાઠક, તથા શ્રી. હીરાબહેન પાઠક અને પરિષદના મંત્રી શ્રી ચીમનલાલ શાહ બપોરની ટ્રેનમાં રાજકોટ આવ્યા, ને ડૉ. યાજ્ઞિક તથા અન્ય સ્વાગતસમિતિના સભ્યોએ ફૂલહારથી તેમનું સ્વાગત કર્યું હતું. સાંજે શ્રી મુનશી, શ્રી. લીલાવતી મુનશી, શ્રી. શ્રીવરાણી વગેરે આવ્યા હતા. તેમનું સ્વાગત પણ ડૉ. યાજ્ઞિક અને અન્ય સ્વાગતસમિતિના સભ્યોએ ફૂલહારથી કર્યું હતું.

૧૭મીની સાંજે કોનોટ હોલમાં, રાજકોટ સાહિત્યસભાના આશ્રયે ડૉ. હરિપ્રસાદ દેસાઈના પ્રમુખપદે

શ્રી કનૈયાલાલ મુનશીએ ગુજરાતની અસ્મિતાપર વ્યાખ્યાન આપ્યું હતું, ત્યારથી જ રાજકોટમાં સાહિત્ય સત્રનો અવિધિસરનો પ્રારંભ થયો ગણી શકાય. આખો હૉલ ચીકાર ભરાઈ ગયો હતો. એટલું જ નહિ પણ રાજકોટની જનતા શ્રી મુનશીને આવતા મોડું થયું હોવાથી ત્રણચાર કલાક ધીરજ રાખીને વ્યાખ્યાનોની રાહ જોઈ બેસી રહી હતી. પરિષદના વરાયેલા પ્રમુખ પ્રો. રામનારાયણ પાઠકે પણ હાજરી આપી હતી, અને એઓએ પણ તે પ્રસંગે ટૂંક વ્યાખ્યાન આપ્યું હતું.

**પ્રારંભ—પહેલે દિવસે :—**

૧૮ મીએ સવારે નવ વાગે મધ્યસ્થ સભાની એક બેઠક ધર્મેન્દ્રસિંહજી કૉલેજ હૉલમાં શ્રી કનૈયાલાલ મુનશીના પ્રમુખપણા હેઠળ મળી હતી. તેમાં શ્રી કનૈયાલાલ મુનશી, શ્રી લીલાવતી મુનશી, પ્રો. રામનારાયણ પાઠક, પ્રો. રવિશંકર જોશી, પ્રો. અનંતરાય રાવળ, શ્રી મોતીચંદ કાપડીઆ, શ્રી ચીમનલાલ ચકુભાઈ શાહ, શ્રી લલિતજી તથા શ્રી રવિશંકર રાવળ હાજર હતા.

સભાની બેઠક શરૂ થતા શ્રી ચીમનલાલ શાહે ઑડિટ થયેલો છપાયેલો હિસાબ મધ્યસ્થસભાની સમક્ષ રજૂ કર્યો હતો ને તે સર્વાનુમતે મંજૂર થયો હતો. ત્યાર પછી પરિષદ પ્રવૃત્તિનો બે વર્ષનો અહેવાલ—વડોદરા સંમેલનથી રાજકોટ સંમેલન સુધીનો (જે આ પત્રિકામાં અન્ય સ્થળે છપાયો છે) રજૂ કર્યો હતો. ત્યાર બાદ બંધારણની કલમ ૫૫ની રૂએ મુજબ પરિષદની વિષયવિચારણી સમિતિમાં ૫૦ ટકાથી ઓછા સભ્યો હોય તો ખૂટતા સભ્યો નિયુક્ત કરવાની પ્રમુખને સત્તા આપતો ઠરાવ પસાર થયો હતો.

ત્યાર બાદ વિષયવિચારણી સમિતિમાં મૂકાનારા ઠરાવો વિષે સામાન્ય ચર્ચા થઈ હતી. તેમાં શોકના ઠરાવો, લોકગીતોના રેકોર્ડીંગ વિષેનો, 'ગુજરાત' માસિક પુનર્જિવિત કરવા માટેનો, કેન્દ્રમાં સ્થપાયેલી રાષ્ટ્રીય સરકારને અભિનંદન આપવા વિષેનો, અમદાવાદ ને રાજકોટમાં રેડિયો સ્ટેશન વિષેનો વગેરેની રૂપરેખા નક્કી થઈ હતી.

ત્યાર બાદ સવા દશ વાગે એ જ સ્થળે પરિષદના સામાન્ય સભ્યોની એક બેઠક મળી હતી. તેમાં મધ્યસ્થ સભાએ મંજૂર કરેલો પરિષદનો ઑડિટ થયેલો હિસાબ, તથા પરિષદની બે વર્ષની પ્રવૃત્તિનો અહેવાલ મંજૂર થયા હતા, ને બીજું કંઈ કામ ન હોવાથી સામાન્ય સભાની બેઠક બરખાસ્ત કરવામાં આવી હતી.

સાંજે પાંચ વાગે પરિષદ સંમેલન માટે ખાસ બંધાવેલા વિશાળ ને સુશોભિત, તથા સુન્દર રીતે શણગારાયેલા મંડપમાં સંમેલનની શરૂઆત થઈ હતી. આખા મંડપમાં લોકો માતા નહોતા. જાણે આખું રાજકોટ ઉમટ્યું હોય, એમ લાગતું હતું. ગુણવંતી ગુજરાતનો જયોચ્ચાર કરીને, ને સરસ્વતીના તનુજનું સ્વાગતગીત ગાયા પછી સ્વાગતાધ્યક્ષ રાજકોટના ઠાકોર સાહેબની નાદુરસ્ત તબિયતને લીધેની ગેરહાજરીનો ઉલ્લેખ કરી ઠાકોર સાહેબે મોકલેલું નીચેનું મંગળ પ્રવચન વાંચી સંભળાવ્યું હતું.

**ગુજરાતનાં સાહિત્યરસિક સજ્જનો અને સન્નારીઓ :—**

'રાજકોટને આંગણે આપ સૌને આવકાર આપતા મને ઘણો આનન્દ થાય છે.

ઈ. સ. ૧૯૦૯ માં રાજકોટમાં ગુજરાતી સાહિત્ય પરિષદનું સંમેલન મળેલું. એ વખતે અમારા સ્વર્ગસ્થ પૂજ્ય પિતાશ્રી લાખાજીરાજ સાહેબે ઘણા ઉત્સાહ પૂર્વક ભાગ લીધેલો અને પોતાને ત્યાં પધારેલા નામાંકિત વિદ્વાનોનો સત્કાર કરેલો. એ પરિષદમાં આપ સૌ જાણો છો તે પ્રમાણે દિ. બા. અંબાલાલ સાકરલાલ દેસાઈના અધ્યક્ષપદ નીચે ગુજરાતના સાહિત્યકારોએ ત્રણ દિવસ સુધી સાહિત્યપર્વ ઊજવેલું. સ્વર્ગસ્થ રમણભાઈ નીલકંઠ, સ્વ. સાક્ષરશ્રી કેશવલાલ હ. ધ્રુવ, અને દિ. બા. પ્રો. બળવંતરાય ઠાકોર જેવા વિદ્વાનોએ એ પરિષદને શોભાવેલી. ગોંડળના સ્વ. નામદાર મહારાણી સાહેબ તથા સ્વ. મહારાજા સાહેબે પણ એ અધિવેશનમાં પધારીને સંમેલનને વિભૂષિત કર્યું હતું.

આજે સાડત્રીસ વર્ષ પછી ફરી પાછું એ જ પરિષદનું અધિવેશન રાજકોટમાં મળે છે. અત્યારે મારા પૂજ્ય પિતાજી કે ગોંડળના નામદાર મહારાજા અને મહારાણી સાહેબ આપણી વચ્ચે નથી. પણ ગોંડળના રાજકુટુમ્બનો પ્રેમ આ અધિવેશન પર પણ એવો ને એવો જ રહ્યો છે એ જાણીને મને

ઘણો આનન્દ થાય છે અત્યારે આપણી વચ્ચે શ્રી કનૈયાલાલ મુનશી દિ બા કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી શ્રી નાનાલાલ ચમનલાલ મહેતા, ડૉ કે જી નાયક વગેરે વિદ્વાનો હાજર છે અને પ્રો રામ નારાયણ વિશ્વનાથ પાઠક જેવા વિદ્વાન તો આ સમેલનના પ્રમુખપદેથી પરિષદના કાર્યને દોરવણી આપવાના છે આ ઉપરાંત ગુજરાતના અનેક કવિઓ વિવેચકો અને વિદ્વાનો આ સંમેલનમા આવ્યા છે, તે જાણીને હુ ઘણો આનન્દ પામુ છુ

શ્રી ધર્મેન્દ્રસિંહજી કૉલેજના વિશાળ ચોગાનમા આપ સૌ મળો છો એ મારે માટે સવિશેષ આનન્દની વાત છે મારી તબિયત અસ્વસ્થ હોવાને લીધે હુ જાતે આ પ્રસગે હાજર રહીને આપ સૌનુ સ્વાગત નથી કરી શકતો તેનો મને ખેદ થાય છે પણ મને ખાતરી છે કે મારા વતી પ્રિ ડૉક્ટર રમણલાલ યાજ્ઞિક આપને અન્ત કરણપૂર્વક આવકાર આપશે અને આપનુ યોગ્ય સ્વાગત કરશે

આ જાતના સમેલનોમા સાહિત્યકારો એકબીજાને મળે એકબીજા સાથે વિચારોની આપલે કરીને સાહિત્યના સર્વદેશીય વિકાસ માટેની યોજનાઓ ઘડે એટલુ જ નહિ પણ સામાન્ય પ્રજાજનોને સમર્થ સાહિત્યકારોના દર્શનનો અને વાણીનો લાભ મળે એ પણ ઇચ્છવાયોગ્ય છે

આખા જગતની જેમ અત્યારે આપણા દેશમા પણ મહાન પરિવર્તન થઈ રહ્યુ છે એ વખતે દેશની જનતાને યોગ્ય માર્ગદર્શન આપવાની જવાબદારી કેળવણીકારોની જેમ સાહિત્યકારોની છે.

આપ સૌને હુ ફરીથી અન્ત કરણપૂર્વક આવકાર આપુ છુ"

**સ્વાગત પ્રમુખનુ ભાષણ :—**

ત્યાર પછી સ્વાગતાધ્યક્ષ ડૉ રમણલાલ યાજ્ઞિકે પોતાનુ ભાષણ વાચી સભળાવ્યુ હતુ એમાથી થોડોક ભાગ અત્રે ઉતાર્યો છે

જે રાજકોટમા આપે પગલા કર્યા છે તે ઐતિહાસિક ભૂમિ છે છેક છેલ્લા મહાત્માજી ને સરદાર વલ્લભભાઈ સપ્રાપ્ત ઇતિહાસ ૧૯૩૮–૩૯ મા લડતા શરની માફક આ અમારા દેશ ભાગની ભૂમિમાથી પસાર થયેલ એ કોણ નથી જાણતુ? પરતુ આજ આપને એક બે એથી વિશેષ પ્રાચીન સ્મરણો તાજા કરાવવા ધારુ છુ, જો કે સમસ્ત કચ્છ કાઠિયાવાડની ભૂમિમા સ્થળ સ્થળમા શૂરના ઇતિહાસ કેવા મોહાય છે તે રોમાચક રીતે રજૂ કરવાનો હક તો મેઘાણીભાઈનો જ છે સ ૧૬૪૮ (ઈ સ ૧૫૯૨) ના શ્રાવણ વદ આઠમની આ વાત છે ધ્રોળ પાસે એક નાની વાડ તળે એક ભૂચર નામના રજપૂતનુ ઘણુ ભરવાડો ચારતા હતા આ ભૂચરમોરીનુ યુદ્ધ ખેલાયુ ગુજરાતના બહાદુર સુબા મીરઝા અઝીઝ કોકાએ જામનગર ઉપર હુમલો કર્યો લડાઈ એવી કટોકટીની સ્થિતિએ પહોચી કે હાથે મીઢોળ બાધેલા છતા પાટવી કુમાર અજાજીનુ ક્ષાત્રતેજ છૂપુ રહ્યુ નહિ લડતા લડતા તેમના ઘોડાએ કોકાના હાથી ઉપર તરાપ મારી છતા, ઘેરાઈ જતા કુવર રણમા પડ્યા નવોઢા સાધ્વી સતી થઈ અને આજે પણ જાડેજા કુટુબ એ સતીની દેરીના પૂજન કરે છે

આપના આતિથ્યને માટે આ પ્રસગે જે સાહિત્ય ને કલાનુ પ્રદર્શન અમે યોજ્યુ છે, તેની ભાવના ને સિદ્ધિ વિષે લાઠીના કુ શ્રી મગળસિંહજીભાઈ આપને કાને અમારા તરફથી બે શબ્દ કહેશે પરતુ, રજન કાર્યક્રમ વિષે મારા કેટલાક વિચારો રજૂ કરવાની આ તક લઉ છુ આ સૌરાષ્ટ્રભૂમિનુ જે વિશિષ્ટ તત્ત્વ છે તે ઉપર અમે વિશેષ લક્ષ આપવા પ્રયત્ન કર્યો છે ઈ સ ૧૯૨૪ મા સાહિત્ય પરિષદ અગેનુ પહેલુ ચારણ સ્નેહસમેલન અમે ભાવનગરમા સર પ્રભાશકર પટ્ટણીના ઉદાર આશ્રયે તથા ભ ધર્મનિષ્ઠ ગઢવી પિંગળશી પાતાભાઈની સહાયથી યોજ્યુ હતુ ત્યારે પોરબદરના ગઢવી મેરાણદ તથા જામનગરના માવદાનભાઈએ સુદર જમાવટ કરી હતી તે તો કેટલાકને યાદ પણ હશે જ આજે આ સમેલનનુ કાર્ય એ જ ભાવનગરના ભક્ત કવિ દુલા કાગે ઉપાડી લીધુ છે ને અમને કૃતાર્થ કર્યા છે ગઢવી મેરુભા મેરાણદ તેમની પડખે ઊભા છે અને સાહિત્ય વિભાગના પ્રમુખ મેઘાણી પ્રત્યક્ષમ ડપ હોવાથી ગાન અને સુગધનો સુમેળ મળશે ભક્ત કવિ નહિ જેવા જ ગિરધરાણી, જેને જન્મથી સરસ્વતીનો પ્રસાદ પ્રાપ્ત થયો છે તેવા સારસ્વત' કવિ છે સાગર ને ગિરિના નિસર્ગ સૌંદર્યમાથી પ્રેરણા પામેલા ને કુદરતને ધાવેલા છે માનવજાતના ઊંડા મર્મસ્થાનોના એમણે સહૃદયતાથી દર્શન કર્યા છે, એમને મેં

ગરીબોની હાય છે તે તપોધન મહાત્માજીના સાચા ભક્ત છે ને કાઠિયાવાડના લોકસાહિત્યના જીવંત પ્રતીકરૂપ આ કવિની વાણીમાં કેવી શક્તિ રહેલી છે તે આપ આજ રાત્રે જોઈ શકશો. સાથે સાહિત્ય વિભાગના પ્રમુખ શ્રી મેઘાણી છે બન્ને બેઠા છે જુદા જુદા શિખરો પર, પણ બનેના ટહુકાર એક જ છે. માનવ જાતની કરુણ કથા ને રાષ્ટ્રોદ્ધાર (જય હિંદ) નો નાદ બને બાજુથી સુણાય છે

શ્રી મેઘાણી આપણી યુનિવર્સિટીના સ્નાતક છે, અને કુદરતને માણી, માનવતા ને કળાને ઘૂંટીને એમણે રાષ્ટ્રીય કે સૌરાષ્ટ્રી શાયરનું બિરુદ મેળવ્યું છે એમની પ્રતિભા આભ્યાસિક ભલે ગણાય, પણ લોકવાર્તા, લોકગીતોનો સંગ્રહ કરી પોતાની લાક્ષણિક બુલંદ છતાં સુમધુર અભિનયયુક્ત શૈલીમાં બૃહદ્ ગુજરાતમાં જે રસગંગા વહેવડાવી રહ્યા છે એ એમનું કાર્ય સરસ્વતી પુત્રોની જમાતમાંના એકનું જ છે. આપણા જીવન, સાહિત્ય તથા સંસ્કાર પર એમની ચિરંજીવ અસર રહેશે તેમાં શંકા નથી

* * *

સંમેલનમાં વિચારોની આપલે જ મુખ્ય ભાગ ભજવે છે ને ? જે કાર્ય કરવાનું છે તે તો આપણી પરિષદના વિદ્વાનોની મુંબઈની મધ્યસ્થ સભા પોતાની રીતે કર્યા જ કરશે આપણે તો આવા સાહિત્ય–કળા–સંસ્કારના મેળાઓ દર બે વર્ષે યોજતા લઈએ, જેથી જે જે જન્મથી ગુજરાતી છે–પછી ગમે તે જાતના હોય–તે કવિઓ, નોકરિયાતો, વણિકો–દાકતરો, હુન્નરઉદ્યોગના હિમાયતીઓ કે શ્રમજીવીઓ–સૌ બૃહદ્ ગુજરાતના વાસીઓ એક બીજા સાથે હળેમળે ને જીવનસંઘર્ષનો થાક જે પહેલા મેળાઓમાં ઊતરતો તે આવા પાથેયથી દૂર થઈ જાય આજે આવા સંમેલનો રૂપી ઉત્સવોમાં ભેગા રહેવા ફરવામાં, ગુજરાતી ભાષા અને સાહિત્યના કે કલાના પ્રશ્નો ચર્ચવામાં, આપણી લલિત કલાના તેમજ તે દ્વારા થતા આમોદ્ધારમાં, અને વિવિધ રંજન કાર્યક્રમમાં, આનંદ લેવાનું પણ જીવનનું એક લ્હાણું છે. આપણા પ્રજાશરીરના વસારાના યુગમાં નવસંજીવની છાંટવાની તાકાત એમાં જ છે આમ પરિષદ સંમેલનની આખી ભાવના જ હવે પલટાઈ છે. મને લાગે છે કે આપણે બીજી કેટલીક પરિષદો માફક symposium જો યોજીએ તો વિવિધ વક્તાઓને કોઈપણ વાઙ્મયના પ્રશ્નો ઉપર પોતાના વિચારો લાક્ષણિક રીતે વ્યક્ત કરવાનો સરસ પ્રસંગ મળે, એટલે લેખકમિલન સાથે વ્યક્તિમિલન પણ થાય તો વિશેષ રસ આવે, ગમ્મત સાંપડે અને જેમ Oriental Conferenceમાં પંડિતોની પાછી નાનકડી અંતર્ગત પરિષદ ભરાય છે ને ગીર્વાણ ગીરામાં વાદવિવાદ ચાલે છે, તેમ આપણા લેખકો પણ પોતાના પ્રશ્નો માટે કંઈ આર જમાવટ કરે ને ઇતરોને પ્રેક્ષકો તરીકે આમંત્રે તો બુદ્ધિશક્તિનું કેવું મનહર પ્રદર્શન યોજાય ?

અંતમાં આપનું સહુનું પુનઃ સપ્રેમ સ્વાગત કરું છું આજે આપણા સાહિત્યમાં મૌલિક ચિંતકો ને વિચારકોની ભારે મોટી ખોટ છે ત્યારે મહાત્માજી ને મશરૂવાળા જેવા મૌલિક ચિંતકો, તેમ જ એ જ કોટિના કાકા કાલેલકર જેવા સવાઈ ગુજરાતી, સમર્થ શૈલીકાર ને નિબંધકાર આપણી સન્મુખ છે, એ યે આપણું ધન્યભાગ્ય ગણાય આજના પ્રમુખ શ્રી રામનારાયણ પાઠક એક રીતે તો પંડિતયુગનું જ સંતાન છે, એ પણ એક સદ્ભાગ્ય છે આ સમર્થ વિવેચક ને વિચારકમાં આ બે ઊંચી શક્તિઓ ઉપરાંત કવિ, વાર્તાકાર, નિબંધકાર, હાસ્યલેખક સુન્દર ગદ્યકાર, ભાષાંતરકાર ને સરસ વક્તા એમ અનેક શક્તિઓનો જે સુભગસમુચ્ચય દેખાય છે તે આજે તો ગુજરાતમાં અનેરો ગણાય તેવો છે સાહિત્યના–શું પાશ્ચાત્ય કે શું પૌરસ્ત્ય–પ્રવર્તિત સિદ્ધાંતો પરની એમની પકડ ખૂબ સંગીન ને માન ઊપજાવે એવી છે. આવા સમર્થ સાહિત્યકારને પ્રમુખપદે સ્થાપીને આજનું પરિષદ સંમેલન સાચે જ કૃત્યકૃત્ય બન્યું છે એમનું અંતરથી સ્વાગત કરું છું"

### પ્રમુખપદનો પ્રસ્તાવ :—

ત્યાર પછી દિ. બા. કૃષ્ણલાલ ઝવેરીએ પ્રો રામનારાયણ પાઠકના પ્રમુખપદનો પ્રસ્તાવ રજૂ કર્યો હતો એ પદ માટેની રામનારાયણભાઈની પાત્રતા માટે એમણે સાહિત્યના અનેક ક્ષેત્રોમાં ગુજરાતની જે સેવા કરી છે તેનો ઉલ્લેખ કર્યો હતો.

આ પ્રસ્તાવને શ્રી ઝવેરચંદ મેઘાણીએ અનુમોદન આપ્યું હતું ને એ સ્થાનને માટે શ્રી પાઠકની સર્વ પ્રકારની યોગ્યતાનું એમણે સમર્થન કર્યું હતું

પ્રો. કામદારે ઠરાવને અનુમોદન આપતા શ્રી પાઠકની સેવાઓની તારીફ કરી હતી

પ્રો રવિશંકર જોષીએ વિવેચન ક્ષેત્રમા જે સિદ્ધિ શ્રી પાઠકે મેળવી છે તેનુ છટાપૂર્ણ દર્શન કરાવ્યુ હતુ ને ત્રણ દાયકાઓની એમની સાહિત્ય સેવાઓનો પરિચય કરાવ્યો હતો.

પ્રો મનસુખલાલ ઝવેરીએ શ્રી પાઠકની સાહિત્યના દરેક ક્ષેત્રમા એમણે જે શક્તિશાળીતા દર્શાવી હતી તેનુ સચોટ, આકર્ષક વાણીમા વિહંગાવલોકન કરી રાજકોટને આંગણે ભરાતા પરિષદ સંમેલનમા સાચા સાહિત્યસ્વામી પ્રમુખપદ લે છે તે સમર્થિત કર્યું હતુ

શ્રી ચંદુલાલ પટેલે શ્રી પાઠકના પ્રમુખપણા હેઠળ ગુજરાત વિદ્યાપીઠ સ્થપાય અને તેમા ગુજરાતી ભાષાનો ઉત્કર્ષ થાય એવી ઇચ્છા પ્રદર્શિત કરી હતી

છેવટે શ્રી મુનશીએ ઠરાવનુ સમર્થન કરતા એમણે પ્રમુખની ચૂંટણી માટે અખત્યાર કરેલુ ધોરણ સમજાવી શ્રી પાઠકની પસંદગી છેલ્લા ૭ વર્ષથી ના રીતે ઠેલાયા કરતી હતી તે જણાવ્યુ હતુ

ત્યાર પછી સભાનો મત લઈ પ્રમુખની વરણી સર્વાનુમતિએ જાહેર થઈ હતી શ્રી પાઠકે પ્રમુખપદ સ્વીકાર્યુ હતુ પછી શ્રી મુનશીએ ગયા સંમેલનના પ્રમુખ શ્રી વિદ્યાબહેનની ગેરહાજરીમા નવા પ્રમુખને તંત્ર સોંપ્યુ હતુ ને અંગ્રેજી તથા વડોદરા સાહિત્ય સંમેલનના રિપોર્ટ પ્રમુખને ભેટ આપ્યા હતા

ત્યાર પછી પરિષદ સંમેલનને સફળતા ઇચ્છતા સન્દેશાઓ પરિષદના મંત્રી શ્રી ચીમનલાલ ચકુભાઈ શાહે વાંચી સંભળાવ્યા હતા એમા મુંબઈ સરકારના ગૃહમંત્રી શ્રી મોરારજી દેસાઈ મધ્યસ્થ ધારાસભાના પ્રમુખ શ્રી માવળંકર ગત પરિષદ સંમેલન વેળાના પ્રમુખ શ્રી વિદ્યાબહેન નીલકંઠ શ્રી કિશોરલાલ મશરૂવાળા કાકાસાહેબ કાલેલકર શ્રી ગગનવિહારી મહેતા શ્રી. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી શ્રી રમણલાલ વ દેસાઈ શ્રી ચૈતન્યપ્રસાદ દિવાનજી, શ્રી ઉમાશંકર જોશી શ્રી સ્નેહરશ્મિ વગેરેના સન્દેશાઓ મુખ્ય હતા

તે પછી શ્રી રામનારાયણ પાઠક પ્રમુખસ્થાનેથી પોતાનું વ્યાખ્યાન આપ્યુ હતું ( એ ભાષણનો સાર અન્યત્ર આપેલ છે )

પ્રમુખશ્રીના ભાષણ પછી પરિષદ મંત્રીએ વિષય વિચારણી સમિતિના સભ્યોની જાહેરાત કરી હતી ને અધિવેશનની તે દિવસની બેઠક પૂરી થઈ હતી

રાત્રે દશ વાગે રંજનનો કાર્યક્રમ પરિષદના મંડપમા થયો હતો તેમા ત્રિભુવન વ્યાસ, ભક્ત કવિ દુલા કાગ તથા શ્રી મેઘાણીએ લોકગીતો સંભળાવ્યા હતા આખો મંડપ ને એટલા જ માણસો બહાર ધ્વનિવર્ધક યંત્રદ્વારા રંજનના કાર્યક્રમનો લાભ મેળવતા હતા રંજનની વિશેષતા એ હતી કે એમા અત્યારસુધીના પરિષદ સંમેલનોમા ઉપેક્ષિત એવા લોકગીતને જ મહત્વ અપાયુ હતુ

## બીજો દિવસ—તા. ૧૯ : ૧૦ : ૪૬ :—

બીજે દિવસે સવારે કલાપ્રદર્શનની ઉદ્ઘાટનવિધિનો સમારંભ હતો સવારે નવ વાગે કવિ નાનાલાલ તથા મનસુખલાલ ઝવેરીના ગુર્જર મહિમા ગાનોથી આરંભ થતા માસ્તર વસંતનુ સંગીત થયુ **પછી કલાપ્રદર્શનના સ્વાગતાધ્યક્ષ કુમાર શ્રી. મંગળસિંહજીએ** પોતાનુ વ્યાખ્યાન આપ્યુ એ વ્યાખ્યાનમા એમણે કહ્યુ

કોઈપણ વસ્તુનુ નિર્માણ કરવુ હોય ત્યારે પ્રથમ કલાકારે દૃષ્ટા બનવુ પડે છે આ તત્ત્વ માનસિક છે તેથી જ આપણો કલાકાર પ્રથમ Mental Conception ચિત્તાસનની પોતાની કલ્પનાશક્તિ પ્રમાણે સૃષ્ટિ રચે છે કલાકાર પોતાની શક્તિને એક જ સ્થળે કેન્દ્રિત કરી દેવમૂર્તિનુ સ્વરૂપ ઘડે છે તેના ક્રમ સાધના મનન ધ્યાનમ્

અંતર આકાશમા દૃષ્ટા અને દૃશ્ય મન્થન કરી એક થાય એમનુ અદ્વૈત જ્યાર ત્યારે જ કલાનુ અસ્તિત્વ ઊભુ થાય છે આ રીતે ઉચ્ચ જ્ઞાન દ્વારા કલ્પના કરી અંતરતમ આકાશમા પ્રતિબિંબવત કરવુ અને તેની સાથે તદ્રૂપતા અનુભવવી આમાન ધ્યાયત અથવા આયત એ કલાવિધાનનો ક્રમ છે એ ક્રમમા કલાકાર દૈવી પ્રતીકને અર્ધ્ય આપી તેની સાથે એકતા સાધે છે કે એકતા સાધ્યા સિવાય વસ્તુનુ ભાન થતુ નથી.

સૌંદર્ય પામતા પહેલા સૌંદર્ય બનવુ પડે.

( [illegible] )

હિન્દી કલાકાર કુદરતી સૌંદર્યના આસ્વાદથી અપરિચિત નથી. પાશ્ચાત્ય જેટલોજ એ વાસ્તવિક

બની શકે છે. પણુ વાસ્તવિકતાને પશ્ચિમે મહાનસ્થાન આપ્યુ છે તેને આપણો કલાકાર ગૌણુ ગણે છે, કારણકે તેના આધ્યાત્મિક જ્ઞાનાનુસાર તે કુદરતના વાસ્તવિક સ્વરૂપને અનિત્ય અને અવિદ્ય માને છે અને માત્ર એકજ વાસ્તવિક તત્ત્વ બ્રહ્મને તે પ્રેખે છે, જ્યારે પાશ્ચાત્ય કલાકારો દુનિયાના માયિક સૌંદર્યની નકલ કરી તેને ઉચ્ચ માને છે, અને દૈવી તત્ત્વ તરફ જરા પણુ લક્ષ નથી આપતા ત્યારે હિન્દી કલાકાર સર્વવ્યાપી, શાશ્વત અને અનતના તત્ત્વની શોધમા સૌંદર્યરત રમમાણુ રહે છે

પ્રાચીન કલાકારોએ બુદ્ધને સહજ ભાવાવેશથી ચીતરેલા અને કોતરેલા છે અને ખરેખર એ સમયની પ્રજાએ તેવાજ ભાવથી તેના કાર્યની પ્રશસા કરેલી છે તે કલાકારોએ તે હતા તેવા જ નથી આલેખ્યા, પરતુ જે દૃષ્ટિથી તેઓ તેમને ભવ્ય નિહાળતા તે રીતે તેમના ભાવનામય પ્રતીકને આલેખતા. અજતાના આલેખેલ અને ઇલોરા, હસ્તી-Elephanta વગેરે ગુફાઓમા કોતરેલા બુદ્ધ તો તે સિદ્ધાર્થ થયા તે આનદપ્રફુલ્લિત બુદ્ધદેવ છે તે પછી જ્યારે કલાકારોમા ધર્મભાવના ઓસરવા લાગી ત્યારે ધર્મની ઓટ સાથે તેમનામા કલાની ઓટ આવી, પછી તો બુદ્ધદેવને લૌકિક વેશવાળા તેઓ આલેખતા

ગુજરાત અને કચ્છ કાઠિયાવાડે તો કલાને જીવનમા ઉતારી છે, અને દરેક વસ્તુઓની સાથે તેને ઓતપ્રોત કરી છે પરતુ પાશ્ચાત્ય વિચારસરણીને અગે તે ધીરે ધીરે મૃતપ્રાય થતી જાય છે તેવે સમયે કલાપ્રદર્શનો વગેરે યોજી આપણી જનતાને આપણી ખરી સસ્કૃતિ અને કલાનો ખ્યાલ અપાય તો અવશ્ય આપણુને ગઈગૂથીમાથી મળેલી સ્વાભાવિક અને જીવનના શ્વાસોચ્છ્વાસ બનેલી કળાને ટકાવી રાખી વિકસાવી શકીએ કલાને પોષીએ અને વિકસાવીએ તો જીવનનો સાચો મગલાનદ મેળવવા આપણે વધુ શક્તિમત થઈશુ"

ત્યારબાદ કલાપ્રદર્શનના ઉદ્ઘાટનની દરખાસ્ત શ્રી. રવિશકર રાવળે મૂકી હતી અને તેને શ્રી. લીલાવતી મુનશી તથા ડૉ હરિપ્રસાદ દેસાઈએ અનુમોદન આપ્યુ હતુ

તે પછી કલાપ્રદર્શનના ઉદ્ઘાટનવિધિ કરતા શ્રી નાનાલાલ ચમનલાલ મહેતાએ ગુજરાતની કળા સમૃદ્ધિ વિષે, ગુજરાતની વિશિષ્ટતા વિષે વ્યાખ્યાન આપતા ગુજરાતની ચિત્રકળા વિષે, કાશ્મીરની ને રાજપૂત ચિત્રકળાના ભેદ વિષે, સિદ્ધહેમકાવ્યની ચિત્રમા ઉતારેલી હાથપ્રત વિષે, ઉલ્લેખ કર્યો હતો. ગુજરાતના બાગચિત્રકાર ખગાઠની ચિત્રકળાની તેમણે તારીફ કરી હતી ને ચિત્રપરીક્ષા વિષે કેટલાક મહત્ત્વના ને અભ્યાસીને માર્ગદર્શક થઈ પડે એવા સૂચનો કર્યા હતા.

ત્યાર બાદ પ્રદર્શનને શ્રી નાનાલાલ મહેતાએ ખુલ્લુ મૂકાયલુ જાહેર કર્યું હતુ.

આ કલાપ્રદર્શન વૈવિધ્યપૂર્ણ હતુ, તેમ અનેક દૃષ્ટિએ અપૂર્વ કહી શકાય એવુ હતુ એમા સૌરાષ્ટ્રની કારીગીરીના બે હજાર જેટલા નમૂના જમા થયા હતા. એમા ગૃહશણુગાર સાહિત્યકૃતિઓ, વિવિધ હસ્તલિખિત પુસ્તકો, ચિત્રો, ફોટોગ્રાફો ભરતગૂથણુ ચાકળા ચદરવા, ચિત્રાત્મક ઇતિહાસરેખાઓ નર્મદાતીરના પુરાણુપ્રાચીન અવશેષ એમ અનેક કલાનુ એ પ્રદર્શન હતુ

બપોરે બે વાગે કૉલેજના થીએટર હૉલમા વિષયવિચારિણી સમિતિ મળી હતી તેમા સાહિત્યપરિષદના ભૂતપૂર્વ પ્રમુખ શ્રી ભૂલાભાઈ દેસાઈ, કવિ શ્રી. નાનાલાલ દલપતરામ, પૂજ્ય કસ્તુરબા, સર મનુભાઈ નદશકર મહેતા, શ્રી ભોગીલાલ પટવા, શ્રી નરસિંહરામ ત્રિવેદી ગોસ્વામી શ્રી. ગોકુળનાથજી મહારાજ શ્રી હીરાનદ શાસ્ત્રી, શ્રી મોહનલાલ દલીચદ દેસાઈ, શ્રી શકરલાલ શાસ્ત્રી, કવિ જેઠમ, શ્રી કપિલરામ વકીલ પ્રો વિઠલરાય મહેતા, પ્રો અનતરાય રવિશકર છાયા ગોવિન્દસ્વામી, પ્રભુભાઈ પટેલ, તથા યાકુબ રતના ગહેરીના અવસાન પ્રત્યેના ખેદ પ્રદર્શિત કરતા ઠરાવો, તેમ જ થોડી ચર્ચા પછી ગુજરાત વિશ્વવિદ્યાલયની સ્થાપના વિષેનો ગુજરાતમા સ્થપાયની કૃષિગોવિદ્યાની કૉલેજની સ્થાપના તથા વૈદકિય કાલેજની સ્થાપનાનો અને ગુજરાતી બોલતી પ્રજાવાળા દેશીરાજ્યો જે રજપૂતાના તથા સેન્ટ્રલ ઇન્ડીઆ એજન્સીમા વહેચાઈ ગયા છે, તે સર્વાને ગુજરાત વિશ્વવિદ્યાલયના આધિપત્યમા લાવવાનો ઠરાવ પસાર થયો હતો. શ્રી. કનૈયાલાલ મુનશીને ષષ્ટિપૂર્તિ પ્રસગે અભિનદન આપતો ઠરાવ પસાર થયા બાદ સમિતિ બીજા દિવસે બપોરે દોઢ વાગ્યા સુધી મુલતવી રહી હતી

બપોરે ત્રણ વાગ્યે પરિષદ સમેલનની બેઠક, શ્રી. રામનારાયણ પા'કના પ્રમુખપણા હેઠળ મળી હતી. તે વખતે સુરીલા ગીતોથી બેઠકનો આરંભ થયો હતો ને પછી સાહિત્ય વિભાગના પ્રમુખ શ્રી. ઝવેરચંદ મેઘાણીએ એમનુ ભાષણ વાંચી સંભળાવ્યું હતુ [ જેનો કેટલોક ભાગ આ પત્રિકામા અન્યત્ર પ્રગટ કર્યો છે ] ત્યાર પછી ઇતિહાસ અને અર્થશાસ્ત્ર વિભાગના પ્રમુખ શ્રી શ્રીધરાણીએ પોતાનો થોડો ઇતિહાસ સભળાવી, હિન્દના આર્થિક વિકાસની શક્યતાઓ, અને તેમા અમેરિકા તરફથી મળી શકે એવી સહાયની ચર્ચા કરી હતી

શ્રી શ્રીધરાણીનુ ભાષણ ખતમ થતા વડોદરા સમેલન અને આ સમેલનની વચગાળામા વિદેહ થયલા સાક્ષરો વિષે શોકપ્રદર્શન કરતા નીચેના ઠરાવો પ્રમુખ તરફથી રજૂ કરવામા આવ્યા હતા, જે સર્વેએ ઊભા થઈ સર્વાનુમતે પસાર કર્યા હતા

**ઠરાવ ૧ લો :—**

"ગુજરાતી સાહિત્ય પરિષદનુ આ સમેલન શ્રી ભૂલાભાઈ જીવણજી દેસાઈના અવસાનની ખેદપૂર્વક નોંધ લે છે સ્વ. ભૂલાભાઈ ગુજરાતી સાહિત્યપરિષદના દશમા અધિવેશનના પ્રમુખ હતા, અને પોતાની અસાધારણ પ્રતિભાથી અને અદ્ભુત સ્મરણશક્તિ અને વાગ્વૈભવથી આપણા દેશના ઉત્તમ ધારાશાસ્ત્રીઓમા અગ્રગણ્ય સ્થાન ભોગવતા હતા. ઉત્કટ દેશપ્રેમથી પ્રેરાઈને આઝાદ હિન્દ ફોજના કેસ વખતે "ગુલામ દેશ સ્વતંત્ર થવા માટે બળવો કરે એ ગુનો નથી, હક્ક છે." એ આન્તર-રાષ્ટ્રીય સિદ્ધાતનુ તેમણે સમર્થ પ્રતિપાદન કર્યું હતુ તેની આ સંમેલન ગૌરવપૂર્વક નોંધ લે છે"

**ઠરાવ બીજો :—**

"આ સમેલન ગુજરાતી સાહિત્યપરિષદના એક વખતના કલાવિભાગના પ્રમુખ અને વડોદરા, બિકાનેર તથા ગ્વાલિયરના કાર્યદક્ષ અમાત્ય સર મનુભાઈ નદશકર મહેતા, જાણીતા કેળવણીકાર અને પદરમા સાહિત્ય પરિષદ સમેલનના વિજ્ઞાન વિભાગના પ્રમુખ શ્રી ભોગીલાલ કેશવલાલ પટવા, પ્રસિદ્ધ હાસ્યકાર અને વિવેચક નવલરામ જગન્નાથ ત્રિવેદી, વૈષ્ણવ ધર્મના ધુરધર અને સસ્કૃતના આરૂઢ વિદ્વાન પ્રચારક અને પોષક ગોસ્વામી શ્રી ગોકુળનાથજી મહારાજ, પુરાતત્ત્વ સંશોધનના વિરલ અભ્યાસી શ્રી હીરાનંદ શાસ્ત્રી, પ્રાચીન જૈન સાહિત્યના સશોધક અને સમુદ્ધારક મોહનલાલ દલીચંદ દેસાઈ, સસ્કૃત અને ગુજરાતીના અધ્યાપક અને વિવેચક શંકરલાલ ગગાશંકર શાસ્ત્રી, સરળભાષી કવિ જહાંગીર લાલાજી મજમુદાર (કવિ જહાંગીર), સમર્થ રસાયણ-શાસ્ત્રી કપિલરામ હરદેવરામ વકીલ પ્રો. વિઠ્ઠલરાય મહેતા, પ્રો. અનતરાય રવિશકર છાયા અને તરુણ આશાસ્પદ કવિઓ ગોવિંદસ્વામી, પ્રભુભાઈ પટેલ, તથા ચાતુબ ફના રાંદેરીના અવસાનની ખેદપૂર્વક નોંધ લે છે"

કવિશ્રી નાનાલાલના અવસાન વિષે પ્રો રવિશકર જોષીએ નીચેનો ઠરાવ રજૂ કર્યો હતો.

**ઠરાવ ૩ જો :—**

"ગુજરાતી સાહિત્યપરિષદનું આ સંમેલન કવિશ્રી ન્હાનાલાલ દલપતરામના અવસાનની ખેદપૂર્વક નોંધ લે છે સદ્‌ગત કવિ ન્હાનાલાલ વર્તમાન ગુજરાતના પ્રતિભાશાળી સાહિત્યસ્વામી હતા એમના નાટકો, જીવનકથા, વિવેચન મનન, મીમાસા આદિ વિપુલ અને અનેકદેશીય સાહિત્યસર્જનમા આર્યત્વનો અસામાન્ય અનુરાગ, અભિનવ દષ્ટિ, ઉચ્ચ અને સર્વગ્રાહી સસ્કારિતા, મગલ અને સમર્થ આશાવાદ, અત્યત મનોહર રીતે અકિત થયા છે એમની કવિતામા અર્વાચીન સદી સુધી ગૂજી રહેલા પ્રેમ અને ભક્તિના ગાન એમના 'પ્રેમભક્તિ' ઉપનામને સાર્થ ઠરાવે છે એમના ઊર્મિકા યો ભાષા, સૌંદર્ય, ભાવવૈવિધ્ય તેમ જ ભાવમાધુર્યની દષ્ટિએ, માત્ર વર્તમાન ગુજરાતમા જ નહી પણ સમગ્ર ભારતીય સાહિત્યમા ચિરજીવ ને ઉચ્ચ સ્થાનના અધિકારી બન્યા છે ગુજરાતી સાહિત્યની એમની એકનિષ્ઠ અને અનન્ય ભક્તિને આ સમેલન ભાવભરી અજલિ અર્પે છે"

પ્રો. જોષીના આ ઠરાવને પ્રો મનસુખલાલ ઝવેરી તથા શ્રી ઝવેરચદ મેઘાણીએ અનુમોદન આપ્યુ હતુ. અને સર્વેએ ઊભા થઈ સર્વાનુમતે એને પસાર કર્યો હતો

પૂજ્ય કસ્તુરબાના મૃત્યુ વિષે નીચેનો ઠરાવ શ્રી રતિલાલ ત્રિવેદીએ રજૂ કર્યો હતો.

**ઠરાવ ૪ થો :—**

"આ સમેલન પૂજ્ય કસ્તુરબાના અવસાનની સખેદ નોંધ લે છે સ્વર્ગસ્થ બા ત્યાગ અને આત્મવિલોપનની

મૂર્તિ હતા અને આર્ય નારીનો આદર્શ તેમના જીવનમા તેમણે મૂર્ત કર્યો હતો એમની એ એકનિષ્ઠા અને અગોચ પતિપરાયણતાનું સ્થાન પૂજ્ય મહાત્માજીના જીવન-ઘડતરમા ઓછા મહત્વનુ નથી એમ આ સમેલન માને છે અને એ રીતે આપણા રાષ્ટ્ર ઘડતરમા અને આપણી સંસ્કૃતિના નવવિધાનમા પૂજ્ય બાનો ફાળો ઘણો મૂલ્યવાન છે એમના મગલ અને અખંડ સૌભાગ્યનુ આ સંમેલન અભિનન્દન કરે છે અને પોતાના હૃદયની અંજલિ સમર્પે છે'

આ ઠરાવનુ શ્રી હીરાબહેન પાઠક તથા શ્રી. કલ્પલતા મુનશીએ સમર્થન કર્યુ હતુ ને સર્વેએ ઊભા થઈ પૂ કસ્તુરબાને અંજલી આપી હતી. ગુજરાત વિશ્વવિદ્યાલયને લગતો નીચેનો, પાચમો ઠરાવ, દિ બ. કૃષ્ણલાલ ઝવેરીએ સભા સમક્ષ મૂક્યો હતો

ઠરાવ પ મો :—

'વડોદરા સાહિત્યપરિષદ સંમેલનના ઠરાવને અમલમા મૂકવાને અમદાવાદમા પરિષદના આશીર્વાદ પામીને ગુજરાત વિશ્વવિદ્યાલય મંડળે ગુજરાત વિશ્વવિદ્યાલયની યોજનાને સપૂર્ણ મૂર્ત રૂપ આપવાને જે પ્રયત્નો કર્યા છે તેને અને ગુજરાત વિશ્વવિદ્યાલય સ્થાપવાના મુબઈ સરકારના નિર્ણયને આ ગુજરાતી સાહિત્યપરિષદ સંમેલન વધાવે છે ગુજરાત વિશ્વવિદ્યાલયની ભાવના વીસ વરસ પૂર્વેથી ગુજરાતી સાહિત્યપરિષદે પ્રજા સમક્ષ વખતો વખત મૂકી છે અને પ્રજાકીય સરકાર એ ભાવનાને મૂર્ત સ્વરૂપ આપવાનો પ્રયત્ન કરે તે યથાર્થ છે

આ વિશ્વવિદ્યાલયને મૂર્ત રૂપ આપવાના એક અવાન્તર પગલા તરીકે મુબઈ સરકારે ગુજરાતમા એક વૈદ્યકીય કૉલેજની સ્થાપના કરી છે વળી એ સરકારે કૃષિગોવિદ્યાની કૉલેજ સ્થાપવાને તેમ જ અમદાવાદના શેઠ અમૃતલાલ હરગોવિંદે આણંદના કૃષિગોવિદ્યાભવનના સંચાલકોને જે મદદ કરી છે તે સર્વ માટે તેમને તથા કૃષિગોવિદ્યાભવનના સંચાલકોને આ સમેલન ધન્યવાદ આપે છે તેમ જ એ હેતુ સિદ્ધ કરવા માટે ગુજરાતમા એક એન્જીનિયરીંગ કૉલેજ અને પશુ-વૈદ્યકીય કૉલેજની પણ વિશ્વવિદ્યાલયના અનિવાર્ય પુરોગામી તરીકે આવશ્યકતા છે ને માટે તે કૉલેજો ગુજરાતમા સત્વરે સ્થપાય તેવા પગલા લેવા મુબઈ સરકારને વિનતી કરે છે

તેમ જ આના અનુસધાનમા આ સમેલન કાઠિયાવાડમા એક વૈદ્યકીય કૉલેજ સ્થાપવાનુ એક નવુ આન્દોલન પ્રકટ્યુ છે તેને આવકારે છે.

આ સમેલન વિશેષમા માને છે કે ગુજરાતી બોલતી પ્રજાના વિકાસ માટે એક જ વિશ્વવિદ્યાલયની જરૂર છે અને આશા રાખે છે કે દેશી રાજ્યો પણ એ વિશ્વવિદ્યાલયમા સક્રિય ફાળો આપવા જુદા જુદા વિષયોની કૉલેજો સ્થાપવાની તત્પરતા બતાવશે

આ સંમેલન માને છે કે હિન્દી સરકારે ગુજરાતી બોલતી પ્રજાવાળા દેશી રાજ્યોને રજપૂતાના અને સેન્ટ્રલ ઇન્ડિયા એજન્સીમા અકારણ વહેચી નાખવાથી ગુજરાતી પ્રજાને ઘણુ નુકસાન પહોચાડ્યુ છે અને પોતાનુ મન્તવ્ય સ્પષ્ટ કરવા માગે છે કે દૂરદૂરના ભાવિમા પુનર્રચિત થતા હિન્દમા ગુજરાતી પ્રજાની એકતા સચવાય અને દઢ થાય તે માટે ગુજરાતી બોલતી પ્રજાના બધા પ્રદેશોનુ ઉચ્ચ શિક્ષણ એક જ ગુજરાત વિશ્વવિદ્યાલયના આધિપત્યમા આવે એ સર્વથા ઇષ્ટ છે તેથી આ પરિષદ સમેલન આજની લોકપ્રિય હિન્દી સરકારને મુબઈ સરકારને અને ગુજરાતી બોલતી પ્રજાના રાજવીઓને વિનતી કરે છે કે ગુજરાતી બોલતી પ્રજાના ભાષા સાહિત્ય ઇતિહાસ અને સસ્કાર પૂરેપૂરી રીતે વિકસે તે માટે આજની કૃત્રિમ સીમાઓ ભુસી નાખી એક ગુજરાતી વિશ્વવિદ્યાલય સ્થાપવામા પોતાનો ફાળો આપે

આ પરિષદ સમેલન માને છે કે ગુજરાતના વિશ્વવિદ્યાલયમા બોધ ભાષા ગુજરાતી જ હોવી જોઇએ આ સાથે આ સમેલનની દઢ માન્યતા છે કે આ વિશ્વ વિદ્યાલયમા રાષ્ટ્રભાષા અને અગ્રેજીને એવુ સ્થાન આપવુ જોઇએ કે જેથી આ વિશ્વ વિદ્યાલયના સ્નાતકોને સમસ્ત માહિતીના અને આન્તર રાષ્ટ્રીય જીવનના સસર્ગના દ્વાર ખુલ્લા રહે"

આ ઠરાવને શ્રી. કનૈયાલાલ મુનશી શ્રી. ઠેબરભાઈ, પ્રો કામદાર, ડૉ. કુવરજી નાયક તથા શ્રી. ગટુભાઈ ધ્રુવે અનુમોદન આપ્યુ હતુ, જે મત લેવાના એ ઠરાવ પસાર થયેલો જાહેર કરવામા આવ્યો હતો.

આ ઠરાવ પસાર થયા પછી પરિષદ સંમેલનનું બીજા દિવસનું કાર્ય ખતમ થયું હતું, ને ત્રીજા દિવસ પર એની બેઠક મુલતવી રાખવામાં આવી હતી

### કૉનોટ હૉલમાં :—

એક બાજુ જ્યારે મંડપમાં સંમેલનની બેઠકનું કામકાજ ચાલતું હતું ત્યારે સંમેલનમાં સરળતાથી પ્રવેશ પામી નહિ શકેલી અધીર જનતાને નિરાશાનું વળતર આપવા કૉનોટ હૉલમાં 'ઉભરા'ની સભા મળી હતી ત્યાં જમા થયેલી વિશાળ મેદની સમક્ષ શ્રી ગુલાબદાસ બ્રોકરે વક્તાઓનો પરિચયવિધિ કરાવ્યો હતો ને શ્રી કરસનદાસ માણેકે 'ગુલામીએ દીઠું એક સ્વપ્નું ગુલામી' નામક ગીત એમની રસમય મસ્તીનાથી સાથે સભાગારી જનતાનું રંજન કર્યું હતું શ્રી શેઠાઈએ પણ એમનું એક ગીત મધુર હલકથી ગાયું હતું ડૉ. હરિપ્રસાદ દેસાઈએ પણ એમનું માહિતીપૂર્ણ વ્યાખ્યાન આપી, તથા શ્રીવરાણીએ, અંગ્રેજીમય ગુજરાતીમાં પોતાના અમેરિકાના અનુભવો કરી ઉભરા'ની સભામાં ફાળો આપ્યો હતો

### મૃચ્છકટિક નાટક :—

રાત્રે રંજનનો કાર્યક્રમ શ્રી સુન્દરમઅનૂદિત મૃચ્છકટિક નાટક થોડા ફેરફાર સાથે સફળતાથી ભજવાયો હતો. અભિનય, ગીતો, વગેરે પ્રશસ્ય હતા, ને નટ તથા દિગ્દર્શકે જે જહેમત લીધી હતી તે ફલપ્રદ નીવડી હતી

### ત્રીજો દિવસ :—

ત્રીજા દિવસે, સવારે નવ વાગે મંડપમાં પરિષદ સંમેલનની બેઠક મળી હતી. ગુર્જરીનું જયગીત ને સન્માનગીત ગવાયા પછી, વિજ્ઞાન વિભાગના પ્રમુખ ડૉ કુંવરજી નાયકે એમનું ભાષણ વાચ્યું હતું (જેમાંનો કેટલોક ભાગ આ પત્રિકામાં અન્યત્ર પ્રગટ થયો છે) ત્યાર પછી આયુર્વેદની શક્યતાઓ વિષે અત્યંત માહિતીપૂર્ણ ને રસમય વ્યાખ્યાન ડૉ પ્રાણજીવનદાસ મહેતાએ આપ્યું હતું. ત્યારપછી નિબંધવાચન થયું હતું આ સંમેલનમાં નિબંધો સમય થોડો હોવા છતાં બહુ સારી સંખ્યામાં આવ્યા હતા, અને ઉચ્ચકક્ષાના પણ આવ્યા હતા ૩૭ નિબંધો વાચવા માટે પસંદ થયા હતા, અને શ્રોતાઓ સાંભળવા તત્પર પણ હતા, પણ સમય ઓછો હોવાને લીધે દરેક નિબંધકારને માત્ર ચારપાંચ મિનિટો જ આપી શકાઈ હતી

જ્યારે આ વ્યાખ્યાનો ચાલતા હતા તે સમયે સ્વાગત સમિતિ તરફથી એક પર્યટન યોજવામાં આવ્યું હતું

### વિષયવિચારણી સભા :—

બપોરે વિષયવિચારણી સભા મળી તે પૂર્વે ગ્રામકમિલનમાં થાય છે તે પ્રમાણે દરેક લેખકે પોતાનો પરિચય આપ્યો હતો

વિષયવિચારિણી સમિતિમાં, અમદાવાદ તથા રાજકોટમાં, રેડીઓ સ્ટેશનની સ્થાપના માટે હિન્દ સરકારને વિનંતિ કરવાનો, સૌરાષ્ટ્રના પ્રાચીન અવશેષોને શાસ્ત્રીય પદ્ધતિએ સંશોધનને લગતો, નરસિંહ મહેતાના સ્મારકનો, ષષ્ઠીપૂર્તિ પ્રસંગે કાકાસાહેબને અભિનંદનનો, નરસિંહ મહેતાના કાવ્યોની શાસ્ત્રીય વાચના તૈયાર કરવાનો, લોકગીતોને લિપિબદ્ધ કરી એનું રેકૉર્ડીંગ કરવાનો, રાષ્ટ્રીય સરકારની સ્થાપના માટે મહાત્મા ગાંધીજી તથા રાષ્ટ્રીય સરકારના સભ્યોને અભિનંદન આપવો, એવા ઠરાવો પસાર થયા હતા

ગુજરાત એક ને અભેદ્ય રહે તે માટે ગુજરાતીઓને એક સાંસ્થાનિક રાજતંત્ર હોવું જોઈએ, અને રાજસ્થાન ગુજરાત ને માળવાનું એક સમવાયતંત્ર બને તે મુજબનો ઠરાવ શ્રી કનૈયાલાલ મુનશીએ રજૂ કર્યો ત્યારે એ વિષે ઠીક ઠીક ચર્ચા થઈ હતી શ્રી. ઠાકોરે જણાવ્યું હતું કે આ ઠરાવ નવા રાજકીય પ્રશ્નો ઉપસ્થિત કરશે, એટલે ઠરાવમાંથી રાજસ્થાનનો ઉલ્લેખ કાઢી નાખવો વળી ખાનદેશના ભાગોને પણ માળવા જેટલો જ ગુજરાત જોડે વનિક સબંધ હોઈ ખાનદેશનો ઉલ્લેખ પણ અંદર આવવો જોઈએ. શ્રી ચુનીલાલ વર્ધમાન શાહે જણાવ્યું હતું કે, આ પરિષદ નહિ પણ આવી યોજના માટે ખાસ પરિષદ બોલાવવી જોઈએ મહારાષ્ટ્રે પણ આ જાતની મહારાષ્ટ્રીઓની એકતા સ્થાપવા ખાસ પરિષદ બોલાવી હતી શ્રી. વિજયરાય વૈદ્યે સૂચવ્યું હતું કે, મારવાડની પરિષદો જોડે સંપર્ક સાધવો જોઈએ, અને તેમની દ્વારા આંદોલન શરૂ થવું જોઈએ શ્રી ઝવેરચંદ મેઘાણી, શ્રી કેશવરામ શાસ્ત્રી, ને ડૉ. હરિપ્રસાદ દેસાઈએ મૂળ ઠરાવનું સમર્થન કર્યું હતું. ને પછી મત લેવાતા મૂળ ઠરાવ

બહુમતીએ પસાર થયો હતો. આ પછી નીચેના દશ સભ્યોને મધ્યસ્થ સભામા લેવામા આવ્યા તેની જાહેરાત શ્રી ચીમનલાલ શાહે કરી હતી.

ડૉ. રમણલાલ યાજ્ઞિક
શ્રી મનસુખલાલ ઝવેરી
શ્રી વીરેન્દ્રરાય મહેતા
પ્રો રવિશંકર જોષી
શ્રી. ધૂમકેતુ
„ ઉપેન્દ્ર પંડ્યા
„ જયન્તકૃષ્ણ દવે
„ ગુલાબદાસ બ્રોકર
„ સુંદરજી બેટાઈ
„ ચૈતન્યપ્રસાદ દિવાનજી

ત્યાર પછી બપોરે ત્રણ વાગે પરિષદ સમેલનની બેઠક મળી હતી. બેઠક શરૂ થતા, પ્રમુખ તરફથી નીચેના બે ઠરાવો મૂકવામા આવ્યા હતા, જે સર્વાનુમતે મજૂર થયા હતા.

ઠરાવ ૬ ઠ્ઠો :—

"સાહિત્ય, સગીત અને અન્ય કાર્યોદ્વારા પ્રજાનો સાસ્કારિક વિકાસ સાધવા માટે રેડિયો ઉપયોગી સાધન નીવડયુ છે એ દૃષ્ટિએ ગુજરાત પાસે સ્વતત્ર રેડિયો સ્ટેશનો હોવા જોઈએ, એવો આ સમેલનનો દૃઢ અભિપ્રાય છે એ માટે ગુજરાતના કેન્દ્ર અમદાવાદમા અને કાઠીઆવાડના કેન્દ્ર રાજકોટમા અકેક રેડિયો સ્ટેશન વિનાવિલબે સ્થાપવાનો પ્રબધ કરવાની આ સમેલન હિન્દી સરકારને વિનતિ કરે છે"

ઠરાવ ૭મો :—

"પુરાણ પ્રાચીન સૌરાષ્ટ્ર ભૂમિમા ઇતિહાસ પુરાતત્ત્વના અનેક અવશેષો મળી આવે છે વલભીપુર (વળા) ખાતે અત્યાર સુધીમા તામ્રપત્રો, સિક્કા શિલાલેખો, શિવલિંગ, વગેરે વણા અવશેષો મળી આવ્યા છે અને પ્રયત્ન કરતા બીજા વધુ વધારે મળી આવવાનો પૂરતો સભવ છે તો શાસ્ત્રીય પદ્ધતિએ એવા અવશેષોના સશોધન અને સરક્ષણનુ કાર્ય શીઘ્ર હાથ ધરવાનો અને પોતાની પ્રજાને આ શોધખોળ બાબતમા પ્રોત્સાહિત રાખવાનો વલભીપુર અને ભાવનગર રાજ્યને આ સંમેલન આગ્રહ કરે છે"

આ બે ઠરાવો પસાર થયા પછી નરસિંહ મહેતાના સ્મારક વિષે આઠમો ઠરાવ શ્રી ઉછરગરાય ઓઝાએ રજૂ કર્યો હતો, તે નીચે પ્રમાણે છે

ઠરાવ ૮ મો :—

"વર્તમાન અને ભાવિ પ્રજાના હૃદયમા સાહિત્ય અને સસ્કારના જ્યોતિર્ધરોની સ્મૃતિ સજીવ રહે તે માટે ગુજરાતી સાહિત્ય પરિષદ હમેશા ભાવના સેવતી આવી છે અને તેની સિદ્ધિ અર્થે નર્મદ, કલાપી અને પ્રેમાનંદના સ્મારકો રચવાનો પ્રબધ તેણે કર્યો છે તેજ ભાવનાને અનુસરી આપણા અમર ભક્ત કવિ નરસિંહ મહેતાનું સુયોગ્ય સ્મારક તેમની જન્મભૂમિ જુનાગઢ ખાતે યોજવાની આ સમેલન પરિષદને ભલામણ કરે છે."

શ્રી. વિજયરાય ક વૈદ્ય તથા શ્રી જયેન્દ્ર પાઠકે આ ઠરાવને અનુમોદન આપ્યુ હતુ, ને પછી મત લેવાતા આ ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

કાકા સાહેબની ષષ્ઠીપૂર્તિ અગેનો નીચેનો નવમો ઠરાવ શ્રી મુનશીએ રજૂ કર્યો હતો

ઠરાવ ૯ મો :—

"આ પરિષદના સન્માન્ય સભાસદ અને ગુજરાતના સન્માનિત સસ્કારવિનાયક શ્રી. કાકાસાહેબ કાલેલકરની ષષ્ઠીપૂર્તિને પ્રસગે આ પરિષદ એમનુ અભિનદન કરે છે બધુ પ્રાન્તમાથી અહિં આવવાનો પ્રસગ બનતા ગુજરાતના સાસ્કૃતિક હાર્દ સાથે પોતે તદ્રૂપ બન્યા અને એ તાદાત્મ્ય ભાવને એમણે ગુજરાતી વાણીમા રસિક અને સમર્થ રીતે વ્યક્ત કર્યો છે શિક્ષણ કળા બલ્કે હરકોઈ જીવનક્ષેત્ર પર એમણે જે વિપુલ ગુજરાતી લેખન કર્યું છે તેથી ગુજરાતી સાહિત્ય સમૃદ્ધ બન્યુ છે આ સેવાઓની આ પરિષદ સગર્વ નોધ લે છે, અને તેઓ હજી પણ ઉત્તરોત્તર વધુ સસ્કારસેવા ગુજરાતને આપતા રહે એવી ભાવના સાથે તેમને સ્વાસ્થ્યયુક્ત દીર્ઘાયુ ઇચ્છે છે '

દિ બ કૃષ્ણલાલ ઝવેરીએ આ ઠરાવને અનુમોદન આપતા એ સર્વાનુમતે પસાર થયો હતો.

પ્રો અનતરાય રાવળે નરસિંહ મહેતાના કાવ્યોનુ શાસ્ત્રીય વાચન તૈયાર કરવા અગે નીચેનો ઠરાવ મૂકયો હતો

ઠરાવ ૧૦ મો :—

'પ્રાચીન સમયથી સચવાયલી ગુજરાતની કાવ્ય-સંપત્તિના શાસ્ત્રીય અભ્યાસની સરળતા થાય એ ઉદ્દેશે ગુજરાતના અમૂલ્ય ધનનું શાસ્ત્રીય વાચન તૈયાર કરાવવાની ઘણી જરૂર છે. વડોદરા સંમેલનમા પ્રેમાનંદના સિદ્ધ કાવ્યોની મળી શકતી મહત્ત્વની હાથપ્રતોના આધારે શાસ્ત્રીય વાચન તૈયાર કરાવવાની યોજનાનો ઠરાવ થયો હતો તે પ્રમાણે શ્રી. કે.કા. શાસ્ત્રીએ 'હુંડી' 'અસલ વિવાહ' 'શ્રાદ્ધ' અને 'મામેરું' એ ચાર કાવ્યોના સંગ્રહનો પહેલો ગ્રન્થ તેમણે તૈયાર કરી આપ્યો છે તેને આ સંમેલન આવકારે છે, અને પરિષદને વિનંતિ કરે છે કે, એ યોજના ચાલુ જ રહે અને એ પદ્ધતિએ પોતાની વિશિષ્ટ કાવ્યપદ્ધતિને કારણે જ ગુજરાતી ભાષાના આદિ કવિનું માન પામેલા નરસિંહ મહેતાના કાવ્યોની પ્રાચીન પ્રતોને આધારે શાસ્ત્રીય વાચના તૈયાર કરાવવાનું કાર્ય ગુજરાતી સાહિત્ય પરિષદ તરત જ શરૂ કરે '

આ ઠરાવને શ્રી યશવન્ત શુક્લે અનુમોદન આપ્યુ હતુ ને એ ઠરાવ સર્વાનુમતે મંજૂર થયો હતો

નીચેનો ૧૧ મો ઠરાવ લોકગીતના રેકોર્ડીંગને લગતો હતો તે શ્રી. ઝવેરચંદ મેઘાણીએ રજૂ કર્યો હતો.

ઠરાવ ૧૧ મો :—

"ગુજરાતના લોકગીતો એ ગુજરાતના સંગીત કાવ્યોની અમૂલ્ય સંપત્તિ છે. દુર્ભાગ્યે એની કંઠપરંપરા લુપ્ત થતી જાય છે અને ઘણી જગ્યાએ તેના પ્રયોગોમા અનેક કારણોએ વિકૃતિ દાખલ થતી જાય છે. તેથી એનુ શુદ્ધ પરંપરાગામી સાચું સ્વરૂપ સાચવી કાયમ કરવાની જરૂર છે તેથી આ સંમેલન પરિષદને ભલામણ કરે છે કે, એ લોકગીતોને લિપિબદ્ધ કરવા અને તેને રેકર્ડોમા ઉતારી સાચવી રાખવા અને સને તેના બધા પગલા લેવા પ્રબંધ કરવો."

રાષ્ટ્રીય સરકારને અભિનંદન આપતો નીચેનો ઠરાવ શ્રી ચીમનલાલ ચકુભાઈ શાહે પરિષદ સંમેલન સમક્ષ મંજૂરી માટે મૂકયો હતો —

ઠરાવ ૧૨ મો :—

"ભારતના સાહિત્ય, સંસ્કાર અને જીવન પરાધીનતામાં કુંઠિત થઈ રહ્યાં હતાં, એ જોતાં સ્વાધીન ને સ્વતંત્ર ભારતનાં પ્રથમ પગલાં તરીકે રાષ્ટ્રીય સરકારની સ્થાપના થઈ એ આપણા નવા સંસ્કાર યુગનો શિલાન્યાસ છે, એટલું જ નહિ પણ જગતના ઇતિહાસમા પણ અગત્યનું સીમાચિન્હ છે. આથી ભારતવર્ષ જગતના ભાવિ વિકાસમા પોતાનો ફાળો આપી પોતાનુ યોગ્ય સ્થાન મેળવશે તેથી આ પરિષદ સંમેલન આ સરકારને વધાવી લે છે, આ નવા યુગના સ્રષ્ટા મહાત્મા ગાંધીજીને અને રાષ્ટ્રીય સરકારના સભ્યોને અભિનંદન પાઠવે છે

ડૉ. હરિપ્રસાદ દેસાઈએ આ ઠરાવને ટેકો આપ્યો ને એ સર્વસંમતિએ સ્વીકારાયો હતો.'

શ્રી મુનશીની ષષ્ઠીપૂર્તિવિષયક દિ બા કૃષ્ણલાલ ઝવેરીએ નીચે મુજબનો પ્રસ્તાવ સભા સમક્ષ મૂકયો હતો

ઠરાવ ૧૩ મો :—

"આ સંમેલન પ્રતિભાશાળી કલાસ્વામી અને પરિષદના કર્ણધાર કનૈયાલાલ મુનશીની ષષ્ઠીપૂર્તિ પ્રસંગે એમને અભિનંદન આપે છે અને એ પ્રસંગની ઉજવણી માટે મુંબઈમા જે મધ્યસ્થ સમિતિની સ્થાપના થઈ છે તેના કાર્યને વેગ મળે તેની યોજના કરવા માટે પરિષદને ભલામણ કરે છે."

આ ઠરાવને શ્રી રવિશંકર રાવળ, શ્રી સૌમ્યદા ને શ્રી. જ્યોતીન્દ્ર દવે તરફથી અનુમોદન મળતા એ સર્વસંમતિએ પસાર થયો હતો.

આ સંમેલનનો છેલ્લો ગુજરાતના સાસ્થાનિક રાજ્યતંત્રને લગતો પ્રસ્તાવ શ્રી. કનૈયાલાલ મુનશીએ પેશ કર્યો હતો તે નીચે પ્રમાણે છે

ઠરાવ ૧૪ મો :—

"(૧) ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલનનું આ અધિવેશન આગામી રાજકીય વિધાન પરિષદ તરફ ગુજરાતી પ્રજાનું ધ્યાન ખેંચે છે, અને ભાર દઈને સ્પષ્ટ કરવા માગે છે કે, ગુજરાતી પ્રજાની સંખ્યા બંધ જુદી જુદી હકૂમતોમા વહેંચણી થઈ હોવાથી ગુજરાતી સાહિત્ય, સંસ્કાર અને જીવનનો વિકાસ રૂંધાઈ રહ્યો છે. આ પરિષદ સંમેલન પોતાનુ મંતવ્ય શ્રદ્ધાપૂર્વક દર્શાવે છે કે, ગુજરાત એક અને અભેદ્ય રહે એટલા માટે ગુજરાતીઓને એક

માંસ્થાનિક રાજ્યતંત્ર હોવું જ જોઈએ અને રાજકીય પુનર્ઘટના થાય ત્યારે આવા રાજ્યતંત્રની રચના થવી જોઈએ.

(૨) આ પરિષદસંમેલન દેશનેતાઓ, ગુજરાતી રાજવીઓ, અન્ય લોકનેતાઓ, ગુજરાત પ્રાન્તિક મહાસભા સમિતિ, કાઠીઆવાડ રાજકીય પરિષદ અને બીજી પ્રજાસંસ્થાઓને આગ્રહપૂર્વક વિનંતિ કરે છે કે, ગુજરાતના રાજકીય એકીકરણને વ્યવહારૂ બનાવવાને આંદોલન શરૂ કરે

(૩) આ પરિષદ સંમેલનની માન્યતા છે કે, રાજસ્થાન અને માળવા સાથે ગુજરાતને ભાષા, સંસ્કાર, જાતિ (*race*) અને સમગ્ર જીવનની અનેક નાની મોટી બાબતોમાં ઘનિષ્ઠ સંબંધ છે, એટલુ જ નહિ પણ બે વચ્ચે ઐતિહાસિક એકતાનો અવિચ્છેદ્ય સંબંધ છે. આ જોતાં આ પરિષદ રાજસ્થાની અને માળવી રાજવીઓ, નેતાઓ અને સંસ્થાઓને ભલામણ કરે છે કે, રાજસ્થાન, ગુજરાત અને માળવાનુ સમવાયતંત્ર બનાવવુ, જેથી ભાષા, સંસ્કાર ને જીવનની દૃષ્ટિએ એ સ્વતંત્ર હિન્દનુ એક મહાન અંગ બની રહે ”

આ પ્રસ્તાવને શ્રી. નાનાલાલ ચમનલાલ મહેતાએ અનુમોદન આપ્યું હતું, ને તે સર્વાનુમતે મંજૂર થયો હતો.

ઠરાવો પૂરા થયા બાદ પ્રમુખે ૧૯૪૩ની એકવાર્તા માટે શ્રી. ગુલાબદાસ બ્રોકરને મઢીડા સુવર્ણચન્દ્રક એનાયત કર્યો હતો. પછી સંમેલનના વિસર્જનનો વિધિ થયો હતો. પ્રો. કાજી, પ્રો. ઉપેન્દ્ર પંડ્યા, ડૉ. યાજ્ઞિક, વગેરેએ મહેમાનોને અસંત ભાવભીની વાણીમા ને રૂંધાયવા કંઠે વસમી વિદાય આપી હતી, ને સંમેલનના પ્રમુખ પ્રો રામનારાયણ પાઠકે, સ્વાગત-સમિતિને એમણે કરેલા ચિરસ્મરણીય ભાવભર્યા આતિથ્ય માટે લાગણીભર્યા આર્દ્રશબ્દોમાં આભાર પ્રગટ કર્યો હતો. ને પરિષદની પૂર્ણાહૂતિ થઈ હતી.

સાંજે કવિસંમેલન ભરાયું હતું ને તેમાં પાદપૂર્તિ માટે નીચેની પંક્તિઓ પર શ્લોકો રચાયા હતા; (૧) રે કહેવું શુ ચન્દને (૨) તમારી ફૂલ ક્યારી આ જીગર કેરી કટારી છે (૩) પાછી આવી પળ નહિ મળે જિંદગીમાં કદિયે. (૪) માહી પોલંપોલ છે. (૫) જીતેલ બાજી શું જવાય હારી.

પ્રો. રામનારાયણ પાઠક, શ્રી ઝવેરચંદ મેઘાણી, શ્રી. જ્યોતીન્દ્ર દવે ને પ્રો. રવિશંકર જોષી ને પ્રો. અનંતરાય રાવળને પરીક્ષકો નિયુક્ત કરવામા આવ્યા હતા. તેમણે ત્રણ કાવ્યોને ઈનામ માટે પસંદ કર્યાં હતાં. ને તેમને અનુક્રમે રૂ. ૫૦, રૂ. ૩૦ ને રૂ. ૧૫ના ઈનામો મળ્યાં હતા.

રાત્રે દશ વાગે રંજનનો જે કાર્યક્રમ હતો તે આ પરિષદ સંમેલનની યશકલગી હતી એમ કહી શકાય એમાં, દૂરદૂરને ગામડેથી ગ્રામકલાકારોને આમંત્રવામાં આવ્યા હતા. આખો કાર્યક્રમ ખૂબ જ આકર્ષક ને મનોરંજક હતો પણ વિશેષ ઉલ્લેખ યોગ્ય દાંડિયારાસ, હમચીનો રાસ, ટીપણીનુ નૃત્ય, મુખની બંસી હતાં. આપણા ગામડાંઓમા જે પોતાનું અનોખું કલાતત્ત્વ રહેલુ છે, ગુજરાતી કહી શકાય એવી જે વિશિષ્ટતાભરી લોકજીવનની સુન્દરતા છે તે એ કાર્યક્રમોમા વ્યક્ત થતી હતી.

આમ એકંદર રીતે પરિષદ સંમેલનનો કાર્યક્રમ સફળતાથી પાર પડ્યો હતો.

---

# વડોદરાથી રાજકોટ

## મંત્રીઓનો અહેવાલ

૧૯૪૩ના ડિસેમ્બરમા વડોદરા ખાતે ગુજરાતી સાહિત્યપરિષદનુ ૧૫ મુ સમેલન મળ્યુ ત્યાર પછીના આ ત્રણેક વર્ષની પરિષદ પ્રવૃત્તિનો સક્ષિપ્ત અહેવાલ નીચે પ્રમાણે છે —

**૧. સામાન્યસભા :—**

પરિષદની વાર્ષિક સામાન્યસભા તા. ૧૬મી ડિસેમ્બર ૧૯૪૩ના રોજ મુબઈમા મળી હતી, અને તેમા મધ્યસ્થ સભાએ રજૂ કરેલો અહેવાલ તા ૧ એપ્રીલ ૧૯૪૨ થી તા ૩૧મી ડિસેમ્બર ૧૯૪૨ સુધીનો હિસાબ તથા તેનુ સરવૈયુ મજૂર કરવામા આવ્યા હતા

**૨. મધ્યસ્થસભા :—**

આ ગાળામા મધ્યસ્થ સભાની ત્રણ બેઠકો ભરાઈ હતી. પહેલી સભા તા ૨૫ ડિસેમ્બર ૧૯૪૩ ને રોજ વડોદરામા ભરાઈ હતી, ને તેમા કવિશ્રી અરદેશર ફરામજી ખબરદારે પોતાની નાદુરસ્ત તબિયતને લીધે આપેલુ રાજીનામુ તેમણે કરેલી સેવાઓ માટેના આભારના ઉલ્લેખ સાથે મજૂર કરવામા આવ્યુ હતુ, ને બીજો ઠરાવ વિષયવિચારિણી સમિતિમા બધારણ મુજબ પરિષદના સભ્યોની સખ્યા ૫૦ ટકાથી ઓછી થાય તો વટતી સખ્યા ઉમેરવા પ્રમુખશ્રીને સત્તા આપવામા આવે છે એ મુજબનો પસાર થયો હતો

તે પછીની બીજી બેઠક ૧૧ માર્ચ ૧૯૪૪ ને રોજ અમદાવાદમા ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના મકાનમા મળી હતી ને મત્રી ચન્દ્રશકર શુકલનુ રાજીનામુ સ્વીકારી એ જગ્યાએ પ્રો જયન્તકૃષ્ણ હ દવેની નીમણુકનો ઠરાવ થયો હતો. બીજો ઠરાવ સ્વ સર લલ્લુભાઈ આશારામ શાહના સ્મારક માટે એમનુ જીવનચરિત્ર રચવાનો થયો હતો અને ત્રીજો 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ ગુજરાત યુનિવર્સિટી મડળની પરિષદની જે રચના કરી તેને આ સભા આવકારે છે, ને સફળતા ઇચ્છે છે" એવો ઠરાવ મજૂર થયો હતો.

સર લલ્લુભાઈ આશારામ શાહનુ જીવન ચરિત્ર શ્રી રજીતલાલ હ પડ્યા લખે છે અને તે કાર્ય લગભગ પુરુ થવા આવ્યુ છે

તે પછીની બેઠક મુબઈમા તા. ૨૧–૮–૧૯૪૬ રોજ મળી હતી જ્યારે ૧૯૪૩–૪૪–અને ૪૫ના ઓડીટ થયેલા હિસાબો મજૂર કરવાનો, તથા આગામી સમેલન ભરવા માટેનુ રાજકોટ સાહિત્યસભાનુ આમત્રણ સ્વીકારવાનો તથા સમેલનના પ્રમુખ માટે ૧. પ્રો. રામનારાયણ વિ પાઠક, ૨ મુનિ જિનવિજયજી, ૩ શ્રી દુર્ગાશકર શાસ્ત્રી, ૪. શ્રી. રમણલાલ વસન્તલાલ દેસાઈની ચૂટણી કરવાનો એમ ત્રણ ઠરાવો કરવામા આવ્યા હતા મધ્યસ્થ સભાની બે વર્ષની મુદત પૂરી થતા નવી સભાની ચૂટણી તા ૨૮–૩–૪૬ ને રોજ કરવામા આવી હતી ને ચૂટાયલા સભ્યોના નામ જૂન–જુલાઈની પત્રિકામા જાહેર કરવામા આવ્યા છે

**૩. અધિકારીઓ :—**

પરિષદના બધારણની કલમ ૫૪ (અ) મુજબ, આગામી સમેલનના પ્રમુખ તરીકે પ્રો. રામનારાયણ વિ પાઠકની ચૂટણી સર્વાનુમતે થઈ છે બધારણની કલમ ૨૫ મુજબ નવા અધિકારીઓની બે વર્ષ માટે ચૂટણી તા ૨૮–૩–૪૬ ને રોજ કરવામા આવી છે તેનુ પરિણામ નીચે પ્રમાણે છે

**ઉપપ્રમુખ**—શ્રી કનૈયાલાલ મા મુનશી
**મત્રીઓ**—શ્રી ચીમનલાલ ચકુભાઈ શાહ
ચૈતન્યપ્રસાદ મો દિવાનજી
ગોકુળદાસ દ્વા રાયચુરા
મુનશ્રી જિનવિજયજી
રવિશકર મહાશકર જોષી
વીરેન્દ્રરાય ચન્દ્રશકર મહેતા
**ખજાનચીઓ**—શ્રી મોતીચદ ગી કાપડીઆ
, વસન્તરામ જમીયતરામ વકીલ

**૪. સભાસદો :—**

આ નિવેદન રજૂ કરતી વેળાએ પરિષદના સભાસદોની વર્ગવાર સખ્યા નીચે પ્રમાણે છે (ક) પરિષદ તથા સમેલનોના પ્રમુખો ૫ (ખ) સન્માન્ય સભાસદો ૧૦ (ગ) આશ્રયદાતાઓ ૩ (ઘ) આજીવન સભાસદો ૩૨ (ઙ) સામાન્ય સભાસદો ને સભાસદ સસ્થાઓ મળીને ૧૩૭

૫. અંધેરીમાં આવેલું ભવનનું વિશાળ મકાન સરકારે લશ્કરની જરૂરીઆત માટે કબજે લીધેલું ને તે દરમ્યાન હાર્વે રોડ, ચોપાટી પર આવેલા ભાડાના મકાનમાં ભવનનું કામ ચાલતું હતું પણ હાલ એ મકાન ભવને વેચાતું લઈ લીધેલું છે, ને આસપાસના નવો મકાન પણ ઊભેરેલા છે ને એ મકાનો કબજે મળ્યા પછી એક વિશાળ મકાન અહિંયા ઊભું કરવાનું છે અને શ્રી હેમચન્દ્રાચાર્ય સ્મારક, અને પરિષદના કાર્યાલયનો તેમાં સમાસ કરવામાં આવશે

ગયા નિવેદનમાં કહેવામાં આવ્યું હતું તે મુજબ ગુજરાતી સાહિત્યપરિષદ નર્મદ શિક્ષાપીઠ ભવન તરફથી પોતાની પ્રવૃત્તિ આગળ ચલાવે છે

પરિષદની પ્રકાશનપ્રવૃત્તિ સંબંધી સામાન્યરીતે જણાવવાનું કે, પ્રવૃત્તિ સારા વેગથી ચાલે એવી ધારણા હોવા છતાં હાલની કાગળની ને તેથી પણ વિશેષ છાપખાનાની મુશ્કેલીને લીધે અમને સંતોષ થાય એવી રીતે આગળ ચાલી શકી નથી ગયા વખતનું શાહનામું ને ગેબરના નાટકો હજી પ્રસિદ્ધ થઈ શક્યા નથી પણ તે હવે તરત હાથ પર લેવા વિચાર છે પણ ગયે વખતે જેનો ઉલ્લેખ કર્યો હતો તે શ્રી સુરેન્દ્રનાથ દાસગુપ્તાનો શ્રી નગીનદાસ પારેખે કરેલો અનુવાદ 'કાવ્યપરિચય' પ્રસિદ્ધ થઈ ચૂક્યું છે તે ઉપરાંત શ્રી ભોગીલાલ સાંડેસરાએ પંચતંત્રનું ભાષાન્તર શાસ્ત્રીય પદ્ધતિએ સંપાદન કરવાનું કામ સ્વીકાર્યું છે, તેમ જ શ્રી નાથાલાલ દવેએ શ્રી કાગવાળા સ્ત્રીસાહિત્યમાળા માટે Madame Curieનું ભાષાન્તર કરવાનું સ્વીકાર્યું છે શ્રી. કાટાવાળા પ્રાચીનસાહિત્યમાળા માટે શ્રી કે કા. શાસ્ત્રીએ પ્રેમાનંદના હૂંડી અસલ વિવાહ શ્રાદ્ધ અને મામેરું એનું સંપાદન શરૂ કરી દીધેલું છે, અને એ માળાનું કાર્ય સંતોષકારક રીતે ચાલશે એવી આશા છે

ગયા નિવેદનમાં જણાવ્યા પ્રમાણે સાહિત્યપરિષદ પત્રિકાની વ્યવસ્થા ભારતીય વિદ્યાભવનની નર્મદ શિક્ષાપીઠ દ્વારા ચાલે છે તે હાલ માસિકરૂપે બહાર પડે છે તેના સંપાદકો પરિષદના મંત્રી શ્રી ચીમનલાલ શાહ અને પ્રો ચન્દ્રકાન્ત મહેતા છે પત્રિકાનું કદ વધારવાની ધારણા છે પણ કાગળની અછતને લીધે હજી કેટલોક વખત એમ થઈ શકશે નહિ

ગયા સંમેલનની માફક આવતા સંમેલનમાં ૧૯૪૩ની શ્રેષ્ઠ નવલિકા "ધૂમકેતુ" માટે શ્રી મહીડા સુવર્ણચન્દ્રક શ્રી ગુલાબદાસ બ્રોકરને આપવાનો નિર્ણય શ્રી યશવન્ત શુકલ અને શ્રી ભાનુશંકર વ્યાસે સંયુક્ત પરીક્ષકો તરીકે આપેલો છે અને એ ચન્દ્રક રાજકોટ સંમેલનમાં એનાયત કરવામાં આવશે.

દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના ૭૫ વર્ષના અભિનન્દન સમારંભને નિમિત્તે શરૂ થયેલો ફાળો અત્યારે ૬૫૮૭-૧૪-૦ નો થયેલો છે જેનો ઉપયોગ દી બ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી પુસ્તકાલય માટે કરવાનો છે તે માટે પુસ્તકોની યાદી તૈયાર થઈ ગઈ છે ભારતીય વિદ્યાભવનનું નવું મકાન થશે તે પર પુસ્તકાલયની સ્થાપના મુલતવી રાખેલી છે

લાઠીમાં કલાપી સ્મારકને અંગે નકશો તૈયાર થયા છે, અને તે અનુસાર નીચેના ચાર વિભાગો રાખવાનું નક્કી કર્યું છે

૧ કલાપી ટાઉન હૉલ

૨ ટાઉન હૉલમાં કલાપીની ચિત્ર ગૅલેરીનો સમાવેશ

૩ કલાપી પુસ્તકાલય

૪ કલાપીની વસ્તુઓનો સંગ્રહ

(સહી) કનૈયાલાલ મુનશી

ઉપ-પ્રમુખ

★

# વ્યાખ્યાન સાર

## પરિષદ સંમેલનના પ્રમુખ શ્રી. રામનારાયણ પાઠકના ભાષણમાંથી

વિવેચનની તાત્ત્વિક ચર્ચામાં એક પ્રશ્ન એક કે બીજે સ્વરૂપે વારંવાર ચર્ચાય છે, તે એ કે કાવ્ય એટલે કે વાઙ્મય કલ્પનોત્થસર્જનને સત્ય સાથે શો સબંધ છે? ઘણા કહે છે કે કાવ્ય એ સત્યનુ સૂક્ષ્મતર સ્વરૂપ છે

* * *

મહાગદ્રના એક લબ્ધપ્રતિષ્ઠ વિવેચક અને વાર્તાકારે એક વખત ચર્ચામા કહ્યું, "સંગીતનો એક સ્વર નીકળે કે એક રાગ ગવાય, તેને તમે સત્ય કે નીતિને અનુકૂળ કહેશો કે પ્રતિકૂળ? એને સત્ય કે નીતિ સાથે શો સબધ છે? નીતિની ચર્ચા નીતિશાસ્ત્રી કરે, સત્યની ચર્ચા ધર્મ કે ફિલસૂફી કરે, કલાની કૃતિ પોતાના સ્વરૂપે કલાની કૃતિ હોય એટલુ બસ છે. એને નીતિ કે સત્ય સાથે કશો સબધ હોઈ શકે નહિ"

પણ આ રીતે એક કલાના દૃષ્ટાંતથી નિયમ બાધી તેને બીજી કલાને લાગુ કરવો એ મને પ્રામાણિક પદ્ધતિ લાગતી નથી. કલાનુ સામાન્ય સ્વરૂપ સમજવા બધી કલામાથી લાક્ષણિક દૃષ્ટાત લઈએ એ એક વાત છે, અને એક કલાના દૃષ્ટાતમાથી નિયમ બાધી તેને બીજી કલાને લગાડીએ એ બીજી વાત છે કોઈપણ એક કલાના સ્વરૂપની ચર્ચા તેના પોતાના દૃષ્ટાતોથી જ કરવી જોઈએ એક કલાની ચર્ચામા બીજી કલાનુ સમર્થન માગે તેમા કશો બાધ ન હોઈ શકે પણ બીજી કલાને તેથી મહત્ત્વનુ સ્થાન આપવુ એ અનિષ્ટ ડખલગીરી છે

કલાનુ ભેદક તત્ત્વ તેનુ ઉપાદાન છે એ ઉપાદાનથી જ તેનુ મૂર્ત સ્વરૂપ વડાય છે કવિનુ ઉપાદાન વાકય-વાણી છે વાણી શબ્દની બનેલી છે શબ્દ એ અમુક અર્થનુ વાઙ્મય ધ્વનિમય પ્રતીક છે પ્રભાત શબ્દ આપણા મનમા પ્રભાતનો જે અર્થ છે તેનુ પ્રતીક છે-ચિહ્ન છે. પણ શબ્દનો અર્થ પિંડ આપણા મનમા બધાયો શી રીતે? અલબત્ત વાસ્તવિક જગતના પ્રભાતના અનુભવથી માણસ જે જે શબ્દ બોલે છે તેનો અર્થ, તેના પોતાના વાસ્તવિક જગતના અનુભવથી બધાયો હોય છે. અલબત્ત આ શબ્દો શાસ્ત્રીય નિરૂપણમાં વપરાયા હોય ત્યારે જે રીતે એક જ નિયમ-ચોક્કસ અર્થમા વપરાય છે તેજ રીતે કાવ્યમા વપરાતા નથી કહે છે કે કાવ્યમા દરેક શબ્દ નવી નવી રીતે વપરાય છે' એ ખરૂ છે પણ શબ્દની એ શક્તિ પણ વાસ્તવિક જગતમાથી જ ઉદ્ભવે છે

* * *

કવિતાના અભ્યાસમા અને કવિતાના શિક્ષણમા કવિએ સૂચવેલો નવો અર્થ, વાસ્તવિક અનુભવના પ્રસ્તુત અશ જોડે અનુસંધાન પામે, એ અનુભવનો એ પ્રસ્તુત અશ સચેત થઈ જે નવો અર્થ રચે એટલા માટે વાસ્તવિક અર્થ સ્પષ્ટ થવો જોઈએ એમ ન થવાથી કવિતા પૂરી સમજાતી નથી, ને કાવ્યની પછવાડે રહેલી વાસ્તવિક દુનિયાને ન સમજવાથી કાવ્ય નથી સમજાતુ એવા દાખલા પણ મળી આવે છે કાવ્યનુ આ પ્રકારનુ વિવરણ વિવેચન ગણાય કે નહિ, છેવટ વિવેચનનુ આવશ્યક અગ ગણાય કે નહિ એની ચર્ચામા હુ નથી ઊતરતો પણ કાવ્યાર્થના સાચા ભાવનને માટે એ આવશ્યક છે ને એના વિનાનુ વિવેચન ધૂળપર લીપણુ જેવુ છે એમા મને સન્દેહ નથી

હુ મૂળ એ કહેતો હતો કે કાવ્યનુ ઉપાદાન શબ્દ છે અને શબ્દની શક્તિનો સકેત હમેશા વાસ્તવિક જીવનના અનુભવ સાથે હોય છે અલબત્ત એ વાસ્તવિક જીવનના અનુભવનિષ્ઠ અર્થવાળા શબ્દો એવી રીતે ગોઠવી શકાય કે જેમાથી વાસ્તવિક જીવન સાથે સગત હોય એવો કશો અર્થ ન નીકળે વાક્યનુ મુખ્ય કામ અર્થબોધ કરવાનુ છે વાક્ય અર્થબોધ કરી શકે એટલા માટે એના શબ્દોમા આકાક્ષા, યોગ્યતા ને સનિધિ હોવા જોઈએ એમાથી યોગ્યતાનો નિર્ણય બુદ્ધિ વાસ્તવિક જગતના આપણા મનપર પડેલા સસ્કારોથી કરે છે યોગ્યતાને વાસ્તવિક જગત સાથે સબધ છે. અલબત્ત, કાવ્યમા કોઈપણ એક વાક્ય દેખીતી રીતે યોગ્યતારહિત ન હોઈ શકે. વ્યવહારમા પણ ભાગ્યે જ અર્થહીન વાક્ય આવે.

યોગ્યતા માત્ર વાક્યના શબ્દની અંદર જ હોવી જોઈએ એમ નથી. એક સંદર્ભનાં અનેક વાક્યોમાં પણ હોવી જોઈએ અર્થાત્ વાક્યના શબ્દમાં જે યોગ્યતા આવશ્યક છે તે જ યોગ્યતા સંદર્ભના વાક્યો વચ્ચે પણ હોવી જોઈએ. અને અન્તેમા એ યોગ્યતાની બુદ્ધિ વાસ્તવિક જગતના સંસ્કારોમાંથી બંધાયલી હોય છે.

ખરી રીતે વાક્યના શબ્દોમા આવશ્યક આકાંક્ષા અને યોગ્યતા બન્ને કાવ્યના સમગ્ર સંદર્ભમા અનુસ્યૂત રહેલી હોય છે ઉપર કહી તે યોગ્યતા કાવ્યમા ઔચિત્ય બને છે, અને આકાંક્ષા તે રસૌપમ્ય બને છે

વાક્યના શબ્દોથી શરૂ થઈને આખા પ્રસંગના અંત સુધી પ્રવર્તતી આ યોગ્યતામા સત્યની વફાદારી આવી જાય છે. યોગ્યતા સ્થૂલ દૃષ્ટિએ જોતા તો માત્ર અવયવોની પરસ્પર ઘટનક્ષમતા, પરસ્પર સંગતતા, બંધ બેસતા થવાપણુ છે પણ જેને આપણે શાસ્ત્રીય દૃષ્ટિએ સત્ય કહીએ છીએ તે પણ વસ્તુઓની પરસ્પર ઘટનક્ષમતા સિવાય બીજું શુ છે?

*  *  *

પણ આ યોગ્યતા તે પોતે તે સત્યનો સંગ્રહ કે કોશ નથી. યોગ્યતા જ્યારે પ્રવર્તે છે ત્યારે તે તે પોતાના કોશના સત્યો જોઈ ડગલ આપીને પ્રવર્તે છે એમ નથી. યોગ્યતા એ એક દૃષ્ટિ છે એક બુદ્ધિ (inner sense) છે ને, સત્યથી વિરોધી વસ્તુ આવતા દુભાય છે તેને કચવાટ થાય છે

પણ કેટલાક કાવ્યોમા પરિચિત સત્યોનો દેખીતો વિરોધ આવે છે તેનુ શુ? તેના ઉત્તરમા એ કહી શકાય કે, યોગ્યતાની બુદ્ધિ કંઈ માત્ર વિજ્ઞાનથી જ ઘડાતી નથી. કવિતા માણસે માણસ માટે કરેલી છે અને એ માણસની બુદ્ધિ માત્ર વિજ્ઞાનથી નહિ પણ તે તે કાલની સર્વ લોકમાન્યતાથી ઘડાય છે વળી, કાવ્યમા સ્થૂલ રીતે બની ગયેલુ સત્ય નહિ પણ શક્ય સત્ય આવે છે, અર્થાત્ કવિ કોઈ ક્રાન્તદૃષ્ટિથી સત્યના બાહ્યસ્વરૂપની અંદર રહેલા તેના સૂક્ષ્મ તત્ત્વને પકડે છે માટે જ યોગ્યતાનો અર્થ મે સત્ય નહિ પણ સત્યની વફાદારી કરેલો છે

*  *  *

અલબત્ત હું વિચાર તો એ કોટિનો કરુ છુ કે કાવ્યની એવી કૃતિઓ હોય છે કે જે વિજ્ઞાન સાથેનો સંબંધ તોડીને રચાયલી હોય છે ને તેમ છતાં એમાં વિજ્ઞાનનો સ્પષ્ટ વિરોધ હોય છે એમ હું સ્વીકારી લેવા માગતો નથી.

*  *  *

મેં કહ્યુ કે કાવ્ય ચિત્ત પર સંસ્કાર પાડે છે પણ કાવ્યાસ્વાદન પછીના ચિત્તનુ એ પર્યાપ્ત વર્ણન નથી સંસ્કાર કહેવામા સંસ્કાર પામતી વસ્તુ પોતે નિષ્ક્રિય નિશ્ચેષ્ટ થઈ માત્ર ક્રિયાનું સાધન બનતી હોય એવી પ્રતીતિ રહેલી છે. એ માટે એ સ્થિતિ સાધારણ રીતે ભાવ તરીકે ઓળખાય છે ભાવનો અર્થ હું માત્ર લાગણી કરતો નથી કાવ્યમા ચિત્ત સમગ્રરૂપે અમુક પરિસ્થિતિને અભિમુખ થઈ પોતાના સ્વભાવને અનુકૂળ, પોતના કોઈ આંતર પ્રયોજનને અનુકૂળ રીતે અમુક ગતિ ધારણ કરે છે, તેને માટે ભાવ શબ્દ યોગ્ય ગણુ છુ કાવ્યાનુભવમા ચિત્ત શુદ્ધરૂપે અને સ્વસ્વરૂપને પામે છે, આત્મ સાક્ષાત્કાર કરે છે, જેના પરિણામે પરમ આનંદનો અનુભવ થાય છે.

સમગ્ર માનવઉત્ક્રાંતિમા અને માનવવ્યવહારમા આ ભાવ જ સૌથી મહત્ત્વનો છે આપણે સાધારણ રીતે માનીએ તેના કરતા ભાવ કોઈ ગહન વસ્તુ છે ભાવનો અનુભવ એ જ વસ્તુનુ જીવનતત્ત્વ છે. જે કાવ્યનો ભાવ એવો જીવન્ત હોય છે કે વાસ્તવિક સ્થિતિનો ખ્યાલ ફરી જતા પણ એ ખ્યાલને અનુરૂપ થઈ રહે છે

*  *  *

હવે આ આખો વ્યાપાર મને સમજાય છે તે રીતે સ્પષ્ટ કરવા પ્રયત્ન કરુ મે પહેલા ઝાડપર ફૂલ એમ તેના જેવો વાસ્તવિક જગત અને કાવ્યનો સંબંધ કલ્પ્યો હતો. હવે જરા જુદા રૂપકથી આ સંબંધ કહેવાનો પ્રયત્ન કરુ છુ, અને એ રૂપક તે પૃથ્વી અને તેના પર રચાયલા મકાનનુ. મકાન એ એક સ્વતંત્ર મનુષ્યકૃત કલાકૃતિ છે પણ તે પૃથ્વીપર જ ચણેલી છે આ ભૂમિ એ જ એનો આધાર છે આ વાસ્તવિકતામા મે આગળ કહ્યુ તેમ આખા જગત વિશેના ભૌતિક, આધિભૌતિક, આધ્યાત્મિક, સર્વ શ્રદ્ધાઓ, વિચારો, માન્યતાઓ

આવી જાય છે. એટલું જ નહિ, પ્રસ્તુત કલાકૃતિઓ પહેલાંની જેટલી કલાકૃતિઓ અનુભવમાં આવી હોય તેના સંસ્કારો પણ આ વાસ્તવિકતાની ભૂમિમાં આવી જાય. એ ભૂમિ પર હવે નવી કલાકૃતિ રચાય છે. આ રચનાનું વસ્તુ કેવળ વાસ્તવિકતાવાળુ હોય, કે પરીકથા જેવું કલ્પનોત્પાદ્ય હોય તો પણ તે આખી વાસ્તવિકતાની ભૂમિકાપર આવેલું છે. કવિ એ આખી ભૂમિકાનો ઉપયોગ ન કરે, ત્યોતી ભૂમિનો જ ઉપયોગ કરે પણ એ રચના નીચે રહેલી છે તો આખી જ ભૂમિ. અને જેમ ભૂમિપર આવ્યા છતાં કલાની કૃતિ તો માત્ર ઉપરની જ રચના ગણાય છે, તેમ કાવ્યમાં પણ જે કવિની રચના હોય અને તેની વ્યંજના હોય તેટલાથી જ કાવ્ય બને છે. બાકીનું બધું તેની વાસ્તવિકતાની ભૂમિકાનુ છે. ને કાવ્યકૃતિને આખી વાસ્તવિકતાના સત્યને વફાદાર રહીને જ નિર્માણ થવાનું ને આસ્વાદ્ય થવાનું છે.

હવે હું મારો મુખ્ય પ્રશ્ન લઉં છું. કાવ્યનું પણ મુખ્ય પ્રયોજન ભાવનિષ્પત્તિ છે. સંગીતના રાગને જો સત્ય કે નીતિ સાથે સંબંધ હોવાની જરૂર નથી તો સાહિત્યને પણ નથી. બન્ને કલાઓ છે.

સાહિત્ય પણ કલા છે એ સાચું. કલા તરીકે ભાવનિષ્પત્તિ કરવી એ એનું પ્રયોજન છે, એ સાચું. પણ તેમ છતાં તેને સત્ય, નીતિ બધાની વફાદારી રાખવી પડે છે અને તેનું કારણ તેની ભાવનિષ્પત્તિની પદ્ધતિ છે. સાહિત્યનાં ભાવનિષ્પત્તિ, વાસ્તવિક જગતમાં જે રીતે થાય છે, એ રીતે થાય. વાસ્તવિક જગતમાં અમુક પરિસ્થિતિ ચિત્તની સંમુખ રજૂ થાય છે અને તે ઉપરથી ચિત્ત પોતાના આંતર પ્રયોજનને અનુકૂળ અમુક ભાવ ધારણ કરે છે, કાવ્યમાં પણ અમુક પરિસ્થિતિ એવી જ રીતે એટલે કે એ પરિસ્થિતિ સાચી જ હોય એવી રીતે ચિત્ત સંમુખ રજૂ થાય છે. અને ચિત્ત તે તરફ પોતાના આંતર પ્રયોજનને અનુકૂળ રીતે, કહો કે આંતર પ્રયોજનને સિદ્ધ કરવા, અમુક ભાવ ધારણ કરે છે. ફરક માત્ર એટલો જ છે કે, વાસ્તવિક જગતમાં વ્યવહારનાં અનેક પ્રયોજનો આવી આવીને આ ભાવ ધારણ કરવાની શક્તિને મુક્ત રીતે વ્યાપારમય બનવા દેતાં નથી. સાહિત્યમાં ચિત્ત વધારે મુક્ત, વધારે શુદ્ધ, વધારે નિર્વિઘ્ન રીતે અને તેથી સંપૂર્ણતાથી વધારે નજીક થઈને ભાવધારણ કરે છે. અને વાસ્તવિક જગતની રીતે જ ચિત્ત ભાવધારણ કરે છે, એટલે સાહિત્ય જગતમાં પણ જે પરિસ્થિતિ ચિત્ત આગળ રજૂ થાય છે તે વાસ્તવિક જગતને વફાદાર હોવી જોઈએ.

આ સ્થળે હું એક બીજો પ્રશ્ન ચર્ચવા ઇચ્છું છું. અને તે સત્યના સ્વરૂપનો. સત્ય શબ્દને સત્–હોવું સાથે સંબંધ છે, અને સત્ય જે વસ્તુતાએ અસ્તિત્વ ધરાવે છે તેનું કથન છે. કાવ્યમાં બાહ્ય, ભૌતિક, સ્થૂલ જગતનાં સત્યોમાં સત્ય તરફની સૂક્ષ્મ વફાદારી રાખીને ફેરફાર કરી શકાય છે. અને તે શા માટે? કારણ કે કાવ્યનું મુખ્ય પ્રયોજન ચિત્રમાં ભાવનિષ્પત્તિ કરવાનું છે. જગતની પરિસ્થિતિ નિરપેક્ષ રૂપે કાવ્યનો વિષય નથી. એ ભાવનિષ્પત્તિ સાધન છે, નિમિત્ત છે, માટે એ કાવ્યમાં સ્થાન પામે છે. માણસને માણસનું મન જ રસનો વિષય છે.

હવે મારે એટલું જ કહેવાનું રહે છે કે, જેમ બાહ્ય જગતમાં સ્થૂલ સત્યો છે, જેમ બાહ્ય જગતની વાસ્તવિક સ્થિતિ છે, તેમ ચિત્ર કે ચેતન તત્ત્વનું પણ અમુક સ્વરૂપ છે. બાહ્ય જગતનું જ્ઞાન આપણને ઇન્દ્રિયો દ્વારા કેવી રીતે થાય છે તે સુવિદિત છે.

સાહિત્યને સત્ય સાથે હમેશાં જીવન્ત સંબંધ રહે જ એમ હું માનુ છું. એ સંબંધ શબ્દ-દ્વારા રહે, તેમ જ ગમે તેટલુ કલ્પનોત્પાદ્ય વસ્તુ પણ વાસ્તવિક જગતના સત્યને વફાદાર રહે જ. એ રીતે પણ રહે પણ સર્વથી વિશેષ તો એ કે જે ભાવને એ વ્યક્ત કરે તે તો ચિત્તનો પૂર્ણ સ્વભાવાશ હોવો જોઈએ, એ રીતે હમેશાં રહે જ અને રહેવો પણ જોઈએ. ખરું તો ચેતનના એ સત્ય સ્વરૂપનો સાક્ષાત્કાર એ જ સાહિત્યસર્જન અને સાહિત્યપરિશીલનનો એક સમાન પ્રાણ અને પ્રેરણા છે.



## સાહિત્ય વિભાગના પ્રમુખ શ્રી. ઝવેરચંદ મેઘાણીના વ્યાખ્યાનમાંથી

પ્રાચીન સમયની સાહિત્યકાર વિષેની આપણી કલ્પના ગમે તે હોય: આજની આપણી વસ્તુસ્થિતિ જુદી છે. માટે એ જુદી સમજને માગી લે છે, પ્રાચીનોનો કવિ હતો સર્વવિદ, સત્ય પેખન્દો તપોધન. એ તો દ્રષ્ટા કહેવાતો. હોમર ને વ્યાસ જેવા એકે હજારાં હતા એના કથાકારો. નાટક તો કાલિદાસ ભાસ જેવા આંગળીને વેઢે ગણીએં તેટલાનો જ કલાપ્રદેશ. આજે આર્ષદર્શનની અધિકારી અલ્પસંખ્ય વિભુતિઓનો જમાનો નથી. પેલા શ્લોકમાં કહ્યું છે તેમ પક્ષીઓને બોલાવનાં ફુદાં પણ 'અમે યે વિહંગમો' કહેતાં હાજર થાય છે. પ્રતિભા જેવું નામ છે તે માનવશક્તિ ચૂર્ણ થઈને કણી કણી ભાગે સામાન્યોમાં, અરે અતિસામાન્યોમાં વહેંચાઈ ગઈ છે. સામાન્યોના આ બુલંદ સમૂહને શિરે ધ્યેય તો અર્વાચીન કાળે પણ પરમસત્યોના પારગામીપણાના આદર્શને પહોંચવાનું જ રહેશે, એની બહુસંખ્યાના શોરબકોરમાં મૂળ આદર્શનો સૂર દૂંપાઈ જવો ન જોઈએ. છતાં હકીકતે, આ જમાનો મહાકામનો નહિ પણ મહાસંખ્યાનો છે, માટે જ અત્યાર પૂરતાં તો શિલ્પીગણના ખભા જેટલો ઊંચકી શકે તેટલા તોલનો જ આદર્શ તેની પીઠ પર આરોપીએ તો સારું.

બેચાર પ્રતિભાસંપન્નો ઝળહળે તેથીએ પ્રાંત તાલેવાન થતો નથી, અને સો હજાર મધ્યમો ખદબદી રહે તો પણ બુદ્ધિની દરિદ્રતા ટળ્યાનું ચિહ્ન નથી. સંખ્યાને લોગે પણ પ્રતિભાની સામાન્યભૂમિકા ઊંચે આવવી જોઈએ.

* * *

મારો પ્રાંત અવલ દરજ્જાના પ્રતિભાવંતોથી વંચિત રહે એ અલબત્ત મને અકળાવે છે. એકાદા ગોવર્ધનરામનું સ્થાનેયે અર્ધીસદી સુધી ખાલી પડ્યું રહે એ અસહ્ય છે, કારણ કે પ્રતિભાવંતોને અભાવે સામાન્યોમાં વામણા આદર્શોની પૂજા પેસી જાય, મધ્યમોનું જોણુ ઊર્ધ્વમુખી રહે નહિ, ગુજરાતી વાઙ્મયની શક્યતાના વિસ્તીર્ણ સીમાડા કોઈ મધ્યમોને દેખાડે નહિ, સામસામા કૂપમંડુકો પેટ ફૂલાવવા બેસીએ છીએ. હું ટાગોરને ભલે નહિ પણ ગોવર્ધનરામને તો ગુજરાતના ટીપે માગું છું.

* * *

મુરશીદોવિહોણી આપણી નુગરી સ્થિતિમાં લખનારની આત્મસંતૃપ્તિ અને આત્મપ્રસન્નતા એ જ એક ભરોસાપાત્ર આંકણી છે, કે જે વડે એની કૃતિની ગુણવત્તાને એ પોતાની મેળે માપી શકે. આત્મતૃપ્તિ એટલે બેશક આત્માની તૃપ્તિ, માણસના અંતરજામી 'સત્યં શિવં સુન્દરમ્' મહાસત્ત્વની તૃપ્તિ, ચપટીમાં રીઝી જનાર પામરતાની તૃપ્તિ, સ્વાર્થપટુ બે ચાર પાસવાનોના અહોહો અહાહાથી મૂર્છિત બની જનાર નર્યા પ્રશસ્તિભૂખ્યા પ્રાણુની તૃપ્તિ. ના આપણી કલમો પર એવી તૃપ્તિને નહિ પલાણવા દઈએ. નાનકડી કંડિકાથી માંડીને મોટા ગ્રન્થની રચના પર્યન્ત આપણો સાચો ભોમિયો ને સાક્ષી તો પેલો, માયલો રસાનંદી આત્મા જ રહેશે. આ પ્રસન્નતાનું તત્ત્વ જ સાહિત્યમાં કર્તા તેમ જ ભોક્તા ઉભયપક્ષોને સંયોજી શકશે.

* * *

કોઈ ના નહિ પાડી શકે કે રાષ્ટ્રભાષાએ જન્મવું જોઈએ, પણ તે તો એની મોસમે નીપજે તો જ મીઠી લાગે. ભારતવર્ષનું પ્રજાજીવન સંકીર્ણતાને ત્યજતું ત્યજતું જેમ જેમ સમન્વયને બોધતું જશે, પ્રાંત પ્રાંત વચ્ચેનો સંસ્કારસંબંધ જેમ જેમ ગાઢ બનશે, સાહિત્યવિનિમય જેમ ઝડપથી ચાલુ થશે, માનવી માનવીને નવલ બંધુદૃષ્ટિએ લેશે, એનાં નેનોમાં નવું અમી ઊભરાશે, અન્યોન્ય વિષે એવા જાણવાના કુતૂહલદીવડા પ્રાણ પ્રાણમાં પેટાશે, ત્યારે તે પ્રગાઢ સંપર્કમાંથી આપોઆપ રાષ્ટ્રવાણી આકાર ધરવા લાગશે. ભિન્ન ભિન્ન ભાષાઓ વચ્ચે, મોતીને પરોવતા ધાગા જેવી સાચા મોતીની સેર ત્યાર પછી હાથ લાગશે, અને એવા સ્વાભાવિક મિલનમાંથી જે જન્મશે તે રાષ્ટ્રભાષામાં પ્રત્યેકને પોતાપણાનું દર્શન થશે. આજે ચાલતું રાષ્ટ્રભાષાનું ઘડતર એ દોર ન ચૂકો એમ ઇચ્છીએ.

* * *

' ને મૂલ્યાંકનો હજી આપણાં વિશદ બન્યાં નથી. ગમા અણગમાનાં ખાતાં ટળ્યાં નથી. ચિંતન આવ્યું નથી. નારીનું આલેખન-તો કહેશે કે એને કાં

સાધ્વી કે માતા તરીકે જ ચીતરજો પ્રણય–તો કહેશે એમાં રખે ભોગાસક્તિ આલેખાઈ જાય શ્રમજીવી–તો એને સર્વગુણસંપન્ન અથવા અન્યાયનો ભોગ જ બતાવશો. સંપત્તિવાન–તો એની કુમળી લાગણીઓની સારવાર પ્રત્યાઘાતી કલમો જ કરે. અસ્પૃશ્ય–તો એની સામે હિંદુ જાતિનું, ઘોર અપરાધી સિવાય એકેય સ્વરૂપ ન આલેખાય. મુસ્લિમ સંસારનાં તો બારણાં જ બીડેલાં છાપા–તો એની વળી સાહિત્યને વિષે ગણના કેવી? નાટક–તો અચેતન રંગભૂમિ ભજવે તે કચરાપટ્ટી હોય તોયે વાઙ્મય. બાકી સંસ્થાર્થીઓએ પોણોસો વર્ષથી ભજવેલી કુડીબંધ કૃતિઓને કોણ ઓળખે?

આમ જોઈએ તો ગુજરાતી વાણીનું એડાણ એક સુવિશાલ તટપર ચાલી રહ્યું છે પણ એના સમગ્ર ફાલપર સર્વગ્રાહી ગરૂડદૃષ્ટિ આપણી પડતી નથી. જેમાથી સમન્વય જન્મે તેવો વ્યાપક અને તલગામી દૃષ્ટિનિક્ષેપ આપણો થતો નથી. એટલે પછી કયા કયાં પ્રેરક બળો ગુજરાતી જીવનની ધરાને ઉથલાવી ઉપર તળે કરી રહેલ છે તેની ખબર પડતી નથી

સિદ્ધાન્તોની તારવણી તો પછી ખોટીલી જ બને?—એક પક્ષ કહે, કે લેખકોને જીવન પર જ પકડ નથી પ્રતિપક્ષ ઉત્તર વાળે, કે જીવન તો અડફેટે આવતું હોય છે પણ તેનું સંવેદન નીપજી કલ્પનાનિષ્ઠ કલાવિધાન પરિણમતું નથી શું સાચું હશે? સાચું તો આ છે, કે આપણે ગુજરાતી લેખકો યુગકાલીન જીવન–સત્ત્વોના એક તુમુલ સંઘર્ષની વચ્ચે આવી પડ્યા છીએ. આભા બનીને એ ધ્વંસસર્જનની લીલા નિહાળી રહ્યા છીએ, હજુ આપણે એ લીલાના પાત્રોની દશા પૂરી કરી objective–વસ્તુલક્ષી વિવેકનશક્તિ કેળવી નથી, એ દૃષ્ટના ઊવડવા આડે અનેક વિધિનિષેધાત્મક નિયમનો–નૈતિક તેમજ સામાજિક–કામ કરી રહ્યા છે. સમન્વયગ્રાહી બનવું એ કપરું કામ છે પણ સમન્વયગામી બન્યા વગર સાહિત્યની સમૃદ્ધિ નથી એકાગિતાનો–અ તિમવાદનો આપણા કસબ સાથે કુમેળ છે 'We are the Music-makers' એ સૂત્ર સાહિત્યવિધાયકોને ઓળખાવવા માટે મશહૂર છે music makers નો અર્થ જ આ છે: સમન્વય સાધનારા, સર્વાંગગ્રાહી સંવાદિત નિપજાવનારા, સર્વ રસાગોની માપસરની મેળવણીમાંથી માધુર્યના સર્જકો. માનવી મરદ હો કે ઓરત, મૂડીદાર હો કે મજૂર, સતી હો કે કુલટા, ગોરો હો કે કાળો, સંત હો કે શઠ, સુંદર હો કે કદરૂપ, માનવી એ માનવી જ છે, એ છે આપણાં અવગાહનનો વિષય; એની માનવતાના સારામાઠા સર્વ અંશોની ખેલાતી લીલા, એ છે આપણા વિચાર, સંવેદન અને કલ્પનની વસ્તુ, અને એવાં રસાયનમાંથી જે આપણે નિપજાવવાનું છે, તે છે આ સમન્વય–માધુર્ય : We are the music-makers.



**વિજ્ઞાન વિભાગના પ્રમુખ ડૉ. કુંવરજી નાયકના વ્યાખ્યાનમાંથી :—**

ઘણા લાંબા સમયથી હું એવી માન્યતા ધરાવતો આવ્યો છું કે સાહિત્ય અને વિજ્ઞાન એ માનવ–સંસ્કૃતિનાં બે પરસ્પર પૂરક અંગો છે. હું દૃઢપણે માનું છું કે વિજ્ઞાનની વધતી સિદ્ધિઓ, સાહિત્યને માટે સુંદર સામગ્રી પૂરી પાડે છે: અને એનો કલામય ઉપયોગ જો સાહિત્યને કરતાં આવડે તો એ અનેક રીતે સમૃદ્ધ થાય

* * *

પ્રાચીન ઋષિઓના મનમા નિદિધ્યાસન (Contemplation) વડે સ્ફુરેલા 'માયાવાદ'ના સિદ્ધાતનું, આજે જગતના સર્વશ્રેષ્ઠ ગણિતશાસ્ત્રીઓ અને ભૌતિકશાસ્ત્રીઓ સંપૂર્ણપણે સમર્થન કરે છે, અને એ રીતે, વિજ્ઞાન વડે વેદાન્તનું નવીન સ્વરૂપે પ્રતિપાદન થાય છે, એ ઉક્ત વાદનો ભવ્ય વિજય છે.

આપણા દેશમા દરેક માણસને મળવું જોઈએ તેથી ઓછું પોષણ મળે છે, એ એક સિદ્ધ હકીકત છે–સાધારણ તપાસ ઉપરથી પણ એટલું તો સહેલાઈથી પુરવાર થઈ શકે કે જેટલું ધન રોગોના નિવારણ અર્થે ખર્ચવામાં આવે છે, તેના કરતાં ઓછા ધનથી દરેક ગરીબ માણસને યોગ્ય ખોરાક પૂરો પાડી શકાય એમ છે. આજે જગતમાં ઘણે સ્થળે રાજ્યના અર્થતત્રમા ખોરાકને પૂરતા પ્રમાણમા મેળવવા કરતા વધારાના ખોરાકનો કેમ નિકાલ કરવો એ પ્રશ્ન મૂંઝવણભરેલો થઈ પડ્યો છે દરેક દેશની રાષ્ટ્રીય ખોરાક–નિયમન–પદ્ધતિ, એવી રીતે વિકસાવવી જોઈએ કે જેથી, સમાજના હિતમા વધુ ઉત્પાદન અને વધુ વપરાશની યોજના થઈ શકે.

* * *

મારા મનમાં ભાવિ હિન્દનું જે ચિત્ર છે, એમાં વિજ્ઞાનનું સ્થાન ઘણું અગત્યનું છે. આપણી સાહિત્યની સંસ્થાઓએ અને આપણા સાહિત્યકારોએ, વૈજ્ઞાનિકો સાથે વધુ ગાઢ સંપર્ક સાધવો પડશે. આ ખાસ જરૂરનું છે, કારણ કે સાહિત્યકારે એવા પ્રકારનું વસ્તુ સાહિત્યસર્જન માટે પસંદ કરવું પડશે, જે રજૂઆતથી શૈલીથી નિરપેક્ષ રહીને પણ વાચકને માટે રસપ્રદ નીવડે. જો વસ્તુની પસંદગી બરાબર રીતે કરવામાં આવે તો ભૌતિકશાસ્ત્ર અથવા ગણિતશાસ્ત્ર ઉપરનું કોઈપણ પુસ્તક લોકપ્રિય અને શિક્ષણપ્રદ નીવડે. માત્ર આવા પુસ્તકમાં તે તે સમયનાં પ્રતિબિંબો પડવાં જોઈએ; અને વળી એમાં એવી વ્યક્તિઓનું ચરિત્રચિત્રણ હોય જેમણે વિજ્ઞાનની પ્રગતિને વેગ આપીને રાષ્ટ્ર ઉત્થાનના કાર્યના મૂળમાં રહેલા આદર્શો અને હેતુઓની વિશદ છણાવટ કરી હોય. આપણા ભવિષ્યના સાહિત્ય માટે વિજ્ઞાન સુંદર તક અને સામગ્રી પૂરી પાડી શકે એમ છે.

* * *

ખાલી વાદવિવાદો અને ચર્ચાઓની નિરર્થક ખેંચતાણ કરવામાં આપણી શક્તિઓનો વ્યય કરવા કરતાં, આપણી સમક્ષ પડેલાં મહાન કાર્યો સિદ્ધ કરવા મંડી પડો.



## પુસ્તક-પરિચય

### ઇતિહાસની કેડી*

આજની સમાલોચના માટે મળેલાં બંને પુસ્તકો 'ઇતિહાસની કેડી' 'ગુર ગોવિંદસિંહ' પ્રકાશક : પદ્મજા પ્રકાશન, વડોદરા ભિન્ન ભિન્ન દૃષ્ટિએ આવકારપાત્ર છે. આપણે સૌ જાણીએ છીએ કે ગુજરાતમાં સંસ્કાર અને કલાને પોષે તેવી પ્રવૃત્તિઓ મોટા પ્રમાણમાં થાય છે છતાં શાસ્ત્રીય પરિશીલન કરી વ્યુત્પત્તિ મેળવવી કે વિદ્યાવ્યાસંગ કેળવવો એ આપણે હજી શીખ્યા નથી. પ્રાચીન વિદ્યાઓ અને શાસ્ત્રો (ઇતિહાસ, પુરાતત્ત્વ, સ્થાપત્ય, શિલ્પ, સાહિત્ય અને ભાષા, દર્શનશાસ્ત્રો વગેરે)ના અધ્યયનમાં અને સંશોધનમાં જીવનભર વ્યાપૃત રહેતા ઇતરપ્રાંતીય કે વિદેશીય વિદ્વાનોને પડે છે ને આપણે ત્યાં એવી પ્રવૃત્તિ કરતા વિદ્વાનોની અછત સાલે એવી છે. તેમાંએ તરુણો આવા વિષયોમાં અને કાર્યમાં રસ ન લેતાં કેવળ ઉપેક્ષાવૃત્તિ સેવે છે એ પણ એટલું જ શોકજનક છે. શ્રી. ભોગીલાલ સાંડેસરા જેવા વિદ્યાવ્યાસંગને જીવનધ્યેય તરીકે અપનાવતા યુવાન તો અપવાદ રૂપ છે સંશોધનકાર્ય એ કલ્પનાવિષયને કે એકદેશીય જ્ઞાનને ખેલવવાનું ક્ષેત્ર નથી. વિષયને લગતી પ્રમાણસામગ્રી એકઠી કરવી (આ કેટલું વિષમ કાર્ય છે તેનો તો સંશોધનકાર્ય કરનારા વિદ્વાનોજ ખ્યાલ કરી શકે.) તેમાંની શુદ્ધિ–અશુદ્ધિ, બલાબલ વગેરેનો સૂક્ષ્મ તુલનાદૃષ્ટિથી નિર્ણય કરવો, ઇતર વિદ્વાનોના મતની સારાસારતા વિચારવી અને પોતાનો નિર્ણય આપવો; આ કાર્ય સતત અભ્યાસ અને તીવ્ર વિવેકશકિત માગી લે છે શ્રી. સાંડેસરા અત્યારસુધીમાં ભાષાશાસ્ત્ર, સાહિત્ય, શિલ્પ, ઇતિહાસ વગેરે વિષયોમાં સંશોધકમાં આવશ્યક એવી નિષ્ઠા અને પર્યેષક વૃત્તિથી ઘણું મહત્ત્વનુ સંશોધનકાર્ય કરી ચૂકયા છે. જુદાં જુદાં સામાયિકોમા પ્રસિદ્ધ થઈ ગયેલા તેમના દોઢસો જેટલા લેખોમાંથી ચૌદ લેખોને એકત્ર ગ્રન્થરૂપ કર્યા છે. 'ઇતિહાસની કેડી' નામના આ લેખસંગ્રહમા સામાન્યવાચકને રસપ્રદ થવા સાથે પ્રબોધિક નીવડે તેવા વિષયોને લખતા લેખો લેવાયા છે. પહેલા બે લેખોમાં પાટણની પ્રાચીનકાળની મહત્તા–રાજકીય, સાસ્કારિક, વ્યાવહારિક અને કર્મોપાસનાથી જન્મતી મહત્તા–ઉપર ઊડતો દૃષ્ટિપાત કર્યો છે પહેલો લેખ પાટણના હ્રાસમા આપણું કેટલુ સંસ્કારધન લુપ્ત થયું છે તેનો કંઈક ખ્યાલ આપે છે. બીજા લેખ 'પાટણના ગ્રન્થભંડારો'માં વૈવિધ્યવાળી સમૃદ્ધિનો નિર્દેશ કરી એ ભંડારોમાંના ગ્રન્થોની સૂચીઓ તૈયાર કરવામાં કે તેમનું પ્રકાશન કરવામાં જે પ્રવૃત્તિ અત્યારસુધી થઈ છે તેનુ સંક્ષિપ્ત વર્ણન કર્યું છે. ત્રીજા લેખમા કલિકાળસર્વજ્ઞ અને વિશ્વવિભૂતિ કહી શકાય તેવા શ્રી. હેમચન્દ્રાચાર્ય વિશે અને તેના શિષ્યમંડળ સંબન્ધે ઉપલબ્ધ માહિતી વ્યવસ્થિત રીતે રજૂ કરી છે. હેમચન્દ્રના આઠ શિષ્યોમાં પટ્ટશિષ્ય રામચન્દ્રે અગિયાર નાટક લખ્યા. 'નાટ્યદર્પણ' જેવો મહત્ત્વનો ગ્રન્થ પોતાના ગુરુબન્ધુ ગુણચન્દ્રની મદદથી રચ્યો અને 'પ્રબન્ધશતક' જેવો બાર રૂપકોનાં

*ઑલ ઇન્ડિયા રેડિયોના સૌજન્યથી

લક્ષણ–વર્ણન આપતો ગ્રંથ લખ્યો તે ઉપરથી રામચન્દ્રની શક્તિનો ખ્યાલ આવેજ છે, પણ એ સમયના પાટણના વિદ્યાપ્રેમ અને શોખની પણ ઝાંખી થાય છે. ચોથા લેખમા ગૂજરાતમાં સંસ્કૃત નાટકલેખનનો ઉપલબ્ધ પ્રમાણ–સામગ્રીને આધારે ક્રમબદ્ધ ઇતિહાસ આપ્યો છે જે ત્રીશેક નાટકો ગૂજરાતમાં લખાયાં લાગે છે તેમાંનો મોટો ભાગ ઈ. સ. ૧૨માથી ચૌદમા શતકનાં બસો વર્ષના ગાળામા લખાયો છે; અને છેક અર્વાચીન કાળમાં પણ આ પરંપરા વિનષ્ટ થઈ નથી એમ બતાવ્યું છે. આ નાટકો સાહિત્યમાં પ્રથમ પંક્તિએ બેસે એવાં નથી. એ અભિપ્રાય સર્વસ્વીકાર્ય થશે. પાંચમા લેખમાં મેરતુઙ્ગાચાર્યના 'પ્રબન્ધ ચિન્તામણિ'ને શ્રી દુર્ગાશંકર શાસ્ત્રીએ ગૂજરાતી અનુવાદ કર્યો છે તેની સમાલોચના કરી છે. 'પ્રબન્ધ ચિન્તામણિ'નુ ઐતિહાસિક દ્રષ્ટિએ મહત્ત્વ દર્શાવી, તેમાં શ્રુતપરંપરા અને લોકકથાના ભાર તજે પણ અત્ર્જી ન રહેતી વિશ્વાસપાત્ર પ્રમાણસામગ્રીનો ઉલ્લેખ કરી પ્રાકૃતના અર્થદર્શનમા મતભેદને અવકાશ હોય તેવા થોડાં ઉદાહરણો નોધી અન્તે ગ્રન્થના મહત્ત્વ ઉપર ભાર મૂક્યો છે.

'દેવમંદિરોમાં ભોગાસનોના શિલ્પ' અને 'કામદેવની મૂછ'–આ બે લેખોમા ગ્રંથકર્તા શિલ્પ અને સાહિત્યના સંશોધનમાં ઊતરે છે. દેવમંદિરોમા અશ્લીલ લાગતી સ્ત્રીપુરુષની નગ્ન આકૃતિઓ અને ભોગાસનો શા માટે દર્શાવાયાં હશે એ પ્રશ્નના નિરાકરણ માટે વિદ્વાનોએ જુદી જુદી કલ્પનાઓ કરી છે દર્શન માટે આવતા સ્ત્રીપુરુષોની ચિત્તવૃત્તિની પરીક્ષા માટે, કે દેવમંદિરોમા આવુ શિલ્પ હોય તો તેના ઉપર વીજળી ન પડે એ લોકમાન્યતાને અનુસરીને, કે શાક્ત સંપ્રદાયની અસર તરીકે, કે બૌદ્ધ–જૈનધર્મના વિરક્તિપ્રેરક ઉપદેશના પ્રતીકાર માટે જીવન તરફ માનવહૃદયને આકર્ષવાના હેતુથી, કે પ્રાચીન ભારતવાસીઓના શૈથિલ્યના પ્રતીક રૂપે આ શિલ્પો રચાયાં હોવાના તર્કો કરાયા છે. શ્રી. સાંડેસરા આ વિષયમાં વ્યવસ્થિત રીતે વિચારણા કરવાને આવશ્યકતા બતાવીને કહે છે કે ભારતમા ચાર પુરુષાર્થોના સેવનનો ઉપદેશ કરાયો છે. કામનુ સેવન પણ ધર્મ–અર્થને બાધ ન આવે તેવી રીતે થવું જોઈએ. તે ઉપરાંત પરમાત્મા જ બધાં સ્વરૂપે વિલસે છે એ ઊંડી ભાવનાથી જ શિલ્પમાં આ મહત્ત્વનો પ્રકાર જતો ન કરવામાં આવ્યો હોય. આ ભાવનાથી જ શિલ્પશાસ્ત્રમા દેવમંદિરોમાં દેવગન્ધર્વાદિકનાં ચિત્રો આલેખવાનો આદેશ છે. શ્રી. સાંડેસરા ધર્મ અને શિલ્પના ગ્રંથોનાં પ્રમાણો અવતારીને પોતાનુ મંતવ્ય સમર્થિત કરે છે, એ મંતવ્ય સહજે ઉવેખી શકાય તેવુ નથી. 'કામદેવની મૂછ'નો કઢંગો દેખાતો વિષય ચિત્ર અને શિલ્પના આધારે નિરૂપ્યો છે છતાં વિષયની અસર શ્રી. સાંડેસરાની લેખન–શૈલી ઉપર પણ પડી છે એ નોંધવું જોઈએ.

'ગૂજરાતના સ્થળનામો' આ લેખમાં ગામોનાં નામોના પ્રાન્તો તપાસીને તેમનુ વર્ગીકરણ કર્યું છે. ૪૬ ભિન્નભિન્ન પ્રાન્તોમાંથી નિષ્પન્ન થતાં જુદાં જુદાં નામોનો અભ્યાસ સંશોધકને પ્રેરે અને સામાન્ય વાચકને મુગ્ધ બનાવે તેવો છે. તે પછીના લેખમાં 'ગૂજરાત' શબ્દ ક્યારથી વપરાવા લાગ્યો એ પ્રશ્નનું નિરૂપણ કર્યું છે. શ્રી. સાંડેસરા પ્રાચીન સાહિત્યને આધારે સિદ્ધ કરે છે કે વિક્રમની અગિયારમી સદીમાં એ નામ પ્રચારમા આવ્યું હતું.

તે પછીના બે લેખ 'આપણુ લોકવાર્તાવિષયક પ્રાચીન સાહિત્ય' અને 'નરસિંહ પૂર્વેનુ ગૂજરાતી સાહિત્ય' આપણા પ્રાચીન અને મધ્યકાલીન ગૂજરાતી-સાહિત્યની સમૃદ્ધિનુ દર્શન કરાવે છે પહેલા લેખમા શામળની પહેલા ગૂજરાતીમા કેટલા બહોળા પ્રમાણમા અને વૈવિધ્યવાળું કથા–સાહિત્ય હતુ તે વાર્તા–ગ્રન્થોના ઉદાહરણો દ્વારા બતાવ્યું છે એ જ રીતે નરસિંહ આપણો આદિકવિ છે એ માન્યતા કેટલી ભુલભરેલી છે તે નરસિંહ પહેલાનાં કાળની સાહિત્ય–સામગ્રીની વિપુલતા અને વિવિધતા બતાવી સિદ્ધ કર્યું છે 'આયુર્વેદનુ સંશોધન' નામનો લાંબો લેખ શ્રી સાંડેસરાની રૂચિની વિવિધતા અને દરેક વિષયમા તથ્ય શોધી કાઢવાની વૃત્તિ દર્શાવે છે સામાન્ય વાચકને રસ આપે તેવી રીતે આયુર્વેદનુ ભૂતકાલનું ગૌરવ અને તેણે મેળવેલી સિદ્ધિઓ દર્શાવીને શ્રી. સાંડેસરા અત્યારે આયુર્વેદના ઉદ્ધાર માટે સહજ અભિનિવેશથી ઉપાયો સૂચવે છે તે આયુર્વેદના અનુયાયીઓએ અવશ્ય લક્ષમા લેવા જેવા છે. પ્રાચીન ભારતમા વિમાન બનાવવાની કળાનુ જ્ઞાન હતું એમ અવતરણોથી બતાવીને

વિમાનો વિશેની પુરાણો વગેરેમાં મળી આવતી માહિતીનું દર્શન એક લેખમાં કરાવ્યું છે છેલ્લા લેખમાં આપણે ત્યાં આજના general stores જ્યાં બધી ચીજો મળી શકે તેવી દુકાનો જેવી કુત્રિકાપણો હતી એમ જૈનસાહિત્યને આધારે દર્શાવ્યું છે

મર્યાદિત સમયમાં આ લેખસંગ્રહમાં ભરેલી પ્રમાણુસામગ્રીનો કે વિગતોનો વિસ્તારપૂર્વક ઉલ્લેખ અશક્યજ છે. છતાં શ્રી સાંડેસરાની સંશોધનકાર તરીકેની યોગ્યતા અને શક્તિનો ખ્યાલ અહીં કરેલી સંક્ષિપ્ત સમાલોચનાથી અવશ્ય આવશે શ્રી. સાંડેસરાની ભાષા અને શૈલી માટે બે બોલ અવશ્ય કહેવા જોઈએ. શાસ્ત્રીય વિષયોની વિચારણામાં અને વર્ણનમાં પણ તેમની ભાષા કિલષ્ટ કે ભારેખમ નથી બનતી એટલુ નહિ પણ તેની સરલતા અને સ્ફુટતાને લીધે વાચકને આકર્ષક નીવડે તેવી છે અવકાશ હોય ત્યાં કટાક્ષ કે હળવાશ પણ તે યોજે છે આ લેખસંગ્રહ જે હેતુથી પ્રકાશિત કરાયો છે તે હેતુ ઘણે અંશે સફળ થયો છે એમ નિશંક કહી શકાય શ્રી. સાંડેસરા પોતાનું સંશોધનકાર્ય ચાલુ રાખે અને બીજા યુવાનોને પ્રેરણારૂપ નીવડે એટલુ અન્તે ઇચ્છીશું.

ગૌરીપ્રસાદ ચુ. ઝાલા



## રકાર-પ્રક્ષેપ

હેમચંદ્ર પોતાના પ્રાકૃત વ્યાકરણ(સૂત્ર ૪, ૩૯૯)મા નોંધે છે કે અપભ્રંશમા મૂળ શબ્દમાં ન હોય તો યે કોઈવાર રેફ આવે છે એટલે કે રકારનો પ્રક્ષેપ થાય છે અને તેના ઉદાહરણ તરીકે તેમણે व्रासु (व्यासः) શબ્દવાળુ એક અપભ્રંશ ટાંચણ આપેલુ છે. પ્રસિદ્ધ અપભ્રંશ સાહિત્યમાંથી પુષ્પદન્તના મહાપુરાણમાથી હેમચંદ્રના આ વિધાનનુ સમર્થન કરે તેવા કેટલાક શબ્દો ટાંકી શકાય તેમ છે. મહાપુરાણની જે શ્રેષ્ઠ હાથપ્રત છે અને જેને આધાર ગણીને મહાપુરાણના સંપાદકે ગ્રંથપાઠ તૈયાર કર્યો છે, તે કેટલીયે જગાએ, જેમાં ઉત્તર અવયવ તરીકે રેફ હોય તેવા સંયુક્ત વ્યંજનોવાળા મૂળ શબ્દોનો રેફ (અથવા ઋકાર) જાળવી રાખે છે (ઉ. ત. नउ–व्रतम्, सय -श्री+का, नृवइ -नृपतिः प्रिउ -प्रिय, प्राण -प्राणं વગેરે) એટલુ જ નહિ, કેટલાક એવા ઉદાહરણો પણ મળે છે જેમા રકારનો પ્રક્ષેપ થયો છે ત્રણ ઉદાહરણો મારી નજરે ચડ્યાં છે:

विणउ नियारहारि व्रुहसगमु

(સંધિ ૧૬, કડવક ૧૧, પંક્તિ ૭ પૂર્વાર્ધ)

'વિનય, (તથા) વિકારને હરે તેવો બુધપુરુષોનો સંગ'
અહીં સં બુધનું નિયમ પ્રમાણે बुह થવાને બદલે व्रुह થયું છે

मच्छंधिणिहि व्रासु उप्पण्णउ

(સંધિ ૯૮, કડવક ૮, પંક્તિ ૬, પૂર્વાર્ધ)

'માછણથી વ્યાસ ઉત્પન્ન થયો.'

અહીં હેમચંદ્રે આપેલો શબ્દ જ પ્રયોજાયો છે व्यासनु वासु ન થતાં व्रासु થયું.

उप्परि जाइवि रणि व्रहिउ राउ

(સંધિ ૯૯, કડવક ૩, પંક્તિ ૫ ઉત્તરાર્ધ)

'ઉપર જઈને રણમાં રાજાનો વધ કર્યો'

અહીં ટિપ્પણ આમ છે· वहिउ हतः वधितः એટલે वधितनु वहिउ થવુ જોઈએ, પણ થયું व्रहिउ

આ ઉદાહરણોમાથી એક વસ્તુ છતી થાય છે. રકારનો પ્રક્ષેપ વકારમાંજ થયેલો છે બ્રુહ માં બ છે તે દેખાવપૂરતો જ. કારણ, અપભ્રંશ વ-બનો ભેદ નથી જાળવતી. એટલે ખરી રીતે એ व्रुह છે બીજા રકાર પ્રક્ષેપનાં ઉદાહરણો મળે ત્યારે વધારે સ્પષ્ટ થાય કે આવા પ્રક્ષેપને વકાર સાથે કાંઈ ખાસ સંબંધ છે કે એ એક અકસ્માત જ છે. 'શ્રાપ', 'સરાણુ', 'ભરમણુ', 'મધુકનુ' વગેરે ગુજરાતી શબ્દો સૂચવે જ છે કે વકાર ઉપરાંત અન્યત્ર પણ રનો પ્રક્ષેપ થતો પણ વકારને કોઈ જાતની વધારે અનુકૂળતા હતી કે કેમ તે જોવાનું રહે છે.

હરિવલ્લભ ભાયાણી

# ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા

સંપાદકો

ચીમનલાલ શાહ

ચન્દ્રકાન્ત મહેતા

પુસ્તક ૩ | જાન્યુઆરી ૧૯૪૯ | અંક ૪

## કલા અને જીવન

[અમદાવાદમાં ભરાયેલા ગુજરાત લેખક મિલનના દ્વિતીય અધિવેશનમાં આચાર્ય કીરપાલાનીએ આપેલા 'કલા અને જીવન' વિષયક વ્યાખ્યાનમાંથી]

કલા એ જીવનની અનેક પ્રવૃત્તિઓમાંની એક છે એ જીવનથી ભિન્ન શી રીતે હોઈ શકે એ હું સમજી શકતો નથી જે લોકો જીવંત નથી તે કલાકાર શી રીતે બની શકે? અચેતન વસ્તુને કલાનો વિષય બનાવી શકાય એ ખરું, પણ કલાકાર તો સચેતન જ હોવો જોઈએ ને? આમ છતાં પશ્ચિમની હરેક વસ્તુનું પૃથક્કરણ કરીને, એને સરળ અને બુદ્ધિગ્રાહ્ય બનાવવાની પ્રથાને આપણે આપણે ત્યાં લાવ્યા ત્યારથી, આવા ગોટાળા ઊભા થયા છે પશ્ચિમમાં વસ્તુના પૃથક્કરણને શાસ્ત્રીય પદ્ધતિ ગણે છે અર્થશાસ્ત્રમાં એ લોકો મનુષ્ય જાણે એકલો અર્થકારણી (economic) મનુષ્ય છે એમ માનીને ચાલે છે પણ મનુષ્ય એ તો મનુષ્ય છે એ કંઈ અર્થકારણનું યંત્ર નથી આથી જ, જીવન અને કલાને સંબંધ હોવો જોઈએ કે નહિ, કલા ખાતર જ કલા હોવી જોઈએ, એ પ્રશ્નો મિથ્યા અને ભ્રામક છે

કલા નામની અમૂર્ત ભાવના હોઈ શકે, પણ એ કોઈએ જોઈ કે જાણી નથી એ રીતે સૌંદર્ય નામક કોઈ અમૂર્ત ભાવના હોઇ શકે, પણ આપણે તો અમુક વસ્તુ સુંદર છે એમ કહીને જ અટકવું પડે છે આમ આ અમૂર્ત ભાવનાનો ઉલ્લેખ મૂર્ત પદાર્થોના સંબંધમાં જ થાય છે કલા અને આધ્યાત્મિકતા જોડાજોડ છે હિંદુધર્મમાં આપણે નિરાકાર, નિરંજન, નિર્લેપ, નિર્ગુણ, એવા બ્રહ્મની કલ્પના કરી છે નેતિ નેતિ કહીને કે, કલ્પના વસ્તુને ભવ્યસ્વરૂપે ઓળખાવી આપણે એનું વર્ણન કરવા પ્રયત્ન કરીએ છીએ, પણ કેટલાને એ વર્ણન કરવું સુલભ હશે? કેટલાને એ ગમ્ય બને? લાખો ને કરોડો માણસો તો એ બ્રહ્મના સગુણ સાકાર, સ્વરૂપને જ વળગવા લાગે. કારણ કે નિર્ગુણ, નિરાકારની ઉપાસના ઘણી કઠણ છે તેવું જ રીતે કલા ખાતર કલાનું કે કલાના, શુદ્ધ સ્વરૂપ વિષે છે કલા શાશ્વત આનંદ વ્યક્ત કરે છે એમ કહેવાય છે એવા કલાસ્વરૂપો હોઈ શકે કે જે એના શુદ્ધતમ સ્વરૂપમાં રસદૃષ્ટિને સંતોષી શકે, પણ કોની રસદૃષ્ટિને? થોડા ઉચ્ચ આનંદના અધિકારીઓની જ બાકીના લાખો અને કરોડો આત્માનું પ્રગટીકરણ કરતું એ કલાસ્વરૂપ જ્યારે પાર્થિવરૂપો સાથે ભેળાય ત્યારે જ એને સમજી શકે છે, અને એમાંથી આનંદ લઈ શકે છે એમની સમક્ષ શુદ્ધ સ્વરૂપ ધરવાથી એમને અકળામણ થશે આથી હું તો માનું છું કે, કલાકારે સામાજિક ધર્મો બનવવા જ રહ્યા, એટલે એના પ્રગટ સ્વરૂપો સામાન્યજનને સમજાય ને તેમને આનંદ આપે તેવા હોય સાચો કલાકાર પોતે એકલો જ આનંદ પામે અથવા થોડા વિશેષજ્ઞોને જ આનંદ આપે એવા સન્યાસી જેવો નથી હોતો એને તો સમાજમાં રહેવાનું છે સાચો ચિત્રકાર પોતાની કલાવસ્તુની સામે હોય, ત્યારે એને શું દેખાય છે? કેવળ તેજ છાયા અને રેખા એ સામે જે વ્યક્તિ છે તે સ્ત્રી છે કે પુરુષ, એ નગ્ન છે કે અલંકૃત છે, એ પોતાની પત્ની છે કે પારકાની છે, એ ભૂખી છે કે તૃપ્ત છે, એવું કશું એ જોતો નથી પરંતુ પ્રશ્ન થાય છે કે આવી દૃષ્ટિ કેટલા ચિત્રકારોની હોય? ને જે થોડાની હોય તેમણે આ દૃષ્ટિથી ઘડેલા કલાસ્વરૂપને જોઈ એના જેવી જ દૃષ્ટિથી આનંદ માણનારા કેટલા? મોટા ભાગના લોકોને તો દીવાનખાનામાં નગ્નપ્રતિમા કે નગ્નચિત્રો જોઈ અભદ્ર વિકારો જ જાગવાના અને તેથી જાતીય વિકારો જગાડવા માટે કારણભૂત એ ચિત્રકાર કે પ્રતિમાકાર, અપરાધી જ લેખાવો જોઈએ આમ દરેક કલાસર્જનમાં સંયમ આવશ્યક છે કલાકાર સન્યાસી જેવો ન હોય કે જે લોકોનો વિચાર જ ન કરે

ઉચ્ચોચ્ચ કલારૂપોમાં ઉચ્ચતમ વિષયનું નિરૂપણ થવું જોઈએ, અર્થાત્ કલાકારને પોતાની વસ્તુનો ઉપયોગ કરતાં આવડવું જોઈએ જે વિષયો નાસ્તિક અને અલ્પ મહત્ત્વના રહ્યા છે તેને છોડી બીજા વિષયોનું નિરૂપણ કરવું એ કલાશક્તિનો ગેરઉપયોગ કરવા જેવું છે ઊંચામાં ઊંચી જાતના આરસ પહાણનો તાજમહાલમાં ઉપયોગ કરવાને બદલે એને જાજરૂમાં જડવાથી જાજરૂ સુન્દર દેખાશે પણ એથી એ તાજમહાલ નહિ બની શકે બાયરને મહાકાવ્ય રચવાને 'ડાન જૂઆન'ને વસ્તુ તરીકે પસંદ કર્યું ત્યારે મિલ્ટને 'પેરેડાઈઝ લૉસ્ટ' હવે મિલ્ટન કરતાં પણ બાયરનની કાવ્યપ્રતિભા ઊંચી કોટિની ગણીએ તોપણ એણે પોતાના કાવ્ય માટે હલકી વસ્તુ પસંદ કરી કલાનો વ્યભિચાર કર્યો કલાકારે સંયમ રાખીને ઉચ્ચ વસ્તુની પસંદગી કરવી જોઈએ

વર્તમાન જગતના ઉત્તમોત્તમ મનાતા સાહિત્યકારો વિશે તમે જાણતા હશો જ એમાંથી ડી. એચ. લૉરેન્સ, જૉઈસ કેટલા એને શુદ્ધ રસાનુભવ માટે વાંચે છે, ને કેટલા જાતીય વિકારોની ઉત્તેજનામાંથી થતા આનંદ માટે?

પશ્ચિમમાં કલાકૃતિઓથી દીવાનખાનાની સજાવટ થાય છે ને આપણે પણ મૂર્ખાઈભર્યું એનું અનુકરણ કરી કલાકારીગરીની વસ્તુ દીવાનખાનામાં ભરીએ છીએ પરંતુ પહેલાં તો જે કારીગરીવાળા લોટાઓ આપણે દૈનિક ઉપયોગ માટે લેતા હતા, જે ચિત્રકામવાળા માટલાંઓમાં અનાજ ભરતા હતા, ને બધું બીજું ઓરડાઓ પાસેથી છીનવી લઈ, અને દીવાનખાનામાં આપણે મૂકીએ છીએ. અર્થાત્ કલાને આપણે જીવનમાંથી દૂર કરી ઘરને એક ખૂણે પૂરી રાખીએ છીએ આને ડહાપણ છે કે ગાંડપણ? આ ગાંડપણ 'કલા ખાતર કલા'ની ભ્રમણામાંથી આવ્યું છે

કલાના બે પ્રકારો છે એક છે વિશેષજ્ઞો માટે બીજો છે સામાન્યો માટે, ને સાચો કલાકાર તે જ કે જે, પોતાની કલાને સર્વજનસુલભ બનાવે, મંગળકારી બનાવે વિશેષજ્ઞો જ જેમાંથી આનંદ માણી શકે તેવી કલા તો તમે હિમાલયના ઉન્નત ટોચ પર સંન્યાસ ધારણ કરીને રહેતા હો તો જ સર્જજો બાકી જીવનના મહાવહેણમાં તરતા તરતા તો તમારે જીવન કાજે જ લખવું જોઈએ

આચાર્ય કૃપાલાની

---

## પુસ્તક-પરિચય

**ગીતિકા:**—કર્તા પૂજાલાલ અરવિન્દઆશ્રમ, પોંડિચેરી, મૂલ્ય દોઢ રૂપિયો.

પારિજાત, પછી શ્રી પૂજાલાલનો આ દ્વિતીય કાવ્યસંગ્રહ છે આ સંગ્રહમાં બધાં જ ગીતો હોવાથી એને ગીતિકા નામ આપ્યું છે આજની કવિતા માટે એ બાહ્યસ્વરૂપ પરત્વે પ્રો. ઠાકોરને અનુસરે છે એમ કહેવાય છે તેમાં એક ભ્રમ એ ઊભો થવાનો સંભવ છે કે આજના કવિઓએ, પ્રો. ઠાકોરના અગેયતાવાદને માન્ય રાખ્યો છે, પરંતુ ઉમાશંકર, સુન્દરમ્, સ્નેહરશ્મિ, બેટાઈ વગેરે આજના કવિઓએ લખેલાં ગીતો જોવાથી એ ભ્રમ દૂર થશે. આમ યતિસ્વાતંત્ર્ય, અંત્યપ્રાસનો ત્યાગ, વિચારોનું એક પંક્તિમાંથી બીજી પંક્તિમાં સંક્રમણ વગેરે છંદોબદ્ધ કવિતાને લગતા પ્રો. ઠાકોરના પ્રયોગો, આજના કવિઓએ ભલે અપનાવ્યા હોય પરંતુ, ગેયકાવ્યો, કે ગીતો પ્રત્યેનું એમનું મમત્વ, એવું ને એવું જ અચળ રહ્યું છે, એ હકીકત પૂજાલાલનો આ સંગ્રહ પણ સાબિત કરે છે

'પારિજાત'માં શ્રી પૂજાલાલનો ભક્તિભાવ એમના અનેક કાવ્યોમાં દૃષ્ટિએ પડતો હતો. આ બધાં ગીતોમાં એ ભક્તિભાવ મુક્તપણે વ્યક્ત થાય છે આપણા મધ્યકાલીન ભક્ત કવિઓ જેવી જ આરઝૂ, એ જ આરાધ્યવસ્તુ જોડે લીન થવાની તમન્ના, એ પાર્થિવતા માટેનો વૈરાગ, એ ઇષ્ટપ્રાપ્તિનો અલૌકિક આનંદ, એ સઘળા ભાવો અહીં ઋજુ રીતે વ્યક્ત થયા છે આ ગીતો જે માને ઉદ્દેશીને છે તે વિશિષ્ટવ્યક્તિ હોવા છતાં, દેવીભક્ત આપણા માનસને એ ભાવો સુગ્રાહ્ય બને છે, એ સર્વે એમાંથી આનંદ માણી શકે, એ પ્રકારની એની રચના ને એટલી અપાર્થિવ ને આધ્યાત્મિક એની ભૂમિકા છે એને તેથી આપણા અર્વાચીન ભક્તિકાવ્યોમાં આ ગીતો ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરે છે

આમાં જે ઢાળો લીધા છે, તે બધા જ ગુજરાતને સુપરિચિત છે કારણ કે, બધા જ જાણીતા પ્રાચીન ઢાળો છે, અને એ સાથે તેમાં પ્રવાહિતા પણ આવી છે એમના છંદોબદ્ધકાવ્યમાં જે સંસ્કૃત પ્રચુરતા હતી, તેટલી આમાં નથી, ને સાથે જૂના

ગીતોનું વાતાવરણ પણ એમાં જળવાઈ રહ્યું છે જેમ કે —

બની જશે આ બધું મારું રે માનુજ માનું
રહો ના કંઈ બહાના—મારું રે—માનુજ માનું
ફુલાઈ ફુલાઈ ફર્યો
'મારું, મારું' કહી મર્યો,
સમજાયું હવે સારું રે—માનુજ માનું
તનનો મેં તોર ગાળ્યો
મનનો મેં દર્પ દાબ્યો
હસું જ્યાં હવે નિર્વિચારું રે—માનુજ માનું

આ રીતે ભક્તિની આરઝૂની સાથે તત્ત્વદર્શીની પણ દૃષ્ટિ છે આ ગીતોમાં પ્રાસ, અનુપ્રાસ, યમક વગેરે સહજ, સમુચિત લાગે છે કે, જેમ કે —

આનન્દલહરે આરોહી આત્માએ
આસન દીધું જમાવી પૃ ૧
કલહે મચેલ કલેશકારી કંઈ કાગડા પૃ ૩
પુલકિત પિંડ પળે પળે પલળાવશું પૃ ૩

આમ છતાં, જ્યાં જ્યાં વર્ણસગાઈ છે, અનુપ્રાસ કે યમક છે, ત્યાં માધુર્ય જ આવ્યું છે એવું નથી નીચેના દૃષ્ટાન્તોમાં એથી કર્ણરંજકતા નથી આવી

ચિદાનન્દની ડેરા ચગતા ચેલકા
ભ્રમ લીંબોટા ભૂંસી નાખી ભાવથી (પૃ ૩)
ખાઉધરી ખોખોકેરા ખાડા ખૂંદીશ ઊંડા
મનોના ઉદરમાં કદિ નહિ રે ગડુ (પૃ ૯)

અહિ શબ્દરચના કર્ણકટુ તો છે જ પણ એમાં ભાવવ્યંજક શક્તિ નથી ક્યારેક ભાવને વ્યક્ત કરતાં એઓ યોગ્ય પ્રતીકો પસંદ કરતા નથી દા ત. 'માનો મધપૂડો' એ ગીતમાં, માતાની મધ જેવી અમૃત મીઠાશ આલેખવા એમણે મધપૂડાનું રૂપક લીધું છે સામાન્યત મધપૂડાનો ઉલ્લેખ પ્રથમ દૃષ્ટિએ આપણી સમક્ષ જે ચિત્ર ખડું કરે છે તે 'બચકાવનારા' મધનું નહિ પણ કરડે એવી મધમાખોથી ભણભણતી, જોવી ન ગમે એવી કોઈ વસ્તુનું આમ હોવાથી મધપૂડાનું રૂપક લઈ એમણે જે ભાવો આલેખ્યા છે તે નથી અસરકારક બનતા કે નથી પ્રતીતિકર લાગતા—આલેખ્યભાવો સ્વયમેવ સુન્દર અને મધુર હોવા છતાં

આપણે આશા રાખીએ, કે કંઈ નહિ તો વૈવિધ્ય કે નાવીન્ય ખાતર પણ શ્રી. પૂજાલાલ આવાં ભક્તિ ગીતો લખે.

* * *

**જપમાળા:**—શ્રી પૂજાલાલ પ્રકાશક એન એમ ત્રિપાઠીની કં. મુંબઈ, મૂલ્ય ૦–૮–૦

આ પુસ્તિકાના નામકરણ પ્રમાણે એમાં ૧૦૮ મુક્તકોનો સંગ્રહ છે દરેક મુક્તક એક રીતે કહીએ તો સ્વયંસંપૂર્ણ છે, પરન્તુ, બધા મુક્તકો માતૃભક્તિના એક જ વિષયને લગતા હોઈ એ દૃષ્ટિએ અન્યોન્યસંકલિત છે આ બધા મુક્તકો નિરનિરાળા છંદમાં છે એથી વૈવિધ્ય સચવાયું છે

આ મુક્તકોમાં માતૃભક્તિનો ભાવ ક્રમશ વિકાસ પામતો હોય એવું નથી 'ગીતિકા'ના ગીતો અને આ 'જપમાળા'ના મુક્તકો એક જ વિષયના હોવા છતાં, બન્ને પાછળ ભક્તિનીતરતું પ્રેમાળ ઉર હોવા છતાં, બન્નેના બાહ્યસ્વરૂપ પરત્વેના ભેદને લીધે, પેલાં ગીતો જેટલાં આ મુક્તકો હૃદયંગમ કે સદ્યાકર્ષક નથી લાગતા, એ પરથી કાવ્યનું બાહ્યકલેવર એ કાવ્યનું કેટલું મહત્ત્વનું અંગ છે, તે 'ગીતિકા' અને 'જપમાળા'ની તુલના કરવાથી સમજાય છે

આમાં બહુ જ થોડાને પરિચિત, એવો કાવ્યવિષય હોવા છતાં, એની રચના તથા રજૂઆત એવાં છે કે એનો આનંદ સૌ કોઈ કાવ્યરસિક માણી શકે નીચેની પંક્તિઓમાં જે આનન્દનો ને કૃતાર્થતાનો ભાવ વ્યક્ત થયો છે, તે ભાવોની સચ્ચાઈ અને આલેખનની સરળતા તથા ઋજુતાને લીધે મર્મગમ્ય બને છે

તારે મુખે અમ ઉષા દિન નિત્ય દેતી
તારે સુખે અમ સુધાકર સ્વર્ગ કેરા
તારે કરે વિલસતી વરદાનવારા
તારે પદે અમ અલૌકિક ભાગ્ય સિદ્ધિ

આવી આનન્દની પળોમાં પણ કવિ ભૂતકાળ વિષયક ચિંતનમાં ઊતરી પડે છે માનવીને ક્યારેય સંતોષ થયો જાણ્યો છે? આવી આહ્લાદકમયી સ્થિતિમાં પણ એ તો ભૂતકાળના દિનોનો શોચ કરતા કહે છે કે —

સૌ મંગળો, સહુ ગુણો શુભસિદ્ધિઓ સૌ
મા એક તારી સ્મૃતિમાં જ વસી રહ્યાં છે
એ ભાન જાગ્યું યદિ હોત વહેલું હૈયે
તો ભૂતક્રન્દનતણી ન રહ્યાત ગાથા!

ને છેક છેવટે કવિ માની ભક્તિના લાભનું આલેખન કરતા, ભક્તિનું સર્વોચ્ચ પાર્થિવ દૃષ્ટિએ

પણ કઈ રીતે થાય છે તે સમજાવે છે જીવનમા ડગલે ને પગલે એ ભક્તિ કેવી શાન્તિદાયી છે તે ઉલ્લસિત ઉરે જણાવતા કહે છે

કાજે શોધનસયતા, અમરતા મર્ત્ય મુદા મ્લાનિમા
સાતે શાત અનતના વિષમયે, પીયૂષની પ્રાર્થના
દ્વેષે પ્રેમ પ્રસન્નતા દુરિતમા દિવ્યાત્મની નુગ્રના
માલિન્યે સુરગગ જ્યોતિમિરે, મા! કા ન ગેયુ તને

આ રીતે એક જ ભાવનું નિરૂપણ હોવા છતા શ્રી. પૂજાલાલ એમા જે વિવિધતા આણી શકયા છે તે એમની પ્રતિભાનુ નવનવોન્મેષશાલિની શક્તિનુ પરિણામ છે વિષયની દષ્ટિએ નહિ તો નવા પ્રયોગની દષ્ટિએ પણ એમનો આ પ્રયાસ આવકાર્ય છે

ચન્દ્રકાન્ત મહેતા

## બિહારનાં લોકગીતો

[શ્રીમતી માયાગુપ્તના મૂળ બગાળી લેખને આધારે]

બિહારના લોકગીતો મુખ્યત બે વિભાગમા વહેચી શકાય એક લગ્નગીતો ને બીજા પર્વગીતો. એ સિવાય બીજા અનેક લોકગીતો જડે છે પણ અહિં તો એ બે વિભાગમા આવતા ગીતોના નમૂના જ આપ્યા છે

વિવાહનો આરભ સ્થાનિક ભાષામા જેને 'છેકા' કહે છે તે આશીર્વાદની વિધિથી થાય છે તેના પછી 'તિલક' થાય છે તિલકની વિધિમા કન્યાનો પિતા વરના પિતાને ત્યા રૂપિયા, કપડા ઘરેણા વાસણો વગેરે આપી આવે છે એ પછી લગ્નબધન'નો વિધિ થાય છે તેમા વરનો પિતા કન્યાને ત્યા આવીને વિધિસર કન્યાનુ માગુ સ્વીકારે છે લગ્નબધનથી જ, રોજ સુગધી તેલ અને પીઠી ચોળીને સ્નાન વડની પૂજા, ઉપવાસ મડપ બાધવાનો વડાને હળદરથી રગવા માટીનો હાથી બનાવવો કેળ ને વાસના ઝાડનુ રોપણુ વગેરે ધમાલ શરુ થાય છે ને તે લગ્ન પૂરા થાય ત્યા સુધી રહે છે

વિવાહની વિધિમા વર પાલખીમા કે મોટરમા વરઘોડો કાઢીને પરણવા જાય છે ત્યાર પછી વરના આસનનો કન્યાના વસ્ત્ર સાથે સ્પર્શ કરાવવા કન્યાને સાસરે લઈ જવામા આવે છે લગ્ન થતા હોય ત્યારે વરને કન્યાને લઈ જવા માટે ગાજો આપતા ગીતો ગવાય છે આર્યસમાજની વિધિ પ્રમાણે થનારા લગ્નોમા વધુ શિષ્ટતા હોય છે લગ્નની વેદીની આસપાસ ચાર જણ એમીને મધુર સ્વરે વેદમત્રોનુ ઉચ્ચારણ કરે છે એ ઉચ્ચારણ પણ આરોહ અવરોહથી વિશેષ કર્ણરજક લાગે છે

વિવાહવિધિ સમયે ગવાતા ગીતોનો એક નમૂનો અહીં આપ્યો છે ગુજરાતના અનેક લોકગીતોમા બન્યુ છે તેમ અહિં પણ એક સામાન્ય દપતીની કહાણી રાધાકૃષ્ણને નામે આલેખાઈ છે

### ગીત

જબે કૃષ્ણ ચલનો બિહાયન
રાધા—હમહુ લૌન્દિની બની જે બૈ
કૃષ્ણ—સબે તુહ લૌન્દિનીયા બની જે બૈ
તન સમ આભરણ ખૂલ ધર લે
જબ કૃષ્ણ ચલનો બગિયા બિચે
લૌન્દિની બિનીયા ડોલારે
લૌન્દિની હોઈ બડિ સુદરી !
જબ કૃષ્ણ આઈલો પોખારી બિચે
લૌન્દિની પાવખી સજારે
લૌન્દિની હોઈ બડિ સુદરી !
જબ કૃષ્ણ આઉ લો દુયારી
લૌન્દિની નયના સઉજારે
જબ કૃષ્ણ ઉતરનો માડોયા બિચે
લૌન્દિની મૌરિયા સઉજારુ
લૌન્દિની હોઈ બડિ સુદરી
જબ કૃષ્ણ ચલનો કોહબાર બૈસે
લૌન્દિનીકે નયના ઝરઝર
લૌન્દિનીયા હોઈ બડિ અસહગ્ન
કૃષ્ણ—જતો સાસુ બોલિ કૂ બોલિયા
અહિ હૈ નહિને બિહાયન
સાસુ—એ તે જો જાનતુ રાધિકા પિયારા મોર આયતો
તો ચન્દન સે અગન નિપતૂ રાધિકા પૈરે પરતો

આ ગીતમા ધણી બીજા લગ્ન કરવાને જાય છે ત્યારે પહેલી વારની એની પત્ની આસુથી છલકાતા નયને કહે છે કે હુ દાસી થઈને તમારી સાથે આવુ'— બીજા લગ્ન ત્યા એટલા સહજ છે કે, બીજા લગ્ન કરવાને કેમ જાય છે એવી ફરીઆદ તો પેલી સ્ત્રીને કરવાની હોય જ નહિ વળી જવાબ આપે છે 'દાસી થઈને આવવુ હોય તો બધા ઘરેણાગાઠા ઉતારી નાખ' (ગીતમા લૌન્દિની શબ્દ આવે છે ત્યા લૌન્દિની

એટલે દાસી ) સ્ત્રીએ તે પ્રમાણે કર્યું પછી સ્વામી જ્યારે બાગમા બેઠા ત્યારે એ એને ચીંઝણો નાખે છે ને એ દશ્ય જોનાર લોકો કહે છે કે દાસી બહુ સારી સ્ત્રી છે પેલી પત્ની ક્યારેક સ્વામીની પાલખી તૈયાર કરે છે તો ક્યારેક એની આંખમા કાજળ આજે છે, ક્યારેક એના માથાનો મુગટ શણગારે છે એ જોઈને બધા દાસીના ખૂબ વખાણ કરે છે પણ જ્યારે લગ્નક્રિયા પૂરી થતાં પતિ નવવધુને લઈને પોતાને ઉતારે આવવા નીકળે છે, ત્યારે એના આસુઓ રોકયા રોકાતા નથી, તે જોઈ નવવધુની મા કહે છે 'આ દાસી તો જબરી અદેખી ને અસહિષ્ણુ છે' એ સાભળી સ્વામી કહે છે ' એને એવુ ના કહો, એ દાસી નથી પણ મારી પહેલી વારની પરણેતર છે' એ સાભળી સાસુનુ વાત્સલ્ય પોતાની પુત્રીની શોક્ય પર વરસે છે અને સ્નેહાર્દ્ર 'બની કહે છે' જો મને પહેલીથી ખબર હોત કે મારી દીકરી રાધા આવે છે તો એના પગલા ચન્દનમા પડે તેથી મારુ આગણુ ચન્દનથી લીંપાવી રાખત' ને પોતાની દીકરીની શોક્યને પુત્રીના જેવી ચાહનાર માતા ન જ હોય એમ તો કેમ કહેવાય? જો કે, આદર્શ માતા કેવી હોય તેનુ ચિત્ર અહીં અપાયુ છે એમ કહીએ તો પણ ખોટુ નથી

સ્ત્રીના જીવનમા લગ્ન કેવા અનિવાર્ય છે, તે નીચેના લોકગીતમા પિતાપુત્રીના સવાદમા આલેખાયુ છે પુત્રીને લગ્ન ગમતા નથી એ બધી ધામધૂમ જોઈને આશ્ચર્યમુગ્ધ બની પિતાને પૂછે છે

"બાબા કાહેલો લેલા ઇન્દર શોભા

કાહે લેલા માનીક દિયારા

("બાપુ, આ કોને માટે ઇન્દ્રસભા જેવી શોભા કરી છે, કોને માટે છે આ માણેકની ઝગહળતી રોશની?")

પિતા કહે છે

"તોહાર લાગી બેટી ઇન્દિર શોભા

ઇન્જાર માનિક દિયારા"

("બેટા! આ ઇન્દ્રના જેવી શોભા ને આ રોશની એ બધુ તારે માટેજ છે")

કન્યાની ઇચ્છા પરણવાની નથી એટલે એ પિતાને કહે છે

"બાબા હાથ જોરિ–ઉકહો હુ ઇન્દર શોભા

પટક મે નિસાઉયા માનિક દિયારા'

("બાપુ, તમને હાથ જોડીને કહુ છુ–કે આ ઇન્દ્ર જેવી શોભાને ઉઠાવી નાખો, અને આ બધી માણેકની દીપાવલિઓને બુઝાવી દો")

પણ પિતાજી છોકરીનુ કહ્યુ કરે તો એનુ નાક કપાય, એ બધાને મોઢુ કેમ બતાવી શકે? એટલે એ નિરુપાય બની ઉત્તર આપે છે

"કે મે બેટી રાખું અબ તોહારિ બાતીયા

વિહા ન હોય જબ દૂરે જાતિયા."

("તારું લગ્ન ન કરુ તો મારા જાતભાઈઓ મને ગુનેહગાર ગણે, એટલે લગ્ન તો કરવા જ પડશે")

ત્રીજુ એક પિતાપુત્રીના આવા જ પુત્રી પ્રત્યેના કોમળભાવ વ્યક્ત કરતુ ગીત લઈએ પિતા ઊંઘે છે ને ત્યા જમાઈ આવે છે એ બાગ સુધી તો આવી લાગ્યો છે, એટલે પુત્રી એને જગાડે છે

લાલ હૈ ફટકકે રાજાજી

ઉપર માનિક દિયા બરે

બેટી બૈસિ જાગાઈલી હૈ

બાબા કતો નિન્દ્રે શોયલો?

ભૈયા કતો નિન્દે શોયલો?

બાગીયામેં ઉતર્યો સસુર કે પુત

કુછ દાહે ચાહે વાકે

( માણેકના દીવા આગળના લાલ ફટકના રાજાજીને એની બેટી જગાડે છે કે 'બાબા ક્યા સુધી સૂશો? ભાઈ, ક્યા સુધી સુશે? બાગમા તો સસરાજીનો છોકરો આવી લાગ્યો છે એને કઈ આપવુ પડશેને? ઊઠો )

પિતા જાગીને કહે છે

સોનાવા દેઉ, બેટી રૂપાવા દેઉ

નહિ દેબૈ બેટીયા—ન દેબૈ

મોર મન્દિર સુના હોએ

(એને સોનુ આપુ બની એને રૂપુ જોઈએ તો રુપુ પણ આપુ, પણ મારી દીકરી તો એને હુ નહિજ આપી શકુ, દીકરી આપુ તો મારૂ ઘર સુન થઈ જાય )

આ કરુણ ગીતો બિહારમા લગ્ન વખતે ગવાતા અત્યત લોકપ્રિય ગીતો છે લગ્નપ્રસગ જ એવો છે કે જે પિતા પુત્રીના પ્રેમને ભાવનાની બાનીમા વ્યક્ત થવાનો અવસર આપે છે એટલે એ દૃષ્ટિએ પણ આ ગીતોમા ઔચિત્ય રહેલુ છે (ચાલુ)

ચન્દ્રકાન્ત મહેતા

## અપભ્રંશ અને પ્રાચીન ગુજરાતી

અપભ્રંશ અને અર્વાચીન ઉત્તરભારતીય ભાષાઓ વચ્ચેનો સંબંધ વિશિષ્ટ પ્રકારનો હતો એટલે તેનાં પરિણામ પણ વિશિષ્ટ પ્રકારનાં આવેલાં છે સામાન્ય રીતે કોઈ ભાષાના વિકાસવ્યાપારમાં નવી ભૂમિકા સંપૂર્ણપણે સધાઈ રહે અને પછી અનુકૂળ ઐતિહાસિક બળોનો ટેકો મળે ત્યારે જ તે નવી ભૂમિકામાં સાહિત્યરચના આરંભાય છે, અને પરિણામે જૂની ભૂમિકાના સાહિત્ય તેમજ ભાષા અને નવી ભૂમિકાના સાહિત્ય તેમ જ ભાષા વચ્ચે સારું અંતર પડી જતું હોય છે. પણ અપભ્રંશ એ એક રીતે તે સમયની બોલચાલની ભાષાનું 'પ્રાકૃતીકૃત' સ્વરૂપ હોવાથી, તેમાં ચાલુ બોલીના કેટલાયે શબ્દો ને રૂઢિપ્રયોગો સ્થાન પામ્યા છે અને તેથી, આગળ જતાં બોલચાલની ભાષામાં પણ જ્યારે સાહિત્યરચના થવા લાગે છે ત્યારે આપણને એના એ જ શબ્દો ને રૂઢિપ્રયોગો વપરાયેલા જોવા મળે છે, અને ભાષા અને સાહિત્યની પરંપરા ખાસ ખંડિત થઈ હોય એવું લાગતું નથી. આ વસ્તુસ્થિતિનું એક સુફળ એ કે અપભ્રંશ સાહિત્યમાં કે પ્રાચીન ભાષાસાહિત્યમાં મળતા કેટલાક અજ્ઞાતાર્થ શબ્દો કે પ્રયોગોને સમજવામાં તેમ જ તે તે સાહિત્યમાં વપરાયેલા છંદોના સ્વરૂપનિર્ણયમાં એ બે ભૂમિકાઓ પરસ્પરની પૂરક બની શકે છે આ ઘટનાનાં દ્યોતક થોડાંક ઉદાહરણો –

### ૧. आलु સાથે ‹ झंख.

પ્રાકૃતવ્યાકરણમાં ૪/૩૭૯મા સૂત્રના ઉદાહરણ તરીકે હેમચંદ્રે આ દુહો આપ્યો છે:

भल्ल वल्लहों बे दोसडा हेल्लि म झंखहि आलु ।
देन्तहों हउँ पर उव्वरिअ जुज्झन्तहों करवालु ॥

અહીં દોધકવૃત્તિમાં બીજા પાદનો આવો અર્થ ઘટાવેલો છે हे सखि, अनर्थकं मा जल्प. એટલે आल સાથે ‹ झंख 'નકામું બોલવું, નિરર્થક કહેવું' એ અર્થમાં પ્રચલિત હોય

ઉપલબ્ધમાં પ્રાચીનતમ કૃતિ 'ભરતેશ્વરબાહુબલિરાસ'*ની ૧૦૫મી કડી આ પ્રમાણે છે:

* હસ્તલિખિત જિનવિજયજીની આવૃત્તિ પ્રમાણે. પંડિત લાલચંદવાળી આવૃત્તિ મારી પાસે ન હોવાથી તેનો ઉલ્લેખ નથી આપી શક્યો

जइ भरहेसर-केरा पूत, अवर जि अम्ह सहोयर दूत।
ते मनि मान मेल्हइं कीमइ, आल ईयाण (?) म झंखिसि ईम्हइ ॥

અહીં ચોથા ચરણમાં એ ‹ झंख સાથે आलनो પ્રયોગ થયેલો છે. 'હે અજાણ, એમ નિરર્થક (ચાલુ લઢણમાં કહીએ તો 'નાખી દેવાની') વાત ન કર' કાંઈક એવો અર્થ અહીં થાય. તે જ પ્રમાણે બીજી બે કૃતિઓમાં આ જ પ્રયોગ મળે છે:

मिल्हिउ सखी राजल पभणति, विणय जेम न मिरिय मन्नति ।
अउरी अच्छी मखि झंखि मन आलु, तपु दोहिलउ तउं सुकुमाल ॥

(નેમિનાથચતુષ્પદિકા, ૩૬મી કડી)

आलिहि अलीउ म झंखिसि किमइ, जे विनु वयणु हियइ तु गमइ ।

(માતૃકાચઉપઈ, ૧૨મી કડી પૂર્વાર્ધ)

અહીં અનુક્રમે 'હે સખી, નિરર્થક વાત ન કર' અને 'નિરર્થક વાતમાં અસત્ય મા બોલજે' એ અર્થ લાગે છે. નીચેના ટાંચણમાં बोल्लि‍उ સાથે आल વપરાયો છે:

ए साचउ कइ बोल्लिउ आल

Is this true, or did you speak in joke.'

(ટેસીટોરી જૂ. પ. ગ. વ્યાકરણનું ટિપ્પણ, ઼ ૧૦૮)

### ૨. तुडि સાથે ‹ चड.

ધનપાલની भविसत्तकहामां तुडि ત્રણ વાર આવે છે, એક વાર ‹ चड સાથે અને બે વાર તે વિના ·

तुडिहिँ चडिवि जइ त किर किज्जइ
वयणु वि नउ वेरालु जपिज्जइ

(૩/૬/૪)

जो चप्पिउ जेण तासु तेण मइ कवण तुडि

(૧૫/૮/૯)

बुनु दुव्वेहण जुज्झ वि मज्झु वि तुडि किमइ

(૧૭/૬/૧૧)

યાકોબી અને ગુણે तुडिનો અર્થ 'કલહ, તકરાર' દે છે. વધારે ચોકસ રીતે 'વાદ કરવો, બરોબરી—અહમહમિકા કરવી' એવો અર્થ तुडि સાથે ‹ चडનો એના બધા સંદર્ભમાં તે ઘટે છે

પ્રાચીન ગુજરાતી સાહિત્યમાંથી ત્રણ ઉદાહરણો મારી નજરે ચડ્યાં છે. એમાં तुडि સાથે ‹ चड વપરાયો છે :

जीवना विहि सह मयाइइ, जु **तुडि चडिसि** तु चडिउ पयाडइ
(ભરતેશ્વરબાહુબલિરાસ, ૧૧૦ મી કડી પૂર્વાર્ધ)

ते परि षाइ गमार वोसार
जु **तुडि चडिसि** तु जाणिसि सार
(ભરતેશ્વરબાહુબલિરાસ, ૧૧૬ મી કડી પૂર્વાર્ધ)

सोरठीयउ सेवइ, **तुडि** न करइ देवइ।
(પૃથ્વીચંદ્રચરિત્ર, પા ૯૬, પંક્તિ ૧૧)

### ૩. **वंबालिउं**

'રેવંતગિરિરાસુ'ના ચોથા કડવાની પહેલી પંક્તિ આ પ્રમાણે છે:

गिरी-गरुया सिहरिचडेवि अवजवाहि **वंबालिउं**ए

આમાં °જવા ઉપરાંત વંબાલિઉ પણ સમજાય તેવો નથી શ્રી કેશવરામ શાસ્ત્રીએ 'આપણા કવિઓ'માં આ પંક્તિવાળું ટાંચણ આપ્યું છે ત્યાં તેના અર્થની અસ્પષ્ટતા સૂચવતો પ્રશ્નાર્થ મૂક્યો છે (પા ૧૭૪, પાદનોંધમાં આપેલી છાયા)

'રેવંતગિરિરાસુ'ના બીજા કડવકની ૪થી કડીની પહેલી પંક્તિમાં પણ આ જ શબ્દ વપરાયો જણાય છે

जलद-जाल-**वंबाले** नीझरणि रमाउलु

અહીં વંબાલ ને બદલે વંબાલ હોય આ વંબાલ કે બંબાલ (બંબાલિઉ)નું મૂળસ્વરૂપ *વંમાલ, વમાલ છે વમાલ દેશ્ય છે, અપભ્રંશમાં સામાન્યપણે વપરાયો છે તેનો અર્થ 'કોલાહલ,કલકલ' અથવા 'રાશિ, ઢગલો' થાય છે અને આખ્યાત તરીકે 'એકઠું કરવું, વિસ્તારવું' એવા અર્થ હેમચંદ્રે નોંધેલા છે વમાલ નામનો અપભ્રંશમાં વં થાય સ્વયંભૂકૃત હરિવંશપુરાણ (અપ્રસિદ્ધ)માં એ સ્વરૂપ સાચે જ મળે છે.

रण-रसिए विय-वलवलण वज्जिय-मड्ड-पडह **वंबाले**
(હરિવંશપુરાણ, સંધિ ૧૧, કડ° ૯ ઘત્તાપૂર્વાર્ધ)

અહીં વંબાલનો અર્થ 'કોલાહલ' છે

હેમચંદ્રના છંદોનુશાસનના ૬ઠ્ઠા અધ્યાયના ૩૫માં ('કેતકીકુસુમ' છંદના) ઉદાહરણમાં વિંબાલિઉ મળે છે તે વમાલિયનું જ રૂપાંતર જણાય છે

**विंबालिउ** भुवणु। णव-केयइ-कुसुम-पराइण ॥

પર્યાયકાર બિંબાલિઉનો અર્થ व्याप्तम् કરે છે ઉપર આપેલાં પ્રાચીન ગુજરાતી ટાંચણોમાં વંબાલ કે વંબાલનો અર્થ 'સમૂહ'ને 'વંબાલિઉ'નો અર્થ 'વ્યાપ્ત' '°આકુળ' એવો લઈ શકાય

(ચાલુ)

હરિવલ્લભ ભાયાણી



## ગુજરાતી લેખક મિલન

અમદાવાદમાં ગુજરાત લેખક મિલનનું દ્વિતીય અધિવેશન, કોમર્સ કૉલેજ હૉલમાં નાતાલની ૨૪, ૨૫ તથા ૨૬ મીએ મળ્યું હતું એમાં કોઈ જાતની વિધિ નહોતી ખોટો શિષ્ટાચાર નહોતો, ડોળ નહોતો. પ્રથમ દિવસે સવારમાં દરેક જણે પોતપોતાનો પરિચય આપ્યો અને એમાં પણ, દરેકની લાક્ષણિકતા તરી આવતી હતી આ પરિચયવિધિમાં પણ સારા પ્રમાણમાં વિવિધતા આવી શકી, ને એણે સમય વધુ લીધો છતાં કયાંય પ્રમાણભંગ જેવું નહોતું બધાએ શક્ય તેટલા સંક્ષેપમાં જ પતાવ્યું બપોરના શ્રી ધૂમકેતુએ ટૂંકી વાર્તા વિષયક ચર્ચાની દોરવણી કરી, અને ઉપનિષદ્‌ની જેમ, કે રામાયણ ને મહાભારતની જેમ, વાર્તા ચિરંજીવ કેમ બને, અને જનતાના હૃદયમાં કેમ પહોંચી જાય ને, વાર્તા ઊના ઊના ભજિયાની જેમ કેમ ઉપડે તે માટેની એમણે સૂચના કરી પછી તો અનેક જણ એની પર બોલ્યા, પણ રનેહરશ્મિએ કહ્યું તેમ એ ચર્ચામાં જે ખીંટી પર ટૂંકી વાર્તાના તત્ત્વોને ટાંગવામાં આવ્યા તે ખીંટીજ કયાંય જણાઈ નહિ સારો ગુજરાતી નવલકથાકારનું ગુજરાતી પ્રકાશકોએ ઉતારેલું ચિત્ર 'આમ્રપાલી' જેવા લેખકોને, પ્રકાશન સંસ્થા તરફથી શ્રી પીતાંબર પટેલે બતાવ્યું બીજે દિવસે સવારે, આચાર્ય કૃપાલાનીએ, કલા અને જીવન એ વિષય પર મનનીય, અને વિચારપ્રેરક ભાષણ આપ્યું એ પછી એમને એ વિષે કેટલાક પ્રશ્નો પૂછાયા જેના એમણે એમની લાક્ષણિક રીતે ઉત્તર આપ્યા બપોરે શ્રી રસિકલાલ પરીખે, 'નાટક અને તખ્તો' એ વિષય પર ચર્ચાની દોરવણી કરી એમનો મુદ્દો એ હતો કે નાટક તખ્તાલાયક ન હોય છતાં એ સુંદર સાહિત્ય કૃતિ હોઈ શકે જેવી રીતે નવલિકા, નવલકથા વગેરે

સાહિત્યપ્રકારો છે તેવી રીતે નાટક વાંચવાનો, સાહિત્યપ્રકાર હોઈ શકે અને તેની ખીલવણી થઈ શકે. આ મુદ્દા પર ખૂબ ચર્ચા ચાલી, અને ટૂંકી વાર્તાની ચર્ચા કરતાં આ ચર્ચા પ્રસ્તુત પણ હતી. સાંજે રંજનનો કાર્યક્રમ હતો ને તેમાં રંગ રાખ્યો શ્રી કરસનદાસ માણેકે. અઢી કલાક સુધી દશ બાર હજાર માણસોના હૃદયપર એમણે એકચક્રે રાજ્ય કર્યું. એમણે સુબાપની કુરબાનીની પ્રશસ્તિ કરી, 'ચલે જાવ'નો પ્રચાર ગામડામાં કેવી રીતે થઈ શકે તે એક ગરબો ગાઈને બતાવ્યું, મામેરાંની કથા સંક્ષેપમાં કહી, ને એમ એ અઢી કલાકમાં તો એમણે પ્રેક્ષકોને હથેલીમાં ચાંદ બતાવ્યો. આપણા કેટલાક યુવાન કવિઓએ પોતાનાં ગીત ગાયાં, ને મુસ્લીમ કવિઓએ એમની ગઝલો ગાઈ શ્રોતાઓને મુગ્ધ કર્યા. ત્રીજે દિવસે હતો સમાપનવિધિ. પણ તેમાં પણ, લેખકોને પ્રતિભા કેળવવાનું, જરા આત્મનિરીક્ષણ કરવાનું કહેતા શ્રી મેઘાણીનું પ્રવચન લેખકો માટે ઠીક માર્ગદર્શક નીવડ્યું.

ચન્દ્રકાન્ત મહેતા

★

## ગુજરાતી સાહિત્ય પરિષદ પ્રવૃત્તિ

ગુજરાતી સાહિત્ય પરિષદની મધ્યસ્થ સભાની ચૂંટણી જે ડીસેંબર ૧૯૪૫માં થઈ હતી, તેમાં, નીચેના સભ્યો ચૂંટાયા છે.

૧ શ્રી. ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા
૨ સર ચીનુભાઈ માધવલાલ, બેરોનેટ
૩ ડૉ. હરિપ્રસાદ દેસાઈ
૪ શ્રી. પોપટલાલ ગોવિન્દલાલ શાહ
૫ ન્યાયમૂર્તિ સર હરિલાલ જે. કણિયા
૬ શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ
૭ શ્રી. જ્યોતિન્દ્ર હ. દવે
૮ શ્રી. મણિલાલ કાળાભાઈ નાણાવટી
૯ શ્રી. ચન્દ્રશંકર પ્રાણશંકર શુક્લ
૧૦ શ્રીમતી જ્યમનગૌરી પાઠકજી
૧૧ પ્રો. ઉમાશંકર જોશી
૧૨ શ્રી. ભાનુશંકર બા. વ્યાસ
૧૩ શ્રી. ચીમનલાલ ચકુભાઈ શાહ
૧૪ શ્રી. ચૈતન્યપ્રસાદ મોતીલાલ દીવાનજી
૧૫ પ્રો. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી
૧૬ શ્રી. ઝીણાભાઈ ર. દેસાઈ
૧૭ શ્રી. રવિશંકર મ. રાવળ
૧૮ પ્રો. અનન્તરાય મ. રાવળ
૧૯ શ્રી કેશવલાલ કા. શાસ્ત્રી
૨૦ શ્રી. મોતીચંદ ગી. કાપડીઆ.
૨૧ શ્રી રસિકલાલ છોટાલાલ પરીખ
૨૨ શ્રી. બચુભાઈ પો. રાવત
૨૩ શ્રી. વસન્તરામ જમિયતરામ વકીલ
૨૪ શ્રી. ગટુભાઈ ગોપીલાલ ધ્રુવ
૨૫ શ્રી. મણીલાલ પ્રભાશંકર વ્યાસ

* *

**મહીડા સુવર્ણચંદ્રક:**—૧૯૪૩ની ઈનામને પાત્ર શ્રેષ્ઠ વાર્તા પસંદ કરવા માટે શ્રી યશવંત શુક્લ અને શ્રી. ભાનુશંકર વ્યાસને નિરીક્ષકો તરીકે નિયુક્ત કરવામાં આવ્યા હતા અને તેમણે શ્રી. ગુલાબદાસ બ્રોકરની વાર્તા 'ધૂમ્રસેરને' શ્રેષ્ઠ ગણી એ માટે એમને સુવર્ણચંદ્રક મળવો જોઈએ એમ અભિપ્રાય આપ્યો છે.

આ અંક લગભગ છપાઈ રહેવા આવ્યો ત્યારે કવિ શ્રી. ન્હાનાલાલના અવસાનના દુઃખદ સમાચાર મળ્યા. રાસ, કાવ્યો, નાટકો, જીવન-ચરિત્ર, વ્યાખ્યાનો, નિબંધો, ભાષાન્તરો, એમ વિધવિધ ક્ષેત્રોમાં, ૭૮ જેટલા ગ્રંથો ગુજરાતને આપનાર, અને છેલ્લી પા સદી તો કલમને ખોળે માથું મૂકી જીવનાર કવિએ દેવનાં નોતરાં સ્વીકાર્યાં છે. ત્યારે ત્યાં એમને શાશ્વત શાંતિ મળે એવી અમારી ઈશ્વરને પ્રાર્થના છે. કવિવર વિષે વિસ્તૃત લેખ આવતે અંકે આવશે.

પ્રકાશક: ચન્દ્રકાન્ત મહેતા, ભારતીય વિદ્યાભવન, ૩૩-૩૫, હારબે રોડ, મુંબઈ.
મુદ્રક: પી. આર. મારંદ, મિનોવાઝિંગ એસોશિએટ્સ એન્ડ પ્રિન્ટર્સ લિ., ૫૦૫, આર્થર રોડ, તારદેવ, મુંબઈ ૭

# ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા

સંપાદકો
ચીમનલાલ શાહ
ચન્દ્રકાન્ત મહેતા

પુસ્તક ૩ | ફેબ્રુઆરી ૧૯૪૬ | અંક ૫

## સ્વર્ગસ્થ કવિ નાનાલાલ દલપતરામ

કવિ નાનાલાલના મૃત્યુથી ગુજરાતે એક મહાકવિ ને ભારતવર્ષે એક વિખ્યાત કવિ ગુમાવ્યો છે અસહકારના પહેલા આંદોલન વખતે એઓ રાજકોટની રાજકુમાર કૉલેજમા પ્રોફેસર હતા એમણે એ જગ્યાનુ રાજીનામુ આપ્યુ પછીથી એ ગાંધીજીથી છૂટા પડ્યા ને છેલ્લા પચીશ વર્ષ તો એમણે સાહિત્યોપાસના જ કરી એમની છેલ્લી મહેચ્છા હતી મહાભારત જેવુ મહાકાવ્ય લખવાની પણ એ શરૂ કરેલુ મહાકાવ્ય 'હરિસંહિતા' અધૂરુ મૂકીને જ એ ચાલ્યા ગયા

### ઊર્મિગીતો રૂપી રત્નો

નાનાલાલનો સાહિત્યપટ ઘણો વિશાળ હતો એમણે ઊર્મિગીતો લખ્યા એમના કેટલાક ઊર્મિગીતો પર આપણા જાણીતા લોકગીતોની અસર છે કેટલાક ગીતો તો હિન્દના પ્રથમ શ્રેણીના ઊર્મિગીતોમા મોખરાનુ સ્થાન લે એવી કોટિના છે એમા વાણી અર્થ ને ક્ષણિક અનુભવનો મનોહર ત્રિવેણીસંગમ થતા છે તેથી એની સરસતા પૂર્ણતાએ પહોંચે છે એ ગીતોમા ગુજરાતની જ કહી શકાય એવી વિશેષતા છે ને તેથી એનુ ભાષાંતર કરવા જઈએ તો એની સરસતા જતી રહે નાનાલાલે જે ઊર્મિગીતોની રત્નકણિકાઓ આપી છે તેનાથી ચઢીઆતી કાવ્યકૃતિઓ ભારતની કોઈ પણ ભાષામા પ્રગટ થતી નથી એક જાતના ડોલન પર રચાયેલુ અપદ્યાગદ્ય લખીને નાનાલાલે આધુનિક ભારતીય સાહિત્યની અણમોલ સેવા કરી છે કવિના 'વસન્તોત્સવે' એની શબ્દાવલિના માધુર્યથી ગુજરાતને મુગ્ધ કર્યું એમના પ્રથમ નાટક 'જયાજયન્તે' વિદ્યમાન ગુજરાતી કવિઓમા એમને મોખરે મૂક્યા. એ જ શૈલીમા એમણે પાછળથી જે નાટકો લખ્યા તે ભજવી શકાય એવા નથી કારણ કે, એમા નાટ્યોચિત પાત્રાલેખન તથા વેગ નથી છતાય આધુનિક ભારતીય ગદ્યમા એણે નોંધપાત્ર ફાળો આપ્યો છે એમ તો જરૂર કહી શકાય

એમના એ નાટકોમા અનનુકરણીય ચિત્રાત્મકતા છે એના વસ્તુમા ભરત કે બુદ્ધના સમયથી અકબરના સમય સુધીના વિવિધ વિષયો છે, એની આલેખન શક્તિ નાટક કરતા આખ્યાનને વિશેષ મળતી છે

સંસ્કૃત સાહિત્યની ઉત્તમ કૃતિઓનુ ભાષાંતર કરવાની કળામા એ પારંગત હતા એમણે 'ભગવદ્‌ગીતા' તથા 'મેઘદૂત'ના જે શબ્દશ ભાષાંતરો કર્યા છે તે મૂળના જેટલા જ સુંદર છે

ગદ્યમા પણ નાનાલાલમા વિષયોનુ વૈવિધ્ય સારી પેઠે છે મધ્યકાળના છેલ્લા કવિ તરીકે ઓળખાતા એમના પિતા કવિ દલપતરામનુ એમણે લખેલુ જીવનચરિત્ર એ એમની જાણીતી કૃતિ છે એમનુ ગદ્ય ઉલ્લસિત ધ્રુપદતુ ચિત્રાત્મક, ને ઘણી વાર તો અસરકારક શબ્દાવલિઓના સમૂહ જેવુ હોય છે

### અર્વાચીન ગુજરાતી સાહિત્યના ઘડનાર

અર્વાચીન ગુજરાતી ભાષા અને સાહિત્યને ઘડનાર તરીકે નાનાલાલ ઇતિહાસમા અમર રહેશે એમણે ભાષામા વ્યંજનાશક્તિ તથા અર્થવાહકતા આણ્યા જે એમની પૂર્વે કોઈએ કર્યું નહોતુ એમની ગરબીઓમા અમરતા છે ભાવિપ્રજા એમને શારદાના અનન્ય ઉપાસક તરીકે પિછાનશે કવિ તરીકે નાનાલાલને બધા વખાણતા પણ એ જીવતા હતા ત્યારે વ્યક્તિ તરીકે એ લોકપ્રિય નહોતા કારણકે એ આકરા સ્વભાવના હતા એમના પૂર્વગ્રહો બહુ જ પ્રબળ ને એથી એઓ ધૂની જ લાગે જ્યારે એમણે ગાંધીજીનો સાથ છોડ્યો ત્યારથી એઓ જબરા ગાંધીવિરોધી બનેલા ગુજરાતના કેટલાક જાણીતા સાક્ષરો પ્રત્યેનુ એમનુ વર્તન ટીકાને પાત્ર ને કલહને નોતરનારુ હતુ એ છતા સુંદર કાવ્યોના સર્જનને જ એમણે એમનો જીવનધર્મ માનેલો ને એ દૃષ્ટિએ જોતા એમના કેટલાક ઊર્મિગીતો અમૃત પીને જ જન્મ્યા છે એમ કહીએ તો એમા જરાય અતિશયોક્તિ નથી

—કનૈયાલાલ મુનશી

[ બોમ્બે ક્રૉનીકલમા The Late Kavi Nanalal Dalpatram એ નામના અંગ્રેજી લેખનો અનુવાદ ]

## પુસ્તક-પરિચય

**રચનાત્મક કાર્યક્રમ :—** [ લેખક મોહનદાસ કરમચંદ ગાંધી, નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, મૂલ્ય ૭ આના. ]

પૂર્ણસ્વરાજ્યની પ્રાપ્તિમા ૧૮ મુદ્દાના રચનાત્મક કાર્યક્રમને ગાધીજી અત્યત મહત્ત્વ આપે છે એ તો આજે જાણીતી વાત છે આ પુસ્તકમા એમણે સરળ, સ્પષ્ટ, અને અસરકારક રીતે, દરેક મુદ્દાનુ સ્પષ્ટીકરણ કર્યું છે અને દરેકનુ સ્વરાજ્યના ઘડતરમા જે સ્થાન છે તે દર્શાવ્યુ છે રચનાત્મક કાર્યક્રમ અને સવિનય કાનૂનભગની લડતનો સબધ પણ આમા ગાધીજીએ વિશદ રીતે સમજાવ્યો છે એઓ જણાવે છે કે 'સવિનયભગની લડત કોઈ એક ચોક્કસ હેતુને માટે, જેમ કે, પૂર્ણસ્વરાજ્યને માટે ન થઈ શકે લડતની માગણી ચોક્કસ, સામા પક્ષને સ્પષ્ટ સમજાય તેવી, ને તેનાથી પૂરી પાડી શકાય તેવી હોવી જોઈએ' એ રીતે જોતા ૧૯૩૦ની લડત મીઠા પરના કરની સામે હતી ૧૯૪૧ની વ્યક્તિગત સત્યાગ્રહની લડત વાણીસ્વાતંત્ર્યના ચોક્કસ મુદ્દા પૂરતી હતી, ૧૯૪૨ની લડત, 'હિન્દ છોડો'ના મુદ્દા પર હતી રચનાત્મક કાર્યક્રમ જો પૂર્ણ પળાય તો સવિનયભગની જરૂર ન પડે એ ગાધીજીએ આમા દલીલોથી, પ્રતીતિકર રીતે દર્શાવ્યુ છે

'આર્થિક સમાનતા'ના વિષે, લખતા ગાધીજીએ એમની આર્થિક સમાનતાની ભાવના બહુ જ સરળતાથી સમજાવી છે ગાધીજી કહે છે 'આર્થિક સમાનતાને માટે કાર્ય કરવુ એટલે મૂડી ને મજૂરી વચ્ચેના કાયમના ઝગડાને મિટાવવો. એનો અર્થ એવો થાય કે, એક બાજુથી જે થોડા પૈસાવાળા લોકોના હાથમા રાષ્ટ્રની સપત્તિનો મુખ્ય ભાગ એકઠો થયો છે તેમની સપત્તિ કમી કરવી અને બીજી બાજુથી અર્ધા ભૂખ્યા ને નાગા રહેતા કરોડોની સપત્તિ વધારવી જ્યા સુધી ખોબા જેટલા પૈસાવાળા ને ભૂખ્યા રહેતા કરોડો વચ્ચેનુ પહોળુ અતર ચાલુ રહે ત્યા સુધી અહિંસાના પાયા પર ચાલતો રાજવહીવટ સભવિત નથી' આમ ગાધીજી અને સામ્યવાદીઓનુ જે ધ્યેય છે તે એક જ છે માત્ર એમના માર્ગો જુદા છે ને ગાધીજી તો પૈસાદારોને ધમકી પણ આપે છે કે 'પૈસાવાળા જો પોતાનો પૈસો ને તેને લીધે મળતી સત્તા એ બન્ને આપમેળે રાજીખુશીથી છોડી દઈ સર્વના કલ્યાણ માટે બધાને સાથે મળીને વાપરવાને તૈયાર નહિ થાય તો હિંસક તેમ જ ખૂનખાર ક્રાંતિ અહીં થયા વિના રહેવાની નથી એમ ચોક્કસ સમજવુ ' આ રીતે, પોતાનો માર્ગ ઓછો ભયકર છે, તે એઓ દર્શાવે છે રશિયાએ બીજો માર્ગ અખત્યાર કર્યો અને તેના પ્રત્યાઘાતો આજે રશિયામા જે થઈ રહ્યા છે, તે અને રશિયાએ જે નીતિ અખત્યાર કરી છે તે જોઈને એ માર્ગમા શ્રદ્ધા રાખનારા કોગ્રેસ સમાજવાદીઓ પણ હવે, ગાધીજીના ટ્રસ્ટીપણાના સિદ્ધાન્તનો સ્વીકાર કરે છે, તે શ્રી. મીનુ મસાણીનુ Socialism Reconsidered, તેમ જ પ્રો દાતવાલાનું Gandhism Reconsidered એ પુસ્તકો વાચતા જણાશે ને એ પરથી અત્યાર સુધી ગાધીજીની વાતોને અવ્યવહારુ, ને હવાઈ ગણીને હસી કાઢતા લોકોને પણ ગાધીજીની સામાજિક તથા આર્થિક યોજનાનુ રહસ્ય સમજાવા લાગ્યુ છે, તેની પ્રતીતિ થશે. વળી પ્રો અગ્રવાલનુ Gandhian Plan વાચતા અનેક યુરોપીય વિદ્વાનોને પણ ખાદી, ગ્રામોદ્યોગ, વગેરે રહસ્ય, અને એની વ્યવહારુતાનુ ભાન થયુ છે, એમણે આપેલા અનેક અવતરણોથી સાબિત થાય છે

રચનાત્મક કાર્યક્રમમા પણ ગાધીજી તો સાત્વિકતા જ ઈચ્છતા હોવાથી, કિસાનો વિષે, મજૂરો વિષે, કે અસ્પૃશ્યો વિષે કહેતા એમણે દરેક ઠેકાણે ભાર મૂકીને કહ્યુ છે કે એ સેવા શુદ્ધ ભાવે થવી જોઈએ રાજકારણ માટે એનો ઉપયોગ કદી ન થવો જોઈએ 'કોમી એકતા' વિષે કહેતા પણ ગાધીજીએ કહ્યુ છે કે 'મહાસભાવાદીઓએ કોઈ પણ રાજકીય ફાયદો મેળવવાનો ખ્યાલ છોડી દેવો જોઈએ, હમણાના પ્રવાસમા આસામમા પણ આ જ વાત ગાધીજીએ કોગ્રેસના કાર્યકરોને કહી હતી

વિદ્યાર્થીઓએ પણ રાજકારણમા કેટલે અશે અને કઈ રીતે ભાગ લેવો, અને તેની મર્યાદાઓ પણ ગાધીજીએ ચોક્કસ રાખ્યા વિના સ્પષ્ટ દર્શાવી છે

આમ આ પુસ્તક એના કદમા નાનુ હોવા છતા એની ઉપયોગીતામા, એના ગુણોમા, મોટુ છે જ ગાધીજીને બરોબર સમજવા માટે દરેકે આ પુસ્તક વાચવુ તો જોઈએ જ ને 'રચનાત્મક કાર્યક્રમ' એ

નામ નાચી નાકનુ ટેરવુ ચઢાવવાની જરૂર નથી, કારણ ગાધીજીની બધી મી ઠાશ ને પ્રેમાળતા એમના આ લખાણમા ઉતરી આવ્યા છે

—ચન્દ્રકાન્ત મહેતા

* * *

**બહેનોને:**—[મૂળ લેખક રાજકુમારી અમૃતકુ વર અનુવાદક કરીમભાઈ વોરા ]

રચનાત્મક કાર્યકર્તા તરીકે રાજકુમારી અમૃતકુ વર જાણીતા છે અને સ્ત્રીઓની સેવા કરતા, એમને જે અનુભવો થયા, એમને આપણી સેવા કરવાની રીતિમા જે જે ઉણપો લાગી તે એમણે આ પુસ્તિકામા દશા વ્યુ છે ને સાથે સાથે સક્રિય કાર્ય કઈ રીતે થઈ શકે તે એમણે સરળ રીતે દર્શા વ્યુ પણ છે કારણ કે એમણે બતા વ્યુ છે કે માત્ર સેવા કરવાની ધગશથી કઈ ન વળે એની સાથે સાથે પોતાના કાર્યનો નકશો પણ દરેક સાચી સેવા કરનારની સમક્ષ હોવો જોઈએ અને શ્રીમતી અમૃતકુ વરે આ પુસ્તિકામા એ નકશાની રેખાઓ આપી છે એમણે સૂચવ્યુ છે, કે ભણતર પૂરુ કરીને લગ્ન કરે તે પૂર્વે દરેક સ્ત્રીએ ત્રણ વર્ષ સ્ત્રીઓની સેવાને આપવા જોઈએ પણ આજે તો આ નવી કેળવણીને પરિણામે શુ સ્ત્રી કે શુ પુરુષ એટલા વ્યક્તિત્વવાદી બની ગયા છે કે, એ પોતાની જાતને પપાળતા ને પોતાની જરૂરિયાત કરતા પરવારે ત્યારે બીજાની સેવા કરવાનુ એમને સૂઝેને? હા! એ તો આપણી રાષ્ટ્રીય સરકાર થાય, ને દરેક જણ રચનાત્મક કાર્યમા એક વર્ષ સુધી કામ કરે પછી જ આપણી વિદ્યાપી૦ એને પદવી આપે એવુ કઈ થાય તો જ શકય છે ને એ કામ ફરજીઆત બનાવીશુ તો જ એમા રસ કેળવાશે પણ જ્યા સુધી રાષ્ટ્રીય સરકારની સ્થાપના થાય નહિ ત્યા સુધી ને થયા પછી પણ સેવાવૃત્તિવાળા દરેકને માટે, આ પુસ્તક ભોમિયા સમુ છે

શ્રી કરીમભાઈ વોરાએ બહુ જ સરસ ને રોચક શૈલીમા મૂળ અગ્રેજીનો અનુવાદ કર્યો છે તે માટે એમને અભિનદન ઘટે છે

ચન્દ્રકાન્ત મહેતા

* * * *

**સોવિયેટ રશિયા:**—[લેખક ભોગીલાલ ગાધી પ્રકાશક લોક પ્રકાશન ગૃહ ખેતવાડી મુબઈ મૂ ૫ રૂ ૫]

ગુજરાતનુ ધ્યાન રશિયા પ્રત્યે પ્રથમ આકર્ષાયુ, ગાધીજીએ ટોલસ્ટોયને પોતાના ગુરુ તરીકે ગણાવ્યા ત્યારથી જો કે, ગયા મહાયુદ્ધ સમયે રશિયાની ક્રાન્તિએ રશિયાની જે કાયાપલટ કરી નાખી, લેનિનની કાર્યદક્ષતા, માકર્સનુ માનવીના આર્થિક સબધને નવીન દૃષ્ટિથી નિરૂપતુ 'કેપીટલ,' વગેરેએ દુનિયાને માર્ગદર્શન માટે રશિયા પ્રત્યે જોતી કરી અને પછી તો લેનિનના બે પટ્ટશિષ્યો સ્ટેલિન ને ટ્રોટસ્કી વચ્ચેનો સત્તા માટેનો આતરકલહ, લેનિનનું મૃત્યુ સ્ટેલિને પોતાના હાથમા રાજસત્તા લેવા માટે, ટ્રોટસ્કી અને તેના અનુયાયીઓ સામે ચલાવેલી જેહાદ, સ્ટેલિન વિરોધીઓ પર રશિયામા થતો, જુલમ, વગેરે, લુઈ ફિશરે એના મેન એન્ડ પોલીટીક્સ'મા, કોસલરે 'ડાર્કનેસ એટ નુન'મા, ને એના નવા પુસ્તક 'જોગી એન્ડ ધી કોમીસાર'મા વગેરે પુસ્તકો દ્વારા ખબર પડે છે છતાય, કિસાનોના અને મજદૂરોના એ રાજ્યે, એની પચવર્ષીય યોજના દ્વારા અન્ય દેશોના કરતા માનવીની આર્થિક ઉન્નતિ કરી, ભેદભાવ ઓછો કર્યો, અને સર્વદેશીય પ્રગતિ સાધી એ શ્રી ભોગીલાલના આ ગ્રન્થ દ્વારા આપણને જણાય છે હિન્દમા, રશિયાના આદર્શે સમાજની પુનર્રચના કરવાના ધ્યેયવાળા બે પક્ષો થયા એક સામ્યવાદી, અને બીજો પક્ષ કોંગ્રેસ સમાજવાદી જોકે, ટ્રોટસ્કી પક્ષ પણ અહિં છે પણ એનો માત્ર નામોલ્લેખ અહિ પૂરતો છે એમા સામ્યવાદીની રશિયા પ્રત્યેની ને સ્ટેલિન પ્રત્યેની ભક્તિ આર્યનારીની અથવા તો યોગ્ય શબ્દ વાપરીએ તો આર્ય સતીની પતિની પ્રત્યે હોવી જોઈએ તેવી ભક્તિ છે, જ્યારે કોંગ્રેસ સમાજવાદી પક્ષની નીતિ તો ન ફાવ્યુ તો ફારગછેડા માગતી પોતાના અનોખા વ્યક્તિત્ત્વને ટકાવી રાખવા મથતી આધુનિક યુવતીની રશિયા પ્રત્યેની નીતિ છે એથી જ રશિયાના ફેસીવાદી જર્મની જોડેના કરાર ને જર્મની જોડેની મૈત્રી પછી રશિયા પર જર્મનીનુ આક્રમણ થતા સામ્યવાદીના વિરોધી શાહીવાદ જોડે રશિયાની મૈત્રી રશિયાની રચનામા થતો અસામ્યવાદી લાગતો પલટો એ બધા તત્ત્વોનો સામ્યવાદીઓએ બચાવ કર્યો જ્યારે કોંગ્રેસ સામાજવાદી પક્ષે એ રશિયાનુ માર્ગદર્શન ખોટુ છે, તે જાહેર કરી રશિયાની નીતિનો સ્પષ્ટ વિરોધ જાહેર કર્યો છે, તે શ્રીયુત મસાણીના Socialism Reconsidered તથા શ્રી દાતવાળાના Gandhism Reconsi

dered દ્વારા પ્રતીત થાય છે, ને શ્રી મસાણી, એમના પુસ્તકમાં Burnham ના Manajorial Revolution વગેરે પુસ્તકોમાંથી પોતાના મંતવ્યના સમર્થનમાં દૃષ્ટાન્તો ટાંક્યાં છે આ બધાનો ઉલ્લેખ અહિં એટલા માટે કર્યો છે કે, શ્રી ભોગીલાલ ગાંધીએ લખેલું આ પુસ્તક એક જ દૃષ્ટિબિન્દુથી લખાયેલું છે અને તે અહોભાવ શ્રી ભોગીલાલનું પણ વિશાળ વાચન છે, વિશદ નિરૂપણ છે, એમાં વિગતો ખૂબ ખૂબ છે, પણ આ પુસ્તક વાંચવાથી રશિયાનો જે ખ્યાલ આવશે તે એક પક્ષી છે એટલે સાચા અભ્યાસીને તથા રશિયા વિષયક સાચી પરિસ્થિતિના જિજ્ઞાસુએ શ્રી ભોગીલાલની સોવિયેટ રશિયાની સાથે સાથ શ્રી મીનુ મસાણીનું Socialism Reconsidered, Burnham નું Manajorial Revolution, લુઈ ફીશરનું 'મેન એન્ડ પોલીટીક્સ' કોસ્લરનું 'યોગી એન્ડ કોમીસાર' તથા 'ડાર્કનેસ એટ નુન' મેક્સ ઈસ્ટમેનનું– 'સ્ટાલીન્સ રશિયા' તથા 'ક્રાઈસીસ ઈન સોશીયાલીઝમ' વગેરે ગ્રન્થો વાંચવા જ પડશે, અને પછી છે ઉડાડીને જે અવશિષ્ટ રહે તે ગ્રહણ કરવું વળી એ પણ સાચું છે કે, રશિયામાં આજે જબ્બર પરિવર્તન થતું જાય છે એના પ્રયોગો, એની સમાજ વ્યવસ્થા, એની ધર્મવિષયક નીતિ એની શિક્ષણ પ્રવૃત્તિ, એની આર્થિક સમાનતાની ભાવના સહુ પલટાતા જાય છે અને તે કયાં જઈને અટકશે તેની ખબર પડતી નથી છતાં એટલું તો સાચું કે રશિયાવિષયક રસ પહેલાં કરતાં લોકોનો વધ્યો છે અને રશિયા વિશેની શ્રદ્ધા ડગી હોય એટલે આવું માહિતીપૂર્ણ પુસ્તક, એનું દર્શન એકાંગી હોય, એમાં રશિયાને સ્વર્ગભૂમિ ચીતરી હોય, છતાંય સારું જેવું વાચન પૂરું પાડે છે, ને એ માટે શ્રી રવિશંકર રાવળ તથા શ્રી મંગળદાસ પકવાસાના અભિનંદન લેખકને મળી ચૂક્યા છે

ચન્દ્રકાન્ત મહેતા

---

# બિહારનાં લોકગીતો

## પર્વસંગીત

**(શ્રીમતી માયાગુપ્તાના બંગાળી લેખને આધારે)**

બિહારની સ્ત્રીઓ 'કરમા' નામક એક ઉત્સવ ઉજવે છે એ પર્વ ભાદરવા મહિનામાં આવે છે ભાદરવા સુદ અગીઆરસે સ્ત્રીઓ આખો દિવસ ઉપવાસ કરે ને કરમવૃક્ષની શાખાની પૂજા કરી બહેન ભાઈના મંગળ માટે પ્રાર્થના કરે એટલે આ 'કરમાપર્વ'ના ગીતોમાં ભાઈબહેનના મંગળ પ્રેમનું આલેખન થયું છે રાતે જાગરણ કરવાનું હોય ત્યારે બધી સ્ત્રીઓ ભેગી મળીને ગીત ગાય છે બહેન ગાય છે,

> "ભરિ ભાદો ફૂટને ફૂનોયા બેવાજન
> ઘોડા ચઢકે આવે મોર ભઈઆ
> અહો—સબહિ કે ભાઈઆ"

"ભર્યો ભર્યો ભાદરવો મહિનો છે, બેવાજૂનો દૂરદૂર ખી યા છે મારો ભાઈ ઘોડા પર ચઢીને આવે છે—પણ મારો જ શા માટે, બધાનો ભાઈ ઘોડા પર ચઢીને આવે છે" આમ નાયિકા માત્ર પોતાની જ વાત નથી કરતી, પણ પોતે બધી બહેનોની વતી બોલે છે એટલે મારો ભાઈ આવે છે એમ કહ્યું તો ખરું પણ તરત જ પોતાની ભૂલ સુધારે છે નાનપણમાં ભાઈબહેન બેવાજૂથી રમતા, પણ એ બાલિકાબહેન તો માતા થઈને બેઠી, ભાઈ તો નાનો છે ભાઈ આવીને પહેલાની જેમ બહેનને કહે છે,

> "બેહૂ હો બહનિ,–કૂનોયા બેવાજન હો"

પણ બેન કંઈ હવે રમવા જેવડી છે? એ ભાઈને પોતાની સ્થિતિ સમજાવતાં કહે છે કે—

> 'કેયસે ખિલૂ હો ભાઈયા કૂલ બેવાજન
> મોરે ગોદે બાલક ગદાવર"

"ભાઈ, હું ફૂલની રમત કેમ કરી શકું? મારી ગોદમાં તો બાળક ગદાધર છે" આમાં હજી રમવા જેવડી છે, રમવાના કોડ જેના પૂરા થયા નથી, જેને સુવાની જરા આવી નથી, તેની બાળમાતાને રમવાની ઇચ્છા પુત્રની માતા થતાં પરાણે દબાવવી પડે છે તેથી એને થતું દુઃખ ઋજુતાથી વ્યક્ત થયું છે પણ બાળક ભાઈને કંઈ બાળક ગદાધર નડતરરૂપ નથી લાગતો, એટલે એ બહેનને કહે છે,

> 'બાલક સુતાઉ બહનિ—સોનાકે ખાટોલ મે
> ખેલહિ બેહૂ કૂલ બેવાજન"

"બાળકને સોનાના પારણામાં સુવાડ ને તુ ફૂલ ખેલાંજન લે." ભાઈને બિચારાને શી ખબર કે હવે બહેનથી એના છોકરાને મૂકીને રમવા ન જવાય ?

બીજું મહત્વનુ પર્વ છે 'તીજ'પર્વ. એ પર્વ પણ ભાદરવા મહિનામા આવે છે. એ ટાણે આખો દિવસ ઉપવાસ કરીને રાત્રે બધી સૌભાગ્યવતી સ્ત્રીઓ મળી જાગરણું કરે ત્યારે ગીતો ગાય, નૃત્ય કરે, પૂજા કરે ને બ્રાહ્મણ પાસેથી કે કોઈ વૃદ્ધ સ્ત્રી પાસેથી પર્વની કથા સાભળે. એ 'તીજ' પર્વમાં નીચેનુ ગીત પ્રચલિત છે,

" મહાદેવ ભીંજ્યો થૈયા થાકિતો રે રામ
. ગૌરીકે શિરે નાહિ પાની રે."

" મહાદેવ વરસાદથી ભીંજાઈને તરબોળ થઈ ગયા છે, પણ ગૌરી તો આટલુ આટલુ પાણી પડયુ તોયે સાવ કોરી રહી ગઈ."

ગીત આગળ ચાલે છે તેમા આમ કેમ બન્યું તે સમજાવતા કહ્યુ કે —

"બારિ પર્સિ કે કડર નાહિ ભાગલુ હૈ રામ
આહિ વિધિ શિરે નાહિ પાનિ પાનરે."

" ગૌરીએ અસાવધપણે ચાલવાથી હેસ વાગના બાગની તાજી ફૂટેલી કુમળી કુંપળોને કચડી નાખી નથી" ને

" શાગાકે નિપલા પેરે નાહિ ધરલુ
બડો જો॰ કે તુકાર ના મારલુ હૈ રામ
આહિ વિધિ ગિરે નાહિ પાની રે."

" સસરાએ ગાયના છાણથી લી પાવેલી લીલી ભૂમિને પગલા પાડી એણે લી પણ બગાડયુ નથી ને જેઠનુ કે એવા મોટેરાઓની સામે એ ઊંચે સાદે બોલી નથી, તેથી ગૌરીનુ ગિર કોરું રહ્યુ." અહિં ગૌરી એ સ્ત્રીઓનો આદર્શ છે, સુશીલ સ્ત્રીઓ માટે શુ નિષિદ્ધ છે તે દર્શાવ્યુ છે, આ રીતે ઉત્તમ ને અધમને પોતાની કરણીનુ ફળ મળે છે તે દર્શાવવા મહાદેવ ભીંજાયા ને ગૌરી કોરા રહ્યા એમ જણાવ્યુ છે

ત્રીજુ મહત્વનુ પર્વ છે 'છટ'પર્વ. એ પર્વમા બે દિવસ ને એક રાત્રી ઉપવાસ ચાલે છે. એમા ઠંડા પાણીમા ઊભા રહીને સૂર્ય દેવતાને અર્ઘ્ય આપવાનો હોય છે. પ્રથમ અર્ઘ્ય આથમતા સૂર્યને આપવાનો હોય છે, બીજો ઉગતા સૂર્યને. કારતક મહિનાની સાંજે અને સવારે ન્હાતી વખતે એ અર્ઘ્ય આપતા સ્ત્રીઓ ગાય છે કે —

જોડે નારીયારે બોઆલિ સોરિ નૈયા
કે નૈયા પાર ઉતારે હે—
રામ ખેવૈયા કૃષ્ણુ બોજ રૈયા
હરિકૃષ્ણુ પાર ઉતારે હૈ.

"સ્ત્રી હાથ જોડે છે ને પૂછે છે કે મારી ભારે બોજવાળી નાવડી પાર કોણ ઉતારશે ? રામ થશે ખેવૈયો ને કૃષ્ણ ભાર ઉપાડશે ને એમ મારી નાવડી પાર ઉતારશે." પછી કહે છે

સાસુ કે જનમલ દેવરકજ્ય રહતે રે
હાસતે ખેલતે નૈયા પાર હૈ.
માઈઆ કે જનમલ ભાઈઆ જ્ય રહતે રે
હાસતે ખેલતે નૈયા પાર હૈ."

" સાસરામા દિયરની જોડે હસતા ખેલતાં મારી નાવડી પાર જાય એવુ કરજો."

ભાઈનુ જે સ્થાન પિયરમા છે તે સાસરામા દિયરને આપ્યું છે.

ચન્દ્રકાન્ત મહેતા

## અપભ્રંશ અને પ્રાચીન ગુજરાતી

### ૪. अखूटइ સાથે ન मर

'ભરતેશ્વરબાહુબલિરાસ'ની ૧૧૦મી પંક્તિનો ઉત્તરાર્ધ આ પ્રમાણે છે

गिरिकंदरि अरि छपिउ न छूटइ,
तू बाहूबलि **मरि म अखूटइ**

એ જ શબ્દો ફરી ૧૩૦મી પંક્તિના ઉત્તરાર્ધમા વપરાયા છે

जइ गिरिकंदरि विवरि वीर पइसतु न छूटइ ।
जइ थली जगलि जाइ किम्हइ तु **मरइ अपूटइ** ॥

૬૧મી પંક્તિનો ઉત્તરાર્ધ અહીં અધ્યાહૃત રહેલો શબ્દ પૂરો પાડે છે

आज **अखूटउ काल**, पूटउ रहि रहि इम भणइ ए

એટલે પહેલા ટાંકેલી પંક્તિનો અર્થ આમ થશે 'શત્રુ ગિરિકંદરમા છુપાયો હોય તો પણ ન છૂટે— ન છટકે, હે બાહુબલિ, તુ (કાળ) ખૂટ્યા પહેલા— અકાળે ન મર' આ જ ભાવ પાછળના ગુજરાતી સાહિત્યમા 'અપૂરે કાળે' વગેરે શબ્દોથી વ્યક્ત થયેલો છે આ પ્રયોગ અપભ્રંશમાયે જાણીતો છે પુષ્પદંતના મહાપુરાણની સંધિ ૧૬, કડવક

૭, પંક્તિ ૧૦નો ઉત્તરાર્ધ આ પ્રમાણે છે:

तो पणवइ जइ फालु ण तुट्टइ

આ પર ટિપ્પણ: फालु आयुः. એટલે અર્થ થશે 'જો આયુષ ન ખૂટી ગયું હોય તો નમી જા'. ધનપાલની भविसत्तकह (૧૪, ११, ૮ પૂર્વાર્ધ )માં પણ આવો જ પ્રયોગ મળે છે:

जेत्थु अऊरइ फालि मरिज्जइ

'જ્યાં આયુષ પૂરું થયા પહેલાં મરણ આવે છે.'

महापुराण સંધિ ૮૧, કડવક ૫, પંક્તિ ૧૦ ઉત્તરાર્ધ પણ આવું જ એક ઉદાહરણ પૂરું પાડે છે:

मा म उ अपुण्णइ फालि ।

'અધૂરા આયુષ્યે મર મા'.

૧૨મી સદીની પ્રાકૃત नर्मदासुन्दरीकथा (અપ્રસિદ્ધ)માં પણ આ પ્રયોગ મળે છે:

सच्चो जणप्पवाओ मरइ न अखुट्टे जीय(? चि)-ए कोइ "જીવિત ખૂટ્યા વિના કોઈ ન મરે એ જનપ્રવાદ સાચો છે."

## ૫. 'પ્રત્યયરહિત ષષ્ઠી

હેમચંદ્ર (૪,૩૪૫) જણાવે છે કે અપભ્રંશમાં ક્વચિત ષષ્ઠીનો પ્રત્યય લોપાય છે. એટલે કે આવી પ્રત્યય વિનાનું અંગ ષષ્ઠીના સંબંધનું વાચક કેટલીક વાર બને છે. પણ અત્યાર સુધીમાં પ્રસિદ્ધ અપભ્રંશ સાહિત્યમાંથી આવા પ્રયોગનાં પ્રામાણિક ઉદાહરણો નથી મળતાં. હેમચંદ્રે આપેલાં ઉદાહરણોયે બીજી રીતે સમજાવી શકાય તેવાં છે. ઉત્તરકાલીન અપભ્રંશ અને ડિંગલ સાહિત્યમાં પ્રત્યય વિનાની ષષ્ઠીના ચોક્કસ ઉદાહરણો મળે છે અબ્દલ રહમાનકૃત सदेशरासकमा અને वेलि क्रीसन-रुक्मणि-रीमाथी કેટલાક આવા શબ્દો ટાંકી શકાય. આ પ્રયોગ પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં પણ પ્રચલિત હતો કે કેમ તે જોવાનું રહે છે આમાં એટલી ચોક્કસાઈ રાખવી જરૂરી છે કે આપણે જે ઉદાહરણો નિષ્પ્રત્યય ષષ્ઠીનાં ગણાવિયે તે નિઃશંકપણે તેવા હોવા જોઈએ, એટલે કે બીજી કોઈ રીતે તેમને ઘટાવવાનું શક્ય ન હોવું જોઈએ. દાખલા તરીકે નીચેની પંક્તિઓ તપાસો:

भणिसु रासु-रेवंतगिरे अविकदिवि सुमरेवि

(રેવંતગિરિરાસુ, કડવુ ૧, કડી ૧ ઉત્તરાર્ધ)

पोरुयाडकुल-मडणउ नंदणु-आसाराय

(એજન, કડી ૬ ઉત્તરાર્ધ)

निम्मिउ नामिहिं-निजजणणि कुमरसरोवरु फार

(એજન, કડી ૧૦ ઉત્તરાર્ધ)

पूरइ ए वंछिउ-भवियजण

(રેવંતગિરિરાસુ, કડવું ૪, કડી ૪, ઉત્તરાર્ધમાં)

આવા પ્રયોગોમાં आसाराय, भवियजण વગેરેને પ્રત્યયરહિત ષષ્ઠીનાં ઉદાહરણો ગણવાં કરતાં તેમને વ્યત્યસ્ત કર્મધારય તરીકે ગણવા એ વધારે ઉચિત લાગે છે. અને એથી रेवतगिरि-रासु, आसाराय-नदणु, निजजणणि-नामिहिं, भवियजण-वछिय એવી રીતના સમસ્ત શબ્દોને છંદમાં બેસાડવા માટે, અંગભૂત શબ્દોનો સ્થાનવ્યત્યય કરવાની આમાં છૂટ લેવાઈ છે એમ કહી શકાય.

પણ 'ભરતેશ્વરબાહુબલિરાસ'માંથી તો કેટલાક આવી અથવા બીજી કોઈ રીતે ન ઘટાવી શકાય તેવા પ્રયોગો મળે છે અને એમની બાબતમાં તો આપણે પ્રત્યયરહિત ષષ્ઠીનો સ્વીકાર કરવો જ પડે છે. જુઓ:

सख न सींहदूयार

(૬૭મી કડી, ઉત્તરાર્ધમાં).

'સિંહદ્વારની સંખ્યા નથી.'

सख न गयघड जसु केकाण

(૮૨મી કડી, પૂર્વાર્ધમાં)

'જેનાં ગજઘટા અને ઘોડાની સંખ્યા નથી.'

सख न ए जस केकाण

(૨૦૦મી કડી, ઉત્તરાર્ધ)

'જેના ઘોડાની સંખ્યા નથી.'

नर नरवर कुण पामद पारो

(૧૦૯મી કડી, ઉત્તરાર્ધમાં)

'કયો માણસ (તેના) શ્રેષ્ઠ માણસોનો—યોદ્ધાઓનો પાર પામે?'

जीविवां छडीय मोह

(૧૫૧મી કડી, પહેલી પંક્તિમાં)

'જીવવાનો મોહ છાડીને'

तस सिरु चक्क लेइ सचरइ

पयकमल पुज्जइ भरह भूपति ॥

(કડી ૧૫૧, પંક્તિ ૪-૫માં)

'તેનું શિર લઈને ચક્ર ચાલ્યું જાય છે, ને ભરત ભૂપતિના પાદકમળને પૂજે છે.'

આમાં એટલુ ધ્યાનમાં રાખવાનુ છે કે 'ભરતેશ્વરબાહુબલિરાસ'ની ભાષા ડિંગળ કે ચારણી

ઢાળાની છે 'ભરતેશ્વરબાહુબલિરાસ'ની સાથે ભાષાસગાઈ વરતાતા 'રણમલ્લછંદ' અને 'પૃથ્વીચંદ્ર ચરિત્ર'મા દેખાતા કેટલાક વિશિષ્ટ શબ્દો વાક્યખંડો, ઉક્તિઓ ને પ્રયોગો આપણને 'ભરતેશ્વરબાહુબલિરાસ'મા પણ અક્ષરશ પ્રયુક્ત થયેલા જોવા મળે છે, તે આ જ કારણે

### ૬. સદેશરાસકની ભાષા

અહીં આરંભમા કહ્યુ તેમ અપભ્રંશનો પાયો લૌકિક બોલીઓ હતી સમય સાથે અપભ્રંશમા લૌકિક બોલીઓનુ તત્ત્વ વધતુ ગયુ અને તેને પરિણામે કેટલીક વાર ઉત્તરકાલીન અપભ્રંશ કૃતિઓ અને આરંભની ભાષાકૃતિઓ વચ્ચે ભેદરેખા દોરવી કઠણ થઈ પડે છે અનુમાને ઇસવી ૧૩મી સદીના આરંભે મુકાતી મુસ્લિમ કવિ અબ્દલ રહમાનની કૃતિ સદેશરાસકની ભાષા વિશે આવુ જ બન્યુ છે શ્રી. કેશવરામ શાસ્ત્રી સદેશરાસકની ભાષાને ઉપલક નજરથી 'હેમકાલીન સાહિત્યકીય અપભ્રંશની' છતા 'ભારોભાર ભરેલા પ્રાકૃત રૂપોવાળી,' 'નવા રૂપો વાળી' 'અનુકથના સસ્કારવાળી' અને 'આ પ્રકારની કૃત્રિમતા ને લીધે ૧૪મા શતક પછીની હોવાનુ કહે છે શ્રી બેચરદાસ દોશીના બે ત્રણ વિધાનોમાથી વધારે સ્પષ્ટ આ છે 'સદેશરાસકની ભાષા ચૌદમા અને પદરમા સૈકાની અહીં આપેલી બીજી (ગુજરાતી) કૃતિઓની ભાષા જેવી જ વિશુદ્ધ અને સરળ ગુજરાતી છે' વળી શ્રી શાસ્ત્રી સદેશરાસકનો પણ 'આપણા કવિઓ' અને 'કવિચરિત' એ તેમના ગુજરાતી કવિઓ અને કૃતિઓને લગતા ગ્રંથોમા સમાવેશ કરે છે અને શ્રી દોશી 'ગુજરાતી ભાષાની ઉત્ક્રાન્તિ' નામક તેમના વ્યાખ્યાનોમા સદેશરાસકનો વિચાર કરે છે એ દેખાડી આપે છે કે આ વિદ્વાનો સદેશરાસકની ભાષાને ગુજરાતી ગણે છે આને આધારે શ્રી વિજયરાય વૈદ્ય પણ તેમના 'ગુજરાતી સાહિત્યની રૂપરેખા'મા સદેશરાસકને એક ગુજરાતી ભાષાની કૃતિ તરીકે લેખે છે

પણ શાસ્ત્રીય ધોરણે તપાસતા સદેશરાસકની ભાષા અપભ્રંશ છે એમા જરાયે શકા રહે તેવુ નથી અપભ્રંશ અને અર્વાચીન ભારતીય-આર્ય ભાષાઓને એકબીજાથી જુદા પાડતુ અગત્યનુ લક્ષણ એ કે અપભ્રંશમા બેવડા વ્યજનો જળવાઈ રહ્યા છે જ્યારે અર્વાચીન ભૂમિકામા તે એકવડા બન્યા છે અને સાથે અનુકૂળ સજોગોમા તેમનો પૂર્વસ્વર દીર્ઘ બન્યો છે સદેશરાસકની ભાષામા બેવડો વ્યજન ટકી રહ્યો હોવાના અનેક ઉદાહરણો છે એ ખરુ કે કોઈક શબ્દોમા એ એકવડો થઈ ગયો છે, તેમ કેટલીક બાબતોમા રાજસ્થાની કે હિંદી જેવી અર્વાચીન ભાષાની અસર ચોક્કસપણે જોઈ શકાય છે પણ આમ લૌકિક બોલીઓથી ઠીક ઠીક પ્રભાવિત હોવુ એ ઉત્તરકાલીન અપભ્રંશ માટે સહજ છે તેથી કાઈ તેનુ સ્વરૂપ અપભ્રંશને બદલે ગુજરાતી (કે રાજસ્થાની) હોવાનુ ન કહી શકાય અને દેશભાષામા સાહિત્યરચના થવા લાગ્યા પછી બસો ત્રણસો વરસે સદેશરાસકની રચના થઈ તેથી શુ થયુ? કોઈ પારગત અત્યારે પણ અપભ્રંશમા (કે પ્રાકૃત અથવા સસ્કૃતમા) પદ્ય કે ગદ્યમા રચના કરી શકે

### ૭. વસ્તુછદની રચના ગદ્ય ગણાયાનુ એક વધુ ઉદાહરણ

વસ્તુ કે રડ્ડા છદમા રચાયેલુ પદ્ય ભૂલથી ગદ્ય માની લીધાના બે ઉદાહરણો તરફ મે અન્યત્ર લક્ષ ખેચેલુ છે અહીં ત્રીજુ ઉમેરુ છુ 'જૈન ગુર્જર કવિઓ,' પ્રથમ ભાગ, પા ૪૪ પર સજમમજરી પરની હેમહસગણિની ટીકામાથી નીચેનુ ટાચણુ આપેલુ છે

अत्थि नामिण नयरु तखसिल । पडिवक्ख-वच्छयल सिल-मणि सिलोह-सह वद्धसुरहर हरिणच्छिहरिणकमुह महिलचक्कचकमणमणहर ।

धणकण कचन रयण निहि, सुरसुरसरिसायारु ।
समुफणावलि विं ठियउ, परिरभिवि पायारु ॥

तहि तिविक्कमु २ अत्थि नरनाहु । तिअलाअवि क्खाउ । जसि दलिय सयल वरिरायविक्कमु सरपवय सगहिय मसनावइ तिविक्कमु ।

तासु मगलदवि पिय कोमलकमलपयच्छि ।
रूवि विणिज्जिय रइरमणि, वणयच्छवि व लच्छि ॥

આમા દુહાઓ સિવાયનો ભાગ ગદ્ય ગણીને આપેલો છે એ સ્પષ્ટ છે છઠ્ઠી પક્તિમા દ્વિરુક્તિસૂચક ૨નો અક મૂક્યો છે તે આપણને અપભ્રંશના વિશેષે પ્રાચીન ગુજરાતી વસ્તુછદની વિશિષ્ટતાની યાદ આપે છે અપભ્રંશમા સામાન્યત. રડ્ડાની પહેલી પક્તિ ૧૫ માત્રાની હોય છે (અહીં માત્રાના ઉપપ્રકારોની વાત નથી) પણ ગુજરાતીમા

આ પન્ન માનાના ૭+૮ એમ બે ખડ કરેલા હોય છે, તેમાથી પહેલો ખડ બે વાર બોલવાનો (કે ગાવાનો) હોય છે ને તે કેટલીક વાર પુનરુક્ત રૂપે આપેલો હોય છે તો કોઈવાર માત્ર માના પછી (૨) એમ દ્વિરુક્તિસૂચક એનો અક મૂકી પતાવ્યુ હોય છે 'ભરતેશ્વરબાહુબલિરાસ'મા આવતી વસ્તુમા પહેલી પક્તિની શરૂઆતની ત્રણ માત્રા પુનરુક્ત થયેલી છે વસ્તુ તરીકે ઓળખાતા ઉપર આપેલા ટાચણની પક્તિઓ આ પ્રમાણે વચાશે.

अत्थि नामिण नयरु तक्खसिलु ।
पडिवक्ख वच्छयल सिल्ल माण सिलाट् सह-वद्ध सुरहर ।
हरिणच्छि-हरिणङ्कमुह महि-चक्क चक्कमण-मणहर ॥
घण-कण-क्खन रयण निहि सुरपुर-सरिसायारु ।
सेसु-फणावलि किं ठियउ(?) परिरंभिवि पायारु ॥१॥
तहिं निविक्कमु (२) अत्थि नरनाहु ।
तिअलोअ विक्खाउ जसि दलिय-सयल-वलिराय विक्कमु ।
सरम्पकय-सगहिय (?) मख (?) नावइ निविक्कमु ॥
तासु मगलदेवि प्रिय कोमल-कमल-दलच्छि ।
रुवि विणिज्जिय रइ रमणि कणयच्छवि न लच्छि ॥२॥

આમા ત્રીજી અને પાચમી પક્તિ પ્રાસબદ્ધ છે તે જોઈ શકાશે. ૧૫+૧૨+૧૫+૧૨+૧૫ અને અંતે દોહા (૧૩+૧૧) આવુ માપ હોય તેમ જણાય છે જો કે કૃતિ શુદ્ધ રૂપે સપાદિત થઈ પ્રસિદ્ધ થાય ત્યારે જ ખાતરી સાથે માત્રાસખ્યાનો નિર્ણય થઈ શકે પણ એટલુ સ્પષ્ટ છે પહેલી કડીની પહેલી પક્તિમા નામિણ પછી (૨) મૂકવુ રહી ગયુ લાગે છે ભાષા અપભ્રંશ હોવા છતા દેશભાષામા વસ્તુછદ જે વિશિષ્ટ પ્રકારે ગવાતો હતો તેનો જ આમા આવિર્ભાવ થયેલો દેખાય છે*

—હરિવલ્લભ ભાયાણી

* આ લખાયા પછી ભાઈશ્રી અબાલાલ શાહ પાસેથી હેમહસગણિની ટીકાની હાથપ્રત જોવા મળી. તેમા પહેલી પક્તિમાંયે નામિણ પછી ૨ નો અક મૂકેલો છે અને એ જ પ્રમાણે કથાનકવસ્તુ છદમા જ છે કેટલેક સ્થળે હાથપ્રતમા જ વસ્તુ એમ કેટલીક કડીઓને આરભે નિર્દેશ કર્યો છે

શરૂઆતમા ચર્ચેલા ચલ લેઉ શબ્દની પક્તિ અવજવા (?)ઉ ચલ લેઉનો અર્થ 'આમ અને આજુથી વ્યાપ્ત' એમ હવે સ્પષ્ટ થાય છે

## શોકસભાઓ:

સાહિત્યસસદ તથા ભારતીય વિદ્યાભવનના સયુક્ત આશ્રય હેઠળ કવિ નાનાલાલના અવસાન બદલ શોક વ્યક્ત કરવા એક જાહેર સભા ભારતીય વિદ્યાભવનમા શનિવાર તા. ૧૨-૧-૪૬ ને દિને સાજે ૬॥ વાગે મળી હતી શ્રી મુનશીએ પ્રમુખસ્થાન લીધુ હતુ કવિ નાનાલાલે ગુજરાતી સાહિત્યની કરેલી સેવાની ન્યાયમૂર્તિ શ્રી હરિસિદ્ધભાઈ દીવેટીઆ શ્રી નગીનદાસ માસ્તર, મુનિ જિનવિજયજી શ્રી ભાનુશકર વ્યાસ શ્રી જ્યોતીન્દ્ર દવે શ્રી ચન્દ્રવદન મહેતા તથા કનૈયાલાલ મુનશીએ મૂલવણી કરીને સ્વર્ગસ્થને અંજલિ આપી હતી. ભારતીય વિદ્યાભવનનુ ચોગાન આખુ ભરાઈ ગયુ હતુ ને બહાર પણ માણસો ઊભા હતા એ કવિશ્રીની કવિતા પ્રત્યેના જનતાના આદરની નિશાની હતી.

બીજી એક શોકસભા ગુરુવાર તા. ૧૭-૧-૪૬ને દિને સાજે ૬॥ વાગે બ્લેવેટસ્કી લોજમા, લેખક મિલન યાત્રીગણ કલમમડળ પ્રગતિવાદી લેખક મડળ, પારસી લેખક મડળ, ગર્જના વગેરે સસ્થાઓના આશ્રય હેઠળ પ્રો. બળવતરાય ઠાકોરના પ્રમુખપણા હેઠળ મળી હતી એમા શ્રી જ્યોતીન્દ્ર દવે શ્રી મનસુખલાલ ઝવેરી ગુલાબદાસ બ્રોકર શ્રી ગનુલાલ, વદીન વગેરે વક્તાઓએ કવિને અંજલિ આપી હતી. ઉપસંહારમા પ્રમુખે કહ્યુ હતુ કે એમની શોકસભામા નાનાલાલ પ્રમુખસ્થાને હોવા જોઈએ તેને બદલે નાનાલાલની શોકસભામા એમને પ્રમુખ થવુ પડે છે ને નાનાલાલની સચ્ચાઈ તથા અનોખા વ્યક્તિત્વનો એમણે ઉલ્લેખ કર્યો હતો.

## ભારતીય વિદ્યાભવનનો આઠમો સ્થાપન દિન:

ભારતીય વિદ્યાભવનનો આઠમો સ્થાપન દિન તા. ૧૭મી જાન્યુઆરીએ ઉજવાયો હતો. ન્યાયમૂર્તિ શ્રી ભગવતીએ સ્થાપન દિન અગેનુ વ્યાખ્યાન આપ્યુ હતુ અને શ્રી ભારતીય વિદ્યાભવને વર્ષ દરમ્યાન કરેલી પ્રગતિનો વાર્ષિક અહેવાલ રજૂ થયા બાદ શ્રી મુનશીએ 'ભારતની સાસ્કૃતિક એકતા' પર વ્યાખ્યાન આપ્યુ હતુ તે પછી ભવનના સચાલક શ્રી મુનિશ્રી જિનવિજયજીએ વ્યાખ્યાન આપ્યુ ત્યારબાદ પડિત દેવેન્દ્ર વિજયજીના સગીત પછી કાર્યક્રમની પૂર્ણાહુતિ થઈ હતી.

પ્રકાશક ચન્દ્રવદન મહેતા ભારતીય વિદ્યાભવન, ૧૩ ૩૫ હ્યુજીસ રોડ મુબઈ
મુદ્રક વી. આર મહેતા, એસોસિએટેડ એડવર્ટાઇઝર્સ એન્ડ પ્રિન્ટર્સ લિ ૫૦૫, આર્થર રોડ તારદેવ, મુબઈ ૭

# ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા

સંપાદકો
ચીમનલાલ શાહ
ચન્દ્રકાન્ત મહેતા

પુસ્તક ૩ | માર્ચ એપ્રિલ ૧૯૪૬ | અંક ૬-૭

## પુસ્તક-પરિચય

**થોડા વિવેચનલેખો :—** શ્રી મનસુખલાલ ઝવેરી મૂલ્ય અઢી રૂપિયા

શ્રી મનસુખલાલ કવિ તરીકે જેટલા ગુજરાતી સાહિત્યરસિક વર્ગને સુપરિચિત છે, તેટલા જ સુપરિચિત વિવેચક તરીકે પણ છે સને ૧૯૪૨ મા ગુજરાત સાહિત્ય સભાના વાર્ષિક ગ્રન્થાવલોકન માટે મનસુખભાઈ પર પસંદગી ઉતરેલી એ જ દર્શાવે છે કે ગુજરાતના અગ્રગણ્ય વિવેચકોમા એમનુ સ્થાન છે અને એમના સામાયિકોમા પ્રસિદ્ધ થયેલા ને આ ગ્રંથદ્વારા ગ્રંથાકારે પ્રગટ થયેલા લેખો એમની વિવેચક તરીકેની પ્રતિભાની આપણને પ્રતીતિ કરાવી આપે છે

શ્રી મનસુખભાઈએ 'અર્વાચીન કવિતા' નામના એમના લેખમાં કહ્યુ છે કે, "પ્રમાણમા સાચુ એવુ મૂલ્યાંકન તો માત્ર ભૂતકાળનુ થઇ શકે, કારણ કે, એમાં પરિવર્તનને અવકાશ નથી વર્તમાન પરિવર્તનશીલ અને ભાવિ અસ્પષ્ટ હોવાથી એનુ નિશ્ચિત મૂલ્યાંકન કઈ રીતે થઈ શકે?" આ સૂત્રને જ એઓ એમના આ લેખોમા અનુસરે છે તેથી જ પંડિતયુગના લેખકો અને અર્વાચીનયુગના લેખકો વિશે અહિં ગ્રંથસ્થ થયેલા લેખો પર નજર નાખતા પંડિતયુગના અથવા સમન્વય યુગના, નરસિંહરાવ નાનાલાલ ને નવલરામ, ગોવર્ધનરામ ને કાન્ત એટલા લેખકો છે તો અર્વાચીનયુગના તો છે માત્ર મેઘાણી ને ઉમાશંકર જ અહિં એક વાત નોંધવી જોઈએ કે, એમણે એમના લેખોના જે શીર્ષકો આપ્યા છે, તેમા સુધારાને અવકાશ રહે છે જેમકે નવલરામ એ શીર્ષકવાળા લેખમા આપણને એવી આશા બંધાય કે, નવલરામની બધી કૃતિઓ વિશે એમા એમણે લખ્યુ હશે, જ્યારે એમા નવલરામની વિવેચક તરીકેની જ વિચારણા થઈ છે તેવી જ રીતે ઉમાશંકરવાળા લેખમા એમણે ઉમાશંકરના નાટકો તથા વાર્તાઓની જ ચર્ચા કરી છે, કવિ તરીકે એમને જોયા નથી એ રીતે એ બે શીર્ષકો અતિવ્યાપ્ત કહી શકાય

આ લેખોમા લેખકનો આંખે ઊડીને વળગે એવો ગુણ સ્પષ્ટવક્તવ્યનો ને નીડરતાનો છે આથી જ નાનાલાલના નાટકોને બધી દૃષ્ટિએ તપાસી એઓ નાટકો તરીકે એની નિષ્ફળતા જાહેર કરે છે નવલરામમા પરિભાષાની અસ્પષ્ટતા, નવલરામે યોજેલા પારિભાષિક શબ્દોનો અતિવ્યાપ્તિ દોષ, કવિતા વિષેની એમની ચર્ચાની અવિશદતા વગેરે દૃષ્ટાંતો આપી આપીને એમણે દર્શાવ્યુ છે કાન્તના ખંડકાવ્યમા પણ સર્વશ્રેષ્ઠ ગણાતા 'વસંતવિજય' કાવ્યની આરંભની પંક્તિઓનો આખા કાવ્યના ભાવ જોડેનો વિસંવાદ એમની વેધક દૃષ્ટિ જોઈ શકી છે અને નીડરતાથી એઓ નરસિંહરાવભાઈની કવિતા વિશે લખે છે કે "નરસિંહરાવની કવિતામા પણ તેમનુ વૈજ્ઞાનિક માનસ અહિં તહિં ડોકિયા કરી રહે છે, ને કવિતાના સૌંદર્યને કથળાવે છે इष्टार्थ व्यवच्छिन्ना पदावलि એ એમનુ કવિતાસૂત્ર લાગે છે તેથી જ તો તેમની કવિતામા શબ્દયોજનાનુ આટલુ અપૂર્વ ઔચિત્ય નજરે પડે છે, પણ ક્યાંક ક્યાંક એ ઔચિત્યનો એટલો અતિરેક થઈ જાય છે કે ઊર્મિની નૈસર્ગિક મધુરતાને બદલે એમના કાવ્યદેહમા કૃત્રિમ સૌષ્ઠવ વ્યાપી રહે છે" કવિ નરસિંહરાવ પરથી વિવેચક તરીકે એમની પરીક્ષા કરતા એઓ લખે છે, "એમના વિવેચનમા કોઇને pedantry લાગતી હશે તો કોઈને એમા પીંજણ લાગતુ હશે એમના વિવેચનની ઉગ્રતાને લીધે કોઈ અકળાઈ ગયુ હશે, કોઇને એમા ‘હુ’પદની સર્વવ્યાપકતા જણાઈ હશે એ સહુ પોતપોતાની વિશિષ્ટ દૃષ્ટિએ સાચા છે" આમ નરસિંહરાવની બંને બાજુની નકકર પરીક્ષા કરનાર આટલુ સ્પષ્ટતાથી લખનાર મનસુખભાઈ જેવા કોક જ જડે વળી ખબરદારે નવી કવિતા પર પ્રહારો કરવા માંડ્યા કે નવી કવિતાના

આ પંદર માત્રાના ૭+૮ એમ બે ખંડ કરેલા હોય છે, તેમાંથી પહેલો ખંડ બે વાર બોલવાનો (કે ગાવાનો) હોય છે ને તે કેટલીક વાર પુનરુક્ત રૂપે આપેલો હોય છે તો કોઈવાર સાત માત્રા પછી (૨) એમ દ્વિરુક્તિસૂચક બેનો અંક મૂકી પતાવ્યું હોય છે 'ભરતેશ્વરબાહુબલિરાસ'માં આવતી વસ્તુમાં પહેલી પંક્તિની શરૂઆતની સાત માત્રા પુનરુક્ત થયેલી છે વસ્તુ તરીકે ઓળખાતા ઉપર આપેલા ટાંચણની પંક્તિઓ આ પ્રમાણે વંચાશે

अत्थि नामिण नयरु तक्खसिल ।
पडिवक्ख मच्छयल सिल, मणि सिंगार सह-बद्ध-सुरहर ।
हरिणच्छि-हरिणंकमुह, महिलवक्क वक्कमण-मणहर ॥
घण-कण-कंचन रयण निहि सुरपुर-सरिसायारु ।
सेसु-रयणावलि वि ठियउ (?) परिरंभिवि पायारु ॥१॥
तहिं तिविक्कमु (२) अत्थि नरनाहु ।
तिअलोअ विक्खाउ जसि, दलिय-सयल-बलिराय विक्कमु ।
सर-पकय-सगहिय (?) मल्ल (?) नावइ तिविक्कमु ॥
तासु मगलदेवि पिय कामल-कमल-दलच्छि ।
रूवि विणिज्जिय रइ रमणि वणयच्छवि न लच्छि ॥२॥

આમાં ત્રીજી અને પાંચમી પંક્તિ પ્રાસબદ્ધ છે તે જોઈ શકાશે. ૧૫+૧૨+૧૫+૧૨+૧૫ અને અંતે દોહા (૧૩+૧૧) આવું માપ હોય તેમ જણાય છે જો કે કૃતિ શુદ્ધ રૂપે સંપાદિત થઈ પ્રસિદ્ધ થાય ત્યારે જ ખાતરી સાથે માત્રાવ્યવસ્થાનો નિર્ણય થઈ શકે પણ એટલું સ્પષ્ટ છે પહેલી કડીની પહેલી પંક્તિમાં નામિણ પછી (૨) મૂકવું રહી ગયું લાગે છે ભાષા અપભ્રંશ હોવા છતાં દેશભાષામાં વસ્તુછંદ જે વિશિષ્ટ પ્રકારે રચાતો હતો તેનો જ આમાં આદર થયેલો દેખાય છે*

—હરિવલ્લભ ભાયાણી

* આ લખાયા પછી ભાઈશ્રી અંબાલાલ શાહ પાસેથી હેમહંસગણિની ટીકાની હાથનકલ જોવા મળી. તેમાં પહેલી પંક્તિમાંયે નામિણ પછી ૨ નો અંક મૂકેલો છે અને એ આખું કથાનક વસ્તુ છંદમાં જ છે એટલે સ્થળે હાથપ્રતમાં જ વસ્તુ- એમ કેટલીક કડીઓને આરંભે નિર્દેશ કરેલો છે

શરૂઆતમાં ચર્ચેલા વદ્દલિ શબ્દવાળી પંક્તિ અથવા (?) ...ઉ વદ્દલિનો અર્થ 'આભ અને જાંબૂથી વ્યાપ્ત' એમ હવે સ્પષ્ટ લાગે છે

## શોકસભાઓ :

સાહિત્યસંસદ તથા ભારતીય વિદ્યાભવનના સંયુક્ત આશ્રય હેઠળ કવિ નાનાલાલના અવસાન બદલ શોક વ્યક્ત કરવા એક જાહેર સભા ભારતીય વિદ્યાભવનમાં શનિવાર તા. ૧૨-૧-૪૬ ને દિને સાંજે ૬ાા વાગે મળી હતી શ્રી મુનશીએ પ્રમુખસ્થાન લીધું હતું કવિ નાનાલાલે ગુજરાતી સાહિત્યની કરેલી સેવાની ન્યાયમૂર્તિ શ્રી હરસિદ્ધભાઈ દીવેટીઆ, શ્રી નગીનદાસ પારેખ, મુનિ જિનવિજયજી, શ્રી ભનુશંકર વ્યાસ, શ્રી જ્યોતીન્દ્ર દવે, શ્રી ચન્દ્રવદન મહેતા તથા કનૈયાલાલ મુનશીએ મૂલવણી કરીને સ્વર્ગસ્થને અંજલિ આપી હતી. ભારતીય વિદ્યાભવનનું ચોગાન આખું ભરાઈ ગયું હતું, ને બહાર પણ માણસો ઊભા હતા, એ કવિશ્રીની કવિતા પ્રત્યેના જનતાના આદરની નિશાની હતી.

બીજી એક શોકસભા ગુરુવાર તા. ૧૭-૧-૪૬ને દિને સાંજે ૬ા વાગે બ્લેવેટસ્કી લોજમાં, લેખકમિલન, વાસંતીગણ, કવિમંડળ, પ્રગતિવાદી લેખક મંડળ, પારસી લેખક મંડળ, વગેરે સંસ્થાઓના આશ્રય હેઠળ પ્રો. બળવંતરાય ઠાકોરના પ્રમુખપણા હેઠળ મળી હતી એમાં શ્રી જ્યોતીન્દ્ર દવે, શ્રી મનસુખલાલ ઝવેરી, ગુલાબદાસ બ્રોકર, શ્રી રમણલાલ, વગેરે વક્તાઓએ કવિને અંજલિ આપી હતી. ઉપસંહારમાં પ્રમુખે કહ્યું હતું કે એમની શોકસભામાં નાનાલાલ પ્રમુખસ્થાને હોવા જોઈએ તેને બદલે નાનાલાલની શોકસભામાં એમને પ્રમુખ થવું પડે છે ને નાનાલાલની સચ્ચાઈ તથા અનોખા વ્યક્તિત્વનો એમણે ઉલ્લેખ કર્યો હતો.

## ભારતીય વિદ્યાભવનનો આઠમો સ્થાપન દિન:

ભારતીય વિદ્યાભવનનો આઠમો સ્થાપન દિન તા. ૧-મી જાન્યુઆરીએ ઉજવાયો હતો. ન્યાયમૂર્તિ શ્રી ભગવતીએ સ્થાપન દિન અંગેનું વ્યાખ્યાન આપ્યું હતું, અને શ્રી ભારતીય વિદ્યાભવને વર્ષ દરમ્યાન કરેલી પ્રગતિનો વાર્ષિક અહેવાલ વંચાયા બાદ શ્રી મુનશીએ, 'ભારતની સાંસ્કૃતિક એકતા" પર વ્યાખ્યાન આપ્યું હતું તે પછી ભવનના સંચાલક શ્રી મુનિજી જિનવિજયજીએ વ્યાખ્યાન આપ્યું ત્યારબાદ પંડિત દેવેન્દ્ર વિજયજીના સંગીત પછી કાર્યક્રમની પૂર્ણાહૂતિ થઈ હતી.

પ્રકાશક ચન્દ્રવદન મહેતા, ભારતીય વિદ્યાભવન, ૩૩-૩૫, હ્યુજીસ રોડ મુંબઈ
મુદ્રક પી. આર સાવંત, એસોસીએટેડ એડ્વર્ટાઈઝર્સ એન્ડ પ્રિન્ટર્સ લિ., ૫૦૫, આર્થર રોડ તારદેવ, મુંબઈ ૭

# ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા

સંપાદકો
ચીમનલાલ શાહ
ચન્દ્રકાન્ત મહેતા

પુસ્તક ૩ | માર્ચ એપ્રિલ ૧૯૪૯ | અંક ૬–૭

## પુસ્તક–પરિચય

**થોડા વિવેચનલેખો :—** શ્રી મનસુખલાલ ઝવેરી મૂલ્ય અઢી રૂપિયા

"શ્રી મનસુખલાલ કવિ તરીકે જેટલા ગુજરાતી સાહિત્યરસિક વર્ગને સુપરિચિત છે, તેટલા જ સુપરિચિત વિવેચક તરીકે પણ છે સને ૧૯૪૨ મા ગુજરાત સાહિત્ય સભાના વાર્ષિક ગ્રન્થાવલોકન માટે મનસુખભાઈ પર પસંદગી ઉતરેલી એ જ દર્શાવે છે કે, ગુજરાતના અગ્રગણ્ય વિવેચકોમા એમનુ સ્થાન છે અને એમના સામાયિકોમા પ્રસિદ્ધ થયેલા ને આ ગ્રંથદ્વારા ગ્રંથાકારે પ્રગટ થયેલા લેખો એમની વિવેચક તરીકેની પ્રતિભાની આપણને પ્રતીતિ કરાવી આપે છે

શ્રી મનસુખભાઈએ 'અર્વાચીન કવિતા' નામના એમના લેખમાં કહ્યુ છે કે, "પ્રમાણમા સાચુ એવુ મૂલ્યાકન તો માત્ર ભૂતકાળનુ થઈ શકે, કારણ કે, એમા પરિવર્તનને અવકાશ નથી, વર્તમાન પરિવર્તનશીલ અને ભાવિ અસ્પષ્ટ હોવાથી એનુ નિશ્ચિત મૂલ્યાકન કઈ રીતે થઈ શકે?" આ સૂત્રને જ એઓ એમના આ લેખોમા અનુસરે છે તેથી જ પંડિતયુગના લેખકો અને અર્વાચીનયુગના લેખકો વિષે અહિં ગ્રથસ્થ થયેલા લેખો પર નજર નાખતા પંડિતયુગના અથવા સમન્વય યુગના, નરસિંહરાવ નાનાલાલ ને નવલરામ, ગોવર્ધનરામ ને કાન્ત એટલા લેખકો છે તો અર્વાચીનયુગના તો છે માત્ર મેઘાણી ને ઉમાશંકર જ અહિં એક વાત નોધવી જોઈએ કે, એમણે એમના લેખોના જે શીર્ષકો આપ્યા છે, તેમા સુધારાને અવકાશ રહે છે જેમકે નવલરામ એ શીર્ષકવાળા લેખમા આપણને એવી આશા બંધાય કે, નવલરામની બધી કૃતિઓ વિષે એમા એમણે લખ્યુ હશે, જ્યારે એમા નવલરામની વિવેચક તરીકેની જ વિચારણા થઈ છે તેવી જ રીતે ઉમાશંકરવાળા લેખમા એમણે ઉમાશંકરના નાટકો તથા વાર્તાઓની જ ચર્ચા કરી છે, કવિ તરીકે એમને જોયા નથી એ રીતે એ બે શીર્ષકો અતિવ્યાપ્ત કહી શકાય

આ લેખોમા લેખકનો આખે ઊડીને વળગે એવો ગુણ સ્પષ્ટવક્તવ્યનો ને નીડરતાનો છે આથી જ નાનાલાલના નાટકોને બધી દૃષ્ટિએ તપાસી એઓ નાટકો તરીકે એની નિષ્ફળતા જાહેર કરે છે નવલરામમા પરિભાષાની અસ્પષ્ટતા, નવલરામે યોજેલા પારિભાષિક શબ્દોનો અતિવ્યાપ્તિ દોષ, કવિતા વિષેની એમની ચર્ચાની અવિશદતા વગેરે દૃષ્ટાતો આપી આપીને એમણે દર્શાવ્યુ છે કાન્તના ખંડકાવ્યમા પણ સર્વશ્રેષ્ઠ ગણાતા 'વસંતવિજય' કાવ્યની આરંભની પંક્તિઓનો આખા કાવ્યના ભાવ જોડેનો વિસંવાદ એમની વેધક દૃષ્ટિ જોઈ શકી છે અને નીડરતાથી એઓ નરસિંહરાવભાઈની કવિતા વિષે લખે છે કે 'નરસિંહરાવની કવિતામા પણ તેમનુ વૈજ્ઞાનિક માનસ અહિં તહિં ડોકિયા કરી રહે છે, ને કવિનાના સૌંદર્યને કથળાવે છે ઇષ્ટાર્થ સ્વચ્છિન્ના પદાવલિ એ એમનુ કવિતાસૂત્ર લાગે છે તેથી જ તો તેમની કવિતામા શબ્દયોજનાનુ આટલુ અપૂર્વ ઔચિત્ય નજરે પડે છે, પણ ક્યાક ક્યાક એ ઔચિત્યનો એટલો અતિરેક થઈ જાય છે કે ઊર્મિની નૈસર્ગિક મધુરતાને બદલે એમના કાવ્યદેહમા કૃત્રિમ સૌષ્ઠવ વ્યાપી રહે છે" કવિ નરસિંહરાવ પરથી વિવેચક તરીકે એમની પરીક્ષા કરતા એઓ લખે છે, "એમના વિવેચનમા કોઈને pedantry લાગતી હશે, તો કોઈને એમા પીંજણ લાગતુ હશે એમના વિવેચનની ઉગ્રતાને લીધે કોઈ અકળાઈ ગયુ હશે, કોઈને એમા રૂપદની સર્વવ્યાપકતા જણાઈ હશે એ સહુ પોતપોતાની વિશિષ્ટ દૃષ્ટિએ સાચા છે" આમ નરસિંહરાવની બધા તેરેની ન કડક પરીક્ષા કરનાર આટલુ સ્પષ્ટતાથી લખનાર મનસુખભાઈ જેવા કોક જ જડે. વળી ખબરદારે નવી કવિતા પર પ્રહારો કરવા માંડ્યા, કે નવી કવિતાના

પ્રતિનિધિ આ કાવ્યે એ નવી કવિતા પરના એકએક આક્ષેપનો સચોટ ને સત્વર રદિયો આપ્યો ને ખબરદારને છાપખાનાની શોધખોળ થઈ છે તેનુ ભાન કરાવવાની આકરી ને અણગમતી ફરજ બજાવી આમ છતા એમણે અર્વાચીન કવિતાની મર્યાદાઓ કવિતાનુ ક્ષિપ્ત ને વ્યસ્તદર્શન, ઊર્મિશીલ નહિ પણ બૌદ્ધિક ચિન્તન, એકવિધતા, વ્યક્તિના જીવનની ઓપરવા વગેરે પણ એઓ સ્પષ્ટત દર્શાવે છે અર્વાચીન કવિની એક મર્યાદા દર્શાવતા એઓ કહે છે, "આજનો કવિ એ રીતે મૃત્યુથી કે પરલોકના ધાકથી થથરતો નથી એ ખરુ, પણ વિશ્વબધુત્વ ને વિશ્વપ્રણયની હાકલી વાતો આડે, પોતાના નાનકડા જીવનને, એ જીવનના હર્ષશોક કે આશાનિરાશાને, પ્રેમને કે તિરસ્કારને, જીવનમા છૂપાયલી કરુણાને કે તેમાથી કયારેક ઝળકતી હાસ્યરેખાને લગભગ વિસરી ગયો છે" પણ શ્રી ઉમાશકરના 'નિશીથ' ને સુન્દરમની 'વસુધા', સ્નેહરશ્મિનો 'અર્ઘ્ય', બેટાઈનુ 'ઇન્દ્રધનુ' પાઠકનુ 'ગોષના કાવ્યો,' માણેકનુ 'આલબેલ' ને, 'મોહબતને માડવે' આદિ સગ્રહો જોતા, એમાથી આત્મલક્ષી કાવ્યોની સખ્યા સારા પ્રમાણમા નીકળે છે વસુધાકારે ને નિશીથકારે ને, મહોબતને માડવેમા માણેકે અગત ઊર્મિઓ દીલ ભરીને ગાઈ છે અર્વાચીન કવિતા વિષે એમણે બીજુ એક વિધાન કર્યું છે કે 'ગેયત્વનો પ્રચલિત દૃષ્ટિએ અનાદર એ પણ આ યુગનુ જ લક્ષણ ગણી શકાય." આ વિધાન પણ મને અર્ધસત્ય લાગે છે એક રીતે કહીએ તો આપણા અર્વાચીન કવિઓએ જેટલા પ્રમાણમા છદોબદ્ધ કાવ્યો લખ્યા છે, તેટલા જ પ્રમાણમા એમણે ગેય કાવ્યો લખ્યા છે, ને ગેય જ શા માટે સુગેય કાવ્યો લખ્યા છે એમ કહીએ તો ચાલે

જેમ અર્વાચીનો વિષે તેવી જ રીતે પડિતયુગના લેખકો વિષે પણ એમના વિધાનો ક્યારેક એટલા પ્રતીતિકર રહેતા નથી કવિ નાનાલાલ માટે એઓ કહે છે 'એમણે જે જે વિવેચન નિબધો લખ્યા છે તેમા તેમનો અભ્યાસ અને તેમની તોલનશક્તિ પ્રતીત તો થાય છે જ" આ વાક્ય પછી તરત જ એઓ કહે છે 'ફૂલપાદડીને સાતમે આસમાને ચઢાવી દેવામા, કે કલાપીના વિરહને જગતસાહિત્યની કરુણ પ્રશસ્તિઓમા સ્થાન આપી દેવામા સુલભ ઊર્મિવના છે અરી, એ જ ઊર્મિલના પ્રેર્યા એ સ્થાને કે અસ્થાને ઉત્ત ઠેકારવની પૂરવણીમા કે અર્ધશતાબ્દિના અનુભવ બોલના આભારવચનમા નરસિહરાવ પર કે ઠાકોર પર પ્રહારો કરવા ચૂકતા નથી આ બધુ ખરુ, પણ સમગ્રદૃષ્ટિએ જોતા એ પોતાની ઊર્મિલતાને દાબી દઈને, ઉદાર તટસ્થતા કેળવવાનો પ્રયત્ન તો સદૈવ કરી જ રહ્યા છે" આમ એમણે જે દૃષ્ટાતો આપ્યા છે તે નાનાલાલની તોલનશક્તિની વિરુદ્ધમા જાય છે, ને આ બધુ ખરુ છતા, એમનામા તોલનશક્તિ હતી, એમ કહેવાને કશો આધાર તો ખરો/એને? એટલે નાનાલાલમા તોલનશક્તિ છે એ એમનુ વિધાન નિરાધાર બની જાય છે વળી એઓ નાનાલાલ-વિષે એક ઠેકાણે કહે છે, "વસ્તુ પાત્રાલેખન કે સવાદ કોઈપણ દૃષ્ટિએ નાનાલાલના નાટકો સફળ નથી- અને જેવુ નાટકોનુ, તેવુ તેમની લલિત વાડ્મયની બીજી કૃતિઓનુ એમની નવલિકામા નવલિકાના તત્ત્વો નથી, નવલકથામા નવલકથાના તત્ત્વો નથી નાનાલાલ સર્જનાત્મક સાહિત્યના કાવ્યેતર કોઈપણ અગનુ આલેખન કરે તેમા ભાગ્યે જ સફળ થાય છે" ને છતા નાનાલાલનો પરિચય આપતા એઓ કહે છે "કવિ નાનાલાલ એટલે ગુજરાતના અગ્રણી કવિ ને નાટકકાર નવલકાર ને નવલિકાકાર નાનાલાલ એટલે આપણા પ્રથમ પક્તિના ચિન્તક, નિબધકાર ને વિવેચક" આમ નાનાલાલ વિષે ઉપલા વિધાન ને આ વિધાનો વચ્ચે વિસવાદ નથી લાગતો? બીજુ, રાસ જેવા હળવા સ્વરૂપોમા નાનાલાલે ગભીર ચિન્તન ઠાસ્યુ છે એને શ્રી. મનસુખલાલ નાનાલાલના ગુણપક્ષમા, લેખે છે એ યુક્ત છે ખરુ? રાસ જેવા હળવા-સ્વરૂપોને ચિન્તનથી ભારેખમ બનાવી રાસરસિકાઓને એ દુર્બોધ બનતા રાસ તરીકેનુ એનુ માધુર્ય ને લાલિત્ય વણે અશે નષ્ટ થાય છે

પણ આ સગ્રહ જોતા શ્રી. મનસુખભાઈની વેધક દૃષ્ટિ ને તલસ્પર્શી વિચારણા ગમે તેવા છિદ્રાન્વેષી માણસ પાસે પણ પ્રશસાના ઉદ્ગાર કરાવે એવા છે કાન્તના કાવ્યો વિષે. શ્રી. રામનારાયણ પાઠકનો ઉપોદ્ઘાત વાચ્યા પછી કોઈને લાગે કે એમા હવે કશુ કહેવાનુ રહી જતુ નથી. છતા, કાન્ત વિષયક આપણે જ્યારે મનસુખભાઈના લખાણો

વાંચીએ છીએ ત્યારે એમાં કેટલાંય મૌલિકતત્ત્વો દષ્ટિએ પડે છે. કાન્તનાં ખંડકાવ્યોના સંવિધાનનું અંગ્રેજી કરુણાન્ત નાટક જોડેનું મળતાપણું સ્પષ્ટતઃ અને વિસ્તારથી દર્શાવી એમણે એમની પ્રતિભાની પ્રતીતિ કરાવી છે જોકે, 'કાન્તનાં ખંડકાવ્યો' ને 'વસન્તવિજય' એ લેખોની શરુઆત એક જ વાક્યથી થાય છે, એથી જરા પુનરુક્તિ જેવું લાગે છે તે પણ અહિં નોંધવું જોઈએ.

શ્રી. મનસુખભાઈનાં વિવેચનોની સફળતાનું એક કારણ એમની શૈલી છે. એમની શૈલી ક્યારેક મોંશંકરમાં છે તેવી સંવાદપ્રધાન, બટુભાઈના, કમળના પત્રોની યાદ આપતી—છે. ક્યારેક, નરસિંહરાવ કે નવલરામવાળા લેખમાં છે તેવી લાઘવયુક્ત છતાં વિશદાર્થ હોય છે; ક્યારેક, 'અર્વાચીન કવિતા'માં કે 'નાનાલાલ'ના લેખમાં છે તેમ એ માધુર્ય ભર્યો વિસ્તાર ગ્રહણ કરે છે. એમની શૈલીમાં અલંકારમાધુર્ય હોય છે. ને એ વક્તવ્યને સમુચિત ઉપમાઓથી પુષ્ટ હોય છે. એકાદ દૃષ્ટાન્ત લઈએ:—

"આત્મલક્ષી પ્રેમોર્મિકાવ્યોના નરસિંહરાવ કણ્વ ખરા; પણ તેના વિશ્વામિત્ર તો બીજા જ છે. શાસ્ત્રીય વિવેચનની જ્યોતિને વધારે તેજસ્વી બનાવનાર નરસિંહરાવ ખરા, પણ એ જ્યોતિનો સ્ફૂલિંગ લાવનારે માતરિશ્વા તો નવલરામ જ છે."

આમાંનું પહેલું રૂપક શ્રી. હીરાબ્હેન પાઠકે એમના "આપણું વિવેચન સાહિત્ય" નામના ગ્રન્થમાં લીધું છે, એ જ એમની શૈલીની લોકપ્રિયતાનો પૂરાવો છે. અહીં પણ નરસિંહરાવનું પ્રકૃતિકવિ તરીકેનું સ્થાન" આ રૂપકથી યોગ્યત. કથાયું છે, ને વિવેચક તરીકે પણ નરસિંહરાવ તથા નવલરામના સ્થાનને આ રૂપકથી સંક્ષેપમાં તથા સચોટતાથી દર્શાવી શકાયું છે. એમની કટાક્ષમય શૈલીનો એક નમૂનો લઈએ.

"લોકપ્રિયતાને જો પ્રમાણભૂત ગણીએ તો છેલ્લાં પચીશેક વર્ષમાં બહાર પડેલાં પુસ્તકોમાં મણિકાન્ત કાવ્યમાળા કદાચ સહુથી. ઉત્તમ કવિતા કૃતિ ગણાય,"

આમ શ્રી. મનસુખભાઈની શૈલી વૈવિધ્યશાલિની છે; શક્તિવંતી છે લાલિત્યવંતી છે ને એમાં સચોટતા છે,

'અર્વાચીન કવિતા' વિષેના એમના દ્વિતીય લેખમાં શ્રીયુત નરસિંહરાવનાં અનેક લખાણોની જેમ પોતાની કૃતિમાંથી અવતરણ શ્રી. મનસુખભાઈએ એક પણ મૂક્યું નથી એ એમની વિનમ્રતાનો ઉલ્લેખ પંડિતયુગ ને આપણા યુગનો તફાવત દર્શાવવા કર્યો છે.

કોઈપણ એક લેખકની ચર્ચા કરતાં તત્કાલીન વાતાવરણની સર્વસ્પર્શી ચર્ચા એઓ કરે છે. નાનાલાલની વાત કરતાં ગોવર્ધનરામ, કે ગોવર્ધનરામની ચર્ચા કરતાં, નાનાલાલ કે તત્કાલીન લેખકો એમની ચર્ચામાં આવે જ, એ એમનું દર્શન કેટલું વ્યાપક છે, વિશાળ છે, તે સૂચવે છે.

શ્રી. મનસુખભાઈની આ કૃતિ આપણા વિવેચકોમાં એમને યશસ્વી, ને મોખરાનું સ્થાન અપાવે છે. ને ગુજરાતને આવા નીડર વિવેચકોની જ જરૂર છે તેની કોણ ના પાડશે?

**ચન્દ્રકાન્ત મહેતા**

**શ્રીમન્નૃસિંહાચાર્યજી:**—લેખક મહેન્દ્રકુમાર મો. દેસાઈ; સયાજીસાહિત્યમાળા; પુષ્પ ૨૯૪, મૂલ્ય રૂ. ૨–૫–૦

શ્રેયસાધકવર્ગમાં ઈશ્વરના અવતારી મનાતા, શ્રીમન્નૃસિંહાચાર્યજીના જીવનપ્રસંગો અહીં ભક્તિભાવથી ને વિસ્તારથી લેખકે રજૂ કર્યા છે. અહિં જે દૃષ્ટિબિન્દુ છે તે સાંપ્રદાયિક છે અને તેથી સંપ્રદાયની બહારના લોકોને રસ ઓછો પડે એવું એનું એકપક્ષી નિરૂપણ થયું છે. વિજ્ઞાપનમાં લેખક કહે છે કે "ચરિત્રગ્રન્થોની દરિદ્રતાના સમયમાં મહાપુરુષોના જીવનચરિત્રોની અગત્યનો ચોમેરથી સ્વીકાર થઇ રહ્યો છે. શ્રીમન્નૃસિંહાચાર્યજી જેવા એક વર્ગના જ લીલાતનુ નહિ, પણ ભારતવર્ષના સંસ્કાર સ્વામીરૂપ સત આચાર્યની જીવનલીલાને ઓળખવા અને આલેખવા મહાન સાધનાની આવશ્યકતા હોવાનો શિષ્ટ પુરુષોનો મત છે." વસ્તુતઃ એ સંપ્રદાયના અનુયાયીઓ જે દૃષ્ટિએ નૃસિંહાચાર્યજીને જુએ તે દૃષ્ટિએ સંપ્રદાય બહારના લોકો ન જોઇ શકે એટલે, ચરિત્રનિરૂપણ જ એવી રીતે થવું જોઈએ કે જેથી, આપણને ચરિત્રનાયકની મહત્તાની ઝાંખી થાય વળી, શિક્ષણ અને સંસ્કાર એ પ્રકરણમાં લેખક નૃસિંહાચાર્યજીના બાલ્યજીવન વિશે કહે છે, "શ્રીમન્નૃસિંહાચાર્યના જીવનવૃત્તાંતમાં, તેઓશ્રીની કીર્તિને કલંક લાગે એવું બાહ્યદર્શનીય દૂષિત વર્તન અંશતઃ પણ સંભવિત નથી" આ દૃષ્ટિથી જ જ્યાં જીવનચરિત્ર લખાય ત્યાં કળાકારમાં રહેલી તટસ્થતા,

નિષ્પક્ષપાતીના ક્યાં રહે? ને પછી સંશોધન પણ ક્યાંથી હોય? આમ એ માનવી હતા જ નહિ, દેવ જ હતા, એવી માન્યતાથી આ ચરિત્ર લખાયું હોઈ, એમાં રસ રહેતો નથી, ને જીવનનો ઉત્તરોત્તર વિકાસ, માનવીનો ક્રમશઃ ઉત્કર્ષ કશું જ દર્શાવવાનો એમાં અવકાશ હોય જ ક્યાંથી? વળી, એમાં ચિત્રાત્મક પ્રસંગો નથી, નાટ્યાત્મક દશ્યો નથી, એથી લખાણ શુષ્ક લાગે છે. એમાં ભારોભાર સંસ્કૃત શબ્દો ને જટિલ વાક્યો હોવાથી ભાષા પણ અત્યંત ભારેખમ ને ક્યાંક દુર્બોધ પણ બની ગઈ છે. એક જ દષ્ટાન્ત લઈએ.

"આ સર્વમાંથી શ્રી. નૃસિંહાચાર્યના વિલક્ષણ સામર્થ્ય અને ચમત્કારવત આશ્ચર્યોત્પાદક મનોજય સંબંધી તાત્પર્ય કાઢી શકાય તેમ છે. વિકારશીલ યુગમાં વિકારવૃત્તિને સ્વાભાવિક વેગ અને આવકાર આપનારી વયમાં શ્રી નૃસિંહાચાર્યજીમાં વિદ્યાત્મક વૃત્તિનો આવો અતીવ સામર્થ્યસૂચક સ્વરૂપ સાક્ષાત્કાર સાધક આવિર્ભાવ થવો એ બારવર્ષના બાળકના ચિત્રની-સ્વયંસિદ્ધિ જેમ-નિર્વિકાર નિર્વિતમ એકાગ્રતાને સૂચવે છે."

સંસ્કૃતિમયતા તથા જટિલતા બન્ને તત્ત્વો આ અવતરણમાં છે. ને સાથે સાથે લેખકનો ચરિત્રનાયક પ્રત્યેનો પૂજ્યભાવ પણ અહિં એટલો જ સ્પષ્ટ રીતે જણાય છે, કે જે તત્ત્વ ચરિત્રાલેખનને બાધક ને વિક્ષેપક છે. લેખક જો સાંપ્રદાયિક દૃષ્ટિ થોડા સમય માટે પણ વેગળી મૂકી હોત, અથવા તો એમની પાસે ચિત્રશક્તિ હોત, આલેખનમાધુરી હોત તો આ પુસ્તક સફળ થાત

ચન્દ્રકાન્ત મહેતા

## પરિષદ સમાચાર

ગુજરાતી સાહિત્યપરિષદની ચૂંટણીનું પરિણામ નીચે પ્રમાણે આવ્યું છે:—

ઉપપ્રમુખ—શ્રી કનૈયાલાલ મુનશી.

ચૂંટાયલા સભ્યો—શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ.
" ચૈતન્યપ્રસાદ દિવાનજી
" ગોકુળદાસ રાયચુરા.
" મુનિ જિનવિજયજી.
" રવિશંકર જોષી.
" વીરેન્દ્ર મહેતા.
" મોતીચંદ કાપડીઆ.
" ...રામ જમિયતરામ વકીલ.

## કવિ પ્રેમશંકર

પ્રેમશંકર ભટ એ આધુનિક ગુજરાતના કવિ છે આધુનિક ગુજરાતના એટલે વીશમી સદીના ચોથા દશકાના. એમનો કાવ્યસંગ્રહ 'ધરિત્રી' જોતાં એમણે એમના કાવ્યાલેખનની જે તારીખો આપી છે, તેમાં એમની કાવ્યાલેખનની શરૂઆત, ૧૯૩૫ થી થઈ એમ કહીએ તો ચાલે. ૧૯૩૪નું એક જ કાવ્ય છે આમ ૧૯૩૫ માં આ કવિએ જ્યારે કાવ્ય લખવાનો આરંભ કર્યો ત્યારે ગુજરાતી કવિતાનાં વહેણ નિશ્ચિત થઈ ચૂક્યાં હતાં. ઉમાશંકર, સુન્દરમ્, સ્નેહરશ્મિ, મેઘાણી, કરસનદાસ માણેક, ખેરાઈ, મનસુખલાલ ઝવેરી વગેરે કવિઓએ જે ચીલાઓ પાડેલા તે ચીલાઓએ ચાલવાનું જ ૧૯૩૫ પછીના કવિઓ માટે નિર્માયું હતું. એ રીતે જોતાં, શ્રી પ્રેમશંકર પર પણ એમના ઉપરિનિર્દિષ્ટ પુરોગામીઓની અસર થઈ છે. 'કોયા ભગતની કડવી વાણી' દ્વારા શ્રી સુન્દરમે ભજનસાહિત્યના લુપ્તપ્રાય થઈ જતા પ્રવાહને સજીવન કર્યો, એમણે એમનાં 'ગરીબોનાં' ગીતોદ્વારા, પીડિતદર્શન કરાવ્યું, ને વાસ્તવવાદ આણ્યો. શ્રી ઉમાશંકરે અને સુન્દરમે એમના બીજા કાવ્યસંગ્રહે દ્વારા પ્રેમની લાગણીનું માનસશાસ્ત્રીય દૃષ્ટિએ પૃથક્કરણ કર્યું. એ જ સમયમાં વાસ્તવવાદની સાથે સાથે વર્ગવિગ્રહનો પણ સૂર સંભળાયો, સ્નેહરશ્મિમાં ટાગોરની અગમ્યતાનાં દર્શન થયાં, મનસુખભાઈએ મહાભારતનાં પાત્રો, કે દેવદાસની પાર્વતી જેવાં પાત્રોને કાવ્યની નાયિકા તરીકે પસંદ કર્યાં ને એમણે પ્રેમનૈષ્ફલ્યનું ગાણું ગાયું, મેઘાણીએ ટાગોરનાં કેટલાંક સુંદર કાવ્યોનો ગુજરાતીમાં અનુવાદ કર્યો, ને એ બધાં તત્ત્વોએ વત્તેઓછે અંશે શ્રી પ્રેમશંકરની કવિતા પર અસર કરી છે. ને પોતાના કાળની અસર, પોતાના પુરોગામીઓનો વારસો દરેકને મળે એ સ્વાભાવિક છે. યુગપ્રવર્તક કે નવો ચીલો પાડનાર કોક જ હોય, અન્ય તો એ યુગસ્રષ્ટા કે યુગપ્રવર્તકે પાડેલા ચીલામાં ચાલનાર હોય, એ રીતે શ્રી. પ્રેમશંકરને સદ્ભાગ્યે એમની કવિતાલેખનના આરંભ પહેલાં જ, યુગપ્રવર્તકો થયેલા, એટલે એમની કવિતાનો માર્ગ મોકળો થઈ ગયો.

આટલું પ્રાસ્તાવિક કહ્યા પછી, શ્રી. પ્રેમશંકરની કૃ[illegible] પરિચય કરાવીએ. એમનાં કાવ્યોના એમણે

વિષયવાર વિભાગો નથી પાડ્યા, એટલે 'જે કાવ્ય પરથી એમના સંગ્રહનુ નામ પડયુ છે, તે ધરિત્રી કાવ્ય પ્રથમ જોઈએ સામાન્ય રીતે જ્યારથી, ગાંધીજીના સત્યના આગ્રહથી આપણા સાહિત્યમા કલ્પનાને બદલે નક્કર સત્ય તરફ આપણે વળ્યા, ત્યારથી આપણી કવિતાનુ ક્ષેત્ર, આકાશને બદલે વરતી બન્યુ, ને ધરતી માતાનુ મહત્ત્વ વધ્યુ એથી અર્વાચીન કવિ ધરિત્રીને પોતાના કાવ્યોની ભાવનાનુ ભાવપ્રતીક ગણે એ ઉચિત છે ને એમ તો સુન્દરમે પણ એમના ત્રીજા કાવ્યસંગ્રહનુ નામ પણ 'વસુધા' જ રાખ્યુ છે, એ સૂચક છે અહિં તો માત્ર કાવ્ય સંગ્રહના બે નામકરણોની સમાનતાનો જ ઉલ્લેખ કર્યો છે ધરતીમાતા પાસેથી કવિને કંઈ શીખવા જેવુ લાગે છે અને તે એ કે- પોતાની અંગત વેદનાઓ શમાવી, ભૂલી, જગતના મંગળ માટે, જનતાના કલ્યાણ માટે, પ્રયત્નો કરવા. અર્થાત્ આજનો જમાનો એવો છે, આજનું વાતાવરણ એવુ છે કે જ્યારે માનવીની અને વિશેષે કરીને હિન્દવાસીની દૃષ્ટિ પોતાના પર નહિ પણ, વિશાળ માનવસમુદાય, તરફ વળે એથી કેટલીય વાર, અંગતસ્વાર્થ અને દેશના કે જનતાના કલ્યાણ વચ્ચે અથડામણ પણ ઊભી થાય. એવે વખતે અંગત સુખ કે શાન્તિ કરતા ૧૯૨૨, ૧૯૩૦, ૧૯૩૨ ને ૧૯૪૨ પછી કોઈ પણ કવિ દેશના કલ્યાણ કે દેશની શાતિનો પહેલો વિચાર કરે જ એમના 'બળતા પાણી' નામના કાવ્યમા ઉમાશંકરે આ જાતની અથડામણ વર્ણવી છે શ્રી પ્રેમશંકર પણ આ કાવ્યમા ધરતીમાતા પાસે એક જ પ્રકારની માગણી કરે છે કે -

> મા દે એવો મંત્ર તું કંઈ શીખાવી
> જેથી હૈયે ઘાવ ઊંડા રૂઝાવી
> અર્પું કૈં જે હોય માંગલ્યકારી
> થાયે ટૂંકી જિંદગી ધન્ય મારી

આ માગણીનુ ઔચિત્ય એ છે કે બાળક માતા પાસે માગે છે ને તેથી આ માગણી અફળ નથી જવાની એવી વાચકોને પણ કવિની સાથે સાથે પ્રતીતિ થાય છે આમ કાવ્ય સુંદર છે, માગણીનુ ઔચિત્ય છે આરંભમા ધરતીકંપથી, સંહારોથી અંતરમા અનેક વેદનાઓથી જળતી પૃથ્વીનો ચિતાર તો બીજી બાજુ ઇન્દ્રધનુષ્યની વેણી પહેરેલી વર્ષાના મૃદંગતાલે નાચતી બાલદર્શને પ્રફુલ્લિત લાગતી ધરતીનુ દૃશ્ય મનોગમ ને ચિત્રાત્મક છે છતા સૉનેટનો મોહ બાર પંક્તિમા સુભગ ને સુબદ્ધ બનતા કાવ્યમા બે વધારે પંક્તિઓ ઉમેરાવે છે એથી એ કાવ્ય સાનેટ બન્યુ છે, છતા કાવ્ય તરીકે તો એ નબળુ બન્યુ જ છે કારણ પ્રથમ ચાર પંક્તિનુ કરુણ તો બીજી ચાર પંક્તિનુ પ્રસન્નદૃશ્ય પછી,

> તુ હૈયામા વેદના ગૂઢ ભારી
> વ્હાવે ધારા અમૃતા પ્રાણદાત્રી

જેવી પંક્તિઓ પુનરુક્તિ સમી જ લાગે છે ને માત્ર પ્રેમશંકરમા જ નહિ પણ આજના ઘણાખરા કવિઓમા સૉનેટનો મોહ એવો પ્રબળ હોય છે કે, દશ કે બાર પંક્તિમા ખતમ થતા કાવ્યને એઓ ચૌદ પંક્તિઓ સુધી ખેંચી જાય છે ને કવિતાને બગાડે છે

આમ અંગતશોક ને વેદનાઓને તિલાંજલી આપવાનો નિર્ણય ધરિત્રી નામના કાવ્યમા વાચીએ છીએ પણ જ્યારે એમના કાવ્યો તરફ દૃષ્ટિક્ષેપ કરીએ છીએ ત્યારે એમના પરલક્ષી કાવ્યો કરતા આત્મલક્ષી કાવ્યોની સંખ્યા પ્રમાણમા ઘણી જ મોટી છે, એ કહેવુ જોઇએ એમના આત્મલક્ષી કાવ્યોમા બે ભાવો મુખ્યત આલેખાયા છે એક પ્રેમ અને બીજો ભક્તિ કોઈપણ યુવાનકવિના કાવ્યમા પ્રેમની વાતો ન હોય એમ બને જ શી રીતે ? પ્રેમ એ તો જીવનનુ અમૃત છે શ્રી મનસુખભાઈના કાવ્યોની જેમ પ્રેમશંકરના કાવ્યોમા પણ એમણે પ્રેમની નિષ્ફળતા અને તેથી ઉપજતા શોક, દુખ, નિરાશા વગેરે ભાવો ગાયા છે એમા મિલનનો કરતા વિરહના કાવ્યોનુ પ્રમાણ વિશેષ છે પ્રેમની મસ્તી એમા ન હોવાથી એમના પ્રેમકાવ્યો જરા માદલા લાગે છે એનુ એક કારણ એ છે કે, કાવ્યના નાયકમા એક જાતની લઘુતાગ્રન્થિ ( inferiority complex ) છે કલાપી એના એક કાવ્યમા એની પ્રિયતમાને પૂછે છે,

> યારી ગુલામી શુ કરુ તારી ? સનમ ?
> ગાલે ચૂમુ કે પ્હાનીએ તુને સનમ ?

આ પંક્તિઓમા પ્રેમના બે પ્રકારો બહુ સારી રીતે સમજાવાયા છે મસ્તપ્રેમમા પ્રેમી એની પ્રિયતમાની યારી કરે છે. એના હોઠ પર એને ચૂમે છે, એની પાનીએ ચૂમવાની વાતો કરી પ્રિયતમાને ખૂબ ઊંચે

બેસણે એ બેસાડી દેતો નથી. શ્રી. પ્રેમશંકરનાં પ્રેમકાવ્યોમાં પ્રણયી પોતાને પ્રિયતમા કરતાં ઘણો નીચો માને છે, પોતે એના પ્રેમને અપાત્ર છે એવું માને છે, ને તેથી એ પ્રિયતમાના પગને જ ચૂમવાની વાતો કરે છે, તેમાં જ એને શાંતિ મળશે એવું કહે છે. એમના 'અદીઠ પગપાનીએ!' એ કાવ્યમાં પોતાની બિછાત આપતાં નાયક કહે છેઃ–

> અનંત અવમાનના વિજન પંથમાં ધૂળની
> પરે તન બિછાવતું કુસુમ હું અખીલ્યું, થઇ
> બિછાતપથમાં. અહૂં ચરણ ચૂમતાં કોમળાં
> વિલીન બનવા.

એમના 'આમંત્રણ' કાવ્યમાં પણ નાયક પોતાની મનોવાંછના પોતાની પ્રિયતમાને જણાવતાં કહે છે કે

> હેતું મનમહીં ઘણું પરમ ભાગ્ય જો નૂપુર
> સદૈવ પદ ચૂમતું થઈ શકું

આમ પદ ચૂમતા નૂપુર બનવાની એને ઇચ્છા થાય છે. તે એ ઇચ્છા ફળે તો એમાં એ પરમ ભાગ્ય સમજે છે. આ માનસ એમના 'કવિતા' નામના કાવ્યમાં પણ સ્પષ્ટતઃ જણાઈ આવે છે. કવિતાને સંબોધતાં એઓ કહે છે કે

> હવે રહી અંતર એક ઝંખના
> કે ચૂમવા પાય પ્રફુલ્લ પદ્મશાં
> હું કિંકિણી નૂપુરની બની રહું.

ને એ જ કાવ્યના અંતમાં કવિ કહે છે કેઃ—

> રહીશ તો સંગ અનેકની ન શું
> ચૂમી ચૂમી પદ્મ પ્રફુલ્લ પાદનાં
> બનીશ તો હું ધન્ય.

આમ નાયકનું દૈન્ય એમનાં કાવ્યોને નબળાં બનાવે છે. એમનાં પ્રેમકાવ્યોમાં નાયિકા માનિની ચીતરી છે. નાયિકા ઘણુંખરું તો નાયકની જોડે પ્રણય કરી પછી અન્યને પરણી જાય છે, એટલું જ નહિ પણ એ તો એના ભૂતકાળના પ્રેમીને કહે છે કે :—

> હવે પિયુ ના નજરે ય આવશો
> પરાઈની (ભૂલી ગઈ).

આમ છતાં નાયક તો પોતાની જાતને હલકો જ માને છે. માનિનીના ગર્વને પોષે એવાં વેણો ઉચ્ચારી એને સાતમે આસમાને ચઢાવે છે. એ કહે છેઃ—

> રહો અલગ, માહરે કપટ ક્લેશને દંભથી
> શું કામ મઢવી કુમાશ તવ સ્નેહની નિર્મળ?

વળી પ્રિયતમાને પોતાને-આંગણે આવવાનું કહેતાં પણ એને ક્ષોભ થાય છે. એ કહે છે:—

> તમે કવન, ચરની મધુરધાર, રેખાવલિ,
> કળા સુભગ શિલ્પની; કવમ દ્વાર મેલા રજે
> ભરેલ મમ આંગણે પદપરાગ રેળી જજો
> કહું? અગર રેળતાં હું નજરે ય ન્યાળી શકું?

કોઈ કહેશે કે પ્રેમીના હૃદયમાં પ્રિયતમા માટે કેટલી કુમાશ છે? કેટલું માર્દવ છે! ને માર્દવના ગુણો તો જરૂર પ્રશસ્ય છે પણ એથી માંદલાપણું આવે, એ અન્યના ગર્વને પોષનારું માદક દ્રવ્ય નીવડે એ તો ઇષ્ટ નથી જ.

સામાન્યતઃ જીવનમાં સાંપડેલી નિરાશા ને વિષાદ માનવીને ફિલસૂફી તરફ વાળે, ને એ રીતે વેદના-દાઝયો માનવી શાંતિ મેળવવા માટે ઇશ્વર તરફ આકર્ષાય એ સ્વાભાવિક છે. એટલે શ્રી પ્રેમશંકરની કવિતાનું પ્રણયનૈષ્ફલ્ય જોયાં પછી આપણે એમના કાવ્યોના બીજા એક વિભાગ તરફ વળીએ અને તે ભજનો. ભજનોમાં ઇશ્વર પાસે કોઈ પણ જાતની ઐહિક માગણી કરવામાં આવતી નથી. એમાં કાંતો ઇશ્વરની અગમ્યતાનું, ને માનવીની પામરતાનું વર્ણન હોય, માનવીની ઇશ્વરપ્રાપ્તિની ઝંખના કે તમન્ના હોય, ઇશ્વરના સાચા સ્વરૂપનુ ભાન, ને ઇશ્વરપ્રાપ્તિ એ બે વચ્ચેની વચલી સ્થિતિનુ એમાં આલેખન હોય. શ્રી પ્રેમશંકરે ભજનકાવ્યો સારા પ્રમાણમાં લખ્યાં છે. ઇશ્વર એમને સંધ્યાના રંગ, લાખ દીવાની વાટ પેટાવતી મલકતી રજની, ફૂલોની સુરભિ વહતો વાયુ, વગેરે દૂતો દ્વારા આમંત્રે છે. પણ આત્મા ને પરમાત્મા વચ્ચેનો ભેદ, માનવીની સાહજિક નિર્બળતા એમને ઇશ્વર પાસે પહોંચવા દેતાં નથી. આ હકીકત જણાવતાં એઓ કહે છેઃ–

> તું શું રાખે ત્વરિતગતિને પંગુ પાસે અપેક્ષા?

ને પછી પરમાત્મા સ્વરૂપને એઓ ઉપાલભ આપે છે કે :–

> મૂંગા નેત્રે, પલકપલકી, પાડવા સાદ તારે
> લંગી કેડી પદ લથડતે ખૂંદવી કેમ મારે?

પણ આ નિરાશા, આ મૂંઝવણ એમનાં બધાં ભજનોમાં નથી. એમાં તો 'પછી રે શાને તને શોધવો' એ કાવ્યમાં છે તે પ્રમાણે પરમાત્મા આત્મામાં રહેલો છે એવી જીવને થતી પ્રતીતિ આલેખાયલી

છે 'આખ્યુને અનુસારે' મા છે તેમ નિરાશામાથી આશા પ્રગટે છે ને એની સાચી પિછાન થાય છે 'સુકાની હો' જેવા ભજનમા તો આત્મા દઢ નિર્ણય કરી એમે છે કે —

છોને સુકાન સઢ તુટે હલેસા
ઝખનાની પાખને થભવુ ગમે ના
મને કેદુના નોતરા દેવાણા
જેથી હૈયે આ ઈંધણા ચેતાણા
—સુકાની હો

આમ ગમે તેવા વિઘ્નોને વટાવવાનુ મનોબળ, આમા જણાય છે તો આ નિર્ણયનુ જાણે શુભ પરિણામ આ યુ હોય તેમ "તારા પગલા" એ ભજનમા કવિ જ્યા જ્યા કાન માડે છે ત્યા ત્યા એને ઇશ્વરના પગલા સભળાય છે "કલકલ વહેતા ઝરણામા," 'ઝાકળ ભીંજ્યા ફૂલકટોરામા, 'શૈશવની કૂળી સ્મિતશેરે'મા, વગેરે પ્રકૃતિના સુદર ને મધુર સ્વરૂપોમા તો બીજી બીજુ, 'શહાદતોની જલતી મશાલો'મા, 'ધરતીક પ', 'વનવટોળ', 'દાવાનળ' વગેરેમા એમને ઇશ્વરના રૌદ્ર સ્વરૂપમા દર્શન થાય છે આમ એમના ભજનકાવ્યોમા એમને સફળતા મળી છે એમની પાસે ભજનોચિત બાની છે આપણા કવિઓ અને વિશેષે કરીને ગાધીયુગ પછીના કવિઓ ભજન તરફ આકર્ષાયા છે, ને એઓ ભજનો લખે છે એની પાછળ પણ મહાત્મા ગાધીજીની ઇશ્વર શ્રદ્ધા કારણભૂત છે બાકી આજના સામ્યવાદી જમાનામા ઇશ્વરનો ઇનકાર થાય છે, એનો ઉપહાસ થાય છે, ક્યારેક એને ઉપાલભ અપાય છે, કયારેક એને ક્રૂર અને દયાહીણુ ચીતરાય છે પણ શ્રી પ્રેમ શકરની કવિતાને એ વિચારસરણીનો પાસ નથી લાગ્યો. એ દષ્ટિએ એમના ભજનો આપણને ખબરદારની યાદ આપે છે

એમના પરલક્ષીકા યો તરફ દષ્ટિ નાખતા એમા શકુન્તલાની જીવનકથા છે દેવદાસની ચન્દ્રાના માનસનુ પૃથક્કરણ છે, ઊર્મિલાની કરુણતાનુ આળખાણુ છે તો બીજી બાજુ, જસમા વગેરે નવા પાત્રો આવે છે મથરાના પાત્રને અભિનવ દષ્ટિથી નિરૂપવાનો પ્રયાસ નથી ને જસમાના આલેખનમા પણ એ જ રીતિ છે શકુન્તલામા અને ચન્દ્રામા એ પાત્રોના સળગ જીવન નિરૂપવાનો પ્રયાસ છે ને તેમા એમને કઈક અ શે સફળતા મળી છે એમ કહી શકાય આ બન્ને પાત્રોની પસદગી મહાભારતના પાત્રોની તથા દેવદાસની પાર્વતીની મનસુખભાઈએ કરેલી પસદગીની તથા આલેખનરીતિનુ સ્મરણ કરાવે છે

આજના જમાનાનો મુખ્યરગ તો વાસ્તવતાનો કે વર્ગવિગ્રહનો છે અ રગથી શ્રી પ્રેમશકર ઝાઝા નહિ તોય થોડે અ શે રગાયા તો છે જ છતાય એ રગ બહુ જ આછો છે એમના આત્મલક્ષી ભાવોમાથી કયારેક એઓ શકુન્તલા, ચન્દ્રા કે જસમા તરફ દષ્ટિ કરે છે તો ક્યારેક એઓ 'બાબાગાડી હાકનારી' 'જાદવજી મહારાજ' કે 'રાજેટપાલી' તરફ દષ્ટિ કરે છે 'જાદવજી મહારાજ' અને 'રાજેટપાલી' એ બેમા તો શરૂઆતની પ ક્તિઓમા એ પાત્રોનો ઉલ્લેખ કરી કવિ પછી ચિન્તન ચોડ્યે ચઢે છે, ને પેલા બિચારા પાત્રો વિસરાઈ જ જાય છે આ હકીકત એજ બતાવે છે કે, પરલક્ષી કાવ્યો એમની પ્રકૃતિને અનુકૂળ નથી આત્મલક્ષી કા યો જ એમને અનુકૂળ છે

છેક છેવટે મિત્રદાવે, આજના જેને આપણે આધુનિક યુગના કવિ કહીએ છીએ તેમા આપણા સ્વાતત્ર્યસગ્રામ વિષેના, યુદ્ધોત્સાહના, વીરરસના કે મહાત્મા ગાધીજી જેવી મહાકા ય લખવાને પ્રેરે એવી વ્યક્તિ વિષેના કાવ્યોના અભાવ માટે એમને મીઠી ટકોર કરુ ? ને સાથે સાથે હાસ્યની ગેરહાજરી માટે પણ ? *

**ચન્દ્રકાન્ત મહેતા**

* ઑલ ઇન્ડીઆ રેડીઓના સૌજન્યથી



## હસ્તલિખિત પ્રતિઓ અને પાઠાંતરો

પાઠાતરોની પરપરા પ્રતિલેખકના ભાષાવિષયક અજ્ઞાન, પ્રમાદ 'અને દરેક પ્રતિલેખકની વિશિષ્ટ લેખનશૈલીમાથી કેવી રીતે જન્મે છે તેનુ એક ઉદાહરણ નીચે આપુ છુ **મહેશ્વરીસૂરિરચિત** અપ્રકટ 'નાણપચમી કહા'મા *એક ગાથા નીચે પ્રમાણે આવે છે — *

दुन्न गच्भो तूर घुसिण जणवचण च पिसुणत्त
जाईऐ पच्चाण इगाईं हवति जुवइण ॥१।६४॥

એ સ્થળે સ્રીની અનહીવનાનો પ્રસગ પ્રસ્તૃત છે

બેસણે એ બેસાડી દેતા નથી. શ્રી. પ્રેમશંકરનાં પ્રેમકાવ્યોમાં પ્રણયી પોતાને પ્રિયતમા કરતાં ઘણો નીચો માને છે, પોતે એના પ્રેમને અપાત્ર છે એવું માને છે, ને તેથી એ પ્રિયતમાના પગને જ ચૂમવાની વાતો કરે છે, તેમાં જ એને શાંતિ મળશે એવું કહે છે. એમના 'અદીઠ પગપાનીએ' એ કાવ્યમાં પોતાની પિછાન આપતાં નાયક કહે છેઃ–

> અનંત અવમાનના વિજન પંથમાં ધૂળની
> પરે તન બિછાવતું કુસુમ હું અખીલ્યું, થઈ
> બિછાતપથમાં. ચહું ચરણ ચૂમતાં કોમળાં
> વિલીન બનવા.

એમના 'આમંત્રણ' કાવ્યમાં પણ નાયક પોતાની મનોવાંછના પોતાની પ્રિયતમાને જણાવતાં કહે છે કે

> હતું મનમહીં ઘણું પરમ ભાગ્ય જો નૂપુર
> સદૈવ પદ ચૂમતું થઈ શકું

આમ પદ ચૂમતા નૂપુર બનવાની એને ઇચ્છા થાય છે. તે એ ઇચ્છા ફળે તો એમાં એ પરમ ભાગ્ય સમજે છે. આ માનસ એમના 'કવિતા' નામના કાવ્યમાં પણ સ્પષ્ટતઃ જણાઈ આવે છે. કવિતાને સંબોધતાં એઓ કહે છે કે

> હવે રહી અંતર એક ઝંખના
> કે ચૂમવા પાય પ્રફુલ્લ પદ્મશાં
> હું કિંકિણી નૂપુરની બની રહું.

ને એ જ કાવ્યના અંતમાં કવિ કહે છે કેઃ—

> રહીશ તો સંગ અનેકની ન શું
> ચૂમી ચૂમી પદ્મ પ્રફુલ્લ પાદનાં
> બનીશ તો હું ધન્ય.

આમ નાયકનું દૈન્ય એમનાં કાવ્યોને નબળાં બનાવે છે. એમનાં પ્રેમકાવ્યોમાં નાયિકા માનિની ચીતરી છે. નાયિકા ઘણુંખરું તો નાયકની જોડે પ્રણય કરી પછી અન્યને પરણી જાય છે, એટલું જ નહિ પણ એ તો એના ભૂતકાળના પ્રેમીને કહે છે કે :—

> હવે પિયુ ના નજરે ય આવશો
> પરાઈની (ભૂલી ગઈ).

આમ, છતાં નાયક તો પોતાની જાતને હલકો જ માને છે. માનિનીના ગર્વને પોષે એવાં વેણો ઉચ્ચારી એને સાતમે આસમાને ચઢાવે છે. એ કહે છે.—

> રહો અલગ, માહરે કપટ કલેશને દંભથી
> શું કામ મહવી કુમાશ તવ સ્નેહની નિર્મળ ?

વળી પ્રિયતમાને પોતાને-આંગણે આવવાનું કહેતાં પણ એને ક્ષોભ થાય છે. એ કહે છે :—

> તમે કવન, સૂરની મધુરધાર, રેખાવલિ,
> કળા સુભગ શિલ્પની; કયમ દહોર મેલા રજે
> ભરેલ મમ આંગણે પદપરાગ રોળી જવો
> કહું ? અગર રોળતાં હું નજરે ય ન્યાળી શકું ?

કોઈ કહેશે કે પ્રેમીના હૃદયમાં પ્રિયતમા માટે કેટલી કુમાશ છે ? કેટલું માર્દવ છે ! ને માર્દવના ગુણો તો જરૂર પ્રશસ્ય છે પણ એથી 'માંદલાપણું આવે,' એ અન્યના ગર્વને પોષનારું માદક દ્રવ્ય નીવડે એ તો ઇષ્ટ નથી જ.

સામાન્યતઃ જીવનમાં સાંપડેલી નિરાશા ને વિષાદ માનવીને ફિલસૂફી તરફ વાળે, ને એ રીતે વેદના-દાઝયો માનવી શાંતિ મેળવવા માટે ઇશ્વર તરફ આકર્ષાય એ સ્વાભાવિક છે. એટલે શ્રી પ્રેમશંકરની કવિતાનું પ્રણયનૈષ્ફલ્ય જોયાં પછી આપણે એમના કાવ્યોના બીજા એક વિભાગ તરફ વળીએ અને તે ભજનો. ભજનોમાં ઇશ્વર પાસે કોઈ પણ જાતની ઐહિક માગણી કરવામાં આવતી નથી. એમાં કાંતો ઇશ્વરની અગમ્યતાનું, ને માનવીની પામરતાનું વર્ણન હોય, માનવીની ઇશ્વરપ્રાપ્તિની ઝંખના કે તમન્ના હોય, ઇશ્વરના સાચા સ્વરૂપનું ભાન, ને ઇશ્વરપ્રાપ્તિ એ બે વચ્ચેની વચલી સ્થિતિનું એમાં આલેખન હોય. શ્રી પ્રેમશંકરે ભજનકાવ્યો સારા પ્રમાણમાં લખ્યાં છે ઇશ્વર એમને સંધ્યાના રંગ, લાખ દીવાની વાટ પેટાવતી મલકતી રજની, ફૂલોની સુરભિ વહતો વાયુ, વગેરે દૂતો દ્વારા આમંત્રે છે. પણ આત્મા ને પરમાત્મા વચ્ચેનો ભેદ, માનવીની સાહજિક નિર્બળતા એમને ઇશ્વર પાસે પહોંચવા દેતાં નથી. આ હકીકત જણાવતાં એઓ કહે છેઃ

> તુ શું રાખે ત્વરિતગતિને પંગુ પાસે અપેક્ષા ?

ને પછી પરમાત્મા સ્વરૂપને એઓ ઉપાલંભ આપે છે કે :—

> મૂંગા નેત્રે, પલકપલકી, પાડવા સાદ તારે
> વંકી કેડી પદ લથડતે ખૂંદવી કેમ મારે ?

પણ આ નિરાશા, આ મૂંઝવણ એમનાં બધાં ભજનોમાં નથી એમાં તો 'પછી રે શાને તને શોધવો' એ કાવ્યમાં છે તે પ્રમાણે પરમાત્મા આત્મામાં રહેલો છે એવી જીવને થતી પ્રતીતિ આલેખાયલી

છે. 'આંખ્યુંને અણુસારે' માં છે તેમ નિરાશામાંથી આશા પ્રગટે છે ને એની સાચી પિછાન થાય છે. 'સુકાની હો' જેવા ભજનમાં તો આત્મા દૃઢ નિર્ણય કરી બેસે છે કે :—

> છોને સૂકાન સઢ તુટે હલેસાં
> ઝંખનાની પાંખને થંભવું ગમે ના.
> મને કેદુનાં નોતરાં દેવાણાં
> જેથી હૈયે આ ઇંધણાં ચેતાણાં
> —સુકાની હો.

આમ ગમે તેવા વિઘ્નોને વટાવવાનું મનોબળ, આમાં જણાય છે. તો આ નિર્ણયનું જાણે શુભ પરિણામ આવ્યું હોય તેમ "તારાં પગલાં" એ ભજનમાં કવિ જ્યાં જ્યાં કાન માંડે છે ત્યાં ત્યાં એને ઇશ્વરનાં પગલાં સંભળાય છે. "કલકલ વહેતાં ઝરણાંમાં," 'ઝાકળ ભીંજ્યા ફૂલકટોરામાં, 'શૈશવની કૂંળી સ્મિતશેરે'માં, વગેરે પ્રકૃતિનાં સુંદર ને મધુર સ્વરૂપોમાં તો બીજી-બીજ, 'શહાદતોની જલતી મશાલો'માં, 'ધરતીકંપ', 'વનવંટોળ', 'દાવાનળ' વગેરેમાં એમને ઇશ્વરનાં રૌદ્ર સ્વરૂપમાં દર્શન થાય છે આમ એમનાં ભજનકાવ્યોમાં એમને સફળતા મળી છે. એમની પાસે ભજનોચિત બાની છે. આપણા કવિઓ અને વિશેષે કરીને ગાંધીયુગ પછીના કવિઓ ભજન તરફ આકર્ષાયા છે, ને એઓ ભજનો લખે છે એની પાછળ પણ મહાત્મા ગાંધીજીની ઇશ્વર-શ્રદ્ધા કારણભૂત છે. બાકી આજના સામ્યવાદી જમાનામાં ઇશ્વરનો ઇન્કાર થાય છે, એનો ઉપહાસ થાય છે, ક્યારેક એને ઉપાલંભ અપાય છે, કયારેક એને-ક્રૂર અને દયાહીણુ ચીતરાય છે. પણ શ્રી પ્રેમશંકરની કવિતાને એ વિચારસરણીનો પાસ નથી લાગ્યો. એ દૃષ્ટિએ એમનાં ભજનો આપણને ખબરદારની યાદ આપે છે.

એમનાં પરલક્ષીકાવ્યો તરફ દૃષ્ટિ નાંખતાં એમાં શકુન્તલાની જીવનકથા છે. દેવદાસની ચન્દ્રાના માનસનું પૃથક્કરણ છે, ઊર્મિલાની કરુણતાનું ઓળખાણુ છે તો બીજી બાજુ, જસમા, વગેરે નવા પાત્રો આવે છે. મંથરાના પાત્રને અભિનવ દૃષ્ટિથી નિરૂપવાનો પ્રયાસ નથી ને જસમાના આલેખનમાં પણ એ જ રીતિ છે. શકુન્તલામાં અને ચન્દ્રામાં એ પાત્રોનાં સળંગ જીવન નિરૂપવાનો પ્રયાસ છે ને તેમાં એમને કંઇક અંશે સફળતા મળી છે એમ કહી શકાય. આ બન્ને પાત્રોની પસંદગી મહાભારતના પાત્રોની તથા દેવદાસની પાર્વતીની મંનસુખભાઈએ કરેલી પસંદગીની તથા આલેખનરીતિનું સ્મરણ કરાવે છે.

આજના જમાનાનો મુખ્યરંગ તો વાસ્તવતાનો કે વર્ગવિગ્રહનો છે. એ રંગથી શ્રી. પ્રેમશંકર ઝાઝા નહિ તોય થોડે અંશે રંગાયા તો છે જ. છતાંય એ રંગ બહુ જ આછો છે. એમના આત્મલક્ષી ભાવોમાંથી કયારેક એઓ શકુન્તલા, ચન્દ્રા કે જસમા તરફ દૃષ્ટિ કરે છે તો ક્યારેક એઓ 'બાબાગાડી હાંકનારી' 'જાદવજી મહારાજ' કે 'રાજીટપાલી' તરફ દૃષ્ટિ કરે છે. 'જાદવજી મહારાજ' અને 'રાજીટપાલી' એ બેમાં તો શરૂઆતની પંક્તિઓમાં એ પાત્રોનો ઉલ્લેખ કરી કવિ પછી ચિન્તન ઘોડલે ચઢે છે, ને પેલાં બિચારાં પાત્રો વિસરાઈ જ જાય છે. આ હકીકત એજ બતાવે છે કે, પરલક્ષી કાવ્યો એમની પ્રકૃતિને અનુકૂળ નથી. આત્મલક્ષ કાવ્યો જ એમને અનુકૂળ છે.

છેક છેવટે મિત્રદાવે, આજના જેને આપણે આધુનિક યુગના કવિ કહીએ છીએ તેમાં આપણુ સ્વાતંત્ર્યસંગ્રામ વિષેના, યુદ્ધોત્સાહનાં, વીરરસનાં કે મહાત્મા ગાંધીજી જેવી મહાકાવ્ય લખવાને પ્રેરે એવી વ્યક્તિ વિષેના કાવ્યોના અભાવ માટે એમને મીઠી ટકોર કરું ? ને સાથે સાથે હાસ્યની ગેરહાજરી માટે પણ ? *

**ચન્દ્રકાન્ત મહેતા**

* ઑલ ઇન્ડીઆ રેડીઓના સૌજન્યથી



## હસ્તલિખિત પ્રતિઓ અને પાઠાંતરો

પાઠાતરોની પરંપરા પ્રતિલેખકના ભાષાવિષયક અજ્ઞાન, પ્રમાદ 'અને દરેક પ્રતિલેખકની વિશિષ્ટ લેખનશૈલીમાંથી કેવી રીતે જન્મે છે તેનુ એક ઉદાહરણ નીચે આપુ છું. **મહેશ્વરીસૂરિરચિત** અપ્રકટ 'નાણુપચમી કહા'માં *એક ગાથા નીચે પ્રમાણે આવે છે :— *

> दुद्ध गब्भो तूर घुसिणं जणवंचणं च पिसुणत्तं
> जाईऐ पच्चपण इट्ठाइँ हवति जुवईण ॥१ । ६४॥

એ સ્થળે સ્ત્રીની અવહીલનાનો પ્રસંગ પ્રસ્તૃત છે.

એ સબધમા સ્ત્રીની સ્વભાવસિદ્ધ પ્યારી વસ્તુઓ ઉપર્યુક્ત ગાથામા લેખકે ગણાવી છે એના પાઠાતરોની ચર્ચા કરુ તે પહેલા લગભગ સમાનાર્થક અથવા સમાનવિચારપોષક અન્યત્ર બે સ્થળે મળી આવતો એક નિમ્નોદ્ધૃત શ્લોક જોઈ લઈએ

तीयहँ तिन्नि पियाराइँ कलि कज्जलु सिंदूरु ।
अन्नइँ तिन्नि पियाराइँ दुद्धु जवाँइउ तूरु ॥

(કુમારપાળ પ્રતિબોધ, પૃ ૩૨)

આ જ શ્લોકનું અગ્રેજી ભાષાતર ટૉનીએ 'કથાકોશ'ના પોતાના અગ્રેજી ભાષાતરના પૃષ્ઠ ૧૧૩ ઉપર નીચે પ્રમાણે કર્યું છે —

'of triads, three are pleasing, blossom, lampblack, and vermilion, three others are pleasing, milk, son in law and cymbal"

શ્લોકગત 'તીયહુ' 'અન્નઈ,' 'જવાઁઇઉ,' અને 'તૂરુ' શબ્દોના અનુક્રમે 'સ્ત્રીને,' 'અનાજ' 'ધવાદિક,' અને 'પનીર' એ અર્થો આલ્સડૉર્ફે પોતાના 'ઈન્ડીયન સ્ટુડીઆ' નામના પુસ્તકમા કરેલ છે 'કલિ' શબ્દનો ટૉનીકૃત 'ફૂલકળી' અર્થ આલ્સડૉર્ફને પણ મજૂર છે

પાઠાતરની પસદગીમા અને અર્થ ઉપજાવવામા સસ્કૃતિ અને શિક્ષણનો પણ કેટલો હિસ્સો છે એનુ રમૂજી ઉદાહરણ પણ આ જ શ્લોકના ટૉનીએ અને આલ્સડૉર્ફે કરેલ અર્થમા મળી રહે છે

પુરુષ અને સ્ત્રી સરખા છે, એક કરતા બીજુ નીચુ એવુ પાશ્ચાત્ય સસ્કૃતિ નથી માનતી ભારતીય સસ્કૃતિ (અલબત્ત પ્રાચીન) નો દૃષ્ટિકોણ જુદો છે વિપરીત છે રામાયણ અને મહાભારતના યુદ્ધમા મુખ્ય કારણ સ્ત્રી હતી એમ કહી ઘણાઓએ એને નિંદી છે જૈનોના અમુક સપ્રદાયે સ્ત્રીનો સ્ત્રીભવે મોક્ષ નથી એવુ વિધાન કરી સ્ત્રીને પુરુષ કરતા ઊતરતી મનાવવાની ચેષ્ટા કરી છે 'સ્ત્રીની બુદ્ધિ પાનીએ' એમ કહી વરડાઓ અત્યારે પણ એની અવગણના કરવામા પાછી પાની નથી કરતા. સ્ત્રીના મૂલ્યાકન પરત્વેનો પ્રાચીન ભારતીય સસ્કૃતિનો આ પ્રધાન સિદ્ધાત છે પરતુ બનેને સમકક્ષ માનનાર પાશ્ચાત્યો ટૉની અને આલ્સડૉર્ફે 'કલિ' શબ્દનો 'કજીઓ' અર્થ કરવામા સ્ત્રીની માનહાનિ સમજે છે એ તો ફૂલકળી જ અર્થ કરે ને ? વસ્તુત શ્લોકલેખકને તો 'કજીઓ' અર્થ જ અભિપ્રેત છે બીજા અર્થોના સબધમા એટલુ જણાવવુ બસ થશે કે 'અન્નઈ,' 'જવાઁઇઉ,' અને 'તૂરુ' શબ્દોના 'અનાજ', 'ધવાદિક', અને 'પનીર' એવા અનુક્રમે કરેલા આલ્સડૉર્ફના અર્થો સ્વીકારણીય નથી એમણે સ્વપક્ષસ્થાપનમા ઉચિત એવી યુક્તિઓ આપી છે પરતુ એમા મને અસાહજિકતા દેખાતી હોઈ હુ સમત થઈ શકતો નથી 'તીયહુ' શબ્દનો 'સ્ત્રીને' અર્થ જરૂર સાચો છે, એનો ટૉનીએ કરેલ 'વયસ્ય' અર્થ ખોટો છે

મારે આ ચર્ચામા જે મૂળ વાત કહેવાની છે તે તો 'નાણપચમી' ગત ઉપર્યુક્ત શ્લોકના પાઠાતર સબધેની છે શ્લોકમા 'દુદ્ધ' અને 'ગબ્ભો તૂર' એવા શબ્દો આવે છે એની ચાર પ્રતિઓ પૈકી એક પ્રતિ જેને હુ વિશેષ શુદ્ધ માનુ છુ તેમા 'દુદ્ધ' ના પાઠાતર રૂપે 'દુદ્દૂ' છે અને 'ગબ્ભો તૂર' ના પાઠાતર રૂપે 'ગબ્ભોરત્ત' છે બાકીની બીજી બે પ્રતિઓમા 'ગબ્ભોત્તર' અને 'ગબ્ભોરત્ત,' છે દુદ્દૂ પાઠાતર કેવળ એકમા જ મળે છે એ દૃષ્ટિએ કદાચ જતું કરાય તો પણ જે પ્રતિમા એ મળી આવે છે તે પ્રતિ ઉપલબ્ધ પ્રતિઓમા જૂનામા જૂની અને લેખકના સમયમા લગભગ થયેલ તાડપત્રીય પ્રતિ ઉપરથી એ કરવામા આવેલ છે એ હિસાબે એ પ્રમાણમા વિશેષ વિશ્વસ્ય ગણાવી જોઈએ એ બેય પાઠાતરોના સબધમા મારી આખીય વિચારણા આ પ્રમાણે છે શ્લોકકથિત નારીપ્રિય વસ્તુઓનુ મૂળ તો તત્કાલીન સાહિત્યમા જ હશે. એમા, સ્ત્રીને ઈષ્ટ એવી ચીજોના પ્રકાર અને સખ્યાના સબધમા ભિન્નતા હોય એ પણ સ્વાભાવિક છે તદ્વિષયક એક ઊક્તિ આપણને મહેશ્વરસૂરિ દ્વારા મળે છે અને બીજી સોમપ્રભ ('કુમારપાળ પ્રતિબોધ'ના કર્તા) માર્ફત મળે છે આ ચર્ચામા સ્ત્રીપ્રિય ચીજોની મીમાસામા ઊતરવાનો મારો આશય નથી એટલુ કહી શકાય કે શ્લોકવ્યક્ત બન્ને પરપરામા સ્ત્રીને ખરાબ ચીતરવાનો ઓછોવત્તો પ્રયાસ સ્પષ્ટ જેવો લાગે છે 'ગબ્ભોતૂર,' અને ગબ્ભોરત્ત એ એમા મને 'ગબ્ભોરત્ત' વિશેષ આવકારપાત્ર લાગે છે 'રત્ત' શબ્દનો કેવળ વર્ણવ્યત્યય થઈ તૂર'

થઈ ગયું છે. 'ગબ્ભોરુત્ત' ને 'ગર્ભોરત્વ' ના અર્થમાં ઘટાવાય. સ્ત્રીને ગર્ભથી ગુર્વિણી બનવાની એક અતિગૂઢ પરંતુ સાથે સાથે અતિપ્રબળ આકાંક્ષા-છેવટ એક વખત પણ બનવાની–હોય છે એ કોઈનાથી પણ ક્યાં અજાણ્યું છે? બીજી બે પ્રતિઓમાં મળી આવતાં 'ગબ્ભોત્તરં' અને 'ગબ્ભોરત્તં' પણ એકબીજાના વર્ણવ્યત્યયથી નીપજેલાં પાઠાંતરો જ છે. કહેવાનો આશય એ છે કે પાઠાંતરોની પરંપરાની પશ્ચાદ્ ભૂમિકામાં ચર્ચારંભે કહ્યું તેમ હસ્તપ્રતિલેખકોના અજ્ઞાન, પ્રમાદ, અને લેખન-શૈલિની વિલક્ષણતા મોટે ભાગે હોય છે. 'ગબ્ભો' અને 'તૂરં' એ બન્નેને બે જુદા જુદા શબ્દો લઈ પ્રથમના શબ્દનો અર્થ 'ગર્ભાધાનની ઇચ્છા' અને બીજા શબ્દનો અર્થ 'વાદ્ય' લઈએ તો લેવાય અને 'કુમારપાળ પ્રતિબોધા'ન્તર્ગત શ્લોકમાં આવતા 'તૂર' શબ્દ સાથે 'નાણુપંચમી'ના શ્લોકનો મેળ સાધી શકાય. જો કે 'ગબ્ભો' શબ્દનો અર્થ 'ગર્ભાધાનની ઇચ્છા' કરવામાં દિલમાં જરા સંકોચ તો થાય જ છે. 'ગબ્ભોત્તરં,' અને ગબ્ભોરત્તં' એ બેયમાંથી ખાસ બંધબેસતો અર્થ ખેંચી શકાતો નથી એટલે એ પાઠાંતરો ત્યાજ્ય છે. 'દુદ્ધ' અને 'દુટ્ટં' પાઠાંતરો છે. 'દ્ધ' અને 'ટ્ટ' વચ્ચેની મૈત્રી હસ્તપ્રતિઓના અભ્યાસીઓને, સંપાદકોને, અને સંશોધકોને જાણતી છે. વળી મહેશ્વરસૂરિ ચોક્કસ રીતે પ્રાચીન છે અને 'દુદ્ધ' વાળી પ્રતિ બધી પ્રતિઓમાં વિશેષ પ્રાચીન છે એટલે 'દુદ્ધ' કરતાં 'દુટ્ટં'ને અપનાવવાનું મન વિશેષ થાય છે. 'નાણુપંચમી'માં પ્રસંગ પણ સ્ત્રીનિંદાનો જ છે એટલે 'દુટ્ટં'નું ઔચિત્ય ઊડીને આંખે વળગે એવું છે. 'દુટ્ટં' શબ્દ લઈએ તો 'દુષ્ટ' કરતાં 'દૌષ્ટ્યં' (સંસ્કૃત શબ્દ) લેવો ઠીક લાગે છે. આ દષ્ટિએ તપાસતાં, 'કુમારપાળ પ્રતિબોધા'ન્તર્ગત શ્લોકનું મૂળ થોડે ઘણો અંશે 'નાણુપંચમી' વાળા શ્લોકમાં છે એમ માનવું પડે.

અમૃતલાલ ગોપાણી

# બિહારનાં લોકગીતો

## (૩)

### –: છટપર્વ :–

**(શ્રીમતી માયાગુપ્તાના બંગાળી લેખને આધારે)**

બીજા લેખમા છટપર્વનો ઉલ્લેખ આવી ગયો છે. આ પર્વ બિહારની સ્ત્રીઓ અત્યંત આનંદથી ઉજવે છે લોકોમાં એવી માન્યતા છે કે પૂજાની કોઈ નાની વિધિમાં ત્રુટી રહી જાય તો કોઢ થાય

છટપર્વ સમયે ગવાતાં ગીતો બહુ પ્રચલિત છે ને બીજા બધા પર્વોમા ગાઈ શકાય એવાં છે, છટ દેવતાને (આદિત્ય દેવને) વિનવતાં સ્ત્રી કહે છે કે :–

ચારિ પહર રાતિ જલ થલ સેવલું
સેવલું ચરન તોહાર, હે છટ દેવ,
દરસન દેહુ આપન

"હે આદિત્યદેવ (છટદેવ) રાતે ચાર પ્રહર થયા હુ જળ ને સ્થળમાં તમારી સેવા કરું છું. તમે મને દર્શન આપીને ધન્ય કરો."

માગું માગું તિરિયાં, કોન્લે ફલ માગું
આજકે માંગલોફલ પાંઉ,

અપન લે માગું અરધ સિન્દુર
જનમ જનમ અહિયાત,
પ્રાત દર્શન દેહૂ હે આદિત
દર્શન દેહુ આપન

"હે આદિત! મને પ્રાત દર્શન આપો આજના પુણ્ય દિવસે કરેલી માગણી ફળે છે એ હું જાણુ છું. પણ હું રહી સ્ત્રી, માગી માગીને શું માગું?" આમ મૂંઝવણ વ્યક્ત કરતી કરતી એ આખરે માગણીઓની એક લાંબી યાદી આપે છે. લોભને કંઈ થોભ છે? એ કહે છે

આપન લે માંગુ અરધ સિન્દુર
જનમ જનમ અહિયાત.
પ્રાત દરશન દેહુ હે આદિત.
દર્શન દેહુ આપન
પોથી પઢનકે બેટા માંગુ

લૂંલા, નિર્ધન, કોઢીયાંની માતા છે, તેથી એ કહે છે કે "આંધળાંને તું ચક્ષુદાન કર, કોઢીયાને નિરોગી બનાવ. નિરધનને ધન આપ, એતો તને ધન્યવાદ દેતા દેતા હરખભર્યા પોતાને ઘેર ચાલી જશે."

છઠપર્વમાં સ્નાનનો મહિમા વિશેષ છે. સ્નાન કરવા જતાં રસ્તે વારંવાર એ લોકો ભોંયે પડીને સૂર્યને સાષ્ટાંગ નમસ્કાર કરે છે. ન્હાતાં ન્હાતાં જ સૂર્યદેવને અર્ધ્ય આપવાનો હોય છે. આ સ્નાન કરતાં પૂર્વે, આગલે દિવસે આખો દિવસ ઉપવાસ કરે છે. ને સૂર્યને જલઅર્ધ્ય આપ્યા પછી જ પારણાં થાય. આ પર્વની વિશેષતા એ છે કે સધવા, વિધવા, કુમારિકા સર્વે એ આચરી શકે છે, વળી શોક સુતક કશુંય આ પર્વમાં નડતું નથી.

ચન્દ્રકાન્ત મહેતા



પ્રકાશક : ચન્દ્રકાન્ત મહેતા, ભારતીય વિદ્યાભવન, ૩૩-૩૫, હારવે રોડ, મુંબઇ.
મુદ્રક : વી. આર. સાવંત, એસોશીએટેડ એડવર્ટાઇઝર્સ એન્ડ પ્રિન્ટર્સ લિ., ૫૦૫, આરથર રોડ, તારદેવ, મુંબઈ ૭.

# ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા

સપાદકો
ચીમનલાલ શાહ
ચન્દ્રકાન્ત મહેતા

પુસ્તક ૩ | મે જુન ૧૯૪૬ | અંક ૮-૯

## હૃદયઝરણાં અને નરસિંહરાવ

સ્વ સૌ સુમતિના કાવ્યસગ્રહ 'હૃદયઝરણા'ના પુરસ્કરણ રૂપે નરસિંહરાવભાઈએ આ લેખ લખ્યો છે એ લેખમા નરસિંહરાવભાઈની વિવેચનપદ્ધતિનો તેમજ કાવ્યસમગ્ર વિશેના તેમના કેટલાક સિદ્ધાન્તોનો આપણને પરિચય થાય છે

**વિવેચન પદ્ધતિ—**

વિવેચનની મુખ્ય પદ્ધતિ એ (૧) કવિની કૃતિદ્વારા મળતા રસાનન્દને આસ્વાદવો અને પ્રકટ થતા કવિ-વ્યક્તિત્વને નિરખવુ કલાકારના લિંગ, વય કે જાતિના ભેદ, એના જીવનના મુખ્ય મુખ્ય પ્રસગો કે ઝીણી ઝીણી સ્વભાવવિશિષ્ટતાઓ આ બધાથી શક્ય હોય તેટલે અંશે અલિપ્ત રહીને, કેવળ તટસ્થભાવ અને નિર્ગત દૃષ્ટિબિન્દુ રાખીને, કવિકૃતિનો રસાસ્વાદ લેવો કલાકૃતિના મૂલ્યાકનમા મહત્ત્વની વસ્તુ કલા પોતે જ છે, કલાકારનુ જીવન નહિ આ પ્રકારની વિવેચન પદ્ધતિમા આત્મલક્ષી અંશો ન આવે એમ નહિ; પણ એવા અંશો અપ્રધાન હોય છે પ્રધાન સ્થાન તો મળે છે કલાકૃતિની પોતાની ગુણવત્તાને જ

(૨) બીજી પદ્ધતિને, એ રીતે જોતા આત્મલક્ષી કહી શકાય એમા વિવેચક કલાકૃતિની પરીક્ષા માત્ર કલાતત્ત્વોની જ દૃષ્ટિએ નહિ, પણ કલાકારના જીવનપ્રસગોની, અને તેના જીવનના નિયુક્તિબળોની દૃષ્ટિએ કરે છે કલાકારના જીવનની પ્રસન્નતા કે ખિન્નતા, હર્ષાવેશ કે કરુણાના રગો કલાકૃતિમા કઈ કઈ રીતે ઝિલાતા ગયા છે તેનુ પરીક્ષણ વિવેચક કરે છે અને એ રગોની દૃષ્ટિએ કલાકૃતિને સમજવાનો એ પ્રયત્ન કરે છે

આ બન્ને પદ્ધતિઓ એકબીજાથી સ્વતન્ત્ર નથી, પહેલીમા બીજીના અને બીજીમા પહેલીના લક્ષણો આવી જ ન શકે એવી પરસ્પરભિન્ન નથી માનવહૃદય કે ઉચ્ચ કવિતાકલાની માફક એમા પણ આત્મલક્ષી અને પરલક્ષી તત્ત્વોનુ એકીકરણ થયુ હોય છે, પણ એકદર રીતે જોતા, પહેલી પદ્ધતિમા કૃતિ પરથી કવિના વ્યક્તિત્વને, માનસના સંચલનને અને જીવનના પ્રેરકબળોને તારવવામા આવે છે, બીજીમા કવિના વ્યક્તિત્વ, માનસસચલન અને જીવનના પ્રેરકબળો પરથી કૃતિને સમજવામા આવે છે આમ પહેલીમા મુખ્ય વસ્તુ કૃતિ પોતે જ હોય છે, બીજીમા કવિનુ જીવન હોય છે

આ બેમા અમુક જ પદ્ધતિ સારી છે એમ કહી શકાય નહિ

નરસિંહરાવભાઈ 'હૃદયઝરણા'ના પુરસ્કરણ લેખમા આ બીજી પદ્ધતિનો આશ્રય લે છે અને સ્વ સૌ સુમતિની રચનાઓને તટસ્થ ન્યાયાધીશની નહિ, પણ સમભાવશીલ મુરબ્બીની દૃષ્ટિએ નિહાળે છે અને આ કાવ્યસગ્રહનો પરિચય ગુજરાતી કાવ્ય રસિકોને કરાવવાનો હોવાથી, એ દૃષ્ટિબિન્દુ જ યોગ્ય છે.

અલબત્ત, નરસિંહરાવભાઈ અહીં પુરસ્કરણકર તરીકે પ્રત્યક્ષ થતા હોવા છતા, વિવેચક તરીકેના એમના ધર્મના ભાનને હૃદયમાથી સરવા દેતા નથી. 'ઉષાનો અનિરુદ્ધ પ્રતિ સદેશો' એ કાવ્યનુ વિવેચન કરતા એ સ્પષ્ટ રીતે કહે છે કે, "ગમે તેમ હો, પણ મૂળ કાવ્યના ઊંડા તત્ત્વનુ નિકાસન થતુ એ યોજનાથી અટકી જઈ રસક્ષતિ થઈ છે—આ સ્વીકાર કરવામા સૌ. સુમતિને અન્યાય આપવાની ઇચ્છા લગારે નથી વસ્તુસ્થિતિનુ દર્શન કરવુ એ ફરજ છે" (પૃ ૬) એ જ પ્રમાણે સૌ. સુમતિનાં કાવ્યોમાના દોષાંશોનો સ્વીકાર કરીને એ કહે છે કે, "એ અંશનુ મનોહરણ દર્શન કરવાનુ પ્રયોજન નથી દોષદર્શનનો પ્રવૃત્તિહેતુ દોષ સુધરાવવા એ હોઈ

ગોડ લગન કે પુત્તહુ
સુપની ખેલનકે બેટી માગુ
પઢનો પંડિત દામાં"

"હું મારે માટે અમ્લાન સિન્દુર માગુ છુ, કે હું અક્ષય સૌભાગ્યવતી રહું હે આદિય મને પ્રાતદર્શન દે હું ભણે ગણે એવો વિદ્વાન પુત્ર માગુ છુ, ને એવી પુત્રવધૂ માગુ છુ કે, જે નમ્ર હૃદયે મારો પગસ્પર્શ કરે હું એવી પુત્રીની કામના કરું છુ કે એના બાળખેલમાં હમેશા રત રહે ને ભણેલો ગણેલો પંડિત જમાઇ માગુ છુ" હજી પુત્ર જન્મ્યો નથી ત્યા તો પુત્રવધુની માગણી કરે છે ને પુત્રી જન્મી નથી ત્યા તો જમાઈની માગણી કરે છે માગવા બેસ પછી શરમ શાની? બધી રીતે સુખ હોવુ જોઈએ ને? પણ હજી તો માગણી બાકી રહી ગઈ છે એ કઈ પૂર્ણ થઈ નથી એ તો માગે જ જાય છે

નાછર માગુ ગાઈઆ ભેંસીઆ
ભિતર મોહન ભાડાર
શ્વસુર લે માગુ અનધન લછમી
નૈહર સહોદર ભાઈ
" પ્રાતદરસન દેઉ હે આદિત
દરશન દેઉ આપન

વરની બહાગના ભાગમા ગાય ને ભેંસ ને વછેરા ને ઘરમા શોભીના ભડાર સસરાજીને માટે ખૂબ ધન, ને મારા પિયરમા મારો સહોદર ભાઈ જન્મે હે આદિત્યદેવ પ્રાતકાળે દરસન દો આમ માગવામા ગૃ જરાય કચાશ રાખતી નથી. આ બધી માગણીની લાબી યાદી જોઈને આશ્ચર્ય પામવાનુ જરાય કારણ નથી પર્વ ઉત્સવે સત્યનારાયણની પૂજામા ગૃહસ્થને ત્યા આવી માગણીઓ દેવને થાય છે જ જોકે, આ ગીતમા છે તેવી લોભીવૃત્તિ એમા નહિ હોય

બીજા એક ગીતમા એવી સ્વાર્થી માગણી નથી એમા ભક્ત હૃદયની આરઝૂ છે એમા નિર્મળ ભક્તિભાવના છે પોતાની મૂઝવણ વ્યક્ત કરતા નારી કહે છે

ગાઇઆ બાછોયા દૂધ જૂઠાઇનિ
અરઘિયા કૈસે દેમો ?
ગાઇઆ બાછોયા હમરો સૃજ્લો
અરઘિયા હામ લેબો

' ગાયે તથા વાછરડાએ બધુ દૂધ એઠુ કરી નાખ્યુ એ દૂધ કઈ દેવને ધરાવાય? ત્યારે હવે શુ કરવુ એનો ઉત્તર જાણે દેવ આપે છે ' અરે એ ગાય ને વાછરડા એતો બધા મારી જ સૃષ્ટિના સર્જનો છે એટલે તુ તારે અર્ધ્ય આપ, હું એ સ્વીકારીશ' અહિ દેવોના મુખમા ઉચિત રીતે શબ્દો મૂકતી આપણી બાહ્યાચારની ખોટી ભાવનાને દૂર કરવા પ્રયત્ન કર્યો છે આવા જ બીજા પ્રશ્નો પૂછાય છે કે

માલિન બેટીઆ ફૂલ જૂઠાઈનિ
અરઘિયા કૈસે દેબો?
ડોમીન બેટીયા સૂપ જૂઠાઈનિ
અરઘિયા કૈસે દેમો ?
માલિન બેટીઆ હમરો સૃજ્યો
ડોમીન બેટીઆ હમરો સૃજ્યો
અરઘિયા હામ લેમો

"માળીની છોકરીએ ફૂલ બધા અભડાવ્યા, પેલી ડેડની છોકરીએ મારુ સૂપડુ અભડાવ્યુ (સુપડામા ફૂલ વગેરે ભરીને દેવને અર્પણ કરવાનો ત્યા રિવાજ છે.) હવે હું તમને અર્ધ્ય શી રીતે આપુ?" ત્યારે પહેલાની જેમ જ દેવ જવાબ આપે છે કે, માળીની દીકરી ને ડોમની (ડેડની) છોકરી મેં જ સર્જી છે એટલે તું મને અર્ધ્ય આપ હું સ્વીકારીશ. આમ આમા સમાનતાનો, અસ્પૃશ્યતાનિવારણનો ઉપદેશ કેટલી સહજ, સરળ ને સ્વાભાવિક રીતે આપ્યો છે! આ કાવ્યમા ક્ષમાયાચના છે ગૃહસ્થના ઘરના આચારવિચારમા, બાહ્યવિધિઓમા જરા ઊણપ આવવી ન જોઈએ શિષ્ટાચારમા જરાય ખામી ન આવવી જોઈએ તે માન્યતા પર અહિ કટાક્ષ કર્યો છે એ અનામી કવિ કે કવયિત્રીએ કહ્યુ છે કે ભગવાનને અર્પણ કરવામા પવિત્ર અપવિત્ર કશુ બહારનુ છે નહિ અંતકરણ પવિત્ર જોઈએ

બીજુ એક ગીત છે તેમા પતિપત્ની વચ્ચેનુ અસામજસ્ય દર્શાવ્યુ છે આપણે ત્યા પત્નીને પતિની સહધર્મચારિણી ગણી છે છઠ પર્વ આવ્યુ તેનો પહેલો રવિવાર આવ્યો 'ને એક સ્ત્રીએ ગરીબને કશુ દાન આપ્યુ નહિ ત્યારે બીજી સ્ત્રી એને પૂછે છે

કારતિક માસ વરત એક લાગલો
લાગલો છઠ એતોવાર
તુહિ બડો પાપી બાતીયા ન સુનને
ન કુછ કરલે દાન
હમરો સ્વામી હાથ રહે ધન મોહિત

ન કુછ દેલો દાન
હે આદિત હમ કૈમે પાપી નિદાન.

"કાર્તિક મહિનો આવ્યો. વ્રતના દિવસો આવ્યા, રવિવાર આવ્યો ત્યારે સખી કહે છે, "આવા પવિત્ર દિને તેં કશુંય દાન ન કર્યું ? તુ તો જબરી પાપી નીકળી " પેલીએ ખેદથી ઉત્તર આપ્યો "હાય રે, મારો સ્વામી તો જબરો લોભી છે મને કંઈએ દાન કરવા ન દીધુ હે આદિત દેવ! હુ કેવી રીતે પાપી ઠરું?" અહિં વ્રત આચારમાં સ્ત્રીઓનુ ને પુરુષોનુ જે ભિન્ન દૃષ્ટિબિંદુ છે તે યથાર્થરીતે વ્યક્ત થયું છે સ્ત્રી છે લાગણીપ્રધાન, પુરુષ છે વ્યવહારુ એને ધર્મદાનમા પૈસો નાખવો પરવડે એમ નથી ને આવુ હોય ત્યા ધણીના પાપમાં સ્ત્રીઓનો ભાગ ક્યાથી હોય? ને આવી બાબતમાં કોઈ પુરુષ કે સ્ત્રી કરતા, પત્ની આદિત્યદેવ પાસે જ ન્યાયની માગણી કરે એ ઉચિત છે

બીજુ એક ગીત છે તેમાં સ્નેહાળ લાગણી પ્રધાન દાંપત્યનુ દર્શન છે સવાર પડ્યુ છે એટલે સીતા એના સ્વામીને જગાડે છે

પ્રાત પ્રાત સીના જાનકી જાગઉ
ઉઠો હો રઘુવર સ્વામી.
કિયા થોર ભેલો સીના, અનધન લછમી
નહિ થોર ભેલો મોર સ્વામી.
એક થોર ભેલો મોર તીરથ અસનાન
હે સરસ્વતી ગંગા યમુન.
જબ સીતા જૈમે સરસ્વતી ગંગા
ડોલી મહપા લાઉ દુયાર હે.
પાઉવે પરઓ તીરથ અસનાન
તીન કુલ તારઓ રઘુવર હે

"સવાર પડ્યું એટલે સીતા સ્વામીને જગાડે છે કે (સીતા એટલે રામાયણની નાયિકા નહિ પણ સીતા નામક કોઈ સ્ત્રી) હે રઘુવર, સ્વામી, તમે ઉઠો" સ્વામી ઊઠીને પત્નીને પૂછે છે "સીતા, તારે શાનો અભાવ છે, અન્ન, ધન, લક્ષ્મી, કે સ્વામીના સુખનો?" સીતા બોલે છે, "મારે એ કશાયનો અભાવ નથી (સુખી દંપતીને-અભાવ પણ શાનો હોય?) પણ મારી એક કામના છે કે હું તીર્થસ્નાન કરું." પ્રેમાળ પતિ કહે છે "સીતા, તમે સરસ્વતી, યમુના વગેરે તીર્થોએ સ્નાન કરવા જાઓ તમારે માટે બારણે પાલખી તૈયાર કરાવી છે" સીતા કહે છે "ના, હું તો પગે ચાલીને જ તીર્થસ્નાન કરીશ. ને તો જ મારા ત્રણે કુળનો ઉદ્ધાર થશે."

એક બીજા ગીતમાં સૂર્યદેવની જનની પુત્રને જગાડે છે. આ ગીત છઠ પર્વને દિવસે સવારના પહોરમા ગવાય છે. પ્રથમ સૂર્યદેવના મહેલની શોભા વર્ણવાય છે કે :—

કાહે કે ઉજે કોઠર કોઠરી
કાહે બનો લાગલો કિવાર
સોને કે ઉજે કોઠર કોઠરી
આદિત ભજલે મન બજતઈ ઝંકાર.

"આ કોના ઓરડાઓ ઝળહળે છે? ને આ કોનાં બારણાં ચળકે છે? સોનાના તો ઓરડાઓ છે. તે રૂપાના બારણા છે તે ઝળકે છે ત્યા ઝકાર થાય છે," આવા મહેલમાં સુરજદેવ નિરાતે ઊંઘે છે ત્યા એમની માતા એને કહે છે

જાગારે આદિત દેખે કે માતા
ઊઠો બેટા ભેલો બિહાન

"બેટા, ઊઠો વહાણુ વાયું." ને, કોણ કોણ સુરજદેવની રાહ જોતા ઊભા છે તેનુ ચિત્ર આપતાં એ કહે છે

કુષ્ટિલોક ચરણ સેવે છે
ઉનકર કર હો બિચાર
અધરા પૂકારહે પહર રાત
લગરા ભજત હે પહર રાત.

કોઢવાળા લોકો બિચારા તારા ચરણ સેવે છે, તેનો વિચાર કર આખી રાત આંધળાઓ તને પૂકારે છે, લગડાઓએ રાતના પહોર તારુ ભજન કરવામાં જ કાઢ્યા છે" માતાનુ ચિત્ર પણ કેવુ દયામય, અત્યન્ત કોમળ ને હૃદયગમ આપ્યુ છે માતા પુત્રને શીખામણ આપે છે કે —

અધેરે આખી દિહો કોઢીયાકે કાયા
નિરધને ધનરા બહુત.
હરસેતે સબ ઘર ચલી જૈતો
બાજત ધનિ ઝકાર.

માતા પોતાને માટે કશુ પણ બાળક પાસે માગતી નથી. એ કંઈ એની એકલીની જ માતા થોડી છે, એ તો છે જગતજનની. એ તો બધાંય આંધળા

એ હોઈ શકે તે પ્રસંગનું દ્વાર અકાળ મરણે બંધ જ કર્યું છે" અહીં, અકાળ મરણે દેવ સુંદરાગવનાના પ્રસંગનું દ્વાર બંધ ન કર્યું હોત તો પોતે દેવસંગીનો માત્ર સ્વીકાર કરીને અટકી ન જતા, તેનું ગૌરવરૂપ દર્શન કરાવત એમ એ કહેવા માગે છે વિવેચકનો તેમનો ધર્મ આમ વસ્તુસ્થિતિનું અને દોષાશીનું દર્શન કરું કરાવવું તે છે અને એ ધર્મનું ભાન, સમભાવશીલ પરિચય કરાવવાની વેળા તેમના હૃદયમાં જાગૃત રહ્યું છે

એટલે જ નરસિંહરાવભાઈ એ સુમતિના સંયોજનો–adaptations–ની મૂળ કૃતિઓ સાથે સરખામણી કરે છે. 'પૃથ્વીપતિ ગજન્ અને દિન્ય મેઘપાલ બાલક' કે 'ઉષાનો અનિરુદ્ધિ પ્રતિ સંદેશો' જેવા કાવ્યોમાં મૂળની છાયા કેવી નિસ્તેજ રીતે ઝિલાઈ છે તે એ બતાવે છે, તો 'પ્રભુની પ્રતિમા' જેવા કાવ્યમાં લેખિકાએ કરેલા ફેરફારો કેવા કલાવિધાનને અનુરૂપ અને પોષક છે તે ઉદાહરણો સહિત દર્શાવે છે

વિવેચક તરીકેનો તેમનો ધર્મ, આમ, તટસ્થભાવે ગુણદોષ ઉભયની પરીક્ષા કરવાનો છે, એટલું જ નહિ પણ કૃતિના કલાવિધાનના અંશો કે કૃતિમાં સૂચિત રહેલું રહસ્ય કે જીવનદર્શન સ્ફુટ રીતે તારવી આપવાનો પણ છે એ રહસ્ય કે જીવનદર્શન કવિને કદાચ અભિપ્રેત ન હોય, પણ નરસિંહરાવભાઈની 'વિવેચન દીપિકાથી જ પ્રત્યક્ષ' થતું હોય તેવું પણ કોઈક વાર બને છે કાન્તના 'ચક્રવાક મિથુન'નું અને ન્હાનાલાલના 'ફુલડાં કટોરી'નું તેમણે કરાવેલું રહસ્યદર્શન આનું ઉદાહરણ છે 'હૃદયઝરણાં'માંનું "આશ્ચર્ય" કાવ્યનું રહસ્યદર્શન પણ આવું જ છે અને તેને માટે નરસિંહરાવભાઈ પોતે જ કહે છે કે, "એ કલાના અંગો સુમતિના સ્વાનુભવના વ્યાપારની બહારના જ, છતાં હેના કવિત્વસંચલનના ઊંડાણમાંથી આપણે વિવેચનદીપિકાથી જ પ્રત્યક્ષ કર્યાં છે." (૨૪)

અહીં નરસિંહરાવભાઈ कवि करोति काव्यानि रस जानन्ति पण्डिता એ સૂત્રનો સ્વીકાર કરતા હોય તેમ જણાય છે (રસ વસ્તુગત Objective નથી, પણ Subjective આત્મગત છે, કલાકૃતિમાં પોતામાં નથી રહ્યો પણ ભાવકના હૃદયમાં રહ્યો છે એ માન્યતાનો ગર્ભિત સ્વીકાર અહીં થયો છે)

કલાના અંગો વિવેચનદીપિકાથી પ્રત્યક્ષ કરાવવાનું કાર્ય નરસિંહરાવભાઈને ઇષ્ટ છે એ ખરું પણ એમનું માનસ અમુક રીતે સંપ્રદાયબદ્ધ રસનિષ્પત્તિનું આગ્રહી હોય તેમ જણાય છે 'સિન્ધુને' કાવ્ય પર વિવેચન કરતાં "સિન્ધુનું બળ આ સુમતિના હૃદયના કિલ્લાને સર ના કરી શક્યું" એ જોઈને તેમને આશ્ચર્ય થાય છે અને આ હકીકત તેમને 'કવિત્વના અનુભવ વિરુદ્ધ સ્થિતિ'ની નિદર્શક અને 'રસતત્ત્વની વિરુદ્ધ કંઈક વિલક્ષણ મગજનું બંડ જ હોય' એમ લાગે છે આ સ્થિતિ ઉભી થવાનું કારણ સુમતિની માનસિક અસ્વસ્થતા હતું એમ નરસિંહરાવભાઈ જણાવે છે, પણ તેમના જ શબ્દોમાં કહીએ તો, "આરોગ્યયુક્ત કવિહૃદયને તો એ જ સિન્ધુના નાદ યોગસમાધિના સાધનરૂપ બની નાદ અને શાન્તિ એકરૂપતામાં વિલીન થતા લાગે" (પૃ ૨૦) સિદ્ધાન્ત પૂરતું જોઈએ તો સંપ્રદાયબદ્ધ રસનિષ્પત્તિને જ કવિહૃદયની આરોગ્યયુક્ત સ્થિતિ ગણવાની આ માન્યતા તદ્દન સાચી નથી લાગતી. કારણ કે, એ માન્યતાના ગર્ભમાં Classicism–સૌષ્ઠવપ્રિયતા, સ્વસ્થતા, સંસ્કારી સંયમશીલતા, સ્વસ્થારુચતા (બ. ક ઠા.)–પ્રત્યેનો આદર રહેલો છે એ આદરની વિરુદ્ધ કંઈ કહેવાનું હોઈ ન શકે. પણ Romantic–કૌતુકપ્રિય, મસ્ત, જીવનના ઉલ્લાસમય, અસ્વસ્થોર્મિરુચ (બ ક ઠા)—કવિતા પણ કવિતાના મહાસ્વરૂપનો જ એક પ્રકાર છે અને એ શૈલીએ પણ જગતને કેટલાંક ચિરસુન્દર કાવ્યરત્નો આપ્યાં છે, એ હકીકતની અહીં ઉપેક્ષા થતી હોય તેમ લાગે છે

ભાષાશુદ્ધિ અને પદ્યરચના આદિ બાહ્ય અંગો વિશેની ચર્ચા પણ નરસિંહરાવભાઈની વિવેચન પદ્ધતિનું અંગ છે પૃ ૧૮ પર પાદનોંધમાં તેમણે કરેલી 'સખીરી' શબ્દને સંબોધનભિન્ન પ્રસંગોમાં વાપરવાના અનૌચિત્યની ચર્ચા અને "માટે"ના અર્થમાં 'કૃતે' જેવા ગુજરાતીમાં અરૂઢ અને રૂઢ થવાને 'અયોગ્ય' શબ્દપ્રયોગ વિશેનો એમનો અભિપ્રાય, આના ઉદાહરણો છે

એ જ પ્રમાણે સુમતિએ કાવ્યને 'એક છન્દ વૃત્તમાં ના યોજતાં, જુદા જુદા છન્દો વૃત્તોમાં ટુકડા પાડવાની પદ્ધતિ'ની પ્રણાલીનું જે સેવન કર્યું છે

તેમાં પણ 'કાવ્યરચના સર્વથા વિજયી નથી થઈ' એમ નરસિંહરાવભાઈ નોંધે છે કારણકે, એમને એ 'છન્દોના પલટા સર્વથા સપ્રયોજન નથી જણાતા વડી ઘડી વેગમા ક્ષોભ આપતા અને કલાવિધાનના સ્વરૂપથી વિરોધી જણાય છે.'

નરસિંહરાવભાઈ આ લેખમા, અલબત્ત, પુરસ્કરણકાર તરીકે પ્રકટ થતા હોવાથી, સુમતિની કાવ્યરચનાની મર્યાદાઓ—વસ્તુની, રસનિષ્પત્તિની, કલ્પનાની, સયોજનની મર્યાદાઓ —એ નોંધે છે ખરા, વિવેચક તરીકેના પોતાના ધર્મનું ભાન એમના હૃદયમા એવુ તો જાગૃત રહેલુ કે એમનાથી મર્યાદાઓની નોંધ કર્યા સિવાય રહી શકાતુ જ નહિ,—પણ એ મર્યાદાઓ નોંધવાની સાથેસાથ પોતે એ મર્યાદાઓનાં જનક કારણો પણ સમજાવતા જાય છે, અને આ રીતે એ મર્યાદાઓને સહ્ય અને ક્ષમ્ય બનાવે છે

સુમતિના કાવ્યો વાસ્તવિક જીવનની અનિષ્ટ પરિસ્થિતિને ભૂલવા માટે લખાયા હતાં એ કાવ્યોમા 'ગભીર ભાવની અને શોક, નિરાશા આદિ મન્દતા પ્રેરનારા ભાવોની છાયા' સાદ્યન્ત સબળરૂપે વ્યાપેલી દેખાય છે એની કાવ્યરીતિ પણ કેટલેક સ્થળે 'કલાવિધાનના સ્વરૂપથી વિરોધી જણાય છે' અને એની ભાષાશૈલીમા સસ્કૃત શબ્દોનો કવચિત્ દુરુપયોગ થયેલો દેખાય છે

આ બધી હકીકતો નરસિંહરાવભાઈ નોંધે છે પણ એ બનવાનુ કારણ 'સુમતિની શરીર-સ્થિતિમા, અને મનના બળમા, લાગટ પ્રયાસમા ટકી રહેવાની તેજ શક્તિની ઊનતામા' અને 'વિદ્યાદિકની સકુચિતતા'ના તત્ત્વમા શોધી આપે છે

કાવ્યનુ પ્રેરકબળ વાસ્તવિક જીવનની અનિષ્ટ પરિસ્થિતિને ભૂલવાનો કવિપ્રયાસ છે કે કઈ બીજુ? કાવ્ય, વાસ્તવિક રીતે, જીવનની ભાગેડુ વૃત્તિનુ–Escape from life નુ–પરિણામ છે કે બીજી કશી વૃત્તિનુ? કાવ્યકૃતિમા શોક, નિરાશા આદિ ભાવો ન આલેખાય એમ નહિ; પણ કાવ્યવાચનને અન્તે વાચકનુ હૃદય ખિન્ન અને નિરાશ થઈ જવુ જોઈએ કે પ્રફુલ્લ અને પ્રોત્સાહિત? આ બધા મૂળ સિદ્ધાન્તોની સ્પષ્ટ ચર્ચા નરસિંહરાવભાઈ આ લેખમા નથી કરતા, પણ સુમતિના કાવ્યોમા દેખાતી ભાગેડુવૃત્તિ અને શોકપર્યવસાયિતાના તત્ત્વોનો એમણે ખુલાસો આપ્યો છે, એ જ બતાવે છે કે નરસિંહરાવભાઈ એ તત્ત્વોને અપવાદરૂપ ગણે છે, કાવ્યની સ્વાભાવિક સ્થિતિ નહિ

આ લેખમાં, આ રીતે, નરસિંહરાવભાઈની જે વિવેચનબુદ્ધિ પ્રકટ થાય છે તે જેટલી રસાભિમુખ કે રસૈકલક્ષી નથી તેટલી કારણપર્યેષક છે વિવેચક નરસિંહરાવ અહીં તટસ્થ ન્યાયાધીશ રૂપે પ્રકટ નથી થતા એમ નહિ, પણ વધારે સ્પષ્ટ રૂપે તો એ મમતાળુ મુરબ્બી તરીકે પ્રકટ થાય છે

## —કાવ્યસમગ્ર વિશે વિચારો—

આ લેખમા નરસિંહરાવભાઈના કાવ્યસમગ્ર વિશે વિચારો ગૂઢ અથવા અગૂઢ રીતે વણાઈ ગયા છે એ સિદ્ધાન્તો જુદા તારવીએ તો –

૧ ભાગેડુવૃત્તિ કે શોકપર્યવસાયિતા કાવ્યની સ્વાભાવિક સ્થિતિ નથી, અપવાદરૂપ સ્થિતિ છે.

૨. કાવ્યસૌન્દર્ય વસ્તુમા પોતામા નથી રહ્યુ, વાચકભાવકના હૃદયમા રહ્યુ છે સૌન્દર્ય, આમ, વસ્તુગત–Objective નથી, આત્મગત–Subjective છે

૩ ભાષા, છંદ, શબ્દરવ, અર્થાલકાર, આદિ કવિતાના "ગૌણ અગ" છે,

૪ તેથી જ, એ અલંકારાદિને કાવ્યમા સર્વસ્વ ગણી શકાય નહિ 'કવિત્વકલ્પનાને અગે અલંકાર અકૃત્રિમ રીતે પોતાના શ્વાસોચ્છ્વાસની સાથે વહેનારી કાવ્યકલાની સ્થિતિએ પહોચવા જોઈએ'

૫ પણ આનો અર્થ એમ નથી કે કાવ્યમા શબ્દ, અર્થાલકાર આદિ તરફ દુર્લક્ષ કરી શકાય ભાષા, છન્દ, અલકાર આદિ ગૌણ તો યે કાવ્યનુ અગ છે "હૃદયના ઉદ્ગાર" કાવ્યોમા પ્રધાનભૂત છે એ ખરુ, પણ એનો અર્થ ગમે તેમ હૃદયના ઉભરા કાઢવા એવો નથી रमणीयार्थप्रतिपादक शब्द काव्यम् અર્થાત્ કાવ્યના શબ્દોથી પ્રતિપાદ્ય અર્થ રમણીય જોઈએ પણ એ સૂત્રમાથી કલિત થતી માત્ર અર્થની જ રમણીયતા નરસિંહરાવભાઈને ઈષ્ટ નથી એટલે એ કહે છે કે "કલાવિધાનના સર્વ અગ સપૂર્ણ રીતે આણવાને એ લક્ષણમા શબ્દને પણ રમણીય વિશેષણ ઉમેરવુ જોઈએ, એટલે છન્દની સુઘટિત યોજના, પદલાલિત્ય ઇત્યાદિ અશોનો પણ સમાવેશ થશે"

૬ આરોગ્યયુક્ત કવિહૃદયમાથી રસનિષ્પત્તિ પૂર્ણ સપ્રદાય પ્રમાણે થતી હોય છે કોક વિનક્ષણ મગજ બડ કરે તો તે રસતત્ત્વની વિરુદ્ધ ગણાય

પ્રો. મનસુખલાલ ઝવેરી

## પુસ્તક-પરિચય

**શ્રી. જમનાલાલજી**—મૂળ લેખક ઘનશ્યામદાસ બીરલા અનુવાદક, કરીમભાઈ વોરા, નવજીવન પ્રકાશન મંદિર,

શ્રી બીરલાએ 'બાપુ' લખીને, સાહિત્યકાર તરીકેની કીર્તિ સંપાદન કરી એમ કહીએ તો ચાલે જોકે, 'ડાયરીકે કુછ પન્ને' નામનું પુસ્તક પણ સુંદર સાહિત્યકૃતિ છે શ્રી બીરલાની સર્જનશક્તિ આ વખતે સ્વ શ્રી જમનાલાલજીનો પરિચય કરાવે છે 'બાપુ'ના જેવો અનેક પ્રસંગો આલેખતો, ગાંધીજીના જીવનના, કેટલાક નવા જ પાસા બતાવતો આ ગ્રંથ નથી, પણ આ તો નાનકડી પુસ્તિકા છે આ જીવનચરિત્ર નથી, પણ શ્રી જમનાલાલજીનું શબ્દચિત્ર છે જમનાલાલજીના જીવનના બે ચાર જ મુખ્ય પ્રસંગો લઈ, તેને આધારે એમના માનસ પૃથક્કરણનો સફળ પ્રયત્ન આમાં છે ને એમાં માત્ર, પ્રસંગોનું શીલું સાદું આલેખન નથી પણ શ્રી બીરલા, વચ્ચે વચ્ચે ગદ્યકાવ્ય પણ સર્જે છે એમાં આપેલા અનેક સંસ્કૃત અવતરણો, એમના વાચનની ને સંસ્કારિતાની પ્રતીતિ કરાવે છે શ્રી બીરલાને શ્રી. જમનાલાલજીના અનેક વિશિષ્ટ અને સાધારણ માનવીમાં ન હોય એવા ગુણો દર્શાવી, એમની મહત્તા આલેખવી હતી, એટલે શ્રી જમનાલાલજીના જીવનના થોડા જ પ્રસંગો એમણે પસંદ કર્યા છે બીજા પ્રકરણમાં જમનાલાલજીની ધન પ્રત્યેની નિર્મોહીતા, ત્રીજામાં જમનાલાલજીની પરમાર્થવૃત્તિ, ચોથામાં એમની દેશી રાજ્યોમાં રાજકીય પ્રવૃત્તિ, પાંચમામાં એમની અન્ય રચનાત્મક પ્રવૃત્તિઓ એમ એક એક કરતાં પણ એમણે જમનાલાલજીને અનેક સ્વરૂપમાં ઓળખાવ્યા છે એમાં આપણે જમનાલાલજીને ક્યારેક એમના દત્તક પિતામહ બચ્છરાજને સત્તર વર્ષની વયે, બધી મિલકત પરથી પોતાનો હક જતો કરતો પત્ર લખતા ત્યાગીના રૂપમાં જોઈએ છીએ, તો બીજી વખતે એમને નાગપુરના કમિશ્નર જોડે પોતાના સ્વમાન માટે નીડર બનીને એની જોડે ઝઝૂમતા જોઈએ છીએ ને જયપુર જેલમાં એ માંદા પડ્યા ત્યારે દાક્તરોએ એમને વિલાયત ઉપચાર માટે જવાની સલાહ આપતાં "હું તો અહિંજ જન્મ્યો છું ને અહિંજ મરવા માગું છું યુરોપ જઈને ઉપચાર કરવાનું ગરીબો માટે સહેલું નથી, તો પછી હું તેનો લાભ કેમ લઈ શકું? ઉપચાર માટે વિદેશ જવા કરતાં તો અહિં મને મરવાનું ગમે છે' એમ બોલું ઉચ્ચારતા સાચા સત્યાગ્રહી સાચા દેશપ્રેમી તરીકે આપણે જોઈએ છીએ આ પ્રમાણે મંગળ પ્રકરણમાં શ્રી બીરલાએ જમનાલાલજી વિષે જે કહ્યું છે "આ વર્ષો દરમિયાન દુનિયાની આ રંગભૂમિપર, જમનાલાલજીએ અનેક પાત્રોના અભિનય કર્યો" તે એમણે એ અભિનયો આપણા મનચક્ષુ પ્રત્યક્ષ જોઈ શકે એવી ચિત્રાત્મક રીતે રજૂ કર્યા છે

સાધારણ રીતે કોઈ કહેશે કે, પચ્ચીસ વર્ષની શ્રી જમનાલાલજીની ભરીભરી જિંદગીમાં, લેખકે બે ચાર શબ્દચિત્રો જ આપ્યાં? કોઈ કહેશે એમાં બાળક જમનાલાલજી ક્યાં દેખાય છે, વેપારી તરીકે એ ક્યાં જણાય છે? પિતા તરીકે, પુત્ર તરીકે, પતિ તરીકે, મિત્ર તરીકે, એમનો પરિચય ક્યાં છે? પણ એ લક્ષમાં રાખવાનું છે કે આ જીવનચરિત્ર નથી, ને એ વિષેનો ખુલાસો શ્રી બીરલાએ જ પ્રસ્તાવનામાં કર્યો હોત તો સારું થાત પણ દુર્ભાગ્યે આ પુસ્તકને પ્રસ્તાવના નથી, કે નિવેદન નથી. એ એ જ એક ઊણપ ગણાવી શકાય અહિં તો એક મિત્રે પોતાના મિત્રનો જનતાને પરિચય કરાવ્યો છે, ને વિશેષે કરીને એમાં એમણે લક્ષ રાખ્યું છે ક્ષરદેહ પર નહિ પણ અક્ષરદેહ પર, ને તેમાં એમને પૂરી સફળતા મળી છે

આ પુસ્તકનું સૌથી મોટું આકર્ષણ છે મનોહારી શૈલી એમનું છેલ્લું પ્રકરણ તો ગદ્યકવિતા છે એમાં ચિત્રશક્તિ છે, ગતિ છે, કલ્પના છે, દૃષ્ટિ છે એકાદ અવતરણ લઈએ—એમના અંતિમ દૃશ્યનું 'સળગાવેલો પૂળો ચિતાને ચાંપવામાં આવ્યો ચિતા સળગી ઊઠી સૂર્ય અસ્તાચળમાં ડૂબતો હતો. પૂળો ચાંપતા ચાંપતામાં તો સૂર્ય ખિન્ન થઈને અંતર્ધાન થઈ ગયો હતો"

એકાદશીની અંધારી રાત્રીના સ્વચ્છ આકાશમાં તારાની અગણિત ફોજ અનિમેષ ચિતા તરફ તાકી રહી હતી શું તેઓ જમનાલાલજીના સ્વાગતની તૈયારી કરતા હતા? કેટલાક તારાઓ ઝબુક ઝબુક કરીને કાંઈ સંદેશ મોકલતા હતા તો કેટલાક

તારાઓ શાન્ત હતા કૃત્તિકા મન્દગતિએ પોતાના નિર્દિષ્ટ માર્ગ તરફ જાણે વહી જતી હતી તેની પાછળ બાણથી વીંધાયેલો મૃગ શાંતભાવે ચાલ્યો જતો હતો અમે જે ઘટનામાં આટલા લીન હતા, તે ઘટનાથી આ તારાઓ સાવ બેખબર હતા

મેં વ્યાધ તરફ દૃષ્ટિ કરતાં મનમાં કહ્યું "આ તારા પણ અજય છે" આ તારાઓ પર કશાની જરા પણ અસર થતી નથી તેઓ રાતદિવસ અતન્દ્રિત રહે છે એક ક્ષણને માટે પણ તેઓ પોતાના કામમાંથી વિસામો લેતા નથી વ્યાધ તો કેવળ ખુશી ઊભો જાણે કહેતો હોય —

"સાંભળો, એક રાજા ભરત હતો તેણે દેવોના રાજા ઇન્દ્રને પરાજિત કર્યો હતો. તેના રાજ્યમાં ભૂમિ ખેડ્યા વગર ધાન આપતી હતી ધર્મવૈરાગ્ય ને ઐશ્વર્યમાં તે બહુ આગળ વધેલો હતો તેનું જીવન પણ અમે જોયું ને મૃત્યુ પણ જોયું"

ને પછી તો એ વ્યાધ, સુહોત્રની, શિબીની, ભરતને રામની, ભગીરથ દિલીપને, માંધાતાની, યયાતિ, અમ્બરિષ ને ગયની, સગર, ધ્રુવ, પ્રહ્લાદ, ને બલિની, હરિશ્ચન્દ્ર, શ્રી કૃષ્ણની ને બુદ્ધની વાત કરે છે ને કહે છે કે ભગવાનનો એક જ અંત અમે જોયો છે

શ્રી. બીરબાની શક્તિ વિષે ને લેખનકળા વિષે આ અંતરગણું જ શું નથી કહેતું ?

**ચન્દ્રકાન્ત મહેતા**

**ઠંડે પહોરે:**—શ્રી મુનિકુમાર ભટ્ટ પદ્મ પ્રકાશન લિમિટેડ, મૂલ્ય ત્રણ રૂપિયા

શ્રી. મુનિકુમાર ભટ્ટ પ્રવેશકલેખક શ્રી જ્યોતીન્દ્ર દવેના શબ્દોમાં કહીએ તો લબ્ધપ્રતિષ્ઠ લેખક છે લગભગ બે અઢી દાયકાથી, કોઈ વાર વેગીની તો ક્યારેક મંદ ગતિએ એમ એઓ લખતા રહે છે 'કૌમુદી'માં, ક્યારેક ગુપ્તાની સાથે ને ગુપ્તાની નોંધપોથી બંધ થયા પછી નિયમિત વૃત્તિકાપાટવ નામક નિબંધિકાઓ એઓ લખતા એ રીતે ગુજરાતના હળવી નિબંધિકાઓના લેખકમાં શ્રી. સ્વૈરવિહારી, શ્રી ગુપ્તા, શ્રી વિનોદકાન્ત, શ્રી ગગનવિહારી મહેતા, વગેરેની સાથોસાથ જ શ્રી. મુનિકુમારનું સ્થાન છે

પ્રથમ દૃષ્ટિ જ આ લખાણો વાંચતા આપણને આકર્ષે એવું તત્ત્વ એમાંની વિષયની ને નિરૂપણ રીતિની વિવિધતા છે ચન્દ્રશંકર વનપ્રવેશ, ઐતિહાસિક મૃત્યુ વાગાદર્શ, એક અભિનવ પરિષદ, એક ઉપયોગી વિનાશ અંગત અને રહસ્ય' વગેરે નિબંધો જોતાં ઉપર જણાવેલું દ્વિવિધ વૈવિધ્ય મળશે વળી આમાં માત્ર હળવા નિબંધો જ નથી પણ કટાક્ષકાવ્યો પણ છે, ને પરિષદવિષયક, કટાક્ષચિત્રો પણ છે

શ્રી મુનિકુમારના લખાણોમાં સ્થૂલ હાસ્ય નહિ પણ, માર્મિક, બુદ્ધિપ્રધાન, હાસ્ય છે 'સર્વવ્યાપીનો વિરોધ', જેવા નિબંધોમાં એમણે તાર્કિકરીતે, હેત્વાભાસવાળી દલીલો કરીને હાસ્ય ઉપજાવ્યું છે વળી, એમના વ્યક્તિગત લાગે એવા લખાણો જેવા કે 'ચન્દ્રશંકરવનપ્રવેશ,' 'આર્યત્વમીમાંસા,' પરિષદચિત્રોના કટાક્ષ, વગેરે લખાણોની પ્રેરણા કોઈ એક વ્યક્તિને અનુલક્ષીને મળી હોવા છતાં, લખાણો તો બિનઅંગત, ને સર્વભોગ્ય બને એવાં છે 'ચન્દ્રશંકર વનપ્રવેશ' એવા વિષયોની પસંદગી જ એવા ભયસ્થાનો તરફ ઘસડી જાય પણ, મુનિકુમારનું એ પ્રસંગનું હાસ્ય, નિર્મળ છે, ને તેથી એ પ્રશંસાપાત્ર છે

આ લખાણો ટૂચકાઓ, દૃષ્ટાન્તો વગેરેથી પુષ્ટ છે, ને એથી, એમનું લખાણ સર્વભોગ્ય બને છે

હાસ્ય ઉપજાવવા એમણે વિશેષત માનવસહજ નિર્બળતાઓ, હેત્વાભાસી દલીલો, અમુક પ્રસંગ પરથી જન્મતા વિચારો, વગેરેનો ઉપયોગ કર્યો છે એમાં પણ લેખકની નિરીક્ષણશક્તિની પારદર્શીતા, ને વેધકતા ખાસ ધ્યાન ખેંચે છે

આમ છતાં, આ પુસ્તક સર્વાંગ સંપૂર્ણ કે દોષ વિનાનું જ છે એમ કહેવાનો આશય નથી એમાં ક્યારેક સ્વાભાવિકત્વને બદલે આયાસ ને હસાવવાનો સભાન પ્રયત્ન થયેલો દૃષ્ટિએ પડે છે 'ગધેડીઆ' વગેરે શબ્દપ્રયોગોનો ફરી ફરી ઉપયોગ શબ્દની હાસ્યશક્તિને ક્ષીણ કરી નાખે છે, "સાહિત્યની ભાષા" વાળા લેખની જેમ કૃત્રિમતા ને અતિશયોક્તિ પણ હાસ્યની સ્વચ્છતાને બગાડે છે

એકંદરે જોતાં, પ્રતિકાવ્યોની ડાળામાં એમને ઠીક ઠીક સફળતા મળી છે અને એ લગભગ અણુ ખેડાયેલા ક્ષેત્રને એઓ ખેડે ને સાથે સાથે લાગો સમય અંતર્ધાન થવા કરતાં વારંવાર એમનું પાટવ પ્રગટ કરતા રહે, એવી આશા આપણે રાખીએ

**ચન્દ્રકાન્ત મહેતા**

## અપભ્રંશ અને પ્રાચીન ગુજરાતી

### ૮. 'ચંદમાં નામ લખાવવું'

(૧) जिणि सवच्छरु महि अवाविउ अवरि
चंदिहिँ नामु लिहाविउ

—આસિગકૃત—'જીવદયારાસ'(૧૨૦૧)(भारतीय विद्या ૩, ૧, પા ૨૦૪–૯) કડી ૪૩, પંક્તિ ૧–૨

'ચદ્રમા નામ લખાવ્યુ'.

(૨) अहिणवु णेमि जिणिंद तिणि भवणु कराविउ
निम्मलु चंदरु (िह) बिंबे नियनाउं लिहाविउ

—રેવંતગિરિરાસુ (૧૨૩૧), કડવક ૨, કડી ૯, પંક્તિ ૧–૨

'ચદ્રના બિંબમા પોતાનુ નામ લખાવ્યુ'

(૩) धनु धनु विमळउ, जेणि कराविउ ससिमंडळि
जिणिनाउ लिहाविउ

—પાલ્હણકૃત 'આબૂરાસ' (૧૨૩૩) (राजस्थानी ૩, ૧, પા ૮૩–૮૮) કડી ૯, પંક્તિ ૧–૨

'જેણે શશિમંડળમા નામ લખાવ્યુ'

અહીં ત્રણે સ્થળે કોઈ મહાન કાર્ય કરવાને લીધે જે અસામાન્ય કીર્તિ મળી હોય તે દર્શાવવા 'તેણે ચંદ્રમંડળમા પોતાનુ નામ લખાવ્યુ' એવી ઉક્તિ પ્રચલિત હોવાનુ સ્પષ્ટ છે અનુમાન કરી શકાય કે 'ચંદ્રમા જે કલંક દેખાય છે તે, પ્રતિષ્ઠિત માણસોનો યશ ગગનમા વિસ્તરી ઠેઠ ચંદ્ર સુધી પહોંચી ચંદ્રને તેમના નામથી અંકિત કરે છે તેનુ પરિણામ છે' આવો કવિસમય મધ્યકાલીન સાહિત્યમા પ્રચલિત થયો હોય. અપભ્રંશ સાહિત્યમા પણ આવી રૂઢિ હતી એ નીચેના ટાચણો પરથી જોઈ શકાશે

(૪) ताहँ विहि मि चन्दङ्किय-णामहो(हँ) हुय होउ
तुय मायरि मामहँ

—સ્વયમ્ભૂકૃત(૯મી સદી)રિટ્ઠણેમિચરિઉ (અપ્રસિદ્ધ) ૧૨, ૧, ૫

ચંદ્રમા જેમનુ નામ અંકિત થયુ છે તેવી તારી, માતા (રુક્મિણી) ને સત્યભામા એ બન્નેએ હોડ બકી'

(૫) चदकिय णामहु, लक्खणरामहु, एहु अजिज्जउ
जणय सुय

સ્વયમ્ભૂકૃત પઉમચરિઉ (અપ્રસિદ્ધ) ૫૮, ૧૦ ઘત્તામા

'ચંદ્રમા જેમનુ નામ અંકિત થયુ છે તેવા રામલક્ષ્મણ તાત્કાલિક જનકસુતા સોંપી દો'

(૬) मो पुप्फयंत ससि-लिहिय णम

—પુષ્પદન્ત (૧૦ મી સદી) કૃત મહાપુરાણ ૧, ૧, ૯ ઉત્તરાર્ધ

'ચંદ્રમા જેનું નામ લખાયુ છે તેવા હે પુષ્પદન્ત!'

### ૯. रमाउलु 'રમણીય'

(૧) जलद-जाल पवाहि नीझरणि रमाउलु
रेहइ उज्जिल सिहरु अलि कज्जल सामलु

—રેવંતગિરિરાસુ, કડવક ૨, કડી ૮, પંક્તિ ૧–૨

'વાદળાના સમૂહથી વ્યાપ્ત એવા ઝરણા વડે રમણીય (જ્યાંતુ) ગિરનારનુ શિખર ભ્રમર અને કાજળ જેવુ શ્યામવર્ણ શોભે છે'

(૨) थोर विक्खंभ व (?) यम-रमा (म्मा) उलं
ललिय पुत्तलिय-कलसकुल (?) सकुल मडपु

—રેવંતગિરિરાસુ, કડવક ૨, કડી ૯, પંક્તિ ૩–૫

'પ્રચંડ' બારસાખ અને (?) થી રમણીય—અને લલિત પૂતળી ને કળશસમૂહથી વ્યાપ્ત એવો મંડપ'

(૩) अविकदेविदउलु दीठु रम्माउल ए

—રેવંતગિરિરાસુ કડવક ૪, કડી ૧, પંક્તિ ૨,

'રમણીય એવુ અંબિકાદેવીનુ દેરાળ દીઠુ'

(૪) वसतमासु रमा (मा ?) उलु दीहे

—આબૂરાસ, કડી ૫૪, પંક્તિ ૨

'વસંત (=ચૈત્ર) માસમા રમણીય દિવસે (કે વસંત માસ રમણીય દીસે છે?)'

આમા रमाउलु (કે છંદની અપેક્ષા પૂરના रम्माउलु) 'રમણીય' અર્થમા વપરાયો છે અપભ્રંશમા પણ બે જગ્યાએ તે મળે છે

(૫) राणउँ कवणु आसि इह राउलि धय-तोरण
मणिखभ रमाउलि

—ધનપાલકૃત भविसत्तकह (આ ૧૦મી સદી), દલાલ–ગુણેની આવૃત્તિ ૫ ૯, ૨૨ (યાકોબી આ શબ્દથી અજાણ્યુ હોવાથી તેમણે પોતાની આવૃત્તિમા પાઠ ફેરવીને समाउलि કર્યો છે)

'ધ્વજ, તોરણ અને મણિસ્તંભથી રમણીય એવા આ રાજમહેલમા કોણ રાજા હતો?'

(૬) बहुविह-जण घण घन रमा (मा) उलु गो महिस
(सि) उल साउलु-माउलु

—ધાહિલકૃત પઉમસિરિચરિઉ (૧૨મી સદી પહેલા), (અપ્રસિદ્ધ) ૧, ૨, ૬

"(તે મધ્યદેશ) અનેકવિધ માણસો ધન અને ધાન્યથી રમણીય અને ગાયોભેંસોના ઘણોના કોલાહલ વાળી ગૌશાળાઓથી યુક્ત હતુ"

ગુણે ટિપ્પણમા रमाउल रम्यने°उल પ્રત્યય લાગી બનાયો ગણે છે પણ આમા 'मा'नो આકાર સમજાવી શકાતો નથી

हरियाउलु (સંદેશરાસક ૧૪૬, પક્તિ ૨) હરિયાળુ' ટિપ્પણકારે हरिताकुल (=हरित+आकुलम) એ રીતે સમજાવેલુ છે રત્નશેખરકૃત छन्द कोशमा मणाउल (मदन°) અને रासाउल (रास°) એવા અપભ્રંશ છંદોના નામ મળે છે चन्द्राउल અને पादाकुल તો જાણીતા છે આ બધા એક રીતે જ વડાયા હોવાનુ લાગે છે અને તેમા અત્યાશ °आकुल હોય हरिय हरित) અને हरियाउल (हरिताकुल) પ્રમાણે रम्म (रम्य) અને रम्माउल, रमाउल (रम्याकुल) હશે? પણ रम्य°ને रम्यताना અર્થમા લેવો પડે છે એ ખૂચે છે

## ૧૦. રેવંતગિરિરાસુ, કડવક ૨ ના છંદ વિશે

શ્રી કેશવરામ શાસ્ત્રી 'રેવતગિરિરાસુ'ના બીજા કડવામા પ્રયોજાયેલા મિશ્રછંદ વિશે કહે છે (આપણા કવિઓ' ખડ ૧ પા ૧૯૪) કે તેમા પહેલી બે પક્તિ અજાણ્યા છંદની છે, જ્યારે બીજી ચાર પક્તિઓ ઝૂલણાના ૨૦ માત્રાના ટુકડાની છે આમા છંદની પહેલી બે પક્તિઓ વિશે તો વધારે કાઈ કહેવાનુ નથી (૧૧+૧૦=) ૨૧, અત ˘ ˘ ˘ એ માપ ક્યા છંદનુ છે તે હમણા તો નક્કી થઈ શકતુ નથી પણ પછીની ચાર પક્તિઓ ઝૂલણાના આરભનો ભાગ હોય એમ નથી લાગતુ, કારણ ઝૂલણામા પહેલી ૧૦ માત્રા પછી સ્પષ્ટ યતિ હોય છે પ્રસ્તુત પક્તિઓમા તે નથી ૫૬ ઝૂલણાને લગતો નહીં પણ અપભ્રંશ સાહિત્યમા જાણીતો कामिनीमोहन (બીજા નામો मदायण, मदनावतार) હોય એ વધુ જ સભવિત લાગે છે કામિનીમોહનની પક્તિઓ ચાર પચમાત્રિક ગણોની બને છે, ને તેમા અત્સ ગણ रगण જોઈએ. વધારે વીગત માટે સંદેશરાસક, ભૂમિકા પા. ૫૮-૬૦ જોયા કેટલીક છંદોદુષ્ટ પક્તિઓ બાદ કરતા આ માપ બધી કડીઓમા બધબેસતુ આવે છે બે ચાર પક્તિઓ ઉદાહરણ બસ થશે

गल्लियचल । कमल मय । रद जल । कोमला (કડી ૫,ક)
पिउल सिल । वट्ट सो । हति तहि । समला (કડી ૫,ચ)
असुरसुर । उरग कि । नरय विज । जाहरा (કડી ૬,ખ)
मउडमणि । किरण पिं । जरिय गिरि । सेहरा (કડી ૬,ઙ)
थोरिक्क । खभ-वा । यम र (म) । माउल (કડી ૮,ગ)

એ જ પ્રમાણે લક્ષ્મણગણીના सुपासनाह चरियम् માનો રાસયના ઉલ્લેખવાળો ચરણનો ૭૬ શ્રી શાસ્ત્રીએ 'ઝુલણા'ના ૨૦ માત્રાના અર્ધ ચરણ હોવાનુ કહ્યુ છે ('આપણા કવિઓ,' ૧, પા ૧૪૭, પાદ નોધ ૩) પણ એ ટાચણુ જ્યાથી લીધેલુ છે ત્યાની પક્તિઓ કામિનીમોહનમા જ છે

## ૧૧. અવારિય 'અખૂટ સતત'

(૧) અન્ન અવારી યાચકાનઈ પાત્રપૂરણ થઈ
કનકસુંદરકૃત સગાળશા રાસ-(૧૬૧૦)
પા ૨૫ પક્તિ ૧૦

(૨) અન્ન અવારી મુઝ વરી હતુ
સગાળશા રાસ, પા ૫૨, પ ૧૬
અન્ન અવારી દાન
જાનીકૃત સગાળચરિત્ર,
પા ૧૦૯ પ ૫

(૩) નિત અવારિત અન્ન
કૃષ્ણકૃત સગાળપુરી,
પા ૮૦, પ ૨૦

(૪) વસઈ ત્રિનહારી તિહા વણા દીઈ દાન વાહઈ
અવારીય–
નર્મદાસુન્દરી રાસ (અપ્રસિદ્ધ)
પક્તિ ૩૨–૩૩
આ બધા સંદર્ભમા अवारिय (સ अवार्य કે आवारित ?) નો અર્થ 'અખૂટ', 'સતત' 'અવિરત' એવો સ્પષ્ટ છે અપભ્રંશમા સાહિત્યમા તો આવો પ્રયોગ નજરે નથી ચડ્યો, પણ અપભ્રંશ અને દેશભાષાથી પ્રભાવિત ૧૨મી સદીની પ્રાકૃત કથા नर्मदासुंदरी (અપ્રસિદ્ધ) મા अवारियसत्त શબ્દ વપરાયો છે

(૫) सहदेवणावि निय चउक्क चच्चरार्इसु पवत्तियाइ अवारिय-सत्ताइ (૧૮૮મી ગાથા પછીના ગદ્

ફકરામા) 'સહદેવેય નિમેટા, ચોક અને ચાચરે પગ અવારિત સત્ર ચાતુ કર્યા '

અહીં अवारिय-सत्त 'રાત દિવસ ખુલ્લુ અન્નસત્ર' એવા અર્થમા છે

१२ सत्तूकार 'સદાનત'

નીર નિવાણિહિ સત્તૂકારા
આમૂરાસ(૧૨૮૭), ૧૫

ચિહૂ દસિ માઝા સતૂકાર
અસાઇતકૃત હંસાઉલી (૧૩૬૦), ૧, ૨૮

શાહુ માન્ડિઉ શત્તૂકાર
વાસુકૃત કર્ણકથા પા ૭, ૫ ૬

કો કહિ માહિનગ કેટલા શત્રૂકારે પગથી મિલા
કર્ણકથા, પા. ૭, ૫ ૧૩

શાહુ માંડ્યક શત્રૂકાર
કનકસુંદરકૃત સગાળશાહરાસ પા. ૨૪ ૫ ૭

શત્રૂકારિ જિમઈ જન સહૂ
સગાળશાહરાસ, પા. ૨૫, ૫ ૧

શત્તાગાર બાર તું બૂરિ
સગાળશાહરાસ, પા ૪૩, ૫ ૧૩

તેના ચાલિ સત્તુકાર
નાકરકૃત સગાળપુરી ૨, પા. ૧૨૫, ૫ ૩,

'શત્તૂકાર,' 'શત્રૂકાર,' 'શત્રૂકાર' 'સત્તુકાર' ને 'શત્તાગાર' એવા વિવિધ સ્વરૂપે દેખાતો આ શબ્દ 'અન્નસત્ર' કે 'સદાનત' એવા અર્થમા બધે પ્રયોજાયો છે

અપભ્રશમા પુષ્પદંતના મહાપુરાણ (સધિ, કડવક ૧ ૫ક્તિ ૯)મા આ શબ્દ મળે છે

लिहिं णीस णर-सत्तूगारु हर्हि

શ્રમણને વર્જવાના છેતાળીશ પ્રકારના આહાર દોષ ગણાવતા આમા કહે છે કે સાધુનિર્ગ્રંથનુ અકિંચનનુ ને સદાવ્રતનુ અન્ન દોષિત છે सत्तुगार° ને માટે सत्तुग्गार, सत्तुउग्गार ને सत्तुगार એટલા પાઠાન્તરો છે

सत्तु (કે सक्तु) ('જવનો લોટ,' શુ સત્તુ સાતુ સાતવો, સાથવો)+अगारમાથી सत्तुगार સધાયો લાગે છે सत्तुगारના તુની દીર્ઘતા सत्तुय (सक्तुक) પરથી સિદ્ધ થાય गकार અઘોષ થઈ सत्तुकार કેમ થયો તે જોવાનુ રહે છે शत्तागारને દેખીતા सत्र+अगार સાથે સાકળી દઈ શકાય, પણ અર્થ ર સત્રૂકાર એમ ત્રવાળુ સ્વરૂપ જોડણીભેદ સાથે ઉચ્ચારભેદ પણ રજૂ કરતુ હોય તો તે રકાર પ્રક્ષેપથી સમજાવવુ રહ્યુ

**હરિવલ્લભ ભાયાણી.**



મેરજી મથુરાદાસ આર્ટસ કૉલેજ તથા નાગરદાસ મનોરદાસ સાયન્સ ઇન્સ્ટીટ્યુટનો ઉદ્ઘાટન વિધિ સરદાર વલ્લભભાઈ પટેલ દિલ્હીમા રાષ્ટ્રીય કાર્યમા રોકાયલા હોવાથી શ્રી મુનશીએ તત્કાળ પૂરતો નવગુજરાત, અધેરી ખાતે કર્યો હતો.

કૉલેજના પ્રીન્સીપાલ ડૉ. ભુલચદ શ્રી. નાનાલાલ મહેતા દિ બા કૃષ્ણલાલ ઝવેરી, આચાર્ય દીનીતારજી વગેરે વક્તાઓએ વ્યાખ્યાનો આપ્યા બાદ, શ્રી. મુનશીજીએ ભારતીય શિક્ષણના આદર્શ વિષે તથા આ કૉલેજ સ્થાપવાની એમને થયેલી અતપ્રેરણા વિષે તથા મુબઈ યુનિવર્સિટી સાથે સકળાયલી અન્ય કૉલેજોથી આ કૉલેજ એના શિક્ષણના આદર્શમા ને રીતિમા કઈ રીતે પોતાના અનોખા વ્યક્તિત્વવાળી હશે તે સમજાવ્યુ હતુ ને ત્યાર બાદ સભાનુ વિસર્જન થયુ હતુ



### સુધારો

ગયા મહિનાની પત્રિકામા, 'પરિષદ સમાચાર' એ શીર્ષક તળે છપાયલી ખબરમા કેટલીક ભૂલો પ્રવેશવા પામી છે ને એ ભૂલો માટે અમે દિલગીર છીએ સુધારેલી ખબર નીચે પ્રમાણે છે

ગુજરાતી સાહિત્ય પરિષદના અધિકારીઓની ચૂટણી થઈ હતી, તેનુ પરિણામ નીચે પ્રમાણે છે

ઉપપ્રમુખ —શ્રી કનૈયાલાલ મુનશી
મત્રીઓ —ચીમનલાલ ચકુભાઈ શાહ
„ ચૈતન્યપ્રસાદ દિવાનજી
„ ગોકુળદાસ રાયચુરા
, મુનિ જિનવિજયજી
, રવિશકર રાવળ
„ વીરેન્દ્ર મહેતા
કોષાધ્યક્ષો —મોતીચદ કાપડીઆ
, વસન્તરામ જમીયતરામ વકીલ

પ્રકાશક ચન્દ્રકાન્ત મહેતા ભારતીય વિદ્યાભવન ૩૩-૩૫ હારવે રોડ, મુબઈ
મુદ્રક પી. આર સાવત, એસોસીએટેડ એડ્વર્ટાઇઝર્સ એંડ પ્રિન્ટર્સ લિ, ૫૦૫ આરથર રોડ તારદેવ મુબઈ ૭

# ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા

સંપાદકો
ચીમનલાલ શાહ
ચન્દ્રકાન્ત મહેતા

પુસ્તક ૩ | જુલાઈ–ઓગષ્ટ ૧૯૪૬ | અંક ૧૦-૧૧

## નાનાલાલનાં નાટકો

આપણી આજની વાર્તાનો વિષય "કવિ નાનાલાલના નાટકો" છે. કવિ નાનાલાલનો મધ્યાહ્ન આપણા સાહિત્યમા જેવો તપ્યો તેવો બીજા કોઈપણ લેખકનો તપ્યો નથી એમ કહીએ તો ચાલે. એક રીતે કહીએ તો, અમુક વર્ષો સુધી તો આખુ ગુજરાતી સાહિત્ય કવિ નાનાલાલની આગળીએ નાચ્યુ હતુ ગુજરાતના કિશોરો અને કુમારોને જેમ ગોવર્ધનરામનો "સરસ્વતીચદ્ર" વાચ્યા પછી "સરસ્વતીચદ્ર" બનવાના સ્વપ્ન આવતા, તેમ કવિ નાનાલાલનુ "જયા અને જયત" વાચ્યા પછી કુમારોને જયત બનવાના અને કુમારીઓને "જયા" થવાના અભિલાષ જાગતા. "તમે ય તે કવિ! કેવા છો? આ તમારા 'જયા જયન્તે' તો અમારા ઘરમા હોળી સળગાવી! મારી રમા કહે છે કે "મારે તો જયા બનુ છે, મારે પરણવુ જ નથી! આવા ચોપડા તે લખાય, ભલા માણસ! કોકના સસાર સળગી જાયને?"—કહી તે કવિને ઠપકો આપનાર પણ ગુજરાતમા નીકળી આવ્યા હતા. આમ કવિની કૃતિઓ જેમ એક તરફથી આપણા અસાધારણ આદરની અને વદનાની અધિકારીબની હતી, તેમ બીજી તરફથી ચર્ચાને અનેટીકાનિન્દાને પાત્ર પણ ઓછી નીવડી નહોતી ગમે તેમ પણ એક વખત એવો હતો જ્યારે ગુજરાતનો ઊગતો લેખક પોતાની મીટ કવિ નાનાલાલની કૃતિઓ પર માડતો પોતાની શૈલીને એની શૈલીના અનુકરણમા ઘડતો, પોતાના આદર્શો અને સ્વપ્નો એમની શબ્દસૃષ્ટિમાથી મેળવતો. આજે અલબત્ત કવિ નાનાલાલના નામનુ એ કામણ રહ્યુ નથી પણ તેમ છતા કવિ તરીકે એમની મહત્તા હતી તે ને તે રહી છે અને જેમ જેમ એમની કૃતિઓનો સાચો અને ઊડો અભ્યાસ વધતો જશે તેમ તેમ તેનુ સાચુ મૂલ્ય અ કાતુ જશે

કવિ નાનાલાલની મહત્તા મુખ્યત્વે તો એમના કવિત્વમા જ વસી છે, પણ એમના નાટકોનો પણ એ મહત્તામા ઓછો ફાળો નથી. એમના નાટકોને કોઈ કોઈ વિવેચકોએ શેલીના નાટકો કરતા ચડિયાતા ગણ્યા છે અને કેટલાક તો એથી પણ આગળ વધીને નાનાલાલને શેલી અને શેકસપિયર કરતા પણ વધારે મોટા નાટકકાર ગણ્યા છે આવી જાતના વિધાનો કરવા માટે અલબત એકલા નાનાલાલ વાચ્યે ન ચાલે, શેલી અને શેકસપિયરનો પણ અભ્યાસ કરવાની જરૂર હોય છે.



નાટકોમા નાનાલાલે સ્વતંત્ર નાટકો લખ્યા છે અને अभिज्ञान शाकुन्तलम् જેવા નાટકમણિનુ ભાષાન્તર પણ કર્યું છે સ્વતત્ર નાટકોમા એમણે 'જહાંગીર નૂરજહાન", "શાહાનશાહ અકબર શાહ" અને 'સઘમિત્રા" જેવા ઐતિહાસિક કથાવસ્તુવાળા, અને જેવા "રાજર્ષિ ભરત" જેવા પૌરાણિક અને ઐતિહાસિક પણ ખરુ જ એવા કથાવસ્તુવાળા નાટકો લખ્યા છે, તેમ જ 'ઈન્દુકુમાર', 'જયા અને જયન્ત', 'પ્રેમકુજ', 'ગોપિકા' અને 'જગત્પ્રેરણા' જેવા કલ્પિત ઈતિવૃત્ત—એટલે કે કથાવસ્તુ—વાળા નાટકો પણ લખ્યા છે આ ઉપરાત, 'વિશ્વગીતા' જેવુ ભાવએકતાના જ સૂત્રમા પરોવાયેલી પ્રસગમાળાવાળુ નાટક પણ કવિએ આપણને આપ્યુ છે આમ, પોતાના નાટકો માટે કવિ નાનાલાલે પ્રસિદ્ધ અને કલ્પિત, બન્ને પ્રકારના ઈતિવૃતો લીધા છે, એટલુ જ નહિ, પણ 'વિશ્વગીતા'મા થયુ છે તે પ્રમાણે, કોઈવાર વસ્તુની એકતાના સિદ્ધાન્તને નહિ, પણ ભાવની એકતાના સિદ્ધાન્તને

જ દૃષ્ટિ પાસે રાખીને, એક જ નાટ્યકૃતિમા પ્રસિદ્ધ અને કલ્પિત કથાપ્રસંગોને એકત્ર કર્યા છે

આ નાટકોના કથાવસ્તુ પર જુદો જુદો અને વિગતવાર વિચાર કરવાનુ અત્યારે અહીં શક્ય નથી પણ એ બધાના કથાવસ્તુનો સમગ્ર રીતે વિચાર કરીએ તો એક હકીકત આપણા ધ્યાનમા આવશે. અને તે એ કે નાનાલાલ વસ્તુલક્ષી કવિ નથી, ભાવનાલક્ષી કવિ છે અને તેથી જ તેમના નાટકોમા વસ્તુનો સમુચિત અને સમપ્રમાણ વિકાસ કે પરસ્પર સુશ્લિષ્ટ રીતે ગુંથાયેલા હોય તેવા પ્રસંગોની યોજના જોવામા નથી આવતી એમના નાટ્યવસ્તુમા નથી હોતી પરાકાષ્ઠા, નથી હોતો ક્રિયાવેગ નાટકને માટે પ્રાણભૂત ગણાતુ જોઈએ એવુ સંઘર્ષણ—Conflict–પણ નાનાલાલમા બહુ જોવા નથી મળતું આમ વસ્તુના જ નિરૂપણ દ્વારા જે જીવનનુ રહસ્ય સૂચિત થઈ જવુ જોઈએ તે નાનાલાલના નાટકોમા થતુ નથી શાકુન્તલમા કે ગુજરાતી નાટકોની વાત કરીએ તો 'ગર્ભનો પર્વત' કે 'કાન્તા'મા કેવળ વસ્તુમાથી જ, વસ્તુના પ્રસંગોની ઘટનામાથી અને અન્તિમ પરિણામ અથવા કવિન્યાય (Poetic justice) માથી જ કવિને અભિપ્રેત જીવનરહસ્ય જે રીતે આપોઆપ પુષ્પમાથી પરિમલની પેઠે, સ્ફુરી નીકળે છે તે રીતે નાનાલાલના નાટકોમા સ્ફુરી નીકળતુ નથી તેમજ નાટ્યોચિત પરલક્ષિત્વ પણ તેમા જોવા મળતુ નથી નાનાલાલના મુખ્ય પાત્રોની વાણીમા રણકો નાનાલાલનો જ સંભળાય છે જાણે જુદે જુદે નામે અને જુદે જુદે વેશે એકના એક નાનાલાલ જ પોતાના બ્રહ્મપાથર્યા બ્રહ્માડમા એકલા ઊડી ન રહ્યા હોય ! આ બધાનું કારણ નાનાલાલની દૃષ્ટિએ પ્રધાન તત્ત્વ ભાવના છે—વસ્તુ નહિ—એ છે અને તેથી જ નાનાલાલના નાટકોનો પ્રાણ ક્રિયા (action) નહિ પણ કવિતા (poetry) છે એમ આપણે કહી શકીએ

શ્રી મુનશી નાનાલાલના નાટકોને 'ખંડ-આખ્યાનો' કહે છે તેનુ આ કારણ છે નાટકમા જે પરલક્ષિત્વ જે પાત્રભેદ જે વસ્તુસંકલના—પરાકાષ્ઠા અને સંઘર્ષણ અને જે સંવાદવૈવિધ્ય હોવા જોઈએ તે નાનાલાલના નાટકોમા નથી અને તેથી તે નાટકો આપણી કલ્પનામા આપણી આખો પાસે ભજવાતા નથી act થતા નથી, તેટલા કાન દ્વારા સભળાય છે એ નાટકો દ્વારા જીવતા જાગતા, હસતા, રમતા, લડતા, રડતા ભવ્ય અને ઉન્નત કે પામર અને કગાળ, દેહધારી માનવીઓનો મેળો મઝેનો આપણે જોઈ શકતા નથી, પણ શ્રવણ મનોહર સુરાવલિમા વ્યક્ત થતી એમની ભાવનાઓને આપણે સાભળીએ છીએ આમ નાનાલાલના નાટકોમા નાટકનુ પ્રાણભૂત તત્ત્વ "દૃશ્યતા" નથી પણ આખ્યાનનું પ્રાણતત્ત્વ 'શ્રવ્યતા' છે

આનો અર્થ, અલબત્ત એ નથી કે આત્મલક્ષી પ્રતિભાવાળો કવિ નાટકો લખી જ ન શકે, શેલીનુ 'પ્રોમીથિયસ અનબાઉન્ડ' અને ગ્યેટેનુ ધી ફાઉસ્ટ', આત્મલક્ષી પ્રતિભાના જ સંતાન છે તખ્તાપર એ ભજવાય તો પણ એ નૈસર્ગિક કે સંભવિત નહિ, પણ રંગદર્શી, અસામાન્ય અને અદ્‌ભુતરસિક જ લાગે કવિ નાનાલાલના "જયા અને જયન્ત અને 'ગોપિકા" ભજવાયા છે આ ઉપરાંત 'વિશ્વગીતા', 'જહાગીર નૂરજહાન' અને 'અકબરશાહ'માથી કેટલાક દશ્યો પણ છૂટાછૂટા ભજવાયા છે અને એ બધામા કેટલેક સ્થળે નાટ્યતત્ત્વમય અભિનેયતા, અને દૃશ્યતા હોવાથી એ પ્રયોગો રોચક બન્યા છે

આપણે જોઈ ગયા તે પ્રમાણે કવિ નાનાલાલની નાટ્યકાર તરીકેની પ્રતિભા વિશિષ્ટ રીતે આત્મલક્ષી છે એટલે ભાવનાઓના ગુંજનમા અને ગાનમા એ પ્રતિભા સવિશેષ સફળ થાય છે દેશનુ ઉભરાઈ જતા પ્રેમથી વર્ણન કરવુ હોય કે માતાઓનો મહિમા ગાવો હોય બાલકને બિરદાવવુ હોય કે વર્ણાશ્રમ ધર્મનુ કે સર્વધર્મસમન્વયનુ મંગળ ભાવી આલેખન કરવુ હોય જ્યા જ્યા ઊર્મિના ઉદ્રેકને કે મોહામણી સ્વપ્નિલતાને અવકાશ હોય ત્યા ત્યા નાનાલાલ ખીલી ઊઠે છે અને ભાવને સર્વથા અનુરૂપ હોય એવી વાણી એમને આપમેળે મળી જાય છે આપણે એક ઉદાહરણ લઈએ 'જયા અને જયંત' માથી —

રસજ્યોત નિહાળી નમુ નમુ'  
ન ભાગી પડ, ઓ શરીરના માળખા!  
ન ફૂટી જાવ, ઓ અમ્મર આત્મા!  
આ તો દેહનુ શબ છે,  
નથી ચેતનના બ્રહ્મમહેલ

ચેતજે, ઓ જયન્ત ! ચેતજે,
પાપ તે પ્રેમ નથી
દીર્ઘ કાલના દીધેલા દ્વાર,
બ્રહ્માંડના બ્રહ્મદરવાજા સમા, ઉવશી
લોચનના એક કિરણુ માત્રથી
થશે ઓ દેવને યે દુલતા કામદેવ !
થશે બારણાની બહાર
આ ભેદો જુદો છે
યોગેશ્વરે અગ બાળી અનગ કીધો,
અનગથી યે ભસ્મ કરી
આપીશ ખાખ મ્હારા ખાખીઓને
ચોળશે તેને નહિ વાગે
કામણગારી એ કીડીના ડખ
(અ ક ૩, પ્રવેશ ૧)

નાનાનાલના નાટકોનુ ભાવના જેવુ જ મહત્ત્વનુ બીજુ લક્ષણુ છે એનુ ચિન્તન. કવિ નાનાલાલનુ કેટલુક સર્વોત્તમ ચિન્તન– સત્ય, ધર્મ અને સમાજ, કલા અને કવિતા, મનુષ્ય અને મહેશ્વર—આ બધા વિષેનુ ચિન્તન—એમના નાટકોમા વ્યક્ત થયુ છે સ્નેહલસનુ તો-માન એ નાટકો જ નહિ સમગ્ર પ્રેમભક્તિ ગ્રથમાળા–મહિમ્નસ્તોત્ર છે એ ચિન્તનનુ મૂળ છે આર્યત્વ આર્યસસ્કૃતિ માટેનો કવિનો અનુરાગ અપરપાર છે એટલે જ એ સમષ્ટિવાદમા વર્ણાશ્રમ ધર્મના પરિપાલનમા દામ્પત્યની વિશુદ્ધિમા અને સ્વધર્મના સેવનમા, સહિષ્ણુતામા અને મતાન્તર ક્ષમામા માને છે અને તેથી જ નાનાલાલના નાટકોમા મન, વચન અને કર્મની વિશુદ્ધિ પર આટઆટલો ભાર મૂકવામા આવ્યો છે નાનાલાલે કદિ પણ પાપને પપાળ્યુ નથી, નિરકુશ રસિકતાને ઇષ્ટ ગણી નથી કેવળ સુખને જ સર્વોત્તમ આદર્શ ગણ્યો નથી પોતાના નાટકો દ્વારા અને બીજી કૃતિઓ દ્વારા એમણે આર્યતાનો ઉદારતાનો, સાત્ત્વિકતાનો અને સયમનો ત્યાગનો અને તપશ્ચર્યાનો જીવનની પરિશુદ્ધિનો અને સાચી પ્રભુશ્રદ્ધાનો જ બોધ કર્યો છે કલા ખાતર કલાનો વાદ, એ રીતે એમને મજૂર નથી.

ભાવનામૂલક ચિન્તન નાનાલાલના નાટકોનુ મહત્વનુ અગ છે એ ખરુ, પણ એનુ ઉત્તમાગ તો છે એના ગીતો. કવિ નાનાલાલે બીજુ કઈ જ ન આપ્યુ હોત અને એકલા ગીતો આપ્યા હોત તો પણ એમનુ સ્થાન ઊચુ જ રહેત એ ગીતોમાના ઘણામા કવિની કલ્પનાનુ સર્વોત્તમ ઉડ્ડયન આપણને જેવા મળે છે એમાના કોઈક ગીતો આગામી બનાવનુ સૂચન કરતા હોય છે, તો કોઈક ગીતો ભૂત પ્રસગો પર વિહગ દષ્ટિ ફેરવતા હોય છે, કોઈમા હૃદયની એકાદ સુકુમાર ઊર્મિનુ આલેખન થયુ હોય છે તો કોઈ ગીત દ્વારા ગહનમા ગહન પ્રશ્નો પણ આપણી પાસે સરળતાથી અને સફળતાથી રજૂ થયા હોય છે એ ગીતોના ઢાળ, એના શબ્દ અને અર્થનો, સગીતનો અને કા યત્વનો મનભર, મનોહર સમન્વય, તેની કલ્પનાચારુતા, ભાવમધુરતા અને પ્રાણભૂત વ્યજના આ બધા તત્ત્વોને લીધે એ ગીતોમાના ઘણા માત્ર કવિની જ કૃતિના નહિ, પણ સમસ્ત ગુજરાતી સાહિત્યના આભૂષણો બન્યા છે

નાનાલાલના નાટકોનુ સ્થાન આ રીતે, આપણા સાહિત્યમા વિશિષ્ટ છે

**મનસુખલાલ ઝવેરી**

ઓલઈન્ડિયા રેડિયોના સૌજન્યથી

## સાહિત્ય પરિષદ સમેલન: સોળમું અધિવેશન

ગુજરાતી સાહિત્ય પરિષદે, રાજકોટ સાહિત્ય સભાના આમ ત્રણને સ્વીકાર્યું, છે તેથી સોળમુ ગુજરાતી સાહિત્ય પરિષદ સમેલન શુક્ર, શનિ અને રવિવાર તારીખ, ૧૮, ૧૯, ને ૨૦મી ઑક્ટોબરે ધર્મેન્દ્રસિંહજી કૉલેજ, રાજકોટમા ભરાશે

સાહિત્ય પરિષદના આ સમેલનમા ત્રણ વિભાગો રહેશે અને કલાપ્રદર્શન પણ યોજાશે

સ્વાગત સમિતિએ નીચેના વિભાગીય પ્રમુખોને ચૂટયા છે

૧ સાહિત્ય વિભાગ–શ્રી ઝવેરચદ મેઘાણી
૨ વિજ્ઞાન વિભાગ–ડૉ ડુગરજી નાયક
૩ ઇતિહાસ ને અર્થશાસ્ત્ર વિભાગ–પ્રો ચદુલાલ વકીલ

સમેલન અગે યોજાનાર કલા પ્રદર્શનની ઉદ્દઘાટન વિધિ શ્રી નાનાલાલ મહેતા કરશે

સ્વાગત સમિતિના પ્રમુખ તરીકે ડૉ રમણલાલ યાજ્ઞિકની, ને કલાપ્રદર્શનના સ્વાગતાધ્યક્ષ તરીકે લાઠીના કુમાર મગળસિંહની વરણી થઈ છે

સામાન્ય મત્રીઓ તરીકે શ્રી કલ્યાણરાય જોશી શ્રી ત્રિભુવન વ્યાસ, શ્રી હસમુખલાલ કાજી, શ્રી ઉપેન્દ્ર પડ્યા, ને શ્રી બળદેવ મહેતા ચૂટાયા છે

સાહિત્યકારોએ, લલિત, લલિતેતર, તથા બાળ સાહિત્ય પર નિબધો ૧લી ઑક્ટોબર સુધીમા મત્રીઓ સોળમુ ગુજરાતી સાહિત્ય સમેલન ધર્મેન્દ્રસિહજી કૉલેજ, પો બૉ. ન ૫૪, રાજકોટ, એ સરનામે મોકલી આપવા.

## પુસ્તક-પરિચય

**ધૂઘવતાં પૂર :—** લેખક શ્રી ચુનીલાલ મડિયા, પ્રકાશક. એન એમ. ત્રિપાઠીની કુ., મૂલ્ય સાડાચાર રૂપિયા

ગુજરાતી નવલિકાના વાચકવર્ગને હવે તો જાણીના થયેલા શ્રી. ચુનીલાલ મડિયાનો આ પ્રથમ વાર્તાસંગ્રહ છે પણ પ્રથમ હોવા છતા પ્રથમપ્રયત્નની કચાશ વા અપરિપકવતા આ વાતાઓમા જણાતા નથી પત્રના રૂપમા લખાયલા શ્રી. રસિકભાઈના આદિવચનના બધા મુદ્દાઓ સાથે નહિ તો યે ઘણા મુદ્દાઓ સાથે આપણે સહમત થઈ શકીએ એવુ તત્ત્વ તો આ વાર્તાઓમા જરૂર છે

શ્રી. મડિયાની વાર્તાનુ પ્રથમ આકર્ષક તત્ત્વ એ એમની કથનશૈલી છે. ક્યારે ને કેવી રીતે વાર્તાનો આરભ કરવો, કયા વર્ણન મૂકવા, કેવી રીતે વાર્તાને અનુકૂળ વાતાવરણ જમાવવુ, ક્યા પરાકાષ્ટા લાવવી, એ બધાની એમને ઊંડી સમજ છે વાર્તા કહેતા એમને સારી રીતે આવડે છે ને આપણને આપણે જાણે પુસ્તકમાથી વાર્તા વાચતા હોઈએ એમ નથી લાગતુ પણ કોઈ કુશળ વાર્તાકાર વાત કહેતો હોય ને આપણે સાભળતા હોઈએ, એવુ લાગે છે

શ્રી. મડિયાની વાર્તાનુ દ્વિતીય આકર્ષણ એમની વાર્તાને અનુરૂપ વાતાવરણ જમાવવાની શક્તિ છે લગનની જાનનું વાતાવરણ હોય, ગામડામા ભરાતા મેળાનું પ્રસન્નચિત્ર આલેખવુ હોય, તેનો ચીતાર આપવો હોય, રેલગાડીની ત્રીજાવર્ગની મુસાફરીનુ વિવિધતાભર્યું ચિત્ર આપવુ હોય કે ગામડાના વહેમનુ દર્શન કરાવવુ હોય, કોઈ એકાકીનુ માનસિક જીવન આલેખવુ હોય, તો બધીય વખતે, વાતાવરણથી વસ્તુને વાચકને રસભરી લાગે એવી રીતે એઓ પુષ્ટ કરે છે

ત્રીજુ આકર્ષણતત્ત્વ એમની જીવત, સુરેખ, ને ભરીભરી પાત્રસૃષ્ટિ છે દીકરાની ગરજ સારતો રાણો સાદ, પોતાનો ટેક જાળવી રાખતી ને વીયગ રક્ષા કાજે પ્રાણુલાગ કરતી જોશીથી રાણી ભગરી, ગ્રામજીવનના રૂપના તથા સ્વાસ્થ્યના પ્રતીકોસમા રૂપા ને વાલો, સ્વાર્થ સધાતો હોય ત્યારે પાવડી ફેરવી બેસનારી વ્યવહારકુશળ સતોકડોસી, નોકરશાહીના સાચા પ્રતિનિધિસમા મહાલકરી સાહેબ, એ બધા સજીવ ને વૈવિધ્યશાળી પાત્રો છે જોકે ક્યારેક એક જ પ્રકારનુ પાત્ર એમની વાર્તાઓમા વારવાર અથડાતુ પણ આપણને મળે છે જેમકે 'મૂર્ખાઓ ને ફીરસ્તાઓ' નો બચુ 'એકાકી'નો કુન્દન, 'એ' નો પિતુ, એ એક જ માણસ નિરનિરાળા નામો ધારણ કરીને આવતો હોય એવુ લાગે છે

શ્રી મડિયાની વાર્તાઓનો ચોથો ગુણ એમની સૂક્ષ્મ નિરીક્ષણશક્તિ ને માનવીના મનની ઝીણવટભરી સમજ છે 'ઓલા ભવની શોક્ય'મા માત્ર કામતૃત્તિનો સતોષ એ જ જેના જીવનમા એકમાત્ર આનદ છે, તે આનદ જવાથી માનવીનુ મન કેટલુ વિકૃત થાય છે, તે, સમભાવથી દર્શાવ્યુ છે કાન્તના 'અતિજ્ઞાન' કાવ્યના નાયક સહદેવની યાદ આપતા 'હરદા' વાર્તાના નાયક હરદાનુ માનસ, 'એકાકી' 'મૂર્ખા ને ફિરસ્તા', 'એ' ત્રણેના નાયકોનુ માનસ, એમની આ શક્તિની સાબિતી આપશે ને એમના સ્વભાવોક્ત વર્ણનો, દા ત. 'કમાઉ દીકરો'મા રાણાનુ ગાડપણુ, 'ધૂઘવતા પૂર'મા મેળાનુ ચિત્રણ, 'રવાનતોડ'મા સોગઠાબાજી લેખકે ઠીક ઠીક જોયુ જાણ્યુ છે એવી પ્રતીતિ કરાવે છે

શ્રી મડિયાની વાર્તાની મર્યાદાઓ પણ નથી એમ નથી એમની પ્રથમ મર્યાદા એ વસ્તુની પસદગીની છે ઘણી વાર્તાઓ વાચતા એમા ટૂકી વાર્તા માટે કાતો વસ્તુ અપર્યાપ્ત લાગે છે, તો ક્યારેક વાર્તાને યોગ્ય વસ્તુ જ નથી એમ લાગે છે 'આખે અધારા', 'એકાકી', 'એ', 'મસાલાવાળુ પાન', 'મૂર્ખાઓ અને ફિરસ્તા', 'ચૂડેલના દાત', 'પેંડા' 'ફૂલદડો ને ઢીંગલી', 'મયેગેર રૂલ્યો', વગેરે વાર્તાઓની કક્ષામા ન આવી શકે 'ફૂલદડો ને ઢીંગલી' એ તો, એક લગ્નપર બધાએ પોતપોતાના વિચારો પત્રદ્વારા પ્રગટ કર્યા છે એ બધા પત્રામાથી કોઈ એક વસ્તુ વિકાસ પામતી હોય વા, પાત્રવિકાસ પણ સધાતો હોય એમ લાગતુ નથી 'આખે અધારા'મા, મોટરવાળાના દિવસોમા મુનિના જીવનનો ચીતાર આપ્યો છે પણ તેમાય વસ્તુ કશી જ નથી 'મસાલાવાળુ પાન' એની વસ્તુ તો એટલી જ કે એક શોખીનો વાણોતર ખૂબ જ શોખીન. એક દિવસે એણે મસાલાવાળુ બે આનાનુ પાન ખાધુ, ત્યા રસ્તામા એનો શે મળ્યો, એટલે પાનને થૂકી નાખવુ પડયુ આમા વાર્તાતત્ત્વ જ નથી એમ કહીએ

તો આને. 'એકાકી'મા એક સિનેમાશોખીન યુવકને પોતે એકલો છે, ને પોતાને કોઈ સમજી શકતું નથી એમ એને લાગ્યા કરે છે એ જ વસ્તુ 'મૂર્ખાઓ અને ફિરસ્તાઓ'મા એક પરગજુ છોકરાને પોતાની કદર થતી નથી એવુ લાગે છે આમ જ્યા વસ્તુ જ ન હોય ત્યા પછી કથનશૈલીને જોરે એ કેટલુ ટકી શકે?

એમની બીજી મર્યાદા પ્રસગયોજનાની અપ્રતીતિ કરતા છે 'મયેગોર રૂવ્યો' એ વાર્તામા મયેગોર છોકરાની પૂઠમા કાટાળુ ગોખરૂ ભરાવી દે, તેની કોઈને ખબર ન પડે, એ વાત મનાય એવી નથી 'રથોનતોડ'મા અભિમાની માનવી એકવાર હારી જાય, તો એ, કાતો હાર કબુલ ન કરે અથવા રમત પ્રામાણિકરીતે નથી રમાઈ એમ કહે, પણ ગાડો થઈ જાય એ કઈ એટલુ પ્રતીતિકર નથી લાગતુ વાની મારી કોયલ'મા, ને 'આડી ઊતરી'મા જે ગીતો મૂક્યા છે તે પણ પરિસ્થિતિમા સ્વાભાવિક રીતે ગૅા વાયલા નથી લાગતા

ત્રીજી મર્યાદા તે એમની રસાલેખનની છે કયારેક એઓ ગદ્દી વસ્તુના વર્ણનમા રસ લેતા હોય એવુ લાગે છે દા ત 'કમાઉ દીકરો' એ વાર્તામા સાપ લખુડાને મારી નાખે છે, તે સમયનુ ચિત્ર જુઓ

'આવળના એ ખાગોચિયામા લખુડાના ઊના ઊના લોહીનુ જે પાટોળુ ભરાણુ એમા રાણુએ અદબદતો પેશાબ કરીને બધુ સમથળ કરી નાખ્યુ' (પૃ ૮૮)

લખુડાના મૃત્યુની જે કરણ અસર ઉપજાવી છે તેમા પેશાબના વર્ણનથી કઈ વધારો થવાનો નહોતો એ આલેખન વાર્તાના રસને પોષક નથી પણ બાધક જ છે એમ કહી શકાય 'રથોનતોડ'મા રથાની રમત ખેડુઓ ખૂબ રસથી જોતા એ વર્ણવતા લેખક કહે છે

"પરગામના ગાડાખેડુઓ પણ ઓટા સામે ગાડા ઊભા રાખી ઢાઢા મૂતરી રહે ત્યા સુધી આડામા રસ ભરાવી રાખી રમત જોયા કરતા'

આ જુગુપ્સાકારક ચિત્રની જરૂર હતી ખરી?

એમની ચોથી મર્યાદા તે, શૈલીને ઓપ આપવાનો સભાન પ્રયત્ન આથી ક્યારેક એમનું લખાણ ટાલવુ લાગે, ક્યારેક લેખકે પોતાનુ જ્ઞાન દર્શાવવા મૂકયુ હોય એવુ લાગે 'પોટકુ'મા, વાવા ને રૂપાને જોતા ગાડીમા બેઠેલા માણસોની ટીકા, 'આખના અધારા'નો કાપથીનો આરભનો ભાગ, 'એકાકી'ની આખી વાર્તા, વગેરે આના દૃષ્ટાન્તો છે

આ ઉપરાત કરણ ઉપજાવવા લેખક પાત્રોને મારી નાખવાનો સસ્તો ઉપાય યોજે છે એથી કરણ અસરકારક બનતો નથી ને કરણમા એટલી વિવિધતા નથી લાગતી 'કમાઉ દીકરો', 'રાજી ભગડી', 'આડી ઊતરી', 'હરદા' 'વાની મારી કોયલ', 'જેરામ ગ જેરી' એ બધામા પાત્રોના મૃત્યુદ્વારા કરણ ઉપજાવ્યો છે.

એમની શક્તિ ગામડાના જીવનના આલેખનમા જ પાગરી ઊઠે છે બાકી શહેરીજીવનના આલેખનમા એમને સફળતા મળી નથી એથી શહેરીજીવનના પાત્રોના તો એમણે માનસચિત્રો જ આપ્યા છે ને તે પણ અપ્રતીતિકર રીતે ગામડાના જીવનના એકએક અગનો સર્વાંગી પરિચય હોવાથી એઓ એ ક્ષેત્રમા જ પ્રગતિ કરી શકશે, ને ગામડાના જીવનમા પણ કાઠીઆવાડના ગામડાનુ જ જીવન છે પણ એ મર્યાદામા રહીને પણ એઓ આટલા સફળ થયા છે, એ માટે એમને અભિનદન

**ચન્દ્રકાન્ત મહેતા**

---

## જન્માષ્ટમી ઉત્સવ

ભારતીય વિદ્યાભવન તથા સાહિત્ય સસદ તરફથી જન્માષ્ટમી ઉત્સવ રવિવાર ૨૫ મી આગસ્ટે સાજે ૪ વાગે ઝેવિયર્સ હાઈસ્કૂલના હોલમા ઉજવાયો હતો શ્રી મુનશીએ એમના આદિવચનમા કહ્યુ, 'ગુજરાતે રાજકીય પ્રવૃત્તિઓમા ભાગ લીધો હોવા છતા, કલાના વિકાસ તરફ લક્ષ ઓછુ આપ્યુ છે, આપણે પુરાણુ સાચવી ન શક્યા ને નવુ અપનાવી પણ ન શક્યા ને અર્ધદગ્ધ સ્થિતિમા રહ્યા "

જીવનકળા શીખવા માટે અભિનયકળા શીખવાની જરૂર છે"

'આજના ગુજરાતી યુવકોમા નથી વીરતા કે તેજ; તેઓમા માત્ર ઉચ્છૃખલતા જેને એઓ સ્વતત્રતા કહે છે, તે પણ છે સાચી સ્વતત્રતા તો ધ્યેયને ખાતર કે દેશને ખાતર મરી રીટવામા છે"

આદિવચન બાદ શ્રી મુનશીએ ભારતીય વિદ્યા ભવનની સગીત વિદ્યાપીઠનો ઉદ્ઘાટનવિધિ કર્યો હતો.

# "વરાહમિહિર, બૃહજ્જાતક, અને તેના વ્યાખ્યાકારો."

લે ડૉ. અમૃતલાલ ગોપાણી,
એમ. એ, પીએચ ડી

બૃહજ્જાતક, લઘુજાતક અને બૃહત્સંહિતા એ ત્રણેય વરાહમિહિરના રચેલા છે તે ત્રણેય ગ્રન્થો ઉપર ઉત્પલની ટીકા છે બૃહજ્જાતક (બૃ૦જા૦) ઉપર કનોજવાળી ભવજ્દ (શક ૮૦૦) મહીદાસ(મહીધર ?) ભાસ્કરાચાર્યવંશીય અનન્તદેવ (શક ૧૧૪) વિશ્વનાથ નિયપ્રકાશ, પરમેશ્વર વગેરેની ટીકાઓ છે. તે ઉપરાંત, સુબોધિની, મુદ્રાક્ષરી, શ્રીપતીય, દશાધ્યાયી અને નૌકા, ફરવીયા, તથા આન્ધ્રટીકા વગેરે પણ છે આમાથી કાશ્મીરવાળી ઉત્પલની (શક ૮૮૮) ટીકાવાળુ બૃ૦ જા૦ વ્યકટેશ્વર પ્રેસ તરફથી પ્રકાશિત થયુ છે મહીધરની ટીકાનું હિંદી ભાષાન્તર પ્રગટ થયુ છે તે સિવાય બીજી કોઈ ટીકા પ્રકાશિત થઈ છે કે નહિ તે જાણમા નથી આમા મહીદાસ કે મહીધર લીલાવતી ટીકાકાર મહીદાસ કે મહીધર હોય એમ માત્ર માનવુ છે

બૃ૦ જા૦કાર વરાહના પિતાનુ નામ આદિત્યદાસ હતુ તેણે તેની પાસેથી જ્ઞાન પ્રાપ્ત કર્યુ હતુ કાપિત્થકમા તેને સૂર્યદેવનુ વરદાન મળ્યુ હતુ અવન્તીનો તે રહેનાર હતો. કાપિત્થક અવન્તી આસપાસનું કોઈ ગામ હોવુ જોઈએ આટલી વાત બૃ૦જા૦ના ઉપસહારાધ્યાયાન્તર્ગત નવમા શ્લોક ઉપરથી સ્પષ્ટ થાય છે આ વરાહ સૂર્યભક્ત હતો એ વાત તેણે રચેલા બધા ગ્રન્થોના પ્રારભમા કરેલા સૂર્યસ્તવન ઉપરથી સિદ્ધ થાય છે જ્યોતિષ્શાસ્ત્રમા તેની ગતિ તેના ગુરુના આધારે હતી તે બાબત પચસિદ્ધાન્તિકા ગ્રથના પ્રથમ અધ્યાયની પ્રથમ ગાથાથી ફલિત થાય છે

વરાહે પરદેશગમન કરી જ્યોતિષનુ જ્ઞાન સપાદન કર્યું હતુ એમ કેટલાક વિદ્વાનો માને છે આવીજ માન્યતા ભાસ્કરાચાર્યના સબધમા પણ વિદ્વાનો ધરાવે છે ગમે તેમ હોય પરતુ વરાહના ગ્રથો તપાસતા અને તેના ઉપરની ઉત્પલની ટીકાનો અભ્યાસ કરતા આપણને એટલી વાત સ્પષ્ટપણે જણાઈ આવ્યા વિના નહિ રહે કે વરાહની પૂર્વે ઘણા જ્યોતિર્ગ્રથકારો આ ભારતવર્ષમા થઈ ગયેલા વરાહના ગ્રંથોમાજ ઉલ્લેખાયેલા છે તો પછી વરાહને એ સબધે મૂળ તત્ત્વોનું જ્ઞાન મેળવવા પાશ્ચાત્યોના અભિપ્રાય મુજબ પરદેશ કેમ જવુ પડ્યુ હોય એ સમજાતું નથી

'યાત્રા', 'વિવાહ', 'ગ્રહણ', 'યોગ' અને 'સહિતા' એ વિષયો ઉપર લખેલા ગ્રન્થો પૈકી બૃ૦ સ૦ તેની પ્રકટ વયે લખેલ હોય એમ એ જ ગ્રન્થના પહેલા અધ્યાયની દસમી ગાથાની વ્યાખ્યા થાય છે.

બૃ૦ સ૦ ના પહેલા અધ્યાયના દશમા શ્લોકમા આવતો 'યોગગત' શબ્દ બૃ૦ જા૦ ને સૂચવતો હોવો જોઈએ આ બૃ૦ જા૦ પહેલા વરાહે 'વિવાહ' અને 'ગ્રહણ' ઉપર ગ્રંથો લખેલા હતા એમ પણ આ શ્લોક ઉપરથી જ ફલિત થાય છે બૃ૦ જા૦ ના ઉપસહારાધ્યાયનો ત્રીજો શ્લોક એમ જણાવે છે કે બૃ૦ જા૦ પછી વરાહે 'યાત્રા' ઉપર ગ્રન્થ લખ્યો હતો. આ જ અધ્યાયના છઠ્ઠા શ્લોકમા આવતો 'ગ્રહણ' શબ્દ 'પચસિદ્ધાન્તિકા'ને સૂચવનારો હોય એમ જણાય છે વરાહની વયને લક્ષ્યમા લેતા આપણે એ સહજ અનુમાન ઉપર આવી શકીએ કે કદાચ 'પચસિદ્ધાન્તિકા' ગ્રન્થ વરાહે પહેલો લખેલો હોય બૃ૦ સ૦ના પહેલા અધ્યાયની ઉત્પલકૃત ટીકા ઉપરથી એ નિર્વિવાદપણે તારવી શકાય એમ છે કે વરાહે 'વિવાહ' ઉપર જે ગ્રન્થ લખ્યો છે તેનુ નામ 'બૃહદ્વિવાહપટલ' હોય વરાહનો 'યાત્રા' ઉપર લખેલ ગ્રન્થ અત્યારે ઉપલબ્ધ નથી પણ 'યોગયાત્રા' નામનો જે ગ્રન્થ કાશીમા મળી આવ્યો છે તે વરાહકૃત 'યાત્રા' ઉપરનો ગ્રન્થ હોય એવી સભાવના છે વરાહકૃત 'લઘુજાતક' ગ્રન્થ બૃ૦ જા૦ નુ જ સક્ષિપ્ત સ્વરૂપ છે એમ લ૦ જા૦ ના પ્રથમ શ્લોક ઉપરથી જ વિદિત થાય છે વરાહે એક 'સમાસસહિતા' લખ્યાનો પણ નિર્દેશ છે જે કદાચ બૃ૦ સ૦ નોજ સક્ષેપ હોય આ ઉપરથી વરાહકૃત ગ્રન્થોનો કાલક્રમ આ પ્રમાણે નિર્ણીત કરી શકાય —'પચસિદ્ધાન્તિકા', 'વિવાહપટલ', 'બૃહજ્જાતક', 'યોગયાત્રા', અને છેવટે 'બૃહત્સહિતા', બૃ૦ જા૦ અને યો૦ યા૦ વચ્ચે 'લઘુજાતક'ને મૂકીએ અને સૌથી છેવટે બૃ૦ સ૦ નો સક્ષેપ 'સમાસસહિતા' આવે

જાતક ગ્રન્થ ઉપર 'ગૌરીજાતક' અને 'કાશ્યપ જાતક' જેવા દેવી ગ્રન્થો ઉપરાત 'પારાશરી

'જૈમિનીસૂત્ર', 'ભૃગુસંહિતા', 'સત્યસંહિતા', 'અગસ્ત્યસંહિતા' વગેરે અપૌરુષેય ગ્રન્થો છે, વળી પૌરુષ ગ્રન્થો, જે હાલ ઉપલબ્ધ છે તેમા વરાહકૃત બૃ૦ જા૦ મુખ્ય છે બૃ૦ જા૦ ના ઉપસંહારાધ્યાયમા વરાહ પોતેજ કહે છે કે એણે પૂર્વકાલીન મુનિઓના મતને સમ્યક્ પ્રકારે અભ્યાસીને સુન્દર 'હોરાશાસ્ત્ર' રચેલ છે આ પૂર્વકાલીન મુનિઓ પરાશરાદિ હોવા જોઈએ કારણ કે પરાશરનો વરાહે પોતાના બૃ૦ જા૦ મા બે વખત નામનિર્દેશ કરેલ છે બૃ૦ સં૦ ના 'ગ્રહગોચર' નામના એકસો ચારમા અધ્યાયના ત્રીજા શ્લોકમા માંડવ્યનો પણ નામોલ્લેખ છે ભટોત્પલે તો પોતાની ટીકામા ગાર્ગી, બાદરાયણ યાજ્ઞવલ્કય, માંડવ્ય વગેરે મહર્ષિઓની જાતક સંબંધિની શક્તિઓ ઘણી જ અવતારેલી છે આ ઉપરથી એટલુ દીવા જેવુ સ્પષ્ટ છે કે વરાહ પહેલા જાતક ઉપર લખનાર ઘણા મુનિઓ થઈ ગયા હોવા જોઇએ ગર્ગ, વસિષ્ઠ, ભારદ્વાજ, શૌનક, અને અત્રિ વગેરેના પણ ઘણા કથનો એમા છે વરાહ પોતે જ સત્ય, મય, યવન મણિત્થ, જીવશર્મા, વિષ્ણુગુપ્ત વગેરેનો ઉલ્લેખ કરે છે બૃ૦ જા૦ ના અધ્યાય સાતમાના સાતમા-આઠમા શ્લોકોમા દેવસ્વામી અને સિદ્ધસેનનો પણ ઉલ્લેખ આવે છે આ શ્લોકોને પ્રક્ષિપ્ત ગણી ઉત્પલે એની નોંધ નથી લીધી તે ઉપરાંત, શક્તિ અને ભદંત કે ભદત્તના નામો પણ આવે છે ઉત્પલ શક્તિને પરાશર કહે છે અને ભદંતને સત્ય કહે છે આ ઉપરથી એટલુ અસંદિગ્ધપણે સ્પષ્ટ થાય છે કે વરાહની પહેલા જ્યોતિષવિષયક જ્ઞાન ઘણુ વિકસેલુ હતું બૃ૦ જા૦ ના સાતમા અધ્યાયના સાતમા શ્લોકની ટીકામા ઉત્પલ વિષ્ણુગુપ્તને ચાણકય તરીકે ગણે છે-ગણાવે છે આ ચાણકય અને ચંદ્રગુપ્તનો પ્રધાન ચાણકય એક હોય તો વરાહ પહેલા આઠસો વર્ષ પૂર્વે ભારતવર્ષમા જાતકજ્ઞાન બહુ જ વિકસેલુ હતુ એમ બેધડકપણે કહી શકાય અને જાતકજ્ઞાનનો આધાર ગણિતજ્ઞાન ઉપર છે માટે ગણિતજ્ઞાન પણ એ અરસામા સુવિકસિત હોવુ જોઈએ એ સ્વતસિદ્ધ છે

ઈ સ ૩૩૬-૩૫૪ની આસપાસમા બાર ઘર ઉપરથી ફલાદેશ કરવાની પદ્ધતિ ફરમિકસ માટર નસના ગ્રંથમા સર્વ પ્રથમ જોવામા આવે છે એમ યાકોબી માને છે એવુ વેબર પોતાના 'હિસ્ટરી ઑફ ઈંડીયન લીટરેચર'ના પૃષ્ઠ ૨૫૧ ઉપર કહે છે ત્યાથી હિંદુસ્થાનમા આવતા તેને પચાસ-સો વર્ષ સ્વાભાવિક રીતે લાગે હવે આ સમયથી વરાહ (ઈ સ ૫૦૦)ના સમય વચ્ચે એટલે કે પચાસ પોણોસો વર્ષના ગાળામા પાચ અપૌરુષેય ગ્રંથકાર અને ૭ પૌરુષેય ગ્રંથકાર-જેના નામ આજ લેખમા આગળ આવી ગયા છે-થઈ જાય એ વસ્તુ આપાતત અસંભવિત લાગે છે ટોલેમીએ એક 'ટેટ્રાબિબ્લાસ' નામનો ગ્રંથ લખ્યો છે હવે એમા સમાવિષ્ટ થતા જાતકના તત્ત્વો હિંદુસ્થાનમા તરત જ આવ્યા એમ માનીએ તો ઈ સ ૧૫૦ (ટોલેમીનો સમય)મા ભારતવર્ષ જાતકના સિદ્ધાંતથી જ્ઞાત થયુ એમ માનવુ જોઈએ પરંતુ આપણે આગળ જોયુ કે ઈ સ પૂ ચારસો પાચસો વર્ષ પહેલાથી આ તત્ત્વો હિંદુસ્થાનને અવગત હતા વળી અત્યારે જાતકપદ્ધતિના જે મૂળતત્ત્વો પ્રચલિત છે તેના મૂળ અથર્વવેદમા જોઈ શકાય તેમ છે એમા બારને બદલે નવ સ્થાન મંજૂર રાખ્યા છે. તે પૈકીના જન્મ સંપત્, અને નૈધન અર્થાત્ પહેલુ, બીજુ, અને સાતમુ સ્થાન દ્વાદશ સ્થાનીય કુંડલીનુ પહેલુ, બીજુ, અને આઠમુ સ્થાન એ રીતે સરખા જ છે અથર્વવેદમા દષ્ટિગોચર થતી જાતકવિચારસરણિ ભૃગુપ્રોક્ત છે આ રીતે જો જોઈએ તો ભારતવર્ષમા ઈ સ પૂ પાચસો વર્ષ પહેલા પણ જાતક સિદ્ધાંતનુ જ્ઞાન હતુ એમ માનવુ જ પડે આ ઉપરથી સાચુ અને સાહજિક અનુમાન તો એ જ થવુ ઘટે કે આપણી જ્યોતિષની પદ્ધતિની અસર ટોલેમી ઉપર છે કારણ કે ટોલેમી પહેલાનો કોઈ ગ્રન્થ ઉલ્લેખાયેલો નથી ત્રીજી દલીલ એ છે કે વરાહ પોતાના બૃ૦ જા૦ મા યવન સાથેનો મતભેદ સ્થળે સ્થળે નોંધે છે, જ્યારે સત્યાચાર્ય સાથેનુ પોતાનુ મતૈક્ય પણ સ્થળે સ્થળે બતાવે છે યવન એ આદ્ય જાતક ગ્રન્થકાર હોય તો એમ ન સંભવે બૃ૦ સં૦ ના અધ્યાય બીજાના પંદરમા શ્લોકમા

म्लेच्छा हि यवनास्तेषु सम्यक्शास्त्रमिदं स्थितम् ।
ऋषिवत्तेऽपि पूज्यन्ते किं पुनर्दैवविद्द्विज ॥

ગર્ગનો જે શ્લોક વરાહે ટાંકેલો છે તે ઉપરથી સહેજે અનુમાન થાય કે આપણે જાતકનુ જ્ઞાન યવનો પાસેથી મેળવ્યુ હોવુ જોઈએ પરંતુ આ શ્લોકનો પૂર્વાપર સંબંધ તપાસતા માલૂમ પડે છે કે ગણિતસ્કંધનો તે સ્થળે કોઈ સંબંધ જ નથી

જ્યોતિર્વિત્ એટલે જ જ્યોતિષશાસ્ત્ર એવું આપણે ક્યાં માનીએ છીએ? જાતક અને સંહિતા એ બે જ મુખ્ય શાખા મનાય છે. યવનોને સાથે સંહિતા શાખાનો કોઈ સંબંધ નથી. એ ઉપરથી ઉપર્યુક્ત શ્લોક જાતકસ્કંધ બાબતનો જ છે એમ સ્પષ્ટ થાય છે. "દૈવવિત્" શબ્દ આ બાબત ઉપર પૂરો પ્રકાશ પાડે છે. યવનોનો આ શાસ્ત્રમાં (જાતકસ્કંધમાં) સારો પ્રવેશ છે એટલે જ યવનો હોવા છતાં તે પણ ઋષિ મુનિઓ માફક પૂજ્ય છે તો પછી દૈવવિત્ બ્રાહ્મણનું તો પૂછવું જ શું? કાલિદાસના રહસ્યને પ્રકટ કરવામાં જેમ તેના ટીકાકાર મલ્લિનાથનો ફાળો છે તેમ વરાહના રહસ્યને પણ પ્રકટ કરવામાં તેના મુખ્ય ટીકાકાર ભટ્ટોત્પલનો ફાળો છે.

આ ભટ્ટોત્પલ કાશ્મીરનો રહીશ હતો અને શક ૮૮૮માં થઈ ગયો હોવાનું મનાય છે. એણે વરાહના ગ્રંથો પૈકી યાત્રા, બૃહજ્જાતક, લઘુજાતક, બૃહત્સંહિતા તેમ જ બ્રહ્મગુપ્તના 'ખંડખાદ્ય' ઉપર ટીકા લખેલી હોવાનું તારવી શકાયું છે. પરંતુ ઉપલબ્ધ ટીકા તો બૃ૦ જા૦, લ૦ જા૦ અને બૃ૦ સં૦ ઉપરની છે. 'ખંડખાદ્ય'ની ટીકા હજુ પુસ્તકાકારે બહાર પડી નથી. 'યાત્રા' ઉપરની અનુપલબ્ધ છે. બૃ૦ સં૦ના પ્રથમ અધ્યાયની ટીકામાં એક ઠેકાણે 'અસ્મદીય વચન' એમ કહી, એક આર્યા મૂકેલી છે, જે ઉપરથી એમ જ્ઞાન થાય છે કે 'ગણિતસ્કંધ' ઉપર તેણે એક સ્વતંત્ર ગ્રંથ લખેલો હોવો જોઈએ. 'પ્રશ્નજ્ઞાન' ઉપર ૭૨ આર્યાનો એક ન્હાનકડો ગ્રંથ પણ તેણે લખેલો હોય એમ મનાય છે.

ઉત્પલની શોધકશક્તિ ઘણી જ તીવ્ર અને વિસ્તૃત હતી. વરાહને સમજવા માટે ઉત્પલની ગરજ કર્યા વિના છૂટકો જ નથી. વરાહના સિદ્ધાંતોનું વિશદીકરણ, મૂલ્યાંકન, અને સમ્યક્જ્ઞાન ઉત્પલની ટીકા વિના અશક્ય છે. તેની પ્રતિભા કેટલી વિપુલ હતી તેનું ઉદાહરણ આપણને ત્યાંથી મળે છે કે તેણે અગિયાર મહિના જેટલા સ્વલ્પ કાળમાં બૃ૦ જા૦ ઉપર અને બૃ૦ સં૦ એકલા ઉપર ૧૪,૦૦૦ શ્લોકપ્રમાણ ટીકા લખેલી. વરાહની ઉક્તિઓના સમર્થનમાં એણે સ્થળે સ્થળે પ્રાચીન સંહિતાકારોના મન્તવ્યોને ઉદ્ધૃત કર્યાં છે. એક એક વિષય ઉપર આ દશ પ્રાચીન સંહિતાકારોના નામ તો અવતારે જ. આ બધી સંહિતાઓ ઉત્પલના સમયમાં ઉપલબ્ધ હોવી જોઈએ. તેવી જ રીતે સંહિતા, જાતક વગેરે ઉપર અથવા તો એ શાખાના કોઈ અવાંતર પ્રકાર ઉપર અનેક પૌરુષગ્રન્થકારોના મન્તવ્યોનો એણે ઢગલો કર્યો છે. સંહિતાનું જ્ઞાન પ્રાચીન સમયમાં ભારતવાસીઓનું કેવું હતું અને કેવી રીતે તે વૃદ્ધિગત થતું ગયું એ જાણવા માટે બૃ૦ સં૦ ઉપર ઉત્પલકૃત ટીકા જેવું બીજું કોઈ આધારભૂત અને વિશ્વસનીય સાધન આપણી પાસે નથી. વરાહના પુત્ર પૃથુયશાની બનાવેલ ષટ્પંચાશિકા ઉપર અને મનુકૃત 'બૃહન્માનસ' ઉપર પણ ઉત્પલે સુંદર ટીકાઓ કરી છે.

કાળક્રમે પહેલો પણ ગુણમાં ઉત્પલ કરતાં ઊતરતો બૃ૦ જા૦નો બીજો ટીકાકાર તે બલભ. મહીધરી ટીકાનું હિન્દી ભાષાંતર થયું છે. બીજી કોઈ ટીકાઓ સાથે બૃ૦ જા૦ પ્રકાશિત થયું હોય એવું જાણવામાં નથી. મેં હાલ આ ગ્રંથરત્નનું સંપાદન ભારતીય વિદ્યાભવન તરફથી કરવાનું હાથમાં લીધું છે. મારી પાસે અત્યારે ત્રણ ટીકાઓ—નિત્યપ્રકાશકૃત પ્રકાશિકા, પરમેશ્વરકૃત ૫ મેરુગ અને નૌકા મોજૂદ છે. એમાંથી પ્રકાશિકા અને પરમેશ્વરની લગભગ અપૂર્વ છે. "પ્રકાશિકા" વ્યાખ્યા નિત્યપ્રકાશવિરચિત છે. એણે બૃહજ્જાતકવિષમાક્ષરવિવૃત્તિનામ પ્રકાશિકા એવું નામ પોતાની વ્યાખ્યાને આપેલું છે. મારું માનવું એમ છે કે પ્રકાશિકા એ ગ્રંથ વ્યાખ્યા અને 'વિષમાક્ષરવિવૃત્તિ' એ વ્યાખ્યાનું નામ હોવું જોઈએ. કર્તાના નામ નિત્યપ્રકાશમાં આવતા પ્રકાશ શબ્દ ઉપરથી પણ આ વ્યાખ્યાને કોઈએ પાછળથી "પ્રકાશિકા' નામ આપ્યું હોય એમ પણ બને. ખરું નામ તો 'વિષમાક્ષરવિવૃત્તિ"જ લાગે છે. પહેલા જ શ્લોકમાં એણે "નૌકકિરણ'ને નમસ્કાર કર્યાં છે એટલે વરાહમિહિર માફક એ પણ સૂર્યભક્ત લાગે છે. એની ટીકા જોતાં એમ લાગે છે કે એણે બૃહજ્જાતકના અધ્યાયો પચીસ માન્યા છે, કારણ કે "નક્ષત્રશીલ", 'ચંદ્રરાશિશીલ' અને "સૂર્યરાશિશીલ" એ ત્રણ પ્રકરણોને એટલે કે સોળમા, સત્તરમા, અને અઢારમાને એક જ પ્રકરણ ગણે છે. વરાહ પોતે જ ઉપસંહારાધ્યાયના બીજા

શ્લોકમા "રાશિશીલ" અધ્યાયમાજ આ ત્રણેય અધ્યાયોનો સમાવેશ કરી દે છે. આ વ્યાખ્યાની ભાષા ઘણી જ પ્રૌઢ છે ઉત્પલની વ્યાખ્યાને મોટે ભાગે અનુસરનારી છે છતા ઉત્પલની વ્યાખ્યામા નથી એવુ ઘણુ જ આમા છે

બીજી વ્યાખ્યા તે પરમેશ્વરકૃત "પરમેશ્વરા" છે એણે પોતાની વ્યાખ્યાના પહેલા શ્લોકમા નવ ગ્રહોને નમસ્કાર કરી હોરાતાત્પર્યનિર્ણય સ્પષ્ટ કર્યો છે હોરા એટલે બૃ૦ જા૦ અને તેના તાત્પર્યનો નિર્ણય એવો અર્થ કરવાની સાથે પોતાની વ્યાખ્યાનુ નામ વ્યાખ્યાકાર પરમેશ્વર "હોરા તાત્પર્યનિર્ણય" જણાવે છે એમ મને લાગે છે પરમેશ્વરકૃત વ્યાખ્યા એટલે 'પરમેશ્વરા' એવુ પાછળથી, જેમ નિત્યપ્રકાશની વ્યાખ્યાને 'પ્રકાશિકા' કહેવામા આવ્યુ તેમ, કહેવામા આવ્યુ હોય પણ એ વ્યાખ્યાનુ ખરુ નામ "હોરાતાત્પર્યનિર્ણય" લાગે છે. એણે "નષ્ટજાતક" અધ્યાય સુધી વ્યાખ્યા લખેલ છે અને એ અધ્યાયને એણે ચાળીસમો ગણ્યો છે વ્યાખ્યામા નિત્યપ્રકાશની માફક ખાસ નવીનતા નથી. તેમ જ એ પ્રાચીન હોય એમ જણાતુ નથી, gloss જેવી ગણાય બૃ૦ જા૦ ના અભ્યાસીને શબ્દાર્થ પરતી કામ આવે એવી એ ગણી શકાય

ત્રીજી વ્યાખ્યા તે "નૌકા વ્યાખ્યા" મગળા ચરણમા વ્યાખ્યાકાર પહેલા ગણેશને, પછી સરસ્વતીને, ઈષ્ટદેવોને, અને છેવટે સૂર્યાદિ ગ્રહોને નમસ્કાર કરી 'श्रीमद्वराहमिहिरे होरातात्पर्यसागरे । सदर्थरत्नसिद्धयै टीका **नौका** विचार्यते॥' એ શ્લોક દ્વારા વ્યાખ્યાનો આરભ કરે છે વ્યાખ્યાનુ નામ 'નૌકા" છે એ સ્પષ્ટ છે. વ્યાખ્યાકારનુ નામ ક્યાય જણાતુ નથી વ્યાખ્યા ઘણી જ વિદ્વતા પૂર્ણ છે પ્રયોગોમા વ્યાકરણ અને છદની દષ્ટિએ ક્ષતિઓ જ્યા ત્યા જણાય છે 'વિરામાક્ષરવિકૃતિ' કરતા સસ્કૃતની દષ્ટિએ અશુદ્ધ છે પરતુ નૂતન અર્થોદ્ઘાટન, પ્રતિભા વાચનની વિશાલતા, અને વિષયનિરૂપણ એ બધાની દષ્ટિએ પહેલી બન્ને વ્યાખ્યા કરતા આ વ્યાખ્યા જરૂર ચડી જાય તેવી છે ત્રેવીશમા "નૈર્યાણિકાધ્યાય' સુધી વ્યાખ્યા છે એણે પહેલા બેની માફક સોળ, સત્તર, અને અઢારમા અધ્યાયોને એક જ અધ્યાય તરીકે લીધા છે પહેલા અધ્યાયના ત્રીજા શ્લોકમા "ગુલિક"ની વ્યજના છે એમ એ શ્લોકની વ્યાખ્યામા વ્યાખ્યાકાર કહે છે શ્રી સુબ્રહ્મણ્યશાસ્ત્રીસ પાદિત અગ્રેજી અનુવાદ અને ટિપ્પણીવાળા બૃહજ્જાતકમા સપાદક પહેલા અધ્યાયના ત્રીજા શ્લોકની ટિપ્પણીમા 'ગુલિક"ની વ્યજના "દશાધ્યાયી" નામની ટીકાને આધારે નોધે છે આ "દશાધ્યાયી" ટીકા બૃ૦ જા૦ ઉપરની કઈ, તે વિષે સપાદકે કાઈ લખ્યુ નથી પ્રસ્તાવનામા માત્ર એટલુ જ કહ્યુ છે કે એવા નામની કોઈ એક ટીકા બૃ૦ જા૦ ઉપર છે આ "દશાધ્યાયી" અને "નૌકા" વચ્ચે તો પછી પહેલા અધ્યાયના ત્રીજા શ્લોકમાથી "ગુલિક"ની વ્યજના અનુમાનવા પૂરતુ સામ્ય છે એમ કહેવુ જોઈએ ઉત્પલની "જગચ્ચદ્રિકા" કે બીજી કોઈ પ્રગટ કે અપ્રકટ ટીકામા આવો અર્થ કાઢવામા આવ્યો જાણમા નથી કદાચ "દશાધ્યાયી" આ "નૌકા' વ્યાખ્યાનુ સક્ષિપ્ત સ્વરૂપ હોય? અથવા એ બન્ને વ્યાખ્યાકારોએ કોઈ ત્રીજી અપ્રગટ વ્યાખ્યામાથી "ગુલિક" પૂરતો ભાગ લીધો હોય? ગમે તેમ પણ આ "નૌકા" વ્યાખ્યા ઘણી જ વિલક્ષણ છે એટલે એ પ્રસિદ્ધ થયે જ્યોતિષના વિષય ઉપર ઘણો જ પ્રકાશ પડવા સભવ છે ઉપર્યુક્ત ત્રણેય ટીકાઓમા પ્રાન્તભાગે લેખકે પોતાના નામ, સ્થળ, અને સમય વિષે કશો પણ અગુલિનિર્દેષ કર્યો નથી એટલે એ વિષે અત્યારથી કાઈ લખવુ અનુચિત છે

---

## ભારતીય સંસ્કૃતિ નિબંધ હરીફાઈ

ઈ સ ૧૯૪૫ થી શરૂ કરેલી વાર્ષિક ઈનામી નિબધ હરીફાઈને માટે ભારતીય સસ્કૃતિના કોઈપણ એક અગપર મૌલિક નિબધ લખવા ભારતીય વિદ્વાનોને આમત્રણ આપે છે એ નિબધ સસ્કૃત, હિન્દી અથવા અગ્રેજીમા લખી શકાશે આ વર્ષે ૭ સુવર્ણ ચન્દ્રકો—પ્રત્યેકની કિંમત રૂ ૧૫૦—ને ૭ રૌપ્ય ચન્દ્રકો—પ્રત્યેકની કિંમત રૂ ૨૫—આપવાનુ નક્કી કર્યુ છે નીચેના વિભાગો પૈકીના નિબધોમાથી સૌથી ઉત્તમ નિબધને સુવર્ણ ચન્દ્રક, ને તે પછી બીજી શ્રેણીમા આવનાર નિબધને રૌપ્ય ચન્દ્રક આપવામા આવશે નીચે

કૌંસમાં આપેલા વિભાગો સંપૂર્ણ પણ નથી. ને તે નિબંધ માટેના વિષયો પણ નથી એ તો માત્ર સામાન્ય જનને આછો ખ્યાલ આપવા માટે જ છે.

૧ ધર્મ ને તત્ત્વજ્ઞાન (બૌદ્ધ, જૈન, ન્યાયવૈશેષિક, સાંખ્યયોગ, વેદાન્ત, મીમાંસા, વ્યાકરણ ઇત્યાદિ)

૨ કલા ને સ્થાપત્ય (હિન્દુ, બૌદ્ધ, જૈન ઇત્યાદિ)

૩ ભાષા ને સાહિત્ય (સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ, અર્વાચીન ભારતીય ભાષાઓ ઇત્યાદિ.) ભાષાશાસ્ત્ર ને સાહિત્ય વિવેચન.

૪ ઇતિહાસ (રાજકીય).

૫ સામાજિક ને આર્થિક પરિસ્થિતિ.

૬ "ભગવદ્ગીતા ને જીવન" એ વિષયના પ્રથમ શ્રેષ્ઠ ને દ્વિતીય શ્રેષ્ઠ નિબંધ માટે એક સુવર્ણ ને રૌપ્ય ચન્દ્રકો ખાસ રાખવામા આવ્યા છે.

### શરતો

૧ નિબંધો ૧૯૪૬ ના નવેમ્બરની આખર તારીખ સુધી મળી જવા જોઈએ.

૨ કાગળની એક બાજુએ લખેલા ઓછામા ઓછા દોઢસો પાનનો નિબંધ હોવો જોઈએ.

૩ સુવર્ણ ચન્દ્રક જે નિબંધો માટે મળે તે નિબંધો પર લેખકના થોડા હક્કો બાદ કરતા કોપીરાઈટ ભવનનો જ રહેશે

૪ કાચી બાંધણીના એ નિબંધમા પહેલે પાને લેખકનુ તખલ્લુસ હોવુ જોઈએ; ને લેખક કોણ છે તેની જરા જેટલી પણ ખબર ન પડી જાય તેની કાળજી લેવાવી જોઈએ. દરેક નિબંધની સાથે એક સીલબંધ કવરમા લેખકનું સાચુ નામ ને તેનુ તખલ્લુસ બન્ને મોકલવા જોઈએ.

૫ દરેક લેખકને પોતાનો વિષય પસંદ કરવાની છૂટ છે.

૬ ભવને પસંદ કરેલા પરીક્ષકોનો નિર્ણય છેવટનો ગણાશે.

૭ નિબંધોની હસ્તપ્રતોની પૂરતી કાળજી લેવાશે છતાં, એ સંબંધની જોખમદારી ભવનને શિરે રહેશે નહિ ને, તેથી, દરેક લેખક પોતાની પાસે મોકલેલા નિબંધની એક બીજી નકલ રાખે

## ૧૯૪૫ની હરીફાઈનું પરિણામ.

નિબંધસમિતિના પરીક્ષકો, શ્રી કનૈયાલાલ મુનશી પ્રો. કે વી. અભ્યંકર ને. ડૉ. સી એમ. પી. મૅનને નીચેના નિબંધો ચન્દ્રકને યોગ્ય માન્યા છે

### સુવર્ણ ચન્દ્રક.

### લેખકનું નામ.

૧ પ્રો. વી. એમ. ઇનામદાર, એમ એ, મુંબઈ
વિષય–સંસ્કૃત નાટકમાં વિદૂષક

૨ ડૉ. આર. એન. સાલેટોર,
એમ એ, પીએચ. ડી, ડીલીટ (કલકત્તા)
વિષય–આયુ–ઐતિહાસિક અધ્યયન

૩ પ્રો. ધરમપાલ, એમ. એ, લાહોર
વિષય–બળવા પછીની પુનર્રચના

૪ પ્રો કે. આર. પોતદાર. મુંબઈ, રૌપ્ય ચન્દ્રક
વિષય–જીવનમા ગીતાનુ સ્થાન

પ્રો. પી. એસ. શાસ્ત્રી, એમ. એ., રાયપુર
વિષય–ઋગ્વેદની

બાકીના બે સુવર્ણચન્દ્રકો ને પાચ રૌપ્યચન્દ્રકો યોગ્યકક્ષાના, નિબંધોના અભાવે આપવામા આવ્યા નહોતા.

ભારતીય–વિદ્યાભવન
ચોપાટી રોડ, મુંબઈ.
૧૪ ઑગસ્ટ, ૧૯૪૬.

જે. એચ. દવે
માનદ્ રજીસ્ટ્રાર.

## "મ્હેમાનોને"

શ્રી રા વિ પાઠકે 'બુદ્ધિપ્રકાશ'ના એક અ કમા (માર્ચ ૪૬) કવિ કાન્તની કાવ્ય-અર્પણુની લાક્ષણિકતા વિશે લખી એક અનનુ જ દિશાસૂચન કરાવ્યુ છે તેમના કહેવા પ્રમાણે 'કલાપીને સ બોધન' એ કાવ્ય મુખ્યત કવિવર નાનાલાલ માટે જ લખાએલુ તે કાવ્ય સાદ્યત અ ગોપાગ સહિત કવિશ્રીને જ સર્વવા લાગુ પડે છે તે પણુ સોદાહરણુ દર્શાવ્યુ છે તદુપરાત શ્રી કાન્તની આ લાક્ષણિકતાના સમર્થનમા 'ઉપહાર' કા ય નોધે છે પ્રકટપણે એ શ્રી બ ક ઠા ને સમર્પિત થએલુ છે પણુ એ જ કાવ્યની 'સખી' એવા પાઠાતર વાળી હસ્તપ્રત પોતાની પાસે છે એમ શ્રી પાઠકે લખ્યુ છે

આ ઉપરથી એક વસ્તુ તો નિર્વિવાદપણે ફલિત થાય છે કે કવિશ્રી કાન્ત પોતાના કા યનો દ્વિધા ઉપયોગ થવા દેતા-વા કરતા એક મિત્ર સાથેની ચર્ચામા મને પણુ આની રીતે જેનો બેવડો ઉપયોગ કરાયો હોય એવુ એક કાવ્ય લાગ્યુ છે એ કાવ્ય તે તેમનુ સુપ્રસિદ્ધ કાવ્ય 'મ્હેમાનો ઓ વ્હાલા પુન પધારજો' કવિશ્રી નાનાલાલે પોતાના એક ભાષણુમા કહ્યુ છે કે એ કાવ્ય તો અમારા માટે જ હતુ પ્રો રા વિ પાઠક 'આલોચના'મા 'પૂર્વાલાપ'ની પ્રસ્તાવનામા આ જ વસ્તુને અનુમોદે છે ને મોટા ભાગના સાહિત્યરસિકો નિસ શયપણે આમ જ માને છે

પરતુ કાન્ત અને ડાહ્યાલાલ શિ કવિના સયુક્ત કર્તૃત્વ તળે "દુખી સસાર" નામક એક નાટક સને ૧૮૯૫ના ઓગસ્ટમા પ્રગટ થએલ તે નાટકના બીજા અ કના ચોથા પ્રવેશમા 'પ્રીન્સ ઑફ વેલ્સ ગર્લ્સ હાઈસ્કુલ'ના મેળાવડાના પ્રસગે એક બનાવટી ઠાકોર ચદ્રસિંહને હાથે ઈનામોની વહેચણીનો કાર્યક્રમ પૂરો થતા નીચે પ્રમાણે સૂચિ આવે છે ત્રણેય જાય છે નાજા આવી છેવટનુ ગીત ગાય છે" અને અહીં પછી નાજા પૂર્વોકત "મ્હેમાનો ઓ વ્હાલા પુન પધારજો" એ ગીત ગાય છે (પૃ ૧૨૮)

એટલે એ વખતે ભાવનગરમા પધારેલ કોઈ ઉચ્ચ યુરોપિયન અધિકારીના માનમા આ મેળાવડો કરેલ ને તેને જ ઉદ્દેશીને કરેલી 'ઉન્નતગિરિ શૃગોના વસનારા તમે', 'શુશ્રૂષા સારી ના અમને આવડી, લેશ લીધો ના લલિતઉરેનો લ્હાવ જો!' વગેરે લીટીઓ કેવી બધ બેસતી જણાય છે! શ્રી રા વિ પાઠકના શબ્દો જરાક ફેરવીને મૂકીએ તો 'એ કાવ્યના વચનો જે ઉપચાર માત્ર ને કૃત્રિમ લાગે, તે પરદેશી અતિથિના સબધમાં વધુ સાર્થ જણાય છે' અને શ્રી પાઠક સાહેબે પ્રગટ કરેલી કાન્તની વિલક્ષણુ કાવ્યપ્રદાન રીતિ જોતા તેમાં શ કા ઉઠાવવાને કશુ કારણુ મળતુ નથી

આમ આ "મ્હેમાનોને" કાવ્યનો વણીરીતે ઉપયોગ થયો છે કવિવર નાનાલાલ માટે, વધુ કહે છે એ તો સાહિત્યપરિષદ ભરાયેલી ત્યારે ત્યા પધારેલા સાહિત્યકાર અતિથિઓ માટે લખાએલુ, અને ત્રીજુ આપણે જોયુ તેની "દુખી સસાર" નામક નાટકમા.

છતાય ખરેખર પ્રારભત કોને માટે આ કાવ્ય લખાએલુ તેનો નિર્ણય કરવો દુષ્કર છે એ વિદ્વાન સાહિત્યરસિક વિદ્વાનો, કવિશ્રી કાન્તના જીવન અને કવનના અ ગત સોબતીઓ ઉપર અને કવિશ્રીના જ ચિરજીવી શ્રી મુનિકુમાર ભટ્ટ ઉપર છોડીએ!

ભાવનગર } 'શશિન્' ઓઝા



## કાકાસાહેબ ષષ્ટિપૂર્તિસમારંભ

જૈનયુવકસ ઘ, કલામ ડળ, યાત્રીગણુ, ગઝલમ ડળ, ગુજરાતી હિન્દુ સ્ત્રીમ ડળ, ફાર્બસસભા વગેરે સ સ્થાઓ તરફથી ગુરુવાર, તા ૨૮મી ઓગસ્ટે સાજે છ વાગે કાકાસાહેબ ષષ્ટિપૂર્તિસમારભ યુનિવર્સિટી કોન્વોકેશન હોલમા શાનદાર રીતે ઉજવાયો હતો અનિવાર્ય સજોગોને લીધે રોકાણુ થવાથી શ્રી બાલાસાહેબ ખેર પ્રમુખપદ લઈ શક્યા નહિ. તેમને સ્થાને દિ બા ઝવેરી પ્રમુખસ્થાને બેઠા હતા

કોન્વોકેશન હોલમા જે હાજરી હતી તે, કાકાસાહેબના અક્ષરદેહથી પરિચિત લોકોની હતી એમ કહી શકાય પ્રસગનુ ગાભીર્ય સૌ સમજતા હતા કુતૂહલપ્રેર્યા કે તમાશો જોવા નહિ પણુ સાચેસાચ કાકાસાહેબને અભિનદવા જનસમૂહ આવ્યો હોય એમ લાગતુ હતું ગુજરાતની ગુણપૂજા મૂર્તસ્વરૂપે ત્યા હાજર હતી

ત્યાં જે વ્યાખ્યાનો થયાં, તેમાં પણ કાકાસાહેબની સાહિત્યસેવાનું નિરનિરાળી રીતે દર્શન કરાવાયું હતું. શ્રી. મુનશીએ સરસતા, તો શ્રી. પાંડકે સૌંદર્યદષ્ટિ, શ્રી. માણેકે, સાહિત્યોપાસના કરતાં રાષ્ટ્રની ઉપાસનાને કાકાસાહેબે આપેલી અગત્ય; શ્રી. અમૃતલાલ શેઠે પત્રકારત્વની અને દેશી ભાષાનાં છાપાં માટે વિદ્યુલ્લિપિ શોધી છાપાંઓને બબ્બેવાર કરવાં પડતાં ભાષાંતરોમાંથી ઉગારી જે સેવા કરી છે તેનો ઉલ્લેખ; શ્રી. પરમાણુંદ કાપડીઆએ એમના જીવનની હકીકત, એમ કાકાસાહેબનો પ્રસંગોચિત સર્વાંગી પરિચય અપાયો હતો, ને તેથી કાકાસાહેબને અર્પણ કરાયલા ફૂલના હારની મ્હેકની જેમ જ બીજી એક સૂક્ષ્મગંધ પણ વ્યાખ્યાનગૃહમાં મ્હેંકી રહી હતી

કાકાસાહેબે પોતે સાહિત્યકાર છે-એવો જે એમના ઉત્તરમાં એકરાર કર્યો તે એ સમારંભની મોટામાં મોટી સિદ્ધિ કહી શકાય. કાકાસાહેબે એમના વ્યાખ્યાનમાં સાઠ વર્ષો દરમ્યાન દુનિયાએ જે પ્રગતિ સાધી-અણુથી અણુબોંબ સુધીની-તેનું વિહંગાવલોકન કરાવ્યું. એક ગામડાની ડોશી પણ પોતાની બોલાતી ભાષામાં તાર કરી શકે, અને તે ભાષામાં સામાને તાર પહોંચે એની એમણે તથા શ્રી. કિશોરલાલભાઈએ કરેલી યોજનાનો એમણે ઉલ્લેખ કર્યો હતો

પૂજ્ય ગાંધીજી, શ્રી. કિશોરલાલભાઈ, બાલાસાહેબ ખેર, તથા શ્રી. ડોલરરાય માંકડ, સૂક્ષ્મદેહે આ સભામાં હાજર હતા જ, તેની એમણે મોકલેલા સંદેશાઓદ્વારા ખાત્રી થતી હતી.



પ્રકાશક: ચન્દ્રકાન્ત મહેતા, ભારતીય વિદ્યાભવન, ૩૩-૩૫, હારવે રોડ, મુંબઇ.
મુદ્રક: વી. આર. સાવંત, એસોશીએટેડ એડવર્ટાઈઝર્સ એન્ડ પ્રિન્ટર્સ લિ., ૫૦૫, આરથર રોડ, તારદેવ, મુંબઈ ૭

# ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા

સંપાદકો
**ચીમનલાલ શાહ**
**ચન્દ્રકાન્ત મહેતા**

પુસ્તક ૩ | સપ્ટેમ્બર ૧૯૪૯ | અંક ૧:


## પુસ્તક–પરિચય

**કલ્યાણયાત્રી :–** [ શ્રી કરસનદાસ માણેક પ્રકાશક નાલન્દા પ્રકાશન મૂલ્ય સવા રૂપિયો – ]

કવિ નાનાલાલે 'ગુજરાતનો તપસ્વી' લખ્યું છતાં, ગુજરાતની ગાંધી કવિતાનો આરંભ તો શ્રી. ઉમાશંકરની 'વિશ્વશાંતિ'થી જ થયો કારણકે, કવિ નાનાલાલમાં, શ્રી ઉમાશંકરના જેટલું ઊંડાણ, ગાંધીજીના જીવનસિદ્ધાંતો, ભાવનાઓ ને ફિલસૂફી, આત્મસાત કરવાની ને એને પ્રતીતિકર, ઋજુ, માધુર્યભરી છતાં ઓજસ્વન્તી, શૈલિમાં રજૂ કરવાની શક્તિ નહોતી. શ્રી. ઉમાશંકરે તો 'વિશ્વશાંતિ' લખીને નવયુગના કવિઓને જાણે આહ્વાન આપ્યું કે "જુઓ, અહિં, મહાકાવ્ય માટે પ્રેરણાનો અખૂટ ઝરો પડ્યો છે, યુગયુગ પલટે તોયે પાછું ન આવે એવું તમારી કવિતા માટે આ સાફલ્યટાણું છે, તેનો લાભ તો લો," ને, સાચેજ એમની એ વાણી સાંભળી, ગુજરાતના બધા નવયુગના કવિઓએ, ગાંધીજીને પોતાની કવિતાનો વિષય બનાવ્યા. ઉમાશંકરે, પણ 'વિશ્વશાંતિ' ઉપરાંત 'બાપુપથારી' 'જીવનનો કલાધર', 'મત્યુનો યાત્રી' વગેરે અનેક કાવ્યો લખ્યાં, ને, સ્નેહરશ્મિ, મેઘાણી સુન્દરમ્, વગેરે પછી તો ગાંધીજીના જીવનકાર્યમાંથી પ્રેરણા લઈ કાવ્યો લખવા માંડ્યા. શ્રી કરસનદાસે પણ એ જ અરસામાં, ૧૯૩૩માં ગાંધીજી વિષે 'બાપુને' કાવ્ય લખી, તેમાં "બુદ્ધિ બાંધ્યા નિયત ચકરોમાં ભમતા, તર્કે ઘેર્યા પરિમિતચીલામાં ઘૂમતા હથેળીમાં નાતે બધુ સ્વપ્નું માનતા,' માનવી ને "જડકરણના કારાગારે ભેદી વિહરતા, ને હ્રષ્ટિહૈયાના નિરવ સ્ફુરણા સર્જક સૂરો સાંભળતા" બાપુ વચ્ચેનો ભેદ, સચોટ બાનીમાં એમણે દર્શાવ્યો, ને આજે, બાર વર્ષે એમણે 'કલ્યાણયાત્રી' લખી એ ભેદ, તો, બહુ સચોટ, વેધક ને ચિત્રાત્મક બાનીમાં આલેખ્યો તો છે જ, પણ સાથે સાથે ગાંધીજીની જીવનફિલસૂફી પણ એમણે રુચિર સુશ્રાવ્ય, ને, મનોવેધી શૈલીમાં સમજાવી છે. શ્રી ઉમાશંકરના 'વિશ્વશાંતિ'ની જેમ શ્રી માણેકનું 'કલ્યાણયાત્રી' પણ કાકાસાહેબની કાવ્યમય પ્રસ્તાવના પામ્યું છે. આ બે કાવ્યો વચ્ચેનો ભેદ દર્શાવતાં કાકાસાહેબ કહે છે 'શ્રી ઉમાશંકરે પોતાની કારકીર્દિના પ્રારંભમાં જ 'વિશ્વશાંતિ' જેવું કાવ્ય રચ્યું. શ્રી કરસનદાસે પોતાની પરિણત પ્રતિભાના 'દિવસોમાં કલ્યાણયાત્રી'નું દર્શન કરાવ્યું છે" એ તદ્દન સાચું છે.

આ કાવ્યને શ્રી કરસનદાસે ત્રણ ખંડમાં વહેંચી નાખ્યું છે. ભાવના, ઘર્ષણ ને આશા.

પ્રથમ ભાગમાં, કવિએ ગાંધીજીની જીવનભાવના સમજાવી છે. આવે પ્રસંગે, કોઈપણ કવિને બુદ્ધ ને ઈશુનું સ્વાભાવિક રીતે સ્મરણ થાય જ. ગાંધીજીની ભાવના એટલે "માનવીમાત્ર બંધુ છે" ને, તેથી જ જેની સામે તેઓ ઝૂઝે છે, તેનું હિત જ તેઓ ચહે છે. એમાં જે વિનાશ છે, તે પાપનો, પાપીનો નહિ, ને, તેથી જ કેસરિયાં કરવા છતાં, સ્થૂલયુદ્ધ જેવો ઉશ્કેરાટ એમાં નથી, પણ સ્થિતપ્રજ્ઞની શાંતિ છે.

પણ એ ભાવનાને ચર્ચતાં ગાંધીજીની જીવનફિલસૂફીને સમજાવતાં એઓ વિવિધતા જાળવી શક્યા છે, ને એમના કાવ્યનું વાચન ભારેખમ નહિ પણ આલ્હાદજનક બની રહે છે. ગાંધીજીના બાહ્યાભ્યંતરનું દર્શન કરાવતું, થોડા શબ્દોમાં પણ સુરેખ આલેખેલું નીચેનું રેખાચિત્ર

> અંધારઘેર્યા જગમાર્ગ પે જો
> પ્રકાશકેરાં પગલાં કરંતો
> વાંધી ગ્રહ્યો કો અવધૂત શાંત
> અમીટ મીટે જગને ભરંતો

અસત્ય હિંસા વગેરેથી ઘેરાયલા જગમાં, ગાંધીજીએ સત્ય–અહિંસાનો જે નવો માર્ગ દર્શાવ્યો તેનું પહેલી બે પંક્તિઓમાં સૂચન કરી, પછી, શાંત અવધૂત એ બે વિશેષણ વિશેષ્યદ્વારા, ગાંધીજીની જે ઓળખાણ આપી છે તે કેટલી સમુચિત છે ! પણ આપણી અવધૂત વિષેની માન્યતા એવી હોય છે કે એ કેવળ આત્મવશી જ હોય છે. એ જગથી વિમુખ હોય છે

જનતાની એને કંઈ પડી નથી હોતી, એટલે ચોથી પંક્તિમાં કવિ કહે છે કે 'ના, એ કંઈ બધા અવધૂતો જેવો નથી, એની દૃષ્ટિ તો જરાય મીટ માંડ્યા વિના જગત તરફ જ ઠરી છે.' કવિ આગળ વધે છે,

પગમાં પુણ્યનું જોમ, ઉરે માનવતા વસી
ધૈર્યદંડે તનુ ધારી જો ફરતો જાય છે ધસી!
પોણોસો વર્ષના ભારે દબાયા નિજ દેહની
દયા ખાવા જેટલી ય એને નિરાંત છે નહિ.

આ પંક્તિઓ વાંચતાં જ, ધીરજથી, પણ જોસભેર ચાલતા, પોણોસો વર્ષના ડોસાનું દર્શન થાય છે. આપણા મનચક્ષુ આબેહૂબ ચિત્ર જોઈ શકે એવી એમની ચિત્રકળા છે. પણ માત્ર શરીર જ નહિ, પણ એમના હૃદયનું પણ "ઉરે માનવતા વસી" એ પંક્ત્યાર્ધદ્વારા કવિ દર્શન કરાવે છે. અહિં બાપુજી માટે વાપરેલું પ્રત્યેક વિશેષણ સાર્થ છે એમ નથી લગતું? લાઘવ છે પણ, વિશદતાને ભોગે નહિ.

એક બાજુ ગાંધીજીનું ચિત્ર આપી બીજી તરફ એઓ, આપણે અત્યારના જગતનું, પાશ્ચાત્ય સંસ્કૃતિનાં, વ્યક્તિત્વવાદનું, જડવાદ, હિંસા, અસત્ય, સામ્રાજ્યભૂખ, ચૂસણનીતિ વગેરે લક્ષણોનું, ચિત્ર પણ, યથાતથ આપે છે.

અસતને સત્યને ઠામે, જડ ચૈતન્ય આસને
એણે આનંદને સ્થાને, દીઠું દુઃખ પ્રતિષ્ઠિત.

× × ×

હુંની વેદી પર સતત એ અન્ય સૌને વધેરે

× × ×

લેખવે સ્વાર્થ ને ધર્મ, યથા ગણિકામાં સતી
દેખે કર્તવ્ય હિંસામાં, એની આજની સંસ્કૃતિ
જુએ સાફલ્ય આયુનું તર્પણ ઇન્દ્રિયો તણું
'અહં' ધરા તણા સૌને લેખવે જડકીયણાં

એક બાજુ ગાંધીજીનું—વ્યક્તિનુ ચિત્ર, તો, બીજી બાજુ એમણે સમષ્ટિનુ ચિત્ર પણ થોડામાં થોડા શબ્દોમાં જ આલેખ્યું છે. ગાંધીજીનો ભક્ત કંઈ શબ્દાળુતામાં રાચે ખરો? એ પણ શબ્દોની કરકસર કરે જ ને? ને છેલ્લુ વિશ્વયુદ્ધ વ્યક્તિઓનું 'અહં' પોષવા માટે જ લડાયું હતું ને? એમાં હણાયલા લાખો સૈનિકો માત્ર જડકીયાં જ હતા ને? આફ્રિકા યુરોપ, કે હિંદીચીનમાં, જાવા, કે મલાયાના રણક્ષેત્રોમાં મરનાર, હજારો ને લાખો હિન્દીસૈનિકો માટે 'જડકીયણાં' સિવાય બીજું કયું યોગ્ય વિશેષણ જડે? આમ, ગીતા, ધર્મચક્રપ્રવર્તન, ઇશુનો ગિરિપ્રબોધ, દધીચીનો ત્યાગ, એ બધાં કરતાં, અત્યારની સ્થિતિ વધુ વિકટ છે. આજે હિંસા એ તે સમયની હિંસા કરતાં, તત્કાલીન અસત્યો કરતાં, સહસ્રઘણાં વધારે છે, તે સમજાવતાં કવિ કહે છે.

યુદ્ધો મોટાં, ઉરો નાનાં, વાસનાવહ્નિ પ્રજ્વળ્યો
બિન્દુમાં સિન્ધુનો ક્ષોભ, નિહાળી મેરુ એ ચળ્યો.

માનવીની સંકુચિતતા, એક અહમને પોષવા લડાતા ખૂનખાર જંગો, એ સ્થિતિ એક બાજુ દુઃખ ઉપજાવે એવી છે, છતાં એ કેવી હાસ્યાસ્પદ છે, તે કવિએ બીજી પંક્તિના પૂર્વાર્ધના વિરોધાલંકારદ્વારા સચોટ રીતે આલેખ્યું છે. ને, 'મેરુએ ચળ્યો' એમાં આપણા સમયની ભયાનકતાનું ચિત્ર ખડું થાય છે.

આમાંથી જનતાને ઉગારવા બાપુએ કયાં કયાં વશિષ્ટ સાધનોનો ઉપયોગ કર્યો, ને આસુરીશક્તિઓ સામે એમણે કેવી રીતે ઝંપલાવ્યું, તેનું વર્ણન કરતાં કવિ કહે છે :—

શ્રદ્ધા સુધા તણી લૈને, જનેતાની સહિષ્ણુતા,
મૃત્યુની વીરતા લૈને, લૈ આનન્દની સ્વસ્થતા.

શ્રદ્ધા, સહિષ્ણુતા, વીરતા તથા સ્વસ્થતા, એ ચાર ગુણોથી એમણે જે અહમ્ દુર્ગો તોડ્યા, આસુરીશક્તિ પર પ્રચંડ પ્રહાર કર્યો, ને, એમણે સંહારત્રાસ્યા જગતને આશા આપી, તે અહીં એક એક શબ્દદ્વારા જ કવિએ દર્શાવ્યું છે, ને કવિની ઔચિત્યદૃષ્ટિ દર્શાવે છે.

આમ મહાત્માજીના જીવનઆદર્શો, ભાવનાઓ, ને સિદ્ધાંતોનું થોડામાં થોડા શબ્દોદ્વારા, ક્વચિત અલંકારોનો આશ્રય લઈ, કવિએ પૃથક્કરણ કર્યું છે, ને, ગાંધીજીએ સમકાલીન જડતા, દુઃખ, હિંસા, અસત્ય, વગેરેને નિર્મૂળ કરવા જે ભગીરથ યત્નો કર્યા છે તેની પણ એમણે યોગ્ય મૂલવણી કરી છે.

નર્મદ ઘેર્યા પરિમિતચીલામાંથી, બુદ્ધિ બાંધ્યા નિયત ચક્રોમાંથી, શ્રી. કરસનદાસ નીકળીને, આજે "સત્યનું કાવ્ય, ને કાવ્યનું સત્ય" જોઈ શક્યા છે, ને આપણને બતાવી શક્યા છે. ને સાચે જ ગાંધીજીનું જીવન જ એવું છે કે ને મૂકને વાચાળ બનાવે, તો તો પછી. કરસનદાસ જેવા પરિશ્રુત પ્રતિભાયુક્ત કવિનું તો પૂછવું જ શું?

ચન્દ્રકાન્ત મહેતા



**મલેરિયા:**—[ સંપાદક—વિઠ્ઠલદાસ મગનલાલ કોઠારી, પ્રકાશક–ગૂજરાત વિદ્યાપીઠ. મૂલ્ય સાત આના જાન્યુઆરી ૧૯૪૬. પૃ. ૪૩+૧ ]

અંતરંગ અને બહિરંગ દૃષ્ટિએ ગૂજરાત વિદ્યાપીઠના પ્રકાશનો વિશે કહેવાનું જ શું હોય? અખિલ હિંદ મહાસભાની અનેકવિધ પ્રવૃત્તિઓ પૈકીની ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના એક સુભગ અને વિરાટ પ્રવૃત્તિ હતી. સંસ્કાર અને શિક્ષણના મૃતપ્રાય કલેવરમાં નવા લોહીનો સંચાર કરી નૂતન સંસ્કૃતિના ઘડતરનું જટિલ કાર્ય એને કરવાનું હતું. સાબરમતી આશ્રમ જેવું પૂ. બાપુનું એ પ્રિય ફરજંદ હતું. આચાર્ય ગિડવાણી, કૃપલાણી અને કાલેલકર જેવા શિક્ષણનિષ્ણાતો અને મગનલાલ દેસાઈ જેવા દક્ષ અને ધૈર્યશીલ મહામાનવની સેવા એને સાંપડી હતી. સાહિત્યસંશોધન, સર્જન અને પ્રકાશનું શિક્ષણ જેટલું જ કિંમતી અને ઉપયોગી કાર્ય પણ એણે હાથ ધર્યું હતું. આજે અનેક ગ્રંથમાળાઓનો જન્મ એને આભારી છે. તેમાંની એક શ્રી ચંદુભેન સ્મારક ગ્રંથમાળાના ચોથા મણિરૂપે આ નાની છતાં અતીવ ઉપયોગી પુસ્તિકા પ્રગટ થયેલી છે.

આહાર અને પોષણવિષયક જ્ઞાનનો દુકાળ આમ જનતાને આવરી રહ્યો છે. એમાં વળી અત્યારે તો રોગપ્રતિહારકને બદલે રોગોત્પાદક તથા નિઃસત્ત્વ અનાજને લઈ શરીરયંત્ર ચાલતું રહે એવી શક્તિ કયા ખાન–પાનમાંથી મળી રહે એના માહિતીપૂર્ણ તથા સિદ્ધ વાતોથી સભર એવા સાહિત્યના પ્રકાશનની જનતાની માગ હોય એ સ્વાભાવિક છે. એ ભૂખ એણે, "આહાર અને પોષણ' નામક ત્રીજા પુસ્તકના પ્રકાશનથી ભાંગી છે.

હિંદીઓનું ઝાઝું બલિદાન મલેરિયાનું ભૂત દર વર્ષે લઈ રહ્યું છે. યુદ્ધવિરામ પછીની આર્થિક સામાજિક અને રાજકીય આંધીમાં હિન્દનું સ્વાસ્થ્ય અટવાઈ ગયું હોય એવે કપરે વખતે મલેરિયાનો બહુપક્ષી વ્યાધિ નષ્ટપ્રાય જીવનશક્તિને અંત સુધી ભરખી લે એ ઉઘાડું છે. એવે વખતે એ જીવલેણ વ્યાધિની ઉત્પત્તિના ખરા સ્વરૂપનું વૈજ્ઞાનિક આલેખન, નિદાન અને સૌ કોઈને પોસાય એવી ચિકિત્સાના મૂળભૂત સિદ્ધાંતોને સીધી સાદી અને સુબોધ ભાષામાં સર્વ દૃષ્ટિએ ચર્ચતા પુસ્તકની ખણી જ અગત્ય હતી. એના વેળાસરના પ્રકાશનથી. જનસમુદાયનું ભલું ગૂજરાત વિદ્યાપીઠ આગળ કરતી આવી છે તેમ આ વખતે પણ કર્યું છે. આ પુસ્તકને અમે સહર્ષ આવકારીએ છીએ.

નિવેદનમાં પ્રકાશકે કહ્યું છે તેમ આ પુસ્તક 'શિક્ષણ અને સાહિત્ય' પુ. ૩ (૧૯૪૧–૪૨)માં પ્રસિદ્ધ થયેલા મગનભાઈ દેસાઈના અને શ્રી નાગરદાસ સલારિયાના લેખો તથા 'હરિજનબંધુ' પુ. ૪–૫ (૧૯૩૬–૩૭)માં આવેલા શ્રી વાલજીભાઈ દેસાઈના મલેરિયાવિષયક લેખોનો સરવાળો તો છે જ. એ ઉપરાંત પણ સંપાદકે એની વૈજ્ઞાનિક પશ્ચાદ્‌ભૂમિકા, ચિકિત્સા તથા પરિચર્યાને લગતી, બની શકે તેટલી સામગ્રી અહિં તહિંથી એકઠી કરી, સુસંચિભંગ કે પુનરુક્તિ ન થાય એની ચીવટ રાખીને એને મૂલ્યવાન બનાવવાનો કોઈ સ્તુત્ય પ્રયાસ જતો કર્યો નથી. નિષ્ણાત અને લબ્ધપ્રતિષ્ઠ ડૉ. મણિલાલ દેસાઈએ પોતાની વિદ્વત્તાપૂર્ણ પ્રસ્તાવનામાં ગ્રંથની મુખ્ય દલીલને આબાદ રીતે વણી લીધી છે અને ગ્રંથની પ્રમાણભૂતતા ઉપર મહોર મૂકી છે. પૂરવણીમાં પૂરેલી જંતુનાશક મિશ્રણની અને જંતુનાશક ધુમાડાની હકીકતો મોટાઈથી સિદ્ધિ આપે એવી ચમત્કારિક છે.

પાશ્ચાત્ય વિજ્ઞાન સંમત મલેરિયાના હેતુ, ઉપચાર અને પરિચર્યા પદ્ધતિથી લગભગ તમામ સામાન્ય જનતા જ્ઞાત છે. મલેરિયાના પ્રધાન કારણભૂત 'એનોફીલીઝ' જન્તુ છે એમ મનાતા માનવા લાગ્યું છે. તેના ઉપચારમાં 'સિંકોના', 'કવીનાઈન', 'એટેબ્રિન', 'પ્લાઝમોચીન', અને 'એસેનોફેલ' ઈત્યાદિ પાશ્ચાત્ય દવાઓ હવે તો વગરથ્થુ જેવી થઈ ગઈ છે. 'કવીનાઈન'ના કડવા સ્વાદથી કંટાળેલાઓ તથા જલદી ફાયદો મેળવવાની ઉતાવળમાં પડેલાઓમાં 'કવીનાઈન'ના ઈન્જેકશને સારો એવો પગપેસારો કર્યો માંડ્યો છે.

આ ગ્રંથ મુખ્ય પ્રતિપાદ્ય વિષય મલેરિયા પરત્વેનો પાશ્ચાત્ય વિજ્ઞાનનો દૃષ્ટિકોણ છે એ તો તરત જ જણાઈ આવે છે અને એનું પ્રતિપાદન પણ સાંગોપાંગ કરવામાં આવ્યું છે એટલે તે સંબંધે મારે અહિં કશું જ કહેવાનું નથી.

મારે જે કાંઈ મલેરિયા સંબંધે કહેવાનું છે તે આયુર્વેદના દૃષ્ટિકોણ બાબતમાં છે. એની રજૂઆત

કાંઈક ગૌણુપણે અને કાંઈક ઉપેક્ષા વૃત્તિથી કરવામા આવી હોય એવી છાપ ગ્રથવાચને મારા મન ઉપર પાડી છે એ છાપ સાચી રીતે પડી છે કે ખોટી રીતે એ વિચારવુ વાચક ઉપર છોડુ છુ પણુ એ દષ્ટિકોણનુ નિરૂપણુ આ ટૂકી સમીક્ષામા શક્ય હોય તેવી રીતે, કરી લેવા તો માગુ જ છુ

આયુર્વેદને જન્તુવાદ ખપતો નથી. એ ત્રિદોષવાદમા દઢપણે માને છે જન્તુથી તો સમગ્ર આકાશ-વાતાવરણુ વ્યાપ્ત છે આહાર-વિહારના વૈષમ્યથી અને દિનચર્યા તથા ઋતુચર્યાના સિદ્ધપ્રાય નિયમોના ઉલ્લઘનથી પહેલા દોષ ઉત્પન્ન થાય છે અને પછી જ બધી વિક્રિયાઓ ઉત્પન્ન થાય છે કીટાણુઓની ઉત્પત્તિ પણુ આવી વિક્રિયાઓ પૈકીની એક છે એટલે એને નાબૂદ કરવાથી રોગનુ મૂળ જે ધાતુ-વૈષમ્ય છે તે દૂર કરી શકાતુ નથી એ વૈષમ્યની સર્વ પ્રથમ વિક્રિયા, જે કોઈ વખત જન્તુની ઉત્પત્તિ પણુ હોઈ શકે છે તેને નષ્ટ કરવાથી રોગ કદાચ દબાય પણુ એ બીજી વિક્રિયા નવારે વેગથી ઉત્પન્ન કરે એવો પણુ સભવ છે અને એથી બકરુ કાઢતા ઊંટિયુ પેસાવ્યા જેવો ઘાટ પણુ થાય આયુર્વેદનો મૂળભાર આહાર-વિહારના અનુવર્તણીય નિયમોના તથા દિનચર્યા અને ઋતુચર્યાના સ્થિરપ્રાય સિદ્ધાતોના પાલન ઉપર એને તે દ્વારા શક્તિસરક્ષણુ ઉપર છે આનો બીજો અર્થ કુદરતી જીવન જીવવુ એ પણુ થાય સર્વ વિજયી રોગ પ્રતિહારક શક્તિનુ સરક્ષણુ-સવર્ધન પાશ્ચાત્ય વિજ્ઞાનને પણુ અભિમત છે

બીજી વાત એ છે કે આયુર્વેદની ઔષધિ-કલ્પના નિર્દોષ છે પાશ્ચાત્ય વિજ્ઞાનમા આ દષ્ટિ જેવી જોઈએ તેવી સચવાઈ નથી નાખલા તરીકેઉપદશના ઉપાય તરીકે એ સગ્રેમેનોલનો ઉપયોગ કરે છે એનાથી રોગ નિર્મૂળ થવા જતા આખની તેજક્ષતિ થયાના ઘણા દાખલાઓ નોંધાયા છે પાશ્ચાત્ય વિજ્ઞાન એની toxic effect તરીકે નોંધ લે છે પણુ આ toxic effect એવી તો ન જ હોવી જોઈએ ને કે એ મૂળ રોગ કરતા વિશેષ ભયાનક નિવડે ? આયુર્વેદની કોઈપણુ દવા તમે નિર્ભયરીતે આબાલવૃદ્ધને વિવિધ અનુપાન અને સૂચનાનુસાર આપી શકો છે

ત્રીજી વાત એ કે આયુર્વેદની તમામ બાબતો સ્થિર છે પ્રાચીન આર્ય પુરુષો નિસ્પૃહ ચિકિત્સકો અને સદ્દગી વૈદ્યોએ પુષ્કળ પ્રયોગો પછી એને સ્થિર કરેલી છે આર્ય સસ્કૃતિ જેટલી પુરાણી તેનાથી અનતગણી પુરાણી હોય એવી શકયતાના પ્રતિપાદન કરનારને એ મત્તપ્રલાપ છે એમ ન કહેવાનુ જોઈએ ઉપલબ્ધ સાહિત્ય ઉપરથી દોરાયેલા બધા જ અનુમાનો સાચા હોવાને કોઈ કારણુ નથી હજી ઘણુય એવુ ભૂગર્ભમા પડયુ હોય કે જે આપણુને અત્યારે અનુપલબ્ધ હોય ઘણુ કાળના કોળિયામા નષ્ટ પણુ થઈ ગયુ હોય એટલે પુરાણી અર્વાચીન વગેરે બધી બાબતો મર્યાદાને વશવર્તી છે સશોધનો ઉપર પણુ સશોધનો ક્યા નથી થયા ? મોહન-જો-ડારોની શોધે જૂનાને નવી અને નવીને જૂની ક્યા સિદ્ધ નથી કરી બતાવી ? કહેવાનુ તાત્પર્ય એ કે મલેરિયાના ઉપચાર તરીકે 'સિંકોનાની શોધ થઈ ત્યારે એને જ અમોઘ ઉપાય તરીકે ગણુવા-ગણાવવામા આવ્યો ત્યારબાદ એની જગા'કવીનાઈન' લીધી પછી એટેબ્રીન' એવી રીતે વિજ્ઞાનની શોધ આગળ વધતી રહી પૂર્વ શોધ જે એક વખત સર્વાંગસપૂર્ણ સાબિત થઈ હતી તે અપૂર્ણ અને દોષયુક્ત પુરવાર થઈ આમ અત્યારે પણુ જે છેવટમા છેલ્લી શોધ તરીકે મશહૂર થઈ છે એના સબધમા પણુ નહિ બને એની શુ ખાત્રી ? આના કરતા તો આયુર્વેદના સનાતન સત્ય જેવા સાદા ચેગો ચૂર્ણો ગોળીઓ ઘૃતો તેલો રસો શુ ખોટા ?

આયુર્વેદ એ આપણુ બાપીકુ છે પાશ્ચાત્ય પરાયુ છે આપણી જ ભૂમિમા ઉત્પન્ન થયેલ ઔષધિ દ્રવ્યોનો પ્રભાવ આપણા ઉપર અચૂક સારો જ થાય આપણુ દ્રવ્ય પણુ આપણા જ દેશમા રહે એથી આર્થિક શોષણુ પણુ થતુ અટકે આયુર્વેદની બનાવટોને જમાનાને અનુકૂળ બનાવવી જરૂરની છે અને ઇષ્ટ પણુ છે એ વાત આ તબલ્ફે મારે બરાબર સ્પષ્ટ કરી દેવી જોઈએ

આગળના વખતમા આ રોગો થતા ન હતા ? થતા તો એનાથી કઈ રીતે બચતા ? શારીરિક સપત્તિ અત્યારે છે એના કરતા એ વખતે વધારે હતી એવા પ્રમાણો આપણી પાસે છે તો તેનુ શુ ? વિજ્ઞાનની આગેકૂચ સમજવી કે પીછેહઠ ? આગગાડી ટેલિફોન ટેલિગ્રામ, હવાઈ જહાજ, ઇત્યાદિ ઇત્યાદિ શોધો વિજ્ઞાનને ફાળે ગર્વ સાથે નોંધાવી શકાય એવી છે પણુ ચિકિત્સાશાસ્ત્રમા એમ માની શકાય તેમ નથી

વિટામિન 'બી'ની શોધ હમણા ખૂબ ગવાઈ રહી છે આપણે ત્યા એના પ્રતીક રૂપે 'ચ્યવનપ્રાશ' અને 'અભયામલક રસાયન' ક્યા નો'તા? શરીરમા વિટામિન 'એ'ની પૂરતી હયાતી આખના રોગ ન થવા દે એ હમણા સિદ્ધ થયુ, પણ આપણે ત્યા તો એમ ઘેરેઘેર જાણતા કે ઘીનો ખોરાક જેનો સારો હોય એને આખના રોગ ઓછા થાય આ ઘી એટલે વિટામિન 'એ' કે બીજુ કાઈ? ચૂનાના ક્ષારોના સ્થિરીકરણ માટે વિટામિન 'ડી'ની આવશ્ય કતા છે એવુ હમણા જ સ્થાપિત થયુ તો આપણે ત્યા બિચારો ખેડૂત તડકામા રખડી—સૂર્યકિરણમાથી મીઠુ વિટામિન 'ડી' લઈ ચૂનાના ક્ષારોને હાડકામા ક્યા જડબેસલાક નો'તો કરતો? ગ્રન્થિઓના અન્તસ્રાવની શોધ થોડા વખત પહેલા થઈ વોરો નોફે ઘણાને વાનરની 'થાઈરોડ' ગ્રન્થિ શરીરમા નાખી માણસની મૈથુનશક્તિ વધારી પણ આપણે ત્યા નપુસકોને 'બસ્તાડ' ખાવાની ગુપ્તતે ક્યા હા નથી પાડી? ઉપદશનિવારણ માટે 'સ'ફાર્મેનોલ' પાશ્ચાત્ય ચિકિત્સા પદ્ધતિમા વપરાય છે એ સોમલની બનાવટ છે. આપણે ત્યા 'રસકપૂર' અદર ખવડાવી ઉપદશને સમૂળ મટાડવાની નિર્દોષ પ્રથા અત્યારે પણ ચાલુ છે આમ ચર્ચામા ઊતરુ તો ઘણો સમય જાય અને સમીક્ષા વગર મફતની મોટી બની જાય કહેવાનુ તાત્પર્ય એ કે આયુર્વેદની ચિકિત્સાપદ્ધતિ અમોઘ છે અને સાથે સાથે નિર્દોષ પણ છે એથી આપણે શક્ય હોય ત્યા એને જ સ્થાન અને પ્રોત્સાહન આપવા જોઈએ.

હવે મલેરિયા ઉપર આવુ છુ. આ રોગના ચિહ્નો જોતા અને તેનો શરદમા જ વિશેષ પ્રાદુર્ભાવ થાય છે એ ધ્યાનમા લેતા એ રોગ પિત્તજ્વર તરીકે આયુર્વેદને જાણીતો હતો જ પિત્તરોગ માટે જણાવેલા ઉપાયો લેવાથી એ રોગ એવો તો નાબૂદ કરી શકાતો કે પાચ-દસ વર્ષ સુધીમા ભાગ્યે જ એ આપણો મહેમાન પાછો બનતો આયુર્વેદનુ પહેલુ સૂત્ર તો એ છે કે 'જ્વરે લઘનમ્' ત્યારબાદ આમ દોષના પાચન માટે 'પાચનમ્' અને ત્યારબાદ રોગનુ વિશિષ્ટ ઔષધ. પિત્તશમનની ક્રિયા આ રોગમા હાથ ધરવામા આવતી. ગળો (ગુડુચી) જેવા તિક્ત દ્રવ્ય, પિત્તપ્રશમનના ઉપાયો હાથ ધરવામા આવતા. પિત્તપાપડો (પર્પટ) આ રોગનો અમોઘ ઉપાય હતો, અને છે દોષના પચન વિના રોગધ્વસક ઉપાયો કે વિરેચનાદિકથી વ્યાપક ઊભી થાય છે એ નક્કર અને અનુભવગમ્ય બાબતની આધુનિક વિજ્ઞાન સ્વીકાર નથી કરતુ એ એની કચાશ છે. એ સ્વીકાર્યે જ વિજ્ઞાન વધારે યશ અને સિદ્ધિ હાસલ કરશે એ ભવિષ્યવાણી છે ગળો, કરિયાતુ, પિત્તપાપડો, સાકરમિશ્રિત કટુરોહિણી ચૂર્ણ, દ્રાક્ષ, લીબડાની અતર્છાલ, અતિવિષ વગેરે આ જ્વરના મુખ્ય ઔષધદ્રવ્યો છે આ ઉપાયોથી બીજા કોઈ ઉપદ્રવની સભાવનાનો ડર રહેતો જ નથી "ક્વીનાઈન'થી બહેરાશ આવે છે એ ક્ષણિક છે એમ આ પુસ્તકમા જણાવ્યુ છે પણ એ વાત ગળે ઊતરતી નથી, કારણ કે 'ક્વીનાઈન' માનો કે બહેરાશ ઉત્પન્ન ન કરે તોય પણ એ ગ...રમ તો ઘણાને પડે છે એ નજરે જોવાયુ છે 'એટ્રોપીન'થી હૃદય ઉપર વિઘાતક અસર થયાના દાખલાની ખોટ નથી એમ-એન્ડ બી (અત્યારથી ન્યૂમોનિયા ઉપરની વિજ્ઞાનની રામબાણ શોધ) પણ હૃદયને નબળુ બનાવે છે એવુ પ્રતિપાદન પણ હવે થવા લાગ્યુ છે કોઈપણ દવા હૃદયને નબળુ બનાવે એ દવા નામને લાયક જ નથી એમ આયુર્વેદ માને છે અને એ સાચુ છે કારણ કે આયુર્વેદને બકરુ કાઢી ઊટિયુ પેસાડવાનુ મજૂર નથી એ તો રોગ આવે ત્યારે ઉતાવળ ન કરે, એને જલદી ન કાઢે, એને તો ધીરેધીરે પણ દૃઢતાથી રોગને નિર્મૂળ કરવાની રીત—રસ મપ્રત્યે હમદર્દી છે આ જ્વરમા આયુર્વેદ 'ચદ્રકળા'રસનો ઉપયોગ સફળતાથી કરે છે એ ઉપરાત નારાયણજ્વરાકુશ' પણ વાપરે છે અને યશ મેળવે છે નારાયણજ્વરાકુશ'મા સોમલ આવે છે અને ક્વીનાઈન'થી જે મલેરિયા હઠતો ન હોય, કાબૂમા આવતો ન હોય એને સોમલથી ફાયદો થાય છે એમ તો પાશ્ચાત્યવિજ્ઞાન પણ હવે પોકારે છે—જ્યારે 'નારાયણજ્વરાકુશ'ની કલ્પના અને યોજના તો આપણે ત્યા આ જ્વર માટે સૈકાઓ પહેલા વિચારાઈ ગઈ હતી કહેવાનુ એકનુ એક તાત્પર્ય એ છે કે જ્યા બને ત્યા અને જેવી રીતે બની શકે તેવી રીતે રોગનિવારણમા આપણે આયુર્વેદોક્ત નિર્દોષ ઉપાયોને જ અપનાવવા જોઈએ માત્ર આયુર્વેદ માટેના સકારણ પક્ષપાત માટે વાચક મને જરૂર ક્ષમા આપશે એવી આશા સાથે.

ડૉ. અમૃતલાલ ગોપાણી
એમ એ., પીએચ. ડી.

## સંસ્કૃત અન્યોક્તિ સાહિત્ય વિશે કંઈક

સંસ્કૃત સુભાષિત સાહિત્યનો અને ખાસ કરીને અન્યોક્તિ અથવા અન્યાપદેશ સાહિત્યનો હજુ સુધી વ્યવસ્થિત રીતે અભ્યાસ કરવામાં આવ્યો નથી તેની વિશાળતાને લીધે આ સાહિત્ય ઉત્તરકાલીન સંસ્કૃત વાઙ્મયમાં પણ અગત્યનું સ્થાન ભોગવે છે ઐતિહાસિક દૃષ્ટિએ એ દિશામાં ઝાઝું સંશોધન થયું નથી આથી આ સાહિત્ય અભ્યાસનો એક સુંદર વિષય થઈ શકે તેમ છે

લગભગ બીજી ત્રીજી સદીના હાલકૃત પ્રાકૃત 'ગાથાસપ્તશતી' ઉપરથી જોઈ શકાશે કે સુભાષિત સાહિત્યની શરૂઆત વધુ પ્રાચીન સમયથી થઈ છે આવી શતકની અથવા સો શ્લોકના વર્ગની રચના વધારે લોકપ્રિય હશે એ હકીકત ભર્તૃહરિ અમરુ અને ભટ્ટના શતકો ઉપરથી જોઈ શકાશે

આ સુભાષિત સાહિત્યના એક અગત્યના અન્યોક્તિ સાહિત્ય ઉપર આપણે આવીએ તો જણાશે કે સુભાષિતગ્રંથો કરતા અન્યોક્તિ સંગ્રહના ગ્રંથોનો રચનાસમય અર્વાચીન છે શરૂઆતમા, અન્યોક્તિઓ સ્વતંત્ર સગ્રહરૂપે નહીં પણ સુભાષિત ગ્રંથોમા મળે જ છે ૧૨ મી સદીના 'કવીન્દ્રવચનસમુચ્ચય' નામના સૌથી પહેલા સંસ્કૃત સુભાષિત ગ્રંથમા એકેય અન્યોક્તિ મળતી નથી પણ તે પછી સદુક્તિકર્ણામૃત (ઈ સ ૧૨૦૫), સુભાષિતમુક્તાવલી' (ઈ સ ૧૨૪૭) શાર્ઙ્ગધરપદ્ધતિ (ઈ સ ૧૩૬૦) 'સુભાષિતાવલી (૧૫મી સદી) અને પદ્યામૃત તરઙ્ગિણી' (૧૭મી સદી) જેવા સુભાષિતસગ્રહોમા ઘણી અન્યોક્તિઓ સગ્રહાયેલી જોવામા આવે છે ઉપર કહ્યું તેમ આ ગ્રંથોમા મળતી છૂટક અન્યોક્તિઓને બદલે અન્યોક્તિઓના સ્વતંત્ર સગ્રહો આપણને વધુ પાછળના સમયમા લગભગ ૧૬ મી કે ૧૭મી સદી પછી જ મળે છે અને એવા ગ્રંથોને અપાયેલા નામ જેવા કે અન્યોક્તિશતક 'અન્યાપદેશશતક' અન્યોક્તિમુક્તાવલી' 'અન્યોક્તિ માલા વગેરે પણ સૂચક છે હિસ્ટરી ઓફ ક્લાસીકલ સંસ્કૃત લીટરેચર'મા ક્રિષ્નમાચારી પચ્ચીસ જેટલા અન્યોક્તિ ગ્રંથોનો ઉલ્લેખ કરે છે

અન્યોક્તિ ગ્રન્થરૂપે સંપ્રદાયનો સમય ઠીક ઠીક પાછળનો છે એ ખરું પણ સાહિત્યમા અન્યોક્તિનો કથનની એક ચમત્કારક ભંગી તરીકે–પ્રસ્તુત ને અપ્રસ્તુતના વર્ણનદ્વારા વ્યનિત કરવા એક કાવ્ય પ્રકાર તરીકે–ઉપયોગ તો પ્રાચીન સમયથી જાણીતો છે બીજી સદીના 'ભરતનાટ્યશાસ્ત્ર'ના ધ્રુવાધ્યાય નામના બત્રીસમા અધ્યાયમા થોડા પ્રાકૃત પદ્યો આવે છે, જેમને અન્યોક્તિ તરીકે વટાવી શકાય એ ધ્રુવાઓમા નાયક કે નાયિકાનો હંસ કે હમી ચક્રવાક કે ચક્રવાળી ગજ કે કરિણી તરીકે ઉલ્લેખ કરવામા આવ્યો છે કાલિદાસકૃત 'વિક્રમોર્વશીય ના ચોથા અંકમા આવતા સંદિગ્ધ કર્તૃત્વવાળા અપભ્રંશ પદ્યો તેમ જ નવમી સદીના 'સ્વયંભૂ ચ્છન્દસ્'ના છઠ્ઠા અધ્યાયમા આવતા ૧૫ મા ને ૨૨ મા પદ્યો '*નાટ્યશાસ્ત્ર ની ધ્રુવાઓને વિષયની* દૃષ્ટિએ મળતા આવે છે 'વિક્રમોર્વશીય'મા વિરહાવસ્થામા રહેલા રાજાને હંસ ગજ કે ચક્રવાક તરીકે સંબોધન કરવામા આવ્યુ છે હાલકૃત 'ગાથાસપ્તશતી'મા પણ ભ્રમરને લગતી અન્યોક્તિઓ મળે છે* આ બાબતમા અપભ્રંશ પ્રાકૃતની પરંપરા ચાલુ રહે છે કાન્હુ કે સ્વયંભૂના સ્વયંભૂચ્છન્દસ્'મા અને હેમચંદ્રના પ્રાકૃત વ્યાકરણના ચોથા અધ્યાયના અપભ્રંશ વિભાગમા દૃષ્ટાંત તરીકે આવતા પદ્યોમા ભ્રમર કરભ ગજ વગેરેને લગતી અન્યોક્તિઓ મળે છે આ પરંપરા પ્રાચીન ગુજરાતી સાહિત્યમા પણ ચાલુ રહી છે દા ત વસતવિલાસ પદ્ય ૭૨–૮૩

વિશ્વનાથે સાહિત્ય દર્પણ મા 'નાટ્યશાસ્ત્રનુ । પ્રતિપાદન કરતા ચાર પ્રકારના પતાકાસ્થાનક ગણાવેલ છે તેમાથી ચોથો પ્રકાર કે જેમા અપ્રસ્તુત સાથેના સામ્યના બળે પ્રસ્તુત વ્યંગ થાય છે તે અન્યોક્તિના બધા લક્ષણો ધરાવે છે ને તેનો ઉપયોગ સંસ્કૃત નાટ્યસાહિત્યમા ઘણે ઠેકાણે નજરે પડે છે તેનુ સારુ ઉદાહરણ શાકુન્તલ'ના ત્રીજા અંકમા છે કે જ્યા શકુન્તલા સુધી રહેલા રાજાને સંભળાવવાના શબ્દો લતામંડપને સંબોધીને કહે છે

અન્યોક્તિ એક કાવ્યપ્રકાર હોવા ઉપરાંત એક અલંકાર તરીકે પણ તેની સંસ્કૃત અલંકારસાહિત્યમા વિચારણા થયેલી છે તેને એક સ્વતંત્ર અલંકાર તરીકે સ્થાન વધુ પાછળથી મળેલુ છે તે પહેલા અન્યોક્તિ

* શાકુન્તલ'ના પાંચમા અંકની શરૂઆતમા આવતુ હંસપદિકાનુ ગીત એ ભ્રમરને લગતી અન્યોક્તિનુ એક સારુ ઉદાહરણ છે

અને અપ્રસ્તુતપ્રશંસા વચ્ચે ભેદ પાડવામાં નડી આવતો હોય કારણ મમ્મટ (૧૧મી સદી) અપ્રસ્તુતપ્રશંસાના પાંચ પ્રકાર આપે છે તેમાંના છેલ્લા પ્રકાર અને અન્યોક્તિ વચ્ચે મુદ્દલ ભેદ લાગતો નથી એ મમ્મટ તેને અન્યોક્તિ નામ આપતો નથી શ્રી હેમચન્દ્ર (૧૨ મી સદી) રુદ્રટની જેમ અપ્રસ્તુતપ્રશંસાને જ અન્યોક્તિના નામ નીચે આપે છે અને અને તેના પાંચ પ્રકાર આપવામાં તે મમ્મટને અનુસરે છે અપ્રસ્તુતપ્રશંસાની સૌથી પ્રથમ વ્યાખ્યા આપનાર ભામહ (૬ ઠ્ઠી સદી) છે અન્યોક્તિનો એ ઉલ્લેખ કરતો નથી તે પછી રુદ્રટ (૯ મી સદી) સૌથી પ્રથમ અન્યોક્તિનું એક અલંકાર તરીકે પ્રતિપાદન કરે છે પણ તે ભામહની અપ્રસ્તુતપ્રશંસાથી જુદો નથી જેને ભામહ અપ્રસ્તુતપ્રશંસા કહે છે તેને જ રુદ્રટ અન્યોક્તિ કહે છે તો વળી ભોજ (૧૧ મી સદી) સરસ્વતીકંઠાભરણમાં અન્યોક્તિ ને સમાસોક્તિ તે એક જ છે

કાવ્યાનુશાસન ના કર્તા વાગ્ભટ (૧૪મી સદી) જ સૌથી પહેલા અન્યોક્તિ અપ્રસ્તુતપ્રશંસા અને સમાસોક્તિ એ ત્રણેને એકબીજાથી સ્વતંત્ર અલંકારો ગણે છે આ ઉપરથી જે શંકાશીલ કે મૂળમાં અન્યોક્તિનું અલંકાર તરીકેનું સ્વરૂપ અનિશ્ચિત હતું પણ વાગ્ભટ સમય આસપાસ મમ્મટે જેને અપ્રસ્તુતપ્રશંસાનો પાંચમો પ્રકાર ગણે છે તે અલંકાર તરીકે વધારે આકર્ષક લાગતા તો સાહિત્યમાં તેનો વધારે પ્રયોગ થતા તેને એક સ્વતંત્ર અલંકાર તરીકે સ્વીકારવામાં આવ્યો હશે

**પ્રતિભા ત્રિવેદી**



### મહીડા સુવર્ણચંદ્રક

૧૯૪૪ તથા ૧૯૪૫ની સાલના મહીડા સુવર્ણ ચંદ્રક માટે શ્રેષ્ઠ વાર્તા પસંદ કરવા શ્રી મનસુખલાલ ઝવેરી તથા શ્રી ન રહરિ પરીખની પરીક્ષક તરીકે નિમણૂક કરવામાં આવી છે તેઓને વાર્તાકારો પોતાની વાર્તા મોકલાવી આપે એવી વિનંતિ છે ચંદ્રકપ્રદાનવિધિ સાહિત્ય પરિષદના આગામી અધિવેશનમાં રાજકોટ ખાતે થશે એટલે શમી આકટોબર સુધીમાં પરીક્ષકો પોતાનો આખરી નિર્ણય આપશે તો પરીક્ષકોને વાર્તાઓ જેટલી બને તેટલી વહેલી મોકલવા વિનંતિ છે



## 'અંતરંગસંધિ' અને 'ભવ્યચરિત'

ધર્મપ્રભસૂરિના શિષ્ય રત્નપ્રભસૂરિકૃત અંતરંગસંધિ[૧] નામના ઉત્તરકાલીન અપભ્રંશના રૂપકકાવ્યને તપાસવાનો પ્રસંગ આવતા તેની અને આગમગચ્છીય જિનપ્રભાચાર્યકૃત એ જ ભાષાભૂમિકાના એક સમાન વિષયક બીજા રૂપકકાવ્ય भव्वचरिउ[૨] (भव्यचरित्त)ની વચ્ચે સ્પષ્ટ શાબ્દિક સમાનતા હોવાની મને શંકા પડી એટલે એ બંને કૃતિઓને મેં જરા ધ્યાન દઈને સરખાવી અને મારી શંકા મને સાધાર જણાઈ ભવ્યચરિત એક ચુમ્માળીશેક કડીનું ટૂંકું કાવ્ય છે જ્યારે અંતરંગસંધિ નવ અધિકાર(કડવક)ના વિસ્તારવાળી કૃતિ છે આથી તેમની વચ્ચેનો વિષય નિરૂપણને લગતો ફરક સમજી શકાય તેમ છે ઉપરાંત એ કાવ્યોમાં પટાવવી રૂપકગ્રંથિ (allegory)ને લગતી કેટલીક વિગતોમાં પણ બંને વચ્ચે ભેદ છે છતાં નીચે ઉધ્ધૃત કરેલા અક્ષરશ સામ્યના ને વસ્તુગત સામ્યના કેટલાક ધ્યાન ખેંચે તેવા ઉદાહરણ ઉક્ત બંને કૃતિઓ વચ્ચે પ્રભાવક–પ્રભાવિતનો સંબંધ હોવાનું નિશ્ચયપણે સ્પષ્ટ કરી આપે છે

(૧) इत्थ इह अत्थि गामु भववास–नामु
(અંતરંગસંધિ ૧ ૨ ક)

अत्थि अणाइय भवपुर–नामु (ભવ્યચરિત ૧ ગ)

(૨) तहिँ माह–नरवरु करइ रज्जु (અં ૧ ૭ ક)
मोहराउ तहिँ वसइ पगामु (ભ ચ ૧ ૧)

(૩) न य गम्मु अगम्मु वि परिहरंति
न य किच्चु अकिच्चु वि संभरंति
(અં ૨ ૫ ખ ગ)

कह वि न जाणइ धम्माधम्मु
भक्खाभक्खु न गम्मागम्मु (ભ ચ ૭ ચ)

(૪) तहि करइ रज्जु सिरिवीयराउ
**चयरीजण मन्थइ देवि पाऊ**
(અં ૭ ૧૧ ક ખ)

---

૧ મૂળ પ્રતિ મેં નથી જોઈ પાટણની પ્રતિની આ અભાવાવ ગાંધીની કરેલી પ્રતિલિપિ તેમના સૌજન્યથી લેવા મળેલી અહીં આપેલી ટાંકણ અને ટાંચણો તે પરથી લીધેલા છે

૨ આ જ સંસ્થા જિનપ્રભાચાર્યકૃત भव्यचरित ફા ગુ સ ત્રૈમાસિક ૨ ૨ એપ્રિલ–જૂન ૧૯૩૬ પા ૧૪૫ ૧૫૦

इत्यनरि उद (इ ') यउ जिणरत
मोहराय-मत्थइ देउ (?) पाऊ
(ભવ્ય. ૮ કખ)

(૫) नइँ दुट्टि विगोइऊ वहु-विसाऊ
हउँ जिम घूलहडी(डि)य-नणऊ राऊ
(અંત ૬, ૬ ગદ્ય)

वहु-विगोइऊ फेडिउ ठाउ
जिम घूलहडि-केरउ राउ (ભવ્ય ૫ ગઘ)

(૬) रडि चडि (અંત ૬, ૧૩ ગદ્ય)
रडि—चडि (ભવ્ય, ૧૭ ગદ્ય)

(૭) मोहण वजाविय गमण-डक्क (અંત ૮, ૧૨ ઘ)
तउ देवाविय आगम-डक्क (ભવ્ય ૩૬ ક)

(૮) सचलिउ मोहु (અંત ૮, ૧૪ ક)
चल्लिउ माहो (ભવ્ય ૩૬ ગ)

(૯) जिणि झाण-अ(?स)ग्गिगय(?)उत्तमगुं
(અંત ૯, ૧૨ ગ)
सजमि. नाण-खग्गि किउ खण्डेलु
(ભવ્ય ૪૩ કખ)

(૧૦) 'અંત.'માં વીતરાગરાજ પર આક્રમણ કરવા માટે મોહરાજને અનુક્રમે ક્રોધ, માન, લોભ, માયા, કંદર્પ, પ્રમાદ વગેરે ઉત્તેજે છે (અંત ૮, ૫-૧૦), તે જ પ્રમાણે 'ભવ્ય'માં ક્રોધ, માન, માયા, લોભ, મદન ને પ્રમાદ મોહરાજને જિનરાજ પર આક્રમણ કરવા પ્રેરે છે (ભવ્ય ૨૮-૩૦)

(૧૧) 'અંત.'માં મોહરાજના સુભટોનો વીતરાગના સુભટોથી આ પ્રમાણે પરાજય થાય છે: ક્રોધનો ઉપશમથી, માનનો માર્દવથી, માયાનો આર્જવથી, લોભનો સંતોષથી, પ્રમાદનો સંવેગથી, કંદર્પનો શીલથી, રાગદ્વેષનો વિવેકથી (અંત. ૯, ૭-૮). એ જ રીતે 'ભવ્ય'માં ક્રોધ ઉપશમથી, માન માર્દવથી, માયા આર્જવથી, લોભ સંતોષથી, કંદર્પ શીલથી, પ્રમાદ વિવેકથી પરાજિત થાય છે (ભવ્ય ૩૯-૪૨)

મને કૃતિઓમાનું આટલું સામ્ય તેમની વચ્ચે પ્રભાવક-પ્રભાવિતનો સંબંધ સ્થાપવાને પૂરતું છે; અને નીચેના કારણોએ જિનપ્રભાચાર્યે રત્નપ્રભસૂરિના ઋણી હોય—'અંતરંગસંધિ' સામે રાખીને 'ભવ્યચરિત'ની રચના કરવામાં આવી હોય એમ માનવું પ્રાપ્ત થાય છે.

(૧) રત્નપ્રભસૂરિ વિક્રમની ૧૩મી સદીમાં થઈ ગયા.[3] તેમની એક કૃતિની રચનાસાલ સં. ૧૨૮૨ (ઈ. ૧૨૩૬) છે, ત્યારે જિનપ્રભાચાર્યનો સમય વિક્રમની ૧૩મી સદીનો ઉત્તરાર્ધ ને ૧૪મી સદીનો પૂર્વાર્ધ છે. આમ રત્નપ્રભસૂરિ જિનપ્રભાચાર્યના પુરોગામી ઠરે છે.

(૨) 'અંતરંગસંધિ'નું સ્વરૂપ જોતાં તેમાં રચનાની અમુક પ્રકારની મૌલિકતા જણાય છે. આથી તેને 'ભવ્યચરિત'ના વિસ્તારિત સ્વરૂપ તરીકે ઘટાવવાનું પ્રમાણભૂત નથી લાગતું. પણ જિનપ્રભાચાર્યનું ટૂંકું કાવ્ય 'અંતરંગસંધિ'નો વિષયસંક્ષેપ કરી રચાયું હોય એવી પ્રતીતિ બંને કૃતિઓ સરખાવતાં આપણને થાય છે. અને 'ભવ્યચરિત'ને આમ જ કહેવાયું છે:

भविय सुणउ भवजीवह चरिउ।
संखेविहिँ मणु निच्चलु धरिउ॥

અહીં સંખેવિહિં 'સંક્ષેપે' શબ્દ અર્થપૂર્ણ લાગે છે. 'અંતરંગસંધિ'નું વસ્તુવિધાન કાવ્યિક કુશળતાથી કરવામાં આવ્યું છે (જુઓ ભવ્ય-અભવ્યનો સંવાદ, રમતિ ને ભવ્યનો સંવાદ, રૂપકગ્રંથિનું સવિસ્તર આયોજન વગેરે) અને એટલે કાવ્ય તરીકે પણ તેનું કાવ્યિક મૂલ્ય છે. પણ 'ભવ્યચરિત'માં આકર્ષક રૂપે રજૂ કરાયેલા અમુક ધર્મપ્રધાન વિષયને ટૂંકમાં આપવાનો જ એક માત્ર હેતુ હોય એવી આપણા પર છાપ પડે છે.

'અંતરંગસંધિ' અને 'ભવ્યચરિત' વચ્ચે ઉપર્યુક્ત રીતનો સંબંધ નિશ્ચિતપણે સ્વીકારવામાં આવે તો ભવ્યચરિત'ને અપાયેલો એક સ્વતંત્ર કાવ્ય હોવાનો અને ગુજરાતી ભાષાના સૌથી જૂના રૂપક હોવાનો યશ[4] 'અંતરંગસંધિ'ને ફાળે જાય. આમાં પણ એટલી મર્યાદા મૂકવાની રહે કે મૂળ કલ્પના તો પારકી જ છે, કેમ કે સંસ્કૃતમાં આ પહેલાં નિકટના જ ભૂતકાળમાં 'પ્રબોધચંદ્રોદય' ('મોહરાજ પરાજય' સંભવતઃ 'અંતરંગસંધિ'ના સમકાલીન જેવું) નાટકમાં આવી રૂપકગ્રંથિ યોજાઈ છે, ને બીજું, કૃતિની ભાષા ગુજરાતીમિશ્રિત અપભ્રંશ છે—જો કે એ કાળે જૈનોમાં મુખ્યત્વે આ જ જાતની ભાષા સાહિત્યના વાહન તરીકે પ્રચલિત હોવાનું ઘણું જ સંભવિત.

હરિવલ્લભ ભાયાણી

3 ચીમનલાલ ડાહ્યાભાઈ દલાલ 'પાટણના જૈન ભંડારો તથા ખાસ કરીને તેમાં રહેલું અપભ્રંશ અને જૂની ગુજરાતીનું સાહિત્ય' પાંચમી ગુ. સા. પ. અહેવાલ ને નિબંધસંગ્રહ પા. ૧૦

4 સાંડેસરા, હસ્તલેખ, પા. ૧૪૬,૧૪૭,૧૪૮

પ્રકાશક: ચન્દ્રકાન્ત મહેતા, ભારતીય વિદ્યાભવન ૩૩-૩૫, હારવે રોડ, મુંબઈ
મુદ્રક: બી આર સાવંત એસોશિએટેડ એડ્વર્ટાઈઝર્સ એન્ડ પ્રિન્ટર્સ લિ., ૫૦૫ આર્થર રોડ, તારદેવ મુંબઈ ૭

# ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા

સંપાદકો
ચીમનલાલ શાહ
ચન્દ્રકાન્ત મહેતા

પુસ્તક ૫ | ડીસેમ્બર-જાન્યુઆરી ૧૯૪૭-૪૮ | અંક ૧-૨

## ( હિન્દી સાહિત્ય સંમેલનમાં આંતરપ્રાંતીય સાહિત્ય સંગમમાં આપેલું વ્યાખ્યાન )

ગુજરાતી સાહિત્ય હિન્દી સાહિત્ય જોડે નિકટનો સંપર્ક ધરાવે છે ગુજરાતી કવિઓ છેક ૧૯ મી સદી સુધી વ્રજભાષામા કવિતા લખતા અને વ્રજભાષામા કવિતા લખી શકે એ જ સારો કવિ ગણી શકાય, એ માન્યતા અંગ્રેજી ભાષાનુ આક્રમણ થયુ ત્યા સુધી ગુજરાતી કવિઓમા પ્રચલિત હતી કબીર ને સુરદાસ, તુળશી ને મીરા આજે પણ ગુજરાતની ભજનમંડળીઓમા એટલા જ પ્રેરણાદાયી છે ગુજરાતે આ સમેલનને મહાત્મા ગાંધીજી અને શ્રી મુનશી એ બે પ્રમુખો આપ્યા છે મીરા જેટલુ હિન્દી સાહિત્યમા વર્ચસ્વ ભોગવે છે, તેવુ જ ઉચ્ચસ્થાન એ ગુજરાતી સાહિત્યમાં પણ ભોગવે છે એક નવલકથાકાર ઇન્દ્ર વસાવડાએ પણ પોતાના સાહિત્યિક જીવનનો આરંભ હિન્દીમા જ નવલકથા 'ઘરકી રાહ' લખીને પ્રતિષ્ઠા મેળવી ગુજરાતી સાહિત્યમાં પ્રારંભ કર્યો હતો એ હકીકતો આપણી બે ભાષાની સાહિત્યપ્રવૃત્તિ વચ્ચેના સબંધની પ્રતીતિ કરાવશે

ગુજરાતી સાહિત્યની શક્ય તેટલી પૂર્વતમ સીમા સ્વીકારીએ તો હેમચન્દ્રાચાર્ય સુધી આપણે પહોચી શકીએ હેમચન્દ્રાચાર્યના પ્રાકૃત વ્યાકરણમા અનેક લોકભાષામા મુક્તકો આવેલા છે એ મુક્તકો પ્રેમના છે, વેદનાના છે, શૃંગારના છે, એમા સ્વાભાવોક્તિ ને અન્યોક્તિ છે, એમા અતિશયોક્તિ ને ઉત્પ્રેક્ષા છે એમ વિવિધ જાતના છે, એ પછી મુક્તકો તો સોમપ્રભાચાર્ય, મેરુતુંગાચાર્ય, નયસુદર, અખો, શામળ, એમ અનેક મધ્યકાલીન કવિઓમા, સુભગરીતે આપણને મળે છે

મધ્યકાલીન ગુજરાતી સાહિત્ય વિશેષ કરીને, વિષ્ણુભક્તિ—કૃષ્ણભક્તિ જોડે સંકળાયલુ છે નરસિંહ, મીરા ને દયારામ, ભાલણ, પ્રેમાનંદ, રાજે ને રઘુનાથદાસ, પ્રીતમ ને રત્નો, એ બધા ઊર્મિગીતોદ્વારા કે આખ્યાનોદ્વારા, કૃષ્ણભક્તિના નિરનિરાળા ભાવો વ્યક્ત કરતા, અને મુક્તિ નહિ પણ નિત્યભજન કીર્તન થઈ શકે એટલા માટે જન્મોજન્મ અવતાર માગતા, ને કૃષ્ણની પ્રિયતમ બનીને ગોપીની જેમ એમને આરાધતા અમારા આખ્યાનો પણ કૃષ્ણના જીવનવિષયક કે વિષ્ણુ વિષેજ આવતા જેવા કે ઉષાહરણ, દશમસ્કંધ, રુકિમણીહરણ, અજામિલાખ્યાન, ધ્રુવાખ્યાન, સુદામાખ્યાન, પ્રહ્લાદાખ્યાન વગેરે એટલુ જ નહિ પણ લોકપ્રિય થવાને માટે વલ્લભભટ જેવો જાણીતો દેવીભક્ત પણ અનેક કૃષ્ણવિષયક શૃગારના પદો રચે છે, રામભક્ત ભાલણ પણ દશમ રચે છે ને કૃષ્ણલીલાને ગાય છે, ને વૈરાગ્યપ્રધાન સહજાનંદ સંપ્રદાયના નિષ્કુલાનંદ, પ્રેમાનંદ મંજુકેશાનંદ વગેરે સાધુ કવિઓ પણ કૃષ્ણ વિષયક શૃગારના પદો રચે છે એટલુ જ નહિ પણ અમારા લોકગીતોમા પણ નાયક નાયિકાને કૃષ્ણ ને રાધા ના નામો અપાય છે ને ગૃહજીવનનો કલહ, કંકાસ પ્રેમ ને વિષાદ, હર્ષ ને શોક એ બધા ભાવો પણ કૃષ્ણ ગોપીના નામે જ આલેખાયા છે આમ મધ્ય કાળની ગુજરાતીનો પ્રવાહ, એટલે વિશેષે કરીને વૈષ્ણવી ભક્તિસાહિત્યનો, અનેક નિરનિરાળા સ્વરૂપો લેતો, કયારેક નાના પદોમા, તો કયારેક સ્તુતિમા, કયારેક 'બારમાસી'મા, કયારેક થાળમા, કયારેક શણગાર કાવ્યોમા, ક્યારેક ભજનોમા વ્યક્ત થતો પ્રવાહ

મધ્યકાળના ગુજરાતી સાહિત્યના પ્રવાહમા એક બાજુ જેમ ભક્તિ છે, તો બીજી બાજુ જ્ઞાનનો પ્રવાહ પણ એવો સ્પષ્ટ છે શંકરાચાર્યના અદ્વૈતવાદ, માયાવાદ વગેરેનુ આકર્ષણ પણ મધ્યકાળના કવિઓને ઓછુ નહોતુ 'અખો'

એ સૌથી જાણીતો એવો મધ્યકાળનો જ્ઞાની કવિ છે એણે સરલ, સર્વગમ્ય એવા દષ્ટાંતો વડે બ્રહ્મજ્ઞાનને સમજાવ્યુ, ધીરાએ એના પદોમા એને વિશદ રીતે આલેખ્યુ

આ ઉપરાંત કથાસાહિત્યનો પ્રવાહ પણ ૧૩મી સદીથી છેક ૧૮મી સદી સુધી અવિરતપણે વહ્યો જાય છે' કથાસાહિત્યમા વિશેષ ફાળો જૈનોનો છે એમણે રાસા નામના સાહિત્યપ્રકારદ્વારા ધર્મોપદેશ આપ્યો કથાસાહિત્યના બનાવોની ગૂથણી વિશેષ કરીને વિક્રમને કેન્દ્રમા રાખી થતી 'વૈતાળપચીસી', 'સિંહાસનબત્રીશી', 'પંચદંડ' 'હંસાવતી'ની વાર્તા, 'રૂપચંદકુંવરરાસ' વગેરે કથાઓમા વિક્રમ કઈ ને કઈ મુખ્ય કે ગૌણ ભાગ ભજવતો હોય જ અસાઇત, ભીમ, નયસુંદર, કુશળલાભ, વચ્છરાજ, નરપતિ, શામળ, વગેરે મધ્યકાળના જાણીતા વાર્તાકારો છે

વીરકાવ્યો પણ મધ્યકાળનાં ઠીક પ્રમાણમા ઉપલબ્ધ છે પદ્મનાભનુ 'કાન્હડદેપ્રબંધ', 'રણમલછંદ' વગેરે જાણીતા શૂરવીરોના ચરિત્રાલેખન છે એ કાવ્યો તત્કાલીન સમાજનુ યોગ્ય રીતે પ્રતિબિંબ પાડે છે

ગુજરાતનો નવો યુગ શરૂ થયો, અંગ્રેજોના આગમન પછી અંગ્રેજી શિક્ષણ, બ્રિટિશ સામ્રાજ્યની હિંદમા સ્થાપના એ ગુજરાતી સાહિત્ય માટે એક નવીન યુગ ગણી શકાય અંગ્રેજી ભાષાના ને તેના સાહિત્યના અભ્યાસે, દેશને જાણે એક નવીન દર્શન થયુ, ને તેને પરિણામે નવલકથા નિબંધ, ટૂકીવાર્તા, સ્વદેશપ્રેમના કાવ્યો, પ્રકૃતિકાવ્યો, પ્રેમકાવ્યો વગેરે અનેક નવા સાહિત્ય સ્વરૂપો અસ્તિત્વમા આવ્યા આ નવીન યુગના પ્રતિનિધિ લેખકો, નર્મદાશંકર અને દલપતરામ બન્નેએ દેશપ્રેમના કાવ્યો લખ્યા, નાટકો લખ્યા, નિબંધો લખ્યા, પિંગળના પુસ્તકો રચ્યા, રૂપકકાવ્યો લખ્યા ને સામાયિકો ચલાવ્યા સમાજસુધારા વિષે સાહિત્ય મારફત પ્રચાર કર્યો નર્મદે આત્મકથા લખી, પ્રેમના કાવ્યો લખ્યા, કોષ રચ્યા, પૃથ્વીનો ઇતિહાસ રચ્યો, ને દલપતરામે હુન્નરખાનની ચઢાઈ, ફાર્બસ વિરહ વગેરે લખ્યા આ બન્ને કવિઓએ પણ જૂની પેઢીની વારસારૂપે મળેલી માન્યતા પ્રમાણે વ્રજભાષામા કાવ્યો લખ્યા છે સાહિત્ય વિવેચન પણ એ જ અરસામા, નવલરામે શરૂ કર્યું એ આખો જમાનો સંસાર સુધારાનો જમાનો હતો એથી તે વખતની બધી સાહિત્યક કૃતિઓમા સુધારો આલેખાતો એ અરસામા સાહિત્યના અનેક સ્વરૂપો ખીલ્યા ને વિકસ્યા જીવનચરિત્રો નવલરામે ને મહીપતરામે લખ્યા નવલકથાઓ નંદશંકરે, મહીપતરામે તથા ગોવર્ધનરામે લખી ગોવર્ધનરામની સરસ્વતીચંદ્ર એ ગુજરાતી સાહિત્યમા અજોડ ઉપન્યાસ છે એમા કથા છે, ચિંતન છે, યુગપ્રશ્નો છે ને ગેલ્સવર્ધીના ફોરસાઇટ સાગાની જેમ એમા સારાય સંસારની આલોચના છે નાટકો પણ નવલરામ ને મણિલાલ, રણછોડભાઈ ઉદયરામ રમણભાઈ ને નાનાલાલ નિબંધસાહિત્ય ને સાહિત્યવિવેચન નવલરામ, મણિલાલ, મનસુખરામ, નરસિંહરાવ ને રમણભાઈ, પ્રો બળવંતરાય ઠાકોર વગેરેએ પોતપોતાની લાક્ષણિકતાથી વિકસાવ્યુ કાવ્યના અનેક નવા નવા પ્રયોગો થયા વસ્તુદષ્ટિએ નરસિંહરાવે પ્રકૃતિકાવ્યો લખ્યા, કલાપીએ પોતાના અંગત પ્રેમને ગાયો, બોટાદકરે ગામડાની સુંદરતાનુ દર્શન કરાવ્યુ, નાનાલાલે રાસસાહિત્યને સર્જી મધુર ઊર્મિઓનુ રમ્ય શબ્દાવનીમા આપણી સમક્ષ ગુંજન કર્યું, બાળાશંકર ને મણિલાલે, સુફીવાદને ગુજરાતીમા ઉતાર્યો, તો કાન્તે વિધાતાની સામે ને ઈશ્વર દુ ખીનો નથી એમ કહી બંડ પોકાર્યું પ્રો ઠાકોરે વિચારપ્રધાન કવિઅર્પી તો ખબરદારે, એ બધાના પ્રતિધ્વનિઓ કરવા માંડ્યા સ્વરૂપ દષ્ટિએ પણ અનેક નવા અખતરાઓ આ યુગમા થયા કેશવ હ ધ્રુવે વનવેલી શોધ્યો, તો નાનાલાલે અપદ્યાગદ્યને આણ્યુ કાન્તે ખંડકાવ્યો, અંજની ને, અભ્યસ્ત છંદો આપ્યા પ્રો ઠાકોરે સોનેટ પૃથ્વીછંદ ને પ્રવાહીવૃત્તો આપ્યા નરસિંહરાવે ગરબીનો પુનરુદ્ધાર કરવાનો પ્રયત્ન કર્યો, ને એ રીતે, કાવ્યસાહિત્યમા આ પંડિતયુગમા અનેક રીતે પ્રગતિ સધાઈ

આ પછીનો એટલે, પુનરપિ મંથનયુગ વીશમી સદીના આરંભથી માંડીને ગાંધીજી હિંદમા આવ્યા ત્યા સુધીનો કાળ મંથનકાળ હતો. આ સમયમા જ બંગભંગનુ મહાન આંદોલન થયુ એ૭

વર્ષના આંદોલનને આખા દેશને ખળભળાવી મૂક્યો છતા ગુજરાતી સાહિત્યના દુર્દૈવે એમાથી કઈ પ્રેરણા મળી લાગતી નથી ગુજરાતમા તો તે વખતે રમણભાઈ રાઈના પર્વતમા સુધારો ને નીતિ ગૂથે છે નાનાલાલ જયા જયંતમા આત્મલગ્ન ને દેહલગ્નની વાતો કર્યા કરે છે ગુજરાત તે સમયે વ્રજ ને કૃષ્ણ કનૈયાની બસરીની વાતો, કોયલડીના ટહુકારો, વગેરેની સ્વપ્નસૃષ્ટિમા જ નિદ્રા લેતુ હતુ એમા વાસ્તવિકતા નહોતી, પણ ગાધીજી હિંદમા આવ્યા ને એ ખ્વાબી દુનિયા ઊડી ગાધીજીએ આપણી વાસ્તવિકતાનુ સાચુ ભાન કરાવ્યુ, આપણને આપણા ગૌરવનુ ભાન કરાવ્યુ ને, સાહિત્યના વહેણોની દિશા એમણે પલટી નાખી ગાધીજી ૧૯૧૭મા હિંદમા આવ્યા, સાબરમતીમા એમણે આશ્રમ સ્થાપ્યો, ત્યાર પછી જે ગુજરાતી સાહિત્ય રચાયુ, તેનો બધો યશ એ મહાવિભૂતિને જાય છે ગાધીજીને કેન્દ્રમા રાખી, એમની ભાવનાઓ, એમની વિચારસરણી, એમની પ્રેરણા એ બધુ જ સાહિત્યમા પ્રતિબિંબિત થાય છે

ગાધીજી ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના કરે છે, અને એમા આપણા યુવકોને મજેની રાષ્ટ્રિય કેળવણીને પરિણામે ગુજરાતભરમા એક નવો યુગ સર્જાય છે વાર્તાઓ, નવલકથાઓ, નાટકો, બધા, શહેર છોડી ગામડાના જીવનનુ નિરૂપણ કરે છે એમા ગરીબ વર્ગ, સમાજના નીચલા થરના માણસોની લાગણીઓ, ભાવનાઓ, હર્ષ ને શોક, આનદ ઉત્સવ, એમની નિરાશા ને વિષાદ એ બધુ સચોટતાથી આલેખાય છે ગુજરાત વિદ્યાપીઠ જ આપણા ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ ને ઓજસ્વી બનાવ્યુ છે ગુજરાતીઓને પ્રકૃતિકાવ્યો આપનાર, ગુજરાતી સાહિત્યમા, કળા ને સસ્કૃતિ, કેળવણી, ને નદીઓ, આત્મકથા, પ્રવાસસાહિત્ય, નિબધો, પત્રો, એમ વિવિધ ગુજરાતી સામગ્રી અર્પનાર કાકાસાહેબ કાલેલકર, ગુજરાતને તર્ક શુદ્ધ ને મૌલિક વિચારો આપનાર, ખલીલ ગીબ્રાન જેવા ચિંતકોની પ્રસાદી આપણને પીરસનાર, ઈશુ, બુદ્ધ, મહાવીર, વગેરેના જીવન ને કવન વિષે સુદર જીવનચરિત્રો આપનાર, ગીતાનુ સમશ્લોકી ભાષાતર કરનાર ને ગીતામથન લખનાર મશરૂવાળા, ભાવવાહી કાવ્યો, કટાક્ષપ્રધાન નિબધો બુદ્ધિને સતોષે અને સમાજજીવનના તિરનિરાળા પ્રશ્નોને કલામય રીતે રજૂ કરતી વાર્તાઓ, ને તટસ્થ, તલસ્પર્શી ને રહસ્યદર્શી વિવેચનો આપનાર પ્રો રામનારાયણ પાઠક, વિવેચનો ને વાર્તાઓ લખનાર રસિકલાલ પરીખ, એ સર્વે લેખકોને પ્રકાશમા લાવનાર વિદ્યાપીઠ હતી

ને એ વિદ્યાપીઠના વિદ્યાર્થીઓએ તો અત્યારનુ ગુજરાતી સાહિત્ય જાણે કબજે કરી લીધુ છે શ્રી ઉમાશકર, સુન્દરમ્, સ્નેહરશ્મિ, કરસનદાસ માણેક, શ્રી ભોગીલાલ ગાધી એ માત્ર ઉત્તમ કવિઓ જ નથી પણ, વિવેચનો ને વાર્તા લેખકો તરીકે પણ જાણીતા છે એમણે પીડિતોનુ દર્શન કરાવ્યુ, શોષિતોની કરુણ કથા ગાઈ, એમણે યુદ્ધોત્સાહના ગીતો ગાયા, વર્ગવિગ્રહની વાર્તાઓ આલેખી, એમણે ગામડાના જીવનનો શહેરીઓને મોહ લગાડ્યો ને, એમણે ગુજરાતી સાહિત્યમા નવવસન્ત પ્રગટાવી

ગાધીજીએ પોતે પ્રત્યક્ષ સેવા પણ ક્યા ઓછી કરી છે? એમણે ગુજરાતી ભાષાને સસ્કૃતના ભારમાથી છોડવી સરળતા આપી, શૈલી આપી, જેની જગતની ઉત્તમ આત્મકથાઓમા ગણના થાય એવી આત્મકથા આપી, ને અનેક વિષયોને સ્પર્શતા, મૌલિક અને પરિપક્વ વિચારરત્નો જેમા આલેખાયા છે એવા સખ્યાબધ ગ્રથો આપ્યા ને ગાધીજી એ અમારા જ નથી, એ તો જેટલા ગુજરાતી સાહિત્યના છે તેટલા જ હિન્દી સાહિત્યના છે.

ગાધીજીના મત્રી મહાદેવભાઈનુ સ્થાન અનોખુ હતુ એમણે બગાળના જાણીતા લેખક શરદબાબુનો અનુવાદ કરી ગુજરાતને એમની મોહિની લગાડી, ટાગોરના ગીતના મૂળ જેવા જ મધુર અનુવાદો કરી, એમની ગીતમાધુરી અર્પી, એમણે સત ફ્રાન્સિસનુ જીવન આલેખ્યુ ને ખુદાઈ ખીદમતગાર ખાનબધુઓના, સરદાર પટેલનુ (મૌલાના આઝાદનુ અગ્રેજીમા) જીવન ચરિત્ર આલેખ્યુ ને એમ ચિરજીવ સ્થાન મેળવીને ગયા

એ સિવાય પણ ગાધીજીની છત્રછાયા નીચે લખવાનુ શરૂ કરી ગુજરાતમા જાણીતા થયેલા એવા લેખકો શ્રી નરહરિભાઈ પરીખ. શ્રી મગનભાઈ

ભાઈ મહેતા, શ્રી. જુગતરામ દવે, શ્રી. મગનભાઈ દેસાઈ, શ્રી. ગોપાળભાઈ પટેલ, શ્રી. નર્ગીનદાસ પારેખ વગેરેનો ઉલ્લેખ પણ અહીં ન કરું તો આ આલેખન અધૂરું જ ગણાય.

ને માત્ર વિદ્યાપીઠના લેખકોને જ નહિ પણ આ સમયમાં જે જે બીજા લેખકો પ્રકાશમાં આવ્યા તેમની પર પણ ગાંધીવાદી વિચારસરણીની સ્પષ્ટ અસર પડી છે શ્રી. ઝવેરચંદ મેઘાણી, શ્રી. સુન્દરજી બેટાઈ, શ્રી. મનસુખલાલ ઝવેરી એ બધાએ ગાંધીજીને ભક્તિભાવે અનેક કાવ્યાંજલિ અર્પી છે, એટલું જ નહિ, એમનામાં રાષ્ટ્રીયતાના અંશો વિવિધસ્વરૂપે પ્રગટ્યા છે. શ્રી. મેઘાણી એ જ અસરથી ગુજરાતના લોકસાહિત્યનું સંશોધન અને સંપાદન કરે છે, ને એ ક્ષેત્રોમાં પોતાની જાતને દાટી દેવા છતાં એ મૌલિક કાવ્યો આપે છે. ઐતિહાસિક ને સામાજિક ભૂતકાળનું ગૌરવ ગાતી તો વર્તમાન જીવનના અનેક કૂટ પ્રશ્નો રજુ કરતી નવલકથાઓ લખે છે; દ્વિજેન્દ્ર-રોયની ને ટાગોર જેવાની કૃતિઓનો રસમધુર અનુવાદ કરે છે, શ્રી. રમણલાલ દેસાઈ એમની નવલકથાઓમાં અહિંસા, ગ્રામજીવનના પ્રશ્નો, વગેરે પ્રશ્નોને છણે છે. અને ગાંધીવાદની સ્પષ્ટ અસરને વ્યક્ત કરે છે.

એ ઉપરાંત ગુજરાતના અગ્રગણ્ય નવલિકાકાર શ્રી. ધૂમકેતુ ને નવલકથાકાર, તથાનાટકકાર, તરીકે સુપ્રસિદ્ધ શ્રી. મુનશી પ્રથમપંક્તિના કળાકાર છે. શ્રી. ધૂમકેતુએ ગામડાંના જીવનમાંથી વસ્તુ ઉપાડી ને માત્ર શહેરમાંથી વસ્તુ લઈને ધનિકોનાં કે મધ્યમવર્ગના જ શિક્ષિતોનું જીવન આલેખતી વાર્તાઓનો ચીલો ત્યાગી ગામડામાં પણ અખૂટ વાર્તા માટે વસ્તુ છે અને નીચલા થરના પાત્રો જીવન જીવી જાણે છે તે બતાવ્યું, તો શ્રી. મુનશીએ એમની નવલકથા દ્વારા ભૂતકાલીન ગુજરાતનું ગૌરવ તાદૃશ કર્યું; તો નાટકોદ્વારા એમણે પુરાણકાળના આદર્શો આલેખ્યાં; ને આધુનિક સમાજપર કટાક્ષ કર્યો અને એ બન્ને પ્રકારોને નવો વેગ આપ્યો ને ગુજરાતના કલાદર્શી ને રંગદર્શી નાટકકાર તથા નવલકથાકાર બન્યા.

એ ઉપરાત શ્રી. અરવિન્દની અસર પણ ગુજરાતી સાહિત્યમાં પ્રવેશવા માંડી છે. એ શાળાના પ્રતિષ્ઠિત વિચારક તરીકે શ્રી. અંબાલાલ પુરાણી; કવિમાં શ્રી. પૂજાલાલ દલવાડી, અને હમણાં શ્રી. સુન્દરમનો એમાં ઉમેરો થયો છે.

છેલ્લા દોઢ દશકામાં તો ઉપર ગણાવ્યા તે સિવાય પણ બીજા અનેક આશાસ્પદ ને તેજસ્વી લેખકો, સમાજવાદી ભાવના, કે મનોવિશ્લેષણની નવીરીતિથી પ્રેરાઈને લખ્યાં કરે છે. તેમાં કવિઓમાં રમણીક અરાલવાળા, પ્રહ્લ્લાદ પારેખ. પ્રેમશંકર ભટ્ટ, નાથાલાલ દવે, વાર્તાકારોમાં શ્રી. પન્નાલાલ પટેલ, ગુલાબદાસ બ્રોકર, ઈશ્વર પેટલીકર, ચુનીલાલ મડીયા, નાટકકારોમાં શ્રી. ચન્દ્રવદન મહેતા, ઈન્દુલાલ ગાંધી, જયંતી દલાલ ગોવિંદભાઈ અમીન એ નામો ગણાવી શકાય. નવલકથાકારોમાં સોપાન, ગુણવંતરાય આચાર્ય, પન્નાલાલ તો, હાસ્યકારોમાં જ્યોતીન્દ્ર દવે, ને ધનસુખલાલ. ગુજરાતનું વિવેચનસાહિત્ય તો જાણે કોલેજના પ્રાધ્યાપકોએ જ સંભાળી લીધું છે; પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી ને પ્રો. રામનારાયણ પાઠક, પ્રો વિશ્વનાથ ભટ્ટ, પ્રો. વિજયરાય વૈદ્ય ને પ્રો. અનંતરાય રાવળ, પ્રો. મનસુખલાલ ઝવેરી પ્રો. ડોલરરાય માકડ યશવંત શુકલ, એ જાણીતા વિવેચકો કોલેજના અધ્યાપકો જ છે.

આ સમીક્ષા પૂરી નથી. એમાં ઘણાંય નામો રહી ગયાં છે. પણ અહીં તો માત્ર ક્યાં ક્યાં બળો અત્યારે ગુજરાતી સાહિત્યમાં પ્રવર્તમાન છે તેનો જ ઉલ્લેખ માત્ર કર્યો છે.

હવે જ્યારે આંતરપ્રાંતીય સંપર્કો વધતા જાય છે ને હિન્દીએ રાષ્ટ્રભાષાનું સ્થાન લેવા માંડ્યું છે. હિન્દના મોટામાં મોટા પ્રાંત સંયુક્ત પ્રાંતે એને રાજભાષા તરીકે અપનાવી છે. બિહારે પણ રાજભાષા તરીકે એને અપનાવી છે ત્યારે ગુજરાતી ને હિન્દી વચ્ચેનો સંબંધ ઘનિષ્ટ બને, એ જરૂરનું છે અને તેથી હિન્દી અને ગુજરાતી એક બીજાની નિકટ આવે, એક બીજી ભાષાના સાહિત્યકારો એક બીજામાં જીવંત રસ લે એવી શુભેચ્છાસહીત હું વિરમું છું.

—ચન્દ્રકાન્ત મહેતા

## પુસ્તક પરિચય

**પાનેતરના રંગ :**–લેખક શ્રી પન્નાલાલ પટેલ, પ્રકાશક આર આર શેઠની કંપની, મૂલ્ય ૩ ૮ ૦

વાર્તાકાર તરીકે મશહૂર થયેલા શ્રી પન્નાલાલનો આ પાચમો વાર્તાસંગ્રહ છે શ્રી પન્નાલાલની પૂર્વેની વાર્તાઓમા વિષયનુ જે વૈવિધ્ય હતુ, પાત્રની માનસિક સૃષ્ટિનુ હૂબહૂ દર્શન કરાવવાની જે કળા હતી, પ્રસંગોની રચનામા જે કારીગરી હતી, સંવાદની જે સ્વાભાવિકતા ને સચોટતા હતી તે એમના આ સગ્રહમા પણ જડે છે એમની આ વાર્તાઓમા લગ્નજીવનની નિષ્ફળતા જેમા આલેખાઈ હોય તેવી આ સંગ્રહની ચૌદ વાર્તાઓમાથી સાત છે પણ દરેકમા નૈષ્ફલ્યના કારણો જુદા, પાત્રોના સ્વભાવો જુદા, માનસિક વલણો જુદા, નૈષ્ફલ્યના પ્રકારો જુદા 'પાનેતરના રંગ'મા નાયિકાને સીનેમાનટી તરીકેની કીર્તિ ઘેલછા છે, 'જીવતર પર ખોયણુ'મા પત્નીથી ગભરાતો એવો બાયલો પતિ છે, 'વતરીનો ઉતાર'મા પત્નીનો કજીઆળો સ્વભાવ તથા વઢકણીવૃત્તિ છે, 'પ્રભુ જે કરે તે સારા માટે' એમા પતિનો બુઢાપો છે, 'મનહર'મા સ્ત્રીનુ મન સમજવાની પુરુષની અશક્તિ છે, તો 'વાત વાતમા' જે જૂઠી હતી એવી પોતાને પૂરી ખાત્રી થાય છે તેના પતિની પત્ની પરની ચારિત્ર્યશંકા છે આટલુ જ નહિ પણ લેખકે આ તૂટેલી દાપત્યની શૃંખલાને જ્યા જ્યા જરા જેટલી પણ શક્યતા હોય ત્યા જોડી દીધી છે 'પાનેતરના રંગ'મા માલતીનો સીનેમાસૃષ્ટિમા એની કિંમત વટી જવાથી એને પોતાની સાચી કિંમત સમજાય છે, તેથી થતો પશ્ચાત્તાપ ત્યા જરા આકસ્મિક લાગે એવુ, પ્રભાકરનુ સ્હુડીઓમા આગમન બન્નેને પુન જોડે છે, 'વતરીનો ઉતાર'મા પોતાના ભાઇને હાથે જ માર પડવાથી, પતિ મરણપથારીએ પડે છે, ને એથી પેલીમા પરિવર્તન થાય છે, જે વધુ સ્વાભાવિક ને પ્રતીતિકર લાગે છે ને 'મનહર'મા તો પત્નીનુ મન જાણવા જ ઇચ્છતા પતિને પત્ની એને તમાચો મારીને પોતાના મનની વાત કહી દે છે, ને બન્ને વચ્ચે સમાધાન થાય છે 'જીવતર પર ખોયણુ' અને 'પ્રભુ જે કરે તે સારા માટે' એ બન્ને વાર્તામા દાપત્ય જીવન સુધરે તેની બીલકુલ શક્યતા જ ન હોવાથી પત્ની પોતાના પ્રિયતમની મારફત કંઈક સંતોષ મેળવે છે ને, 'વાતવાતમા' તો એકવારના પ્રેમાળ દંપતીના મન ઊંચા થયા કે જે પાછા સધાય એવી શક્યતા જ નથી, એ તો ભાગ્યા હૈયાની કરુણ કહાની છે એ વાર્તામા પોતાના જ જીવનમા હોય છે, તેવા જ બનાવવાળી વાર્તા સાભળતા પોતાના ઘરેણા વેચીને પતિને પ્રસન્ન રાખતી પત્ની સાભળેલી વાર્તામા બને છે તે પ્રમાણે કોઈ પૈસાદાર પ્રેમી પાસેથી તો પૈસા નહિ લાવતી હોય એવી શંકા પતિને જતા એ પત્નીને જણાવે છે ત્યારથી પ્રેમતંતુ તૂટે છે પછી તો પેલાના કેટલાય અનુનયો પેલીના હૃદયની કડવાશને દૂર કરી શકતા નથી ખરેખર એ બહુ જ વાસ્તવિક એ કરુણકથા છે આમ તો નજીવો લાગતો પ્રસં માનસશાસ્ત્રીય દૃષ્ટિએ કેટલો કારમો નીવડે તે લેખકે બહુ જ કુશળતાથી દર્શાવ્યુ છે

શ્રી પન્નાલાલ એમના પાત્રોના માનસના એ એક પાસા બહુ કુશળતાથી દર્શાવી શકે છે અ તેથી જ, એમના પાત્રોમાં આપણને 'શઠ પા નહિ જ મળે કારણ કે અમુક પાત્રો જે કુ કાર્યો કરતા હોય તેની પાછળ પણ કંઈ જાત મનોવૃત્તિ કામ કરતી હોય છે, તે, એઓ સમભા પૂર્વક, શાસ્ત્રીય મનોવિશ્લેષણકારની છટા આલેખે છે, એથી જ 'વતરીનો ઉતાર' મોઘીનુ માનસ વાચકો સમજી શકે છે એનુ પરિવર્તન પણ અનેક પ્રસંગોની મનપ કેવી કેવી અસરો થઈ તે દર્શાવી, એ સ્ત્રીનુ બીજુ પાસુ પણ એમણે દર્શાવ્યુ છે 'પ્રભુ જે કરે સારા માટે' એ વાર્તામા પણ, પોતાની પત્ન રાધા, પર વાર વાર ગુસ્સે થતા છબીલ શેઠનુ માનસ બરાબર દર્શાવી, અને શેઠનો પછીનો આન દર્શાવી લેખકે માનસચિત્રણની પોતાની કાબેલિયત દાખવી છે એમની વાર્તા આટલી અસરકારક ને ચોટદાર લાગે છે તેનુ કારણ એઓ બાહ્ય સૃષ્ટિ કરતા પાત્રોની મનોસૃષ્ટિનુ જે આલેખન કરે છે તે છે

આ ઉપરથી કોઈ એમ ન માની લે કે આ સંગ્રહની બધી વાર્તાઓ ઉચ્ચ કોટિની છે ના,

એમા નબળી વાર્તાઓ પણ છે 'રાજીનામુ' એ લેખકની નબળામા નબળી વાર્તા કહી શકાય પોતે કોઈ સ્ત્રીની જોડે ઓફિસમા વાત કરતા હોય, ત્યા પત્ની એકાએક આવી પહોંચે તેથી એ અમલદાર રાજીનામુ શા માટે આપે, ને, પટાવાળો, સાહેબ દંડ કરશે એવી બીતિ રાખે પણ, સાહેબ કાઢી મૂકશે એવુ માની રાજીનામુ શા માટે આપે એ સમજાતુ નથી સરકારી નોકરીમાથી, કોઈપણ રાજીનામુ આપે તેને માટે લેખકે ઘણા જ સબળ ને ખાત્રીલાયક કારણો રજૂ કરવા જોઈએ 'મોતના મેળાપ'નો અંત નાટ્યાત્મક છે પણ કરુણતા ઉપજાવવા જ લેખકે યોજ્યો હોય એવુ તરત જ વરતાઇ જવાય છે 'પોતેનગરના રંગ'મા પણ, માલતી અને પ્રભાકર એ બન્નેને સ્ટુડીઓમા જે ભેગા કર્યા છે તે પણ એવો જ એક ન મનાય એવો અકસ્માત છે 'પૂરતો વિચાર'મા પણ ટૂંકી વાર્તા માટે પ્રસગ પર્યાપ્ત નથી લાગતો જાણે ટૂચકાને લબાવ્યો એવુ લાગે છે લેખકની મર્યાદાઓ, જ્યારે એઓ શહેરી જીવનનુ ચિત્ર આલેખે છે ત્યારે તરત જણાઈ આવે છે જે હથોટી, જે સમજ ને દૃષ્ટિ, ગામડાની સૃષ્ટિનુ ચિત્રણ કરતા આપણને જણાય છે, તે શહેરી જીવનના ચિત્રણમા નથી જણાતા

'ઘરવટ' એ સુન્દર પાત્રપ્રધાન કરુણકથા છે સુધી માનવી ભ્રમની દુનિયામા રહેતો હોય ત્યા સુધી એ કેટલો સુખી અને આનદી હોય છે, અને એકવાર એનો ભ્રમ ભાગ્યો કે પછી એનો કેવો દયાજનક નતીજો આવે છે તે લેખકે, દોશીના પાત્રદ્વારા આલેખ્યુ છે ભર્તૃહરિએ સાચુ જ કહ્યુ છે કે अज्ञ सुखमाराध्य

આ પાચમો સગ્રહ પણ શ્રી પન્નાલાલની વાર્તાશક્તિનો અચ્છો ખ્યાલ આપે છે વાર્તાકારમા જે દૃષ્ટિ જોઈએ, જીવનમા વાર્તા ક્યા છે, તે ગોતી કાઢવાની આવડત જોઈએ તે એમનામા છે, ને સાથે કથા કહેવાની કોઈક જ વાર્તાકારમા જડે એવી શક્તિ છે એટલે શ્રી પન્નાલાલમા આપણે એ હજુ અનેક વાર્તાસગ્રહો આપશે એવો વિશ્વાસ નિશ્ચિન્ત મને રાખી શકીએ

—ચન્દ્રકાન્ત મહેતા

**અભિસાર** :—લેખક, પ્રો મનસુખલાલ ઝવેરી, પ્રકાશક, એન એમ ત્રિપાઠી એન્ડ કું

મૂલ્ય રૂ ૩–૮–૦

અર્વાચીન ગુજરાતી કવિઓમા અગ્રસ્થાન મેળવનાર શ્રી મનસુખલાલ ઝવેરીનો આ ચોથો કાવ્યસગ્રહ છે ૧૯૨૮થી શરૂ થયેલી એમની કાવ્યપ્રવૃત્તિ આજે બે દાયકા થયા અખડ વહી છે, એ બીના જ આનદદાયી છે પ્રથમ દૃષ્ટિએ જોતા એમના આ કાવ્યોમા વિષયોની અને કાવ્યપ્રકારની ઠીક ઠીક વિવિધતા છે એમા ઈશ્વરભક્તિના કાવ્યો છે, (હરિ આવો) પ્રાંત પ્રેમના (જય ગુર્જરી ગર્વી તુજ મહિમા) દેશપ્રેમના કાવ્યો છે, (મેં જાણ્યુ તુ, ચાહુ છુ માડી હુ, સહવીર્યં કરવા વહે) પ્રેમના દર્દના તેમજ મસ્તીના બન્ને પ્રકારના કાવ્યો છે, (સૌભાગ્ય આસુય કા શોષતો આવ, તારા દરદથી, તારુ રૂપ, લોચનો; નિવેદન,) મિત્રપ્રેમને એમણે ગાયો છે (ભભૂતને), મહાત્મા ગાધીને કે ભણસાળીજીની સ્વાર્પણની શક્તિને એમણે ભાવભીની અજલી આપી છે (એકરલાવસુધરા મહોત્સવ ખુમારીનો) કવિ નાનાલાલના મૃત્યુ પ્રસગે એમણે કવિને અજલી આપી છે, (સિધાવો કવિ) પ્રકારોમા એમા સોનેટ છે, (ટકતુ જ હોય નહિ તો, આસુય કા શોષતો વગેરે) મુક્તકો છે (સમેટજે ના, ઓય નીલકઠ, મગલમ્) ગેયકાવ્યો છે (હરિ આવો, નયના, અભિસાર, ગિરધર ગોકુળ આવો), ચિંતનાત્મક વિલાપિકા છે (દાદાજીને), નાટ્યોચિત દૃશ્ય કાવ્ય છે (જય ગુર્જરી ગર્વે)

'ફૂલદોલ'ના અને 'આરાધના'ના વાચકોને મહાભારતના પ્રસગો પરથી આલેખાયલા એમના કાવ્યોમા જે ઓજસ હતુ, જે ચિત્રશક્તિ હતી, જે વેગ હતો, જે રસોચિત બાની હતી, વાતાવરણ ઉપજાવવાની જે હથોટી હતી, તે સદ્ગુ આકર્ષણ ને મનસુખભાઈની કાવ્યશક્તિ એ વિષયમા પૂરેપૂરી ખીલી ઊઠે છે, તેની પ્રતીતિ થતી આ સગ્રહમા એ પ્રકારના કાવ્યો નથી તેથી કાવ્ય સગ્રહ વાચ્યા પછી સાહજિક નિરાશા ઉદ્ભવે છે, કારણ એ કાવ્યોની અવેજીમા અહીં બીજુ કશુ નથી એ નિરાશા આપણને એમના આ

કાવ્યોનાં મૂલ્યાંકનમાં આપણી દ્રષ્ટિને જરા ઝંખવે એમ પણ બને. પણ એ તરફ નજર ન રાખીએ. અને આ કાવ્યસંગ્રહને પુરોગામી કાવ્યસંગ્રહોથી અલગે એવી સ્વતંત્ર દ્રષ્ટિથી તપાસીએ તોપણ આ આપણને ભવે પ્રફુલ્લિત કરે એવો ન હોય, કાવ્યોના રસાસ્વાદથી આપણને મહત્ આનંદ આપે એવો ન હોય, તો યે એ નિરાશ કરે એવો તો હરગીઝ નથી. એમાં આપણને સારાં કાવ્યો વાચ્યાનો સંતોષ થાય એવાં કાવ્યો ઠીક ઠીક પ્રમાણમાં મળે છે.

પ્રો. મનસુખભાઈની દ્રષ્ટિ નિરાશાવાદીની છે. જગતમાં એમને જે દંભ દેખાય છે, જે નર્યો સ્વાર્થ દેખાય છે, માનવની જે પશુતા દેખાય છે એથી એમનું કવિહૃદય જે ઊંડો વિષાદ અનુભવે છે, તે એમણે જેમ એમના આગલાં કાવ્યોમા અસરકારક રીતે આલેખ્યો છે, તેવું જ અહીં પણ બન્યું છે. આ કાવ્યો તો બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન લખાયલાં કાવ્યો છે તેથી એમનો એ વિષાદ વધારે વ્યાપક બને છે, એમની નિરાશા વધારે ગાઢી બને છે ને એ એઓ આ કાવ્યોમા સચોટતાથી. અને અસરકારક બાનીમા દર્શાવી શક્યા છે. કવિ કહે છે કે:

> સાચો દીઠો ક્યાય ના સ્નેહબંધ
> વિશ્વે દીઠા ક્ષુદ્રતાના વિરાટો

એ સાચું બ્યાન છે. ભૂતકાળની જોડે સરખાવતાં આજનાં સમયમાં માનવીને વિષણ્ણ કરી નાંખે એવી પામરતા ને અલ્પતા લાગે. તોપણ આપણા યુગમાં પણ ગાંધીજી જેવા મહાપુરુષો થયા છે. આપણે ત્યા પણ, વતનની આઝાદી માટે કુરબાની કરનારા વીરોની પરંપરા પાકી છે. અને આપણે હજારો વર્ષોની ગુલામીમાથી આપણી માતૃભૂમિને છોડાવી, એને આપણી કુરબાનીથી સ્વતંત્ર બનાવી છે, એ લોકોને માટે 'અધમાધમ જન્તુની સેના' એ શબ્દો વાપરવા એ એમને અન્યાય કરનારૂ તો જરૂર છે. એમને માટે બે સારા શકુન જો લેખકે કહ્યા હોત, તો એ કાવ્ય વધારે અસરકારક બન્યું હોત. શ્રી. મનસુખભાઈની કરુણના આલેખવાની શક્તિ એમના પ્રેમકાવ્યોમાં, 'ભત્રુનને' તથા 'દાદાજી'માં પૂરેપૂરી ખીલી છે છે. નીચેની પંક્તિઓમાં પ્રિયતમાને સંબોધી કાવ્યનાયક કહે છે:

> નહિ નહિ જ હું હાવા દેવું તને ઘડીયે જવા
> નથી જ ફરીથી વેરાનોમાં સખી વસવુ હવાં.

એમાં પ્રિયતમાવિરહની સ્થિતિ માટે 'વેરાન' શબ્દ કેવો સાર્થ છે? વળી સ્નેહના અમૃતથી જગતને સીંચનાર ગિરધારીને, કવિ અહીં આવવા વિનંતિ કરતાં કહે છે કે:—

> સ્નેહ બન્યો વેરી કેવો અમ તે જોવાં તો આવો

એમાં પણ. જગતમાથી 'સ્નેહ' લુપ્ત થતો જોઈ કવિને જે પારાવાર દુ:ખ થાય છે તે યોગ્ય શબ્દોમાં વ્યક્ત થયું છે. આખું કાવ્ય સુમધુર છે. આ રીતે 'સ્નેહ'ને એના બધા સ્વરૂપમાં એઓ આસાનીથી ગાઈ શકે છે.

શ્રી મનસુખલાલનું મોટુ ભયસ્થાન શબ્દાળુતા છે. 'શુદ્ધિ ને સિદ્ધિની ઘડી', 'માગુ' વગેરે કાવ્યો એનાં દૃષ્ટાંત તરીકે આપી શકાય. એમની વાણીમાં લાલિત્ય છે, પણ ઘણીવાર અર્થ કરતાં શબ્દો તરફ જ એઓ વધારે લક્ષ આપે છે એવું લાગે છે.

આ ગ્રન્થમા થોડા કાવ્યો બાદ કર્યાં હોત, તો પુસ્તકનું કદ ઓછુ થાત પણ ગુણવત્તા વધત અને કાવ્યવાચન અધિક રસદાયી નીવડત.

આ સંગ્રહના કાવ્યોમાં કવિહૃદયના સ્પંદનો ને ઘણા કાવ્યોમા એ સ્પંદનોનુ કાવ્યોચિત બાનીમા સરળતાથી થયેલું નિરૂપણ આપણને આકર્ષે છે એમની કવિતામાં નિરાશા છે, હર્ષ છે, પણ એ કાવ્યોને રોતલ બનાવતુ નથી, પણ યુગસંક્રાન્તિના સર્જનની માગણી કરે છે.

એમના આ સંગ્રહમા આગલા સંગ્રહનાં કાવ્યો કરતાં પ્રેમની મસ્તીના કાવ્યો ઠીક પ્રમાણમાં છે. અને પ્રેમ દર્દનાં કાવ્યો કરતાં મસ્તીનાં કાવ્યો ગુણવત્તામાં એટલાં જ સારાં છે. એમના 'આવ' કાવ્યની એમની કવિતામા હજી સુધી નહોતી દેખાઈ એવી જહાલ વૃત્તિ ખરેખર આવકાર્ય છે.

ચન્દ્રકાંત મહેતા

**ગુજરાતી અધ્યાપક સંમેલન:**—આણંદના વલ્લભ વિદ્યાનગરમાં ત્યાંના ગુજરાતીના અધ્યાપક પ્રો. ડોલરરાય માંકડના પ્રયાસથી ગુજરાતીના અધ્યાપકોનું પ્રથમ સંમેલન નવેમ્બરની પાંચમીથી ત્રણ દિવસ ભરાયું હતું. ગુજરાત, કાઠિયાવાડ, મુંબઈ વગેરે સ્થળોથી લગભગ ૩૦ જેટલા ગુજરાતીના અધ્યાપકોએ એ સંમેલનમાં હાજરી આપી હતી. પહેલે દિવસે પ્રો. રામનારાયણ પાઠકે પ્રમુખસ્થાન લીધું હતું, બીજે દિવસે પ્રો. રવિશંકર જોષીએ અને ત્રીજે દિવસે પ્રો. વિજયરાય વૈદ્યે. ત્રણ દિવસની ચર્ચા અને વિચારોની આપલે પછી, નીચેના ઠરાવો સર્વાનુમતે પસાર થયા હતા.

(૧) સંમેલનને સ્થાયી સ્વરૂપ આપીને, દરવર્ષે અનુકૂળ સ્થળે ગુજરાતીના અધ્યાપકસંઘનું સંમેલન ભરવા વિષેતથા સંઘની પ્રવૃત્તિ ચલાવવા નીચેના સભ્યોની એક સમિતિ નીમાઈ હતી.

(૧) પ્રો. રામનારાયણ પાઠક (૨) પ્રો. રવિશંકર જોષી (૩) પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી (૪) પ્રો. ચતુરભાઈ પટેલ (૫) પ્રો મનસુખલાલ ઝવેરી (૬) પ્રો. અનંતરાય રાવળ. (૭) પ્રો. યશવંત શુક્લ.

(૨) 'આ સંમેલન મુંબઈ યુનીવરસીટીને આગ્રહ પૂર્વક ભલામણ કરે છે કે, યુનીવરસીટી ગુજરાતી ભાષા અને સાહિત્યના ઉચ્ચશિક્ષણને માટે વખતો જે અભ્યાસક્રમ તથા પાઠ્યપુસ્તકો મુકરર તેમાં ઉચ્ચ શિક્ષણ આપતા અધ્યાપકોના ...નનો, અનુભવનો અને વિદ્યાર્થીમાનસના તેમના પરિચયનો વ્યવસ્થિત લાભ નહિ મેળવાતો હોવાથી મુકરર થતો અભ્યાસક્રમ, ઘણી વાર પોતાના સામાન્ય સ્વરૂપમાં તેમજ નિયત પાઠ્ય પુસ્તકોના વિશેષ સ્વરૂપમાં, યોગ્ય રીતે નહિ યોજાયલો, અધ્યાપકો તેમજ વિદ્યાર્થીઓ બંનેના કાર્યમાં અનેક વિઘ્નો ઊભા કરનારો અને પરિણામે અભ્યાસને અરસિક અને નિર્બળ બનાવનારો માલૂમ પડ્યો હોવાનો અધ્યાપકનો વારંવારનો અનુભવ છે. એટલે યુનીવરસીટીની ગુજરાતીના ઉચ્ચ શિક્ષણ માટેનો અભ્યાસક્રમ અને પાઠ્ય પુસ્તકો મુકરર કરનારી સમિતિમાં જરૂર પડે તો ધારા ધોરણમાં ફેરફાર કરીને પણ ગુજરાતીના અધ્યાપકોને ઓછામાં ઓછું પચાસ ટકા પ્રતિનિધિત્વ મળવું જોઇએ જેથી અત્યારે પ્રવર્તતી વિષમતા આપોઆપ દૂર થાય.

(૩) 'આ સંમેલન મુંબઈ યુનીવરસીટીએ મહાવિદ્યાલયના પ્રથમ અને દ્વિતીય વર્ષ આર્ટ્સના અભ્યાસક્રમમાં ગુજરાતી ભાષાસાહિત્ય માટેના પ્રશ્નપત્રો ૧૦૦ માર્કનાં હતાં તેને ઘટાડીને ૫૦ માર્કસનાં કર્યાં તેની સખેદ નોંધ લે છે. ઇતર વિદ્યાર્થીઓને મુકાબલે ગુજરાતી અને બીજી પ્રાંત ભાષાઓની ઉપેક્ષા આજસુધી તો થઈ જ છે, પણ સ્વરાજમાંયે અને તેમાંય વળી પ્રાંત ભાષા બોધ ભાષાઓ થવાની છે ત્યારે, ગુજરાતીનું મહત્ત્વ ઘટાડનારી ઉપર્યુક્ત વ્યવસ્થાનો આ સંમેલન સખત વિરોધ કરે છે, અને મુંબઈ યુનીવરસીટી નવા વર્ષથી ગુજરાતીના પ્રશ્ન પત્ર માટે ૧૦૦ માર્ક મુકરર કરે એવી આગ્રહ પૂર્વક ભલામણ કરે છે.'

(૪) 'આ સંમેલન એમ માને છે કે મુંબઈ યુનીવર્સિટીનાં વેપાર વિષયક મહાવિદ્યાલયો માટે ગુજરાતીનો જે અભ્યાસક્રમ યોજાયો છે તે વિદ્યાર્થીના શૈક્ષણિક વિકાસની દૃષ્ટિએ ખૂબ અધૂરો ને અસંતોષકારક છે. એ મહાવિદ્યાલયોમાંથી બહાર પડતા ગુજરાતી સ્નાતકો કને પોતાની ભાષામાં પોતાનો વિષય અન્યને સરળતાથી સમજાવી શકે એટલુ ભાષાભંડોળ હોતુ નથી. આ યુગમાં આ વિષમ પરિસ્થિતિ ચલાવી લેવાય એવી નથી. તેથી આ સંમેલન મુંબઈ યુનીવર્સિટીને વિનંતિ કરે છે કે, ભવિષ્યના ગુજરાતી વેપારી સ્નાતકો પોતાના વ્યવસાયોમાં ગુજરાતીના આવશ્યક ભાષાજ્ઞાનદ્વારા અને સાહિત્યના સંસ્કારો દ્વારા વિશેષ કાર્યકુશળ અને સંસ્કારી બને. તે અર્થે યોગ્ય વ્યક્તિઓ તથા સંસ્થાઓના સલાહ સૂચનો મેળવી આખાય ગુજરાતી અભ્યાસક્રમની પુનર્ઘટના કરવી.'

---

પ્રકાશક ચન્દ્રકાન્ત મહેતા, ભારતીય વિદ્યાભવન, ૩૩–૩૫, હારવે રોડ, મુંબઈ.
મુદ્રક : ધીરુભાઈ દલાલ, એસોશીએટેડ એડવર્ટાઈઝર્સ એન્ડ પ્રિન્ટર્સ લિ, ૫૦૫, આરથર રોડ, તારદેવ, મુંબઈ ૭

# ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા

સંપાદકો
ચીમનલાલ શાહ
ચન્દ્રકાન્ત મહેતા

પુસ્તક ૪ | જાન્યુઆરી ૧૯૪૭ | અંક ૨

## સંગાળશા આખ્યાન અને વસુદેવહિંડિ

સગાળશાની મૂળની કથાના તપાસ કરતા શ્રી દેસાઈ* કહે છે કે સસ્કૃત કે પ્રાકૃત સાહિત્યમા સગાળનો ઉલ્લેખ જાણ્યો નથી. એટલુ જ નહિ પણ સગાળશાની કથાના કે તેના કોઈ અંશના દૂરના કે નિકટના આધારરૂપ ગણાવી શકાય તેવુ તેમને સસ્કૃત સાહિત્યમાથી બહુ જ ઓછુ મળી આવ્યુ છે, ને પ્રાકૃત સાહિત્યમાથી તો મુદ્દલ નહિ સસ્કૃત સાહિત્યમાથી પણ કુભકોણમ આવૃત્તિના મહાભારતમા જે છે તે અનિશ્ચિત સમયે કરાયેલો પ્રક્ષેપ છે અને સ્કદ પુરાણમાથી કદાચ કઈ મળી આવે તોપણ એ પાછલા સમયનુ હોવાની ઘણી સબળ સભાવના છે સગાળશાની કથા મૂળ દક્ષિણમાથી આપણે ત્યા આવી હોવાનો ઘણો સભવ છે પણ આ વાતને બાજુએ રાખીએ તો પણ એટલુ સ્પષ્ટ છે કે તેનુ દક્ષિણમા મળતુ સ્વરૂપ સૂચવે છે તેમ સગાળશાના પૂર્વભવ તરીકે વર્ણવાયેલી કર્ણની વાત એ મૂળ કથામા પાછળથી થયેલો ઉમેરો છે કર્ણ સાથે સબધ જોડતા અશને બાજુ પર રાખી બાકીની કથા તપાસતા તેમા વાર્તાના ચણિયારા (motifs) તરીકે બે વસ્તુ તરફ આપણે આગળી ચીંધી શકીએ (૧) ટેકની દૈવી પરીક્ષા અને (૨) પુત્રમાંસનુ દાન.

આ બીજકો સગાળશાની કથાને લગતી જુદી જુદી કૃતિઓમા જે સ્વરૂપે દેખાય છે તેને મળતા સ્વરૂપમા પ્રાચીન સાહિત્યમાથી કાંઈ મળે તો જ તેમની વચ્ચે પ્રભાવક-પ્રભાવિતનો સબધ હોવાનુ સૂચવી શકાય. પ્રાકૃત સાહિત્યમાથી પહેલા બીજક પર ચ્યાનેરો એક પ્રસગ મળી આવે છે, અને કેટલીક વિગતોની સમાનતા જોતા આ જ પ્રસગ પરપરાએ કરી કથાસાહિત્યમા જળવાઈ રહી કેટલીક ગુજરાતી સગાળશા-કૃતિઓમા સ્થાન પામ્યો હોવાનુ જણાય છે

ઈસવી પાચમી સદીમા મહાન પ્રાકૃત કથાગ્રથ 'વસુદેવહિંડિ' ('એ ગુણાઢ્યના 'બૃહત્કથા'ની જૈન આવૃત્તિ જ છે) વસુદેવના ગૃહત્યાગનુ વર્ણન કરતા પહેલા વસુદેવના પૂર્વભવનો વૃત્તાન્ત આપે છે* વસુદેવ પૂર્વના એક ભવમા દરિદ્ર બ્રાહ્મણનો અનાથ પુત્ર નામે નદિષેણ હતો મામાની ત્રણે પુત્રીઓએ તેને દરિદ્રતાને કારણે પતિ તરીકે વરવાની વારાફરતી ના પાડી એટલે દુખી થઈ ગામ છોડી તે ચાલી નીકળ્યો એક અણગારનો સમાગમ થતા પેલાએ તેનામા ધર્મ અને પરલોકમા શ્રદ્ધા ઉત્પન્ન કરી પછીના અશનુ ભાષાન્તર આ પ્રમાણે છે :

"(આથી) પ્રતીતિ થતા નદિષેણે પ્રવ્રજ્યા લીધી પરમ સવેગયુક્ત સૂત્રાર્થને જાણતો; પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિયુક્ત, તપમા ઉદ્યમશીલ, વધતી જતી શ્રદ્ધાવાળો અને સ્થિર વૈરાગ્યવાળો તે વિહરવા લાગ્યો તેના લાભને અતરાય કરતા કર્મનો ક્ષય અને ઉપશમ થતા જે વસ્તુ તે ઇચ્છતો, જે સ્વરૂપે તે ઇચ્છતો અને જેટલા પ્રમાણમા તે ઇચ્છતો તે પ્રમાણે તેને મળતી અને તેણે વ્રત લીધુ કે સમગ્ર શક્તિએ કરીને મારે વૈયાવૃત્ય (સેવાશુશ્રૂષાનુ વ્રત) કરવુ એ રીતે તે ભારતવર્ષમા મહાન તપસ્વી તરીકે વિખ્યાત થયો.

હવે એક વાર સભાસ્થિત દેવરાજ ઇંદ્ર અજલિ જોડી તેના ગુણોનું કીર્તન કરવામા પ્રવૃત્ત થયો,

*મજરાય મુ. દેસાઈ સગાળશા આખ્યાન (૧૯૩૪) પા ૫૧, ૪-૪૮, ૧૮

* ચતુરવિજય – પુણ્યવિજય – સપાદિત વસુદેવહિંડિ પ્રથમ ખણ્ડ, પ્રથમ અશ (૧૯૩૦), પા. ૧૧૪-૧૧૮ ભાષાન્તરિત અશ પા ૧૧૭ પક્તિ ૧૯ થી પા ૧૧૮, પ. ૧૧ સુધીનો છે

'વૈયાવૃત્યમા રત એવા દૃઢનિશ્ચયી નંદિષેણને ચળાવવો એ દેવો માટે પણ શક્ય નથી' આ વાતમા વિશ્વાસ નહીં પડવાથી બે દેવો સાધુનુ રૂપ ધરી (નંદિષેણ) પાસે આવ્યા એક જણો તેના ગામને પાદર રોગીનુ રૂપ ધારણ કરીને રહ્યો. જ્યારે બીજો નંદિષેણની વસહી (ઉપાશ્રય)મા ગયો. તેણે આકરા, કઠોર ને નિષ્ઠુર વચનો વડે તેની નિર્ભર્ત્સના કરી અને કહ્યુ, 'બહાર એક રોગી પડ્યો છે અને તુ વૈયાવૃત્યનુ વ્રત લીધુ હોવા છતા સૂઈ રહ્યો છે. આથી ગભરાઈને તે ઊઠ્યો (ને કહ્યુ), 'જેને મારી જરૂર છે તે ક્યા છે ને ચીંધો' એટલે સાધુરૂપિયો દેવ બોલ્યો 'અતિસારનો ભોગ બનેલો, તરસથી પીડાતો એક રોગી બહાર પડ્યો છે તારી સમજમા આવે તેમ કર ' એટલે 'પાનક (રાબડી?) ની તપાસ કરુ' એમ વિચારી તે પારણુ કર્યા વિના જ બહાર નીકળ્યો -અનુકપાથી જેનુ હૃદય જરાએ-પલળ્યુ નથી તેવા દેવે (જ્યાથી જ્યાથી તેને રાબડી ભિક્ષામા મળી ત્યા ત્યા તેને) સાધુઓને આકલ્પ્ય બનાવી મૂકી. આ ઉપદ્રવને છતી પાનક લઈને (નંદિષેણ) રોગી પાસે ગયો. રોગીએ તેને સભળાવ્યુ, 'મદભાગ્ય! આવી અવસ્થામા હુ તારી આશાએ આવ્યો, પણ તુ તો ખાવાપીવામા રચ્યોપચ્યો રહેતો મારી સામુ પણ જોતો નથી ને 'વૈયાવૃત્ય કરનારો' એ શબ્દોથી જ ધરાઇ ગયો છો' એટલે નંદિષેણે પ્રસન્નચિત્તથી નમીને વીનતી કરી, 'અપરાધની ક્ષમા કરો અને (આ અપરાધમાથી) મુક્ત કરો (?) એટલે હુ આપને શુદ્ધ (સ્વચ્છ) બનાવુ' મેલથી મલિન તે સાધુને તેણે નવરાવ્યો અને કહ્યુ ' આપને ઉપાશ્રયમા લઇ જઉ આપ નીરોગી થશો એ પ્રમાણે હુ કરીશ' પછી તેણે સાધુને ઉચક્યો. સાધુ પગલે પગલે બૂમ મારવા લાગ્યો, 'અરે મને તુ દુખાવે છે, તુ હલબલાવે છે, સરખી રીતે ઉપાડતો નથી.' (આ રીતે જેના પર) તિરસ્કાર મૂકાય છે તેવો તે સાવધાન તાથી ચાલવા લાગ્યો. દેવે પણ તેની ઉપર અત્યંત દુર્ગંધી મળોત્સર્ગ કર્યો •(ને બોલ્યો), 'તારી ઉતાવળી ગતિથી તે મને બગાડ્યો' મળત્યાગ કરાવ્યો (?) દુષ્ટ! તુ મને (ક્યાક) મારી નાખીશ.' નંદિષેણ મુખવર્ણ પ્રસન્ન રાખી, 'રોગીને કેમ સુખ થાય' એનો મનથી વિચાર કરવા લાગ્યો, તેણે કડવા વેણને કે એવી ગધને ગણકાર્યા નહીં અને બોલ્યો, 'આપને કેવી રીતે બેસારુ? અથવા કહો, બીજુ (આપને માટે) શુ કરુ? (આપનુ અગ) ધોઈ આપુ?" પછી અનુતાપ પામી દેવે તે ગદકીના ઢગને એક પળમા દૂર કર્યો, અને નાસિકા ને મનને સુખકર એવી પુષ્પવૃષ્ટિ કરી સાધુનુ રૂપ છોડી દઈ, દિવ્યરૂપ ધારણ કરી, ત્રણવાર પ્રદક્ષિણા કરી પગે પડી દેવો નંદિષેણને વાર વાર ખમાવવા લાગ્યા, અને બોલ્યા, 'ભગવન્, દેવરાજ ઇંદ્રે તારા ગુણોનુ કીર્તન કર્યું. તેમા વિશ્વાસ ન પડતા અમે તારી પરીક્ષા કરવા માટે આવ્યા. ઇંદ્રે સાચુ જ કહેલુ તુ વરદાન માગ. અમે તને શુ આપીએ?' તે બોલ્યો, 'જિનોથી દર્શિત જે પરમદુર્લભ મોક્ષમાર્ગ છે, તે મને પ્રાપ્ત થયો છે એટલે બીજા કશાનુ મારે પ્રયોજન નથી' એટલે દેવો વદન કરીને ગયા."

કનકસુન્દરના 'સગાળશાહ રાસ'મા અને તેના આધારભૂત વાસુની 'કર્ણકથા'મા સગાળશાની પરીક્ષાનો પ્રસગ જે રીતે આપ્યો છે તેની સાથેનુ 'વસુદેવહિંડિ'ના ઉપલા અશનુ સામ્ય ઘણુ જ નિકટનુ છે વાસુ અને કનકસુદરને સરખાવતા આ પ્રસગમા પણ બને વચ્ચે કેટલાક વિગતફેર છે, અને વાસુ કરતા કનકસુદરે વર્ણવેલા આ પ્રસગની વિગત 'વસુદેવહિંડિ'ના પ્રસ્તુત અશને વધારે મળતી આવે છે આડવાત અને વિસ્તાર ગાળી નાખતા કનકસુદર પ્રમાણે એ પ્રસગ આમ છે * સભામા બેઠેલો ઇંદ્ર ભરતભૂમિ અવલોકતો હતો ત્યા તેણે અખંડ અન્નસત્ર વાળતો પાલિયો દીઠો એટલે તે બોલ્યો કે પરીક્ષા કરવા છતા વ્રતમા દૃઢ રહે એવો પૃથ્વી પર આની જેવો કોઈ બીજો નથી. આ વચનમા એક દેવને શ્રદ્ધા ન પડવાથી તે પરીક્ષા કરવા આવે છે ને કોઢિયા કાપડી સાધુનું રૂપ ધરી શિવમદિરમા (આ વાસુની અસર છે) આવી રહે છે અતિથિની શોધમા સગાળશા ત્યા આવે છે ને સાધુ અશક્ત બનાવતા તેને ચગાવતી સૂડવામા બેસારી ઊચકી લે છે તે વેળા દેવ લોહીમાસના રેલા ઊતારે છે, પણ ચગાવતી એ દુર્ગંધને સુગધ લેખવે છે ને બહુસન્માનથી ઘેર લાવે છે 'વસુદેવહિંડિ'મા એક નહીં પણ બે દેવ પરીક્ષા કરવા આવે છે નંદિષેણને અતિથિવ્રત નહીં પણ વૈયાવૃત્યનુ વ્રત છે રોગી કોઢિયો નહીં પણ અતિસારના રોગથી પીડાય છે વગેરે વીગતોમા જે ફેર

* સગાળશા આખ્યાન, પા ૨૫, પક્તિ ૭ થી પા ૩૮, પક્તિ ૧૪

છે તે સમયનો ગાળો નજરમાં રાખતાં સમજી શકાય તેમ છે. વાસુએ આપેલા પ્રસંગમાં તો નારદ ઇંદ્રને સગાળશાની વાત કરે છે એટલે વાણિયો ક્યાક ઇન્દ્રાસન લેશે એ બીકે, પોતાને સહાય કરવાનું તે બીડું ફેરવે છે અને નારદે સગાળશા ધર્મમાં અડગ હોવાનું ભારપૂર્વક કહ્યા છતાં ઇંદ્રના આગ્રહથી ઈશ્વર કોઢિયા કાપડીને રૂપે પરીક્ષા કરવા જાય છે એવી વાત છે. બાકીની જૂની ગુજરાતી કૃતિઓમાં કોઈમાં વિષ્ણુ વખાણ કરે છે ને શંકર પરીક્ષા લેવા જાય છે, તો કોઈમાં ઇંદ્રના ભયના નિવારણ માટે વિષ્ણુ પરીક્ષા લે છે, તો કોઈમાં શંકર કે વિષ્ણુ પોતાની પ્રેરણાથી જ પરીક્ષા લે છે. આમ લેખકના ઉપાસ્ય દેવ કે ધર્મ અનુસાર પરીક્ષકનું સ્વરૂપ ફરતું રહ્યું છે. એટલે જૈન કનકસુંદરનું પ્રસંગ-વર્ણન 'વસુદેવહિંડિ'માં આપેલા પ્રસંગવર્ણનને વધારે મળતું આવે છે તેમાં જરાયે આશ્ચર્ય નથી.

બીજા બીજક પુત્રમાંસના દાનને મળતો પ્રસંગ પ્રાચીન સાહિત્યમાં મળી આવે તો સગાળશાની વાર્તાના ઘટક તત્ત્વોના ઇતિહાસ પર વિશેષ પ્રકાશ પડે.

હરિવલ્લભ ભાયાણી



## શ્રી મુનશી ષષ્ટિપૂર્તિ સમારંભો

ભારતીય વિદ્યાભવનની અંધેરી ખાતેની કોલેજમા તા. ૨૪મી ડિસેમ્બર શ્રી. મુનશીની ષષ્ટિપૂર્તિ પ્રસંગે, 'તર્પણ' નાટક ભજવાયો હતો, ને હંસરાજ પબ્લીક સ્કૂલ તરફથી 'વિશ્વ કોનું' ને 'લાલનો એક્કો' એ બે નાટિકાઓ ભજવાઈ હતી તે વખતે કોલેજના પ્રીન્સીપાલ ડૉ. બુલચંદે તથા શાળાના પ્રીન્સીપાલ શ્રી. ધીરભાઈ દેસાઈએ શ્રી. મુનશીને એમની ષષ્ટિપૂર્તિ નિમિત્તે ભાવભરી અંજલિઓ આપી હતી. નાટકો પૂરાં થયા પછી, નવગુજરાત કલબ તરફથી શ્રી. મુનશીના માનમાં એક આપાણીનો મેળાવડો થયો હતો, તેમાં ડૉ. બુલચંદે ભાષણ કર્યું હતું, ને શ્રી. મુનશીએ પોતાના સત્કાર માટે સર્વેનો આભાર માન્યો હતો.

ત્યાર પછી સાહિત્યસંસદ તરફથી સુંદરબાઈ હોલમાં, શ્રી. મુનશી ષષ્ટિપૂર્તિ પ્રસંગે તા. ૨૬ તથા ૨૮મી ડીસેંબરે શ્રી. મુનશીકૃત 'છીએ તેજ ઠીક' નાટક સફળતાથી ભજવાયો હતો.

તા. ૨૦ મીએ, શ્રી મુનશીને અભિનંદન આપવા એમના મિત્રો, તથા સ્વજનો એમને ત્યાં મળ્યા હતા, ત્યારે વિખ્યાત સંગીતકાર, શ્રી. દિલીપકુમાર રોયે તે પ્રસંગે સૂરીલા કંઠે ભજન ગાયું હતું.

સાતમી જાન્યુઆરીએ ભારતીય વિદ્યાભવનમાં, શ્રી. મુનશી હીરક મહોત્સવ સમિતિ તરફથી, એક સમારંભ શ્રી. પ્રાણલાલ દેવકરણ નાનજીને પ્રમુખપદે યોજાયો હતો. તે સમયે શ્રી. પ્રાણલાલભાઈ, મુંબઈના મેયર, પ્રાંતીય કોંગ્રેસ કમિટીના પ્રમુખ શ્રી. પાટીલ, શ્રી. નગીનદાસ માસ્તર, સાહિત્યપરિષદના પ્રમુખ પ્રો. રામનારાયણ પાઠક, શ્રી. ડાહ્યાભાઈ વલ્લભભાઈ પટેલ, શ્રી. ચીમનલાલ સેતલવડ, શ્રી. જ્યોતીન્દ્ર દવે, શ્રી. શયદા, વગેરેએ શ્રી. મુનશીને અંજલિ આપી હતી ને, અનેક સંસ્થાઓ તરફથી એમને ફૂલહાર અર્પણ થયા હતા. તે પછી શ્રી. હરસિદ્ધભાઈ દીવેટીઆએ, શ્રી. મુનશી અભિનંદનગ્રન્થ એમને અર્પણ કર્યો હતો, ને શ્રી. ભવાનજી અર્જુન ખીમજીએ રૂપિયા એક લાખ સાડત્રીશ હજારની થેલી શ્રી. મુનશીને અર્પણ કરી હતી તે, શ્રી. મુનશીએ ભારતીય વિદ્યાભવન તરફથી બંધાનારા સરસ્વતીમંદિરમાં આપવાનું જાહેર કર્યું હતુ.

અંતમાં શ્રી. મુનશીએ, પોતાના જીવનના વિકાસ-કાળની રૂપરેખા દોરી હતી, અને, એ ઉમરે એમના પૃથ્વીવલ્લભની જેમ, જીવનના દરેકે દરેક ક્ષેત્રમાંથી જીવનની દરેકે દરેક પળે ઉલ્લાસ અને આનંદ મેળવવાની ખાહેશ દર્શાવી હતી, ને એમને આપેલાં સન્માન માટે બધાનો આભાર માન્યો હતો. આભારવિધિ બાદ સમારંભ ખતમ થયો હતો.

## સુધારો

પરિષદ પત્રિકાના નવેમ્બર-ડીસેમ્બર અંક— પરિષદ અંકમાં—૧૦મે પાને રાજકોટ સાહિત્ય-પરિષદ સંમેલનમા દશ સભ્યોને મધ્યસ્થ સભામાં લેવામાં આવ્યા છે એમ જાહેર કર્યું હતું, પણ દશ નહિ પરંતુ બાર સભ્યો મધ્યસ્થ સભામાં લેવામાં આવ્યા હતા તેમનાં નામ નીચે મુજબ છે :

ડૉ. રમણલાલ યાજ્ઞિક, શ્રી મનસુખલાલ ઝવેરી, શ્રી વીરેન્દ્રરાય મહેતા, પ્રો. રવિશંકર જોશી, શ્રી ધૂમકેતુ, શ્રી ઉપેન્દ્ર પંડ્યા, શ્રી શયદા, શ્રી જ્યન્તકૃષ્ણ દવે, શ્રી ગુલાબદાસ બ્રોકર, શ્રી સુંદરજી બેટાઈ, શ્રી ઝવેરચંદ મેઘાણી, શ્રી રમણલાલ વસન્તલાલ દેસાઈ,

## પુસ્તક પરિચય :—

**સાગર-જીવન અને કવન:**—સયાજી-સાહિત્યમાળા પુષ્પ ૨૭૫મુ.

ગુજરાતમા ગઝલલેખક તરીકે, અને 'કલાપીના કેકારવ'ની બીજી આવૃત્તિના સપાદક તરીકે જાણીતા, સુરીવાદી કવિ શ્રી જગન્નાથ દામોદર ત્રિપાઠીના જીવન અને સાહિત્યનો એમના પુત્ર શ્રી યોગીન્દ્ર ત્રિપાઠીએ આ પુસ્તકદ્વારા વિસ્તારથી પરિચય આપ્યો છે

ચરિત્રકારનો મુખ્ય ગુણ એ કળાકારનુ તાટસ્થ્ય છે એણે તટસ્થ રહીને કશાય પૂર્વગ્રહ કે કલાને બાધ આવે એવા પક્ષપાત વિના નિરૂપણ કરવુ જોઇએ પરન્તુ જ્યારે પુત્રને શિરે જ પિતાનું ચારત્રાલેખન કરવાનુ આવે, ત્યારે એક બાજુ પિતૃપ્રેમનો વેગવતો પ્રવાહ અને બીજી બાજુ કળા એ બેમા પિતૃભક્તિનો પ્રવાહ જ લેખકને તાણી જાય છે, એવુ શ્રી વિનાયક નદશકર મહેતાકૃત 'નદશકર જીવનચરિત્ર' મા શ્રી નાનાલાલ દલપતરામ કવિકૃત 'કવીશ્વર દલપતરામ'મા અને આ પુસ્તકમા પણ દેખાય છે, ને એમ બને એ સ્વાભાવિક છે પણ આ પ્રકારના પુસ્તકમા આવુ બને ત્યારે આપણે ચરિત્રનાયકની એક જ બાજુ—ઉજળી જોઈ ગણીએ છીએ, ચરિત્રકથન કલાકૃતિ મટીને માત્ર મહિમાગાન બની જાય છે, એ તો પડિત જવાહરલાલ જેવા કોઇક જ વિરલ પુરુષ હોય કે જે પોતાના પિતાના પણ દોષો સ્પષ્ટપણે બતાવી શકે

આ પુસ્તક લખવા શ્રી યોગીન્દ્રે ખૂબ જહેમત ઉઠાવી છે 'સાગર'ના જીવનપ્રવાહો સમજવા એમને ખૂબ વાચવુ પડયુ છે સુરીવાદ, સ્વીડનબોર્ગ, જેમ્સ એલન, આપણા ફિલસુફી ગ્રન્થો, વગેરેનો એમણે તલસ્પર્શી અભ્યાસ કર્યો છે, અને એ કારણે એઓ 'સાગર'ના કાવ્યોને, તથા એમના આધ્યાત્મિક માનસને સમજી અને સમજાવી શક્યા છે. આપણા કવિઓ પર સુરીવાદની તથા સ્વીડનબોર્ગની અસર વિશે, શ્રી. યોગીન્દ્ર અભ્યાસપૂર્ણ લેખો લખે એમ અમે ઇચ્છીએ છીએ, ને એમા એમના પિતાની જીવનકથા આલેખવા કરેલો ઉક્ત ગ્રન્થોનો અભ્યાસ એમને ઉપયોગી નીવડશે 'સાગર'ની કવિતાની ચર્ચા કરતા એમાના સુરીવાદની એમણે બાલાશકર, મણિલાલ, ને કલાપી જોડે તુલના કરી હોત, તો સારુ થાત

આ પુસ્તકપરથી શ્રી સાગરના જીવનનો અને કવનનો યથાર્થ ખ્યાલ આવી જાય છે 'સ્થૂલ બનાવો'ને આ ચરિત્રલેખનમા લેખકે મહત્ત્વ ન આપવાનુ પ્રથમથી જ નક્કી કર્યુ છે, તે સાગરનુ આધ્યાત્મિક જીવન જોતા લેખકને ભલે યોગ્ય લાગ્યુ હોય, તોપણ ચરિત્રલેખનમા સ્થૂલ બનાવોનુ મહત્ત્વ હોય છે જ ઘણી વાર સ્થૂલ લાગતો નાનોશો બનાવ જ જીવનપલ્ટો કરે છે, જીવનના વ્હેણુને અમુક દિશામા વાળે છે ચરિત્રકારનુ કાર્ય એક વૈજ્ઞાનિકની જેમ એવા બનાવો શોધી, આલેખી કાર્યકારણસબધ બાધવાનો હોય છે. ને એ કારણથી જ શ્રી નવલરામે ચરિત્રકારના ચાર મહાન ગુણોમા શોધને ગણાવ્યો છે આમ, સ્થૂલ બનાવો તરફ ચરિત્રલેખક ઉદાસીન રહી શકે નહિ

પોતાના વક્તવ્યના સમર્થનમા લેખકે, સાગરના કાવ્યોમાથી, એમના પત્રોમાથી, તથા અન્ય લેખકોમાથી સારા પ્રમાણમા અવતરણો ટાક્યા છે અને જ્યા જ્યા અવતરણો પરભાષાના છે ત્યા ત્યા એ અવતરણોનો ગુજરાતીમા ભાવાર્થ પણ આપ્યો છે. આમ છતા, અવતરણો આપતા લેખકે પ્રમાણ જાળવ્યુ નથી, અને ઘણી વાર જ્યા સક્ષિપ્ત અવતરણોથી ચાલે એમ હોય, ત્યા લાબા અવતરણો મૂક્યા છે (દા. ત પૃ ૨૮, ૨૯, ૬૯, ૨૫૮) ક્યારેક જે અવતરણો કે હકીકત પાદનોંધમા મૂકી શકાય, એવુ લખાણ મૂળ ગ્રન્થમા મૂકાયુ છે (જુઓ. પૃ. ૪, પૃ ૧૦૦) આ પ્રમાણે વસ્તુ સયોજનામા સુધારાને અવકાશ છે

આ પુસ્તકને ચૌદ પ્રકરણમાં વહેચી નાખ્યુ છે. દરેક પ્રકરણમા શ્રી. સાગરની નિરનિરાળા દૃષ્ટિકોણથી લેખકે પિછાન આપી છે, એમા સપૂર્ણતા લાવવા, વૈવિધ્ય આપવા એમણે પ્રયત્ન કર્યો છે, ને એમા યોડેવત્તે અશે સફળ પણ થયા છે પરતુ આ પુસ્તક અહોભાવથી લખાયલું હોઈ, એમા શ્રી સાગરનું જે દર્શન કરાવાયુ છે તે એકાગી જ છે એમ લાગ્યા વિના રહેતું નથી. 'વિચારક તરીકે શ્રી. સાગર, એ પ્રકરણજ અનાવશ્યક લગે છે, કારણ કે જે વિચારો લેખકે એ પ્રકરણમા આલેખ્યા

છે તે સામાન્ય કોટિના છે, અને સાગરને વિચારક તરીકેનુ બિરદ અપાવે એવા નથી એટલે એ પ્રકરણમા આપણી અપેક્ષા ગાધીજી, કિશોરલાલભાઇ કે કાકાસાહેબ જેવી મૌલિક વિચારસરણીની રહે છે અને ત્રીજુ અને ચોથુ પ્રકરણ એકમા જ સમાવી શકાત સાગરના ગદ્યસાહિત્ય વિષે આપણને આમાથી ઠીક ઠીક માહિતી મળે છે

શ્રી સાગર વિનેના લેખકના કેટલાક વિધાનો દૃષ્ટાન્તોથી પરિપુષ્ટ થયા હોત તો સારુ થાત લેખકે સાગરના વિનોદી સ્વભાવ માટે, એક જ દૃષ્ટાન્ત આપ્યુ છે, તે પર્યાપ્ત નથી ને એથી એમનો સ્વભાવ વિનોદી હતો તે ફલિત થતુ નથી વળી સાગરના જીવનના અમુક ચમત્કારી પ્રસગો આપ્યા છે પણ એ ચમત્કારોમા આપણને આજે શ્રદ્ધા ન ઉપજે ને લખાણ વાસ્તવદર્શી ને પ્રતીતિકર બને તે માટે, ચરિત્રાલેખનમા એવા ચમત્કારને સ્થાન ન અપાય એમ અમને લાગે છે

શ્રી યોગીન્દ્રની શૈલી, વેગીલી, અસરકારક ને વિશદ કહી શકાય એવી છે, પણ ક્યારેક સસ્કૃત પ્રધાન બની જાય છે, જેમ કે —

'શ્રી સાગરની કવિતા સુધાસ્રોતસ્વિનીના અવગાહનથી અસખ્ય જીવોનું જડતામોહમાલિન્ય નષ્ટ થયુ છે, હૃદયો વાસનારહિત અને વિશુદ્ધ થયા છે "(પૃ ૩૬૯)

શ્રી યોગીન્દ્રે આ કાર્ય ખૂબ જહેમતથી અને રસથી કયુ છે એમણે આ પુસ્તકદ્વારા એમના પિતાને અજલિ આપી પિતૃઋણ ફેડયુ છે, ને સત પિતાના પુત્ર થવામા કોણ પોતાને ભાગ્યશાળી ન માને ? એટલે ઉપર જે કઈ મર્યાદાઓ આવી છે, તે શ્રી યોગીન્દ્રની ચરિત્રાલેખનની શક્તિ કરતા, ચરિત્રનાયકની પસદગીને લીધે આવી ગઈ છે, ને તે માનવસહજ છે પણ કોઈ પણ ચરિત્રાલેખન કરતા જે સર્વાંગી ને વિપુલ અભ્યાસશક્તિ જોઈએ જે દૃષ્ટિ જોઈએ તે લેખકે કેળવી છે, જે પ્રશસાયોગ્ય છે

**ચન્દ્રકાન્ત મહેતા.**



**અર્વાચીનો :**—લેખક શ્રી ધનસુખલાલ મહેતા અને અવિનાશ વ્યાસ પ્રકાશક—એમ એન ત્રિપાઠીની કુપની મૂલ્ય રૂ ૧—૦—૦

આ નાટકા શ્રી ધનસુખલાલ તથા અવિનાશની સયુક્ત કૃતિ છે, તોપણ એમાનો ગદ્યભાગ ધનસુખલાલે લખ્યો હશે, અને પદ્યભાગ અવિનાશે રચ્યો હશે એમ આપણે અનુમાન કરીએ તો એ સાચુ નીવડે

આ ત્રિઅકી નાટિકામા કોલેજમા ભણતા યુવક યુવતીઓ પર કટાક્ષ છે કોલેજમા ભણતા યુવક યુવતીઓ પ્રેમપખીડા છે, એમનો પ્રેમ (એને પ્રેમ નહિ પણ ક્ષણજીવી મોહ જ કહી શકાય) એ, ઋષિના શાપને લીધે, વડીલોનો હોય છે, એ લેખકનુ વક્તવ્ય હોય, એમ પ્રેમપખીડા નાટકનુ વસ્તુ જે છે'લે ભજવાય છે તે પરથી લાગે છે પણ આ નાટિકાની શરૂઆતમા તો ડોલર ને મેના ને બિન્દુ ને અશોક, બન્ને, નાટકનુ રીહર્સલ કરતા કરતા એકબીજાને પરણી જાય છે, એમ બતાવ્યુ છે, તેની જોડે ઋષિના શાપની વાતનો મેળ ખાતો નથી વસ્તુત જોઈએ તો આ નાટકમા કશુ વસ્તુ જ નથી અને ત્રણ અક તો શુ પણ એક જ અક સુધી પણ માડમાડ ચાલે એટલુ વસ્તુ (?) છે ને વસ્તુ જ ન હોય ત્યા પછી વસ્તુસયોજનાની તો વાત જ શી કરવી ? પૈસાદારોને ગરીબ થવાનું મન થાય એ સભવિત નથી લાગતુ ને, જે રીતે ડોલર ને મેના, અશોક અને બિન્દુ પરણે છે, એ પણ નાટકમા જ બને એવુ લાગે છે બાકી ડોલરને પરણવા બિન્દુને પૈસાદાર દેખાડવાનુ કાવત્રુ કરવાની ને મેનાને પરણવા અશોકને ગરીબ દેખાડવાનુ કાવત્રુ કરવાની જરૂર લગતી નથી ને અશોક પોતાની બહેનો જોડે ને બિન્દુ પોતાના ભાઈ સાથે તાજમા જાય એ પણ વટસ્ફોટ કરવાની રીતિ ચમત્કારક કે પ્રતીતિકર લાગતી નથી કોલેજમા છોકરાછોકરીઓ સહેલાઈથી પ્રેમ કરવા મડી જાય છે તે સાચુ છે, પણ લેખકે દર્શાવ્યુ છે તેવી સહેલાઈથી તેઓ પરણી જતા નથી

નાટકનો મુખ્યરસ હાસ્યરસ છે એ ફારસની કોટિનુ નાટક કહી શકાય એમાના હાસ્યનિષ્પત્તિ, કોલેજિયનોની વાતચીતની નાગરી અદા, ને ભારોભાર કૃત્રિમતામાથી થાય છે એ કહેવુ જોઈએ કે હાસ્ય નિષ્પન્ન કરવા એમણે યોગ્ય પાત્રોની પસદગી કરી છે

નાટ્યદૃષ્ટિએ તપાસતા, આ નાટકમા વેગ નથી વસ્તુત આ એક નાટકમા બીજુ નાટક છે, એના

સ વાદ અસરકારક નથી, ટાળવા લાગે છે, ને એક સ્થળે, મેના ટેલિફોનમા વાર્તાચીત કરે છે, તેમા મેના જે બોલે છે તે તો બતાવી શકાય, પણ બે પાના સુધી જે વ્યક્તિ મેનાની જોડે ટેલિફોનમા સ વાદ કરે છે તેની ઉક્તિ પણ આપી છે, તે કેવી રીતે દર્શાવી શકાય? કોઈ એક પાત્ર પડદા પાછળથી બોલે એમ બને, પણ તે તો ટેલિફોનમાથી આવતો અવાજ એટલો મોટો કલ્પવો પડે જે અનુચિત છે વળી પાત્રો અર્ધા અગ્રેજી ને અર્ધા ગુજરાતીમા વાતો કરે, એ તો કોલેજીયનોને છાજે એવુ છે, પણ 'દરાખ ખાટી છે' એવા ભાષાતરિયા શબ્દપ્રયોગો જોવા થાય છે કે, આવા પ્રયોગો તો કોલેજીયનો કરતા નથી લેખકે કોલેજના યુવક યુવતીઓનુ થોડુ નિરીક્ષણ કર્યુ અને બાકીનુ પોતાની કલ્પનાથી ઉમેરી લીધુ ને એથી વાસ્તવતાની ભોય સરી ગઈ

આમ એક દરે આ નાટક આપણી એક નિષ્ફળ કૃતિ છે આ નાટક આપણા ક્ષીણકાય નાટ્ય સાહિત્યમા કશોય ઉમેરો કરતુ નથી એમ કહી શકાય

**ચન્દ્રકાન્ત મહેતા**



**અક્ષર અને શબ્દ** :—લે કેશવલાલ કા શાસ્ત્રી, આ ૧લી, કીં ચાર રૂપિયા, પૃ ૪૧૬, પ્રકાશકો ગુ સા. સભાના મત્રીઓ, અમદાવાદ

"બાવનનો સઘળો વિસ્તાર
અખા ત્રેપનનો જાણે પાર'
અખેગીતા

અખો વાત કરે છે તે ત્રેપનમો જાણીને આ ભવસાગરની પાર તો થવાય ત્યારે, પરતુ 'બાવનનો વિસ્તાર' પણ કેટલો વ્યાપક અને કેટલો ગહન છે, તથા એનો તાગ કાઢવાનુ કાર્ય કેવુ વિષમ છે, ને એ કાર્ય કરવામા કેવા ખત, અભ્યાસ પરિશ્રમ અને ધૈર્યની જરૂર છે એ બાબતનો ખ્યાલ મેળવવો હોય તેણે શ્રી. કે કા શાસ્ત્રીનુ 'અક્ષર અને શબ્દ'નુ પુસ્તક જોવુ

૧૯૨૩–૧૯૪૪ સુધીના ગાળામા લખાયેલા ૨૫ 'લેખોના સગ્રહ'ના આ પુસ્તકને શ્રી શાસ્ત્રીજીએ ત્રણ વિભાગોમા વહેચેલ છે પ્રત્યેક લેખ નીચેના દૃષ્ટિબિન્દુથી લખાયેલો છે "ગુજરાતી એ સ્વતત્ર ભાષા છે એની લિપિ એ પણ એની આગવી છે. આ વસ્તુ આખ સમક્ષ રાખી એના સ્વતત્ર અને ગૌરવ લક્ષ્યમા આવે એ રીતે એ તે તે વિષયનુ નિરૂપણ કરવામા આવ્યુ છે"[1]

પરતુ લેખક વ્યાકરણનુ પ્રયોજન બતાવવાની શરૂઆત કરે છે ત્યારથી જ પુસ્તકમા વ્યાપ્ત સસ્કૃતની અસર દૃષ્ટિગોચર થાય છે પ્રયોજનની વાતને બાજુએ મૂકીએ, શાસ્ત્રીજીએ આપેલી નામની કે સર્વનામની વ્યાખ્યા લઈએ તો જણાશે કે એમની વ્યાખ્યાઓ તથા એમણે આપેલી સમજૂતીઓ રૂઢ સસ્કૃત વ્યાકરણ પ્રમાણેની જ છે નામમાત્રનો ઉદ્ભવ ધાતુમાથી થયો છે, એ પ્રાચીન સસ્કૃત મત સર્વાશે સાચો નથી આપણા કેટલા સજ્ઞાવાચક નામને આપણે ધાતુઓમાથી વ્યુત્પાદિત કરી શકીશુ? અને 'નામ એ મહાસજ્ઞામા સર્વનામ અને વિશેષણનો સમાવેશ'[2] કરતા—જે કરવુ તદ્દન યોગ્ય છે—કેટલા વિશેષણોને ધાતુની સાથે જોડી શકીશુ?

સર્વનામની રૂઢ વ્યાખ્યા—"હરકોઈ નામને બદલે વાપરી શકાય"[3] તે સર્વનામ—પણ સહેલાઈથી સ્વીકારી શકાય તેવી નથી એક દાખલાથી એ સ્પષ્ટ થશે

'રમેશ ઘરમા છે,' એ વાક્યમા બે નામ છે એક નામને બદલી નાખીએ, 'રમેશ ત્યા છે,' 'ત્યા' સર્વનામ ગણી શકાશે ખરુ? રૂઢ મત અચૂકના જ કહેવાનો. પ્રશ્નાર્થ સર્વનામ વિશે લખતા શ્રી શાસ્ત્રીજી કહે છે "જે નામને બદલે વપરાય છે તેમા પ્રશ્નનો અર્થ નીકળે છે, "તેથી તે પ્રશ્નાર્થ" (પૃ ૧૬) જે નામને બદલે પ્રશ્નાર્થ સર્વનામ વપરાયુ છે તે નામ નિશ્ચિત છે એવુ ઉપરની વ્યાખ્યામા વિવક્ષિત લાગે છે "કોણ બારણુ ખખડાવે છે?" "તમે શુ કરો છો?" આ બને વાક્યોમાના 'કોણ' અને 'શુ' સર્વનામ કયા નિશ્ચિત નામોને બદલે વપરાયા છે?[4]

સર્વનામોના એક વર્ગને આપણે 'સાપેક્ષ' કે

૧ પ્રાસ્તાવિક
૨ અક્ષર અને શબ્દ (પૃ ૧૫)
૩ " " (પૃ ૧૫)
૪ પદવિચાર અને પદોની વ્યાખ્યાઓ સબધી અતિ રસિક ચર્ચા યેસ્પર્સને પોતાના *Philosophy of Grammar* નામના પુસ્તકમા કરી છે આ વિષયના શોખીનને તેમાથી ઘણુ જાણવાનુ મળશે

'સંબંધી' સર્વનામ કહીએ છીએ પરંતુ આઇન્સ્ટાઇનની શોધ પછી આપણે કઈ વસ્તુને નિરપેક્ષ કહી શકીએ તેમ છીએ? એટલે આપણી વ્યાકરણની પરિભાષામાં જે ફેરફાર કરવાના છે તેમાં આ એકનો ઉમેરો થાય છે"[5]

શાસ્ત્રીજીએ આપેલી વિશેષણની વ્યાખ્યા—"જે નામનો વિશેષ કરે છે તે 'વિશેષણ'"—પણ બરાબર નથી એ શિથિલ છે નામનો વિશેષ કરવા ઉપરાત, અર્થાત્ નામના અર્થમા વધારો કરવા ઉપરાત, બીજુ થોડુંક કામ વિશેષણ કરે છે ઉદા તરીકે આપણે એક નામ લઈએ, "કૂતરો" એને વિશેષણ લગાડીએ, "કાળો કૂતરો," ને પછી જોઈએ કે વિશેષણ લગાડવાથી નામના અર્થાદિમા શો ફેર પડ્યો છે 'કૂતરો' નામ અતિવ્યાપક હતુ, કોઈ પણ કૂતરાને, કાળાધોળાને, રાતાપીળાને કે કાબરચીતરાને, લાગુ પડતુ હતુ નામની આગળ 'કાળો' વિશેષણ લગાડવાથી એ નામ હવે કોઈ કૂતરાને લાગી નહિ શકે ધોળો, રાતો, પીળો, કાબરચીતરો, ટૂંકમા અન્ય કોઈ પણ વર્ણનો કૂતરો એ વર્ગમાં આવી શકશે નહિ આમ નામની વ્યાપ્તિ મર્યાદિત થઈ જશે એની સાથે જ માત્ર નામ હતુ ત્યારે એના અર્થમા જે અચોક્કસતા હતી તે ઓછી થઈ જશે અને એના અર્થમા ચોક્કસતા આવશે સંખ્યાવાચક વિશેષણો વિશે આમ નહિ કહી શકાય તેમ એ વિશેષણો સંબંધી એમ પણ નહિ કહી શકાય એ નામના અર્થમા વિશેષ કરે છે વિશેષણ સંબંધી એક બીજી વાત પણ એ જણાવવી જોઈએ કે 'વિશેષણોમા તુલનાત્મક રૂપો'[6] અપવાદરૂપ થોડાક શબ્દોને બાદ કરતા, અર્વાચીન ગુજરાતીના અંશ નથી રહ્યા અપવાદરૂપે પણ બહુવા એ કવિતામા જ જોવા મળે છે.

કર્તાની સંસ્કૃત નિષ્ઠાની સાથોસાથ પૃથક્કરણશીલ દૃષ્ટિનુ દર્શન, કર્તા જ્યારે ધાતુઓનુ પાચ ગણમા વિભાગીકરણ કરે છે ત્યારે થાય છે. ભેદ અને સામ્ય જોવાની વૈયાકરણની દૃષ્ટિ શાસ્ત્રીજીને કેવી વરેલી છે તેની પ્રતીતિ એથી થાય છે એક આ અને બીજી બાબત તે 'ગુજરાતીમાં સંસ્કૃત માફક સંધિ નથી,'[7] એ બંને મૌલિક છે. આરંભકાળના પાદરી વૈયાકરણોને અનુસરીને ગુજરાતીમા ભેદનું જે તત્ત્વ આવ્યું હતું તેને કાઢી નાખીને પણ શાસ્ત્રીજીએ ઠીક જ કર્યું છે

ક્રિયાપદના કાળ સંબંધીનુ એમનું દિગ્દર્શન પણ સંસ્કૃત વ્યાકરણની-અસરે રંગાયેલુ છે લૅટિન વ્યાકરણને અનુસરીને જૂના અંગ્રેજી વ્યાકરણ લેખકો જેની ચર્ચા કરતા હતા, અને જેનુ અનુકરણ ગુજરાતીમા કરીને ગુજરાતી વૈયાકરણોએ પોતાના વ્યાકરણમા જેને સ્થાન આપ્યુ હતુ તે પૂર્ણવર્તમાનકાળને એમણે કાઢી નાખ્યો છે ક્રિયા પૂર્ણ થઈ ગઈ પછી એ વર્તમાનકાળની બની જ શી રીતે શકે? કેમ પણ પૂર્ણવર્તમાનકાળની જુદી સંજ્ઞા નથી, એનો સમાવેશ અપૂર્ણભૂતમા કરી લેવામા આવે છે શાસ્ત્રીજીએ કરેલા ભૂતકાળના અને ભવિષ્યકાળના વિભાગો સંસ્કૃત પ્રમાણે જ છે અદ્યતનભવિષ્ય સંબંધી કશુ કહેવા જેવુ નથી પણ 'હુ કરનાર છુ' કે 'હુ કરવાનો છુ' ને એમણે કઈ રીતે શ્વસ્તન કહ્યા છે તે કળાતુ નથી અંગ્રેજીમાનો ભવિષ્યકાળદર્શક શબ્દ will ઇચ્છાવાચક પણ છે અને ઘણી વાર કાળદર્શન નહિ પણ ઇચ્છાદર્શન કરે છે તે રીતે શાસ્ત્રીજી જેને શ્વસ્તન ભવિષ્ય કહે છે તે પણ ઇચ્છાદર્શક જ લાગે છે ઉ ત 'હુ આવતી કાલે મુંબઈ જઈશ' અને 'હુ આવતી કાલે મુંબઈ જનાર (જવાનો) છુ,' આ બે વાક્ય તપાસીએ બંનેમા વાત ભવિષ્યની છે પણ એકમા ક્રિયા ભવિષ્યમા થશે—હુ આવતી કાલે મુંબઈ જઈશ-તે નિશ્ચિત છે ત્યારે બીજામા આવતી કાલે કરવાની બાબતનો-મુંબઈ જવાનો-મારો ઇરાદો હુ આજે વ્યક્ત કરુ છુ મરાઠીના 'કરણાર આહે', 'જાણાર આહે' ઇત્યાદિ પ્રયોગો તથા હિંદીના 'કરનેવાલા હૈ' જેવા પ્રયોગો આને મળતા જ છે આનુ મુખ્ય કારણ એ જ જણાય છે કે ઇચ્છાદર્શન અને ભવિષ્યકાળ વચ્ચેની ભેદરેખા એકદમ પાતળી છે ભવિષ્યકાળ સૂચક અંગ્રેજીનો will તથા ડેનિશ ભાષાનો vil મૂળે ઇચ્છાદર્શક જ હતા.

આમ લેખકની અનિચ્છા છતા સંસ્કૃત વ્યાકરણની અસર ખૂબ જ પ્રવેશી જવા પામી છે

આ વાત માત્ર વ્યાકરણવિષયક લેખો પૂરતી જ સાચી નથી જોડણીવિષયક લેખોમા પ્રથમ

૫ આ સૂચન યેસ્પર્સનનુ છે

૬ અક્ષર અને શબ્દ (પૃ ૧૮)

૭ અક્ષર અને શબ્દ (પૃ ૧૪)

થયેલા મતભેદો ભાષાશાસ્ત્રપૂત છે એમ ના નહિ પરંતુ ભાષાશાસ્ત્રની સાથે ઉચ્ચારણ અને લોકરૂઢિના તત્ત્વો મળીને જોડણીને નક્કી કરે છે શાસ્ત્રીજીએ એ બંને બળની ઉપેક્ષા નથી કરી એ તો એમના ઉચ્ચારણ સંબંધી લેખો—'મૂર્ધન્યતર ડ,ઢ અને જિહ્વામૂલીય જ', 'અનુનાસિક અને અનુસ્વાર', 'ગુજરાતી બોલીઓ' વગેરે—બતાવી આપે છે પરંતુ એમની દૃષ્ટિ ઇતિહાસલક્ષી છે ને એમની તાલીમથી એ દૃષ્ટિ પોષાઈ છે, તેથી એમના જોડણીવિષયક લેખો—'પદાંત ઇ, ઈ, ઉ, ઊ', 'પદાંત સાનુનાસિક દીર્ઘ ઊ' તથા જોડણી સંબંધી અન્ય લેખો માં રજૂ થયેલાં કેટલાક મતભેદો અને તે તે લેખોની પાદટીપો વચ્ચે વિરોધ ઊભો થવા પામ્યો છે અલબત્ત એ લેખો દ્વારા શ્રી શાસ્ત્રીજીની જોડણીવિષયક માન્યતાઓમાં જે વિકાસ થયો છે તે જોઈ શકાય છે ને સમગ્ર પુસ્તક પરથી એક વાત એ સ્પષ્ટપણે જણાઈ આવે છે કે શાસ્ત્રીજીનું માનસ સંકુચિત સિદ્ધાંતવાદી ખંડનમંડનપ્રિય શાસ્ત્રીનું નથી, પણ ઔદાર્યસભર વિનમ્ર વ્યવહારદક્ષ વિદ્વાનનું છે

લિપિ વિશે શાસ્ત્રીજીએ સૂચવેલા સુધારા આવકારપાત્ર છે અર્વાચીન ગુજરાતીના બધા ઉચ્ચારોને વ્યક્ત કરી શકે તેવી શાસ્ત્રશુદ્ધ તથા બીબાંનાં ઝીંકની કે ટાઇપીસ્ટની તકલીફ બચાવે તેવી છાપવા લખવામાં સરળ અને ચવડારુ લિપિ શાસ્ત્રીજીએ સૂચવી છે દેખાવે એ સુંદર ન લાગતી હોય તો તેને અનુકૂળ કરવાનું કાર્ય શ્રી બચુભાઈ રાવત જેવાનું છે

ઉચ્ચારણ સંબંધી લેખોમાં—'મૂર્ધન્યતર ડ,ઢ અને જિહ્વામૂલીય ળ તથા 'અનુસ્વાર અનુનાસિક' આદિમાં—લેખકે જે પ્રશ્નો ચર્ચ્યા છે તેમાં વ્યુત્પત્તિનો એક મુદ્દો વિચારણા માગી લે તેવો છે આપણા લગભગ બધા વ્યુત્પત્તિશાસ્ત્રીઓ એવું માનતા જણાય છે અત્યારના આપણા બધા ઉચ્ચારણોના મૂળ પ્રાકૃતિક નહિ તો વૈદિક કાળના તો છે જ 'આ મૂર્ધન્ય (ડ અને ઢ નો) ઉચ્ચાર કાંઈ નવો નથી વૈદિક સંસ્કૃતમાં એ મળી આવે છે''[8] 'આ બંને જાતના ઉચ્ચારણો (અનુસ્વાર અને અનુનાસિક) કાંઈ નવા નથી વેદના વારાથી તે આ યા આવે છે''[9] અર્થાત્ ઉચ્ચારણોનું માનત્ય એમને એમ અતિ પ્રાચીન કાલથી જળવાઈ રહ્યું છે એવી માન્યતા આપણા ભાષાશાસ્ત્રીઓમાં પ્રવર્તતી જોવા મળે છે એવું બની શકે કે કોઈ ચોક્કસ પ્રદેશમાં કોઈ અમુક ઉચ્ચારણ એમ ને એમ એના મૂળ સ્વરૂપમાં જળવાઈ રહે. આપણા મોટા ભાગના ઉચ્ચારણોનું તેમ જ બન્યું છે, તેમ પહેલી નજરે જણાશે. પરંતુ ગુજરાતની બોલીઓની વિવિધતા જોતા, અને પ્રત્યેક પ્રદેશના વિવિધ ઉચ્ચારણોનું શ્રવણ કરતા આ માન્યતાની ભ્રામકતા જણાઈ આવશે ખૂબ 'જ'નો જ દાખલો લઈએ તો જે યુગને અંગ્રેજીમાં classical Sanskrit age કહે છે તેમાં એ ન હતો તુલસી મીરાંએ પોતાના રામાયણમાં શ અને ષ પ્રયોજ્યા નથી તે એ પ્રદેશની એ જમાનાની બોલી અને ભાષા પર પ્રકાશ ફેંકે છે આજે પણ સમગ્ર ગુજરાતી જનતાના ઉચ્ચારણમાં—ઊર્મિભાષા[10]ને અપવાદરૂપ ગણતાં—દીર્ઘતા કેટલી છે એ નક્કી કરવું પડે તેમ છે એટલે અમુક સરળ ઉચ્ચારણોને બાદ કરતા, જેના ઉચ્ચારણમાં વિશિષ્ટ પ્રયત્ન કરવો પડે છે તેવા મોટા ભાગના ઉચ્ચારણો કોઈ પણ ભાષાપ્રદેશમાં અમુક સમયે હોય છે, સાર પછીના કાળમાં ઓછાવત્તો વસારો અનુભવે છે કે તદ્દન લુપ્ત થાય છે અને અમુક સંજોગવશાત્ ફરીથી દેખા દે છે એમ માનવું વધારે ઉચિત છે એમ મને લાગે છે

પુસ્તકની ક્ષતિઓ જ બતાવી છે અને ગુણો નહિ, તેનું કારણ એટલું જ કે પુસ્તક વાચનારને એમાં રહેલા ગુણોનું દર્શન આપોઆપ થઈ જાય તેમ છે વળી શાસ્ત્રીજી જેવા વિદ્વાનના પુસ્તકને વખાણની કશી અપેક્ષા નથી આપણે ત્યાં આ પ્રદેશ તદ્દન અણખેડ્યો હોવાથી, આ પ્રકારનું પુસ્તક લખનારમાં 'હું કહું છું તે જ સાચું'નું તત્ત્વ પ્રવેશી જવાનો જે ખૂબ જ ભય તે શાસ્ત્રીજીમાં જરાય દૃષ્ટિગોચર થતો નથી એમની તીક્ષ્ણ દૃષ્ટિ, ઊંડી વિદ્વત્તા વિષય પ્રત્યેનો પ્રેમ તથા પ્રાચીન સાહિત્ય સાથેનો સંપર્ક આ બધું જોતા આ વિષયનું ઊંડું અને વિશાળ ખેડાણ શ્રી શાસ્ત્રીજી કરે ને એવો લાભ ગુજરાતને આપે એવી ઇચ્છા પ્રદર્શિત કરવી અયોગ્ય નહિ ગણાય.

— દુષ્યન્ત પંડ્યા

૮ અક્ષર અને શબ્દ પૃ ૧૦૫

૯ અક્ષર અને શબ્દ પૃ ૧૭

૧૦ Vendryes જેને affective language કહે છે તે

પ્રકાશક ચન્દ્રકાન્ત મહેતા ભારતીય વિદ્યાભવન, ૩૩-૩૫ હારવે રોડ, મુંબઈ ૭
મુદ્રક ધીરુભાઈ દલાલ એસોસીએટેડ એડવર્ટાઇઝર્સ એન્ડ પ્રિન્ટર્સ લિ ૫૦૫ આર્થર રોડ તારદેવ, મુંબઈ ૭

# ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા

સપાદકો
ચીમનલાલ શાહ
ચન્દ્રકાન્ત મહેતા

પુસ્તક ૪ | ફેબ્રુઆરી-માર્ચ ૧૯૪૭ | અક ૩


## પુસ્તક પરિચય

**કદલીવન** :—[લેખિકા શ્રી વિનોદિની નીલકઠ પદ્મજા પ્રકાશન, વડોદરા મૂલ્ય ૩ રૂપિયા]

શ્રી વિનોદિની નીલકઠની આ પહેલી નવલકથા છે અમદાવાદના એક મિલમાલેકના કુટુબમા, ડ્રાઈવરની નમાઈ છોકરી રાધા ઉછરે છે, શેઠની છોકરી સ્વાતિ જેને ચાહતી હોય છે, તે સોહન સ્વાતિને બદલે રાધાના પ્રેમમા પડે છે, ભગ્નાશ બનેલી સ્વાતિ એક મુબઈના ધનાઢ્ય, પણ બધી વાતે પૂરા એવાને સ્વેચ્છાથી પરણે છે ને, એના પિતાનો મિત્ર ચદુલાલ જેને એ નાનપણથી જ ધિક્કારતી હોય છે, તેની લાલસાને વશ બને છે, ને પછી પોતાની નિર્બળતાનુ ભાન થતા ઘેર નાસી આવે છે ત્યા એને પેલા સબધથી ગર્ભ રહ્યો હોય છે, એટને ગર્ભપાત માટે એ પ્રયત્ન કરે છે સોહન દેશસેવામા પડે છે, ને રાધા પણ એ કુટુબમા જ ઉછરેલી, શેઠની બહેનની પુત્રી યામિની એક બાળદના પ્રેમમા પડે છે, અને માતાપિતાના ત્રાસથી બચવા રાધાના પિતાને ત્યા નાસી જાય છે મનોહરશેઠને એનો મિત્ર ચદુલાલ ફસાવે છે, ને આર્થિક સકડામણને લીધે મનોહરશેઠ આપઘાત કરવા નિષ્ફળ પ્રયત્ન કરે છે શેઠનું મનોહર મકાન કદલીવન ગીરો મૂકાય છે. આખુ કુટુબ વેરવિખેર બની જાય છે રાધા હીજરતીઓમા કામ કરવા જાય છે ત્યા સખ્તરીને દાઝે છે, ને ત્યા સોહન આવી લાગે છે

આટલું વાર્તાનુ વસ્તુ કદલીવન નામના બગલામા રહેતી વ્યક્તિઓની આસપાસ પ્રસગોની ગૂથણી થઈ છે રાધા—સોહન, યામિની—બાલકરામના પ્રેમપ્રસગની સત્યાગ્રહ સાથે ગૂથણી કરી વાર્તા જમાવી છે એક રીતે કહીએ તો 'કદલીવન' એ કુટુબકથા છે એ રીતે, જેના 'કદલીવન'ના માણસો વેરવિખેર થઈ ગયા ને તબુખને તણખને બાઘેનો મનોહરશેઠનો કદલીવનરૂપી માળો પીંખાઈ ગયો, ત્યા જ નવલકથાનો સ્વાભાવિક અત આવવો જોઈએ એટલે છેવટના બે પ્રકરણો નવલકથામા આગન્તુક હોય તેવા, ચોટાડેલા લાગે છે પ્રસગોના સભવાસભવની દૃષ્ટિએ વિચારતા આ નવલકથા વણી નબળી છે અમદાવાદના મિલમાલેકના અભિમાનભર્યાને અતડા વાતાવરણમા ડ્રાઈવરની છોકરી વરની છોકરીની જેમ ઉછરે એ તો જાણે સમજ્યા, પણ એ ઘરની છોકરી માટે પસદ કરાયલા યુવક જોડે પ્રેમમા પડે છતા, આખુ વર એમ આપત્તિ ન લાવે, ને પછી પણ રાધા ને સોહન કદલીવનમા એકબીજાને મળી શકે, પ્રેમગોષ્ઠિ કરી શકે એટલુ જ નહિ પણ પોતે જાણે વરની વડીલ હોય તેમ મનોહરશેઠના બનેવી વકીલ સાહેબને ગમે તેમ તતડાવી શકે, સોહનની માતા કે જે સ્વાતિ જોડે સોહન પરણે એમ હમેશા ઇચ્છતી હોય છે, તે સોહનના રાધા પ્રત્યેના પ્રેમમા કશીય આપત્તિ તો ન લાવે પણ તેમા બધીય રીતે એને મદદ કરે સ્વાતિ ભગ્નાશ બને તેથી બધા દુર્ગુણોથી ભરેલો હોય, જેને એકવાર પણ જોયો ન હોય તેની જોડે પોતાને પરણાવવા પિતાને આગ્રહ કરે,—પેલો ધનાઢ્ય છોકરો એક વખત સ્વાતિનો ઉમેદવાર હોય ને સ્વાતિએ એને સોહનની આશામા નિરાશ કર્યો હોય ને પાછો એનો સ્વીકાર કરે તો એ સમજી શકાય એવુ છે—નાનપણથી જ પોતે જેને ધિક્કારતી હોય, ને જેને માટે 'ચોકડીના ગુલામ' જેવુ તિરસ્કારયુક્ત સબોધન એણે પસદ કર્યું છે તેની વિષેચ્છાને વશ બને વળી, સ્વાતિની નણદ હસમુખ સ્વાતિની સુવાવડ કરાવવા પોતાને પિયેર કરાચી લઈ જવા તૈયાર થાય, ને ત્યા એ વાત છૂપી રહેશે એમ માને, યામિની, માન ગોખને ખાતર મુબઈમા કોઈ શેઠને ત્યા આયા તરીકે કામ કરે, ને પરીક્ષાનુ વાચવા એકદમ રાધાને ઘેર ગામડે આવી જાય તરતની સત્યાગ્રહમા

જોડાયલી લીલાવતી જેલમાં જાય, ને વણા સમયથી દેશસેવામાં પડેલા મોહન ને રાધાનો વારો ન આવે એ બધા બનાવો, પ્રતીતિકર નથી, સંભવિત નથી

નવલકથામા સંઘર્ષ જેવુ જાણે લાગતુ જ નથી કોઈ પણ પાત્રને પોતાની મુરાદ હાસલ કરવા માટે મુશ્કેલીઓ નડતી જ નથી. રાધા–મોહન, યામિની બાનકરામ, વગેરેના પ્રેમમાર્ગમા જે અંતરાયો આવે છે, તે તો ઘણા હળવા છે સ્વાતિની ઈર્ષા રાધાને કોઈ પણ રૂપે અંતરાયરૂપ નથી ને યમિનીને માતાપિતાનો વિરોધ જરા છે તેમા ઉમીઆમાશીની ને રાધાની સહાય્ય, ને યામિનીના ગામ'ગામા પ્રયાણથી એ વિરોધ દૂધના ઉભરાની જેમ શમી જાય છે પણ જીવન આ નવલકથામા બતાવ્યુ છે એટલુ સરળ નથી, જટિલ છે પણ એ જટિલતાના તો આપણને આમા કયાય દર્શન થતા જ નથી લીલાવતી એ કથામા અત્યંત ગૌણ પાત્ર હોવા છતા, એને આખુ એક પ્રકરણ આપ્યુ છે એ પાત્રનો તો ઉલ્લેખ પણ જરૂરી નહોતો.

આ નવલકથામા જે પ્રેમનું આલેખન છે તે પ્રેમ બાલ્યવયનો પ્રેમ છે એને પ્રેમ કરતા મૌગ્ધ્ય જ નામ વટે એ પ્રેમ પણ આગળ જણાવ્યુ છે તેમ સુલભ હોવાથી એની કશીય અસર આપણા પર પડતી નથી

પાચમા પ્રકરણ અને છઠ્ઠા પ્રકરણની વચ્ચે થોડા વર્ષોનો ગાળો છે, તે દરમ્યાન શુ શુ બની ગયુ તે જણાવતા લેખક કહે છે ' આ અણુખેડાયલા ક્ષેત્રમા મોહને કામ શરુ કર્યું પરદેશ જઈને અભ્યાસ કરવાની મોટા વિજ્ઞાનશાસ્ત્રી બની મહાન પ્રયોગશાળા કાઢવાની તેની મહત્ત્વાકાક્ષા હાલ તો સ્વપ્નવત જ બની રહી સ્વાતિ પરણી ગઈ (પૃ ૪૪) પરન્તુ એ પ્રકરણમા જ પછી જાણે સ્વાતિ પરણી ન હોય એવી રીતની જ પ્રસંગયોજના છે, ને સ્વાતિ ખરેખર તો પછીના પ્રકરણમા પરણે છે એટલે પાચમા પ્રકરણમા 'સ્વાતિ પરણી ગઈ' એમ જે કહ્યુ છે તે ખોટુ છે આવી ભૂલ નવલકથામા અસહ્ય ને અક્ષમ્ય જ લેખાવી જોઈએ આ સિવાય તેરમા પ્રકરણમા અર્ધુ પ્રકરણ તો જાણે કોઈ નિશાળી આએ અમદાવાદ વિષેનો નિબંધ લખ્યો હોય તેવા વર્ણનથી રોકાય છે

વાર્તાના વસ્તુને અનુપકારક, ખાલી મૂકવા ખાતર મૂકયા હોય તેવા વર્ણનો પણ નવલકથાને નબળી બનાવે છે, જેમ કે —

'છેવટે જ્યારે પૂર્વ દિશામાથી ફૂટતી પહેલી તેજરેખાએ તે દિશાના આકાશને રાખોડામિશ્રિત આછે ફૂલગુલાબી રગે હળવી પીંછીએ રગ્યુ, જ્યારે વ્યોમમડળમા તારાઓનુ તેજ ઘણાવા લાગ્યુ ત્યારે યામિનીનું સ્ટેશન આવ્યુ' (પૃ ૯૮)

વાર્તા માટે યામિનીનું સ્ટેશન આવ્યુ એટલુ જરૂરી છે વર્ણન સ્વયમેવ સારુ હોવા છતા વાર્તામા બિનજરૂરી છે

'જ્યારે લગભગ પરોઢ ફાટવાની તૈયારી થઈ જ્યારે એકાદ બે પક્ષીઓએ પ્રહેલુ પ્રભાતિયુ ગાયુ જ્યારે પૂર્વદિશામા રાત્રીના કાળા ઘુમ્મટમા આછી તેજરેખા સરખી તડ પડી, ત્યારે તેને સ્વસ્થ ઊંઘ આવી ગઈ' (પૃ ૧૦૪–૧૦૫). 'એને પરોઢીએ ઊંઘ આવી' એટલું જ કહેત તો ન ચાલત ? પૃ ૫૩ પર વનનુ વર્ણન કરતા ઝાડોની લાબી યાદી લેખિકાએ આપી છે આ વર્ણનો વાચતા આપણને સહજ રીતે 'કરણઘેલા' જેવી આપણી પ્રાથમિક નવલકથાનુ સ્મરણ થાય છે

લેખિકાનો અસાધારણ વસ્તુ પ્રત્યેનો મોહ એમના પાત્રવર્ણનમા આવતી 'તેનો રગ અતિઘણો ગોર હતો' (પૃ ૧૪) 'તે ઘણી બધી ગોરી હતી' (પૃ ૧૬) 'તેણે અતિઘણી નવાઈથી પૂછ્યુ (પૃ ૨૨) 'પ્રણય ગોષ્ઠી માટે આ સ્થળ સુંદરતમ હતુ' (પૃ ૨૨) 'હસમુખ વધારે પડતી પાતળી તેમ જ ઊંચી હતી' (પૃ ૧૧૭) વગેરે ઉક્તિઓથી દૃષ્ટિએ પડે છે આ અસાધારણતા માત્ર શબ્દોમા જ નહિ પણ વસ્તુ વસ્તુગુફન ને પાત્રસયોજનામા પણ હોત તો કેવુ સારુ થાત !

લેખિકામા પાત્રભેદ દર્શાવવાની પ્રત્યેક પાત્રનુ સ્વતંત્ર એકબીજાથી ભિન્ન એવુ વ્યકિતત્વ સુરેખ રીતે આલેખવાની શકિત પ્રશસાપાત્ર છે વાતાવરણની જમાવટ પણ એઓ અચ્છીરીતે કરી શકે છે ઉમિયામાશીનું પાત્રસર્જન એ લેખિકાની એક મોટી સફળતા છે માનવહૃદયની ઉદાત્તતા પારકાની દૃષ્ટિએ વિચારવાની શકિત, પ્રતિભા 'વસુધૈવ કુટુમ્બકમ્'ની

જીવનમા આચરી બતાવેલી ભાવના, એ સવધુ સુદર, ને સ્પષ્ટ રીતે આલેખાયુ છે યામિની, સ્વાતિ, રાધા, સોહન, હસમુખભાભી, દરેકનું પાત્રનિરૂપણુ સુરેખ રીતે થયુ છે, ને એ બધા દ્વારા સારા પ્રમાણુમા વિવિધતા દર્શાવાઈ છે

પ્રસગોની ગૂથણી, બનાવોની સભવિત લાગે એવી રજૂઆત, વાર્તા ક્યાથી શરુ કરવી, ક્યાથી વળાક લેવો, ક્યા એનો અત લાવવો, એ બધાની વિશેષ સમજણુ, સમાજનુ ઊંડાણભર્યું નિરીક્ષણુ એટલી સાધના લેખિકા કેળવે તો એમનુ ભાવિ આશાસ્પદ છે

ચન્દ્રકાન્ત મહેતા



ત્રિપુટી:—[શ્રી ગોવિન્દભાઈ અમીન, પ્રકાશક, આર આર શેઠની કુ , કિંમત ૨-૮-૦.]

શ્રી ગોવિન્દભાઈ અમીનનો આ દ્વિતીય વાર્તાસગ્રહ છે આ પુસ્તકમા ૧૪ નવલિકાઓ તથા બે નાટિકાઓ એમ બધુ મળીને ૧૬ કૃતિઓ સગ્રહાયેલી છે

એમની નવલિકાઓમા, માનવસ્વભાવની જટિલતા દર્શાવી છે માનવસ્વભાવનુ અમુક લક્ષણુ લઈને એની આસપાસ એઓ પ્રસગની ગૂથણી કરે છે. ઘણીવાર એકનુ એક જ માનવસ્વભાવનુ લક્ષણુ એમણે અનેક વાર્તાઓમા દર્શાવ્યુ હોવા છતા, વાતાવરણ, પાત્રાલેખન, ને, પ્રસગયોજનાને લીધે, પ્રત્યેક વાર્તા સ્વતત્ર, ને પોતના વિશિષ્ટ વ્યક્તિત્વવાળી લાગે છે દા ત. માનવીની લોભવૃત્તિ એનામા રહેના કેવા હલકા ગુણોને ઉત્તેજિત કરે છે, એનામા માણસાઈ રહેવા દેતો નથી, એ એમણે, 'લેણદાર' દ્વારા દર્શાવ્યુ છે, એ લોભવૃત્તિને લીધે માનવ કેવો હાસ્યાસ્પદ બને છે, કેવો બેવકૂફ લાગે છે તે એમણે 'વસિયતનામુ' એ વાર્તા દ્વારા દર્શાવ્યુ છે, ને, માનવીની સ્થિતિ કેવી કરુણ બને છે, દયાપાત્ર બને છે તે એમણે 'આસમાની ઈમારત' દ્વારા દર્શાવ્યુ છે આમ માનવીની એક જ વૃત્તિમાથી, એમણે ત્રણ જુદા જુદા રસની નિષ્પત્તિ સાધી છે ત્રણે વાર્તાની પરિસ્થિતિ જુદી છે, પાત્રો જુદા છે, પ્રસગો જુદા છે, ને તેથી, વૈવિધ્ય સારા પ્રમાણમા સચવાયુ છે ત્રણે વાર્તામા, લેખકે લોભવૃત્તિના ઉદયથી માનવીના મન પર જે આઘાતપ્રત્યાઘાત જન્મે છે, જે, સઘર્ષ જન્મે છે, તે ઝીણવટથી, તથા સહાનુભૂતિથી દર્શાવ્યા છે

'ગામડા' ને, 'ત્રિપુટી' એ વાર્તામા, પણ ગામડાના લોકોની સેવા કરવા ઇચ્છતા બે પાત્રોની કાર્યરીતિ દર્શાવી છે ગામડામા લેખક ગભીરતાપૂર્વક, ગામડામા જ રહીને સેવા કરવા ઇચ્છતા દાક્તરને, ધીમે ધીમે ગામડાના લોકોમા જે સુધરી ન શકે એવી અણસમજ છે, જે ભયાનક અજ્ઞાન છે, એમની દુષ્ટતાને ઉત્તેજે એવા બળો છે, તેનું ભાન થતું જાય છે પોતે અનેક પ્રયત્નો કરવા છતા નિષ્ફળ જાય છે, છતા, એ તો નિષ્કામવૃત્તિથી ગામડામા જ રહીને સેવા કરવાનો નિર્ણય જબરા મનોમથન પછી ચાલુ રાખે છે ત્યારે 'ત્રિપુટી'મા તો ગામડાની પરિસ્થિતિથી તદ્દન અજાણ, ગામડાનુ નિરીક્ષણ કરી, એની પર વેપાર બેઠી ખાવાની ખ્વાહેશ રાખનારા કવિ પર લેખકે ઠીક કટાક્ષ કર્યો છે. દાક્તર અને કવિ બન્નેને ગામડાની વિષમસ્થિતિનુ ભાન થાય છે, છતા બન્નેની કાર્યપદ્ધતિની ભિન્નતા દર્શાવી ગામડાની સાચી સેવા શી રીતે થઈ શકે તે દાક્તરના પાત્રદ્વારા દર્શાવ્યુ છે વાર્તાદષ્ટિએ જોતા 'ત્રિપુટી' એ વણી નબળી વાર્તા છે વાર્તામા વસ્તુ જેવુ કશુ છે જ નહિ એક પ્રસગચિત્ર એને કહી શકાય એટલે એ વાર્તા. તો આ સગ્રહની નબળી વાર્તાઓમાની એક છે લેખકને પણ એની જાણ છે તેથી જ તો પ્રસ્તાવનામા એમણે પહેલી વાર્તા પછી તરત જ 'ગામડા' વાચવાની ભલામણ કરી છે. 'ગામડા'મા ગ્રામજીવનનો વાસ્તવદર્શી ચીતાર આપ્યો છે ગામડુ એ સ્વર્ગભૂમિ છે એમ માનનારાઓને ખરેખર ગામડુ કેવુ છે, એમા કેવા જટિલ પ્રશ્નો છે, એમા કેવી લાગણીજડતા છે એ બધુ વાર્તામા નિબધ લખીને નહિ પણ સાચી વાર્તાકલા દ્વારા ધ્વનિથી જ દર્શાવ્યુ છે

'પ્રેમીને' એ એમની એક સુદર વાર્તા છે એક સ્ત્રીની મૃત્યુની છાયામા, સ્ત્રીનો પતિ તથા એક વખતનો એનો પ્રેમી બન્ને મળે છે પ્રેમી પતિને મૃત્યુપ્રસગે આશ્વાસન આપવા આવ્યો છે, ને હવે તો પેલી મૃત્યુ પામી હોવાથી, પ્રેમી પતિને પોતાની એ સ્ત્રી પ્રત્યેની કેટલી કુમળી લાગણી હતી, પોતાની પ્રણયીનીના એણે કેવા સ્વપ્ન

રચેલા, કેવી આશાઓ ને અભિલાષાઓના મહેલ રચેલા, ને એ સ્ત્રી પોતાને (પતિને) પરણી જતા એનું જીવન કેવું પાયમાલ બની ગયું, ગ્રસશન્ય થઈ ગયું તે દુખભર્યા સ્વરે કહે છે. તો પતિ, પરણ્યા પહેલા પોતાની કેવી મુરાદો હતી, આશા અભિલાષાઓ હતી, તે જણાવી, આ સ્ત્રીને પરણી સસારની ઝૂસરી પડતા કેવા કરમાયા ને જીવન કેવુ ગ્રસન્હોણુ બની ગયુ તે જણાવે છે આ રીતે કાલ્પનિક સૃષ્ટિ ને વાસ્તવસૃષ્ટિનો ભેદ અસર કારક રીતે કથે છે આમ સ્ત્રી જીવતી હોય તો એકબીજાના દુશ્મન બને તેવા બન્નેની અવદશાના કારણભૂત એ સ્ત્રીનુ અવસાન થતા, સમદુખીયા મિત્રોની જેમ હૈયાવરાળ એકબીજા આગળ કાઢે છે અહીં વાર્તાની સુદરતા, પ્રસગને પ્રતીતિકર રીતે રજૂ કરવામા ને વાર્તામા રહેલા રહસ્યને વ્યક્ત કરવાની કળામા રહેલી છે

પણ આ સગ્રહમા નબળી વાર્તાઓ નથી એમ નથી 'ત્રિપુટી' તો નબળી છે જ, પણ 'કામણગારો કહાન', 'રોગ અને દવા', 'સ્વભાવ', 'જોગમાયાઓ', 'ફૂલ અને પથ્થર', એ વાર્તાઓમા કાતો વાર્તા માટે વસ્તુ જ નથી અથવા જ્યા વસ્તુ છે ત્યા એ પ્રતીતિકર રીતે રજૂ થયુ નથી 'રોગ ને દવા' તો ટૂચકો છે, 'સ્વભાવ' પણ એ જ કોટિનો લબાવેલો ટૂચકો છે કામણગારો કહાન'મા તો પ્રથમ પ્રેમભાવનાનો ઉદય કેવો હોય છે તે લબાણથી કહ્યું છે એ આખુ મળી એટલુ જ વસ્તુ મલાવી મલાવીને કહ્યુ છે એની આસપાસ કશા જ પ્રસગો ગૂથ્યા નથી 'જોગમાયા'મા નાયક નાયિકા જે રીતે મળે છે ને પરણી જાય છે એ શક્ય નથી લાગતુ, ને એ બધુ કાવત્રુ હતુ એમ જ્યારે આપણને કહેવામા આવે છે ત્યારે તો એ માન્યામા કોઈ પણ રીતે આવતુ નથી છોકરીઓ પ્રેમમા પડે, પણ છોકરીઓની હોસ્ટેલમા પેસો પુરુષ આટલી સહેલાઈથી આવીને પેતીની ઓનીમા પ્રેમચેષ્ટા કરી શકે, ને એ કાવત્રામા મા સામેલ હોય એ બધુય કેવળ અસભવિત ને તરગી લાગે છે.

આમા બે નાયિકાઓ છે, 'જૂની ગાડી' ને 'રૂપા' 'જૂની ગાડી'મા કરણતા લાવવાનો બહુ સહેલો ઉપાય— મૃત્યુનો લેખકે આશરો લીધો છે, ને નાટક ઊર્મિલ બની ગયુ છે 'રૂપા'ની સુદર નાટિકામા, માનવીમા સ્વામીત્વનો ખ્યાલ કેવો હોય છે તે, જ્યા સુધી શીવનાને રૂપા નાસી ગઈ છે તેની ખબર નથી ત્યા સુધીનુ એનુ વર્ણન, તથા રૂપા નાસી ગઈ છે એ જાણ્યા પછી એનુ વર્ણન એ બનેદ્વારા કુશળતાથી દર્શાવ્યુ છે પુરુષ સ્વભાવ સ્ત્રી ગમે તેવી હોય તોય પોતે એનો ધણી છે ને એની પર હક બજાવી શકે છે એટલાથી સતોષાય છે માનવસ્વભાવનુ બહુ સુભગચિત્ર એમા આલેખાયુ છે

એમના પાત્રોની ભાષા એમણે ચરોતરી જ રાખી છે ને દરેક વાર્તામા બીજો પુરુષ એકવચનનુ 'હુ' વારવાર આવે છે, તેથી વખીવાર સારા સવાદની અસરકારકતા ઘટે છે આથી તો જાણે દરેક પાત્ર ચરોતરી જ લાગે છે, ને વૈવિધ્ય હોવા છતા લાગતુ નથી.

આ સગ્રહ પરથી શ્રી ગોવિન્દભાઈને આપણા સારા વાર્તાકારોમા સ્થાન આપી શકાય એમ છે એમની પાસે વાર્તા કહેવાની આવડત છે, જીવનમા વાર્તા ક્યા છે તે ગોતવા માટે પર્યેષક દૃષ્ટિ છે

**ચન્દ્રકાન્ત મહેતા**



**સભારણુ**—[ચૌદમુ સાહિત્ય પરિષદ્ સમેલન, રાજકોટ મૂલ્ય એક રૂપિયો.]

રાજકોટમા ભરાયેલા ચૌદમા સાહિત્ય પરિષદના અધિવેશન સમયે, સાહિત્ય પરિષદના ઇતિહાસવિષયક આ માહિતીપૂર્ણ પુસ્તિકા પ્રગટ કરવા માટે, સ્વાગતસમિતિને અભિનદન ઘટે છે આ ગ્રન્થ બે વિભાગમા વહેચાયો છે પહેલા વિભાગમા, સમેલનની તૈયારી કી રીતે થઈ, એમા એમને કેવી કેવી રીતે મુશ્કેલીઓ આવી ને તે કેવી રીતે પાર પાડી તેનો અહેવાલ સક્ષેપમા આપ્યો છે અને બીજા વિભાગમા, પૂર્વેના સાહિત્ય પરિષદ સમેલનોનો ટૂકામા અહેવાલ આપ્યો છે પ્રમુખ ને વિભાગીપ્રમુખો, સ્વાગતપ્રમુખો, કોણ કોણ હતા, ક્યા ભરાયા શા શા મહત્ત્વના ઠરાવો પસાર થયા, ને નિબધો કયા વચાયા, એની ટૂકામા માહિતી આપી, સ્વાગત સમિતિએ સાહિત્ય

રસિક જનતાને પરિષદ્પ્રવૃત્તિની સમજણ આપી છે, તે અભિનંદનીય છે

☆

**શ્રી રાજચંદ્ર—** [જીવનયાત્રા તથા વિચારરત્નો] શ્રી પુંજાભાઈ જૈન ગ્રંથમાળા મણકા–૮, ૯ સંપાદક ગોપાળદાસ જીવાભાઈ પટેલ જૈન સાહિત્ય પ્રકાશન સમિતિ ઠે ગુજરાત વિદ્યાપીઠ અમદાવાદ ન ૬ મૂ ૨ ૩–૮–૦ પૃ ૧૨+૩૬૪ ઈ સ ૧૯૪૬

ગોપાળદાસ જીવાભાઈ ગુજરાત વિદ્યાપીઠની ગુજ ગતને ચરણે બહુમૂલી ભેટ છે ગુજરાત વિદ્યાપીઠ એટલે મોટ દયનુ ગોનું એમા કાઈ કહેવાપણુ હોય જ નહિ એની કોઈપણ પ્રવૃત્તિ સર્વાંગસપૂર્ણ હોય મારી આ પ્રામાણિક માન્યતા છે બીજાને ભલે એ થોડી કે ઝાઝી ખોટી લાગે પરતુ એ મારી છે એટલા પૂરતો હું એમા રાચુ છુ

કેશવ હર્ષદ ધ્રુવ અને મહાદેવભાઈ એ બન્ને પોતપોતાના ક્ષેત્રના સફળ ભાષાતરકર્તા ચદ્રશકર શુકલ અને ગોપાળદાસભાઈ પટેલનુ પણ તેમજ મૂળાધાન બરાબર કરી સાગોપાગ અવતારવુ અને તે પણ જરાય વેદના અનુભવ્યા સિવાય એ આ બન્નેનો મોટો ગુણ આ તો પ્રસગોપાત જ મે કહ્યુ કારણ કે શ્રી રાજચદ્ર એ ગોપાળદાસ ભાઈનો કોઈ અનુવાદ નથી રાજચદ્ર આશ્રમના અધિષ્ઠાતા શ્રી લઘુરાજ સ્વામી (લ નુજી)ના સત્સગમા રહેલ શ્રી ગોવર્ધનભાઈ કા પટેલે શ્રીમદ્ રાજચદ્રના જીવનપ્રસગોથી ભરપૂર એવી એક સળગ જીવનકથા શ્રી લઘુરાજ સ્વામીની દોરવણી હેઠળ તૈયાર કરેલી જેનો યથેચ્છ ઉપયોગ કરવાની લેખકને પરવાનગી મળતા લેખકે શ્રીમદ્ રાજચદ્ર અને ઉપર્યુક્ત જીવનકથા ઉપરથી પ્રસ્તુત પુસ્તક લખ્યુ છે તેમા પહેલા ભાગમા ત્રણ ખડ છે–એકમા રાયચદભાઈની જીવનવિષયક સામગ્રી 'જીવન રેખા' બીજામા ગાધીજીના સસ્મરણો અને ત્રીજા ખડમા જયતી વ્યાખ્યાનો બીજો ભાગ ખડોમા વિભક્ત થયા વિના શ્રી રાજચદ્રના કેવળ વિચારરત્નોથી સમાપ્ત કરવામા આવ્યો પહેલા ભાગના પ્રથમ ખડમા સાત બીજામા બે અને ત્રીજામા સાત તથા બીજા ભાગમા ત્રીસ પ્રકરણો મૂકેલા છે આ વાત થઈ ગ્રથના બાહ્યાગ વિષેની હવે તેનુ આભ્યતર જરા જોઈ જઈએ

શ્રીમદ્ રાજચદ્રનો (રાયચદભાઈનો) જન્મ કાઠિયાવાડમા આવેલા વવાણિયા નામે ગામમા વિ સ ૧૯૨૪ના કારતક સુદ ૧૫ને દિવસે થયેલો તેમના પિતાનુ નામ રવજીભાઈ અને માતાનુ નામ દેવબાઈ હતુ યાદશક્તિ ઘણી જ તીવ્ર આઠ વર્ષની ઉમરે કવિતા લખતા સ્વભાવ સરળ અને પ્રેમાળ તેર વર્ષની વયે તેઓ પરણ્યા હતા પચ્ચીશમે વર્ષે વાનપ્રસ્થ સ્વીકાર્યુ વિ સ ૧૯૫૭ના ચૈત્રમા મુમુક્ષુતાના પથ ઉપર અવિરત અને અવિશ્રાંત વિહરતા આ ભદ્રિક યાત્રીનુ દેહાવસાન

ગ્રથની વિષયાનુક્રમણિકા ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે એમા ધાર્મિક અને આધ્યાત્મિક વિષયો જ પ્રધાન સ્થાને છે આત્મચિંતન અને એ દ્વારા આત્મસાક્ષાત્કાર એ એકનુ એક ધ્યેય શ્રીમદ્નુ હતુ તેમના તમામ લખાણોમા આત્માની વાત અને એને આનુષગિક એવી ધર્મની વાત ઓતપ્રોત થયેલી આપણે જોઈએ છીએ આત્માની વાત સિવાય એમને કાઈ જ ખપતુ નહતુ કોઈપણ સપ્રદાય કે વાડો કે પરપરા કે આમ્નાયને સ્થાપવો એમને અભિપ્રેત નહોતો મહાવીર સામે એમનુ લક્ષ્ય હતુ અને એને દૃષ્ટિપથમા રાખી પોતે પોતાની ઢબે ચાલ્યા અને ચાલતા ચાલતા આત્મચિંતનના કલ્પવૃક્ષમાથી જે કાઈ ફળ–ફૂલો અનાયાસે ખરી પડ્યા તે તેમની આપણને અમૂલ્ય ભેટ વિચાર વાણી અને વર્તનમા અવિભાજ્ય ઐક્ય હતુ એટલે એમના ઉદ્ગારોમા આપણને ક્યાય પણ કૃત્રિમતા નહિ જડે એમનો અક્ષરે અક્ષર આધ્યાત્મજ્ઞાનનો ખજાનો છે તેમનુ શાસ્ત્રજ્ઞાન વિપુલ ચારિત્ર્ય બરફથી પણ ઊજળુ અને આત્મદર્શન પારદર્શી કોઈપણ વસ્તુમા આસક્તિ નહિ આસક્તિ કેવળ અધ્યાત્મદર્શનમા રાયચદભાઈના જીવતસસર્ગે ગાધીજીના જીવનઘડતરમા પ્રાણવાન ફાળો આપ્યો છે છતા ગાધીજીએ એમને ગુરુપદે સ્થાપ્યા નહોતા કારણ ગાધીજી કહે છે તેમ ગમે તે હો

દરેક પ્રકારના જીવનચરિત્રને સાહિત્યમા ઊંચુ સ્થાન છે કલ્પિત વાતો નવલો નવલિકાઓ નાટકે કે કવિતાઓ–એ બધા કરતા આ પ્રકારના સાહિત્યમા એક અનોખુ અને સમર્થ વાતાવરણ સર્જવાનો ખાસ ગુણ રહેલો છે પાશ્ચાત્ય સાહિત્યમા આ ક્ષેત્રને જેટલું [illegible] રીતે અને વિવિધ રીતે ખેડવામા–

આવ્યું છે એવું આપણે ત્યાં હજુય નથી. આ ખોટ ધીમે ધીમે દૂર થતી રહી છે એ એક હર્ષની વાત છે. પણ સાથે સાથે જ એ પણ એક ખેદની જ વાત છે કે સાહિત્યના અન્ય પ્રકારોને આવકારવા ગાંડી ગુજરાત જેટલી ખડેકદમ તૈયાર છે તેટલી સાહિત્યના આ પ્રકાર માટે નથી. આવા સાહિત્યને અપનાવવાની જેટલી ઉત્કટ ખ્વાહિશ એટલી જ પ્રબળ પ્રગતિ, ભૂતકાલીન અને વર્તમાન પ્રથમ પંક્તિના દરેક દેશનેતાના, દરેક ધર્મવીરના, દરેક રાજાના, દરેક સૈનાનાયકના, દરેક ધનિકના, દરેક સાહિત્યસર્જકના, દરેક વૈજ્ઞાનિકના, અને દરેક કલાકોવિદના પ્રમાણભૂત જીવનચરિત્રોને આપણા પુસ્તકાલયોમાં સર્વ પ્રથમ સ્થાન હોવું જ જોઇએ. એવાં જીવનચરિત્રોની કિંમત આપણે જેટલી આંકીએ એટલી ઓછી.

શ્રી રાજચંદ્રના જીવનની તમામ સામગ્રી જે રીતે, જે પ્રાસાદિક ભાષામાં શ્રી. ગોપાળદાસભાઈએ ગુજરાતને પીરસી છે તે માટે અમારાં એમને હાર્દિક અભિનંદન છે. જૈન અને બૌદ્ધ સાહિત્યના ભાવવાહી અનુવાદો, અભ્યાસપૂર્ણ નોંધો, નિષ્પક્ષ લેખો વિશદતાથી લખીને ગુજરાતી વાઙ્મયની અણમોલ સેવા કરનારાઓમાં શ્રી. ગોપાળદાસભાઈ સર્વ પ્રથમ છે.

શ્રીમદ્‌રાજચંદ્રના જીવનની માહિતીઓ એકઠી કરવાનું કામ કઠિન નથી એમ ઘડીભર માની લઇએ તોપણ એ સામગ્રીની પ્રમાણોપેત સંકલના, વિષયવાર રજૂઆત, ભાષાની મનોરંજક પ્રાસાદિકતા એ બધા માટેનો યશ સંપાદક મહાશયને જ ફાળે જાય છે. પુસ્તકના બન્ને ભાગો અને પ્રત્યેક ભાગના પ્રત્યેક ખંડ એકબીજાના પૂરક છે એ નક્કર ઘટનાને મોડે મોડે પણ સ્વીકારીને આ બીજી આવૃત્તિમાં પ્રથમ થયેલ ભૂલને ટાળવામાં આવી છે એ સુખદ વસ્તુ છે. શ્રીમદ્‌ના જીવન અને કવન વિશેનો આ માહિતીથી ભરેલો ગ્રંથ દરેક મુમુક્ષુએ સંઘરવા જેવો છે. છેવટે આ સ્તુત્ય પ્રયાસ માટે સંપાદકનો આભાર માની, એવી એવી અનેકાનેક વાનીઓ ગુજરાતને આપે એવી આશા સાથે વિરમશું.

અ. સ. ગોપાણી.



## પ્રાચીન રાસાકાવ્યો

આપણી ભાષાની પ્રાચીન ભૂમિકાનો અથવા તો તેમાં નિબદ્ધ પદ્યસાહિત્યમાં વપરાયેલા છંદોનો અભ્યાસ કરનારે શરૂઆત અપભ્રંશ ભાષા અને છંદોથી કરવાની રહે છે એ હવે તો સુવિદિત છે. આ ભાષા અને છંદની જેમ સાહિત્યસ્વરૂપની બાબતમાં પણ પહેલી નજર અપભ્રંશ સાહિત્યકારો તરફ જ દોડાવવી પડે. અપભ્રંશ મહાકાવ્યનું સ્વરૂપ સંસ્કૃત મહાકાવ્યથી અમુક અંશે ભિન્ન હતું. સંસ્કૃત મહાકાવ્ય સર્ગમાં વિભક્ત થયેલું છે, તેવી રીતે અપભ્રંશ મહાકાવ્ય સંધિમાં વિભક્ત થયેલું છે. દરેક સંધિ વળી કડવકમાં વહેંચાયેલો હોય છે. એક સંધિમાં સામાન્યતઃ આશરે ૧૨થી માંડી ૩૦ની આસપાસ કડવક મળે છે. દરેક કડવકમાં ૮ કે તેથી વધારે (૩૦–૩૫ સુધી) પ્રાસબદ્ધ પંક્તિઓની જોડ હોય છે, જેનું પારિભાષિક નામ યમક છે. આ યમકોના બનેલા કડવક દેહને અંતે કડવકમાં વપરાયેલા છંદથી જુદા જ છંદમાં બે પંક્તિઓ આવે છે, જેને ઘત્તા કહે છે. કેટલીક વાર કડવકના આરંભે પણ ધ્રુવકની બે પંક્તિઓ આવે છે. આવું હોય ત્યારે શરૂઆતના ધ્રુવકની બે પંક્તિ, પછી કડવક દેહની ૮ કે તેથી વધારે પંક્તિજોડ કે યમક ને અંતે ઘત્તાની બે પંક્તિ આવું કડવકનું બંધારણ હોય છે. એક સંધિનાં બધા કડવકોના દેહમાં મોટે ભાગે એક જ છંદ પ્રયોજાયેલો હોય છે, પણ સંસ્કૃત મહાકાવ્યોની જેમ કવચિત વૈવિધ્ય ખાતર જુદા જુદા છંદો પણ યોજેલા મળે છે. એક સંધિના બધાયે કડવકની ઘત્તા માટે સામાન્યતઃ એક જ છંદ યોજ્યો હોય છે. અને તે છંદમાં એક કડી સંધિના આરંભે જ ધ્રુવક તરીકે આપેલી હોય છે. ધ્રુવક સંજ્ઞા તેમ જ કડવક દેહના છંદથી જુદા છંદમાં આવતી અંતસૂચક ઘત્તા સૂચવે છે કે અપભ્રંશ મહાકાવ્યો અમુક રીતે ગેય હોવાં જોઈએ

પૌરાણિક પ્રકારના અપભ્રંશ મહાકાવ્યોમા સંધિની સંખ્યા ૧૦૦ની આસપાસ હોય છે. પણ આવાં પૌરાણિક મહાકાવ્યો ઉપરાંત અપભ્રંશમાં આ જ ધાટીએ રચાયેલાં ચરિતકાવ્યો પણ મળે છે. આ ચરિતકાવ્યો કદમાં ઘણા નાનાં હોય છે. આખા

કાવ્યની સંધિસંખ્યા પાંચ દસની આસપાસ હોય છે. આ પ્રકારનો સહેજ આગળ વિકાસ થઈ જરા પાછળના સમયમાં એવી કૃતિઓ મળે છે કે જેનો વિસ્તાર એક સંધિ જેટલો જ હોય અને જેમાં કોઈ ધર્મપ્રાણિત નાનું કથાનક ગૂંથ્યું હોય કે માત્ર ઉપદેશાત્મક વસ્તુ હોય આવી કૃતિઓનું નામ પણ સંધિ છે

અપભ્રંશ મહાકાવ્યનું સ્વરૂપ ટૂંકમાં ઉપર પ્રમાણે છે હવે આપણા કવિઓમાં શ્રી કેશવરામ કા. શાસ્ત્રીએ દર્શાવેલા મતે અપભ્રંશ મહાકાવ્યોને સ્થાને સંધિઓ તૂટીને ગુજરાતીમાં રેવંતગિરિરાસુ વગેરે જેવા કડવા, ભાસા, ઠવણિ કે ઢાળ એવી સંજ્ઞાવાળા વિભાગો પાડતા ગેય રાસાકાવ્યો પ્રચારમાં આવ્યા અને નરસિંહના સમયમાં આગળ વિકાસ સાધી એ પૌરાણિક પદ્ધતિના કડવાબદ્ધ (જૈનેતર) કે ઢાળબદ્ધ (જૈન) આખ્યાન કાવ્યોમાં પરિણત થયા

પણ અપભ્રંશ મહાકાવ્યો તેમજ અપભ્રંશમાં જાણીતા રાસકકાવ્યોને લક્ષમાં રાખશું તો જણાશે કે શ્રી શાસ્ત્રીજીએ બે ભિન્ન કાવ્યસ્વરૂપોની ભેળસેળ કરી દીધી છે રેવંતગિરિરાસુ વગેરેનો સંબંધ મહાકાવ્યોથી સ્વતંત્ર પ્રકારના રાસક કાવ્યો સાથે છે, એટલે તેમને કડવાબદ્ધ આખ્યાનકાવ્યોના વિકાસમાં વચગાળાની કડી તરીકે ન ગણી શકાય રેવંતગિરિરાસુ વગેરેમાં અપભ્રંશ કડવકનું (ધ્રુવા)+ યમકો+ઘત્તા એવું વિશિષ્ટ સ્વરૂપ નથી મળતું આમ સંધિના અંગ તરીકે આવેલા અને દશવીશ કડીની મર્યાદાવાળા અપભ્રંશ કડવકો અને સ્વાતંત્ર્ય એકમ તરીકે આવતા અને આશરે ૩૦થી ૧૫૭૦ કડી સુધીના વિસ્તારવાળા પ્રચલિત ગુજરાતી આખ્યાન કાવ્યના કડવકોને સાધારણ સ્વરૂપ તેમજ વિષયમર્યાદાની દષ્ટિએ અપભ્રંશ સંધિના સ્થાને જ ગણી શકાય તેવી કડી હમણાં તો ખૂટતી જ ગણવી રહી.

લક્ષમાં રાખવા જેવી એક હકીકત તે એ કે સંસ્કૃત મહાકાવ્યોનું જે બાહ્ય સ્વરૂપ તેને કાંઈક મળતું જ સ્વરૂપ ગુજરાતી આખ્યાન કાવ્યોમાં ફરી દેખાયું કેમ કે સર્ગ અને શ્લોક એવા સંસ્કૃત મહાકાવ્યના ઉત્તરોત્તર બે કોટિના વિભાગને બદલે અપભ્રંશમાં સંધિ, કડવક, યમક એમ ત્રણ કોટિના વિભાગ આપણે જોઈએ છીએ, પણ ફરી ગુજરાતી આખ્યાનોમાં કડવક ને કડી એમ બે કોટિવાળો વિભાગ હસ્તીમાં આવે છે.

ઉપર કહ્યું તેમ અપભ્રંશમાં મહાકાવ્યોની જેમ રાસકકાવ્યોનો પણ એક નિરાળો પ્રકાર છે એને સંસ્કૃત ખંડકાવ્યની કોટિનો ગણી શકાય આ રાસક કે રાસા નામ વગરના કાવ્યો ગુજરાતીમાં ઈ૦ ૧૮મી સદી સુધી રચાયેલા છે અપભ્રંશમાં અનુમાને છઠ્ઠી સાતમી સદીના ગણાતા એક છંદોગ્રંથમાં રાસકની વ્યાખ્યા આપેલી છે આ રીતે એક સહસ્રાબ્દીથી પણ વધારે વિસ્તૃત ગાળામાં ઉક્ત સાહિત્યપ્રકારનું ખેડાણ થયું છે' એ જોતાં, એટલું તો સ્વયંપ્રતીત છે કે રાસક કે રાસા નામે પ્રચલિત આ બધા કાવ્યોના સ્વરૂપલક્ષણ એ આખાયે સમયગાળામાં એકના એક ન જ રહ્યા હોય અને જુદા જુદા સમયના રાસકોની અમુક વિશિષ્ટતાઓ—વસ્તુગત, નિરૂપણ–પદ્ધતિગત કે બાહ્યસ્વરૂપગત—તેમની આગવી હોય, જે બીજા સમયના રાસકોમાં ન પણ મળે પરિણામે 'રાસા એ કાવ્યસ્વરૂપના ભેદક લક્ષણો કયા' એ પ્રશ્નનો ઉત્તર 'કયા સમયના રાસા' એ પ્રશ્નનો ઉત્તર જાણ્યા પછી જ આપી શકાય

શ્રી શાસ્ત્રીજી કહે છે બંધની દૃષ્ટિએ તપાસ કરતા લાંબા કાવ્યોમાં માત્ર બે જ પ્રકાર મળે છે કડવા ભાસા, ઠવણિ કે ઢાળ એવી સંજ્ઞાવાળા વિભાગ પાડતા ગેય રાસાકાવ્યો અને ખંડ પાડતા અથવા તો સળંગ કાવ્યો આ સળંગ કાવ્યોને શ્રી શાસ્ત્રીજીના મતે 'પવાડો' કહી શકાય, અને પવાડાની વ્યાખ્યા તેઓએ એવી બાંધી છે કે જેમાં મુખ્યત્વે ચોપાઈ બંધ હોય વચ્ચે જૂજ પ્રમાણમાં દૂહા ને કવચિત અન્ય છંદો આવે કે ન આવે, તેમજ જુદા જુદા રાગમાં ગવાતા પદો આવે કે ન આવે તે પવાડો ઉ ત હિરાનંદ સૂરિનો 'વિદ્યાવિલાસ' પવાડો પણ બંધની દૃષ્ટિએ રાસાકાવ્યોના બેને બદલે ત્રણ પ્રકાર ગણવા વધારે ઠીક લાગે છે પહેલો પ્રકાર તે શ્રી શાસ્ત્રીજીની પવાડાની વ્યાખ્યાને બંધબેસતો છે તેમાં કાવ્યનું કલેવર બાંધવા માટે અમુક એક છંદ યોજી વચ્ચે વચ્ચે વિવિધતાની દૃષ્ટિએ ભાતભાતના છંદો વાપર્યા હોય છે, તેમ જરા પાછળના સમયમાં ગેય પદો પણ ક્યાક મૂકયા હોય છે 'સંદેશરાસક' તેમજ 'હંસાઉલિ' 'રણમલ્લછંદ', 'પ્રબોધચિંતામણિ' વગેરે આ

પ્રકારના બીજા પ્રકારમાં આખી કૃતિ એકધારી એક જ માત્રાબંધમાં હોય છે 'વસંતવિલાસ' અને અપભ્રંશ 'ઉપદેશરસાયનરાસ' આ પ્રકારના પાછળથી આમાં વચ્ચે વચ્ચે ગેય પદો મૂકવાની પ્રથા શરૂ થાય છે, જેવા ઉદાહરણનું 'સગાળશા રાસ' (કનકસુંદર) જેવી કૃતિઓ પૂરાં પાડે છે. ત્રીજા પ્રકારમાં કૃતિના કડવા, ઢાળ, ઠવણિ, ભાસ વગેરેમાંથી કોઈ એક મથાળા નીચે વિભાગ પાડેલા હોય છે કેટલાક પ્રાચીનતર રાસાઓ જેવા કે 'ભરતેશ્વરબાહુબલિરાસ' 'રેવંતગિરિરાસુ' આ પ્રકારના છે

સંભવત આ ત્રણે પ્રકારો અપભ્રંશના સમયથી ઊતરી આવેલા છે આ પહેલા પ્રાચીન ગુજરાતી રાસાકાવ્યોની મૂળ વિષયક નોંધમાં (ગુ. સા. પ. પત્રિકા ઑક્ટો. ૧૯૪૫) મેં અપભ્રંશના બે પ્રકારના રાસકકાવ્યો વિશે માહિતી આપેલી છે પણ અહીં તો આપણે પ્રાચીન ગુજરાતી રાસા કાવ્યના ત્રણ પ્રકાર ગણાવ્યા છે એક મુખ્ય માત્રાબંધ અને સાથે છૂટક વિવિધ માત્રાબંધો આ પ્રકારનું એક અપભ્રંશ કાવ્ય—અબ્દુલ રહેમાન કૃત 'સંદેશરાસક' મળે છે બીજા પ્રકારના અપભ્રંશ રાસક કાવ્યના ઉદાહરણ તરીકે હજી સુધી આપણને કોઈ કૃતિ મળી નથી. અને એ પ્રકારની વ્યાખ્યા કરવામાં વપરાએલી પારિભાષિક સંજ્ઞાઓ પણ આપણે પૂરતી સમજતા નથી એટલે એ બાબત કોઈ નિશ્ચયપૂર્વક ન જ કહી શકાય પણ લાગે છે કે આ જ પ્રકારમાંથી 'ભરતેશ્વરબાહુબલિરાસ' જેવા પ્રાચીનતર ગુજરાતી રાસા કાવ્યો વિકાસ પામ્યા હોય ત્રીજા પ્રકારને લગતું અપભ્રંશમાં શું હજી તો કહેવું મુશ્કેલ છે, પણ આગળ આપણે અપભ્રંશમાં જે પૌરાણિક પદ્ધતિના મહાકાવ્યોનો ઉલ્લેખ કર્યો છે તેમની સાથોસાથ જ, સળંગ અમુક એક જ માત્રાબંધમાં રચાએલાં (કડવક—સંધિ વગેરે વિભાગ વિનાની) દીર્ઘ કાવ્યો પણ મળે છે ત. ઉ. હરિભદ્રનું 'ણેમિણાહ ચરિઉ' ઉત્તરકાલીન અપભ્રંશ તો 'ઉપદેશરસાયનરાસ' છે જ એટલે આખા કાવ્ય માટે કોઈ પણ વિભાગ કે ખંડ પાડ્યા વિના એક જ છંદ પ્રયોજવાની પ્રથા પણ અપભ્રંશ સમયથી હોવાથી, આપણે ગણાવેલો ત્રીજો રાસા પ્રકાર પણ પહેલેથી જ અપભ્રંશમાં જાણીતો હોય એ ઘણું સંભવિત.

હરિવલ્લભ ભાયાણી

☆

: આવકાર :

શ્રી. ઉમાશંકર જોશીએ આ સ્વાતંત્ર્ય દિનથી 'સંસ્કૃતિ' નામક એક નવું માસિક શરૂ કર્યું છે, તેને અમે ભાવભીનો આવકાર આપીએ છીએ 'સંસ્કૃતિના બે અંકો જોતાં, ગુજરાતના બધાય લબ્ધપ્રતિષ્ઠ લેખકોનો એને સહકાર મળશે જ એની પ્રતીતિ થાય છે આપણા ગુજરાતી સાહિત્યમાં શ્રી. ઉમાશંકરનું જે વિશિષ્ટ ને અનન્ય સ્થાન છે, તેથી આ માસિક આપણાં માસિકોમાં જરૂર અનોખી ભાત પાડશે ને 'સંસ્કૃતિ' નામને સાર્થક કરશે 'સંસ્કૃતિનો ઉત્તરોત્તર વિકાસ થાય ને ગુજરાતમાં 'સંસ્કૃતિની ભાવનાનું આ માસિક વાહક બને એવી શુભેચ્છા અમે વ્યક્ત કરીએ છીએ

પ્રકાશક ચન્દ્રકાન્ત મહેતા ભારતીય વિદ્યાભવન ૩૯ ૩૫ હ.૨૨ રોડ મુંબઈ
મુદ્રક ધીરુભાઈ દલાલ એસોશીએટેડ એડવર્ટાઈઝર્સ એન્ડ પ્રિન્ટર્સ લિ ૫૦૫ આર્થર રોડ તારદેવ, મુંબઈ ૭

# ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા

સંપાદકો
ચીમનલાલ શાહ
ચન્દ્રકાન્ત મહેતા

પુસ્તક ૪ | એપ્રિલ-મે ૧૯૪૭ | અંક ૪-૫

## શ્રી ઝવેરચંદ મેઘાણીનું અવસાન

તા ૯મી ફેબ્રુઆરીના શ્રીયુત ઝવેરચદ મેઘાણીના અવસાનથી આખા ગુજરાતની જનતાને આઘાત લાગ્યો છે છેલ્લા પચીસેક વરસથી ગુજરાતના જાહેર જીવનના અને સાહિત્યના અનેક ક્ષેત્રો તેમણે વધુ ઉત્સાહથી ખેડ્યા છે, અને એ બધામા તેઓ, ગુજરાતના પ્રથમ પંક્તિના પુરુષોથી માડી સામાન્યમા સામાન્ય ગણાતા જનોના પણ લાડીલા બન્યા હતા.

લોકસાહિત્યના શોખથી તેના સંગ્રાહક, શોધક અને પુનરુજ્જીવક તરીકે તેમણે સાહિત્યમા પ્રવેશ કર્યો એ કામને માટે તેમણે વેપારી નોકરી છોડી, સાહિત્યને અવકાશ આપનાર પત્રકારત્વનો ધધો સ્વીકાર્યો એ કામને માટે તેમણે કેટલીક વિરલ કુદરતી બક્ષિસ હતી, લોકોને વિશ્વાસ ઉત્પન્ન કરે તેની લોકબોલી, ગવા પાસેથી શીખી શકે તેવી નમ્રતા, અને લોકોને પ્રિય થઈ પડે તેવી ગાયકશક્તિ જે કાળે તેમણે આ સાહિત્યને લોક સમક્ષ ગાઈને રજૂ કરવાનુ શરૂ કર્યું તે સમય પણ અનેક ઐતિહાસિક બળોને લીધે ખાસ કરીને સ્વદેશી, સ્વરાજ્ય, સ્વભાષા, સ્વસસ્કૃતિ તરફ લોકો સ્વાભિમાનથી જોવા લાગ્યા હતા તેને લીધે, ઘણો જ સાનુકૂળ હતો અને પોતાના અભિપ્રેત કામમા તેમને વિરલ સફળતા મળી

તેમણે લોકસાહિત્યના સગ્રહથી સાહિત્યપ્રવૃત્તિ શરૂ કરી પણ એ એટલામા જ પરિસમાપ્ત થઈ નથી એ સાહિત્યના રસથી જ તેમણે વિવેચનની પ્રવૃત્તિ શરૂ કરી, જેથી તેમણે લોકસાહિત્યની મૂલવણી કરી, અને જન્મભૂમિમા કલમ કિતાબનો વિભાગ તેમને સોંપાતા, તેમણે તેને એક લાક્ષણિક સ્વરૂપ આપ્યુ અને એ એમની બીજી પ્રવૃત્તિઓ જેટલો જ લોકપ્રિય થયો તેમનામા કવિપ્રતિભાનો સાચો સ્ફુલિંગ હતો અને તેથી તેમણે લોકભાવના અર્વાચીન ગીતો ગાયા તેમણે અસહકારની જુદી જુદી લડતોમા ઝપલાવ્યુ અને એ નની લડાઈના ભાવોના ગીતો ગાયા. તેમાના કેટલાક ઘણા જ લોકપ્રિય થયા છે અને મહાત્માજી રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમા હાજરી આપવા ઇગ્લેડ જવા ઊપડ્યા ત્યારે એમણે 'છેલ્લે કટોરો' ગાયુ જેને માટે મહાદેવભાઈએ એમને રાષ્ટ્રીય શાયર કહ્યા એમણે લોકસાહિત્યના પ્રેમથી જ લોકોના રીતરિવાજો, રહેણીકરણી વગેરે જોયા, અને એમાથી 'સોરઠ તારા વહેતા પાણી' જેવી નવલકથાઓ થઈ તેમણે એ જ રીતે ઇતિહાસનો અભ્યાસ કર્યો અને એમાંથી ગુજરાતના ઇતિહાસની નવલકથાઓ જન્મી. તેમનામા એટલી નમ્રતા હતી કે જ્યા જ્યા તેમને રસ પડતો ત્યાથી તે વસ્તુને લઈ તેને વિવેચનમા, કાવ્યમા, વાર્તામા ગીતોમા તેઓ ઉતારતા, અને તેને લોકગમ્ય, લોકપ્રિય સ્વરૂપ આપતા આ રીતે તેમના ભાષાતરોનુ સાહિત્ય પણ વિપુલ છે આપણા શાસ્ત્રકારો કહે છે કે કોઈ માણસ કોઈ એક જ સદ્‌ગુણ બરાબર કેળવે તો તેમાથી બધા સદ્‌ગુણો તેનામા આવે છે તેમ જ સાહિત્ય સબધી કહી શકાય કે કોઈને સાહિત્યના કોઈ અમુક જ પ્રદેશનો સાચો પ્રેમ થાય તો તેમાથી ધીમે ધીમે તેનો પ્રેમ આખા સાહિત્ય ઉપર વિસ્તરે સદ્‌ગત મેઘાણીનુ

પણ એમ બન્યું તેમની મેધા પરિપકવ થતી જતી હતી ૧૯૪૫મા અમદાવાદમા ભરાયેલા લેખકમિલન આગળ તેમણે આપેલુ ભાષણ લાગણી, સમભાવ, દૃષ્ટિ અને કાર્ય એ સર્વ માટે વખણાયુ હતુ. તેમના 'માણસાઈના દીવા'ને જાહેર સન્માન મળ્યુ એ એમણે સાહિત્યમા મેળવેલી સિદ્ધિની કદર બતાવે છે ગઈ સાહિત્ય પરિષદમા તેમણે સાહિત્ય વિભાગના અધ્યક્ષનુ પદ શોભાવ્યુ હતુ તેમની પ્રતિભાના વધારે સારા ફાલની આપણે આશા રાખતા હતા ત્યા તો મૃત્યુએ એમને આપણી વચ્ચેથી ઉપાડી લીધા

પણ સાહિત્યકાર કરતા પણ તેમના સ્વભાવની મીઠાશ, નમ્રતા, મળતાવડા પણુ એ ગુણો એટલા પ્રબળ હતા કે એક માનવ તરીકે તેમના તરફ પ્રેમ રાખનારાઓનો તેમની સાથે અંગત સબધ રાખનારાઓનો, વર્ગ ઘણો મોટો હતો એમના મોટા મિત્રવર્ગમા દરેકને મેઘાણી પોતાના જ લાગતા. અને અત્યારે એમની ખોટ માત્ર સાહિત્યકાર તરીકેની જ નહિ પણ અનેકના નિકટ મિત્ર તરીકેની પણ છે એમની લાબી સફળ કારકિર્દી જોતા છતા પણ એમના ક્ષેત્રમા કામ કરનારા બીજા ન નીકળ્યા એ ગુજરાતની સાહસહીનતા,. શ્રમભીરુતા, બતાવે છે. પણ એમના ક્ષેત્રમા કામ કરનારા મળી રહેશે ત્યારે પણ એમનો કદ, અને એમના સ્વભાવની મીઠાશની ખોટ તો કદી નહિ પુરાય.

રા. વિ. પાઠક

## પુસ્તક-પરિચય

**તેજછાયા** :—(લેખિકા જ્યોત્સ્ના ખંડેરિયા પ્રાપ્તિસ્થાન ભારતી સાહિત્ય સઘ-મુબઈ-અમદાવાદ મૂલ્ય ૨-૮-૦)

શ્રી. જ્યોત્સ્નાબહેનનો આ પ્રથમ વાર્તાસગ્રહ, એમના વાર્તાલેખિકા તરીકેના ભાવિની ઉજ્જ્વળ આશા આપનારો છે ગુજરાતમા એક તો સાહિત્યના ક્ષેત્રમા સ્ત્રીઓ જ થોડી, તેમા વાર્તાલેખિકામા, હવે *એ ક્ષેત્રમાથી નિવૃત્ત થયેલા શ્રી લીલાવતી મુનશી* પછી, આશા આપનારી વાર્તાઓ આ બહેન જ આપણને આપે છે.

વસ્તુદૃષ્ટિએ આ વાર્તાનું વિભાગીકરણ કરીએ તો, એમા ત્રણ વિભાગો પડી શકે એક પ્રણયને દાપત્યજીવનની વાર્તાઓ,—જેમા આ વાર્તાસગ્રહ-માની અર્ધી વાર્તાઓનો સમાવેશ થાય છે 'ત્યાગ' 'વેરાગાને કિનારે', 'મૃત્યુ ને મિલન', 'એક પાપ', 'સજીવની', 'અનતનો સાદ', 'કવિ', 'ગૈવલિની' ને મૈત્રાની સમસ્યા બીજો વિભાગ વાત્સલ્યની-માતૃપ્રેમની વાર્તાઓનો છે એમા ૭ વાર્તાઓ આવે છે ઉમા', 'મૃત્યુ ને મિલન' 'પગ-ડી', વેવગી' 'મ્યુનિસિપલ ઓરીસર', ને 'મહમદ દીન' ત્રીજા વિભાગની વાર્તાઓમા સમાજના ઉપેક્ષિત વર્ગની, ગરીબવર્ગની કથા છે આમ સ્ત્રીપુરુષના પ્રણયજીવનને લેખિકા જે મહત્ત્વ આપે છે, તે યથાર્થ છે આ રીતે એક જ વસ્તુ હોવા છતા, વસ્તુમા, પ્રસગોની યોજનામા વાર્તાની માડણીમા ને રીતિમા સારા પ્રમાણમા વિવિધતા આપણને મળે છે સ્ત્રીપુરુષની સમાનતામા લેખિકા માને છે સ્ત્રીપુરુષની માલિકીની વસ્તુ અને એમ એ ઇચ્છતા નથી પણ સ્ત્રીના સ્વાતત્ર્યના ખ્યાલો, નવાવિચારો, ગૃહજીવનની સુદરતાને હણી નાખે, દાપત્યની મધુરતાને કચરી નાખે, એનો એઓ સખ્ત વિરોધ કરે છે, તે 'મૈત્રાની સમસ્યા', ગૈવલિની', 'એક પાપ' વગેરે વાર્તાઓમા આપણને જણાય છે 'ગૈવલિની' 'એક પાપ' એ વાર્તાઓમા લેખિકા જ, આધુનિક સ્થાન મેળવનારી સ્ત્રી પાસે પોતાના વિચારોનો વાસ્તવ જગત જોડેનો સઘર્ષ જોતા, પોતાના વિચારોની ફેરતપાસણી કરાવી વિચારપરિ કરે છે એ વાત કોઈ પુરુષે લખી હોત તો જરૂર એ સ્ત્રીઓને પ્રત્યાઘાતીનું બિરુદ મળત પરતુ લેખિકાએ ખોટા લાગણીપ્રવાહમા તણાઈ ન જતા તટસ્થતાથી ને સમભાવથી વિચાર કર્યો છે ને એ વિચારને સુદરતાથી વાર્તામા વણ્યો છે, ન પ્રસગોપાત છે કે એમા એક પાપ' ને 'મૈત્રાની સમસ્યા'મા વાર્તા મ

વસ્તુ પર્યાપ્ત નથી વાર્તાનુ પોત ન્ કુ જાજરુ છે, કારણ કે વિચારના ખોખામા માત્ર પ્રસગો ભરવાના જ છે તેથી વાર્તા નબળી બની જાય છે આવી પ્રશ્નવાર્તાઓ ઉપરાત પોતાના પ્રિયતમ માટે પોતાના લગ્નજીવનમા હોળી સળગાવનાર મવરાતે સિંધુને તરી પેલે પાર જતી સુહિણીનુ સ્મરણ કરાવનાર સુમલ છે દાદાની લાડીલી છતા, દાદા પ્રત્યે ખૂબ જ પ્રેમ હોવા છતા પ્રેમના આકર્ષણને માન આપી પ્રિયતમ જોડે ચાલી જનાર તેજુ છે આમ જીવનમા જાણે પ્રેમને માટે, કુમળી લાગણીઓ માટે અપાત્ર લાગતી, છતા અનુકૂળ સજોગો મળતા પ્રણયનો પૂરેપૂરો આસ્વાદ કરી લેતી વાસાણી છે એમ પ્રણયના પણ લેખકે વિવિધ પાસા બતા યા છે ને પ્રણય એ જ સ્ત્રીના જીવનની મહાન શક્તિ છે અને એ સજોગો મળતા આવિર્ભાવ પામવાની જ એ લેખિકાએ અસરકારક રીતે દર્શા યુ છે

આ વાર્તાઓનો બીજો મુખ્ય સૂર વાત્સલ્યપ્રેમનો છે માતૃત્વ એ સ્ત્રીજીવનનુ મોટામા મોટુ સજીવની બળ છે એ માતૃત્વના જોરે જ ઉમા કુમારને આખુ જીવનરહસ્ય સમજાવી શકે છે, પતિના વિયોગમા પણ ગ ુવનો પ્રેમ મોનાફીને દુ ખ ને વિરહભર્યા વાસ્તવ જગતમાથી ઉપાડી મધુર કલ્પનાજગતમા લઈ જઈ એના જીવનને સુખમય બનાવે છે 'વેવની'મા પણ લીખો ગમે એવો છે છતા મોધી એના બધા પાપ દરગુજર કરે છે અને નજર સામેથી દૂર કરવા ઇચ્છતી નથી મહમદદીનમા બાળક મહમદદીનના માનસનુ સુભગચિત્ર દોર્યુ છે મૃત્યુ ને મિલનમા ઉમાનો બાળક પ્રત્યેનો અથાગ પ્રેમ જ અવિનાશનો હૃદયપલટો કરવાને સમર્થ બને છે આમ માતૃત્વનુ સુભગ દર્શન આ લેખિકાની અનેક વાર્તાઓમા થાય છે

બસ પ્રણય ને માતૃત્વ એ બે વિષયો જતા એમની વાર્તામા જે શેર રહુ છે તે બહુ થોડુ રહુ છે નથુરામ મા છે તેવી રેકડવાની ફૂટપાથ મા છે તેવી પતનની કથા કે ભૂખની ભૂતાવળ'મા છે તેવુ કલ્પનાચિત્ર એવુ એવુ એટલે સ્ત્રીપુરુષનુ પ્રણય જીવન ને માતૃત્વ એટલી સીમામા જ લેખિકાનુ વાર્તા વસ્તુ મર્યાદિત રહે છે બીજુ એ પણ સાચુ કે સ્ત્રીપાત્ર જેમા અગત્યનો ભાગ ભજવતુ હોય અથવા તો સ્ત્રીના જીવનના પ્રશ્નો જેમા છણી શકાય એવી વાર્તાઓની જ લેખિકાને ફાવટ છે કારણ અઢાર વાર્તાઓમાથી સ્ત્રીજીવનની મર્યાદાની બહાર હોય એવી ત્રણ્ વાર્તાઓ જ આપણને મળે છે 'ફૂટપાથની કથા', 'ભૂખની ભૂતાવળ' ને 'નથુરામ'

લેખિકા સ્ત્રી હોવા છતા, એમણે પુરુષોનુ ચિત્રણ સમભાવથી કર્યુ છે ને તેથી જ તો લશ્કરી અમલદાર અતુલ હેમાને અનુકૂળ થવા પોતાનો સ્વભાવ બદલી નાખે છે, રાણો પોતાની ભૂલ સમજી સુમલને પગે પડે છે અવિનાશ પોતાની ભૂલ સમજી ઉષાની માફી માગે છે, એભલ સુમલને બચાવવા સાપનુ ઝેર પોતે ચૂસી લે છે સાથી તેજુને પ્રણયપૂરમાથી જીવને ભોગે ખેંચી લાવે છે આમ એમણે પુરુષોને સ્ત્રીઓને અન્યાય કરતા ચીતર્યા નથી, માનવતાયુક્ત ચીતર્યા છે

વાર્તામા, પ્રચારલક્ષીત્વ એ એમની વાર્તાઓને નબળુ બનાવનારુ પ્રથમ તત્ત્વ છે. પ્રચારની હોશથી પ્રેરાઈ એમણે જેમા કશુ જ વાર્તાયોગ્ય વસ્તુ જ ન હોય એવી 'ભૂખની ભૂતાવળ' લખી એ વાર્તા નથી મડીવાદનો વિરોધ વાર્તામા થઈ શકે, પણ તે વાર્તાને આવશ્યક તત્ત્વો ફગાવી દઈને નહિ વાર્તામા પ્રચાર ખુલ્લે ખુલ્લી રીતે વરતાઈ જાય એવો ન હોવો જોઈએ સેવાની સમસ્યા'મા પણ વાર્તાજોગુ વસ્તુ નથી એવુ જ 'એક પાપ' ને 'શૈવલિની' એ વાર્તાઓ વિષે કહી શકાય પ્રચારની ઇચ્છા થાય પણ એ વાર્તામા સુગ્રથિત હોવો જોઈએ એ તાણાવાણામા બરાબર વણાઈ જવા જોઈએ તે આમા નથી જેમ કે મ્યુનિસિપલ ઑફિસર' એ વાર્તામા લેખિકા વાર્તા કહેતા કહેતા પ્રચાર કરવા મ ડી જાય છે ને કહે છે, 'શ્રમજીવીઓને માદા થવાનો હક નથી ને હોય તો પણ એમને આરામનો અધિકાર નથી તબીયત નરમ રહેવી આરામની જરૂર લાગવી હેરફેર આવશ્યક હોવો વગેરે બધી શ્રીમ તોને વરેલી સુવાળપ છે' ( પૃ ૧૬૬ ૬૭ ) આ ને આવી ક ડિકા ( દા ત પૃ ૧૨૬ ) સામે કોઈનેય વાંધો ન હોય પરન્તુ એ વાર્તામા આવે વસ્તુપ્રવાહને અટકાવી લેખિકા જ આપણને શ્રમજીવી ને શ્રીમ તોનો ભેદ સમજાવવા મ ડી જાય તેનો વાધો વાર્તામા વાર્તાતત્ત્વની જ અપેક્ષા રાખનાર બધાને જ હોય

આ વાર્તાઓને નબળુ બનાવનારુ બીજુ તત્ત્વ રમણલાલ દેસાઈની જેમ પોતાના અનુભવો કે નિરીક્ષણને સૂત્રાત્મક રીતે જૂ કવાની એમની

વૃત્તિ છે પોતાના જીવનના અનુભવો ને નિરીક્ષણોનો ઉપયોગ પ્રસંગયોજનામાં ને પાત્રાલેખનમાં કરવો જોઈએ. મીઠાં સૂચનો આપીને નહિ આ સૂચનો સ્વયમેવ સાચાં છે ને સારાં પણ છે પણ વાર્તામાં એ શોભતાં નથી. (દા. ત. જુઓ પૃ. ૬૨, ૭૧, ૧૨૭, ૧૪૯, ૧૫૨, ૧૫૪, ૧૮૪)

લેખિકા પાસે ઋજુ, મોહક, ચોટદાર, સુરેખ ને વાર્તાને પોષક એવી વર્ણનોવાળી શૈલી છે વાર્તાને યોગ્ય વાતાવરણ ઉપજાવવાની શક્તિ છે શહેર કે ગામડું, દેશ કે પરદેશ બધેય એ સ્વસ્થ રહી શકે બધેય એને પોતાનું લાગી શકે, એવી એમની વાર્તાઓ છે આમ જીવનને જોવાની એમની પાસે દૃષ્ટિ છે ને સાથે સાથે પોતાનું દર્શન રજૂ કરવાની કલા પણ છે એટલે પ્રસ્તાવનાલેખક પ્રો. અનંતરાય રાવળ જોડે આપણે પણ પૂરેપૂરા સંમત થઈને કહેશું કે ''જ્યોત્સ્ના બહેન, વાર્તાઓ લખતાં રહેજો.'

ચન્દ્રકાન્ત મહેતા

**મહાસભાના મહારથીઓ** :—લેખક મધુકર રાંદેરીઆ. પ્રકાશક જીવન સાહિત્ય મંદિર કાલબાદેવી મુંબઈ મૂલ્ય રૂ. પાંચ.

શ્રી રાંદેરીઆએ આ પુસ્તકને ત્રણ વિભાગમાં વહેંચી નાખ્યું છે 'પરદેશી સહયોગીઓ', 'સ્વાતંત્ર્ય પથના પ્રદીપો', ને 'રાષ્ટ્રહિતના પ્રજાપતિઓ' આમાં પ્રથમ વિભાગના કોંગ્રેસના ઘડતરમાં સાથ આપનાર પરદેશી સહયોગીની જીવનની રૂપરેખા છે. બીજા વિભાગમાં કોંગ્રેસના પ્રમુખોમાંથી રાષ્ટ્રના દેહને ઘડનારની જીવનકથાઓ આપી છે આ કથામાં પાછળથી વિરોધપક્ષે જનાર શંકરન નાયર જેવાને બાદ રાખ્યા હોય તે સમજી શકાય એવું છે પણ હિંદની રાષ્ટ્રીયતાના વિકાસમાં જેમનો ફાળો નાનો સૂનો નહોતો, એવા હકીમ અજમલખાનને, સ્વરાજ્ય પાર્ટીમાં સારો જેવો ભાગ ભજવનાર શ્રીનિવાસ આયંગરને કોંગ્રેસમાં આવનાર સભાસદો પ્રાંતોના ચૂંટાયેલા પ્રતિનિધિ તરીકે આવે એવું તત્ત્વ દાખલ કરનાર બદરુદ્દીન તૈયબજીને, ને ૧૯૧૬ની લખનૌ કરાર વખતના ઐતિહાસિક મહાસભાના અધિવેશનના પ્રમુખ અંબિકાચરણ મજુમદારને લેખકે આમાં સ્થાન આપ્યું નથી એથી આ ગ્રંથમાં અપૂર્ણતા આવી છે જો મૌલાના મહમદઅલીને સ્થાન હોય તો હકીમ અજમલખાનને હોવું જોઈએ હકીમ સાહેબ મૃત્યુપર્યંત ચુસ્ત કોંગ્રેસવાદી રહ્યા હતા. હા, એ શાન્તકાર્યકર્તા હતા, છતાં એ ભૂલવાયોગ્ય તો નથી જ કોંગ્રેસના પ્રમુખ નહિ બનેલા છતાં, કોંગ્રેસના ઘડતરમાં મહત્ત્વનો ફાળો આપ્યો હોય એવા નેતાઓને ત્રીજા વિભાગમાં સ્થાન આપ્યું છે એમાં પટ્ટાભી સીતારામૈયા, સ્વ. સેનગુપ્તા, સ્વ. મહાદેવભાઈ, જયપ્રકાશ નારાયણ સ્વ. સત્યમૂર્તિ, સ્વ. જમનાલાલ બજાજ, એટલાં નામો ઉમેરવાની જરૂર હતી કારણ કે આ બધાનો કોંગ્રેસના ઘડતરમાં જેવો તેવો ફાળો નથી. અત્યારે વર્ધામાં જે વિવિધ સંસ્થાઓ, ગ્રામોદ્યોગ સંઘ, ચરખા સંઘ, તાલીમી સંઘ વગેરે ઊભી થઈ છે તે જમનાલાલજીના સાથ વિના શી રીતે સંભવી શકત?

આમ છતાં આ પુસ્તકમાં લેખકે ઠીક ઠીક માહિતી ભેગી કરી છે, ને એમની શૈલી પણ મનોહારી છે લખાણ સુવાચ્ય છે ક્યારેક લાગણીપ્રધાન બન્યું છે લાગણીપ્રધાનતા એ એમનો ગુણપક્ષ છે આવાં લખાણમાં વિવેકબુદ્ધિ આવે તે માટે ગાંભીર્ય દૃષ્ટિ જોઈએ, એ જો આ લેખકમાં હોત તો આ પુસ્તક આથી પણ વધારે રસમય બનત.

આમ છતાં, મહાસભા વિષે આવશ્યક માહિતીવાળું, ને, રસાળ પુસ્તક લેખકે આપ્યું છે ને માટે એમને ધન્યવાદ ઘટે છે

ચન્દ્રકાન્ત મહેતા



## 'વસંતવિલાસ'નો છંદ

શ્રી કાન્તિલાલ વ્યાસે ૧૯૪૬ સપ્ટેમ્બરના મુંબઈ યુનિવર્સિટીના જર્નલમાં 'વસંતવિલાસ ફાગુ—એ ક્રિટિકલ સ્ટડી' એ નામે એક વિસ્તૃત અભ્યાસલેખ પ્રસિદ્ધ કર્યો છે તેમાં 'વસંતવિલાસ'ના ભાષા, છંદ, કૂટ પંક્તિઓનું અર્થઘટન વગેરે વિષે બીજા વિદ્વાનોએ વ્યક્ત કરેલા મતવ્યોની સમીક્ષા કરી પોતાના કેટલાક મતોનું સમર્થન કે ક્વચિત વૃદ્ધિ કરી છે, ને અંતે આખી કૃતિનું પાઠવિવેચન, કૂટ શબ્દોના અર્થ માટે અન્ય ગ્રંથોમાંથી અવતરણો, અન્ય મતોનો ઉલ્લેખ કે ચર્ચા કરીને સહિત અંગ્રેજી ભાષાન્તર આપેલું છે આ રીતે તેમની 'વસંતવિલાસ'ની આવૃત્તિના પ્રવેશકમાં ચર્ચેલા ઘણા મુદ્દાઓની

સ્પર્શ પામ્યા છે આ જાતના સૂક્ષ્મ અને સર્વસ્પર્શી અભ્યાસનો કોઈ લાભ પામી હોય તો આ પહેલી જ કૃતિ છે એટલે તેને લગતા સામાન્ય કે વિશિષ્ટ પ્રશ્નોની ચર્ચા આવશ્યક ઠરે છે આ દૃષ્ટિએ અહી વસતાવલાસ' ના છદની ચર્ચા મે હાથ ધરી છે

પ્રાચીન ગુજરાતી (કે પ્રાચીન પશ્ચિમ રાજસ્થાની) કૃતિઓના ભાષા અને છદના વિષયને એક જટિલ કોયડો બનાવી દેતી બાબત તે એ કૃતિઓની લેખનપદ્ધતિ (Orthography) છે અપભ્રશ ભૂમિકા પછી ભાષાના ધ્વનિબ ધારણમા વિવિધ વિપુલ અને ઝડપી પરિવર્તનો થયા એટલે શીઘ્રતાથી પલટાતા ઉચ્ચારણે ભાષાના સ્વરૂપને એક પ્રકારની પ્રવાહિતા આપી જુદા જુદા સૈકાની ભાષાના લેખનમા વ્યક્ત થતા સ્વરૂપની શુદ્ધિ જાળવી રાખવાનુ કાર્ય આથી અસભવવત્ બની ગયુ તેમા જ્યારે રચનાસમય અને પ્રતિલિપિસમય વચ્ચે સારુ એવુ અતર હોય ત્યારે તો મૂળની ભાષા વ્યક્ત કરતા લક્ષણો કયા અને પ્રતિલિપિસમયની ભાષાની અસરના દ્યોતક લક્ષણો કયા એ બાબતનુ સ્પષ્ટીકરણ કઠિન હોવા છતા ખૂબ જ આવશ્યક બને છે આ પ્રકારનો નિર્ણય કરવામા કૃતિ પદ્યાત્મક હોય ત્યારે કૃતિનો છદ સારી રીતે માર્ગદર્શક થાય છે

પણ છદના અભ્યાસની કઠિનતાઓ ભાષાના અભ્યાસની કઠિનતાઓથી ઓછી ઊતરે તેવી નથી પ્રાચીન કૃતિના છદની તપાસ કરતી વેળા કેટલીક પાયારૂપ હકીકતો આપણે વીસરી ન જ શકીએ પહેલુ તો એ કે છદના વાસ્તવિક સ્વરૂપ અને તેનુ પઠન કરતી વેળા વ્યક્ત થતુ સ્વરૂપ એ બને વચ્ચે ભેદ હોય અગર ન હોય પણ દરેક છદને પોતાનુ ચોક્કસ અને તત્કાળ પૂરતુ સ્થિર બધારણ તો હતુ જ બીજુ છદનુ માપ જાળવવાને લેખકો એટલા આતુર હતા કે તે માટે વ્યાકરણ કે ચાલુ ઉચ્ચારણને તાણવાખેચવા પડે તો પણ તેઓ જરાયે અચકાતા નહીં ત્રીજુ, દરેક કૃતિની લેખનપદ્ધતિમા ઊડીને આખે વળગે તેવી અસગતિ અને અનિશ્ચિતતા સામાન્ય નિયમરૂપે હોય છે, એટલે છદના સ્વરૂપનો નિર્ણય કરતા પહેલા અભ્યાસપ્રાપ્ત કૃતિની લેખનપદ્ધતિની વિશિષ્ટતાઓ તારવવી ઘણી જ આવશ્યક છે ચોથુ એમના એક છદ સ્વરૂપ અપભ્રશ ભૂમિકાથી માડીને અર્વાચીન ભૂમિકા સુધીમા કેટલેક અશે બદલાતુ રહ્યુ હોવાથી અમુક એક સમયે પ્રયોજાયેલા છદના સ્વરૂપ નક્કી કરવા માટે તેની આગળપાછળના સમયનુ તે છદનુ સ્વરૂપ એ જ સાચુ સ્વરૂપ, એવી માન્યતા કામ નહીં આવે અપભ્રશ દોહા જૂની ગુજરાતીનો દૂહો ને અર્વાચીન દોહરો એ સૌ અમુક આગવી વિશિષ્ટતાઓ ધરાવે છે એટલે આમાથી એકના લક્ષણ અવિશુદ્ધપણે બીજામા ખોળવા બેસવુ એ અશાસ્ત્રીય અને એટલે જ છદના સ્વરૂપનિર્ણયમા પ્રાકૃત અપભ્રશ અને ગુજરાતી છદોગ્રથોનો ઉપયોગ ખૂબ જ જાગૃત રહી કરવાનો રહે છે આમા આ ત્રણે વર્ગના છદોગ્રથોની પોતાની સખ્યાબધ ત્રુટિઓના પણ આપણે સૂચવાડો વચારનામા સાર એવુ 'અર્પણ' છે

'વસતવિલાસ' નો છદ દોહાના વર્ગનો છે એ સ્પષ્ટ છે–એટલે કે અણસરખા બે પાદોમા વિભક્ત થયેલ બે સાપ્રબદ્ધ પક્તિઓનો તે બનેલો છે અપભ્રશ મહાકાવ્યની વસ્તાની જે જાતો છે તેમા અતરસમા ચતુષ્પદી* આ જાતની છે

પહેલા સમપાદનુ બધારણ તપાસીએ શ્રી વ્યાસના મતે સમપાદમા વણખરુ ૧૨ માત્રા છે, ક્વચિત ૧૧ શ્રી વેલણકર માને છે કે મુખ્યત્વે ૧૧ પણ કોઈ વાર ૧૨ શ્રી માસ્ટરના માનવા પ્રમાણે બને પક્તિઓનો ઉત્તરાર્ધ ૧૧ માત્રાનો છે જો આપણે એમ સ્વીકારીએ કે કેટલીક પક્તિઓના સમપાદો ૧૨ માત્રાના છે કેટલીકના ૧૧ ના તો આપણે સાથેસાથ એમ પણ સ્વીકારવુ પડે છે કે વસતવિલાસ' ના વર્ગની કૃતિ પદ્યાત્મક કૃતિઓ સળગ એક જ છદમા રચાતી નહી પણ જુદા જુદા માપના બે છદો તેમા ખાસ કોઈ ધોરણ વિના ભેળમળિયા સ્વરૂપમા વપરાતા અવી માન્યતાને પ્રાચીન કૃતિઓમાથી આ જાતના ઉદાહરણો મળતા હોય તો ટાકી આધાર આપવાની જરૂર રહે છે કારણ સ્વાભાવિક વલણ તો એવુ માનવા તરફ રહે કે ૮૦–૮૫ કડીના કાવ્યમા છદવૈવિધ્ય દેખાડવુ ઉદ્દિષ્ટ ન હોય ત્યારે કવિએ સળગ એક જ છદ યોજ્યો

* શ્રી ગ વિ પાઠક વ વિ ના છદને એક પ્રકારનો દોહા ગણે છે પણ આ અગેની તેમની વિચારણા પ્રકટ થાય ત્યારે જ તેની ચર્ચા કરવાનુ બને

હોય આ રીતે જોતા બધાયે સમ પાદ કાતો ૧૨ માત્રાના હોવા જોઈએ કાતો ૧૧ માત્રાના સમ પાદોનો અંત–⏑ આ પ્રકારનો છે તે જોતા અને બીજી રીતે પણ તેનુ બંધારણ તપાસતા તે પ્રચલિત અપભ્રંશ–ગુજરાતી દોહાના સમ પાદથી અભિન્ન જણાય છે, એટલે કે તે ૧૧ માત્રાનો હોવાનુ જણાય છે* ઉદાહરણોનો પાઠ આપવા જતા આખી કૃતિને અવતારવી પડે, એટલે માત્ર કડીઓની સખ્યા ટાકુ છુ આમા 'ક' પૂર્વાર્ધના સમપાદનો અને 'ખ' ઉત્તરાર્ધના સમપાદનો સૂચક છે

નીચેની પક્તિઓમા સમપાદ ને ખ ન શુદ્ધિ કર્યા વિના જ ૧૧ માત્રાનો હોવાનુ જોઈ શકાય છે

૨ ક, ૨ ખ, ૪ ખ, ૫ ક, ૮ કખ, ૯ ખ, ૧૧ ખ, ૧૩ ખ, ૧૪ ક, ૧૫ કખ, ૧૬ કખ, ૧૯ કખ, ૨૦ ખ, ૨૩ ક, ૨૪ કખ, ૨૫ ક, ૨૬ કખ, ૨૭ ખ, ૨૮ ક, ૨૯ કખ, ૩૦ ક, ૩૨ કખ, ૩૪ ખ, ૩૫ ક, ૩૬ કખ, ૩૭ ક, ૩૮ ખ, ૩૯ ખ, ૪૧ કખ, ૪૨ ખ, ૪૩ ક, ૪૮ ક, ૫૦ ખ, ૫૨ કખ, ૫૩ ક, ૫૪ ક, ૫૫ ખ, ૫૭ ખ, ૫૮ ક, ૫૯ ખ, ૬૨ ક, ૬૪ ક, ૬૫ ખ, ૬૬ ખ, ૬૭ કખ, ૬૯ કખ, ૭૧ ક, ૭૩ ખ, ૭૪ ક, ૭૫ ખ, ૭૬ ક, ૭૮ ક, ૭૯ ખ, ૮૧ કખ, ૮૨ ખ, ૮૪ ક=કુલ ૭૦ પાદ

આ ઉપરાત વળી પક્તિઓમા લેખનપદ્ધતિની અશુદ્ધિ દૂર કરતા ૧૧ માત્રાનુ ચરણ મળે છે પ્રાચીન ગુજરાતી કૃતિઓની લેખનપદ્ધતિની લાક્ષણિકતાઓ માની પહેલુ ધ્યાન ખેચે તેવી એક પરવર્તી યકારની અસર નીચે આગળનો હ્રસ્વ ઇ દીર્ઘ લખાય છે— વ્યુત્પત્તિ તેમજ છદની દૃષ્ટિએ જોતા હ્રસ્વ ઇ અપેક્ષિત હોય, ત્યા પણ પાછળ આવતા યકારની અસર નીચે તે દીર્ઘ લખવાનો રિવાજ જણાય છે આ વલણની ઉત્કટતા જોતા આપણે એવુ પણ અનુમાન કરી શકીએ કે પાછળના સમયમા આ રીતનો ઇકાર ખરેજ દીર્ઘ ઉચ્ચારનો થયો હશે પણ પ્રાચીન કહી શકાય તેવી કૃતિઓમા તો મૂળે હ્રસ્વ હોવો જોઈએ એમ સપ્રમાણ જોઈ શકાય છે નીચેની પક્તિઓમા આ જાતનો દીર્ઘ ઇ લખાયેલો છે, અને તેને હ્રસ્વ તરીકે ગણતા ૧૧ માત્રાનુ માપ બરોબર આવી રહે છે

(૧) કર્મણિ ભૂતકૃદત કે સબધક ભૂતકૃદત

૧૦ ખ (બાધીય), ૧૨ ખ (મિલીય) ૬૩ ક (નહાઈય), ૩૩ ક (જાગીય), વગેરે

(૨) સ્વાર્થે ય (ક) વડે વિસ્તારિત સ્ત્રીલિંગ અંગો

૨ ક (તણીય), ૯ ક (જાણીય), ૧૦ ક (ઝારીય) ૧૭ ક (નારીય), ૧૭ ખ (ચોલીય), ૨૮ ખ (બાલીય) ચોલીય), ૩૧ ખ (કણીય) ૩૮ ક (માલીય, ચોલીય) ૫૨ ક (સસિરીય), ૫૧ ખ (નમણીય), ૫૮ ખ (ભૃકુટીય), ૫૯ ક (મોતીય), ૬૧ ખ (ગુણતીય), ૬૨ ક (મિતીય), ૬૨ ક (મોતીય) ૬૫ ક (તરુણીય) વગેરે

(૩) યની અસર નીચે ઈ થયાના બીજા ઉદાહરણો.

૫ ખ (પથીય), ૬ ખ (કામીય), ૩૩ ખ (હીઅ૦) ૫૭ ક (હરીયાલ) વગેરે

બીજુ અપભ્રંશ ભૂમિકામા બધાયે શુદ્ધ અપભ્રંશ રૂપોનો અત્યાક્ષર હ્રસ્વ જ હતો. એટલે સ્ત્રીલિંગી અંગો પણ બધાયે હ્રસ્વ—સ્વરાત હતા. પછીથી અત્ય ઇયનો સકોચ થતા ઈ સિદ્ધ થઈ ફરી કેટલાક સ્ત્રીલિંગી અગો ઈકારાત (દીર્ઘ) થયા, પણ તેમની સાથેસાથે જ હ્રસ્વ ઇકારાત સ્ત્રીલિંગી અંગોપણ વપરાશમા ચાલુ રહ્યા અપભ્રંશ ભૂમિકા પછીથી ભાષાપર સસ્કૃતની સીધી અસર પડવા લાગી આથી કેટલીક જગ્યાએ અપભ્રંશમાથી ઊતરી આવેલા હ્રસ્વ ઇકારાત અગ અને શુદ્ધ તત્સમ કે ઇયના સકોચથી નિષ્પન્ન થયેલા દીર્ઘ–ઈકારાત અગ વચ્ચે સભ્રમ થવા લાગેલ આ જાતના સભ્રમના ઉદાહરણો

૭ ક (માનિની) ૨૨ ક (કામની), ૨૫ ખ (મહી) ૪૫ ક (રાતડી) ૬૮ ક (જાગડી) વગેરે

× × × ×

ત્રીજુ અપભ્રંશમાજ અનુસ્વારનુ ઉચ્ચારણ નબળુ પડી અનુનાસિક રૂપે કેટલાક ધ્વનિસદ્ધોમા મળવાનુ વલણ ઉદ્ભવેલુ આપણે જોઈ શકીએ છીએ અભિમાનસ્થામા ચૈત્રુયતુ (ઋતુમતુ) હેમચદમા કઈંનુ (ઋકન્નુ) 'સદેશરાસક'મા

* અહીં એક અગત્યની બાબત તરફ ધ્યાન ખેચવાનુ રહે છે હેમચદ્ર પ્રમાણે દોહાની માત્રા સખ્યા ૧૪+૧૨/૧૪+૧૨ એ રીતે વિભક્ત થયેલી છે પણ પ્રાકૃત-પૈંગલ' વ રે પ્રમાણે ૧૩+૧૧/૧૩+૧૧ એ રીતે વસ્તુત આ બને એક જ છદની વ્યાખ્યા છે માત્ર પદ્ધતિભેદને લીધે દેખાવ પૂરતો ફરક લાગે છે કારણ હેમચદ્રની પદ્ધતિ અત્ય સ્વરને ઘણુંખરુ સર્વત્ર દીર્ઘ માનવાની છે આથી વાસ્તવિક રીતે જે ૧૩ ૧૧ના ભાગ છે તેને હેમચદ્ર ૧૪ ૧૨ના ગણે છે

સિઁગાર (-સિગારુ) વગેરે મળે છે આ રીતે 'વસ તવિલાસ'મા પણ કેટલાક સ્થળે અનુસ્વારને અનનાસિક તરીકે ગણવાનો છે

૧ ખ (હંસુલઉ) ૩ ક (વસઁતિ) ૧૭ ક (વસઁતુ), ૧૭ ખ (સઁતાન), ૪૦ ક સિઁગારુ અઁગાર) ૮૭ ક (સઁતાપ), ૬૬ ક (સઁગ્રામ) વગેરે

ચોથુ વર્તમાન ત્રીજો પુરુષ એક વચન અપભ્રશમા અપવાદ રૂપે (૭૬ જાળવવા) જ એકારાન્ત છે સામાન્યત તે ઇકારાન્ત હોય છે એટલે પ્રાચીન ગુજરાતીમા એવુ એકારાન્ત રૂપ હોવાની સભાવના નહિવત નીચેના ઉદાહરણોમા એને બદલે ઇ વાચવાથી પક્તિ ૧૧ માત્રાની બને છે

૭ ક (છેદઍ), ૭ ખ (કદઍ), ૨૧ ક (લોપઍ) ખ (તાકઍ) ૨૩ ખ (પાડઍ) વગેરે

વિવિધ કારણે કેટલાક શબ્દોની જોડણી અપેક્ષિત કરતા જુદી કરાઈ છે તેને સુધારી લેતા ૧૧ માત્રા બરાબર આવી રહે છે

૪૦ ખ, ૪૩ ખ, ૬૪ ખ (નહીઁ નહીં) ૫ક (તુ), ૩૯ ક (સ્યુ)* વગેરે.

કેટલીક સ્થળે પાઠાન્તર છદના માપને બરોબર જાળવતુ મળી આવે છે

૧૮ ક (C–ચદનુ), ૧૮ ખ (B સોહઇ), ૨૧ ખ (B તાકઇ) ૨૩ ખ (B પાડઈ) ૩૦ ખ (C નદિણુ જયજયકાર) ૪૪ ક (BC મનમથતુ) ૪૪ ખ (BC વયર), ૪૮ ખ (BC ઑમનુ) ૫૧ ક (BC બીજનુ) ૬૦ ક (BC ચાલઈ) વગેરે

આ રીતે લેખનપદ્ધતિની અશદ્ધિઓ ૮૨ કરતા ૭૦ જેટલા પાઠ ૧૧ માત્રાના હોવાનુ દેખાડી શકાય છે એને ૭૦+૭૦=૧૦ જેટલા પાઠ ૧૧ માત્રાના ઠરે છે બાકીનામાથી ૨૫ ૩૦ મા અર્થની અસ્પષ્ટતા કે ત્રુટિત પાઠની અનિશ્ચિતતા માત્રાસખ્યાની નિર્ણય આડે આવે છે અને જે કાનની કમોટી વાપરે તેને તો 'વસતવિલાસ'ના છદના સમ પાદો નિશક દોહાના જ જણાશે અને ઉપર જે જે સ્થળે લેખનમા હ્રસ્વને બદલે દીર્ઘ મળે છે ત્યા પઠન કરનાર હ્રસ્વ જ વાચશે

આમ સમ પાદ (૬+૪+૧=) ૧૧ માત્રાનો— અતવાળો અને દોહાના સમ પાદથી અભિન્ન હોવાનુ નિશ્ચિત થાય છે (ચાલુ)

**હરિવલ્લભ ભાયાણી**

* કેટલા ઉદાહરણોમા અન્ત્યાનુસ્વાર નિયમે કરી અનુનાસિક હોવાથી એક માત્રા ગુમાવાનો સભવ પણ સ્વરને દીર્ઘ લેતા અથવા વિશ્લેષ કરતા ૧૧ માત્રા થઈ રહે છે

## ચર્ચાપત્ર

રા ત ત્રી

ગુજરાતી સાહિત્ય પરિષ પત્રિકા

મુબઈ

પત્રિકાના જાન્યુઆરી ૧૯૪૭ના અકમા 'અર્ધી ચીના'નો પરિચય આપવામા આવ્યો છે એમા દર્શાવેલ વિચારો સબધે મારે કશુ કહેવાની ઇચ્છા નથી કારણ કે એ વિવેચકે કરેલ વિવેચનનુ વિવેચન કરુ તો વિવેચકને પોતે કરેલ વિવેચનના વિવેચનનુ વિવેચન કરવાની કદાચ ફરજ પડે અને એમ એનો અત આવે જ નહિ

અહીં તો માત્ર વિવેચકે એક ભૂલ કરી છે તે બતાવવી છે તેઓ સશય બતાવે છે કે 'મેના ટેલિફોનમા વાતચીત કરે છે તેમા મેના જે બોલે છે તે તો બતાવી શકાય પણ બે પાના સુધી જે વ્યક્તિ મેનાની જોડે ટેલિફોનમા સવાદ કરે છે તેની ઉક્તિ પણ આપી છે તે કેવી રીતે દર્શાવી શકાય?"

આ સશય ખોટો છે આ પ્રયોગમા અશક્ય જેવુ કશુ નથી આપણે ત્યા કદાચ આ પ્રયોગ નવો લાગે પણ પાશ્ચાત્ય રગભૂમિ ઉપર હાસ્યરસપ્રધાન નાટકોમા ઠીક ઠીક પ્રચલિત છે અને ખુ મુબઈમા એકસલશિયર થીએટરના રગમચ ઉપર એક અગ્રેજ કપનીએ પણ એ રજૂ કરેલ ટેલિફોનમા બોલતો અવાજ કાતો 'માઇક' દ્વારા બોલે કાતો સૌથી ઉપલા માળની બોક્સમાથી બોલે 'અર્ધી ચીના'મા પણ એ જ પ્રમાણે એ પ્રયોગ કરવામા આવ્યો હતો • લી

સાતાક્રુઝ<br>૪–૩–૧૯૪૭ } **ધનસુખલાલ મહેતા**

*શ્રી ધનસુખલાલ મહેતા કહે છે તે પ્રમાણે રગમચપરનુ પાત્ર ટેલિફોનમા બીજી વ્યક્તિ જોડે વાતચીત કરે ટેલિફોનમાથી બોલાતો અવાજ કાતો માઇકદ્વારા અથવા તો સૌથી ઉપલા માળની બોક્સમાથી બોલાય છે ને અગ્રેજી નાટકોમા એ પ્રમાણે થાય છે એમ પણ કહે છે આમ છતા, ટેલિફોનમાથી આવતો અવાજ સાધારણ રીતે હોય છે તેના કરતા એને જુદો જોગ કપવો પડે તે અસ્વાભાવિકતા તો એમા આવી જ જાય છે ને એટલે અશે નાટકની વાસ્તવતાને હાનિ પહોચે

**ચન્દ્રકાન્ત મહેતા**

# બિહારનાં લોકગીતો

(શ્રીમતી માયાગુપ્તના બંગાળી લેખને આધારે)

## : લગ્નગીતો :

બિહારના ભદ્રલોકોના જીવનમા આજે તો પાશ્ચાત્ય સંસ્કૃતિની અસરને લીધે ઠીક ઠીક પરિવર્તન થયુ છે, અને તેથી એક સમયે લગ્નપ્રસંગે ભદ્રલોકોમા જે મનોહર ગીતો ગવાતા હતા તે આજે તો ક્યાંક ક્યાંક જોવા મળે છે. પરંતુ પાશ્ચાત્ય સંસ્કૃતિથી અસ્પૃષ્ટ એવા લોકોમા તો સદ્‌ભાગ્યે જૂના લગ્ન ગીતો એને એ જ રૂપમા, આજે પણ ગવાય છે. એમા જરાય ફેરફાર થયો નથી.

પ્રથમ મંડપ રચાય છે તે વખતે મંડપનુ ગીત ગવાય છે એ ગીતનો એક નમૂનો જોઈએ

> કરિલ બનકે બાંસ કટાયલે,
> બન વૃન્દ લાકે-બાંસ મંડવા છાવાર રે,
> ઉપરે દુરયે હંસ શ્વેત રે,
> ગાઈયો ગોબર અંગન નિપાયલ
> ગજમોતી ચૌકે પુરાયલ રે,
> આની બૈઠાયો દુવારુ દુલાહ વા.
> મોતી અંગૂઠી ભરયો રે.
> આની બૈઠાયો દુલારી બેટીયા
> સિન્દુર ભાંગે ભરયો રે

'બનવા કરિલ (વાસના મૂળને કરિલ કહે છે) કાપીને વાસનો મંડપ છવાયો ઉપર ધોળો હંસ ઉડે છે, ગાયના ગોબરથી આગણુ લિપાય છે. માગીનો હાથી ચોકમા બેસાડો વરને લાવીને મંડપમા પધરાવો, અને ઓમો કરીને મોતી અપાવો ને પછી જેની સેંથીમા સિન્દુર પૂર્યું છે એવી કન્યાને મંડપમા પધરાવો''

બિહારમા લગ્નમંડપમા માગીનો હાથી મનાતી બેસાડવાનો રિવાજ પ્રચલિત છે હાથી બે એક ફૂટ ઊંચો બનાવવામા આવે છે પૂર્વે જ્યારે રાજારજવાડા બહુ હતા ત્યારે, હાથીનુ મહત્ત્વ હતુ આજે હવે એ રિવાજ અવશેષ રૂપે જ રહી ગયો છે બીજુ આ ગીતમા બિહારમા કન્યાના બાપને વરના બાપને વધુ ધન આપવુ પડે છે, તે કુરિવાજનો પણ ઉલ્લેખ કરાયો છે રત્ન આપ્યા પછી જ કન્યાની મંડપમા પધરામણી થાય

એક બીજા ગીતમા, કન્યા મોટી થઈ, એટલે માતાપિતાની ચિંતા, વર માટેની શોધાશોધ, પણ કન્યાને યોગ્ય વર ન મળવાથી પોતાને મનગમતા વર કોણ છે તેનો ઉલ્લેખ પ્રગલ્ભ થઈને કન્યા જ કરે છે એ દર્શાવ્યુ છે.

(ચાલુ)

ચન્દ્રકાન્ત મહેતા

---

### સ્વ. શ્રી. લલિતજી.

'વડોદરાને વડલે' 'તથા લલિતના કાવ્યો' ભાગ ૧-૨ દ્વારા, ગુજરાતને કર્ણપ્રિય જક માધુર્ય-ભર્યા કાવ્યો આપી, ''મદુલી' સીતાવિનાના 'એકલરામ' ને 'વિલોગણુ વાસલડી' જેવા સુર, લયમધુર મોહક શબ્દો આપી, એઓ, ગયે મહિને દિને લાઠીમા સ્વર્ગવાસી થયા લલિતજીની મદુલી ગુજરાતમા ઘેરેઘેર લોકપ્રિય બની હતી. લલિતજી વિશેષત. ગૃહજીવનના કવિ હતા. અને બોટાદકરની જેમ એમણે ગૃહજીવનની મધુરતા ગાઈ છે કવિના હૃદયમા સાચુ દર્દ હતુ અને એ દર્દમાથી એમની કવિતા જન્મી છે શ્રી સુન્દરમે લલિતજી માટે સાચુ જ કહ્યુ છે. 'રામની એકલતાની વ્યથા, ગુજરાતી કવિઓમા એક લલિતને મુખે જ ઉચ્ચ રીતે સ્પર્શી છે વિયોગનુ દર્દ સમજવુ લલિતને ઘણુ સહજ લાગે છે કૃષ્ણનો વિયોગ પામેલી વાસળી તો કૃષ્ણ જીવનને અંગેના નિરવધિ કાવ્યસર્જનમા કદાચ એક લલિતને મુખે જ પોતાની કાવ્ય વ્યથા ગાતી થઈ છે' (અર્વાચિન કવિતા) લલિતના કાવ્યો આપણને મધ્યકાલીન ભક્તિકવિતાનુ સ્મરણ કરાવે છે ગુજરાતની સંગીતકવિતા જ્યા સુધી અમર રહેશે ત્યા સુધી લલિત કોમલ કાન્ત પદાવલિ આપનાર લાલનને ગુજરાત નહિ ભૂલે

ચન્દ્રકાન્ત મહેતા

પ્રકાશક ચ દ્રકાન્ત મહેતા ભારતીય વિદ્યા ભવન ૩૩-૩૫ હાર્નબી રોડ મુંબઈ
મુદ્રક ધીરૂભાઈ દલાલ એસોસીએટેડ એડ્વર્ટાઈઝર્સ એન્ડ પ્રિન્ટર્સ લિ. ૫૦૫ અ રેલરોડ તારદેવ મુંબઈ ૭

# ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા

સંપાદકો
ચીમનલાલ શાહ
ચન્દ્રકાન્ત મહેતા

પુસ્તક ૪ | જુન જુલાઈ ૧૯૪૭ | અંક ૬ ૭

## ત્રણ ઊર્મિકવિઓ

આજની આપણી વાતોનો વિષય નાનાલાલ બોટાદકર અને ખબરદાર એ ત્રણ ઊર્મિકવિઓ છે એક રીતે એ ત્રણે કવિઓનો એકસાથે વિચાર કરવામા અમુક પ્રકારનુ ઔચિત્ય છે કારણકે એ ત્રણ કવિઓ મુખ્યત્વે ઊર્મિકાવ્યોના જ કવિઓ છે કવિ નાનાલાલે લગભગ એંશી જેટલા પુસ્તકો લખ્યા એમા નાટકો ય હતા ને નવલિકાઓ પણ હતી વિવેચનો પણ હતા અને મનન ચિંતન ચરિત્ર વગેરે પણ હતા તેમ છતા એમની પ્રતિભાનો સૌથી વિશેષ અને સૌથી સુંદર આવિષ્કાર એમના ઊર્મિકાવ્યોમા જ થયો એજ પ્રમાણે બોટાદકરે પણ લાંબા પદ્યકથાનકો પર હાથ અજમાવ્યા હોવા છતા એમના પણ સૌથી મહત્ત્વના અર્પણ તરીકે એમના ઊર્મિકાવ્યોને જ ગગી શકાય અને ખબરદારે પણ લાંબી લાંબી રચનાઓ કરી હોવા છતા એમની વિશિષ્ટતા પણ એમના ઊર્મિકાવ્યોનેજ ગગી શકાય આમ આ ત્રણે કવિઓનુ પ્રધાન અર્પણ એમના ઊર્મિકાવ્યો છે અને આજે આપણે તેમનુ ઊર્મિકવિ તરીકે દર્શન કરવાનુ છે

એ દર્શન શરૂ કરતા પહેલા આપણે એક હકીકત સમજી લઈએ ઊર્મિકાવ્ય શબ્દ આપણે ત્યા અંગ્રેજી Lyricના પર્યાય તરીકે વાપરવામા આવે છે અને Lyricમા ઊર્મિના સ્પન્દનની સાથે ગેયત્વનો અથવા ગુંજનક્ષમતાનો સમાવેશ થાય છે Lyric શબ્દ જ મૂળ Lyre—વીણા પરથી નીકળ્યો છે Lyricની સાથે—વીણાની સાથે ગવાતુ કાવ્ય એ Lyric એ Lyric માટે આપણે ત્યા સંગીતકાવ્ય રાગધ્વનિ કાવ્ય ઊર્મિકાવ્ય વગેરે અનેક પારિભાષિક શબ્દો યોજવામા આવ્યા છે પણ એ સૌમાથી ઊર્મિકાવ્ય શબ્દ આપણે ત્યા વિશેષ પ્રચલિત થયો છે

ઊર્મિકાવ્ય શબ્દ આપણે ત્યા સૌથી વિશેષ પ્રચલિત થયો છે એ ખરુ પણ સૂક્ષ્મ રીતે તપાસતા એ શબ્દ બહુ ઉચિત કે અર્થવાહક નથી લાગતો Lyricમા અનિવાર્ય ગણાતી ગેયતા કે ગુંજનક્ષમતાનો ભાવ તો એમા આવતો નથી જ પણ ઊર્મિ કાવ્યના અમુક જ પ્રકારવિશેષનુ નહિ પણ કાવ્યમાત્રનુ જીવાતુભૂત હોવાથી દરેકે દરેક પ્રકારના કાવ્યને ઊર્મિકાવ્ય જ કહી શકાય અથવા વધારે સાચી રીતે કહીએ તો કાવ્ય થયુ એટલે એ ઊર્મિજન્ય હોવુ જ જોઈએ પછી એ ઊર્મિ કવિએ સાચેસાચી રીતે અનુભવેલી હોય કે કાલ્પનિક રીતે અનુભવેલી હોય ઊર્મિજન્ય ન હોય તે કાવ્ય ગણાય જ નહિ એટલે ઊર્મિજન્ય કૃતિને કાવ્ય જ કહેવી જોઈએ એને ઊર્મિકાવ્ય કહેતા એમા અમુક પ્રકારની પુનરુક્તિ આવી જાય છે

એટલે ઊર્મિકાવ્ય તરીકે આપણે ત્યા જે શબ્દ પ્રચલિત થયો છે તેનો અર્થ ઊર્મિનુ તત્ત્વ જેમા સવિશેષ પ્રવેશ પામ્યુ છે એવી કાવ્યકૃતિ એવો કરવો જોઈએ અને એ રીતે એને epic અથવા આપણે જેને મહાકાવ્ય કહીએ છીએ તેનાથી જુદી પાડી શકાય મહાકાવ્યમા ઊર્મિઓની પરંપરા ભાષાનુ સાતત્ય દૃષ્ટિની સનાતન ખાણ અને અવયવોની સુરેખતા અને સુશ્લિષ્ટતા અને રચનાની કુશળતા હોય છે ઊર્મિકાવ્યમા ઔચિત્ય અને સમપ્રમાણતા તો જોઈએ જ પણ એમા વિવિધતાની કે પરંપરાની જરૂર નથી હોતી માત્ર એક જ ઊર્મિનુ કાવ્યોચિત અનુસન એટલે જ Lyric અથવા ઊર્મિકાવ્ય અને મહાકાવ્ય અને ઊર્મિકાવ્ય Epic and Lyric એ બંને કાવ્યના જુદા જુદા પ્રકારો છે અને બન્ને એકબીજાથી સ્વતંત્ર છે ઉત્તમ મહાકાવ્યનો લેખક ઉત્તમ ઊર્મિકવિ પણ હોય જ એવુ અનિવાર્ય નથી હોતુ તેજ પ્રમાણે ઉત્તમ ઊર્મિકાવ્યના લખનાર કવિ મહાકાવ્ય પણ ઉત્તમ જ લખી શકે એવુ પણ નથી હોતુ

આપણે આજે જે ઊર્મિકવિઓ જોવાના છે તે વશેમા કવિ નાનાલાલ, સ્વાભાવિક રીતે જ ઉત્તમ છે–માત્ર ત્રણમા જ નહિ, પણ આપણા આખા સાહિત્યના ઊર્મિકાવ્યોના ઇતિહાસમા એનુ સ્થાન ઉત્તમ કવિઓની પંક્તિમા આવે એવો વૈભવ અને એવી સમૃદ્ધિ એના ઊર્મિકાવ્યોમા ભર્યા છે

નાનાલાલના ઊર્મિકાવ્યોનો વિચાર કરીએ કે તરત આપણા ધ્યાનપર આવે છે અનેક ઊર્મિઓનુ વૈવિધ્ય. નાનાલાલના ઊર્મિકાવ્યોમા "વેણી ગૂંથી ને મહીં ફૂલ ,. તો ભરી" જેવી નવોઢાના હૃદયની મુગ્ધતાની ઊર્મિથી શરૂ કરીને,

અષાઢ આષો પાથર્યું, કુંજકુંજ સમ વિહું
ઉ એકલો રહું

જેવી મસ્ત એકલરામની મનોદશા સુધીના ભાવોનુ આલેખન થયુ છે કૌમાર્યની મુગ્ધતા, કે યૌવનનો વિલાસ, વિરહની વ્યાકુળતા, કે મિલનનો તલસાટ મનુષ્ય આત્માની આરજૂ કે ધન્યતા, વિષાદ, મંથન કે ઉપશમ, આ બધા ભાવો કવિ નાનાલાલના ઊર્મિકાવ્યોમા મળી આવે છે અને એ ભાવોની વૈવિધ્યમય પરંપરાને કવિએ અનુરૂપ લયમા મઢી છે

જગમા વસંત રમણે ચડી ઉઘાડી ની

જેવા કાવ્યોની લય પણ નાચતો અને દતો હોય છે તો

મ્હોરી મ્હોરી આંબલીયાની ડાળ રે,
એ રત આવીને રાજ આવજો

જેવા કાવ્યમાનો તનસાટ, ગંભીર પ્રલંબ સૂરનુ વાહન પામ્યો છે

કવિના ઊર્મિગીતોનુ બીજુ મહત્ત્વનુ લક્ષણ છે એના ઉપાડ—એની આરંભ પંક્તિઓ, એના ઉપાડ ઊર્મિકાવ્યોમા, આખ્યાનમા, કે મહાકાવ્યોમા હોય છે તેવા ભાવની ધીરગંભીર જમાવટને અવકાશ હોતો નથી એમા તો વાચકના કે શ્રોતાના ચિત્તને એકાએક આકર્ષી લેવાનુ હોય છે એને માટે એના ગીતોની પહેલી પંક્તિ જ એવી સચોટ ને એવી નાટ્યતત્ત્વમય હોવી જોઈએ કે, એ પંક્તિ બોલાતા કે ગવાતા જ શ્રોતા તેને અભિમુખ થઈ જાય Well begun is half done–એ કાવ્યના વિષયમા જો સૌથી વધારે સાચુ હોય તો ઊર્મિકાવ્યોના વિષયમા છે આપણા લોકકવિઓ એ મર્મને સમજેલા લોકકાવ્યના ઘનિષ્ઠ સંપર્કવાળા આપણા નરસિંહ અને મીરા ભાલણ રઘુનાથ ને દયારામ આ મર્મને સમજેલા એટલે નાનાલાલ જેને 'પ્રેમગ ઉપાડના' કહે છે તેવા ઉપાડ તેમના કાવ્યોમા વારંવાર મળી આવે છે નાનાલાલના ઉપાડમા પણ ઊર્મિકાવ્યોની આસ્વાદનાના આ મર્મની પિછાન જોવામા આવે છે.

આ વસંત ખીલી ગતપાંખડી હરિ આવોને,
આ ધરતીએ ધરીયા સોહાગ, હવે તો હરિ આવોને

કે—

તરસ્યા એ વાદળીને તીર વિહંગરાજ તરસ્યા ઊડે

અથવા

હરિ ! નેહને નેણલે ઝૂલાવી કે દેવના દાન દીધા
પછી બહુને ભૂલામણે ભૂલાવી કે પારકા પ્રેમ કીધા

જેવા કાવ્યો એમના નાટ્યતત્ત્વમય ઉપાડને લીધે ઓછા ચમત્કારક બનતા નથી

કવિના ઉપાડ જેટલો મહત્ત્વનો એમના કાવ્યોનો અન્ત પણ છે અન્તની પંક્તિમા કવિ એકાદ શબ્દનો ફેરફાર કરે છે અને તેને લીધે આખા કાવ્યનુ વક્તવ્ય બદલાઈ જાય છે ' જયા જયન્તના " પેલા "રાજહંસને આવાહન" ગીતમા

સૂના આ સરોવરે આવો હો રાજહંસ
સૂના આ સરોવરે આવો

ને બંધે

હૈયાના સરોવરે આવો, હો રાજહંસ,
સૂના આ સરોવરે આવો

આમ 'સૂના' ને બદલે 'હૈયાના' શબ્દ મૂકીને કવિએ આખા કાવ્યને અભિનવધ્વનિ આપી દીધો છે એ હકીકત પ્રસિદ્ધ છે આ જાતના અંત્ય પંક્તિમાના ફેરફારો હંમેશા ચમત્કારક કે આહ્લાદક જ હોય છે એવુ નથી હોતુ કેટલીક વાર તો એવો ફેરફાર કરવાથી જે વક્તવ્ય બદલાય છે તે કાવ્ય ભાવને ઉપકારક નથી નીવડતુ અને એવા બદલાયેલા વક્તવ્ય કરતા મૂળ વક્તવ્ય જ વધારે કાવ્યક્ષમ હોય છે

મીઠડું ટહુક્જે રે અલિ કોયલડી !
ઓલી કાળાઝેલા મહમોલ
મીઠડું ટહુક્જે રે અલિ કોયલડી

એ કાવ્યમા દાખલા તરીકે, કવિએ અંત્ય પંક્તિમા 'મહમોલ'ને બદલે

'ઓલી કાળાઝેલા મહામોલ

એવો ફેરફાર કર્યો છે એ ફેરફારથી કાવ્ય તરીકે આ કૃતિની આસ્વાદના વધી છે એમ મને લાગતુ નથી

આ ઊર્મિકાવ્યોમાં સાદ્યન્ત વ્યાપી રહેલુ લક્ષણ કવિનું જગતપ્રત્યેનુ મંગલદર્શન છે કવિને જગતની કટુતાનો અનુભવ નથી એમ નથી, પણ જગતના માંગલ્યમાં એમને અખૂટ શ્રદ્ધા છે જગત કુશળ છે અને કલ્યાણમાર્ગે છે એવી તેમની દૃઢ માન્યતા છે જગતે કવિને એકંદર માન, અને મમતા આપ્યા છે. એટલે કવિને જગતમાં કાંટાઓ નહિ, જેટલા ગુલાબો જોવા મળ્યાં છે અને તેથી જ કવિના ઊર્મિગીતોમાં અને સમગ્ર સર્જન સૃષ્ટિમાં આદર્શોની અભિનવ રંગલીલાનો આટઆટલો વિલાસ જોવામાં આવે છે

કવિ નાનાલાલ માટે જે આ કહ્યુ તે બોટાદકર માટે કહી શકાય એમ નથી એમને સૌંદર્યદર્શી કવિ તરીકે ઓળખાવવામા આવ્યા છે, તેમજ એમની વિશિષ્ટતા એમણે ગ્રામજીવન અને ગૃહ-જીવનમાંનાં સૌંદર્યને બનાવ્યું છે તેને ગણવામા આવે છે. અમુક અંશે એ વાત સાચી છે પણ બોટાદકરનાં બધા કાવ્યોમાં આવિષ્કૃત થયેલા સૌંદર્યના અન્તસ્તલમા જોઈશુ તો જગત પ્રત્યેનો તીવ્ર અસંતોષ દેખાઈ આવ્યા વિના નહિ રહે પ્રકૃતિ એમની દૃષ્ટિએ સુન્દર છે, પણ માનવી સુન્દર નથી. માનવીના જગતમા દંભ, કલહ, અન્યાય, શોષણ, અને અસંતોષ જ ભર્યા છે. પ્રેમ અને કવિતા જેવા અલૌકિક તત્ત્વો મનુષ્યને એ વાસ્તવ જગતનું ભાન વિસરાવે છે અને એટલા માટે એ ઉપાસ્ય છે, એમ બોટાદકર માને છે બોટાદકરની દૃષ્ટિએ કવિતા આમ, escape from life ભાગેડુવૃત્તિમાથી જન્મે છે એની વેલી, સમુદ્ર, કોશ, શરચ્ચન્દ્ર કે ધરિત્રી–કોઈ પણ પ્રાકૃતિક તત્ત્વ લઈએ–એ તત્ત્વમાં બોટાદકર માનવભાવનુ આરોપણ કરતા હોય છે અને એ રીતે આરોપિત થયેલા ભાવના મૂળમા અતૃપ્તિ, ઉપેક્ષા, અકાલ વિનાશ નિરાશા, અને નિસહાયતાનુ જ દર્શન હોય છે. આનુ કારણ એ છે કે, કવિ નાનાલાલને જગતનો જે એકંદર સુખદ કહી શકાય તેવો અનુભવ થયો છે તેવો બોટાદકરને થયો નથી શેલીની માફક જાણે બોટાદકર પણ કહી શકે તેમ છે કે :

Some call it life, some call it pleasure,
To me the cup has been dealt in another
measure.

બોટાદકરના ઊર્મિકાવ્યોના વિષયમાં વૈવિધ્ય નથી ગૃહ અને ગ્રામના વિસ્તારમાં જ એમની કવિતા મુખ્યતત્વે વિહરતી હોય છે અને એ વિસ્તારમા પણ એમની ઊર્મિ તીવ્ર અને ઉત્કટ હોય છે એટલી ઊંડી અને ગહન નથી હોતી દાખલા તરીકે પ્રેમની વિષમતાના ભાવનુ આલેખન કાન્ત અને બોટાદકર બન્નેએ કર્યું છે. પણ કાન્તના આલેખનમાં જે મર્મસ્પર્શિતા અને હૃદયવેધકતા છે તે બોટાદકરના આલેખનમા જોવા નથી મળતી કાન્તનુ આલેખન આપણા સમગ્ર ચિત્તતંત્રને મૂળથી હચમચાવી નાખે છે. બોટાદકરનુ આલેખન એમ કરી શકતુ નથી.

બોટાદકરનાં કાવ્યોમાં ઊર્મિની વ્યવસ્થિતિ પણ બરાબર જોવા નથી મળતી. ઊર્મિ પર ઔચિત્ય-બુદ્ધિનો સંયમ રાખવાને બદલે બોટાદકર જે ઘડીએ જે ઊર્મિની અસર અનુભવતા હોય છે તે ઘડીએ તે ઊર્મિને વશ બની જાય છે, અને વારંવાર ઊર્મિલતામા સરી પડે છે. આને પરિણામે બોટાદકરમા ઊર્મિની અંતિમ કોટિજ ઘણીવાર જોવા મળે છે એ જ્યારે દીકરીના વખાણ કરતા હોય ત્યારે એને સાતમે આસમાને ચઢાવે છે ને બેનના પતિનાં કે માતાના વખાણ કરતા હોય છે ત્યારે તેને જ સગાંઓમા શ્રેષ્ઠ ગણે છે આમ બોટાદકરમા એક જાતનો ઉપાસ્ય–શ્રેષ્ઠતાવાદ જોવામા આવે છે.

આ ઉપરાંત બોટાદકરમા પુનરુક્ત અને પિષ્ટસ્ય પેષણમ્ વારવાર મળી આવે છે એમની ભાષા શુદ્ધ, અને શૈલી સ્વચ્છ છે એમના પદ્યનુ પોત ઘટ્ટ અને સુશ્લિષ્ટ છે. છન્દો પરનો એમનો કાબુ સારી રીતે પ્રશંસાપાત્ર છે નીતિની એમની દૃષ્ટિ પણ ઘણી વિશુદ્ધ અને ઉચ્ચ છે. પણ કલાનો જે સંયમ કાવ્યકૃતિને ચારુતા અને આસ્વાદ્યતા આપે છે તે બોટાદકરમા બહુ જોવા મળતો નથી

અલબત્ત આ બધુ કહ્યા કે સમજ્યા પછી પણ એક હકીકતનો આપણને સ્વીકાર કર્યા વિના ચાલે એમ નથી . અને તે છે "રાસતરંગિણી" માના હૃદયભાવોનુ સમર્થ મનોરમ ડિત આલેખન "રાસતરંગિણી"માનો કવિ જાણે 'સ્રોતસ્વિની' કલ્લોલિની અને શૈવલિનીના કવિ કરતા જુદો જ ન હોય ! 'રાસતરંગિણી' સિવાયના બોટાદકરના કાવ્યસંગ્રહોમાં શૈલીની સ્વસ્થતા અને સ્વચ્છતા છે. શબ્દોની શિષ્ટતા અને ગૌરવ છે, દૃષ્ટિની

હળવકાઈ અને નિર્મળતા છે. પણ કવિત્વનો સાચો ચમકાર, ભાષાની સાચી મીઠાશ, લઘુ સાચુ સૌન્દર્ય અને શબ્દાર્થનુ સાચુ રસાયણ જોવુ હોય તો આપણે રાસતરંગિણી પાસે જ જવુ જોઇએ એના 'માતૃગુંજન' કે 'ભાઈબીજ' જેવા કાવ્યો માત્ર બોટાદકરનીજ નહિ આખા ગુજરાતના સાહિત્યની શોભા જેવા છે એમાએ માનવહૃદયનો તલસ્પર્શ અને વાગ્વૈભવ જોયા પછી આપણે એટલુ જ કહી ઊઠીએ "સરસ! અદ્ભુત!"

આજની વાર્તાના વિષયીભૂત ત્રણ કવિઓમા સૌથી શ્રેષ્ઠ જો નાનાલાલ છે તો સૌથી વયમાં કવિ ખબરદાર છે. કવિ પારસી છે ભક્ત છે ઘણા વર્ષો સુધી ગુજરાતની બહાર રહ્યા રહ્યા પણ એમણે કવિતાની આરાધના કરી છે. ઘણા વર્ષો થયા એ લગભગ પથારી વશ હોવા છતા એમની આરાધના ચાલુ જ રહી છે આ બધી વસ્તુઓ અત્યારસુધી આશ્ચર્યનો વિષય ગણાતી આવી છે અને હજી ગણવી હોય તો ગણી શકાય એમ છે પણ શુદ્ધ કાવ્યગુણની દૃષ્ટિએ જોઈએ તો ખબરદારની કવિતામા ઝાઝો કસ નથી જણાતો બોટાદકરમા મર્યાદિત અને નમ્રોલ્લાસમો પણ સ્વતંત્ર અવાજ સભળાય છે ખબરદારમા સભળાય છે માત્ર પડઘા લખવાના નિરતર મહાવરાને લીધે ખબરદારને ભાષાની અને પદ્ય રચનાની અમુક જાતની ફાવટ આવી ગઈ છે પણ ઘટમા ઘૂટાઈને ભાવ પૂરેપૂરો આત્મસાત થવો જોઈએ તે ખબરદારમા થતો નથી એટલુ જ નહિ, પણ પડઘા તરીકે પણ તેમા ભાગ્યેજ કઈ અસાધારણતા જોવા મળે છે એ પડઘા બીજા કવિઓની વાણીના કલ્પનાના, ભાવના કે ભાવનાના પણ હોય છે અને વાતાવરણમા અમુક સમયે જે ભાવ કે ભાવના લોકપ્રિય બની ગઈ હોય તેના આલેખનરૂપે પણ હોય છે. ખબરદારના દેશભક્તિના કાવ્યો, પ્રેમના કાવ્યો મહાકાવ્યના અને મહા છદના પ્રયોગો, રાસ અને ભજનો આ બધા એના ઉદાહરણો છે સમાજમા કે સાહિત્યમા જે વખતે જેનો મહિમા વધ્યો તે વખતે ખબરદારે તે આપ્યુ છે ખબરદારનુ ચિત્ત આમ સર્વોવેદી હોવાથી એની કવિતામા આપણને દેશપ્રવૃત્તિનુ પ્રતિબિમ્બ જોવા મળે છે.

'રાસતરંગિણી'ના રાસ જેમ બોટાદકરની કવિતાનુ ઉમાશિખર બન્યા તેમ દેશભક્તિના કાવ્યોએ ખબરદારની કવિતાને કળશ ચઢાવ્યો એમાના 'એ ભારતમાત પુકાર' કે 'ખપ્પર ભરો ભરો હો' કે 'ગુણવતી ગુજરાત' જેવા કાવ્યો તો આપણી ભાષાના ઓજસના પ્રતિનિધિ જેવા બન્યા છે ભાવની એવી સદ્ભાવના, અને વાણીની એવી અભિવ્યક્તિનો જોગ આપણી દેશપ્રેમની કવિતામા એક મેઘાણીની કવિતાને બાદ કરીએ તો-મળવો મુશ્કેલ છે આ ઉપરાત ખબરદારના પ્રેમના અને તત્ત્વચિંતનના કાવ્યો પણ છે અને ગમે પણ છે રુચિભેદે કેટલાક વિવેચકોને એ ગમ્યા પણ છે સાહિત્યના ગમે તેવા નિરગત વિવેચનમા પણ અગત અભિરુચિ કે અરુચિના તત્ત્વની અસર પડ્યા વિના રહે જ નહિ

નાનાલાલની ભાષામા તેજ અને ચમક છે વિલાસિતા અને ચપળતા છે બોટાદકરની ભાષામા ધીરતા અને ગભીરતા છે, શુદ્ધિ અને શિષ્ટતા છે ખબરદારની ભાષામા સરળતા અને સ્પષ્ટતા છે કલાભાન નાનાલાલનું જગત છે બોટાદકર અને ખબરદારનુ શિથિલ છે ઉર્મિકાવ્યોના પ્રાચુર્ય-અને એ રીતે જોઈએ તો કલાભાનના પ્રાચુર્ય-મિતાક્ષરતા અને સઘનતા નાનાલાલમા જેટલી જોવામા આવે છે તેટલી બોટાદકર ને ખબરદારમા નથી આવતી નાનાલાલમા ઊર્મિનુ વૈવિધ્ય છે, બોટાદકરમા નથી ખબરદારમા બોટાદકરમા છે તેના કરતા વધારે છે પણ સહૃદયતાનો રણકો બોટાદકરમા વિશેષ સભળાય છે ગુણવત્તાની દૃષ્ટિએ બોટાદકર અને ખબરદાર બન્નેમા કેટલીક ઉત્તમ-કૃતિઓ મળી આવે છે પણ ઇયત્તા ખબરદારની વધારે છે એટલે તદ્દ નબળી કૃતિઓની સખ્યા પણ ખબરદારમા વધાર મળે છે તેમ છતા ખબરદાર પણ બોટાદકરની માફક આપણા ગણનાપાત્ર ઊર્મિકવિ છે અને એ બન્નેની કેટલીક કૃતિઓ આપણા સાહિત્યમા ઘણા લાબા વખત સુધી ટકશે એમા શકા નથી *

૧૯-૪-૪૭ પ્રો. મનસુખલાલ ઝવેરી

---

*ઓલ ઇન્ડિયા રેડિયોના સૌજન્યથી

●

## પુસ્તક પરિચય

**મધુપર્ક**—વિવેચનલેખોનો સગ્રહ કર્તા પ્રેમશંકર હ ભટ્ટ. પ્રકા ગી શાતિલાલ એન્ડ કપની ૧૯૪૭ પા ૧૯૨+૮. મૂલ્ય ૩/૮

આધુનિક વાઙ્મયમા પ્રવર્તતા બળોને ધ્યાનમા લઈને એક વિધાન તો ચોક્કસ કરી શકાય કે જીવનના બધાયે ક્ષેત્રોને શાસ્ત્રીય આલોચનાની બુદ્ધિએ તપાસવાનુ અર્વાચીન માણસનુ વલણ, જૂની વિચારસરણીની નાગચૂડ છતા, ધીમે ધીમે પણ સ્થિરતાથી ઉત્તરોત્તર વ્યાપક બનતુ જાય છે. પશ્ચિમના સપર્કે આપણને સસ્કૃત, પ્રાકૃત તેમ જ પ્રાચીન ભાષાસાહિત્યની અભિમુખ કર્યો, પણ પહેલવહેલો ઉત્સાહજુવાળ ધૈર્યપૂર્વકતા અન્વેષણને પ્રતિકૂળ હોય છે તેથી, ભૂતકાળને ગૌરવવતો ચીતરી પ્રેરણાદાયી બનાવવાનો હેતુ શુદ્ધ સશોધનને વિઘાતક હોવાથી, અને આરભદશાને કારણે આવશ્યક સાધનસામગ્રીનો અભાવ હોવાથી તે વેળા તારવેલા નિર્ણયો અત્યારે ક્યાંકવાંક પુનર્વિચાર થાય એ સમજી શકાય તેવુ છે સાથે આપણા પ્રાચીન સાહિત્યનુ અને સાહિત્યકારોનુ નવેસરથી કરવામા આવતુ મૂલ્યાકન પણ ખામીરહિત અને સ્થિર સ્વરૂપનુ થાય તે પહેલા એ વિષયોની અનેકદેશીય ચર્ચાની આવશ્યકતા પણ દીવા જેવી છે

અધ્યાપક પ્રેમશકર ભટ્ટના તાજેતરમા બહાર પડેલા વિવેચનલેખોના સગ્રહ 'મધુપર્ક'ના પહેલા ત્રણ લેખો આ કોટિના છે વિદ્વાનોની ચર્ચાને નોતર્યા કરતા 'અખો જ્ઞાની કે કવિ' એ પ્રશ્નને તપાસતા તેમણે વાજબી રીતે જ 'અખો જ્ઞાની પહેલો કવિ પછી' એમ જ્ઞાનીવાદીઓના પક્ષમા પોતાનો અભિપ્રાય દર્શાવ્યો છે. 'વલ્લભના આખ્યાનો'નુ તત્ત્વદર્શી વિવેચન કરી, સાથે વલ્લભ અને તેને નામે ચડેલુ સાહિત્ય એક અર્વાચીન તરકટ હોવાના મતનો તેમણે પુરસ્કાર કર્યો છે—અને 'મિત્રધર્માખ્યાન'નુ કર્તૃત્વ છોટાલાલ નરભેરામ ભટ્ટનુ હોવાનુ મૌલિક સૂચન, તેમણે કારણો આપીને છતા છાજતી નમ્રતા સાથે આગળ ધર્યુ છે ત્રીજા લેખમા 'કવિ શામળની સર્વોત્તમ કૃતિ' મદનમોહનાની અને તેના કર્તા લેખે શામળની મુલવણી કરતા તેમના ઘટતા ગુણદોષ બતાવવામા આવ્યા છે આપણા પ્રાચીન કવિઓ અને કૃતિઓને લગતુ શ્રમ અને સ્વતત્ર વિચારણા સાથેનુ તેમનુ અધ્યયન તત્કાલીન સાહિત્યના વિસ્તૃત વાચનનો અને પ્રાકૃત-અપભ્રંશ સાહિત્યના જરૂર જોગા પરિચયનો પરિપોષ પામે તો તો ઓર દીપી નીકળે એમા શકા નથી

પ્રાચીન સાહિત્યના અભ્યાસ અને મુલવણીની માફક સાહિત્યના સ્વરૂપો અને સિદ્ધાતોની ચર્ચા તથા તેમનુ સ્ફુટરૂપે પ્રતિપાદન એ વિષયો પણ નિષ્ણાત અભ્યાસીઓના પ્રયત્નની અપેક્ષા રાખીને પડ્યા છે શ્રી પ્રેમશકર ભટ્ટે જીવનકથા, આત્મકથા અને ટૂકી વાર્તાની સાહિત્યપ્રકારો તરીકે તેમના પ્રસ્તુત સગ્રહમા મિતવિસ્તારી વિવરણ કરેલી છે, અને તેમના ઘટક, લાક્ષણિક અને હેયોપાદેય તત્ત્વોને પૃથક કરી તપાસ્યા છે 'કલા ને પ્રચાર' નામક લેખમા એ બનેના સબધના જાણીતા પ્રશ્નને તેમણે હાથ ધર્યો છે. બાર વિવેચનલેખોના આ સગ્રહમા નબળો કહી શકાય તેવો આ એક જ લેખ છે તેમા પ્રચારના સ્વરૂપને વધારે સ્પષ્ટ કરવાની જરૂર વણપૂરી રહી છે, ને કેટલાક વિધાનો પણ ચિત્યકોટિમા બેસે તેવા છે

સાહિત્યસિદ્ધાતોની મીમાસા ઉપરાત ગુજરાતી સાહિત્યમા તે તે સાહિત્યસ્વરૂપના થયેલા ખેડાણનુ ઐતિહાસિક અવલોકન સાહિત્યાનુશીલનનો એક અગત્યનો વિષય છે 'મધુપર્ક'ના લેખકે 'નર્મદ પછીની નવી કવિતા'મા અર્વાચીન કવિતાના સ્વરૂપવિકાસને વિહગદષ્ટિએ નિહાળી જવાનો એક પ્રશસ્ય પ્રયાસ કર્યો છે.

આ દસેનો ઉપરાત પણ 'મધુપર્ક'ના મિશ્રણમા જે એક વધુ દ્રવ્ય ભેળવેલુ છે તે છે ત્રણ અર્વાચીન સાહિત્યકૃતિઓના અવલોકન શ્રી ચદ્રવદન મહેતા અને શ્રી બટાઈના કાવ્યસગ્રહો 'ઈલાકાવ્યો' અને જ્યોતિરેખા અને શ્રી ગુણવતરાય આચાર્યની નવલકથા 'રામકહાણી' એ ત્રણેની સમીક્ષા કરતા આપણા વિવેચકે કૃતિઓની વિશિષ્ટતાઓ દર્શાવી તેમના હૃદય ખૂણે તરફ અગુલિનિર્દેશ કર્યો છે તેમ તેમના દોષોનુ પણ સ્પષ્ટ કથન કર્યુ છે આમા મતભેદને અવકાશ રહે એવા સ્થળો સાવ ગણતર છે બાકીના એક લેખમા લેખકે નવલરામને એક સુધારક અને વિવેચક તરીકે શ્રદ્ધાજલિ આપી છે

આ રીતે કેટલાક જૂના અને નવા સાહિત્યકારોને

કે તેમની કૃતિઓને તેમજ સામાન્ય સ્વરૂપના સાહિત્યિક વિષયોને આવરતા આ લેખસંગ્રહમાં છતો થતો લેખકનો અભ્યાસપ્રેમ તેમ જ વિચારપ્રાપ્ત વસ્તુને લગતું સાહિત્ય અને મતમતાન્તરો સમગ્રતાથી તપાસી જવાનો ખંત આપણું પહેલું લક્ષ ખેંચે છે. અનેક મતોનો સમર્થક કે વિરોધદર્શક ઉલ્લેખ કરવા છતાં તેઓ સ્વતંત્ર અભિપ્રાય બાંધવાની ચીવટ રાખે છે, અને પ્રતિષ્ઠિત વિદ્વાનથી ભિન્ન મત બાંધવાનું પોતાને પ્રાપ્ત થતું હોય ત્યાં તેઓ અચકાયા વિના તેમ કરે છે, ને પોતાની માન્યતાની તરફેણમાં મૂળ ગ્રંથમાંથી કે બીજા વિદ્વાનોની ચર્ચામાંથી સારા પ્રમાણમાં પોષક સામગ્રી અને વટતા કારણો આપે છે. આમાં તેમને ચેતાવવાના રહે છે તે ન્યૂનતાના દોષથી નહીં પણ અતિશયતાના દોષથી. ઝાઝાં ટાંચણો વાચનપ્રવાહને વારંવાર સ્ખલિત કરતાં હોવાથી ખૂંચે છે અને વક્તવ્યના પાઠને કાંઈક વિકૃત બનાવી દે છે ઉપયોગિતા સાચવવા જતાં વર્ગનોંધો થઈ જવાનો ડર નિવારવા ઘણો શ્રમ લેવો પડે

સર્વત્ર અભ્યાસથી અને ગણનાપાત્ર સ્થળે સ્વતંત્ર વિચારણાથી મંડિત હોવા ઉપરાંત શ્રી. પ્રેમશંકરના વિવેચનનો આદરપાત્ર ગુણ તે નિરૂપણની તટસ્થતા કૃતિને નાણતા કે મતમતાંતરોની ચર્ચા કરતા તેમણે સર્વમાન્ય કલાધોરણોનો જ આધાર લીધો છે. પોતાની અંગત માન્યતાઓ અને ગમાઅણગમા શક્ય તેટલા વેગળા રાખ્યા છે કલાના મૂળભૂત તત્ત્વો વિશે તેમણે ઠીકઠીક વાચ્યું વિચાર્યું હોવાથી સાહિત્યના વિશિષ્ટ સ્વરૂપો કે સામાન્ય સિદ્ધાન્તોના વિષયમાં કાંચન કેટલું ને કથીર કેટલું તે તેઓ સ્પષ્ટતાથી દર્શાવી શક્યા છે, ને ગુણાવહ તત્ત્વો તેમજ ભયસ્થાનો તરફ અવારનવાર તેમણે આંગળી ચીંધી છે આ સૌને લીધે તેઓનો પ્રસ્તુત સંગ્રહ ઠાકોર, દુર્ગેશ શુક્લ, અધ્યા માકડ વગેરે પ્રતિષ્ઠિત સાક્ષરોના પ્રશંસાવચન પામી શક્યો છે.

તેમની શૈલી પ્રશંસાના બે શબ્દો માગી લીધા વિના છોડે તેવી નથી. ચર્ચાત્મક કે પૃથક્કરણશીલ લખાણ ભારેખમપણાથી ઘણી વાર મુક્ત રહી શકતું નથી પણ પ્રસ્તુત લખાણોમાં સરળતા અને વૈશદ્ય લાક્ષણિક રૂપે મળે છે. કવિ પ્રેમશંકરના 'મધુપર્ક'માં દર્શન દેતી ભાષાભામિની ઘટના સ્થાને અલંકારથી વિભૂષિત થયેલી હોઈ કેટલીક વાર ખરે જ આકર્ષક બની ગઈ છે ચર્ચાવિચારણાની ઘટા વચ્ચે કલ્પનાની ક્વચિત ચમકતી વીજળીથી લખાણ રમાતવડું બનવા સાથે વક્તવ્ય ચોટથી રજૂ પણ કરી શકાય છે એ કે સાથોસાથ કહેવું જોઈએ કે મુખ્યત્વે ભાષાની ને ક્વચિત આયોજનને લગતી શિથિલતા—નિરર્થક પુનરુક્તિ, ક્યાંક નજર બહાર રહેલો શબ્દોનો તોલ વગેરે · વિસ્તારભયે ઉદાહરણ નથી ટાંકતો—નિવારી શકાયા હોત તો સારું હતું જેમ વિશદતા તેમ ભાષાની ચોક્કસાઈ અને લાઘવ વિવેચનના ગદ્યના પ્રમુખ પ્રિય ગુણો ગણાય

લેખકના આ પહેલા સંગ્રહમાં વ્યક્ત થતી નિષ્ઠા ને ગુણસમૃદ્ધિ જોતાં તેઓ હવે પછી સાહિત્યસ્વરૂપો અને કલાનાં તત્ત્વોની, સપાટીથી બહુ નીચે ન જતી ચર્ચાને બદલે પાયાના સિદ્ધાંતોનું અને કલાના કૂટ ગણાતા પ્રશ્નોનું તત્ત્વાન્વેષી વિવેચન હાથ ધરશે એવી આશા રાખવી સ્થાને જ ગણાશે.

હરિવલ્લભ ભાયાણી



## 'વસંતવિલાસ'નો છંદ

(ગયા અંકથી સંપૂર્ણ)

હવે વિરામ પદને તપાસીએ કોઈ પણ જાતની શુદ્ધિ કર્યા વિના જ નીચેના પાદોમાં ૧૨ માત્રા હોવાનું જોઈ શકાય છે.

૧ ક. ખ, ૨ ખ, ૪ ખ, ૫ ક, ૬ ક, ૮ ક, ૯ ખ ૧૧ ખ, ૧૩ ખ, ૧૪ ક, ખ, ૧૫ ક, ખ, ૧૬ ક, ખ, ૧૭ ખ, ૧૮ ક, ૧૯ ક, ૨૪ ક, ૨૬ ક, ૨૭ ખ, ૨૯ ક, ખ, ૩૦ ક, ખ, ૩૨ ક, ખ, ૩૩ ખ, ૩૪ ખ, ૩૫ ક, ખ, ૩૬ ક, ૩૮ ખ, ૪૦ ખ, ૪૨ ખ, ૪૪ ખ, ૪૬ ખ, ૪૮ ક, ૪૯ ખ, ૫૩ ક, ૫૪ ક, ખ, ૫૫ ખ, ૫૬ ખ, ૫૮ ક, ૬૦ ખ, ૬૪ ક, ૬૬ ક, ૬૭ ખ, ૬૮ ખ, ૬૯ ક, ૭૨ ખ, ૭૩ ખ, ૭૪ ક ૭૫ ક, ૭૬ ખ, ૭૭ ખ, ૭૮ ક, ખ, ૮૪ ખ = કુલ ૬૧.

બાકીનામાંથી ઉપર સંપાદની ચર્ચામાં બતાવેલા ધોરણોએ લેખનશુદ્ધિ કરતા ૧૨ માત્રા આપે તેવા નીચેના છે

યકારની અસર નીચે દીર્ઘતા ૨ ક (પુહતીય, Bc સમરતિ), ૫ ખ (પરિપથીય), ૬ ખ

(પામીય), ૮ ખ (તવીયા), ૯ ક (સુખાવીય), ૧૦ ક (સજકારીય, રગભૂમી) ૧૦ ખ (સાઘીય), ૧૨ ક (સિણુગારીય), ૧૨ ખ (કચોલીય), ૧૩ ક (અવગાડીય), ૨૮ ખ (કગવીય), ૩૩ ક (લાગીય, 'આણુર્થ'ને બદલે 'આગુતિ'), ૩૭ ક (દીવ), ૩૮ ક (કરાવીય, ફાવીય), ૩૯ ક (તોરીય), ૫૦ ખ (નિન્‍ીય), ૫૧ ક (હરિસીય), ૫૧ ખ (ગય ગમણીય), ૫૨ ખ (પામીય), ૫૩ ખ (ગયગમણીય), ૫૮ ખ (પ્રકુગીય), ૫૯ ખ (જડીય, ગખડી), ૬૧ ક (ધુણુડીય), ૬૨ ક (જોતીય), ૬૫ ક (અમીય), ૭૦ ક (લાવીય, B રે), ૭૭ ક (કેસૂય), ૮૦ ક (સુહાતીય), ૮૦ ખ (વિહુગીય, નવીય, નિવાવીય), ૮૨ ક (માતીય, મકરૈંદિ), ૮૩ ખ (તરણીય).

સ્ત્રીલિંગ અગ હ્રસ્વ—ને બદલે દીર્ઘસ્વરાન્ત ૧૦ ક (રગભૂમી), ૨૧ ખ (માનિની), ૨૨ ક (કામની) ૨૨ ખ (માનિની), ૨૫ ક (નિઠી), ૨૬ ખ (વિયોગિની), ૩૧ ક (કવી) ૩૪ ક (કવી વાકુડી), ૪૫ ક (વાતડી), ૪૬ ક (જાવડી), ૪૯ ક (કપૂરવી), ૫૨ ક (કામિની), ૫૯ ખ (રાખડી), ૬૮ ક (વડી), ૭૨ ક (કવી, અવી), ૭૪ ખ (માલતી)

વર્તમાન ૩ એકવચન इ—અન્તીને બદલે ए-અન્તી ૭ ક (ભેદએ) ૨૧ ક (નિરોપએ) ૨૧ ખ (હાકએ) ૪૭ ખ (વરણુએ), ૬૦ ક (સાલએ) ૭૧ ખ (વીંાડએ)

અનુસ્વારનુ અનુનાસિક તરીકે ઉચ્ચારણ ૩ ક (હિમૅંવતિ) ૪ ક (વસૅંતતણુ), ૪૩ ખ (સૅંતાપણુ) ૬૪ ખ (પઁચાનન) ૫૦ ક (સૅંભાવીઆ) ૬૬ ખ (સૅંતાડુ), ૬૭ ક (ગૅંભીર) ૮૨ ક (મકરૅંદિ)

આકાર હ્રસ્વ ૪ ક (ગહગહ્યા), ૨૩ ક (આઁસુવા) ૪૩ ક (ભમરલા) ૪૩ ખ (ચાદુલા) ૫૦ ક (સૅંભાવીઆ).

આની રીતે ઘણા ખરા વિષમપાદ ૧૨ માત્રાના ગણાવી શકાય તેમ છે

આ ગણુતરીએ ૧૨+૧૧ આ પ્રકારનુ વસત વિલાસ'ના છદનું માત્રાબધારણુ નક્કી થાય છે

આનુ દુહાનું માપ ૧૩+૧૧, એટલે દુહાના વિષમ ચરણુથી 'વસવ વિલાસ'ના છદના વિષમ ચરણુમા એક માત્રા ઓછી છે પણુ દુહાના વિષમુ ચરણુના બધારણુ સાથે સરખાવતા 'વસત વિલાસ'ના છદના વિષમ ચરણુનુ બધારણુ બીજી રીતે જરા પણુ જુદુ નથી. એટલે દુહા કરતા જે એક માત્રા ઓછી છે તે અંતે તૂટતી હોવાનુ કહી શકાય બીજા શબ્દોમા કહીએ તો આપણા છદના વિષમ ચરણુને અતે એક માત્રા ઉમેરતા ચાલુ દુહો બને છે દુહાને અતે સામાન્ય રીતે ત્રણુ લઘુ હોય છે, તેને બદલે અહીં બે લઘુ છે પણુ અહીં કોઇને પ્રશ્ન થશે કે 'વસત વિલાસ'ની કેટલીક કડીઓમા તો સુધારો કર્યા વિના વાચીએ તો ૧૩ માત્રા છે જ તો પછી એને રીતસરનો દુહો કેમ ન ગણુવો? આનો ઉત્તર એ કે ઉપર કહ્યુ તેમ 'વસત વિલાસ'ના છદના વિષમ ચરણુના અંતે એક માત્રા ઉમેરીએ તો જ દુહો થાય, જ્યારે પાચ પદર સ્થળ બાદ કરતા, લેખનમા જે હ્રસ્વને બદલે દીર્ઘ મળે છે તે વચ્ચે જ મળે છે, અને આગળ મે કહ્યુ તેમ દુહાના વિષમ ચરણુ તરીકે વાચનાર જો તેનો કાન ટેવાયેલો હશે તો જ્યા જ્યા લેખનમા હ્રસ્વને બદલે દીર્ઘ મળે છે ત્યા બધે હ્રસ્વ જ વાચશે અને એક માત્રા છેવટે જ ઉમેરશે

આ જાતના ૧૨+૧૧ માત્રાના છદનું નામ શું? હેમચદ્ર ૧૪+૧૨ નો दोहक, ૧૩+૧૨ નો उपदोहक ને ૧૨+૧૪ નો अपदोहक આપે છે ઉપર કહ્યુ છે કે હેમચદ્રની પદ્ધતિ અત્યાક્ષરને દીર્ઘ ગણુવાની હોવાથી જ આવુ માપ આપેલુ છે સ્વયભૂએ પણુ એ જ માપ આપેલુ છે પણુ બીજી પદ્ધતિને અનુસરનારા દોહાનુ માપ ૧૩+૧૧ આપશે 'જેમકે પ્રાકૃત પૈંગલ' તેજ પ્રમાણે कविदर्पण દોહક, ઉપદોહક, ને અપદોહકનું માપ અનુક્રમે ૧૩+૧૧, ૧૨+૧૧ ને ૧૧+૧૩ એમ આપે છે એટલે હેમચદ્રની વ્યાખ્યા ને 'કવિદર્પણુ વગેરેની વ્યાખ્યા વચ્ચે ફરક છે તે પદ્ધતિભેદ પૂરતો જ આ રીતે જોતા 'વસત વિલાસ'નો છદ ઉપદોહક છે ઉપદોહક અને અપદોહક એ દોહાના જ રૂપાન્તરો છે એ દેખીતુ છે 'વસત વિલાસ'ની ભૂમિકામા તો શ્રી વ્યાસે પણુ છદને ઉપદોહક કહ્યો છે પણુ જે પૃથક્કરણુ અને પદ્ધતિ દ્વારા તેઓ આ નિર્ણય પર આવ્યા છે તેમા અને અહીં આપેલા પૃથક્કરણુ અને પદ્ધતિમા ધરમૂળનો તફાવત છે એ વાત કોઈના ધ્યાન બહાર જાય તેવી નથી આ રીતે પણુ 'વસત વિલાસ'ની વિશિષ્ટતા વધે છે કારણુ પ્રાચીન ભાષાસાહિત્યમા ઉપદોહક પ્રયોજાયાનુ બીજુ કોઈ ઉદાહરણુ જાણુમા નથી

આમ શ્રી માસ્ટરનો જ મત મારી દૃષ્ટિએ સાચો છે અને આ મત જાણ્યા પહેલાજ મે 'વસત વિલાસ'નુ છદોદૃષ્ટિએ પૃથક્કરણુ કરી રાખેલુ હતુ પણુ શ્રી વ્યાસે શ્રી માસ્ટરનો મત આપી તેનુ જરા લબાણુથી નિરાકરણુ કરવાનો પ્રયાસ કર્યો છે અને ઘણાખરા વિદ્વાનો પોતાના મત સાથે સમત હોવાનુ કહ્યુ છે, એટલે મારે આ વિષયને

લગતું વક્તવ્ય પ્રસિદ્ધ કરવાનું મને પ્રસંગોચિત લાગ્યું

શ્રી વ્યાસે શ્રી માર્કન્ડના મત સામે જે વાંધા રજૂ કર્યા છે તે તપાસવાનું હવે બાકી રહે છે તેમના મુદ્દાઓને એક પછી એક તપાસશું તો ચર્ચા સ્પષ્ટતાથી થઈ શકશે

(૧) પ્રાચીન પ્રતિની લેખનપદ્ધતિ વિશે તેમણે કહ્યું છે કે સામાન્ય રીતે તે તે સમયની લેખનપદ્ધતિ ઉચ્ચારાનુસારી હતી અને વસંતવિલાસની તો બધી હાથપ્રતો સરખાવતાં તેમની લેખનપદ્ધતિમાં ખાસ અસંગતિ હોય તેવું માનવાને કારણ નથી પણ પ્રાચીન ગુજરાતીનો અભ્યાસ કરનારને માથું ખાઈ જાય એટલો ગહન કોયડો કોઈ લાગતો હોય તો તે આ કે જ્યારે જ્યારે કૃતિના રચનાસમય અને પ્રતિના લિપિસમય વચ્ચે ઠીક ઠીક ગાળો હોય ત્યારે ત્યારે મૂળની આધકૃત ભાષા કઈ અને પાછળની ભાષાનો તેમાં ભેળસેળ કેટલો તેનો નિર્ણય કેમ કરવો ?

એકની એક પ્રતિમાં જોડણી વગેરેની પારાવાર અસંગતિ મળવી એ એટલું બધું સામાન્ય છે કે તરુણપ્રભના બાળાવબોધ જેવી કોઈ કૃતિમાં એકધારી સ્થિર સ્વરૂપની જોડણી મળે તો તે અપવાદરૂપે લેખવાની કે કોઈ કૃત્રિમ ચોકઠામાં તેને જકડી લીધેલી ગણવાની રહે

(૨) વિષમ પાદને અંતે લઘુ માત્રા હોવાનું શ્રી વ્યાસને માન્ય નથી કેમ કે સંખ્યાબંધ વિષમ ચરણોને અંતે ઈ કે આ આવે છે દીરઈ અને કામિની માનિની વલી ચાકડી વાતરી વગેરેનો ઈ વ્યુત્પત્તિસિદ્ધ હોવાથી કદી પણ હ્રસ્વ લઈ શકાય નહીં ને આનું દીતાજ હ્રસ્વ ઉચ્ચારણ થઈ શકે નહીં વળી જે પાદોને અંતે સાનુનાસિક સ્વર છે તેમને દીર્ઘ ગણવા જોઈએ કેટલાક પાદોને અંતે લઘુયુગ્મ છે ખરું પણ તે તો ખાની દમાનું—છેતરામણું છે કારણ ગુજરાતી દુહાની જેમ પ્રસ્તુતમાં અંત્યાક્ષર દીર્ઘ—ઘણીવાર તો પ્લુત ઉચ્ચારવો પડે છે હકીકત વિરહાંકનો વૃત્તજાતિસમુચ્ચય વગેરે પ્રમાણભૂત છંદોગ્રંથો અને પ્રચલિત પ્રથા વિષમ ચરણોમાં અંત્યાક્ષર દીર્ઘ હોવાનું જ જણાવે છે વળી ચરણાન્ત અક્ષર સંસ્કૃત અને પ્રાકૃતપિંગળમાં સામાન્યતઃ દીર્ઘ ગણાય છે અને વિષમ ચરણને અંતે ગુરુ ન હોય તો દુહામાં યતિ અસ્પષ્ટ રહે એટલે દુહાનું જે વિશિષ્ટ તાલસંયોજન (rythm) છે તે કથળી જાય આવું શ્રી વ્યાસનું વક્તવ્ય છે

પણ ઉપર કહ્યું તેમ અપભ્રંશ ભૂમિકામાં મૂળના બધાં ઇકારાન્ત અંગો ઇકારાન્ત બની ગયાં હતાં પછી સ્વાર્થે °ય (<°क)વડે વિસ્તાર પામી °इयअंती બની પછીની ભૂમિકામાં ફરી દીર્ઘ ઈકારાન્ત થયાં છે नारी—नारि—नारिय—नारी આવો આનિંગી અંગોનો વિકાસક્રમ છે એટલે અપભ્રંશ ભૂમિકાના પુલ્લિંગ °ઉકારાન્ત રૂપોની જેમ હ્રસ્વ ઈકારાન્ત અંગો પણ વપરાતાં થયાં હશે એ સમજી શકાય એવું છે

આ કારનું ઉચ્ચારણ હ્રસ્વ ન થઈ શકે એ કોણે કહ્યું ? આનું ઉચ્ચારણમાં આ હ્રસ્વ તેમ જ દીર્ઘ બંને બોલાય છે ને વળી ભાષાઓમાં એ જાણીતું છે અંત્ય સાનુનાસિક સ્વર અપભ્રંશ તેમ ગુજરાતીની પ્રાચીન ભૂમિકામાં નિયમે કરીને હ્રસ્વ છે દીર્ઘ હોવાના ઉદાહરણો હજી કોઈએ દેખાડ્યાં નથી—કદીક મળે તો તે છૂટ તરીકે જ લેખવાનાં રહે

પદનું વાસ્તવિક લેખનનું સ્વરૂપ અને પઠનનું સ્વરૂપ એ બે વચ્ચે સંભ્રમ શા માટે કરવો ? લિખિત સ્વરૂપના નિર્ણય માટે પઠન અમુક અંશે જ સહાયક લેખનમાં શી પ્રથા છે તે જ લિખિત સ્વરૂપનો નિર્ણય કરવા માટે તપાસવાનું રહે અંત્યાક્ષર દીર્ઘ કે પ્લુત ઉચ્ચારાતો હોય તોયે લિખિત સ્વરૂપમાં તે નિયમે કરીને હ્રસ્વ હોવાનું પણ મળે અને દુહાના વિષમ ચરણની બાબતમાં પ્રાચીન પ્રથા લિખિત સ્વરૂપમાં અચૂકપણે અંત્ય ત્રણ અક્ષરો લઘુ રાખવાની જ છે કોઈ પણ પ્રાચીન દુહાને તપાસતાં આ હકીકત જણાશે વિશેષ જાણ માટે યાકોબી ને આલ્સડોર્ફના ગ્રંથો જોવા અપવાદરૂપે અંતે ઈ મળે છે તે આ સંકોચ બન્યું છે તેમ ધ્વનિવિકાસને લીધે °इय °अय જેવા શબ્દાન્ત સ્વરયુગ્મો સંકોચ પામ્યા તેનું પરિણામ °નું —એ રીતે અંતમાં પરિવર્તન થયું

પ્રાકૃતમાં એક પદ્ધતિ ચરણાન્ત અક્ષરને ગુરુ ગણવાની છે ખરી પણ તે ગણતરી કે પઠન પૂરતી° લેખનમાં તો અનેક પ્રાકૃત અપભ્રંશ છંદોને અંતે એક નિયમ તરીકે હ્રસ્વ જ હોય છે અંત્યાક્ષર દીર્ઘ હોય તો જ યતિ સ્પષ્ટ બને એવો નિયમ બાંધવા માટે આધાર શું ? અને દોહક ને ઉપદોહકના વિષમ ચરણ વચ્ચે એક જ માત્રાનો ફરક છે તો અંત્યાક્ષર દીર્ઘ કે પ્લુત કરવા જતાં તેમનો ભેદ ક્યાં રહેશે ?

આમ મારી દૃષ્ટિએ 'વસંતવિલાસ'નો છંદ ૧૩+૧૧ એમ ઉપદોહક છે એ નિર્ણયના વિરોધ પક્ષે પિંગળ શાસ્ત્રને આધારે કે વસ્તુસ્થિતિ જોતાં કશું પણ કહી શકાય તેમ નથી

હરિવલ્લભ ભાયાણી

પ્રકાશક ચંદ્રકાન્ત મહેતા ભારતીય વિદ્યાભવન ૩૩ ૩૫ ચોપાટી રોડ મુંબઈ
મુદ્રક ધીરુભાઈ દલાલ એસોસીએટેડ એડવર્ટાઇઝર્સ એન્ડ પ્રિન્ટર્સ લિ ૫૦૫ આર્થર રોડ તારદેવ મુંબઈ ૭

# ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા

સંપાદકો

ચીમનલાલ શાહ

ચન્દ્રકાન્ત મહેતા

પુસ્તક ૪ | જુલાઈ-સપ્ટેમ્બર ૧૯૪૭ | અંક ૮ ૯


## પુસ્તક પરિચય

પાછલે બારણે:–લેખક શ્રી. પન્નાલાલ પટેલ પ્રકાશક જયંતિ દલાલ ગતિપ્રકાશન લીમીટેડ મૂલ્ય ૨–૮–૦'

શ્રી પન્નાલાલે ગુજરાતના વાર્તાકારોમા હવે તો મોખરાનુ સ્થાન મેળવ્યુ છે. સખ્યાદૃષ્ટિએ જ જોઇએ તો પણ પન્નાલાલે ગુજરાતને ડઝનેક ગ્રથો આટલા ટૂકા સમયમા આપ્યા છે 'પાછલે બારણે' એ 'વળામણા'ના જેવી જ શ્રી. ધૂમકેતુ જેને લાંબી ટૂકી વાર્તા કહે છે તેવી વાર્તા છે

એક નાના રજવાડામા મહિના દોઢ મહિનાનો ગાદીનો વારસ રાજકુવર મૃત્યુ પામે છે સત્તા લોભી ઠકરાણીને, ગાદીના વારસદાર ઠાકોરના નાના ભાઇને ગાદી જાય એ ગમતુ નથી, તેથી એ રાતોરાત પાસેના ગામમા હમીરજી નામના રજપૂતને ત્યા મહિના પહેલા જ જન્મેલા જોડકાપુત્રોમાથી એકને પોતાના વિશ્વાસુ માણસને મોકલી હમીરજીની પત્ની કુવરને ભોળવી મગાવે છે ને તેને રાજકુવર તરીકે ઉછેરે છે આ વાતની જાણ હમીર ને કુવર, ઠકરાણી, ને પેલા વિશ્વાસુ નોકર એટલાને છે ને એટલા પાત્રોની આસપાસ લેખકે પ્રસગોની ગૂથણી કરી છે કુંવરનુ માતૃત્વ, ઠકરાણીની ઈર્ષા સત્તાલોભ ને તેનાથી ઉદ્ભવતી માનસિક વિકૃતિ હમીરની ભાવનામયતા અમરમા ( રાજકુવર ) એક બાજુ લોહીનુ ખેચાણ તો બીજી બાજુ ઉછેરના રજવાડી સસ્કારો એ બન્ને વચ્ચેનુ તુમુલ ઘર્ષણ ને અતે લોહીના ખેચાણનો જ વિજય એ બધુ લેખકે કલાકારની અદાથી નિરૂપ્યુ છે એટલે આ વાર્તામા પાત્રોનુ મનોમથન એજ મુખ્ય ભાગ ભજવે છે વસ્તુ ગૂથણી પણ એ રીતે જ થઈ છે મુખ્ય પ્રસગ સ્વાભાવિક લાગે છે પોતાનો પુત્ર ગુલાબજીને સોપતા કુવરને જે પ્રસગ મથામણ થાય છે તે લેખકે બહુ અસરકારક જે પ્રતીતિકર રીતે દર્શાવી છે રજવાડાથી પરિચિત એવી કોઈ પણ વ્યક્તિને એમા અસ્વાભાવિક કશું જ નહિ લાગે

હિંમતને બ્રિટીશરાજ્ય ને દેશીરાજ્ય એકે સાકળીને લેખકે દેશીરાજ્યના ગામડાઓ બ્રિટીશરાજ્યની પ્રવૃત્તિથી કેટલા અજાણ છે, ત્યા હજી મધ્યકાલીન યુગજ પ્રવર્તે છે, તે તાદૃશરીતે દર્શાવ્યુ છે એ બિચારાને ખબર નથી કે ગાધીજી કોણ છે એમની પ્રવૃત્તિ શી છે, તો પછી બીજાની તો વાતજ શી કરવી? રજવાડાનો એકેએક અમલદાર બ્રિટીશ અમલ કરતા પોતાનો અમલ જુદો છે તે દર્શાવવા વાર વાર કહે છે કે "આ અગ્રેજનુ રાજ નથી" લોકો પણ ગુલામીથી એવા ટેવાઇ ગયા છે, કે ઠાકોર ગુસ્સે થયા વિના વાત કરે તો એમા ઠાકોરે મહેરબાની કરી છે એમ માની લે, જે કાગળ પર સહી કરવાનુ કહેવામા આવે તે કાગળ વાચવા માગવો એ તો મોટો ગુન્હો ગણાય, અરે પોતાની ઈન્ડીપેનથી સહી કરવી એ પણ બેઅદબી ગણાય, પગે પડવુ પોતાની પાઘડી ઠાકોરના પગે મૂકવી એ બધુ સહજ લાગે, એમા અપમાન થતુ ન લાગે, એ ઉદાહરણો ને કિશોરના પાત્રદ્વારા સચોટ રીતે શ્રી પન્નાલાલે દર્શાવ્યુ છે વળી રજવાડાની પ્રજા અભણ છે તે જ એમની દુર્દશાનુ, ગુલામીમાનસનુ કારણ છે, એમાથી બચવાનો ઉપાય કેળવણી છે તે પણ હિમતદ્વારા સૂચવ્યુ છે 'ગધેડા જોડે ઘોડુ બાધીએ, તો ઘોડુય ભૂકતા શીખે." એ કુવરની વાણી સાચી પાડી બતાવી ત્યા લેખકનું એક પ્રયોજન પૂરુ થાય છે, અને પછી ઘોડા પોતાનો જાતિ સ્વભાવ ન મૂકે, એ દર્શાવવુ એ એમનુ બીજુ પ્રયોજન હતુ તેમા પણ એમને સફળતા મળી છે

વાર્તા આદિથી અત સુધી રસપ્રદ છે કયાય પ્રવાહ ધીમો પડતો નથી કયાક આડોઅવળો જતો નથી, કયાંક વર્ણનોમા એ અટવાતો નથી વાર્તા પ્રવાહ સડસડાટ વહ્યે જાય છે શ્રી પન્નાલાલની

આમાં સફળતા તો એમની કથનરીતિને લીધે છે

મરહૂમ સાહિત્યકારોની જેમ પન્નાલાલે પણ વાર્તાનો મંગલાન્ત આપ્યો છે. જો કે વાર્તાને કરુણાન્ત બનાવી હોત તો એ વધારે અસરકારક ને વાસ્તવિક લાગત એમ અમને લાગે છે આ અન્તપણ સ્વાભાવિક ને પ્રતીતિકર લાગે એ માટે એમણે સારો પ્રયત્ન કર્યો છે લેખક કુંવરનું મોત બગાડવા માગતા નહોતા, એથી લાગણીવિવશ બનીને એઓ આ અન્ત લાવ્યા છે એવું લાગે છે કુંવરને અંતમાં દુઃખી કરવાની એમની હિંમત જ ન ચાલી.

આ નવલકથામાં એકાદ ઠેકાણે હકીકત ભૂલ છે જેમકે –"ત્યાં તો બીજે મહિને વળી હિંમતનો કાગળ આવ્યો, જેમાં એણે માતાને આશ્વાસન આપવા માટે, દેશસેવા સ્વાતંત્ર્ય માટે કુરબાનીઓ કરનારાનું અકાળુ ગૌરવ વગેરે કંઈક વાતો લખીને માતાને રાજી કરવાનો પ્રયત્ન કર્યો હતો' જેલમાંથી બહાર આવતા પત્રો સત્તાવાળાઓ તપાસીને મોકલે છે, ને તેમાં આવું, આવું, છેકી નાખવામાં આવે છે આવી નાની ભૂલો પણ ક્યાંક જ જડે.

સુરેખ પાત્રાલેખન, કૌશલયુક્ત વસ્તુગૂંથણી, મોહક કથનરીતિ, એ સર્વે તત્ત્વોથી અંકિત આ વાર્તા પણ શ્રી પન્નાલાલની વાર્તાકાર તરીકેની કીર્તિમાં વધારો કરે છે

**હીરોશીમા** :–મૂળલેખક જોન હર્સી અનુવાદક શ્રી નીરૂ દેસાઈ. ગતિપ્રકાશન, મૂલ્ય ૧–૧૨–૦

હીરોશીમા ગયા વિશ્વયુદ્ધમાં જ્યારે અણુબોમ્બનો ભોગ થઈ પડ્યું તે વખતે જે તારાજી થએલી, જે તાંડવલીલા મચી રહી હતી તેનો આબેહૂબ અને દીલ પીગળાવે એવો ચિતાર હર્સીની આ કથામાં અપાયો છે આ કથાની વિશેષતા એ છે કે, એમાં કાલ્પનિક અંશ લેશમાત્ર નથી એમાં નક્કર સત્ય જ છે એ તાંડવને સગી આંખે જોનાર ને એમાંથી દૈવજોગે બચવા પામેલા માનવીઓની કથની જ અહીં રજૂ કરાઈ છે એમાં ખ્રીસ્તી મીશનરી કેવા સેવાભાવથી પર, દયાળુ, ને સેવાભાવી હતા, એ વાત પુનઃ પુનઃ ભારપૂર્વક કહેવાઈ છે. એ આ કથનનું નબળું તત્ત્વ ગણી શકાય લેખકની ચિત્રશક્તિ અદ્ભુત છે, બીહામણાનું ચિત્ર એઓ તાદૃશતાથી ચીતરી શકે છે જેમકે, 'ઘવાયેલા મૂંગા હતા, કોઈ રડતું નહોતું, અરે ! વેદનાની ચીસો પણ પાડતું નહોતું કોઈને ફરીઆદ કરવાની નહોતી ઘણા મરતા પણ કોઈ અવાજ કરતું નહોતું બાળક સુદ્ધાં બૂમો મારતાં નહોતા બહુ ઓછા માણસો કંઈ પણ બોલતા હતા. તેમના ચહેરા અગ્નિને કારણે શ્યામ બની ગયા હતા (પૃ ૫૭–૫૮) સવારના અગીઆરની વસ્તીવાળું શહેર બપોરે તો માત્ર અવશેષસમું બની ગયું હતું રસ્તાનો આસફાલ્ટ હજી એવો ગરમ અને ચગચગતો હતો કે તેના પર પગ મૂકતાં ય અગવડ પડતી રસ્તામાં એકજ સ્ત્રી તેમને મળી પસાર થતા હતા લોકોને તેણે એટલું જ કહ્યું "મારો પતિ આ રાખ નીચે દટાયો છે (પૃ ૬૨)"

આ ઉપરાંત, અણુબોમ્બની અસર આપણે પુરાણકથાઓમાં વાંચીએ છીએ તેવી થઈ અવશિષ્ટ રહેલા લોકો પર જે અસર થઈ તે વર્ણવતા લેખક કહે છે, "પ્રજનન અમુક સમય માટે થંભી ગયું પુરુષો વંધ્ય થયા, અને સ્ત્રીઓને કસુવાવડ થઈ તથા ઋતુસ્ત્રાવ બંધ થઈ ગયો" (પૃ. ૧૨૫) આટઆટલા ભયાનક દુઃખમાં પણ એમના રાજા પ્રત્યેની જાપાનીઓની શ્રદ્ધા ને ભક્તિભાવ કેવા અખંડિત હતા તે એમણે સારી રીતે દર્શાવ્યું છે (પૃ ૭૮)

આ રીતે પ્રચારલક્ષી હેતુથી નહિ પણ સાચી હકીકતો રજૂ કરવાના ઉદ્દેશથી જ આ પુસ્તક લખાયું છે તેથી એનું મૂલ્ય વધુ છે અનુવાદ સમગ્રતયા સુવાચ્ય છે ક્યારેક વાક્યો ઘણા મોટા ને જટિલ બની ગયા છે ને સુધ્ધાત (સુદ્ધાં ને માટે) (પૃ ૫૮) પરત કરતા (પૃ ૧૧૭) જેવા શબ્દ પ્રયોગો ટાળી શકાયા હોત

ગતિપ્રકાશને અનુવાદયોગ્ય પુસ્તક આપણને આપ્યું છે, ને અનુવાદ માટે પણ યોગ્ય વ્યક્તિની પસંદગી કરી છે એમ તો આ પુસ્તકના સૌ વાચનારને લાગશે

**હૃદયપલટો** :—લેખક શ્રી ગોવિન્દભાઈ અમીન આર આર શેઠની કંપની કિંમત એક રૂપીઓ.

શ્રી. ગોવિન્દભાઈની આ પચાળી નાટિકા છે

સસ્કૃત નાટકની જેમ એમા અકોને પ્રવેશોમા વહેચી નાખવામા આવ્યા નથી એટલે એક અક, એકજ સળગ દશ્ય બની રહે છે આ નાટિકા ૧૯૩૦-૩૨ ની સત્યાગ્રહની લડત સમયનુ વાતાવરણ તે વખતનો જનતાનો ઉત્સાહ કુરબાની કરવાની તૈયારી, એ બધુ એમણે પાચે અકમા ચિત્રાત્મક રીતે દર્શાવ્યુ છે આ નાટકમા નાયક કોઈ નથી. હૃદયપલ્ટો આમા નાટકની શરૂઆતમા ગભરુ, ભીરુ, ને પોચટ લાગતા વિનુનો છે એક, એનો વિકાસ, એનો પલ્ટો, લેખકે એટલો સહસા બતાવ્યો છે કે એ અપ્રતીતિકર લાગે છે, એનો ક્રમિકવિકાસ બતાવ્યો હોત તો એ વધારે અસરકારક બનત બીજુ આ નાટકમા વેગ કે ગતિ લાગતા નથી, એનુ કારણ બીજા આખા અકમા માત્ર લાબા ભાષણો જ છે, ચોથા અકમા તુળશીદાસના રામાયણમાથી પક્તિની પક્તિઓ વસ્તુપ્રવાહને મદ બનાવે છે

પાત્રાલેખનમા લેખકને ઠીક સફળતા પ્રાપ્ત થઈ છે એમ કહી શકાય એમનુ દરેક પાત્ર પોતાના આગવા વ્યક્તિત્વવાળુ ચીતરાયુ છે હરિગાનુ પાત્ર ખાસ ધ્યાન ખેચે એવુ છે

લડતના પણ એમણે બને તેટલા પાસા બતાવ્યા છે હિજરત સરકારી નોકરોનો પગ, નોકરની લડત હીજરતીઓના માડના બાળી એમને બધી રીતે પરેશાન કરવાનો પ્રયત્ન એ બધા નિરનિરાળા લડતના તત્ત્વો એમણે વસ્તુમા ઠીક ગૂથ્યા છે બીજો ને ચોથો અક વસ્તુદૃષ્ટિએ અત્યત નબળા છે એમા અસરકારકતા નથી ચોટ નથી, કારણ કે એમા જેને આખો એક અક આપી શકાય એટલુ વસ્તુ જ નથી

કેટલાક "તુ છુ" જેના ચરોતરી પ્રયોગો (પૃ ૬, ૧૨ વગેરે) સામાન્ય રીતે ગામડાના પાત્રો વાતચીત દરમ્યાન ન વાપરે એવા શબ્દપ્રયોગો 'અસભ્ય વર્તન (પૃ ૧૦ આ હરિગા ઉચ્ચારે છે), મારુ હૃદ્ય ખૂબ આભારી બને છે (પૃ ૨૧) સુ યવસ્થિત (પૃ ૬૩) યોગેન્દ્ર ને અગ્રેજ મુસાફરની અગ્રેજી વાતચીત કે જેનુ ભાષાતર આપવુ જોઈતુ હતુ નાટકને નબળુ બનાવે છે

આમ છતા આપણા ભૂતકાળના ઉજ્વલ ઇતિહાસના સ્મૃતિ ચિત્રો જગાડવાની ચિત્રશકિત ગોવિન્દભાઈમા છે આ નાટકના અમુક અકો ભજવવા યોગ્ય છે એમ નિસશય કહી શકાય

× × ×

**લગ્નમગળ :**—લેખક શ્રી ચન્દ્રશકર પ્રાણશકર શુકલ મોલ એજન્ટ રાયચુરા બુક ડેપો રાવપુરા, વડોદરા, કિંમત સવા રૂપીયા

માત્ર પદરજ દિવસમા જે પુસ્તકની પહેલી આવૃત્તિ ખપી જાય એ પુસ્તકની લોકપ્રિયતા માટે તો કશુ કહેવાનુ હોય જ નહિ શ્રી ચન્દ્રશકરે અહિ વેદ, પુરાણો, ઉપનિષદ, કાલિદાસ, ભવભૂતિ વગેરે લેખકો વરાહમિહિર, વગેરે ખગોળશાસ્ત્રીઓ વગેરે માથી અનેક અવતરણો ટાકી સ્ત્રી પુરુષ સબધ વિષેનો આપણો પ્રાચીન આદર્શ બહુ વિશદ, સચોટ ને ઋજુતાથી રજૂ કર્યો છે આપણે ત્યા કોઈ પણ કાળે સ્ત્રીનો દરજ્જો પુરુષથી નીચો ગણ્યો નથી પણ પુરુષની સમોવડી, પુરુષની સખી, મિત્ર, એની જોડે અદ્વૈત સાધનારી તરીકે જ સ્વીકારી છે, તે એમણે સિદ્ધ કર્યું છે ને ન સ્ત્રી સ્વાતન્ત્ર્યમર્હતિ એમ કહેનાર મનુએ પણ દીકરીને દીકરાની સમોવડી ગણવા, માતાપિતાને કહ્યુ છે

આ પુસ્તક દાપત્યનો આદર્શ રજૂ કરે છે, જે આપણા ગ્રન્થો વાચ્યા વિના, માત્ર ફેશનને ખાતર જાણે સ્ત્રીઓના હકની વાત, એના સ્વાતત્ર્યની વાત પોતે જ પહેલવહેલા કરતા હોય તેમણે આ પુસ્તિકા તેમના ભ્રમના નિરસન માટે, ને સ્ત્રીપુરુષ સબધ વિષેના આપણી પ્રાચીન ભાવનાઓનુ જેમા દોહન કર્યું છે એવી આ પુસ્તિકા દરેક દપતી ને દરેક કેળવાયલા સ્ત્રીપુરુષે અવશ્ય વાચી જવા જેવી છે આ પુસ્તક લખવા બદલ શ્રી ચન્દ્રશકરને ધન્યવાદ ઘટે છે

ચન્દ્રકાન્ત મહેતા



## 'ખંભાત'ની વ્યુત્પત્તિ

'ખભાત' એ સ્થળ નામની વ્યુત્પત્તિચર્ચા શ્રી નરસિહરાવે શ્રી રત્નમણિરાવ જોટેએ અને બીજા પણ બેત્રણ વિદ્વાનોએ કરેલી છે ખભાતના મૂળ તરીકે સ્તમ્ભતીર્થ છે એ નરસિંહરાવનો નિર્ણય અને તેના સમર્થનમા તેમણે આપેલા દલીલો ચિન્ત્ય લાગતા, અને ખભાતના મૂળ તરીકે જુદો જ શબ્દ

સૂચવતા બે ઉલ્લેખો, અપભ્રંશ સાહિત્યમાંથી મળી આવતા ફરીથી ખભાતની વ્યુત્પત્તિ ચર્ચવાનો હું વિચાર કરી રહ્યો હતો, ત્યાં શ્રી ઉમાશંકર જોશીના ‘પુરાણોમાં ગુજરાત’માં જે નિષ્કર્ષ પર આવ્યો હતો તે જ વાત તેમણે સૂચન તરીકે મૂકેલી જોતાં આનંદ થયો. તેમણે ચર્ચેલો વિકાસક્રમ સ્વીકાર્ય બને તેવો નથી એ ખરું, પણ ખભાત °આત અંશને સં આદિત્ય સાથે જોડવાનું તેમનું સૂચન ખરે જ મૂલ્યવાન છે.

ગામ, શહેર વગેરેનાં પ્રાચીન અને અર્વાચીન નામો તપાસતાં એટલું તો તરત દેખાઈ આવે છે કે જુદે જુદે સમયે એકનું એક નગર અનુક્રમે કે એક સાથે બે ચાર નામે જાણીતું હોવાના ઘણાયે દાખલા મળે છે અને કેટલીક વાર એવું બને કે અત્યારે પ્રચલિત નામ, પ્રાચીન સાહિત્યમાં તેને માટે જે શબ્દ પ્રચલિત હોય તેમાંથી વ્યુત્પન્ન કરવું શક્ય ન હોય. આવું હોય ત્યારે ધ્વનિનિયમોને આધારે પુનર્ઘટના કરી નવા જ શબ્દને અત્યારે પ્રચલિત શબ્દના મૂળ તરીકે સ્વીકારવાનો અને લોકોમાં એવું નામ પ્રચલિત હશે એમ ધારી લેવાનો જ માર્ગ સાચો છે. પ્રચલિત નામને સંસ્કૃત સાહિત્યમાં મળતા શબ્દમાંથી મારીતોડીને વ્યુત્પન્ન કરવું એનો કશો અર્થ નથી.

स्तम्भतीर्थ, स्तम्भपुर ઉપરાંત स्तम्भावतीને પ્રવાવટી પણ લોકોમાં પ્રચલિત હતાં એમાં શંકા નથી. દંતકથામાં પ્રચલિત હોય તેથી અપ્રમાણિક જ એવું નથી ઠરતું.

ખભાતના મૂળ તરીકે स्तम्भतीर्थ અશક્ય છે, કારણ (૧) स्तનું રૂપાન્તર થ્‌ જ થાય, ख કદી નહીં. હેમચંદ્રે स्तम्भનું खम्भ આપેલું છે તે આદેશ જ સમજવો. તેનું ઐતિહાસિક કારણ આ છે ‘થાંભલો’, ‘ટેકો’ એ અર્થમાં પ્રાકૃતમાં थम्भ અને खम्भ બંને પ્રચલિત હતા. ધ્વનિનિયમો પ્રમાણે તેમનું મૂળ અનુક્રમે स्तम्भ અને स्कम्भ છે. પણ શિષ્ટમાન્ય સંસ્કૃતમાં स्तम्भ એ એક જ શબ્દ પ્રચલિત છે. स्कम्भ વૈદિક ભાષામાં જ મળે છે. એટલે હેમચંદ્ર બંનેને स्तम्भમાંથી વ્યુત્પન્ન કરે છે. પણ આપણે જાણીએ છીએ કે પ્રાકૃત અપભ્રંશમાં કેટલાક એવા શબ્દો, રૂપો ને પ્રત્યયો છે જેમને મળતું શિષ્ટમાન્ય સંસ્કૃતમાં કાંઈ નથી, પણ વૈદિક ભાષામાં તેમનાં પૂર્વરૂપ મળે છે. એટલે खभातनो खम એટલો અંશ स्कम्भमांथी જ નિષ્પન્ન થયેલો છે.

(૨) °तीर्थनું °इत्थ થાય, ને પછી નિયમ પ્રમાણે °ईथ કે °इथ. પછી खमइथनું खमेथ કે खंमेथ થાય, खंभात નહીં. અને °भा°માં રહેલો °आ° ક્યાંથી આવ્યો તેની કોઈ ને જાતે ચિંતા જ નથી થઈ. ‘કાન્હડદેપ્રબંધ’માંનું खमायत એ खमातनું પૂર્વરૂપ છે એ સાચું. પણ खमइत्थमांथी આ खंमायतને કેવી રીતે આવવાનું?

(૩) ૧૨મી સદીના આરંભ આસપાસના અપભ્રંશ કાવ્ય ‘સંદેશરાસક’માં खमाइत्त એવું રૂપ મળે છે. મૂળમાં °तीर्थ હોય તો અપભ્રંશમાં તે °इत्थ રૂપે જ આવી શકે, °इत्तરૂપે નહીં.

એટલે આપણે खमातના મૂળનો જુદી જ રીતે વિચાર કરવાનો રહે છે. ઉપર આપેલાં ત્રણ રૂપો વિકાસક્રમની કેટલીક કડીઓ તો આપે જ છે. खमाइत्त > खमायत > खमात ચીમનલાલ દલાલે કહ્યું છે તેમ खमाइत्तમાં આપણે °इत्त અંશને પ્રાકૃત મત્વર્થીય તરીકે ઘટાવી શકીએ. તેની સામે નરસિંહરાવે ઉઠાવેલો વાંધો વજૂદ વગરનો છે. વળી °मा°નો આકાર દલાલે કહ્યું છે તેથી જુદી રીતે પણ ઘટાવી શકાય. સંસ્કૃત શબ્દોને પ્રાકૃતમાં સ્વાર્થિક °य°(<°क°) સામાન્યપણે લાગે છે. એટલે खमની જેમ खमय સહજ જ પ્રાકૃતમાં વાપરી શકાતું. પછી खमय ને મત્વર્થીય °इत्त લાગતાં કેટલાય અપભ્રંશ શબ્દોમાં બન્યું છે તેમ °अयनो आ થઈ ગયો (સરખાવો અપભ્રંશ તુલનાદર્શક રૂપો वियार < विअअर કે विययर < प्रियतर, વગેરે) ને खमाइत्त શબ્દ, स्तम्भावर्ती (વધારે ઉચિત स्कम्भावती)ના પ્રાકૃત અનુવાદ તરીકે પ્રચલિત થયો. લિંગભેદની ઉપપત્તિ આપવી જરાયે મુશ્કેલ નથી. ‘ગુજરાત’ના ઉભયલિંગી પ્રયોગ જાણીતા છે. ‘નગરી’ કે ‘પુરી’ ને બદલે ‘નગર’ વગેરે ઉદ્દિષ્ટ હોય તો નામ નપુંસકમાં વપરાતું થાય તે સમજી શકાય તેવું છે.

પણ એક પુરાવો આ પ્રકારની ઉપપત્તિની તદ્દન વિરુદ્ધ જાય છે અને આપણે મૂળ તરીકે જુદો જ શબ્દ સ્વીકારવો પડે છે. સદીના અપભ્રંશ કાવ્ય करकण्डुचरिउમાં खभाइच्च રૂપ મળે છે અને ઉપર કહી તે વ્યુત્પત્તિ સ્વીકારતાં જતાં આ રૂપ કોઈ પણ રીતે ઘટાવી શકાતું નથી.

પણ खभाइच्च પરથી મૂળ સંસ્કૃત રૂપ *स्कम्भादित्य કલ્પવું સાવ સહેલું છે. એટલે *स्कम्भादित्यને મૂળ તરીકે સ્વીકારી તેમાથી બાકીના રૂપોનો અવતાર આ રીતે સાધી શકાશે

(૧) *स्कम्भादित्य પરથી નિયમ પ્રમાણે खभाइच्च એ તદ્ભવરૂપ

(૨) *स्कम्भादित्यના °आदित्य અંશનો જરા ભિન્ન રીતે ઉત્તરકાલીન અપભ્રંશ ભૂમિકામા °आइत्त એવો વિકાસ થયો સરખાવો 'આતવાર' 'આત્યવાર' (=રવિવાર) < आदित्यवार, અપભ્રંશ नित्तु < नित्यम् અપરત્ય> रथ्या (સંદેશરાસક), પ્રા सामत्य < सामर्थ्यं (હેમચંદ્ર) વગેરે આથી *स्कम्भादित्य નું દ્વિવિધ રૂપાન્તર खभाइच्च અને खभाइत्त, પછી, ઉપર કહ્યું તેમ खभायत ને खभात એકા રજૂ કરતા

स्कम्भादित्य < खभाइच्च / खभाइत्त ⟶ खभायत ⟶ खभात

આ રીતે આખોયે વિકાસક્રમ ધ્વનિદૃષ્ટિએ સાવ શુદ્ધ છે *स्कम्भादित्य એ રૂપ વાસ્તવિકપણે સાહિત્યમા કે ઉત્કીર્ણ લેખોમા નથી મળતુ એ હકીકત બહુ ઓછી અગત્ય ધરાવે છે અસંખ્ય ગુજરાતી શબ્દો એવા છે કે જેમને જાણીતા ધ્વનિપરિવર્તનના અને અર્થપરિવર્તનના નિયમોને લક્ષમા લઈ, તેમ તે તે ભૂમિકાની ભાષાસામગ્રી લક્ષમા લઇ અમુક કલ્પિત મૂળમાથી વ્યુત્પન્ન કરવાના રહે જેનો ઘણો ખરો ભાગ પાણીમા જ રહે છે, પણ સપાટી પર બહુ થોડો અંશ જ દૃષ્ટિએ પડે છે એવા બરફના ડુંગરો -icebergs- ની જેમ સાહિત્યમા અને ખાસ કરીને સંસ્કૃત જેવા વિદ્વદ્ભોગ્ય સાહિત્યમા-તે તે સમયની ભાષાસામગ્રીનો ઘણો મર્યાદિત અંશ જ સ્થાન પામ્યો હોય છે આથી 'ચોહાણ' ચાવડા વગેરના મૂળ રૂપોને બદલે આપણને પાછળથી સંસ્કૃતીકરણની અવળી પ્રક્રિયાને આધારે સિદ્ધ થએલા चाहमान, चापोत्कट જેવા રૂપો મળે છે.

'ગુજરાત'નો '°આત' અંશ અને 'ખંભાત'નો 'આત' અંશ બંને એક મૂળના નથી खभात પહેલાનું રૂપ खभायत મળે છે (સરખાવો પંચાયત, पंचात-पचायत, पच, पञ्चायति-'ઠ્ઠ,' વગેરે) તેમ ગુજરાત માટે *गुजरायत જેવુ કશુ હોવાની સંભાવના દેખાતી નથી.

હરિવલ્લભ ભાયાણી

# બિહારનાં લોકગીતો

(શ્રીમતી માયાગુપ્તના બંગાળીલેખને આધારે)

## : લગ્નગીતો :

એમા અનેક લોકગીતોમા હોય છે તેમ રામ-સીતાના નામે જ આ વૃતાન્ત કહેવાયુ છે —

કોન બન બોલે કારી કોયલીયા
કોન બન બોલે મયુર
દરબારે બોલે રાજા જનક
ધિયા ભેલે બિહાયન જોગ
બાજુમન ગોવે આગાડારે કોયલીયા
આપન મહલે બોલે બાની
પિયા ભેલે બિહાયન જોગ
ચાર બન ખોજનુ હે બેટી
કિહા ન મિલે જમાઈઆ
જાઈઓ હે રાજા અયોધ્યા નગરીઆ
વહા હે સુંદર રઘુનાથ
શામર બામા મત જનૂ બોનિહુ
શામર હે રઘુનાથ

વનમા કોયલડી બોલવા લાગી, કયાક મોરના ટહૂકાર સંભળાવા લાગ્યા, રાજા જનકને લાગ્યુ કે હવે કન્યાની ઉંમર વિવાહ કરવા જેવી થઇ રાજાના ઉપવનમા આગાડાગે કોયલ ટહૂકવા લાગી, ને આખા મહેલમા જાણે પડઘા પાડવા લાગી કે કન્યાનુ યૌવન પાંગર્યું છે ને એ વિવાહયોગ્ય થઇ છે રાજાએ વરની શોધ કરવા માંડી, પણ યોગ્ય વર ન જડયો એટલે એણે બેટીને કહ્યુ "બેટી! ચારે બાજુએ વરની શોધ કરી, પણ તારે લાયક વર કોઈ મળ્યો નહિ." બાપે આટલુ કહ્યુ એટલે છોકરીમા હિંમત આવી ને એણે પિતાને કહ્યુ, "હે પિતા! તમે અયોધ્યાનગરીમા જાઓ, ત્યા સુંદર રઘુનાથ છે" પછી તરત જ પાછી પિતાને પહેલેથી જ ચેતવી દે છે, 'ઓ પિતા, પછી જોજો તમે એમ કહેતા કે એ તો શ્યામળા છે કારણ રઘુનાથ તો શ્યામળા જ છે" પુત્રીની પ્રગલ્ભતા આશ્ચર્ય પમાડે એવી છે, પણ એ પ્રગલ્ભતા માટે યોગ્ય ભૂમિકા રચી છે

એક બીજા ગીતમા, મહાદેવનો વર તરીકે ઉલ્લેખ આવે છે. વર મહાદેવના જેવો દૂરથી જોતા જ અણગમો ઉત્પન્ન થાય એવો હતો વરનું વર્ણન કરતા કન્યા કહે છે —

> ભૈંસોયા ચટલ આયે મહાદેવ વર
> વાઘછાલ પિનલ હે

ભેંસપર ચઢીને, વાઘચર્મ પહેરીને મહાદેવ વર આવ્યા એને જોઇ દુખી થઇ કન્યા બોલી

> જિનિ વર ખોજલે બાબા, જન્મ ભિખારી
> સેહ મોર વૈરી હે
> કોન નિરબુધિ ભરલો ુકાર હે

"જેણે આવો જન્મથી જ ભિખારી વર મારે માટે શોધ્યો એ મારો વેરી જ હોવો જોઇએ ને કયા મૂર્ખાએ આ વિવાહમા સમતિ આપી?"

કન્યાની વાત સાભળી માએ એને આશ્વાસન આપતા કહ્યુ.

> તોર લાગી બેટી માઘ નાહાઇનુ
> તોર લાગી કરનુ એતવાર હે
> તોરે મિને જય ગોવિન્દ હે
> જનમલ દેનુ બેટી કરમ આપન
> કો વિધિ લિખલ લિલાર હે
> સોનામા આનિયે ભિખ દેતે જો બેટી
> મિલિ સૈતો રાજકુઆર હે
> સુપહ ઝારકે ભિખ દેલા હે બેટી
> મિલિ ગેલો જનમ ભિખારી હે

'બેટા,' તને ગોવિન્દ જેવો સારો વર મળે તેથી મે મહા મહિનામા કકડતી ઠડીમા સ્નાન કયુ રવિવારનું વ્રત કર્યુ, પણ બેટી, જન્મની જોડે જ તુ લલાટે કર્મફળ લખાવી લાવી છે એટલે શુ થાય? જો સુવર્ણદાન તે આપ્યુ હોત તો રાજકુવર તને મળત પણ તે તો સુપડુ ઝાડીને દાન આપ્યુ તો પછી તને ભિખારી વર જ મળે ને?

આપણી કર્મફળમા શ્રદ્ધા, અહિ યોગ્યરીતે વ્યક્ત થઇ છે પછી વર આવ્યા કન્યાને ચોરીમા પધારાવી, ને જ્યારે કન્યાએ ઘુઘટ ખોલીને જોયુ તો વર તો કચન જેવો,' એ કઇ ધરડો નહોતો એટલે એણે જેણે વર શોધ્યો તેને શાબાશી આપી

> આચળ આડન દેખે દુલહિન ઉમર વરકે
> ને પિતાને ચરણે પડીને કહે છે
> લહગે ચરણ છુયે જનક કે
> બ્રાહ્મણે દેઈ રતન ભાર

જે બ્રાહ્મણે વરને શોધ્યો તેને રત્નદાન આપો

વર સુસજ્જિત ન હોય, પણ કુરૂપ કે ઘરડો નથી, એ જાણીને કન્યાને કેટલો આનદ થયો હશે. અહિ બહારથી પ્રથમ દર્શને અસુદર લાગતી વસ્તુના અતરાલમા સૌંદર્ય રહેલુ છે, તે જોવા માટે ધીરજ જોઇએ, એ વક્તવ્ય છે

પછી આવે છે કન્યાવિદાયના કરુણ ગીતો કન્યાવિદાયની પળના વર્ણનથી ગીતનો આરભ થાય છે

> *શારિ હે કમર દાહુ ઊંઠિયે જેરો રે ચાદ*
> સમધી વિદાય માગે પહુલિયે સાઝ
> સાહકર અગન રે બહુત પરિવાર
> જામાઈ અગને રહે ઠાઠ
> જલ દમે લિયા સાપર

દિવસ પૂરો થતાની સાથે કમળ સૂકાયુ આકાશમા ચાદો ઉગ્યો, વેવાઇઓ સાજ પહેલા જ વહુને લઈ જવા માટે ઉત્સુક બન્યા છે નાનુ આગણુ વિનય આપવા ભેગા થયેલા બધા સગા સબધીઓથી ભરાઈ ગયુ છે, કન્યાને જમાઇને સોપવાનો અવસર આવી પહોચ્યો પછી

> દાન દહેજ બાબા, બહુત દેનો રે
> લિયા સાપરિયા સબે બૂલાયે

ખૂબ પૈસા વગેરે આપીને જમાઇને કન્યા સોપી પછી કન્યા પાલખીમા બેસી ચાલી, સાથે સાથે ઘરની ગાય આવવા લાગી એટલે કન્યાએ પિતાને બોલાવી કહ્યુ 'બાપાજી! આ મારી ગાયને બોલાવીને એને ખૂટે બાધો, નહિ તો એ મારા કેડો નહિ છોડે' ને લાલપાલખીમા બેસી એ સાસરે ચાલી, પછી

> એક કોશ જાય બેટી દૂયે કોશ જાય
> ડાડીયા ઉતારિ ચિનારે નેહર પરિવાર
> સાુરે ભાઈઆ રર ધરિહે
> રોયત હે ઘર બૈસિ માય
> તોહાર વિખયો ભાઈઆ બાબાકે હે રાજ
> હમર લિખનો એ હ પરદેશ

પાલખી ચાલી એક કોસ બે કોશ, પણ પીયેરીઆનો પાછા જતા જીવ ન ચાલે. ને પડો

ઉચાડી પાલખીમા વારવાર પુત્રીને જોયા કરે એટલે કન્યા બોલી "હવે ભાઈ! ઘેર જાઓ ઘેર બેઠી બેઠી મા રડે છે ભાઈ! તમારા નસીબમા બાપના રાજમા રહેવાનુ લખ્યુ છે પણ હુ નસીબમા પરદેશ લખાવી લાવી છુ 'છોકરીના નસીબમા તો પરદેશ જ હોયને?"

એક બાજુ કન્યાનુ ચિત્ર છે, તો બીજી બાજુ રડતી માનુ ચિત્ર છે મા પૂછે છે —

કાહા તોહે છાડલ હે બિયારા આમાર

'હે મારી બેટી! તને કોને લા લઈ ગયા? એટલે દીકરીને વળાવવા આવેલા આડોશીપાડોશીએ આશ્વાસન આપ્યુ

> જે કર બાવાલિ બાછોયા સેહ લેવે જાય.
> ભાડાસા બેલ્લ રોયે રુકુમણિ માય
> કાહુ ન સુનીયે બેટી તોર નૂપુર ઝકાર

પાડોશણ કહે છે 'જેની જોડે જવાનુ એ નસીબમા લખાવી લાવેલી તેની જોડે એ ગઈ' પણ માનું મન માનતુ નથી એ તો રડતી રડતી પૂછે છે 'બેટા તારા નૂપુરનો ઝકાર કેમ સભળાતો નથી?' તુ ક્યા ગઈ?'

### બાળક જન્મ

બાળકજન્મનો ઉત્સવ ગરીબ તવગર બધા પોતપોતાની સ્થિતિ પ્રમાણે ઉજવે છે વરના માણસો અને આડોશીપાડોશીના હૃદયનો જે આનન્દ અને બાળક અને માતાને અભિનન્દન, જે ગીત દ્વારા વ્યક્ત થાય છે તે ગીતને 'સોહર' કહે છે સોહર ગીતમા અનેક નિરનિરાળા પ્રકારો છે ક્યારેક પ્રસૂતા સ્ત્રી જ ગાય છે, ક્યારેક પૌત્ર સુખદર્શનનો આનદ દાદીમા ગીતદ્વારા વ્યક્ત કરે છે, ક્યારેક, નિકટના સગાઓ કે પ્રસૂતા સ્ત્રીની બહેનપણીઓ, કે પડોશીઓ ગાય છે

પુત્રના કોડવતી એક સ્ત્રી ગાય છે કે —

> અગન બૈસાનૂ દેવ સૂરય માનાઈ
> એક પૂત દે ચૌકા ચઢ બૈઠુ હે
> સૂરય માનાવલુ, બાબુ જનમ લે
> બાજે માનન્દ બાધાવા.
> ઘોડીયા પગાઈ લૈ ઘોડ સારિયા
> ભૈસ પગાઈ લૈ બાથાન.
> ચઢત લાલ ઘોડા બાછોયા પર,
> ખેલતૈ ચૌકન કડૂઆ

"આગણે બેસીને મે સૂર્યદેવની આરાધના કરી પુત્રની માગણી કરી કારણુ હુ પુત્રવતી થાઉ તો શુદ્ધ થાઉં, ને ગધીને બધાને જગાડવાનો મને અધિકાર પ્રાપ્ત થાય સૂર્યદેવ પ્રસન્ન થયા ને મને પુત્ર જન્મ્યો, બધે આનદ આનદ થઈ રહ્યો મારો બાળક જન્મ્યો તે સમયે અમારી ઘોડીએ ને ભેસને પણ પ્રસૂતિ થઈ મારો દીકરો લાલ ઘોડાપર સવારી કરશે, જે નાનાપાડાની જોડે રમશે"

સસરાને સમાચાર પહોચતા જ એણે હુકમ છોડયો

> ઘોડીયા કે દેબૈ વાસ ભૂસા
> ભૈંસીયા મહિલવા,
> બડુયાકે દેબો આહરક; મધ પિપર હે

"ઘોડીને બરાબર વાસ આપજો, ભેસને ખોળ ને વહુમાને આદુ, મધ, ને પિપર આપજો" આ ગીતદ્વારા ગામડામા માનવના જેટલી જ કાળજી ને માનવપર છે તેવી જ પ્રીતિ પશુઓ પર રખાય છે તેની પ્રતીતિ થાય છે.

બીજુ એક ગીત છે વહુ ગર્ભવતી છે, સાસુ જુએ છે, ને સસરાને કાને વાત જાય છે બન્ને શકાશીલ બને છે

> વર પૈસી બહુરીઆ નેહારલ સાસુ
> "ચૌદી આઈલો ચૌડી આઈલો
> બહુયા કોન ચોર આઈલો ઘેર તોર,
> રતનારી રહીલો ગર્ભ"

વરમા આવીને વહુને ગર્ભવતી જુએ છે ને કહે છે, વહુ તારા ઓરડામા કયો ચોર આવ્યો ને તુ કોના સતાનની માતા થવાની?"

ચાલાક વહુ જવાબ આપે છે

> સાસુ સોને કે જાલવા બનાલિ
> ચોર વા બાઝાઇબો,
> લાનબૈ સાસુ તોર પાશ

"હે સાસુ, હુ સોનાની જાળ બનાવરાવીશ ને તેમા એ ચોરને પકડીને તમારી પાસે આણીશ."
પછી વહુ સોનીને બોલાવીને કહે છે

"મોર લાગી સોનાર ભાઈ, જાલિ બના દેહુ
બાઝાઈબો ચોર
ચિનહાઈબો સાસુ, કૌન ચોર આવે ઘર મોર"

"હું મારા સોનીભાઈ, મને એક જાળ બનાવી દે, કે જેમા હું ચોરને પકડી શકુ, ને મારી સાસુને બતાવુ કે કયો ચોર રોજ મારે ઘેર આવે છે"

પછી—

આધારાતી બિતાબૈ પહુર ગતી બિતબૈ
લલના ભોરકે રૂપે ચોર આકે પૈસાવે
સોને જાલ બાઝાઈ ગેયો

મધરાત વીતી ગઈ છે, લુબ્ધ ભમરો ઘરમા આવીને પેઠો છે, બરાબર એ જાળમા સપડાયો એટલે પછી નફ્ફટ પત્રવધુ સાસુને બોલાવે છે

કને ગેલા કિયા ભેલા
સાસુ હૈ ઠાકુરાઈન
એહિ ચોર ઘર મોર ઢુકાયે

"હે સાસુઠાકુરાની કયા ગયા તમે? આ ચોર મારી ઓલીમા આવ્યો છે તેને જુઓ તો ખરા"

સાસુ આવીને જુએ છે તો પોતાનો જ પુત્ર છે એ શરમાય છે, ને પુત્રને કહેછે

હૈ બેટા ઘર એઈલે
પુતહુ બડો સૈયાન
છિન લેતો બેટાયે અમાર

"બેટા તુ પાછો ઘેર આવ્યો? મારી વહુ બહુ ચાલાક છે, એણે જોને અમારી પાસેથી તને છીનવીને જકડી રાખ્યો છે તે" અહીં વહુને દોષ દેવાનુ સાસુ ચૂકતી નથી ચૂકે તો સાસુ શાની? આપણા ગુજરાતના લોકગીતોમા છે તેવી જ સાસુવહુની લડાઈ ત્યાના લોકગીતોમા પણ વ્યક્ત થઈ છે મનુષ્ય સ્વભાવ તો બધે સરખો જ છે ને? વળી અહિ પુત્ર પરણે એટલે માતાનો મટી વહુનો બને છે, ને તે માટેજ માતા પુત્રને એના ઉલ્લા વાકયોદ્વારા પાલંભ કરે છે. વહુ પ્રત્યક્ષ સ્વામીપર પોતાનુ પ્રભુત્વ છે. પોતાની જાળમાં એ કેવો સપડાયો છે તે સાસુને નજરોનજર બતાવે છે

બીજા એક ગીતમા એક કથા રહેલી છે જગલમા એક સ્ત્રી નૃત્ય કરતી હતી. કોઈ આગન્તુકનુ ચિત્ત એને જોઈને આકર્ષાયુ ને પેલીને પણ પેલો પરદેશી ગમી ગયો ને સાથે પતિપત્ની તરીકે રહેવા લાગ્યા. ત્યા પેલાની બહેને ભાઈને પત્ર લખ્યો "ભાઈ, એ જગલી સ્ત્રીને છોડીને ઘેર ચાલ્યો આવ નહિ તો તને ન્યાતબહાર મૂકશે" ભાઈએ જવાબ લખ્યો "ના, બહેન જંગલી સ્ત્રીનો ત્યાગ મારાથી થાય નહિ મને ન્યાતબહાર મૂકે તો ભલે મૂકતા મારી આખ ઠારનાર પુત્રની માતાનો ત્યાગ તે થાય!"

કહાકે જગલી પાતુરિયા
કહાકે રે નાચિ
નાચે લાગલો જગલી પાતુરિયા
રિઝાયલ ચિત્ત નાચી નાચીરે

બહેને લખ્યુ "ભાઈ છોડ દેહુ જગલી તિરીયા
ધરમ બાચન તમહિ.

ભાઈએ વળતો ઉત્તર લખ્યો

"નાહી છોડબો જગલી તિરિહા
ધરમ વા બાચે ના બાચે
જગલી કે જનમલ હરિલબા દેખે,
આખે સોહન લાગે

આમ બાળકની માતા થવાથી સ્ત્રીનુ માન ને પ્રતિષ્ઠા વધે છે તે પત્ની પ્રત્યેનો પતિનો પ્રેમ પણ બાળક જન્મતા વધે છે એટલા માટે જ બાળજન્મોત્સવનું આટલુ મહત્ત્વ છે

ચન્દ્રકાન્ત મહેતા



પ્રકાશક ચન્દ્રકાન્ત મહેતા, ભારતીય વિદ્યાભવન, ૩૩–૩૫, હારવે રોડ, મુ બઇ
મુદ્રક : ધીરુભાઈ દવાલ, એસોસીએટેડ એડવર્ટાઇઝર્સ એન્ડ પ્રિન્ટર્સ લિ, ૫૦૫, આરથર રોડ, તારદેવ, મુ બઈ ૭

# ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા

સંપાદકો
ચીમનલાલ શાહ
ચન્દ્રકાન્ત મહેતા

પુસ્તક ૪ | ઓક્ટોબર-નવેંબર ૧૯૪૭ | અંક ૧૧-૧૨

## ભારતીય સંસ્કારો અને તેનું ગુજરાતમાં અવતરણ

(શ્રી, દુર્ગાશંકર શાસ્ત્રીએ મુંબઈ યુનીવરસીટીના આશ્રયે, સપ્ટેમ્બર માસની તારીખ ૨ થી ૬ સુધી ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનો આપ્યાં હતા. તે પાંચે વ્યાખ્યાનોનો સારાંશ નીચે આપ્યો છે )

ઋગ્વેદકાલીન સમાજમાં સ્પષ્ટ વર્ણભેદ નહોતો. પણ આર્યો અને દસ્યુઓનાં ઝઘડા થયા જ કરતા, આર્યો અંદર અંદર પણ લડ્યા જ કરતા. છતા ખેતીનો ઠીક ઠીક વિકાસ થયો હતો. લોકો ભટકતા મટી સ્થિર થયા હતા. ગાડાં, ઘોડા, રથો વગેરે વાહનો ખૂબ વપરાતાં. કાંઈક સામાજિક વ્યવસ્થા ધંધાને અનુસરી થવા માંડી હતી. એ સમાજમાં લડાઈ, ઝઘડા, હિંસા, માંસાહાર, મદ્યપાન, વ્યભિચાર, જુગાર વગેરે દોષો મોટા પ્રમાણમાં હોય એમ લાગે છે. એમ છતાં એ દોષો છે એવું ભાન એ સમાજના સારાં માણસોને થયું નહોતું. લગ્નની સુંદર ભાવનાનો ઠીક વિકાસ થયો હતો. ધર્મ મોટે ભાગે ઈન્દ્રાદિ દેવોની અન્નદાન, શત્રુનાશ, આફતમાંથી રક્ષણ વગેરે માટે સ્વાર્થબુદ્ધિથી થતી પ્રાર્થનાઓરૂપ હોવાં છતા સાચી ધાર્મિકબુદ્ધિ પણ કવચિત જોઈ શકાય છે વળી કોઈક સૂક્તોમાં સાચી કવિતાકલા દેખાય છે છેલ્લા વખતનાં ઋગ્વેદનાં થોડાં સૂક્તોમાં સાચી જિજ્ઞાસા અને ફીલસુફીનાં બીજ જોઈ શકાય છે રમતગમત, સંગીત અને નૃત્યનો પણ તત્કાલીન સમાજમાં પ્રચાર હતો. ટુંકામાં નીતિ કે શીલ, ધર્મ, તત્ત્વજ્ઞાન અને લલિતકલાના સમાજ ને પામરતામાંથી ઉર્ધ્વ લઈ જનાર સંસ્કારોનો ઉદય ઋગ્વેદકાળમાં જ થઈ ગયો હતો.

ઋગ્વેદ પછીના બ્રાહ્મણકાળમાં ઋગ્વેદના સાદા યજ્ઞોને સ્થાને, વિધિની ઝીણવટ વગર સફળ ન થાય એવી માન્યતા સાથે તથા સ્વર્ગ, પુત્ર, ધન વગેરે અપાવવાની શક્તિ હોવાના બ્હેમથી પ્રેરાં ચેલા અને લાંબો વખત ચાલે એવા તથા હિંસાત્મક મોટા યજ્ઞોનું આખું જાળું. વિકાસ પામ્યું હતું. અને બ્રાહ્મણોનો મોટો ભાગ એમાં ફસાઇ ગયો હતો. પણ એજ સમયે થોડા પણ એવા વિચારક બ્રાહ્મણો ઋષિઓ હતા, જેઓ આ યજ્ઞ જાળથી અસંતુષ્ટ રહેતા હતા અને પોતે વિદ્યાર્થીઓને વિદ્યાદાન આપવામાં તથા વિદ્યાઓને શોધવામાં તથા પ્રાપ્ત કરવામાં જીવનની સાર્થકતા માનતા હતા. આ ઔપનિષદ ઋષિઓ વિદ્યામાત્રનો અપરા અને પરા એવો ભેદ પાડતા હતા. અને ઋગ્વેદાદિ જે વિદ્યાઓ તથા સમાજમાં પ્રચલિત ધનુર્વિદ્યા, વૈદ્યક વગેરે ધંધાની વિદ્યાઓને અપરાં વિદ્યા ગણતા હતા. ત્યારે અધ્યાત્મ વિદ્યાને પરાવિદ્યા ગણતા હતા. અને યાજ્ઞવલ્કય, ઉદ્દાલક, સત્યકામજાબાલ, ગાર્ગી વગેરે ઋષિઓએ આધ્યાત્મિક, સૃષ્ટિ વિષયક, માનસશાસ્ત્રીય અને ધાર્મિક ચિંતન: ચિત્તમા ઉંડા ઉતરીને, એકાગ્રતાથી ધ્યાન કરીને, તથા સત્ય, બ્રહ્મચર્ય, શમ, દમ, ઉપરતિ તિતિક્ષા વગેરે શીલ ગુણોને જીવનમાં ઉતારીને કર્યું. હતું. ભારતીય તત્ત્વજ્ઞાનનું બ્રહ્માત્મૈક્ય જ્ઞાન રૂપ સર્વોચ્ચ શિખર સરકરીને આ ઔપનિષદ ઋષિઓએ આધ્યાત્મિકતાના જે સંસ્કારનો વિકાસ કર્યો તે એવો ભારતીય જનોના જીવનમાં ઉંડો ઉતરી ગયો કે પછીના પચીશ સૈકાઓમાં જીવતો રહીને આજ સુધી જો કે વિરલ આત્માઓમાં પણ જ્વલંત રૂપમાં જોઈ શકાય છે.

### ભારતીય સંસ્કારોનો વિશેષ વિકાસ

પ્રાચીન ઉપનિષદોના જ છેલ્લા સમયમાં યોગ સાંખ્ય, શિવભક્તિ, વિષ્ણુભક્તિ વગેરે અનેક

કલ્યાણકર વિચારોનો વિકાસ થયો પણ આમાના ઘણા મતો જ્યારે વેદને માન્ય રાખીને પ્રવર્ત્યા હતા ત્યારે કેટલાક મતો વેદને ધ્યાનમા ન લઈ પ્રવર્ત્યા હતા જેમા બૌદ્ધ અને જૈન ધર્મોની આ દેશના પછીના સાસ્કૃતિક ઇતિહાસ ઉપર ઘણી અસર થઈ છે આ બન્ને ધર્મોનુ સાસ્કૃતિક મહત્ત્વ જ ટુકામા જોઈએ સત્ય, ત્યાગ, બ્રહ્મચર્ય, શમ, દમ આદિ શીલ ગુણોની આત્મજ્ઞાન માટે આવશ્યકતા ઉપનિષદોએ કહી જ હતી પણ તેમા જ્ઞાન ઉપર વિશેષ ભાર મુક્યો હતો. 'જ્ઞાન વગર મુક્તિ ન થાય' એવુ ઉપનિષદોનુ કથન છે પણ ભગવાન બુદ્ધે શીલ ઉપર મુખ્ય ભાર મુકયો નિર્વાણ શીલથી જ પામી શકાય વિદ્યા ઉપકારક ખરી પણ ગૌણ મુખ્ય સાધન તો શીલ આત્મજ્ઞાન અને બ્રહ્મજ્ઞાનની અનાવશ્યકતા દર્શાવતા બૌદ્ધશાસ્ત્રમા દાખલો આ તો કે બાણ વાગ્યુ હોય ત્યારે એ કોણે માર્યું ? કઈ જાતનુ છે ? કોણે તૈયાર કર્યું વગેરે પ્રશ્નો ન પૂછતા એને કાઢી નાખવુ એ જ સાચો માર્ગ છે તેમ આ સસારમા દુ ખ છે જ પછી એ દુ ખ જેને થાય છે તે આત્માનુ સ્વરૂપ શુ ? જેમા આ દુ ખ છે જ તે કોણે ઉત્પન કર્યું વગેરે પ્રશ્નોનુ સમાધાન ખોળવાનો પ્રયત્ન ન કરતા નિર્વાણની ઇચ્છાવાળાએ તો દુ ખના દૂર કરવાના ઉપાય તરીકે શીલનો સતત અભ્યાસ કરવો એ બૌદ્ધ ધર્મનો પ્રધાન ઉપદેશ છે. આ રીતે કલ્યાણકર સસ્કાર તરીકે શીલની સ્થાપના એ બૌદ્ધ ધર્મનુ ભારતીય સસ્કારોમા વિશિષ્ટ અર્પણ છે

શીલ ઉપર ભાર મુકવામા જૈન ધર્મ, બૌદ્ધ ધર્મ જેવો જ આગ્રહી છે પણ અહિંસા ઉપર જૈન ધર્મે વિશેષ જોર આપ્યુ છે પછી બૌદ્ધ અને જૈન ધર્મના વિકાસ કાળમા એટલે ઈ સ પૂર્વે છઠ્ઠાથી બીજા શતક સુધીમા વૈદિક ધર્મસૂત્રો રચાયા છે તથા મહાભારત રામાયણના જૂના ભાગની રચના થઈ છે સૂત્રકારોએ વર્ણાશ્રમ વ્યવસ્થાની આદેશમા સ્થાપના કરી કર્માનુસાર એટલે કે ધધાનુસાર વર્ણવિભાગની વ્યવસ્થા, વિદ્યા અને શીલની મહત્તાની સ્થાપના પોતપોતાના કર્તવ્યમા લોકો સ્થિર રહે એવી યોજના વગેરે સદંશો આ વ્યવસ્થામા છે જ્યારે આશ્રમ વ્યવસ્થા તો ભારતીય જ છે લૌકિક વ્યવહારની બહાર વિદ્યા, ત્યાગ અને પરમાર્થ તરફ સમાજને વાળવાનો આશ્રમ વ્યવસ્થાનો આશય છે. મહાભારત રામાયણ વર્ણાશ્રમ વ્યવસ્થાની બાબતમા ધર્મસૂત્રોને અનુસરે છે. પણ એ મહાગ્રન્થો રચાયા ત્યા સુધી વર્ણવ્યવસ્થાના બધનો દૃઢ નહોતા થયા એમ તે ગ્રન્થોમાથી જ દેખાય છે પણ આ મહાગ્રન્થોએ કૌટુમ્બિક સબધો રાજધર્મ, યુદ્ધધર્મ, વગેરેના ઉચ્ચ સસ્કારો ઘડવાનુ ખરુ કાર્ય કર્યું છે પત્નીનો આદર્શ પોતાની પ્રતિજ્ઞામાથી પ્રાણાન્તે પણ ન ચળવાની બુદ્ધિ, ભાઈ, મિત્ર, સેવક, પિતાપુત્ર વગેરે સબધોમા કેવુ વર્તન આદર્શ ગણાય એ બધુ રમણીય રીતે રામાયણ મહાભારતે કહ્યું છે. કાવ્યનો આદર્શ પણ આ ગ્રન્થોએ પછીના કવિઓને આપ્યો છે યોગ, ભક્તિ, સાખ્ય અને વેદાતના વિચારો આ કાળમા ઉપનિષદોથી આગળ વધ્યા છે

## ભગવદ્ગીતામાં વિવિધ સંસ્કારોનો સમન્વય તથા ભારતીય સસ્કારોના મૂર્ત આવિષ્કારો.

ભગવદ્ગીતા મહાભારતનો એક કટકો છે અને મહાભારત રચનાના મધ્યકાળમા એની રચના થઈ છે. પણ એ ટુકો ગ્રન્થ મહાભારતનો શિરોમણિ છે એટલુ જ નહિ પણ આ દેશના ધાર્મિક સાહિત્યમા ગીતા અદ્વિતીય છે સામાન્ય પઠિતજન ગીતા વાચીને સતોષ અનુભવે છે ત્યારે શકર, રામાનુજ આદિ ધર્માચાર્યોએ ગીતાને પ્રમાણ ગ્રન્થ ગણ્યો છે અહીં તો આદેશના સાસ્કૃતિક ઇતિહાસમા ગીતાનુ જે અસાધારણ સ્થાન છે તેની જ ટુકામા નોધ લીધી છે ગીતાના કાળ સુધીમા જ્ઞાન, કર્મ, ભક્તિ, યોગ અને શીલ જેવા ભવ્ય સસ્કારોનું સ્વરૂપ બધાયુ હતુ તેનુ અતિ ઉચ્ચ ભૂમિકા ઉપરથી રહસ્ય પકડીને ગીતાકારે એ સર્વનો અપૂર્વ સમન્વય સાધ્યો છે ગીતાની એ સમન્વયમા જ મહત્તા છે ગીતાનો જ્ઞાની સ્થિતપ્રજ્ઞ ગીતાનો યોગી, ગીતાનો કર્મયોગી અને ગીતાનો પરમભક્ત એ સર્વના ગીતાપ્રોક્ત લક્ષણોની સમાનતા આ સમન્વય સૂચક છે જ્ઞાન, યોગ, ભક્તિ અને કર્મયોગ એ ચારેયથી જેનુ ચિત્ત સસ્કારી થયુ હોય તેને જ ગીતા યોગી, ભક્ત કે સ્થિતપ્રજ્ઞ કહે છે આપણે તેને જ સાચો સસ્કારી પુરુષ કહીએ આ માણસમા બુદ્ધિ, લાગણી, ક્રિયા શકિત વગેરેનો સમાન વિકાસ થયો હોવો જોઈએ સમત્વ યોગ ઉચ્યતે.

ગીતાએ સાધેના આ સસ્કાર સમન્વયે પાછળના ભારતીય સંસ્કારોના ઇતિહાસ ઉપર ભારે અસર કરી છે. ઉપર જેનો વિચાર કર્યો તે ભારતીય સસ્કારોથી સસ્કૃત ચિત્તવાળા સમર્થ માણસોએ વિદ્યાઓ અને કળાઓના ભય અને રમણીય આવિષ્કારોનું જે સર્જન કર્યું તેમા જ્યોતિષ અને આયુર્વેદ જેવા વિજ્ઞાનો, ન્યાય, વૈશેષિક, સાખ્ય યોગ અને વેદાત જેવા દર્શનો, કવિતા, સગીત નૃત્ય, શિલ્પ અને સ્થાપત્ય જેવી કલાઓનો સમાવેશ થાય છે આ આવિષ્કારોમાથી કેટલાકનો આરભ છઠ્ઠ ઇ સ. પૂર્વે પાચમા છઠ્ઠા શતકમા થયો છે પણ એનો સામાન્ય રીતે પરમ ઉન્નતિનો કાળ ઇ. સ પૂર્વે ૨૦૦ થી ઇ સ ૭૦૦ વચ્ચે હતો અને કોઇ વિદ્યાકલાનો તદ્દન અસ્ત નથી થયો પણ કોઇ કોઇની અવનતિ ઇ. સ પાચમા છઠ્ઠા શતકમા અને ઘણાની ઇ સ ૯મા શતક પછીથી થઇ છે એ ચોક્કસ છે

આ આવિષ્કારોમા મૂર્ત થતી ભારતીય સસ્કૃતિ ઇ. સ પૂર્વે ત્રીજા શતકમ ઘણુ કરી અશોક મહારાજના ધર્મપ્રચારે આપેલા ઉત્તજનથી તથા તેના દૃષ્ટાન્તની અસરથી સમગ્ર ભારતવર્ષમા અને કદાચ સીલોનમા પણ પ્રસરી ગઇ હતી અને પછી અનેક ધર્મવીરો અને સસ્કારવીરોએ ભારતીય સસ્કૃતિનો ઉત્તરમા તિબેટમા, ચીનમા મધ્ય એશિયામા, પશ્ચિમમા ઇરાનમા અને મેસોપોટેમિયામા, તથા પૂર્વમા બ્રહ્મદેશમા, મલાયામા, જાવા, સુમાત્રા, કમ્બોડીઆના દ્વીપોમા એમ દૂર દૂર સુધી ભારતીય સસ્કૃતિનો ઈ. સ છઠ્ઠા સાતમા શતક સુધીમા પ્રચાર કરી દીધો

## ભારતીય સંસ્કૃતિનું ગુજરાતમાં અવતરણ.

પૌરાણિક કથાઓમાથી ગુજરાત–કાઠીઆવાડમા આર્યોના આગમનનો યથાર્થ ઇતિહાસ ઉકેલવો સહેલો નથી પણ મહારાજા અશોકના વખતથી બૌદ્ધધર્મના ઉપદેશકો ગુજરાતમા આવવા માડયા હશે, કદાચ તે સાથે જ વૈદિક બ્રાહ્મણો પણ આ તરફ આવ્યા હશે પછી જૈનો આવ્યા પણ વૈદિક, બૌદ્ધ અને જૈન સર્વ પ્રકારના સસ્કારોનો ગુજરાતમા પ્રચાર થયો હોવાની ચોક્કસ નિશાનીઓ તો ગુપ્ત અને વલભી સમયમા મળે છે અને પછી તો ગુજરાતના સળગ ઇતિહાસમા ભારતીય સસ્કારોના ભિન્ન ભિન્ન પ્રવાહોના ઝરણાઓ વહેતા જોઇ શકાય છે બૌદ્ધધર્મ પોતે આ દેશમાથી ક્યાક આઠમા નવમામા અને ક્યાક બારમા તેરમામા લુપ્ત થઇ જાય છે પણ એના અહિસાદિ સસ્કારો પ્રજા જીવનમા રહી જાય છે

## કુસંસ્કારો અને ભાવિ આશા.

જે ઋગ્વેદકાળમા પહેલા જોયુ તેમ ધર્મ, ફીલસુફી, કવિતા, સગીત વગેરેના શુભ સસ્કારોનો ઉદય થયો તે જ કાળે સમાજના જુદા થરમા અને એજ થરના બીજા લોકોમા દાનબ્રાહ્મણોમા પણ રોગો, અકસ્માતો અને કુદરતી આફતો તથા ખરાબ સ્વપ્ના જેવી સાદી વાતો રાક્ષસો અને ભૂતોથી થતી હોવાના તથા જાદુઇ માદળિયા, મત્રો વગેરેથી ભૂતોની પીડા દૂર થતી હોવાના વહેમો ચાલતા હતા આ વહેમોની વાતો અથર્વવેદમા વણી છે એ કાળથી આજસુધી આ વહેમો ચાલુ રહ્યા છે, એટલુ જ નહિ પણ શકુન, અપશકુન, શાપ, મારણવિદ્યા વગેરે ઘણા નવા વહેમો ઉમેરાઇને વહેમોનુ એક જાળુ રચાઇ ગયુ અજ્ઞાન ગામડિયા અને નીચલા થરના લોકોમા વહેમોનું જોર વધારે. પણ ઉચા વર્ણોએ વહેમોને વશ ખરા તેમા સ્ત્રીઓ વધારે વહેમી પણ ભણેલા પુરૂષો પણ વહેમોથી તદ્દન મુકત હોય એવા દાખલા વિરલ. આ વહેમો ઉપરાત યજ્ઞમા હિસાના, યોગમા સિદ્ધિઓના, કાપાલિક, શૈવ અને વામ શાકત માર્ગમા માસાહાર, પશુબલિદાન, મદ્યપાન, વ્યભિચાર જેવા કુસસ્કારો, ભકિતમાર્ગમા ચમત્કારની માન્યતા અને ગુરૂભકિતની અતિશયતા, વેદાતમા દભ, પ્રારબ્ધવાદમા અકર્મણ્યતા વગેરે અનેક પ્રકારના કુસસ્કારો, મૂળ શુભસસ્કારોને વળગીને પણ ફેલાઈ ગયા

બીજી તરફથી કુસસ્કારોને દૂર કરીને શુભ સસ્કારોને સ્થાપવાનુ મુખ્ય સાધન જે વિદ્યાદીપ તે આ દેશમા ભારતીય સસ્કારોના પરમ ઉન્નતિ કાળે વિદ્યાઓ અને કલાઓમા જે મૌલિક પ્રતિભા જોવામા આવતી હતી તે પાછલા કાળમા અદૃશ્ય થઇ ગઇ છે કેટલીક વિદ્યાઓમા પાચમા શતક પછી નવુ સશોધન અટકી ગયુ જ્યારે કેટલીકમા નવમા શતક પછી અટકી ગયુ અને નવુ સશોધન અટકયા પછી વિદ્યાઓ નિર્જીવ થઇ ગ, કલાઓમા પણ સસ્કૃત કવિતા અને નાટકમા આઠમા શતક પછી

પહેલાની મૌલિકતા નથી દેખાતી. ચિત્ર અને શિલ્પ કલા પણ લગભગ એ વખત પછી ઉતરવા માડી એક સ્થાપત્ય કલામા ઠીક ચેતન જળવાઈ રહ્યુ હતુ પણ કેળવણી ખૂબ સકુચિત થઈ જવાને લીધે અને વિદ્વાનો પ્રત્યક્ષ સાથે સબધ છૂટી જવાથી પાડિત્ય પાગળુ અને વ્યવહાર આધળો એવી દશા થઈ અને આદેશની બુદ્ધિ ઉતરતા ઉતરતા ૧૮મા શતકમા નીચામાં નીચી કક્ષાએ ઉતરી ગઈ

અનેક જાતના વહેમોના જાળા, શાસ્ત્ર અને રૂઢિના ન તુટી શકે એવા બધનો, ટુકી હતપ્રાયબુદ્ધિ, અજ્ઞાન, આળસ ભેદકારી અત્યત સકુચિત અને સ્વાર્થી દ્રષ્ટિ અને મોગલ પડતીના વખતની ભય કર અધાધુધી, આ બનાવોથી થયેલી દેશની દુર્દશાનુ બિગીશો સાથેના વર્ષણથી આ દેશના જે મહાપુરૂષને વ્હેલું ભાન થયુ તે રાજા રામમોહનરાયની સુધારાની પ્રવૃત્તિઓથી આધુનિક જાગૃતિનો યુગ શરૂ થયો છે બગાળામા પ્હેલી આવેલી જાગૃતિ, ઇ સ ૧૮૪૪–૫૦ મા દુર્ગારામ મહેતાજી આદિદ્વારા ગુજરાતમા આવી પછી તો કવિ નર્મદ આદિની સામાજીક સુધારાની પ્રવૃત્તિઓ, થીઓસોફીકલ સોસાઇટી, આર્યસમાજ આદિની ધાર્મિક સુધારાની પ્રવૃત્તિઓ કેળવણીનો તથા નવા પાશ્ચાત્ય સાહિત્યની અસર વાળા સાહિત્યનો વિકાસ વગેરે વિવિધ બળોની અસર વડે નવા પ્રભાતનો ઉદય થયો પણ આ જાગૃતિના ઉજ્જવળ રૂપની સૂચક તો પ્રાચીન ભારતીય સસ્કારોના મુકુટમણિ જેવા આધ્યાત્મિક સસ્કારો જેઓમા પ્રજ્વળી ઉઠ્યા છે એવા રામકૃષ્ણ પરમહસ અને વિવેકાનદથી શરૂ થયેલી પરપરામા અત્યારે પણ રમણ મહર્ષિ, યોગી અરવિંદ ઘોષ આદિ છે એ હકીકત છે પણ જે મહાપુરૂષે પોતાનામા ગીતાએ ઉપદેશેલ કર્મયોગ, ભક્તિ, મનોનિગ્રહ અને સત્ય, અહિંસાદિશીલનો મહાન સમન્વય સાધ્યો છે અને એ રીતે ભારતીય સસ્કાર સમન્વયની મૂર્તિ જેવા જેઓ છે તે મહાત્મા ગાધીના પુણ્ય સ્મરણથી આ વ્યાખ્યાનોની સમાપ્તિ કરવી યોગ્ય છે

આ જમાનામા જ્યારે હિસાયુદ્ધની હિસાજ નહિ પણ પજાબના તોફાન જેવી ભાઈ ભાઈ વચ્ચેની વૃદ્ધ સ્ત્રી બાળકોની હિસા, અસત્ય વ્યવહાર માત્રમા વ્યાપેલુ અસત્ય, દભ, નીતિના નિયમો વિષે બેપરવાઈ વગેરે દોષો અને સસ્કાર હીનતાની આ દેશમા તથા અન્ય દેશોમા વ્યાપકતા જોતા મહાત્મા ગાધી જેવો એક મહાપુરૂષ હોય અને પ્રજાનો મોટો ભાગ ઉચ્ચતર લક્ષ્ય વગરનો અલ્પ સસ્કારી, પ્રમાદી, અર્થકામ પરાયણ અને ભીરૂ હોય તો આપણો ઉદ્ધાર થવાનો કશો સભવ નથી પણ જ્યારે જનતામા ઘણા માણસો ઉપર કહેલા દોષોથી મુક્ત ખાસ તો નિર્ભય પ્રકૃતિના થશે ત્યારે જગતમા સુખ અને શાન્તિ વ્યાપક થશે. જ્યા અભય ત્યા એજ શાતિ



## પુસ્તક પરિચય

**The Indian Literatures of To day — A Symphosium–Published by the International Book House Ltd for P. E N All India Centre**

૧૯૪૫મા જયપુરમા ભરાયલા અખિલ ભારત લેખક અધિવેશનમા હિન્દના નિરનિરાળા સાહિત્ય વિષેના નિબધો અહીં પુસ્તકકારે સગ્રહાયલા છે એમા ગુજરાતી સાહિત્ય વિષે શ્રી જયન્તકૃષ્ણ દવેએ લખ્યુ છે આ પ્રકારનું લખાણ ગુજરાતી સાહિત્ય વિષે જાણવા ઇચ્છનાર અન્યપ્રાતના વાસીઓ માટે માર્ગદર્શન રૂપે હોઈ અહીં ગુજરાતી સાહિત્યનુ દર્શન કૌતુક છે એ જોવા પ્રયત્ન કર્યો છે

લેખકે ગુજરાતી સાહિત્યના ત્રણ યુગો પાડ્યા છે ૧૮૫૦ થી ૧૮૮૫ સુધીનો પહેલો, ૧૮૮૫થી ૧૯૧૪ સુધીનો બીજો, ને ૧૯૧૪થી અત્યાર સુધીનો ત્રીજો. આ યુગમા પ્રથમ યુગનુ આલેખન સાધારણ રીતે ઠીક થયુ છે બીજા વિભાગનુ આલેખન નબળુ છે જ્યારે ત્રીજા વિભાગનું આલેખન થયુ જ નથી એમ કહીએ તો ચાલે, ને જે થયુ છે તે અત્યત ઉતરતી કોટિનું છે એમા નથી પૂરતી વિગતો, નથી પ્રવર્તમાન સાહિત્યના બળો ને વલણોનું ઐતિહાસિક દિગ્દર્શન

પ્રથમ યુગના આલેખનમા નીચેની મહત્ત્વની વિગતોના અભાવને લીધે એ યુગનું દર્શન અધૂરુ લાગે છે

નર્મદની આત્મકથા 'મારી હકીકત', એના નિબંધો ને ડાંડીયા દ્વારા એણે શરૂ કરેલું પત્રકારત્વ; એનાં નાટકો; નવલરામનું વીરમતી નાટક, એમણે કરેલું મેઘદૂતનું ભાષાન્તર ને એમની ગરબીઓ; આપણે ત્યાં પહેલા પ્રવાસ સાહિત્ય તરીકે મહીપતરામનું ઇંગ્લેંડનો પ્રવાસ, ને એમનો ભવાઈ સંગ્રહ; ને સાસુવહુની લડાઈ; દોલતરામ પંડ્યાનું 'ઇન્દ્રજીતવધ'.

બીજા યુગના આલેખનમાં આટલાનો ઉલ્લેખ નથી. ગોવર્ધનરામનું સ્નેહમુદ્રા, તથા Classical poets of Gujrat; મણિલાલનું કાન્તા નાટક ને એમનાં કાવ્યો; સુરીવાદી કવિ બાળાશંકર, તથા સુરીવાદને ગઝલની મણિલાલ, બાળાશંકર તથા કલાપી પર અસર; વિવર્તલીલામાં નરસિંહરાવની નિબંધકળા, તથા સ્મરણમુકુરમાં એમનાં રેખાચિત્રો, મનોમુકુરના ચારભાગોમાં એમનાં વિવેચન લેખો, રમણભાઈનુ હાસ્યમંદિર ને એમનાં કાવ્યો, કલાપીનું કાશ્મીરનો પ્રવાસ, તથા એમનું પત્રસાહિત્ય; પ્રો. ઠાકોરની ટૂંકી વાતોઓ ને અંબાલાલનું જીવનચરિત્ર; બોટાદકર; ક્રમળાશંકર; રણજીતરામ વાવાભાઈ.

બીજા યુગમાં ઉપર દર્શાવ્યું તેમ કેટલીક હકીકતો વિસરાઈ ગઈ છે એટલુંજ નહિ પણ કેટલીય ઉલ્લેખેલી હકીકતો ખોટી, તો કેટલીક અર્ધી સાચી છે.

જેમકે :—પૃ. ૩૪ પર રમણભાઈ નીલકંઠ વિષે લખ્યું છે," He was the editor of monthly Vasant for a long time" આ ખોટું છે. રમણભાઈ જ્ઞાનસુધાના તંત્રી હતા.

કાન્તના ખંડકાવ્યનો પરિચય આપતાં લેખક જણાવે છે કે "He introduced Khand Kavya, a short descriptive poem with poetic dialogues with different metres".

કાન્તનું ખંડકાવ્ય એ માત્ર વર્ણનાત્મક કાવ્ય નથી. વર્ણન તો કાવ્યનો મુખ્ય અંશ સંઘર્ષ તેને પોષવા જ આવે છે. મુખ્ય અંશ તો જેમાં મનોમંથન, માનવી ને વિધાતા વચ્ચેનો સંઘર્ષ એ દર્શાવી શકાય એવું કથાતત્ત્વ છે. આ સાથે કાન્તના સમકાલીન તથા અનુગામી કવિઓ પર ખંડકાવ્યની જે અસર થઈ છે તેનો ઉલ્લેખ જરૂરી હતો.

નાનાલાલના અપદ્યાગદ્ય વિષે એઓ કહે છે કે, "His prose or apadyanadya is rhythemetic and stately. many have tried to imitate it but failed." અહીં નાનાલાલના અપદ્યાગદ્યને ગદ્ય કહ્યું છે. જ્યારે પૃ. ૩૮ પર લેખક અપદ્યાગદ્યને Blank verse તરીકે ઓળખાવે છે, જે પરસ્પર વિસંવાદી છે. વળી પૃથુ હ. શુકલ કે સુમતિ સિવાય બીજા કોઇએ નાનાલાલના અપદ્યાગદ્યનું અનુકરણ કર્યું નથી. હા. જ્યોતિન્દ્ર દવેએ તથા ખબરદારે ઉપહાસ કાવ્યો એ શૈલીમાં લખ્યાં છે, ને તેમાં એ લેખકો સફળ થયા છે. એટલે લેખકે કહેવું જોઈતું હતું કે, "એ શૈલીનો ઉપહાસ સફળતાથી થઈ શકે છે."

શ્રી. મુનશીએ પ્રણાલિકાભંગ ઉપદેશ્યો છે એ વાત સાચી, પણ એમની કૃતિઓમાં તો એઓ પ્રણાલિકાભંજકને બદલે પ્રણાલિકારક્ષક લાગે છે. કારણ કે, એમનાં આઝાદ લાગતાં માની સ્ત્રીપાત્રો—મંજરી, શશી, અરૂંધતી, વગેરે—આખરે તો પુરુષની શરણાગતિ સ્વીકારે છે; વેરની વસુલાતમાં શીરીન જગતની સહચારિણી બધી રીતે થવા યોગ્ય છતાં એને લેખકે જગત જોડે પરણાવવાનો પ્રણાલિકા ભંગ કર્યો નથી; 'પુરંદર પરાજય'નું વસ્તુ ને તેમાં છેવટે સુકન્યાને થતું ભાન; કાકાની શશીમાં મનહરલાલ શેઠના વિચારો; 'છીએ તે જ ઠીક'માં અર્વાચીન જમાના પરનો કટાક્ષ; ઉપલા કથનની પ્રતીતિ કરાવશે.

ગુજરાતી સાહિત્ય વિષેનું આ લખાણ વાંચતાં જાણે ૧૯૩૦ પછીની સાહિત્યિક પ્રવૃત્તિ તથા બળોની લેખકને કશી માહિતી જ નથી એવું લાગ્યા વિના રહેતું નથી. કારણ ૧૯૪૫નો કોઈપણ લેખક ઉમાશંકર, સુન્દરમ્, સ્નેહરશ્મિ, બેટાઈ, મનસુખલાલ ઝવેરી, વગેરેની કાવ્યપ્રવૃત્તિ માટે એક જ પંક્તિમાં જ ઉલ્લેખ કરે એ સંભવિત નથી. કાકાસાહેબની અનેક વિષયોને સ્પર્શતી, સાહિત્યપ્રવૃત્તિને માટે ફક્ત ચાર પંક્તિઓ જ હોય ને તેમાં પણ એમણે ક્યા ક્યા વિષયો પર લખ્યું છે તેનો પણ ઉલ્લેખ ન હોય, ને શ્રી. મુનશી માટે એક પાનું હોય, ત્યારે પ્રમાણનો અભાવ પણ આપણને સાલવાનો જ.

અર્વાચીન યુગમાં નીચ નાનો ઉલ્લેખ નથી એ આ ગ્રન્થની ગંભીરમાં ગંભીર ઉણપ છે.

કવિઓમાં કરસનદાસ માણેક, ઇન્દુલાલ ગાંધી, પૂજાલાલ; શેષ; નાટકકારોમાં યશવંત પંડ્યા, ઉમાશંકર; શ્રીધરાણી ને ઇન્દુલાલ ગાંધી; વાર્તા લેખકોમાં, સ્નેહરશ્મિ, સુન્દરમ્, ઉમાશંકર, પન્નાલાલ, ગુલાબદાસ બ્રોકર, માણેક, ચુનીલાલ મડીઆ; ઇશ્વર પેટલીકર; વિવેચકોમાં, વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, અનંતરાય રાવળ, મનસુખલાલ ઝવેરી, ડોલરરાય માંકડ; ઐતિહાસિક નવલકથાકારોમાં ચુનીલાલ વર્ધમાન શાહ, ગુણવંતરાય આચાર્ય; સામાજિક નવલકથાકાર તરીકે મેઘાણી, સોપાનઃ ઇત્યાદ; આત્મકથા લેખક તરીકે, નર્મદ, કાકાસાહેબ, નારાયણ હેમચન્દ્ર; જીવનચરિત્રના લેખક તથા અનુ. વાદક તરીકે મહાદેવભાઈ; બાલસાહિત્ય માટે ગિજુભાઈ; કેટલાં નામ ને કૃતિઓ ગણાવીએ ?

ખોટાં વિધાનો પણ આ યુગના આલેખનમાં છે મેઘાણીએ બંગાળી નવલકથાઓનાં ભાષાંતર કર્યાં છે એમ જણાવ્યું છે. તે ખોટું છે. મેઘાણીએ દ્વિજેન્દ્ર રાયનાં બંગાળી નાટકોનાં ભાષાંતરો કર્યાં છે. નવલકથાનાં નહિ. ગુરુદેવની કવિતાના કાવ્યાનુવાદ કર્યા છે. એમની નવલકથાઓનાં નહિ.

આ પરથી ૧૯૩૦ પછીના બધા જ સાહિત્યકારોને, આ ગ્રન્થના લેખકે ભારે અન્યાય કર્યો છે તે સ્પષ્ટ થશે. આ જાતનું લખાણ કોઈ અધિકારી, પોતાના વિષયનું જેને સર્વગામી જ્ઞાન હોય, જે કશાય પૂર્વગ્રહ કે પક્ષપાત વિના સમભાવથી નિરૂપી શકે એવા લેખકને હાથે થવું જોઈએ.

●

## ૧ ભગવાન પરશુરામ*

આજે મારે જે બે પુસ્તકોનો પરિચય કરાવવાનો છે તેમાંનું પહેલું તે શ્રી. કનૈયાલાલ મુનશીની ટૂંક સમય પહેલાં જ પ્રસિદ્ધ થયેલી નવલકથા 'ભગવાન પરશુરામ' છે. વૈદિક અને પૌરાણિક સાહિત્યમાં, આર્ય સંસ્કૃતિના આરંભકાળથી માંડીને તે સંસ્કૃતિનાં મૂળ દૃઢ થયાં ત્યાં સુધીના ઇતિહાસનું જે પ્રતિબિંબ મળે છે, તેનું દર્શન કરવા અને કરાવવા 'ની શરૂઆત મુનશીએ ૧૯૨૨ માં 'પુરંદર પરાજય' લખીને કરી. ઋગ્વેદ–પૂર્વકાળથી માંડીને મહાભારતના સમય સુધીની–શુક્રાચાર્યથી ઔર્વ સુધીની, આર્ય સંસ્કૃતિને સ્થાપનારી અને સ્થિર સ્વરૂપ આપનારી, 'ગગનસ્પર્શી માનવતા' ધરાવતી વ્યક્તિઓનાં દર્શન કરાવતી મુનશીની જે દશેક કૃતિઓ છે, તેમાંથી પ્રસ્તુત નવલકથામાં વૈદિકકાળ અને બ્રાહ્મણકાળની સંધિ-રેખા પર આવતા ભાર્ગવ પરશુરામનુ પહેલા ત્રીશ વર્ષનું જીવનચિત્ર તેમણે આપ્યું છે.

પુરાણકથાઓમાં વસિષ્ઠ, વિશ્વામિત્ર, અગસ્ત્ય, અરુંધતી, પરશુરામ વગેરે પાત્રોનું જે ચિત્ર મળે છે તે કેટલેક અંશે આપણને અગમ્ય રહે છે. તેમના સંબંધે જે પ્રસંગો આપેલા છે, તે એવી ભાષામાં અને એવી ઘટનાઓથી ભરેલા છે કે અર્વાચીન માનસ આ મહાપુરુષોની મહત્તાનો તદ્દન અસ્પષ્ટ ખ્યાલ જ બાંધી શકે. સાથે એ પણ ખુલ્લું છે કે ચારેક હજાર વરસનું વય ધરાવતી જે મહાસંસ્કૃતિ તેના મહાન આદર્શો ને પ્રાણવાન ભાવનાઓ વડે તેના નિત્યનવીન સ્વરૂપ અને સ્થળકાળથી પર એવાં મૂલ્યો વડે જગતની સંસ્કૃતિઓમાં પહેલું સ્થાન પ્રાપ્ત કરવાની અધિકારી છે, તે સંસ્કૃતિનું સ્વરૂપ ઘડનારાં પુરુષો અને સ્ત્રીઓ સામાન્ય વ્યકિતત્વવાળાં નહીં હોય. મુનશીની પૌરાણિક કૃતિઓ મનુષ્યેતર સૃષ્ટિનાં અને મેળ વગરનું વ્યકિતત્વ ધરાવતાં લાગતાં આ પુરુષો અને સ્ત્રીઓને જીવંત રુપે આપણી સમક્ષ રજૂ કરે છે. તેમની મહત્તા કોઈ દૈવી ચમત્કારોને કે માનવીને અપ્રિય એવા કોઈ શકિતસ્રોતને અધીન નથી. તેઓ પણ આપણા જેવા જ માટીનાં માનવી છે, વૃત્તિઓ, આવેશો ને ભાવનાઓથી ભરેલાં સુખ ને દુઃખ, જય ને પરાજય ઇચ્છા ને આકાંક્ષા એ સૌથી આપણી જેમ જ સ્પર્શાતાં. અને છતાં જે માટીમાંથી આ પ્રચંડ પૌરાણિક પાત્રો ઘડાયાં છે તે આપણી માટીથી કાંઈક જુદી છે. એમનામાં જે અણખૂટ શકિત છે, અદમ્ય આત્મબળ છે, પોતાના યુગને માપી લેતી અને તેને પેલે પાર જોઈ શકતી આર્ષદૃષ્ટિ છે, સંસ્કૃતિનાં વહેણોને યોગ્ય દિશામાં વાળવાનું તેના પર બાઝી ગયેલી લીલને ને તેના પ્રવાહને રુંધતા કળણકચરાને દૂર કરવાનું જે પાવનકારી ઓજસ

* ઓલ ઇંડિયા રેડિઓની અનુમતિથી પ્રસિદ્ધ.

છે, તે તેમને આપણાથી ભિન્ન કક્ષાના હોવાનું— તેમની માનવતા અસાધારણ હોવાનું પુરવાર કરે છે

પરશુરામ વિશે રામાયણ વગેરેમાથી જે સ્થૂળ, તૂટીફૂટી સામગ્રી મળે છે, તે જોઈને મુનશીના મનમા પ્રશ્નો થાય છે કે "પરશુરામમા એવુ કેવુ વ્યક્તિત્વ હતુ કે સમસ્ત પ્રજાના સ્મરણોમા એની પ્રચંડતા અંકિત થઈ રહી છે? વીરોમા એ વીરોત્તમ કેમ લેખાયા? અઘોરીઓમા પૂજ્ય કેમ મનાયા? શસ્ત્રવિદ્યાના મહાગુરુ તરીકે આખુ આર્યમાનસ એમને કેમ સ્વીકારતુ? એને નામે ક્ષેત્રો કેમ સ્થપાયા? એમા એવી શી વિશિષ્ટતા હતી કે રામ અને કૃષ્ણની સાથે એ ઈશ્વર અવતાર લેખાયા? નક્ષત્રીઓની દંતકથા પાછળ એવા ક્યા મોટા પરાક્રમો છુપાયા છે કે જેથી તેની સ્મૃતિ અમર રહી છે?" આ સૌ પ્રશ્નોનો ઉત્તર મુનશીની સર્જનશક્તિએ આપતા જે ફળ આવ્યુ તે 'ભગવાન પરશુરામ' અને વાચનારને તરત જ ભાન થશે કે મુનશીની અદ્ભુત, સર્જનશક્તિ હજી પણ એવી ને એવી જ છે. આટલી કૃતિઓ સરજ્યા પછી પણ એને ઊની આંચેય નથી આવી કારણ ઈશ્વરાવતાર મનાયેલા, જેનુ ઓળખાણ કરાવતા વાલ્મિકી કૈલાસ જેવા દુર્ધર્ષ અને કાલાગ્નિ જેવા જેવા દુસહ' કહે છે તે પરશુરામના પ્રચંડ વ્યક્તિત્વને મૂર્ત કરતુ અને છતા શ્વાસે ને શ્વાસે ધબકતુ એવુ ચિત્ર રજુ કરવુ એ સમર્થ ગણાના કલાકારને માટે પણ સહેલુ કામ નહેતુ અને એથી જ, પરશુરામના પાત્રમા મુનશી એવુ વ્યક્તિત્વ નિરૂપવામા સફળ થયા છે એ એમની સર્જનશક્તિનો એક વધુ વિજય છે આખી નવલકથા પર ભાર્ગવ જામદગ્નેયનુ દુર્ધર્ષ વ્યક્તિત્વ ઝળુંબી રહ્યુ છે એ એક વ્યક્તિ નથી પણ સર્જક તેમ જ વિનાશક દુર્દમ શક્તિ છે આરંભમા રામના સ્વભાવ અને શક્તિનો ખ્યાલ આપવા જે પ્રસગે પ્રસગે વર્ણન આપેલા છે, ને રામના સંપર્કમા આવતા પાત્રો પર પડતા રામના પ્રભાવના જે વર્ણનો કહેલા છે તે આપણને રામના વ્યક્તિત્વની ઝાંખી આપવાનુ કામ કરે છે. પછી વાર્તા જેમ આગળ વધતી જાય છે તેમ તેમ વીણી વીણીને ગુથાયેલા અનેક મનોવેધક પ્રસગો આવે છે, જેમાંથી અનુપમ આત્મવિશ્વાસ અને દૈવી પ્રેરણાના ભાનવાળુ, ને છતાયે અહંકાર વિનાનુ, ભયંકર વજ્રવાતની સચોટ વિનાશકતા અને મૃત્યુને પડકાર દેતી અમાપ શક્તિવાળુ, ને છતા યે દ્વેષ વિનાનુ અને પ્રસંગ આવ્યે માતૃહૃદયના જેવી કોમળ લાગણી વ્યક્ત કરી શકતુ; અજોડ વ્યવસ્થા-શક્તિવાળુ અને નિશ્ચિત કહેલા આદર્શને સ્વર્ગ પાતાળ એક કરીને પણ સિદ્ધ કરનારુ ને છતાયે વિરોધી કે પતિતમા છુપાઈ રહેલી સાચી મહત્તા ને સંસ્કારિતાને પારખનારુ ને તેની કદર કરનારુ; ભલાનો પણ વિચાર કર્યા વિના પાપીઓનો વધ કરનારુ, છતા ઉદાર નીતિદૃષ્ટિવાળુ અને પતિતપાવન વશીકરણ મંત્ર જેવા પ્રભાવવાળુ અડગ, ઉગ્ર, ભયંકર છતાયે પ્રેરકને રક્ષક આવુ 'વજ્રાદપિ કઠોરાણિ મૃદૂનિ કુસુમાદપિ'ના ભાવને જાણે કે મૂર્ત સ્વરૂપ આપતુ આવુ Supermanનુ સ્મરણ કરાવતુ પાત્ર ઉપસી આવે છે જીવનમા તેમ સાહિત્યમા આવા પાત્રોના બહુવાર દર્શન નથી થતા.

આખી નવલકથાનુ વાતાવરણ ગભીર અને ઉગ્ર છે મુખ્ય પાત્રની પ્રકૃતિમા રહેલા આ ગુણો આખી નવલકથાના પાત્રો ને પ્રસંગો ને સ્પર્શે છે. હાસ્ય વિનોદને, હળવા ભાવોને અહીં સ્થાન જ નથી આવુ હોય ત્યારે કરણ પાત્રો ખૂબ નીકળે એ દેખીતુ છે 'ભગવાન પરશુરામ'મા પણ કેટલાક ખૂબ જ સુંદર કરણ પાત્રો આવે છે જેનાં આખાયે કુળનો વિચ્છેદ કર્યો હોવાથી યાદવો અને રામ પ્રત્યેની ન છીપાય તેવી વૈરજ્વાળાથી બળી રહેલુ એકલવાયુ, અંદર બળતુ પ્રચંડ ઇચ્છાશક્તિ ને આત્મતિરસ્કારવાળુ ખૂબ જ વેદનશીલ શાર્યાત જયામઘનુ પાત્ર એક ઘણુ સફળ આલેખન છે તેજ પ્રમાણે સહસ્રાર્જુનની રખાત મૃગારાણીનુ મનોરમ પાત્ર મુનશીના પાત્રોમા પોતાનું આગવુ સ્થાન માગી લે છે ને 'મૃગારાણીનો ઉદ્ધાર' વાળા બીજા ખંડના છેલ્લા ખંડકની હૃદયવેધકતા મુગ્ધ કરે તેવી છે

ખૂબ જ સફળ રીતે આલેખાયેલા પાત્રો ઉપરાંત આ નવલકથાનુ મોટુ આકર્ષણ તે ભાવનાઓ ને લાગણીઓના, આકાક્ષાઓ અને સંસ્કૃતિઓના ઘમસાણમા રહેલુ છે. ઉચ્ચ પ્રેમ તેમજ વિકૃત પ્રેમ અહીં અનેક સ્વરૂપે જોવા મળે છે કરિવણીની સ્થૂળ-વમ નગ્ન વાસના, મૃગારાણી અને સહસ્રાર્જુનની

અતૃપ્ય, સર્વભક્ષી રાક્ષસી વિષયવૃત્તિ, જ્યામઘને પરાણે ખેંચી પાડતું જાતીય આકર્ષણનું બળ, સંસ્કૃતિથી તદ્દન અસ્પૃષ્ટ જંગલી અઘોરીઓની અસંસ્કારી–તદ્દન નૈસર્ગિક–એવી કામવૃત્તિથી પ્રેરાઇને રામ તરફનું ડકુનાથની નાની બહેનનું આકર્ષણ, મૃગારાણીની સામાન્યા જેવી પ્રકૃતિ છતાં તેનો સહસ્રાર્જુન પ્રત્યેનો પ્રેમ તેમજ રામ તરફનો સૂક્ષ્મ પ્રેમ, લોમહર્ષિણીનો રામ પરનો અમાનુષી વિપત્તિઓને પણ નહીં ગણકારતો દૈવી પ્રેમ, આ બધાયે સ્વરૂપો,"ને કેટલાંક તો તેમના મિલન અને વિરહનાં પાસાંઓ સાથે અહીં રજૂ થયેલા છે.

મુનશીનો ભેદ અને ચમત્કારનો પ્રેમ તેમની કૃતિઓના વાચકને જાણીતો જ છે.' ભગવાન પરશુરામ' માં પણ અદ્ભુતનું તત્ત્વ ઓછું નથી. મનુષ્યભક્ષી અઘોરીઓના ગુરુ ડકુનાથ અઘોરીવાળા પ્રકરણમા વર્ણન કેટલેક સ્થળે ખરેજ રુંવાં ઊભા કરી શકે તેટલું સચોટ બન્યું છે 'ગુજરાતનો નાથ'ના હિંગળાજ ચાચરના ઓવારાવાળા પ્રસંગ કરતાં તો ડકુનાથ અઘોરીને સાધવા માટે ભગવતી લોમહર્ષિણીએ કરેલા પ્રયાસોવાળો પ્રસંગ ઘણો વધારે ચિત્તાકર્ષક બન્યો છે, અને તેનું એક કારણ એ પણ છે કે ચમત્કાર જેવી લાગતી ઘટનાઓને લેખકે અહીં બુદ્ધિગમ્ય કે પ્રતીતિજનક બનાવવા શ્રમ લીધો છે. રામના પાત્રની બાબતમા પણ અંધારામાંયે ચળકતી તેમની આંખોનો વારંવાર ઉલ્લેખ, મિત્રો તેમજ વિરોધીઓને દરેક કટોકટીની પળે દેખાતુ તેમનુ સ્વરૂપ, મહાદંતી સિધ્ધેશ્વરીવાળો પ્રસંગ, વગેરે બુદ્ધિને અગમ્ય, અપાર્થિવ વાતાવરણ સર્જવામાં કારણભૂત બને છે.

બુદ્ધિને અગમ્ય તત્ત્વ ભલે ઘણું હોય પણ સ્થૂલ ચમત્કાર અત્યારના Rationalitic માનસને હાસ્યાસ્પદ લાગતો હોવાથી, રહસ્ય અને ચમત્કારનું તત્ત્વ વિજ્ઞાનના પ્રભાવે બાહ્ય જગતમાંથી ઓછુ થતું ગયું હોવાથી આ જાતની ઘટનાઓ યોજવાથી વાર્તાને અમુક અંશે હાનિ થવાનો સંભવ છે. મનુષ્યના માનસના વિકટ અને અગમ્ય પ્રદેશો અત્યારના સમર્થ વાર્તાકારોને આકર્ષે છે અને સ્થૂલ ચમત્કારો પ્રત્યે અભાવ વધતો જાય છે એ દેખીતું છે.

રામ જામદગ્નેયનો જે સમય લેખકે કલ્પ્યો છે તે સમયની આર્યાવર્તની ભિન્ન ભિન્ન સંસ્કૃતિઓનાં પણ અહીં દર્શન થાય છે સરસ્વતી કાંઠેના અને રેવા કાંઠેના આર્યો ઉપરાંત નાગો, પણિઓ, દસ્યુઓ કે દાહો ને મનુષ્યભક્ષી અઘોરીઓ આ સૌની સંસ્કૃતિની અથડામણ આર્યોએ પોતાના આદર્શો અને જીવનપ્રણાલીનો પ્રચાર કઇ રીતે કર્યો હશે, તેમને કેવા સંજોગોમાં કેટલા આત્મસમર્પણ કરીને ટકાવી રાખ્યાં હશે તેનો વેધક ચિતાર આપણને અહીં મળે છે જડ પ્રણાલિકાઓ અને નીતિની ઘરેડોને તરછોડતી બાહ્યાચારને નહિ પણ આચાર પાછળ રહેલી શુદ્ધ ભાવનાને પીછાનતી રામની દૃષ્ટિ અને સાથે તેની અજોડ વ્યવસ્થાશકિત તત્કાલીન આર્ય સમાજમાં ક્રાંતિ આણે છે જ્યામઘે ત્રણચાર વાર તેનો જીવ લેવા પ્રયાસ કર્યો છતાં તેને ક્ષમા આપી એટલુ જ નહિ માતાની જેમ તેનું જતન કરી તેને જીવાડ્યો અને પૂર્ણ સ્વતંત્રતાથી પોતાપર વેર લેવાની તેને તક આપી મૃગારાણી જેવી પતિતાને અગ્નિ સાક્ષીએ પોતાની બહેન માની પશુથીએ હાલત દશા ભોગવતા નાગોને ઉદ્ધાર્યા, સ્પષ્ટ નીતિધોરણે પતિત ગણયેલી પણ કરુણાથી નીંગળતા હૃદયવાળી પોતાની માતાને પવિત્રતમ ગણી: આ બધામાં રામની ઉદાર અને માનવતા ભરેલી દૃષ્ટિનાં આપણને દર્શન થાય છે.

ચારસોએક પાનાની આ વાર્તાનું વચન પ્રાચીન આર્યાવર્તના ઇતિહાસનો એક ખંડ પ્રાણથી ધબકતો બનાવી આપણા સ્મરપટ પર ઘણા લાંબા સમય સુધી ન ભુંસાય તેવી રીતે અંકિત કરી જાય છે.

હરિવલ્લભ ભાયાણી

---

પ્રકાશક ચન્દ્રકાન્ત મહેતા, ભારતીય વિદ્યાભવન, ૩૩-૩૫, હારવે રોડ, મુંબઇ.
મુદ્રક : ધીરૂભાઈ દલાલ, એસોશીએટેડ એડવર્ટાઈઝર્સ એન્ડ પ્રિન્ટર્સ લિ., ૫૦૫, આરથર રોડ, તારદેવ, મુંબઈ ૭

# ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા

સપાદકો
ચીમનલાલ શાહ
ચન્દ્રકાન્ત મહેતા

પુસ્તક ૫ | એપ્રીલ-મે ૧૯૪૮ | અંક ૫ ૬

## પુસ્તક પરિચય

**અંતરાય :** લેખક શ્રી ઉમાશકર જોષી પ્રાપ્તિસ્થાન જીવનસાહિત્ય મદિર મૂલ્ય ૨-૪-૦

શ્રી ઉમાશકરે સાહિત્યના જે અનેક ક્ષેત્રોમા ગૌરવભર્યું સ્થાન પ્રાપ્ત કર્યું છે તેમા નવલિકાનુ ક્ષેત્ર પણ છે એમનો આ ત્રીજો વાર્તાસગ્રહ છે એમના આગલા સગ્રહોમા જે મનુષ્યના માનસની આંટીઘૂંટીઓ તથા જટિલતાઓની આસાનીથી રજૂઆત કરવાનો કસબ, જીવનનુ વિવિધતાભર્યું તેમજ સૂક્ષ્મ દર્શન, પ્રસગયોજનાની હથોટી, કથન ને વર્ણન બન્ને શૈલીઓ પર પ્રભુત્વ આબેહૂબ ચિત્રો ઊભા કરવાની શક્તિ એ બધુ આ સગ્રહની વાર્તાઓમા પણ આપણને જડે છે 'અનામિકા'મા ચીમનનો સીનેમાનો શોખ તથા એની પ્રથમપત્નીનો ફોટો ને એને વિષ ગામમા થતી વાતો 'લીલીવાડી'મા ગુલાબડીનો ઝાડવા માટેનો પુત્રવત્ પ્રેમ 'મુકુલે પિતાને કેમ પરણાવ્યા' એ વાર્તામા માલિનીનુ બાળ વૈધવ્ય ને મુકુલની માતૃહીનતા 'કલકિની'મા માવાજીનો ઝાડવાઓ માટેનો પ્રેમ વગેરે પ્રસગો એમની પ્રસગરચનાના કૌશલની સાબિતી છે માનવી આમ ઉદાર દેખાય મોટો સુધારક જણાય પણ ખરેખર એ કેવો અનુદાર, અસહિષ્ણુ ને અનહદ પ્રેમને ઠોકરે મારી પોતાની માલિકીની ભાવના સાચવી રાખતો હોય છે તે 'અનામિકા'મા એમણે ચીમનના પાત્રદ્વારા દર્શાવ્યુ છે આ માનવી સાધુ જેવો લાગે એનામા સ્ત્રી માટેનુ આકર્ષણ છે જ નહિ એવુ લખો પણ અમુક પ્રસગે એનુ આતર મન કેટલુ પ્રગટ થઈ જાય છે તે 'પ્રતિમા'મા ડોકટર મગલદાસના પાત્રના માનસનુ આબેહૂબ દર્શન કરાવીને એમણે દર્શાવ્યુ છે 'લીલીવાડી'મા જાતીય વાસના, માતૃપ્રેમની પર વિજયી નીવડે છે ને પોતાના એકના એક પુત્રને છોડી ગલાબડી સુખલાને છોડીને કરણ સાથે નાસી જાય છે, તે એમણે ગલાબડીના પાત્રદ્વારા બતાવ્યુ છે 'કલકિની'મા લોકાપવાદની બીકે સારી સ્ત્રી કેવી રીતે વિમાર્ગે જાય છે તે રખીના માનસચિત્રણ દ્વારા સચોટતાથી લેખકે દર્શાવ્યુ છે આ રીતે એમની માનસશાસ્ત્રીય દષ્ટિની સૂક્ષ્મતા એમની વાર્તાઓમા છે

એઓ થોડા જ શબ્દોમા સરસ શબ્દચિત્રો ઊભા કરી શકે છે દા ત 'નાના રોપ સુડોલ ઊભા હતા ને માથા હલાવી આવકાર આપતા હતા સધ્યાનુ રતુંબડુ તેજ બધા રોપ પર પડયુ હતુ ને પાદડાનો તાજો ચળકતો લીલો રગ અનેરી ઝાયથી ચમકી ઊઠયો ' અહી આબાના રોપનુ મનોહર દૃશ્ય એઓ આપણી આખ આગળ રજૂ કરે છે આ ચિત્રમા ગનિ છે ઉમાશકર વાર્તાલેખક ખરા પણ એમનો આત્મા તો કવિનો છે એટલે એમનુ વર્ણન ક્યારેક કાવ્યમય બની જાય છે 'અનામિકા' વાર્તાની નાયિકા લલિતાનુ નીચેનુ વર્ણન એ પ્રકારનુ છે

'લલિતાનો બાધો એકવડીયો સુરેખ, અને સપ્રમાણ હતો મોઢાની રેખાઓ ચારે બાજુથી આવીને નાનકડી હડપચી આગળ ભેગી થઈને એવી તો સુદર મૂર્તિ ઉપજાવી રહેતી કે કોઈ મહાન શિલ્પકારની કલા પણ એની આગળ પરાજય કબૂલે અને નેત્રોની વાત તો કઈ ઓર જ હતી જગતના દુશ્વાસ જ્યા ફરક્યા નથી એવા કોઈ એકાન્ત પ્રકૃતિખૂણે નિર્મળ શાત ગહન સરોવરીયા શોભે એવી એની આખની સમૃદ્ધિ હતી જેની સમક્ષ એ પોપચા ઉઘડે ને બિડાય તેને એનો આત્મા પ્રત્યક્ષ થતો ભાસતો છબીમા પોપચા કાઈક લજ્જાથી તો કાઈક મસ્તીથી સહેજ ઢળેલા

થતા. સૌંદર્યની અનંત પ્રેમ સમાધિના એમાં દર્શન થતા ' (પૃ ૫૩)

આમ વાર્તાકારમાં જે જે શક્તિ જોઈએ તે બધી શ્રી ઉમાશંકરમાં હોવા છતાં સમગ્રદૃષ્ટિએ એમની આ વાર્તાઓ નબળી લાગે છે, એમાં ફરી ફરી વાંચવાનુ મન થાય, મન ઉપર ચિરંજીવ અસર મૂકી જાય એવી વાર્તા નથી આના અનેક કારણો છે પ્રથમ તો 'મહેરામણુ બંધાણી' 'પ્રતિમા' 'રતના કેમ પરણી' 'આપણુ ગજુ નહિ' એ વાર્તાઓમાં પ્રસ્તાવના ખૂબ લાંબી છે, ને 'મહેરામણુ બંધાણી'માં તો શરૂઆતનુ દોઢ પાનું તો વાર્તાની વસ્તુ માટે બીનજરૂરી ટાળવું છે આ લાંબી પ્રસ્તાવનાઓને લીધે મુખ્ય વાર્તાને નાહક લંબાણી હોય એવુ લાગે છે બીજુ 'રતના કેમ પરણી' એ વાર્તામાં કશુ વસ્તુ જ નથી એક પ્રખર પુરુષવિરોધી ને તેથી લગ્નવિરોધી છોકરી આખરે પ્રેમમાં પડી જાય છે મુખ્ય વાર્તા ચાર પાનાની ને તેની ભૂમિકા પાંચ પાનાની એમ માથા કરતા પાઘડી મોટી એવુ એ વાર્તામાં થયુ છે ત્રીજુ લેખકના આગલા સંગ્રહોની વાર્તામાં જે લાગણીનુ પ્રમાણુ હતુ તે આ સંગ્રહની વાર્તાઓમાં ઘટ્યુ છે ને તેનુ સ્થાન બુદ્ધિએ લીધુ છે અને એથી એમની આ વાર્તાઓ બુદ્ધિને સંતોષે પણ હૃદયને અસર કરતી નથી એટલે વાર્તાઓ ટાઢી લાગે છે વાર્તાઓ આપણુને અવશ બનાવીને એના પ્રવાહમાં ખેંચી જતી નથી ક્યારેક એમની વાર્તાના પ્રસંગો પ્રતીતિકર લાગતા નથી જેમકે 'અંતરાય'માં કોલેજની ચર્ચાસભાઓમાં અગ્રભાગ લેતી નાટકોમાં ભાગ લેતી વિદ્યાર્થિની ને કોલેજનો યુવક, આટલા શરમાળ હોય ને સામા માણસના પ્રેમની ખબર ન પડે કોઈ પણ પ્રગલ્ભ ન થાય એ ગળે ઊતરતુ નથી 'અનામિકા' મા લલિતાને પતિ તરફ આટલો પ્રેમ હોય ને આવી માંદગીમાં એને ઘરે એકલો મૂકીને એ સીનેમા સ્ટુડીઓમાં જાય એ પણ એટલુ પ્રતીતિકર લાગતુ નથી જતુ હોય તો યે મહેન્દ્ર કે બીજા કોઈને મોકલે જ ને જમાઈ તરફ ગમે તેટલી નફરત હોય તો પણ પોતાની પુત્રીને ખાતર પણ લલિતાના પિયેરીયા મુંબઈ આવ્યા વિના રહે જ નહિ વળી ચીમને પણ એવુ અણુઘટતુ કશુ કર્યું નહોતુ કે જેથી એ મરવા પડ્યો હોય તોયે એના સાસરીયા ન કાઢે 'મુકુને પિતાને કેમ પરણાવ્યા' એમાં પણ પ્રીતમલાલ માલિની જોડે સહમા પરણવા તૈયાર થાય છે એ બન સંભવિત નથી લાગતુ

આમ છતા શ્રી ઉમાશંકરની આ વાર્તાઓ આનંદ આપે એવી ને બુદ્ધિને સંતોષે એવી તો છે જ.

**હિન્દુધર્મ**: અનુવાદક શ્રી ચન્દ્રશંકર પ્રા. શુક્લ પ્રકાશક વોરા એન્ડ કં લીમીટેડ, રાઉન્ડ બિલ્ડીંગ મુંબઈ ૨ કિંમત ૪-૪-૦

ડૉ રાધાકૃષ્ણને આપેલા હિંદુધર્મ વિષેના જુદા જુદા વ્યાખ્યાનોનો સરળ, સુવાચ્ય, મૂળની સુંદરતા ને અર્થગૌરવ અનાયાસે જેમાં આવ્યા હોય એવો શ્રી ચન્દ્રશંકરે કરેલો આ અનુવાદ છે મહાદેવભાઈ પછી અંગ્રેજીના ગુજરાતી અનુવાદકોમાં શ્રી ચન્દ્રશંકરનું સ્થાન મોખરે છે એમનુ ભાષાપ્રભુત્વ, શબ્દૌચિત્ય, પ્રવાહિતા, એ સવળુ વાંચતા જાણે આપણે અનુવાદ નહિ પણ મૂળ ગ્રંથ વાંચતા હોઈએ એમ જ આપણુને લાગે છે શ્રી ચન્દ્રશંકર અનુવાદના ગ્રંથની પસંદગી પણ બહુ જ કુશળતાથી કરે છે એટલે એઓ પ્રત્યેક અનુવાદ મારફત ગુજરાતી સાહિત્યમાં એક નવા જ મહામૂલા ગ્રંથનો ઉમેરો કરે છે આખી દુનિયામાં હિંદનો સંદેશો પહોંચાડનાર, પાશ્ચમની પ્રજાને હિંદી સંસ્કૃતિ ને ફિલસૂફીને સમજાવનાર વિવેકાનંદ ને ટાગોર ને અરવિન્દ જોડે જ રાધાકૃષ્ણનનુ પણ સ્થાન છે, રાધાકૃષ્ણન અર્વાચીન યુગના મહાન ફિલસૂફ છે એમણે અંગ્રેજીમાં જ એમનુ ચિન્તન રેલાવ્યુ છે ને આ ગ્રંથદ્વારા ગુજરાતી જાણનાર વાચકોને પણ રાધાકૃષ્ણનની ફિલસૂફીનો લાભ આપી અનુવાદકે ગુજરાતની મહામૂલી સેવા કરી છે

પણ આ ગ્રંથ વાંચનાર દરેકને ખાત્રી થશે કે શ્રી ચન્દ્રશંકર એ માત્ર સારા અનુવાદક જ નથી પણ શાસ્ત્રજ્ઞ પંડિત પણ છે એથી મૂળ લેખકના મંતવ્યને પુષ્ટ કરતા અનેક અવતરણ એઓ વેદ ઉપનિષદ બ્રાહ્મણગ્રંથો મહાભારત વગેરેમાંથી પાદટીપમાં ટાંકે છે જે મૂળલેખકના લખાણને વધારે પ્રતીતિકર અને જોરદાર બનાવે છે આમ એમને માત્ર અનુવાદ પૂરતો જ એ ગ્રંથમાં રસ

નથી, પણ ગ્રંથમા આલેખ્ય વિષય જોડે એઓ કેના તદ્રપ બની શકે છે, એકરસ બની શકે છે તેની પ્રતીતિ એમના અવતરણો દ્વારા થશે

આ દરેક લેખમા હિંદુધર્મના મુખ્ય સિદ્ધાંતો, અંગો, તેનો વિકાસ ને ક્ષય, તેના કારણોસહિત ને વિપુલ દૃષ્ટાંતો ને અવતરણો સહિત લેખક આપે છે, વર્ણ, આશ્રમ, પુરુષાર્થની ચતુષ્ટયી, દર્શન જ્ઞાન ને ભક્તિમાર્ગો, વગેરે બહુ જ સ્પષ્ટતાથી સર્વજન સુલભ એવી રીતે લેખકે રજૂ કર્યું છે દરેક હિંદુએ પોતાના ધર્મનુ રહસ્ય જાણવા માટે આ ગ્રંથ વાચવો જોઈએ, મૂળ ગ્રંથ વાચ્યો હોય તેણે પણ આ અનુવાદ એમા મહેનત લઈને અનુવાદકારે આપેલા અવતરણને ખાતર વાચી જવા જેવો છે

**મન્વન્તર :**—મૂળ લેખક-શ્રી તારાશંકર બંદ્યોપાધ્યાય અનુવાદક શ્રી રમણીક મેઘાણી
પ્રાપ્તિસ્થાન –ભારતી સાહિત્ય સંઘ લીમીટેડ
કિંમત—સાડાચાર રૂપિયા.

બંગાળી સાહિત્યમા શરદબાબુ પછી એટલુ જ મહત્ત્વનુ સ્થાન અને એટલી જ લોકપ્રિયતા કોઈ પણ નવલકથાકારે પ્રાપ્ત કર્યાં હોય તો એ તારાશંકર બંદોપાધ્યાયે એમની અનેક નવલકથાઓમા જીવનનુ સૂક્ષ્મ દર્શન, આયોજનકૌશલ, ચિત્રશક્તિ વગેરે આપણને શરદબાબુની યાદ આપે છે. એમની નવલકથાઓમા સમાજદર્શનની જોડે રાજકીય દષ્ટિ પણ હોવાને લીધે એમની નવલકથામા વર્ગવિગ્રહની ભાવના આવે છે પરંતુ તે એમણે બહુ જ અસરકારક રીતે રજુ કર્યું છે ૧૯૪૨ના બંગાળાનો મહાન દુષ્કાળ તે સાથે જાપાનીસ બોમ્બરોનો બોમમારો, એનાથી મૃત્યુ પામેલા માણસો તે વિષે આ નવલકથાનુ પાત્ર કાનાઈ વિચાર કરે છે કે "જે અત્યંત રંક અને સહાયહીન માણસો માર્યાં ગયા તેઓ મરીને કદાચ છૂટકારો જ પામ્યા છે જો કોઈ પણ રીતે બચી જ ગયા હોત તોએ એમનો ઉગાર ક્યા હતો? આકસ્મિક નિષ્ઠુર મૃત્યુને બદલે એમની સામે આવુ અણુ થઈને ભૂખ્યા મરવાનુ–એ મૃત્યુ તો ઊભુ જ હતુ ને? પલકારોએ માર્યાં વિના ધીમે ધીમે નજીક આવતા અજગર શો દુષ્કાળ આવે છે એને યાદ આવી ગયુ ગધિકપુરનુ અમલબાબુનુ ચોખાનુ ગોદામ ને એમા સંગ્રહાયેલ ચોખાની અસંખ્ય ગુણી અને એની આખ સામે તરવરી ઊઠ્યા રસ્તામા ફુટપાથપર બેઠેલો કંગાળ ધરતીપુત્રો, ખેડૂતો અને એમના વસ્ત્રસારના દરયો આટામેદાની લોરી તજે આવી ગયેલ છોકરાની લોહિયાળ તસ્વીર" લેખક કદી પણ પોતાના મંતવ્યો પ્રત્યક્ષ રીતે નવલકથામા રજુ કરતા નથી પણ પાત્રદ્વારા જ ઉપદેશાત્મક રીતે નહિ પણ ચિત્રો આપીને અને પ્રસંગો યોજીને પરોક્ષ રીતે જ રજુ કરે છે

મન્વન્તર એ તારાશંકરની ૧૯૪૨ના બંગાળના દુર્દૈવની કરુણાત્મક કહાણી છે નફો, સંઘરાખોરી તો બીજી બાજુ ફુટપાથ ઉપર ખોરાકને અભાવે મરતા અનેક કંકાલો તે વિરોધ એમણે આમા સારી રીતે દર્શાવ્યો છે કથાપ્રવાહ વેગથી વહ્યો જાય છે ક્યાયે એમા અવાસ્તવિકતા નથી, મંદતા નથી કે પ્રમાણભંગ નથી લેખકના રાજકીય મંતવ્યો એમની કળાને બાધક નીવડતા નથી એ એમની મોટામા મોટી ખૂબી છે

શ્રી રમણીક મેઘાણીએ આ પુસ્તકનો અનુવાદ કરીને તારાશંકરની કળાનો ગુજરાતને પરિચય કરાવ્યો છે એ માટે એમને ધન્યવાદ ઘટે છે અનુવાદ સુવાચ્ય છે મૂળને વફાદાર છે આમ છતા ક્યાક ક્યાક બંગાળી શબ્દો જે ગુજરાતીમા અપરિચીત છે તે લેખકે એમને એમ રહેવા દીધા છે, જેમકે 'અતીત' (પૃષ્ઠ ૬૨) શબ્દ ભૂતકાળના અર્થમા વાપર્યો છે જે ગુજરાતી વાચકો સમજી ન શકે તેવી જ રીતે "હમણા જ એમણે ધાન ચોખાનો વ્યવસાય શરૂ કર્યો છે" (પૃ૦ ૬૨) ગુજરાતીમા આપણે વેપારના અર્થમા વ્યવસાય શબ્દ વાપરતા નથી તેવી જ રીતે અંગ્રેજી શબ્દ Congratulations નો ગુજરાતી પર્યાય શબ્દ અભિનંદન છે એટલે ગુજરાતી ભાષાતરમા એનો બંગાળી પર્યાય ધન્યવાદ ન ચાલી શકે પરંતુ આવા પ્રયોગો તો શોધ્યા જડે યે નહિ અને એકદરે અનુવાદમા ગુજરાતીતા પૂર્ણપણે આવી છે

**હિંમતે મર્દા :** લેખક જયભિખ્ખુ પ્રકાશક ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય ગાધી રસ્તો, અમદાવાદ. કિંમત દોઢ રૂપિયો.

શ્રી જયભિખ્ખુ કિશોર સાહિત્યમા જાણીતા છે અને કિશોર સાહિત્યને માટેની એમની હથોટી એમને બરાબર આવી ગઈ છે હિંદુ અને મુસ્લિમ એ બે વચ્ચેનો પ્રબળ વિરોધ પ્રવર્તમાન છે એ સમયમા હિંદુ અને મુસ્લિમની અદ્ભુત મૈત્રીની રોમાંચ ઉભા કરે એવી આ સાહસકથા કિશોરના હૃદયમા કોમી વિષ પ્રવેશવા નહિ દે વર્ણનશક્તિ અને કથનશક્તિ બનેનો મેળ બ_ સારી રીતે અહીં જામ્યો છે આપણે ત્યા આવી પરાક્રમ કથાઓની અને કિશોરોમા મહત્ત્વાકાક્ષા જન્માવે એવી કથાઓની જરૂર છે અને એ ક્ષેત્રમા શ્રી જયભિખ્ખુ વધુ આશાસ્પદ કામ કરી શકે એમ છે

એમણે ઉર્દૂ શબ્દો એમના લખાણમા ઠીક ઠીક પ્રમાણમા વાપર્યા છે તે એક રીતે જરૂરી છે પણ 'બીયાબાન' (પૃ ૬) 'બાસીદા' (પૃ ૧૫) 'અનાર' (પૃ ૧૮) એવા તદ્દન અપરિચીત શબ્દોમા કાતો અર્થ આપવા જોઈએ અથવા તો એ શબ્દોને બદલે પરિચીત ગુજરાતી શબ્દો મૂકવા જોઈએ

ચન્દ્રકાન્ત મહેતા

---

## "અતઃકરણપ્રવૃત્તિનુ પ્રમાણત્વ"

સસ્કૃતિ'ના ફેબ્રુઆરી અકમા પ્રો માકડે શાકુન્તલના અમુક પ્રસગોને અનુલક્ષીને અતકરણ પ્રવૃત્તિના પ્રમાણત્વ બાબત એક ચર્ચા ઉપસ્થિત કરી છે * તેમનો આશય તત્કાળ પૂરતી અછડતી ચર્ચા કરવાનો છે પણ ચર્ચામા પ્રત્યક્ષપરોક્ષપણે રજૂ થયેલા મુદ્દાઓ સૂક્ષ્મ સ્વરૂપના હોવાથી વિસ્તૃત ચર્ચા થઈ હોત તો વધારે ઇષ્ટ હતુ સમજ્યો છુ તે પ્રમાણે તેમનુ કહેવુ ટૂકમા આ પ્રમાણે છે

૧ શકુન્તલા અને તેની સખીઓની ચેષ્ટા ગુપ્ત રીતે જોતા દુષ્યન્તને મનમા પ્રશ્ન થાય છે કે શકુન્તલા ક્ષત્રિયને પરણવા યોગ્ય હશે કે નહીં આ શાકુન્તલના પહેલા અકમાની પરિસ્થિતિ, અને શકુન્તલાએ ઉગ્ર બની જઈ આપેલા પ્રત્યુત્તરથી રાજાના મનમા થયુ કે આ બાઈનો કોપ સાચો લાગે છે, દાભિક નહીં આ પાચમા અકમાની પરિસ્થિતિ—એ બને પરિસ્થિતિઓ અમુક દૃષ્ટિએ, સમાન છે, કેમ કે (૧) બનેમા નિર્ણયપ્રાપ્ત વસ્તુ સદિગ્ધ છે અને (૨) બનેમા પ્રત્યક્ષ પુરાવો અમુક એક નિર્ણયની તરફેણમા છે જ્યારે રાજાનુ અતકરણ જુદા જ નિર્ણયનો પક્ષ લેતુ હોય છે

૨ આથી ઉપર્યુક્ત બને પરિસ્થિતિમા *સદેહપ્રાપ્ત મુદ્દાનુ નિરાકરણ સ્વાભાવિક રીતે જ* સરખી પદ્ધતિએ થવુ જોઈએ પણ બને છે એવુ કે પહેલા અક વાળી પરિસ્થિતિમા રાજા અતકરણની પ્રવૃત્તિને પ્રમાણ ગણે છે, જ્યારે પાચમા અક વાળી પરિસ્થિતિમા રાજા પોતાની અતકરણ પ્રવૃત્તિને અનુસરતો નથી—તેના પ્રમાણત્વને પણ યાદ કરતો નથી આથી એક પ્રકારની અસગતિ ઊભી થતી લાગે છે

૩ આ અસગતિ દેખાવ પૂરતી જ છે તેની પાછળ આ રહસ્ય છે કાલિદાસ એવુ સૂચવવા માગે છે કે પહેલા અક વાળી પરિસ્થિતિમા રાજાનો પ્રેમ હજી અકુરિત થતો હોવાથી—આવેશની કોટિએ ન પહોચ્યો હોવાથી તેની બુદ્ધિ નિર્મળ રહી શકી છે અને તેથી તે પોતાની અતકરણપ્રવૃત્તિના શુદ્ધ સ્વરૂપને પ્રમાણી શક્યો છે પણ પાચમા અક વાળી પરિસ્થિતિમા દુષ્યતની ઉક્તિઓ જોતા 'હુ આદર્શ રાજા છુ આદર્શ રાજધર્મનુ પાલન કરનારો છુ' એવુ અહમ્, અને પછી અસપ્રજ્ઞાત રીતે રાજાના માનસને આવરી લે છે અને એ આવરણને લઈને તેની બુદ્ધિ નિર્મળ, અનાવિલ નથી રહી આ કારણે પાચમા અકમાનો દુષ્યન્ત સત્ લોકોના વર્ગમા સ્થાન પામી શકે તેમ નથી અને 'સત્ હોય' તેમની જ અતકરણપ્રવૃત્તિ યોગ્ય પ્રમાણ ગણાય તેમની બુદ્ધિ જ નિર્મળ હોય એટલે જ કાલિદાસે એ અકની ઉક્ત પરિસ્થિતિમા દુષ્યન્તને અતકરણ પ્રવૃત્તિને પ્રમાણ ગણતો કે તેના પ્રમાણત્વનુ સ્મરણ કરતો બતાવ્યો નથી

*માર્ચ-એપ્રિલ લગભગ તૈયાર થવા મસ્તુત લખાણ પછી શ્રી બ ક ઠાકોરની તેમજ શ્રી દુર્ગાશંકર શાસ્ત્રીની આ વિષયને લગતી ચર્ચા સસ્કૃતિમા પ્રસિદ્ધ થઈ ગઈ છે અહીં રજુ થતા વક્તવ્યના કેટલાક અશને શાસ્ત્રીજીની ચર્ચામાથી સમર્થન મળે છે

શ્રી માકડની આ ચર્ચામા 'સત્'પણુ ને બુદ્ધિવૈમલ્ય વચ્ચે કયો સબધ તેમને ઇષ્ટ છે એ તદ્દન સ્પષ્ટ થતું નથી પહેલા અંકવાળી પરિસ્થિતિમા દુષ્યન્ત વિમલબુદ્ધિ હતો, તો ત્યારે તેને 'સત્' ગણવો કે ન ગણવો? 'સત્' હોય તેને સદેહપદ વસ્તુનો નિર્ણય કરવાનો આવે ત્યારે અત કરણપ્રવૃત્તિના પ્રમાણત્વનુ અવશ્ય સ્મરણ થાય કે ન પણ થાય? ધારો કે પહેલા અકમા, જ્યારે દુષ્યન્ત વિમલબુદ્ધિ હતો ત્યારે તેને એકા એક પોતાની રાજધાનીમા જવાનુ થયુ, અને ત્યા તેને કોઇનો ન્યાય કરતી વેળા સદેહપદ વસ્તુનો નિર્ણય કરવાનો પ્રસગ આવ્યો, તો તે વેળા તેને અત કરણપ્રવૃત્તિના પ્રમાણનુ સ્મરણ થાત કે નહિ? ને થાત તેનુ સ્વરૂપ શુદ્ધ હોત કે અશુદ્ધ? આ બધાનો ઉત્તર ચર્ચાપ્રાપ્ત મુદ્દાઓને સમજવા માટે પ્રસ્તુત હોવા છતા તે ચર્ચા દૂરની હોવાથી તેમાથી તરી આવતો નથી પરિણામે સીધી રીતે પ્રતિપાદિત થયેલા કે માત્ર સૂચિત થયેલા બધાયે મુદ્દાઓને બદલે એક બે મધ્યવર્તી મુદ્દાઓનો જ વિચાર કરવાનો રહે છે

શ્રી માકડના માનવા પ્રમાણે દુષ્યતની બુદ્ધિ પહેલા અકમા વિમળ છે પછી, પાચમા અક સુધી, રાજાનો પ્રેમ હજુ સ્થૂળ કક્ષાનો—ઇદ્રિય તૃપ્તિની ભૂમિકાનો હોવાથી રાજા હીનસત્ત્વ છે, અને પાચમા અકમા રાજાનુ માનસ અહમ્થી આવૃત હોવાથી રાજાની બુદ્ધિ નિર્મળ નથી અને તેથી તેને અત કરણપ્રવૃત્તિના પ્રમાણને સભારતો બતાવવામા આવ્યો નથી પણ મને લાગે છે કે આખાયે શાકુન્તલમા બધીયે પરિસ્થિતિમા દુષ્યન્તનુ પાત્ર એક આદર્શ રાજા તરીકે આલેખાયેલુ છે કાલિદાસનો આ આશય રાજાને લગતી જુદાજુદા પાત્રોની ઉક્તિઓ દ્વારા, રાજાની પોતાની કેટલીક ઉક્તિઓ દ્વારા અને રાજાના આચરણ દ્વારા છતો થાય છે મહાભારતના શકુન્તલોપાખ્યાનમાના દુષ્યન્તની કાલિદાસે કરેલી કાયાપલટ, રઘુવ શના આરભે રાજત્વનો રજૂ કરાયેલો ઉચ્ચ આદર્શ, ભવિષ્યના ચક્રવર્તી ભરતના પિતા તરીકેનુ દુષ્યન્તનુ સ્થાન નાટ્યશાસ્ત્રના નિયમો પ્રમાણે અપેક્ષિત ધીરોદાત્ત નાયકની ગુણસમૃદ્ધિ વગેરે લક્ષમા લેતા પણ શાકુન્તલમા દુષ્યન્ત એક આદર્શ રાજા તરીકે જ નિરૂપાવાની આશા રાખી શકાય આથી શાકુન્તલમા પહેલેથી છેલ્લે સુધી દુષ્યન્તને 'સત્' તરીકે જ લેખવો જોઈએ. પ્રાચીન દૃષ્ટિએ શ્રુતિસ્મૃતિમા આદેશેલા ધર્મના સામાન્ય ધોરણને અનુરૂપ, સ્વધર્મને અનુરૂપ, સ્વદેશના રૂઢ નીતિ-ધોરણને અનુરૂપ અને પોતાની કુલપરપરાને અનુરૂપ જે વ્યક્તિનુ આચરણ હોય તે વ્યક્તિ 'સત્' નામને પાત્ર ઠરે આ કસોટીએ દુષ્યન્તના સમયની કોઈ પણ અધિકારી વ્યક્તિની દૃષ્ટિએ દુષ્યન્તનુ આચરણ એક સત્પુરુષના આચરણથી જરા પણ ન્યૂન નહીં ગણાય તેની પ્રેમભાવના અમુક સમયે સ્થૂળ હતી અને પછી સૂક્ષ્મ બની કે અમુક વખતે તેનુ મન આવેશમય હતુ અને બીજે વખતે ધીરત્વવાળુ હતુ એ વસ્તુસ્થિતિને રાજાના 'સત્'ત્વ સાથે નહીં, પણ આતરિક વિકાસ સાથે સબધ છે 'સત્'પુરુષો તદ્દન એક જ કક્ષા કે કોટિના હોવા શક્ય જ નથી નહીં તો બ્રહ્મસાક્ષાત્કાર પામેલી વ્યક્તિ સિવાય કોઈને પણ આપણે સત્ નહીં કહી શકીએ એટલામા ઓછુ અમુક કક્ષાના ચારિત્ર્યવાળી દરેક વ્યક્તિ 'સત્' નામની અધિકારી ગણી શકાય . પોતે જે સ્થાને છે તે સ્થાન ખૂબ જ જવાબ દારી ભર્યું છે, પોતાની ઉજ્જ્વલ કુલ પરપરાને અણછાજતુ કશુ પણ પોતાનાથી ન જ થવુ જોઈએ એવુ દુષ્યન્તને સતત ભાન છે શકુન્તલાના અભિલાષી બનતુ પોતાનુ મન તે સામાન્ય નહીં, પણ આર્ય' મન છે,* દુર્વિનીતને દડ દેનાર પૌરવના શાસનમા મુગ્ધ તપસ્વીકન્યાઓ તરફ કોઈ અવિનય ન જ આચરી શકે, દુષ્યન્તનુ ચરિત જગપ્રસિદ્ધ છે, વગેરે રાજાની ઉક્તિઓ કોઈ અહભાવી વ્યક્તિના વચનો છે એમ નથી લાગતુ

* આ ઉક્તિમા પોતાને ગમી ગયલી સ્ત્રી પરત્વેની અભિલાષા ધર્મ્ય જ છે એ પ્રકારની એક યુવાન માનસની સાહજિક વિચારણા જ રજૂ થયેલી છે એમ કોઈએ સૂચવ્યુ છે, પણ આવો અર્થ દુષ્યન્તના પાત્રની વિભાવના (Conception) જે ઊચી કક્ષાની છે તે જોતા અને આજના આપણા માનસનુ જે rationalistic ઘડતર છે તેથી જુદા જ પ્રકારનુ કાલિદાસના યુગના માનસનુ ઘડતર હોવાથી સ્વીકાર્ય નથી લાગતો

અર્વાચીન સાહિત્યમાંથી કાંઈક આવી કોટિના, ઊંચુ કર્તવ્ય કરવાના નિમિત્તરૂપ હોવાના સતત ભાન—આત્મવિશ્વાસવાળા બીજા એક પાત્રને લગતા શબ્દો જુઓ ·

'શંકાવિહોણા, ભયવિહોણા, વિશાળદર્શી આ યુવકની આત્મશ્રદ્ધા ને સ્વામિત્વભાન હમેશા અચલ રહેતા. એ પોતે ખોટો હોઈ શકે, એ જે જુએ છે તે સત્ય ન હોય એવો એને વિચાર સરખો આવતો નહીં પોતે ભૃગુ હતો, દેવપ્રેર્યો એ ધર્મ પ્રવર્તાવવા જ જન્મ્યો હતો, જગતનુ આધિપત્ય ને ગુરુપદ એના જ હતા એ વિશે એને કદી સંશય ઉદ્ભવ્યો નહોતો'

—ભગવાન પરશુરામ, પા ૫૮

આ વચનોમા, તેમજ દુષ્યન્તના ચર્ચાપ્રાપ્ત વચનોમા એ પાત્રોનુ સમગ્ર આલેખન જોતા અહભાવનો ધ્વનિ હોય એમ મને નથી લાગતુ

બીજુ, આરંભમા ઉલ્લેખેલી શાકુન્તલના પહેલા અંકવાળી અને પાચમા અંકવાળી પરિસ્થિતિ સમાન· નથી. પહેલા અંકમા જે અર્થમા અંતઃકરણની પ્રવૃત્તિ થાય છે તે જ અર્થમા પાચમા અંકમા રાજાનુ અંતઃકરણ પ્રવૃત્ત થતું નથી પહેલા અંકમા રાજાના મનમા શકુન્તલા પ્રત્યે અભિલાષ જાગે છે તે પહેલા, શકુન્તલા વિશે એ પ્રસંગવશાત્ એટલુ સહેજ જાણતો હતો કે તે ઋષિ કણ્વની પુત્રી છે પછીથી ગુપ્ત રહી શકુન્તલાને જોતા તેના હૃદયમા પ્રેમના અંકુરો ફૂટે છે ત્યારનો રાજાનો મનોવ્યાપાર સભાન પણે નથી થતો અમુક સમય પછી જ્યારે તેના મનમા થાય છે કે શકુન્તલા કુલપતિનુ અસવર્ણ પત્નીથી થયેલુ સંતાન હોય તો કેવુ સારુ ત્યારે જ તેને પોતાનુ હૃદય શકુન્તલા તરફ આકર્ષાયાનો ખ્યાલ આવે છે, ને એટલે તરત જ તેને પ્રશ્ન થાય છે પોતે પ્રસંગવશાત્ શકુન્તલા વિશે જે કાંઈ જાણે છે તે ઉપરથી તો સ્પષ્ટ છે કે તે બ્રાહ્મણકુલની હોવાથી પોતાને પરણવાયોગ્ય નથી, તો પછી તેનુ આર્ય—સંયત મન આવો અઘટિત વ્યાપાર કરવા કેમ પ્રવૃત્ત થયુ? પોતાના મન, વાણી ને કર્મ એટલા શુદ્ધ છે કે અજાણતા યે અનુચિત વિચાર પોતાના મનમા પ્રવેશી ન શકે એટલે શકુન્તલા તરફ આકર્ષાતા તેણે સ્વાભાવિક રીતે જ પોતાના મનને રોકવુ જોઈતુ હતું કે આ ઋષિપુત્રી હોવાથી ક્ષત્રિયને પ્રાપ્ય નથી, છતા પોતે રોકી શક્યો નહીં તેનુ કારણ શુ? પોતાનુ ચારિત્ર્ય શુદ્ધ હોવા વિશે શંકા નથી. એટલે પોતાના મનમા શકુન્તલા વિશે જે વિચાર આવ્યા તેમા સંપ્રજ્ઞાત મનોવ્યાપારો નહીં, પણ કોઈ ગૂઢ બળ, અંતઃપ્રેરણા—intuition કામ કરી રહી હતી એ અસંશય દુષ્યન્તની વિચારધારા કાંઈક આવી હોવી જોઈએ એ દેખીતું છે એટલે જ પોતાને મળેલી ઊડતી માહિતીના વિરોધમા પણ તે પોતાના અસાધારણ મનોવ્યાપારને અંતઃપ્રેરણા ગણી તે પ્રમાણે વર્તવા તૈયાર થાય છે*

પ્રત્યક્ષ પ્રમાણો નિર્ણય માટે પૂરતા હોય, અગર કાર્યકારણસ્વરૂપના સંપ્રજ્ઞાત વિચારવ્યાપાર conscious process of reasoning દ્વારા નિરાકરણ લાવવુ શક્ય હોય તેવી બાબતોમા, અથવા તો દરેકે દરેક સંદિગ્ધ બાબતમા અંતઃકરણપ્રવૃત્તિના પ્રમાણની જરૂર રહેતી નથી પણ જ્યા પ્રત્યક્ષ પ્રમાણ કે અનુમાન—સામગ્રી અપૂરતા હોવાથી વસ્તુ સંશયકોટિમા હોય, અને સંશયપ્રાપ્ત વસ્તુ સાથે પોતાના આચરણને સંબંધ હોય તેવી બાબતોમા જ આપણા હૃદયનો અવાજ જે નિર્ણય આપે તેને અનુસરવાનુ રહે. પહેલા અંકમા દુષ્યન્ત અંતઃકરણપ્રવૃત્તિને આગળ કરે છે, કારણ કે પોતાનો અસાધારણ મનોવ્યાપા[ર] તે બીજી કોઈ રીતે સમજાવી શકતો નથી પ[ણ] પોતાને શકુન્તલામા મુદ્દલ રસ ન હોત. અ[ને] શકુન્તલા ક્ષત્રિયને પરણવા યોગ્ય હશે કે નહિ એ પ્રશ્ન તેની પાસે એક તટસ્થ વ્યક્તિ તરીકે કોઈ કારણે ઉપસ્થિત થયો હોત તો તેનો નિર્ણય અંતઃકરણપ્રવૃત્તિને આધારે નહિ, પણ પ્રત્યક્ષ, અનુમાન વગેરેને આધારે જ તે લાવત પાચમા અંકમા રાજાને શકુન્તલા શાર્ઙ્ગરવ વગેરેએ

*જો કે પછીથી પ્રસંગ મળતા પ્રત્યક્ષ પ્રમાણ દ્વારા પૂરતી ચોકસાઈ તો રાજા કરે જ છે, અને પછી જ એનુ હૃદય પૂરતો સંતોષ પકડે છે કે જેને પોતે અગ્નિ ધારતો હતો એ તો સ્પર્શક્ષમ રત્ન છે

ઉપસ્થિત કરેલો પ્રસંગ એક તરકટ હોવાની ખાતરી છે કારણ (દુર્વાસાના શાપને પરિણામે) પ્રણય ને પરિણય જેવા ઉત્કટ લાગણીઓનુ પૂર વહાવતા, સમગ્ર ચિત્તતંત્રને ગ્રસી દેતા અનુભવોની આછીઝાંખી—અરે નહીં જેવી છાપ પણ પોતાની સ્મૃતિમા નથી એ નિર્બાધિત પ્રમાણ રાજાની સામે જ છે પણ 'અનાર્ય, તુ તારા જ હૃદય ભાવથી બધુ જુવે છે' એ શબ્દો શકુન્તલા બોલી

ત્યારે તેના મુખભાવોનુ જે સ્વરૂપ હતુ, તેના સ્વરની જે વિશિષ્ટતા હતી તે સૌને આધારે, નહીં કે અંતપ્રેરણાને આધારે, રાજાનો કાર્યકારણ સ્વરૂપ બુદ્ધિવ્યાપાર તેને કહે છે કે આ બાઈનો કોપ નિર્ભ—સાચા જેવો લાગે છે" પ્રત્યક્ષ પ્રમાણ—નિરીક્ષણ—દ્વારા પ્રાપ્ત થતો આ પુરાવો કાઈક અંશે રાજાની પ્રતીતિની વિરુદ્ધ જાય છે, કારણ રાજાને લગાર પણ શક નથી કે બાઈએ તરકટ ઊભુ કર્યું છે પણ જો તેનો કોપ સાચા જેવો હોય તો તેનો અર્થ એ થાય કે બાઈ ખરેખર પોતાના મનમા એમ માની બેઠી છે કે હુ દુષ્યન્તની પરિણીતા છુ આથી રાજા સદિગ્ધ બુદ્ધિ બને છે તે પોતાના સાચા હોવાની બાબતમા નહીં પણ 'બાઈ દભી હશે કે કોઈ ભ્રમની અસર નીચે આવુ માની બેઠી હશે' એ બાબતમા આમ પોતાની મૂળ માન્યતાની વિરુદ્ધ જતી લાગતી માહિતી રાજા પામે અહીં આવે છે તે પ્રત્યક્ષ પ્રમાણ દ્વારા, નહીં કે અંતકરણની પ્રવૃત્તિ દ્વારા

## ૨. પુરાણોમાં ગુજરાત*

આજના અવલોકનનુ બીજુ પુસ્તક પહેલા પુસ્તકથી સાવ જુદા જ સ્વરૂપનુ છે એક નવલકથા લેખે 'ભગવાન પરશુરામ' સર્વભોગ્ય ગણાય, જ્યારે શ્રી ઉમાશંકર જોશીનું 'પુરાણોમા ગુજરાત' એક સશોધનગ્રંથ હોવાથી તેમા માત્ર અભ્યાસી ઓને જ રસ પડે તેમ છે પુરાણોમા ગુજરાતને લગતી જે કાઈ સામગ્રી મળે છે તેનુ ગુજરાતના ઇતિહાસ માટે વિશિષ્ટ મૂલ્ય છે જ પણ પુરાણોએ આપેલી બીજી માહિતી કરતા ભૌગોલિક માહિતી વધારે નિશ્ચિત સ્વરૂપની હોવાથી વધારે અગત્યની ગણાય 'પુરાણોમા ગુજરાત'મા ઉમાશંકરે સ્કન્દ પુરાણ અને મહાભારતને મુખ્ય આધાર તરીકે સ્વીકારી, બીજા પૌરાણિક સાહિત્યનો પણ વરતો ઉપયોગ કરી ગુજરાતના સ્થળોને લગતી માહિતી એકઠી કરી છે રુદ્રદામાના ગિરનારના શિલાલેખને અનુસરી આકરાવન્તિ, અનૂપ, આનર્ત, [illegible] શ્વભ્ર, મરુ, કચ્છ, સિન્ધુ, સૌવીર, [illegible] અને નિષાદનો—એટલે કે [illegible] સિંધ, રજપૂતાના, માળવા, [illegible] આસપાસના ભાગને [illegible] પશ્ચિમકાંઠાનો તેમણે [illegible] સમાવેશ કર્યો છે, [illegible] દેશો, નગરો ગામા, [illegible] પુરાણોમા જે કાઈ [illegible] નામો વર્ણાનુક્રમે [illegible] મૂળના અવતરણ [illegible]

ગ્રંથ નિષ્ઠાપૂર્વક તૈયાર કરવામાં આવ્યો છે એ દેખીતું છે. આ પહેલાં સંપાદક અને અભ્યાસક તરીકે આપણને ઉમાશંકરનો પરિચય મળેલો છે. અહીં તેમને સંશોધક તરીકે (એ શબ્દના સંકુચિત અર્થમાં) મળવાનું થાય છે અને હર્ષની વાત છે કે આ પ્રકારનો તેમનો આ પ્રથમ પ્રયાસ હોવા છતાં પ્રસ્તુત કૃતિમાં કરેલું કામ નાસ્પષ્ટ ધોરણે થયેલું છે. નિર્ણયો કરવાની બાબતમાં તેમણે પોતાની દૃષ્ટિ શરૂઆતમાં જ સ્પષ્ટ કરેલી છે. તેઓ કહે છે 'દરેક વિવાદગ્રસ્ત બાબતમાં નિર્ણય આપવાની સસ્તી ને ભયભરી મહત્ત્વાકાંક્ષામાંથી બચવા સમાન પ્રયત્ન કર્યો છે. મળેલા પુરાવાઓ ઉપરથી જેટલું ને જે સ્થિતિમાં તથ્ય સમજાય તેટલું તે સ્થિતિમાં રજૂ કરી છૂટવું અને કંઈ જ કદાગ્રહને તેમાં પ્રવેશવા દેવો નહિ એ સત્યસાધનનું પ્રથમ—અને ચરમ—આવશ્યક લક્ષણ ગણાવું જોઈએ.' આપણા આમેય દરિદ્ર સંશોધનસાહિત્યમાં નજીવા પુરાવાને આધારે લાંબાચોડા નિર્ણયો તારવી એવી તરંગોને ઐતિહાસિક સત્ય માની લેવાનું વલણ ઘણીયે વાર આપણને ખૂંચે છે. એ જોતાં પણ 'પુરાણોમાં ગુજરાત' શાસ્ત્રપૂત પદ્ધતિએ તૈયાર થયું છે એથી એની મૂલ્યવત્તા વધે છે.

એ ખરું કે અહીં એકઠી કરેલી કેટલીક સામગ્રી તો નિરુપયોગી ઠરે તેવી છે. તીર્થોની લાંબી લાંબી યાદીઓમાંથી ભાગ્યે જ ઐતિહાસિક હકીકતનો કોઈ કણ પ્રાપ્ત થાય. પુરાણોમાં ઇતિહાસોપયોગી સામગ્રી કરતાં કચરાકોટિનું દ્રવ્ય પુષ્કળ છે એ જાણીતું છે. છતાં કેટલીક અપસની બાબતોમાં વિવાદગ્રસ્ત મુદ્દાનો નિર્ણય લાવવાને અથવા તો નવો જ પ્રકાશ નાખવાને ઉમાશંકર સફળ થયા છે તે પ્રસ્તુત સામગ્રીનું ઇતિહાસની દૃષ્ટિએ સારું એવું મહત્ત્વ હોવાનું બતાવે છે. રુદ્રદામાના ગિરનાર-શિલાલેખમાં જેનો ઉલ્લેખ છે તે અપરાન્ત ગુજરાતની દક્ષિણે નહીં, પણ ઉત્તરે હોવાનું ઉમાશંકર સપ્રમાણ દર્શાવી શક્યા છે. દ્વારકાનો સ્થળનિર્ણય, 'ખંભાત' શબ્દની વ્યુત્પત્તિ, 'આનર્ત' ને 'દ્વારકા'ના અર્થ વિશે મૌલિક સૂચન, 'લાટ'ને લગતી ચર્ચા વગેરે લેખકની તોલનશીલ, તટસ્થ ને મૌલિક દૃષ્ટિના દ્યોતક છે. આથી 'નલગુમ પોતાને બિલ્લમાલના ગણાવે છે' (પા ૧૯૪) એવાં અશુદ્ધ વિધાનો, ધન્યકુબ્જ એક શબ્દાન્તર તરીકે નોંધવાનું રહી ગયું હોવાની શંકા, કે આનર્ત, અવન્તિ, ભરુકચ્છ, અપરાન્ત, શૂર્પારક, ઊર્જયત, કચ્છ વગેરે જે જે સ્થળની બાબતમાં જેટલી અનિશ્ચિત મળતી હોય ત્યાં લાગતું જ દેશ્ય મૂળ કલ્પી લેવામાં રહેલું સાહસ આવું આવું આપણને આ પુસ્તકમાં ક્વચિત જ જોવા મળે છે. હા, વ્યુત્પત્તિચર્ચામાં કેટલેક સ્થળે આપેલો વિકાસક્રમ ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ દુષિત ઠરે તેમ છે, તેમ પૌરાણિક શબ્દોની ચર્ચા માટે આવશ્યક પ્રાકૃતોનું સારું એવું જ્ઞાન તેમની પાસે હોત તો કૂષ્માણ્ડના કોહલ-કોહલ એ જાણીતા આદેશને આધારે કૂષ્માણ્ડેશ્વરને કોલ્હાપુરનો સંબંધ સ્થાપવા જેવી બાબતમાં તેમને પ્રશ્નાર્થ ન મૂકવો પડત એ સાચું. પણ સમગ્ર પુસ્તકમાં વ્યક્ત થતાં તોલનશક્તિ, અભ્યાસ અને શાસ્ત્રીય ચીવટ પ્રશસ્ય હોવાને કારણે ઉપર ઉલ્લેખેલી ઝીણી ક્ષતિઓ નજીવી જ ગણાય.

હરિવલ્લભ ભાયાણી

---

પ્રકાશક ચન્દ્રકાન્ત મહેતા ભારતીય વિદ્યાભવન ૩૩ ૩૫ હારવે રોડ મુંબઇ
મુદ્રક ધીરુભાઈ દલાલ એસોસિયેટેડ એડવર્ટાઈઝર્સ એન્ડ પ્રિન્ટર્સ લિમિટેડ, ૫૦૫, આર્થર રોડ, તારદેવ, મુંબઈ ૭

# ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા

સંપાદકો
ચીમનલાલ શાહ
ચન્દ્રકાન્ત મહેતા

પુસ્તક ૫ | જુન-જુલાઈ ૧૯૪૮ | અંક ૭ ૮

સાહિત્ય રસિક બન્ધુઓ,

આ સ્થાને આપે મને આમન્ત્ર્યો એ આપની ઉદારતા છે, મારી લાયકાત નથી. હજી મને તો શુદ્ધ હિન્દીમા બોલવા જેટલો મારા પર વિશ્વાસ પણ નથી. પણ એક રીતે કહો તો હિંદી ભાષા અમારે મન કદી પરપ્રાન્તીય ભાષા હતી નહિ અમારા ભજનિકો હિંદી ભજનો ગાતા, એટલુ જ નહિ, હિંદીમા ભજનો લખતા, અમારા રસિક કવિઓ હિંદીમા અનેક રસના કાવ્યો લખતા, અને પ્રવીણસાગરનો હિન્દી ગ્ર થ હુ કૉલેજનો વિદ્યાર્થી હતો ત્યારે મે વાચેલો એટલો તાજો છે અમારા અત્યારના કવિઓ પણ આ પરપરાને વફાદાર રહી હિન્દીમા કવિતા લખે છે. અમારી ભવાઈ એટલે લોકનાટકમા કેટલાય પાત્રો હિન્દી બોલે છે અને હવે તો હિન્દીને આપણે રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારી છે એટલે હિન્દી અમારે મન પારકી ભાષા નથી જો કે હિન્દીના શુદ્ધિના આગ્રહી વિદ્વાનોને મારે ચેતાવવા જોઈએ કે અમારી ચાલુ હિન્દી સાભળીને એમણે ચમકી ન જવુ, અને હિન્દી રાષ્ટ્રભાષા થશે ત્યારે તેના અનેક પ્રાતિક રૂપાન્તરો સાભળવા તેમણે તૈયાર રહેવુ

આજનો કાર્યક્રમ લોકસાહિત્ય, લોકગીત, લોકનૃત્યનો છે લોકનાટ્ય આમા રહી જાય છે જો કે એ પ્રકારને માટે રગભૂમિ કે પડદાના ઉપસ્કારની જરૂર હોતી નથી ગમે તેવી મેદનીમા એક માણસ ચાલી શકે એવી કેડી, ગોળ કુંડાળી કરવા એક નાનુ સરખુ ખુલ્લુ કુંડાળુ, એક મશાલ, ટોળામા નજીક બેઠેલા થોડા બજવૈયા, આટલુ એ નાટક માટે બસ હોય છે આપણા કવિઓએ જૂના નવા સાહિત્યના અનેક પ્રકારોને અપનાવ્યા છે, પણ ભવાઈનો પ્રદેશ હજી અણખેડ્યો જ રહ્યો છે, એને હુ આપણા સર્જકોની એક મર્યાદા જ સમજુ છુ, એમની સમક્ષ પડેલુ એક આહ્વાન (Challenge) સમજુ છુ. એના જેવો લોકસુગમ બીજો કોઈ સાહિત્યપ્રકાર નથી. લોકપ્રિયતામા નાટક તે પછી આવે.

આજે આપની સમક્ષ લોકગીત લોકનૃત્ય પવાડા વગેરે થશે. એ જોવા અને એમાથી રસ લેવો સહેલો છે એ કલાના ઉપભોગ માટે બહુ પ્રયત્ન કરવો પડતો નથી તેને માટે ટીકા, અર્થસ્ફોટ, ભાષ્ય, ટિપ્પણ notes, annotations, કશુ જોઈતુ નથી સર્વગમ્યતા, સદ્યોગમ્યતા, અપ્રયત્ન ગમ્યતા, એને લોકસાહિત્યનુ એક લક્ષણ ગણી શકાય—તેમા માત્ર એક જ અપવાદ છે. આપણે પોતે લોક મરી ગયા હોઈશુ તો એમાથી રસ નહિ લઈ શકીએ, અને ત્યારે કોઈ ભાષ્ય કે ટિપ્પણ પણ આપણને મદદ નહિ કરી શકે.

લોક સાહિત્ય અપ્રયત્નગમ્ય છે, પણ તેની વ્યાખ્યા આપવી મુશ્કેલ છે કલામીમાસકો કહે છે કે કાવ્યનુ મૂળ ballad છે, જે કાવ્ય–સગીત –નૃત્યનુ એક મૂર્ત સ્વરૂપ છે બધા સાહિત્યનુ એ એક જ મૂળ હતુ એમ હુ એકદમ નથી સ્વીકારી શકતો જગતનુ ઉપલબ્ધ પ્રાચીનતમ સાહિત્ય ઋગ્વેદના સૂક્તો, ballads છે એમ માનવા મારુ મન તૈયાર નથી પણ એ ગમે તેમ હોય લોક સાહિત્યના ગીતો તે બૅલેડની નજીકમા નજીક છે કલાના એવા સશ્લિષ્ટ રૂપો અન્યત્ર માન્ય થયેલા છે. गीत वाद्य च नृत्य च त्रिधा सगीतमुच्यते । તેની પેઠે આપણે કહી શકીએ કે काव्य गीत च नृत्य च लोकगीतमुदाहृतम् ।

આ ગીતોમા ગાયન અને નૃત્ય વણે ભાગે સમૂહમા થાય છે ખુલ્લામા આખા સમાજ સમક્ષ એ પ્રયોજવાનુ છે અલબત લોકસાહિત્યના કેટલાક પ્રકારો સ્વરૂપથી જ સામૂહિક ન હોઈ શકે, જેમકે ઘોડિયાગીતો, ઘટીગીતો, પરભાતિયા વગેરે પણ એવા થોડા જ છે અને એ પણ લોકસાહિત્યના

એક બીજા સામૂહિક તત્ત્વ સાથે સંબદ્ધ છે એ તત્ત્વ તે સમાજની વ્યક્તિઓને સર્વસાધારણ એવા પ્રસંગોમા એ પ્રકારનો થતો વિનિયોગ ઘણુ ખરુ લોકસાહિત્ય એમ સમાજના પ્રસંગોએ જ નિયોજવાનુ હોય છે, જેમકે લગ્નપ્રસંગ, મરણુ પ્રસંગ, યજ્ઞોપવીત, બાળકને રમાડવાનો, ઊંઘાડવાનો થૈ થૈ ચલાવવાનો, જાહેર ઉત્સવોનો, રાજદરબારોનો, ગતે મંડળીમા બેસી ભજન કરવાનો વગેરે વગેરે આ ઉપરથી કહી શકાય કે ઘણુખરુ ગાવાનુ સાહિત્ય ખુલ્લામા મેદની સમક્ષ ગાવાનુ હતુ. એટલે એ સાહિત્ય, સરલ સદ્યોગમ્ય અપ્રયત્નગમ્ય હોવુ જોઈએ એની ભંગીઓ, વાક્યરચના, અલંકારો, પ્રતીકો એ સર્વ તરત સમજાય એવા હોવા જોઈએ એનો વિષય સર્વસાધારણ હોવો જોઇએ એનુ સંગીત પણ ઘણા એક સાથે ગાઈ શકે એવુ હોવુ જોઈએ તે ખુલ્લી હવામા ઘડાયેલુ અને પોષાયેલુ છે તેમા વૈયક્તિક કરતા સમૂહગત વસ્તુને વધારે અવકાશ છે તેમા વૈવિધ્યને અવકાશ છે, પણ તે ઉપરના સ્વરૂપને અનુકૂળ રીતે

પવાડાનો પ્રકાર ખાસ કરીને મહારાષ્ટ્રે ખેડેલો છે એ વાસ્તવિક રીતે વીરના પરાક્રમોના પ્રશસ્તિગીતો છે ૬ માનુ છુ, દક્ષિણમા એની લાંબી પરંપરા છે, અને સંગીતરત્નાકરમા ગદ્યપ્રબન્ધ ગાવાની પદ્ધતિનુ નિરૂપણ છે તે આનુ પૂર્વરૂપ હોય! મહારાષ્ટ્રે અર્વાચીન યુગમા આનો વિકાસ કર્યો છે. તેણે પવાડો અર્વાચીન સમાજને સંબોધેલો છે, અને અર્વાચીન વસ્તુને વિષય કર્યો છે ગુજરાતીમા મધ્યયુગમા પવાડા છે, પણ ત્યા તે સાહિત્યપ્રકાર છે, લોકસાહિત્ય નથી પણ ગુજરાતી લોકસાહિત્યમા પણ પરાક્રમોના ગીતો છે, જો કે તેનો કોઈ એક જ પ્રકાર નથી, અનેક પ્રકારો છે અમારા લોકલાડીલા કવિ મેઘાણીએ એ પ્રકારોને લોકપરિચિત કર્યા, અને ચાલુ જમાનાના નવા રચ્યા અને ગાયા સત્યાગ્રહની લડત દરમિઆન એમણે ઘણા યુદ્ધગીતો રચ્યા, પણ એ યુદ્ધોને અંતે આપણને જે આઝાદી મળી તે જોવા તે ન રહ્યા મૃત્યુએ એમને આતરી લીધા અત્યારે અમે ગુજરાતીઓ બીજાઓ સાથે, મુંબઈની જનતા આગળ લોકગીતોનો જલસો કરવા ઉપસ્થિત થયા છીએ ત્યારે અમને એમની ખોટ ફરી તાજી થઈ આવે છે

આ પ્રકાર લોકસાહિત્ય હોવાથી, સામાન્ય કાવ્યોમા જે ઉચ્ચાવચતા હોય છે, તે તેમા નિરવકાશ બને છે, એમ માનવુ ખોટુ છે. એમા પણ ઉત્તમ મધ્યમ અધમ એવા ભેદો, લોક ટોળાની વ્યક્તિઓમા હોય એવા હોય છે અને બીજુ લોકસાહિત્ય ઉપભોગમા સહેલુ છે, માટે સર્જનમા સહેલુ છે એમ માનવુ એ ભૂલ છે. પહેલા કરતા એનુ સર્જન અત્યારે કદાચ વધારે મુશ્કેલ છે પહેલાનો કવિ અત્યારના જેવો કલાકાર હોવાના ભાનવાળો નહોતો પછી તે ઉત્તમ કવિ હોય કે સાધારણ હોય અને લોક સાહિત્યમા ઉત્તમ કવિતા છે તે સાથે ગમે ત્યાથી ધ્રુવપદ લઈ, ગમે તેવી વાત જોડીને ગાવાના ગીતો પણ રચાયા છે એવા કવિમા નૈસર્ગિક પ્રતિભા નહોતી, ત્યારે તેને કલાની મહેચ્છા પણ નહોતી, હલકી કલાની શરમ પણ નહોતી અત્યારનો કવિ સભાન છે, એનુ મન બાહ્ય લોકજીવન કરતા પોતાના અનુભવોમા વધારે રચ્યુપચ્યુ રહે છે, એટલે તેને માટે લોકગીત રચવુ અઘરુ છે પણ જીવનના બધા પ્રદેશોની પેઠે સાહિત્યના પણ સાહસિકો હોય છે—યશ પ્રાર્થી હોય છે. એવાઓને મન કલા કરતા કીર્તિ વિશેષ છે ગમે તેવી રીતે થોડા પાદડા, થોડા વૃક્ષો, થોડા ફૂલો, એકાદ ચન્દ્ર, થોડા તારા, ઝરણા, વાદળી વગેરેને આમ તેમ ગોઠવી તે ગીત કરવા તૈયાર છે—એવી આશાએ કે સુંદર વસ્ત્રાભૂષણવાળી બહેનો એને ગાશે, જુદા જુદા રંગના પ્રકાશના ઝબકારાથી તેમા વૈચિત્ર્ય પૂરી શકાશે અને થોડા મિત્રો તેને વખાણશે

પણ હુ નકામો ટીકાને રસ્તે ચડી ગયો જીવન ભરનો અભ્યાસ એટલે આજનો દિવસ પણ સાચવી શક્યો નહિ અને અમારા અત્યારના લોકસાહિત્યમા પણ વિશાળ ઉન્નત દૃષ્ટિના, જીવનની ફિલસૂફીના, ગહન ભાવોના, ઊંડા દર્દોના ગીતો છે, અને અમે એને માટે અભિમાન ધરાવીએ છીએ

હિન્દીભાષા-પ્રેમીઓ હિન્દીના વિદ્વાનો, આજે મુંબઈમા આવ્યા છે એ મુંબઈનો ઉત્સવ છે એ

ઉત્સવમા લોકસાહિત્યની રજુઆત એ ઉત્સવ ઊજવવાનો એક નૈસર્ગિક પ્રકાર છે એ ઉત્સવનો આનદ આપ સર્વને મળે એમ ઇચ્છી, મારા વક્તવ્યનુ અવધાન હુ દૂર કરુ છુ

ૐ ફરીથી આપ સર્વનો આભાર માનુ છુ *

રામનારાયણ વિશ્વનાથ પાઠક

## કવિશ્રી ન્હાનાલાલ સ્મારક–ગ્રથ

સુજ્ઞ મહાશય,

શ્રી રાજકુમાર કૉલેજ કવિશ્રી ન્હાનાલાલ સ્મારક સમિતિ રાજકોટ તરફથી સ્વર્ગસ્થ કવિશ્રી ન્હાનાલાલ સ્મારક અગે ન્હાનાલાલ–પારિતોષિક આદિ જે યોજનાઓ વિચારવામા આવી છે તેમા કવિશ્રી ન્હાનાલાલ સ્મારક–ગ્રથનો પણ સમાવેશ થાય છે એનુ સપાદન કાર્ય સમિતિએ અમને સોપેલુ છે ગુજરાતના અર્વાચીન કવિશ્રેષ્ઠ માટે એક સ્મારક–ગ્રથ પ્રગટ કરવાની ગુજરાતી સાહિત્યના હરકોઈ પ્રેમીને મજુર હોવી જોઈએ આ યોજનાને આપના સક્રિય સહકારની જરૂર રહેશે આપ ગુજરાતી સાહિત્યના અને કવિશ્રીની કૃતિઓના અભ્યાસી છો અને કવિશ્રીના અગત સપર્કમા પણ આવ્યા હશો આથી આપને સાગ્રહ વિનતિ કરવાની કે કવિશ્રીના જીવન અને કવન સબધી આપનો લેખ—સસ્મરણો કવિશ્રીની કોઈ કૃતિ કે એમની વિપુલ સાહિત્યસેવાના કોઈ એક પ્રકાર પર અભ્યાસલેખ અથવા અજલિકાવ્ય—વહેલામા વહેલી તકે મત્રીને મોકલી આપી સ્વ કવિશ્રી પ્રત્યેનો આપનો સદ્ભાવ વ્યક્ત કરશો અને કવિશ્રી પ્રત્યેનુ ગુજરાતનુ ઋણ અદા કરવામા આ રીતે આપનો ફાળો આપશો ગ્રથનુ પ્રકાશન શક્ય તેટલુ વહેલુ કરવાની અમારી ઇચ્છાને આપ અનુકૂળ થશો એવી આશા છે

રામનારાયણ વિ. પાઠક (પ્રમુખ)
રવિશકર મ. જોષી
ચતુરભાઈ શ. પટેલ
અનતરાય મ. રાવળ
ઢુંઢાભાઈ ગો. ધામેલીયા (મત્રી)

રાજકુમાર કૉલેજ
રાજકોટ તા ૨૫–૫–૧૯૪૮

*મુબઈમા ૧૯૪૭ના નાતાલમા હિન્દી સાહિત્ય સમેલન ભરાયુ હતુ તે દરમિયાન સાજના લોકસાહિત્યના કાર્યક્રમના આમુખ તરીકે આપેલુ વ્યાખ્યાન

## "માનવી ખડિયેરો" અને "પાનનાં બીડાં"

કાકાસાહેબ કાલેલકર કે કિશોરલાલભાઈ જેવા લેખકો નવલકથાનુ સર્જન કરે કે બીજી ભાષામાથી નવલકથાનો અનુવાદ કરે તે વાત મનવામા આવે તેવી છે? એમના ચિત્તનુ આખુ તત્રજ એવુ છે કે કલ્પનાપ્રધાન સર્જનો પ્રત્યે એમને અભિરુચિ જ ઓછી રહે એમની દૃષ્ટિએ કલા માનવીના મનની ઉત્તમોત્તમ શક્તિનો સ્વયભૂ અને રસપ્રધાન આવિર્ભાવ નથી પણ જીવનને ઓપ અને સસ્કાર આપનારી પ્રવૃત્તિ છે, કેવળ રજન કે આનદ આપનારુ સાધ્ય નથી પણ જીવનને બલિષ્ઠ પરાક્રમી અને તેજસ્વી બનાવવા માટેનુ સાધન છે કલા, આ રીતે, એમની દૃષ્ટિએ જીવનની એકમાત્ર તો ઠીક પ્રધાન પ્રવૃત્તિ પણ નથી જેટલે અશે એ જીવનને પોષક અને ઉપકારક નીવડે તેટલે અશે જ એ ઉપયોગી ગણાવી જોઈએ એવી એમની શ્રદ્ધા હોવાથી કલા ધ્યેયલક્ષી હોવી જોઈએ એવી એમની માન્યતા છે એટલે કલા પ્રવૃત્તિમા પણ શિષ્ટ અને ગભીર કલાસ્વરૂપો માટે એમને જેટલો આદર હોય તેટલો હળવા અને કેવળ લીલામય સ્વરૂપો માટે ન હોય તે સમજી શકાય તેવુ છે અને તેથી જ સાહિત્યમા, એમને નવલકથા કે વાર્તા માટે હોય તેના કરતા ઉત્તમ કાવ્યકૃતિઓ અને ગભીર તત્ત્વચર્ચા માટે વિશેષ પ્રીતિ હોય તે સ્વાભાવિક છે

આનો અર્થ એવો નથી કે નવલકથા કે વાર્તાને એ હલકા પ્રકારનુ કલાસ્વરૂપ ગણે છે રવિશાણુ જેવાની નવલકથાઓ કાકાસાહેબનો મનનવિષય બની છે તે જ બતાવે છે કે નવલકથા માત્ર કે વાર્તામાત્ર પ્રત્યે એ ઉપેક્ષાભાવથી જોતા નથી ઊલટુ, સારી કૃતિઓ વાચવાવિચારવાનુ જેમ સૌ સહૃદય વાચકોને તેમ તેમને પણ ગમે પણ નવલકથા અને વાર્તાઓનો આખો કલાપ્રકાર એકદર રીતે વિશેષે કરીને રજનલક્ષી બની ગયો હોવાથી—અને કેવળ રજન એમની દૃષ્ટિએ કલાકૃતિમા ગૌણ સ્થાનનુ અધિકારી હોવાથી, એ કલાપ્રકાર માટે એમને સવિશેષ ઉત્સાહ કે અભિનિવેશ ન હોય તે કુદરતી છે ઉપરાત

નવલકથા વાર્તા આદિમા મનન કે ચિન્તનના તત્વ કરતા કલ્પનાનુ તત્ત્વ વિશેષ હોવાથી, એ રીતે પણ એ તેમને બહુ આકર્ષક ન લાગે તે બનવાજોગ છે.

તેમ છતા એકલા કાકાસાહેબ કે એકલા કિશોરલાલભાઈ નહિ, પણ બન્ને સાથે મળીને પેરી બરજેસ કૃત Who Walk Alone નામની અંગ્રેજી નવલકથાનુ ગુજરાતીમા ભાષાન્તર કરે છે એ આપણે સા જેટલે વિરલ તેટલો જ આનન્દદાયક પ્રસગ છે આ હકીકત જેમ એક તરફથી અનુવાદકકર્તાઓની રસજ્ઞતા, ગુણજ્ઞતા અને વિનમ્રતાની દ્યોતક છે તેમ બીજી તરફથી મૂળ કૃતિની આન્તરિક મહત્તાની અને વક્તવ્યની ગુણવત્તાની સૂચક પણ છે શ્રી વિશ્વનાથ ભટ્ટ જેમને સાહિત્યના યતિઓ તરીકે ઓળખાવે છે તેવા આ લેખકો પણ જેનો અનુવાદ કરવાને પ્રેરાયા તે કૃતિની ગુણવત્તા માટે ભાગ્યે જ કોઈને કશુ કહેવાનુ રહે

Who Walk Aloneનુ આ ભાષાન્તર—માનવી ખડિયેરો—કાકાસાહેબ અને કિશોરલાલભાઈ કરવાને પ્રેરાયા તેનુ કારણ એ કોઈ સમર્થ નવલકથા છે એ નથી ભાષાન્તરકર્તાઓ પોતે જ કહે છે તે પ્રમાણે એમા સમર્થ નવલકથાની કોઈ ભારે વસ્તુસકલના નથી એમા અલબત્ત વાતાવરણ જનસ્વભાવ સભાષણ, નિસર્ગવર્ણનો વગેરે તત્ત્વો છે ખરા અને તેને લીધે નવલકથા તરીકે 'માનવી ખડિયેરો' સફળ કૃતિ બની છે એ પણ ખરુ પણ કાકાસાહેબ અને કિશોરલાલભાઈ એનુ ભાષાન્તર કરવાને પ્રેરાયા તેનુ કારણ એ નથી એ કારણ તો એ છે કે એમા કુષ્ઠ રોગ જેવી અસાધારણ આપત્તિમા યે ધીરજ અને પુરુષાર્થ દાખવનારા એક જીવનવીરની કહાણી કહેવામા આવી છે

કથાનો નાયક નેડ લૅગફર્ડ ફિલિપાઈન ટાપુઓને સ્પેનની ગુલામીમાથી મુક્ત કરાવવા માટે અમેરિકાએ સ્પેન સામે જાહેર કરેલા યુદ્ધમા ઉત્સાહભેર દાખલ થાય છે ત્યાર બાદ પોતાના પિતાના ધીકતા ધધાનો વારસ બને છે જેન જેવી પ્રેમળ અને કલારસિક તરુણી જોડે વિવાહબદ્ધ થઈ ભૂમિ પર સ્વર્ગ ઉતારવાના કોડ સેવે છે ટૉમ જેવા નિખાલસ અને બાહોશ ભાઈના સહકારથી દુન્યવી દૃષ્ટિએ આગળ વધવાની મુરાદો ઘડે છે પણ એટલામા એક નાનકડું ચાઠું એનો આખો જીવનપ્રવાહ ચૂકવી નાખે છે પણ છતા એ નિરાશામાથી ધીમે ધીમે એ પોતાને સભાળી લે છે સ્વદેશ અને સ્વજન છોડીને દૂર જઈને વસે છે ત્યાના લોકો સાથે બની શકે તેટલો એકરૂપ થવાનો પ્રયાસ કરે છે અને વિનાશમાથી પણ ફરી નવો જીવનરસ ઉપજાવી નવી સૃષ્ટિ રચે છે આ સાત્ત્વિક અને અદ્ભુત જીવનકાર્યની કથા આ નવલકથામા આલેખવામા આવી છે

આમ આ નવલકથાનુ કલાવિધાન નહિ પણ વક્તવ્ય ભાષાન્તરકર્તાઓના સમભાવને પાત્ર બન્યુ છે એ વક્તવ્યમા અલબત્ત કુષ્ઠરોગીઓ પ્રત્યે વાચકોની દયાવૃત્તિ જગાડવાનો પ્રયત્ન નથી પણ કોઢિયા કહીને સામાન્ય રીતે આપણે જેનો તિરસ્કાર કરવાને ટેવાયેલા છીએ તે રોગીઓ પણ આપણા જેવા જ મનુષ્યો છે અને મનુષ્ય તરીકે એ આપણા સમભાવ સહકાર અને આદરના અધિકારી છે એ હકીકત આ વીરગાથામા સ્વાભાવિક રીતે સિદ્ધ કરવામા આવી છે

એનુ ગુજરાતીમા ભાષાન્તર કરતી વેળા ભાષાન્તરકર્તાઓએ મૂળ કૃતિને બીજા કોઈ પ્રકારનો દેશી પહેરવેશ આપ્યા વગર એના વિદેશી ચોકઠામા જ આપવાનુ નક્કી કર્યું છે એટલુ જ નહિ પણ જરૂર લાગી ત્યા તેમા યે અગ્રેજી શબ્દોને પણ રહેવા દીધા છે ફિલિપાઈન ટાપુઓ—જેની ભૂમિકા આ નવલકથામા મહત્ત્વનો અશ છે તેના લોકોના રિવાજો શિષ્ટાચારો વગેરે બધુ જેવુ ને તેવુ જ રાખ્યુ છે આને પરિણામે ભાષાન્તરકારોની ધારણા પ્રમાણે ચિત્રની પ્રામાણિકતા જળવાઈ શકી છે

જોડણીમા ભાષાન્તરકારોએ એકાદ બે નવા સકેતો સ્વીકાર્યા છે અને હલન્તની જેમ ઉચ્ચારાતા અકારાન્ત વ્યજનોને બનતા સુધી એમ ને એમ રહેવા દીધા છે અગ્રેજી કબ્રસ્તાન, કટ્રાકટ કારકિર્દી ગર્જ્યો તાડપત્રી દર્દી, વર્તે વગેરે શબ્દોમા અકારનો સ્પષ્ટ ઉચ્ચાર ક્યા કરવો

અને ક્યા ન કરવો તે સમજી લેવાનુ રૂઢિ પર છોડીને, એ શબ્દોને અગરેજી, કબરસ્તાન, કક્રિકેટ કારકિર્દી, ગરજ્યો, તાડપતરી, દરજી, વગેરે, એ પ્રમાણે અકારાન્ત વ્યજનો સહિત લખ્યા છે.

આ ઉપરાત Jane, Cake, Base, Spain, Train, Share, Square, Pair વગેરે શબ્દોના લેખનમા એમણે વિશિષ્ટ સકેતો સ્વીકાર્યા છે આને પરિણામે મૂળ અંગ્રેજી ભાષામાના વિશિષ્ટ ઉચ્ચારણો પ્રત્યે આપણુ ધ્યાન ખેચાય છે પણ સાચા ઉચ્ચારણો કેવળ રૂઢિથી અથવા ઉચ્ચારદર્શક શબ્દકોષની મદદ વડે જ શોધી શકાય તેમ હોવાથી, અગ્રેજી ભાષાના વિશેષજ્ઞ ન હોય તેવા વાચકો આ પુસ્તકમાના અગ્રેજી શબ્દોના ઉચ્ચારો પરત્વે ગોટાળે ચડી જાય એવો સભવ ઓછો નથી

અલબત્ત, આપણી ભાષા અને અગ્રેજી ભાષાના ઉચ્ચારણો વચ્ચે કેટલાક સૂક્ષ્મ ભેદ છે અગ્રેજી, કારકિર્દી, કબ્રસ્તાન વગેરે શબ્દોમાના લઘુશ્રુતિ અકારને ન જોડાક્ષરોદ્વારા દર્શાવી શકાય, ન અકારાન્ત વ્યજનોદ્વારા દર્શાવી શકાય એ જ પ્રમાણે ન સપૂર્ણ વિવૃત, ન સપૂર્ણ સવૃત્ત એવા Jane, Cake, Base, Spain વગેરે શબ્દોમાના એકારને દર્શાવવા માટે પણ વિશિષ્ટ સકેતની જરૂર અવશ્ય છે એ દૃષ્ટિએ જોતા કાકાસાહેબ અને કિશોરલાલભાઈએ સ્વીકારેલી સકેત વ્યવસ્થા આપણા જોડણીશાસ્ત્રીઓએ વિચારી જોવા જેવી છે.

આ ઉપરાત, આ પુસ્તકમા કેટલાક અગ્રેજી અને બીજા પરભાષાના શબ્દોનો ઉપયોગ જે રીતે કરવામા આવ્યો છે તે પણ નોંધપાત્ર છે જે શબ્દો સામાન્ય બોલચાલમા ખૂબ રૂઢ થઈ ગયા હોય તેવા શબ્દો માટે દેશી શબ્દો વાપરવાનો કે યોજવાનો આગ્રહ ભાષાન્તરકારોએ રાખ્યો નથી તેમ જ કેટલાક રૂઢ ન હોય છતા નવા ગુજરાતી કરતા અગ્રેજી જ વધારે સહેલા અને રૂઢ થવા લાયક લાગ્યા હોય તો અગ્રેજી શબ્દો જ એમણે રહેવા દીધા છે આ હકીકત ખૂબ નોંધપાત્ર છે અગ્રેજી સાહિત્યસસ્કાર કે રાજકીય સત્તાના વર્ચસ્વમાથી આપણે મુક્ત થઈશુ ત્યાર પછી પણ કેટલાક મહત્ત્વના અગ્રેજી શબ્દો આપણે ત્યા રહી જવાના. એવા શબ્દોને રૂઢિને લીધે આપણે ગુજરાતી જ બની ગયેલા ગણવા જોઈશે. લોકજીભે ચડી ગયેલા એવા શબ્દોના ગુજરાતી પર્યાયો આપવાનો કે વડવાનો ભદ્રભદ્રીય આગ્રહ રાખવો તેના કરતા તેને એમ ને એમ આત્મસાત્ કરી દેવા એ વધારે સરળ અને વધારે સારુ છે એ હકીકત આપણે સમજી લેવી જોઈએ કાકાસાહેબ અને કિશોરલાલભાઈએ એટલા માટે આ પુસ્તકમા અનેક અગ્રેજી અને વિદેશી શબ્દો એમના એમ રહેવા દીધા છે

કેટલાક શબ્દોના એમણે ગુજરાતી પર્યાયો આપ્યા છે એવા પર્યાયોમાના કેટલાક એમણે હિન્દી, મરાઠી વગેરે ભાષાઓમાથી લીધા છે તો કેટલાક નવા ઘડ્યા છે એ બધા પર્યાયો એકસરખા અર્થવાહક અને ભાવક્ષમ છે એમ કહી શકાય તેમ નથી. એટલુ જ નહિ પણ કેટલાક પર્યાયો શુદ્ધ અને શિષ્ટ ભાષાશૈલીમા ચાલે તેમ છે, ત્યારે કેટલાક અતિશય વધારે પડતા સાદા છે દાખલા તરીકે Self-consciousness માટે અહભાર negative માટે જતુમુક્ત અને disinfected માટે જતુશુદ્ધ, એવા પર્યાયો ભાષાન્તરકારોએ સ્વીકાર્યા છે એ પર્યાયોની સાથે insensitive માટે 'અલાગણો', feeling માટે 'જાણપ', refregerator માટે 'ઠારપેટી' Quarrantine માટે 'નીરખસૂતક'—એ પર્યાયોને સરખાવીએ એટલે ઉપલા કથનનુ તાત્પર્ય સમજાશે Reaction માટે 'વિ-પરિણામ' કે epidemiologist માટે 'વેગીરોગશાસ્ત્રી' જેવા પર્યાયો ભાષામા પ્રચલિત બની શકે તેમ લાગતુ નથી અને 'ટેવવણી' અને 'ડરરાણુ' જેવા શબ્દોમા ઉપરાઉપર આવતા બે 'વ' અને બે 'ર' કે 'ઢાળ જેવા દાદર'ને માટે યોજવામા આવેલા 'ઢાળડો' જેવા શબ્દમાના એકી સાથે વપરાયેલા 'ળ' અને 'ડ' ઉચ્ચારો સૌકર્યથી થઈ શકે તેમ લાગતુ નથી તેમ છતા આ બધા પર્યાયો આપણા ભાષાપ્રેમીઓએ અને ભાષાન્તરપ્રેમીઓએ સમભાવપૂર્વક વિચારી જોવા જેવા છે

શ્રી જ્યોતીન્દ્ર હ દવેના 'પાનના બીડા'મા બત્રીસ લેખોનો સગ્રહ કરવામા આવ્યો છે.

ટિખળ, શ્લેષ, શબ્દરમત, સરખામણી અને વિરોધ, અને સંસ્કૃત ન્યાયશાસ્ત્ર અને વેદાંતશાસ્ત્રના કેટલાક સામાન્ય સિદ્ધાન્તો : આ બધી જ્યોતીન્દ્રની જાણીની કરામતો આ પુસ્તકમાં પણ જોવામાં આવે છે. જ્યોતીન્દ્રની હાસ્ય નિષ્પન્ન કરવાની રીત નોંધપાત્ર છે. કોઈવાર એ ભાષાની ઉક્તિના વૈચિત્ર્યમાંથી હાસ્ય જન્માવે છે તો કોઈવાર પરિસ્થિતિની વિચિત્રતામાંથી હાસ્ય નિષ્પન્ન કરે છે. કોઈકવાર વળી માનવસ્વભાવની વિસંગતિ હાસ્યનું કારણ બને છે. કેટલીકવાર 'હું અને મારું' કે 'દવાની જાહેરખબરો' જેવા લેખોમાં થયું છે તે પ્રમાણે વક્તવ્ય પોતે હાસ્યક્ષમ નથી હોતું; પણ ગંભીર વક્તવ્યને હાસ્યમય દૃષ્ટાંતો, ઉદાહરણો વગેરે વડે વ્યક્ત કરવામાં આવ્યું હોય છે. તો કેટલીકવાર પહેલેથી છેલ્લે સુધી અવળવાણીનો જ આશ્રય લઈને ગંભીર શૈલીમાં હાસ્યની નિષ્પત્તિ કરવામાં આવી હોય છે. જ્યોતીન્દ્રની બુદ્ધિનો સાચો ચમકાર એવા લેખોમાં જોવા મળે છે. મોઢું ગંભીર રાખીને, ગળે ઘૂંટડો ઊતરી જાય તેવી રીતે દલીલો પર દલીલો કરીને, જાણીતાં દૃષ્ટાન્તો આપીને અને ટૂચકાઓ કહીને એ જ્યારે ખોટી વાતને સાચી સાબીત કરે છે ત્યારે કેટલીકવાર એમાં અસાધારણ રીતે સ્વચ્છ અને સૂક્ષ્મ બુદ્ધિપ્રતિભાના દર્શન થાય છે; અને પથરાટમાં રેલાઈ જતા અને પાખા પડી ગયેલા પોતવાળા વક્તવ્યમાં પણ 'ગુપ્તાની નોંધપોથી' અને 'રંગતરંગ' ભાગ ૧ ના જ્યોતીન્દ્ર દવેનો વર્તમાન ગુજરાતના ઉત્તમ હાસ્યકાર તરીકેનો પરિચય તાજો થાય છે *

૨૨-૬-૧૯૪૭. મનસુખલાલ ઝવેરી

*ઑલ ઇન્ડિયા રેડિયોના સૌજન્યથી.

## કણસ્વર અ

ગુજરાતી 'કામ', 'રમત', 'માણસ' એવા શબ્દોમાં છેવટના વર્ણમાં, 'ચોપડી', 'ભમતો' એવા શબ્દોમાં વચલા વર્ણમાં કે 'શરમાળ', 'સગવડ', જેવા શબ્દોમાં બીજા વર્ણમાં અકાર કોઈ પણ સ્વરૂપે ઉચ્ચારાય છે કે એ વર્ણો માત્ર વ્યંજનો તરીકે ઉચ્ચારાય છે: આ બાબતમાં વિદ્વાનોમાં સારો એવો મતભેદ હોવાનું જાણીતું છે. નરસિંહરાવે તેમના ભાષાશાસ્ત્રીય વ્યાખ્યાનોમાં (ભાગ ૧, પા. ૨૦૬-૨૧૪) મતાંતરોની નોંધ સાથે આ મુદ્દો વીગતે ચર્ચ્યો છે. એક તરફ બીમ્સ, હોર્ન્લે, ભાંડારકર, ગ્રીયર્સન, ટર્નર, ટેસીટરી, ટાગોર, ત્રિવેદી, દવે વગેરેએ આવા અકારને શાન્ત (*silent* કે *quiescent*) કે એવું કાંઈ નામ આપીને કે આપ્યા વિના, અનુચ્ચરિત કહ્યો છે—એટલે કે આવે સ્થળે અકાર છે જ નહીં, કેવળ વ્યંજન જ ઉચ્ચારાય છે એમ તેમનું માનવું છે. બીજી તરફ કેશવલાલ, નરસિંહરાવ, કે. કા. શાસ્ત્રી, વિષ્ણુપ્રસાદ વગેરેના મતે ઉપર્યુક્ત સ્થળે અકાર લઘુપ્રયત્ન ઉચ્ચારાય છે અને એથી તેમણે તેને દ્રુત કે લઘુપ્રયત્ન અકાર કહ્યો છે. ચર્ચાપ્રાપ્ત ઉચ્ચારણની ધ્વનિશાસ્ત્રની દૃષ્ટિએ ઉપપત્તિ આપી, આ બાબત આટલે ચોકખો મતભેદ પ્રવર્તવાનું કારણ શું એ સ્પષ્ટ કરવાનો પ્રસ્તુત નોંધનો આશય છે.

ઉચ્ચારણની લાક્ષણિકતાઓ અનુસાર જેમ આપણે વ્યંજનોના સ્પર્શ, ઊષ્મ, નાસિક્ય, અલ્પપ્રાણ, મહાપ્રાણ વગેરે પ્રકાર પાડીએ છીએ, તેમ સ્વરોના પણ વિધવિધ પ્રકાર ગણવામાં આવે છે. આપણને જાણીતા હ્રસ્વ ને દીર્ઘ ઉપરાંત શુદ્ધ ને સંયુક્ત, લઘુપ્રયત્ન ને પૂર્ણપ્રયત્ન, સ્પષ્ટ ઉચ્ચરિત અને ઉપાંશુ ઉચ્ચરિત (whispered) વગેરે ઉચ્ચારણની વિશિષ્ટતા પ્રમાણે સ્વરોના ભેદ પાડવામાં આવે છે.

આમાં અ, ઇ, ઈ, ઉ, ઊ, ઋ, એ, ઍ, ઓ, ઑ વગેરે શુદ્ધ સ્વરો છે, ઐ, ઔ, ઓઈ ('કોઈ,' 'જોઈતુ,' વગેરેમાં), આઈ ('ભાઈ,' 'રાઈતું' વગેરેમા), એઉ ('બેઉ' વગેરેમાં), આઉ ('ખાઉકડ' વગેરેમાં) વગેરે સંયુક્ત સ્વરો (diphthongs) છે. સાદી સમજણ આપવા માટે કહી શકાય કે શુદ્ધ અને સંયુક્ત સ્વરો વચ્ચે ફેર એટલો કે સંયુક્ત સ્વરોમાં શુદ્ધ સ્વરની લગોલગ એક બીજો સ્વર પણ ગૌણપણે ઉચ્ચારાય છે. એટલે સંયુક્ત સ્વરમાં બે ઘટકો હોય છે. તેમાં એક સ્વરનું ઉચ્ચારણ મુખ્ય સ્થાને છે, અને એ જ અંશ સ્વરભારનો વાહક બની શકે છે; બીજા સ્વરનુ ઉચ્ચારણ લઘુપ્રયત્ન હોય છે, [illegible]

ખ્યાલ આપવા માટે કહી શકાય કે શુદ્ધ હ્રસ્વ સ્વરની એક માત્રા ગણીયે તો સંયુક્ત સ્વરના ગૌણ અંશની માત્રા અરધી કે એથી ઓછી ગણાય લખાણમા સંયુક્ત સ્વર ઘણુંખરું બે વર્ણ દ્વારા દર્શાવાતો હોય છે, પણ તેનું ઉચ્ચારણ એકાક્ષરી છે 'કોઈ કોઈ' એમ જોડણીમા ચાર વર્ણો છે, પણ તેનુ ઉચ્ચારણ દ્વિ–અક્ષરી (dyssyllabic) છે—જો કે આપણી જોડણીમા 'ઐ' ને 'ઔ' સયુક્ત સ્વરો હોવા છતા એકેકા વર્ણથી જ દર્શાવાય છે

સસ્કૃત, ગુજરાતી વગેરેમાના સયુક્ત સ્વરોમા ઉત્તરાંશ ગૌણસ્થાને હોય છે સાધારણ રીતે 'ઇ' કે 'ઉ' જ સયુક્ત સ્વરોના ઉત્તરાંશ તરીકે આવે છે પણ ક્વચિત કોઈ ભાષામા બીજા સ્વરોનો પણ એ પ્રમાણે diphthongal element તરીકે ઉપયોગ થતો હોય છે. સયુક્ત સ્વરોમા મુખ્ય સ્થાને આવતો સ્વર પૂર્ણ પ્રયત્નથી ઉચ્ચારાય છે, એટલે એ પૂર્ણસ્વરના વિરોધે ગૌણસ્થાને આવતા diphthongal elementને આપણે કણસ્વર* (કણરૂપ સ્વર) એવુ નામ આપી રાખીયે.

કેટલીક ભાષાઓમા આ diphthongal elements કે કણસ્વરો માત્ર સયુક્ત સ્વરમા જ નહીં, પણ સ્વતત્રપણેયે વપરાતા હોય છે એટલે કે પૂર્ણપ્રયત્ન 'ઇ' 'ઉ'ની જેમ, લઘુપ્રયત્ન સ્વરો પણ સ્વતત્રપણે—બીજા કોઈ શુદ્ધસ્વરના ટેકા વિના—વ્યજનો સાથે વાપરી શકાય છે તામિલમા 'કાદુ' (કાન), 'મુક્કુ' (નાક) વગેરે શબ્દોમા અત્ય ઉકાર લઘુપ્રયત્ન છે. રોમન વર્ણાન્તરપદ્ધતિ (transliteration system) મા આવા લઘુપ્રયત્ન સ્વરોને પૂર્વના વ્યજનવર્ણની ઉપર ઝીણા ટાઈપના વર્ણદ્વારા દર્શાવવાનો પ્રબધ છે આમ સ્વતત્રપણે વપરાતા લઘુપ્રયત્ન ઉચ્ચારણવાળા સ્વરોને પણ આપણે કણસ્વર કહી શકીયે

*આ નવી સજ્ઞાના સમર્થનમા આટલુ નોંધી શકાય સયુક્ત સ્વરમા ઉત્તરાશ તરીકે આવતા 'ઇ'ને 'ઉ'નુ ઉચ્ચારણ અનુક્રમે 'ય્'ને 'વ્'ની ઘણુ જ નિકટ છે અને 'ઇ' 'ઉ' સાથેના આવા સબધને કારણે 'ય્' 'વ્'ને 'અર્ધસ્વર' એવી સજ્ઞા મળેલી છે.

આગળ કહ્યુ તેમ 'ઇ' ને 'ઉ' ઉપરાત કોઈ વાર અન્ય સ્વરો પણ કેટલીક ભાષામા કણસ્વર (diphthongal element) તરીકે પ્રયોજાતા હોય છે. ગુજરાતીમા અકારનો આવી રીતે પ્રયોગ થાય છે ચાલુ વાતચીત કે સંભાષણમા 'ચોપડી', 'બોલતો', 'બારણુ', વગેરે જેવા શબ્દો જ્યારે બહુ ઉતાવળ વિના ઉચ્ચારાય છે ત્યારે તેમનો વચલો વ્યંજન લઘુપ્રયત્ન અકાર સાથે બોલાય છે એટલે કે એવા શબ્દોના વચલા અક્ષરમા કણસ્વર 'અ' હોય છે 'કામ', 'રમત', 'માણસ' વગેરેના અંત્ય વર્ણો પણ, એ શબ્દો જો સભાન પ્રયત્ન કે ચીવટથી અથવા છૂટા બોલાતા હોય, તો આવા કણસ્વર 'અ' સહિત ઉચ્ચારાય છે. પણ આપણી ઉચ્ચારણપદ્ધતિમા એક નિયમ તરીકે જ અંત્યાક્ષરનુ ઉચ્ચારણ મુકાબલે નબળુ હોવાથી અનંત્ય અક્ષરમા રહેલા લઘુપ્રયત્ન અકાર કરતા અત્ય અક્ષરનો તેવો અકાર વધારે નબળો લાગે છે પણ આ તો વિશિષ્ટ સજોગોમા કરાત ચીવટપૂર્વકના ને સભાન ઉચ્ચારણની વાત થઈ. બાકી હમેશની ચાલુ વાતચીત ને સભાષણ—જે ધારાવાહી છે, એટલે કે જેમા વૈયાકરણી પૃથક્કરણ દ્વારા જુદા પાડેલા શબ્દો સ્વતત્ર વ્યક્તિત્વવાળા ઘટક તરીકે નથી રહેતા પણ એકબીજામા ભળી જઈ એક સળગ પ્રવાહ તરીકે જ રજૂ થાય છે—તેમા 'કામ' 'રમત' વગેરેનો અત્ય વર્ણ માત્ર એકલા વ્યજન તરીકે જ ઉચ્ચારાય છે એટલે કે એ એકાક્ષરી (monosyllabic) શબ્દો છે પણ આવા શબ્દો પછી મા, થી, વડે વગેરે અનુગો આવે ત્યારે તે શબ્દોનો અત્ય વર્ણ લઘુપ્રયત્ન અકાર સાથે ઉચ્ચારાય છે. 'છોકરા' વગેરેમા પણ વાક્યમા ત્વરિત ઉચ્ચારણમા તેમના બીજા વર્ણમા રહેલો કણસ્વર અ નથી બોલાતો–એ શબ્દો દ્વિ–અક્ષરી (dyssyllabic) બની જાય છે 'રમતો' 'હસતો' જેવામા (વચલો વર્ણ 'મ' કે 'સ' હોય ત્યારે) ચાલુ વાતચીતમા પણ 'મ', 'સ' ને ખાલી વ્યજન તરીકે ઉચ્ચારવાનુ વલણ છે ઝડપથી બોલાતા 'છોકરાની ટાઢ બકરા ચરી જાય' એ વાક્યમાના 'છોકરા' શબ્દના—'કરા' અંશનુ ઉચ્ચારણ અને वक्रा त्रिधातुर्गति એમાના वक्रानो क्रा અંશનુ

ઉચ્ચારણ સરખું જ છે. તેમની વચ્ચે જે સૂક્ષ્મ ફરક લાગે છે તે સંસ્કૃતમાં સંયુક્ત વ્યંજનો પૂર્વના સ્વર પર ભાર દઈને અને તેને થડકાવીને ઉચ્ચારાય છે, જ્યારે ગુજરાતી ઉચ્ચારણમાં તેવા કોઈ ભાર કે થડકાટની અપેક્ષા નથી રહેતી તે કારણે છે. આ ભાર ને થડકાટ વ્યક્ત કરતી વક્ર, ઉગ્ર એવી જોડણી પણ સંસ્કૃતમાં પ્રચલિત હતી એ આપણે જાણીએ છીએ. શુદ્ધ ગુજરાતી શબ્દોમાં જોડાક્ષરો સામાન્યતઃ ભાર કે થડકાટ વગર જ ઉચ્ચારાય છે. 'કર્યું', 'બોલ્યો' વગેરેમાં આવા જોડાક્ષરો છે. આવા શબ્દોમાંના 'ય'ને નરસિંહરાવ વગેરે યશ્રુતિ ગણે છે. પણ એ બરોબર નથી લાગતું. 'કર્યો' ના 'ર્યો' માં આગલો અને પાછલો વ્યંજન સરખા જ પ્રયત્નથી ઉચ્ચારાય છે—તેમાં યકારનું ઉચ્ચારણ સ્પષ્ટ જ છે. માત્ર સંસ્કૃતની રીતે 'બોલ્લ્યો' 'આવ્વ્યો' એમ આપણે નથી કહેતાં એટલું જ.

વળી કેટલાક એમ માને છે કે અંગ્રેજી calm and considerate જેવામાંના calmના ઉચ્ચારણમાં અને ગુજરાતી 'કામ કરે કોઈ ને જશ ખાય જોઈ' જેવામાંના 'કામ'ના ઉચ્ચારણમાં 'મ'કાર કાંઈક અંશે જુદીજુદી રીતે ઉચ્ચારાતો લાગે છે અને એ હકીકત ગુજરાતી 'કામ'માં અંત્યાક્ષરમાં લઘુપ્રયત્ન અકાર હોવાની સૂચક છે. અહીં પણ ભેદ લાગે છે એ વાત સાચી, પણ કારણ જુદું છે. અંગ્રેજી calmના ઉચ્ચારણમાં તે શબ્દના સ્વર ઉપર જે જાતનો ભાર આવે છે તેવો ભાર ગુજરાતી 'કામ'ના ઉચ્ચારણમાં 'કા'પર નથી આવતો, આથી ભારની દૃષ્ટિએ ગુજરાતી 'કામ'ના 'કા' ને 'મ' વચ્ચે છે તે કરતાં અંગ્રેજી calmના ca ને lmના ઉચ્ચારણ વચ્ચે વધારે અંતર હોવાની આપણા કાન પર છાપ પડે છે. પણ વાસ્તવિક રીતે તો એ બંને શબ્દો વ્યંજનાન્ત જ ઉચ્ચારાય છે.

ઉપરાંત પહેલાં કહ્યું તેમ છૂટા શબ્દો લઈ તેનું ઉચ્ચારણ કરીયે તો તેમાં લઘુપ્રયત્ન અકાર હોવાનું જણાશે જ. આનો અર્થ એ કે વાતચીતમાં પણ કણસ્વર 'અ'નો પ્રયોગ થતો હતો, પણ વખત જતાં એ ઘસાઈ ગયો. પણ પૂર્વના સંસ્કાર સાવ નિર્મૂળ થાય એટલો સમય આ ધ્વનિવિકારને ન થયો હોવાથી—કહેવાતા લઘુપ્રયત્ન હકાર અને યકારની જેમ અકારની બાબતમાં પણ ગુજરાતી એક સંક્રાંતિકાળની ભૂમિકા રજૂ કરતી હોવાથી આપણને આ બાબત દ્વિધા રહ્યા કરે છે. અને એટલે વિદ્વાનોમાં પણ આ મુદ્દા પર સ્પષ્ટ બે પક્ષો કેમ પડ્યા હશે તે ય સમજી શકાય છે.

ગુજરાતીના કોઈ કોઈ પ્રાંતિક ભેદોમાં 'બારણું' 'ચાળણી' જેવા શબ્દોમાંનો વચલો રકાર ને ળકાર ઉચ્ચારણમાંથી લુપ્ત થયા છે. તેમને સ્થાને ઝાલાવાડીમાં યકાર મૂકી 'બાયણું' 'ચાયણી' એમ બોલાય છે. પણ ગોહીલવાડીમાં આવો 'ર્' કે 'ળ્' લુપ્ત થતાં તેમાંથી અવશિષ્ટ કણસ્વર 'અ' જ ઉચ્ચારાય છે: 'બારણું'ને બદલે 'બાઅણું'ને 'ચારણી'ને બદલે 'ચાઅણી'. અહીં 'બાઅણું' અને 'ચાઅણી'માં રહેલો 'આઅ' 'કોઈ'ના 'ઓઇ' અને 'ભાઇ'ના 'આઇ'ની જેમ એક સંયુક્ત સ્વર છે અને એ રીતે ઉક્ત શબ્દોનું ઉચ્ચારણ દ્વિઅક્ષરી છે.

આમ લઘુપ્રયત્ન અકાર એક કણસ્વર છે અને તેનું મૂલ્ય 'ઐ' 'ઔ' વગેરે સંયુક્ત સ્વરોમાં ઉત્તરાંશ તરીકે આવતા લઘુપ્રયત્ન 'ઇ' વગેરેના જેટલું છે એ ખ્યાલમાં રાખતાં તેનું સ્વરૂપ સ્પષ્ટ થઈ જાય છે.

હરિવલ્લભ ભાયાણી

પ્રકાશક : ચન્દ્રકાન્ત મહેતા, ભારતીય વિદ્યાભવન, ૩૩–૩૫, હારવે રોડ, મુંબઈ.
મુદ્રક : ધીરુભાઈ દલાલ, એસોસિયેટેડ એડવર્ટાઈઝર્સ એન્ડ પ્રિન્ટર્સ લિમિટેડ, ૫૦૫, આર્થર રોડ, તારદેવ, મુંબઈ ૭

# ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા

સંપાદકો
ચીમનલાલ શાહ
ચન્દ્રકાન્ત મહેતા

પુસ્તક ૫ | ઓગસ્ટ સપ્ટેમ્બર ૧૯૪૮ | અંક ૯ ૧૦

## પુસ્તક પરિચય :—

**સમૂળીક્રાન્તિ :**—કિશોરલાલ ઘ મશરૂવાળા નવજીવન પ્રકાશન મંદિર મૂલ્ય દોઢ રૂપીયો

'જીવન શોધન'ની જેમ આપણને વિચાર કરતા કરી મૂકે, આપણા વિચારોમાં ક્રાન્તિ આણે એ પ્રકારનું, જેને આપણે ચક્રવર્તી કહી શકીએ, એવું આ પુસ્તક છે લેખક કહે છે, કે 'આપણા ક્રાન્તિના વિચારો મોટે ભાગે ઉપરની મરામતના છે, મૂળગામી નથી આપણા દિલની ક્રાન્તિ થઈ નથી વિચારની ક્રાન્તિ થઈ નથી' ને તેથી આપણા સામાજિક, ધાર્મિક, રાજકીય આર્થિક ને કેળવણીવિષયક ક્ષેત્રોમાં—એટલે કે આપણા સમગ્રજીવનમાં—સાચી ક્રાન્તિ શી રીતે લાવી શકાય તે એમણે બહુ સ્પષ્ટ વિશદ ને જોરદાર શૈલીમાં લખ્યું છે

આપણી ક્રાન્તિ ઉપ ઉપરની હોવાથી, આપણા જીવનમાં અનેક વિરોધો પ્રવર્તે છે, તેનું આલેખન કરતા એઓ કહે છે 'એક બાજુથી આપણી ફીલસૂફી કેo અદ્વૈત વેદાન્તની છે એ ચીલામાં બુદ્ધિને રાખીને વિચાર કરીએ ત્યારે જગત મિથ્યા, દેવ મિથ્યા, ગુરુશિષ્ય મિથ્યા, વિધિનિષેધ મિથ્યા પાપ-પુણ્ય મિથ્યા, નીતિ-અનીતિ, હિંસા-અહિંસા સત્ય-જુo બધું મિથ્યા મિથ્યા કરી નાખીએ છીએ અને એ ચીલામાંથી નીકળી બીજા ચીલા પર ચઢીએ છીએ ત્યાર, ગોત્ર-દેવતા ગ્રામ-દેવતા, ગુરુ-દેવતા, પિતૃ-પૂજા, ગ્રહ-પૂજા, અવતારભક્તિ વગેરે બધાનું સમર્થન કરવા માંડીએ છીએ' (પૃ ૮) 'એક બાજુથી આપણે હિન્દુ-મુસલમાન શીખ-પારસી ખ્રીસ્તી, વગેરેને એક પ્રજામાં સંગઠિત કરવી છે ન્યાત-જાત તથા સંપ્રદાયના ભેદો અને વૈમનસ્યો તોડવા છે, ને બીજી બાજુથી આપણે આપણી પોતપોતાની પ્રાચીનતાનો પુનરુદ્ધાર કરવો છે, એક બાજુથી આપણે આખી દુનીયાની એકતા' આખા એશીયાનું સંગઠન, અખંડ હિન્દુસ્તાન, સાધવાની વાતો કરીએ છીએ, બીજી બાજુથી પરદેશી ગણેલા સંસ્કાર, ભાષા વગેરેની આભડછેટ કેળવીએ છીએ (પૃ ૫૪) એક બાજુથી આપણે સંયુક્ત મતદાર મંડળોનો ને તેમાં ન છૂટકે જ કોઈને માટે ખાસ જગ્યાઓ રાખવાનો કાયદો ઘડીએ છીએ નોકરીમાં પણ એજ નીતિની હિમાયત કરીએ છીએ બીજી બાજુથી આપણે કાયદા બહાર એથીયે વધારે મજબુત તડા-રૂઢિઓ (Conventions) સ્થાપવા પ્રયત્ન કરીએ છીએ ચૂંટણીમાં ઉમેદવારો ઉભા કરવામાં, પ્રધાન મંડળચૂંટવામાં, તેમના મંત્રીઓ ચૂંટવામાં, સ્પીકર અને ડેપ્યુટી સ્પીકરની પસંદગીમાં કમિટીની નિયુક્તિમાં—ક્યાંયે કેવળ લાયકાત માટે પસંદગી કરી જ નથી બલકે એ ગૌણ બની જાય છે બ્રાહ્મણ, અબ્રાહ્મણ, હરિજન, આદિવાસી, પછાતવર્ગ, પારસી, ખ્રીસ્તી, મુસલમાન, ગુજરાતી, મહારાષ્ટ્રી, કાનડી, નાગપુરી, વૈદર્ભી, બંગાળી, બિહારી, સ્ત્રીપુરુષ વગેરેના યથાયોગ્ય પ્રમાણ જાળવવા એ જ મહત્ત્વનું બને છે, ને એ તૂત એટલું વધતું જાય છે કે, હરિજન છે પણ ભંગી નથી, પછાત કોમનો છે પણ વણકર નથી, સુન્ની છે પણ શિયા નથી, ખ્રિસ્તી છે પણ એંગ્લો ઇન્ડીયન નથી, એવી ફરીઆદ કરતાં આપણને સંકોચ થતો નથી. અને તે ફરીઆદ કરનારને વખોડી કાઢવાની પણ હિંમત થતી નથી, કારણ કે આગેવાનોના દીલમાંથી એ દૃષ્ટિ નાબુદ થતી નથી." (પૃ ૬૩)

આ વિરોધોનું મુખ્ય કારણ એ છે, કે આપણે આપણા જીવનના મૂળભૂત સિદ્ધાંતો નક્કી કરતા નથી, આપણે ખોટા વિચારો ઉન્મૂલન કરતા નથી પણ થાગડથીગડ જ કર્યા કરીએ છીએ તેથી

આપણે વમળમા અટવાઈએ છીએ, આપણે આપણી આસપાસની જાળ ઊભી કરીને તેમા ફસાઈએ છીએ આપણે ઊભા કરેલા વાવટા અગેના—વાવટાપૂજા પણ આપણે ત્યા પ રદેશથી આયાત થયેલી ભાવના છે તે લેખકે વિસ્તારથી અનેક દૃષ્ટાન્તોદ્વારા દર્શાવ્યુ છે—ઝગડાઓ ને તેને અગે થયેલો રક્તપાત રેંટિયો જે વસ્ત્ર નિર્માણનુ સાધન છે, તેને ચારિત્ર્યનિર્માણનુ સાધન માનીને તેથી ઉપજાવેલી વિચારણા, 'અહિંસા' શબ્દને પણ એની પરના અનેક ભાષ્યો રચીને આપણે વધારેલી ચર્ચા વગેરેની એમણે વિશદ, સ્પષ્ટ અને પ્રતીતિકર રીતે ચર્ચા કરી છે

એક ભાઈએ આ પુસ્તક વાંચીને એવી ફરીઆદ કરેલી કે, આમા મશરૂવાળાએ હિન્દુ ધર્મની ઘણી આકરી ટીકાઓ કરેલી છે આ ટીકામા જરૂર તથ્ય છે એનુ કારણ એ છે કે શ્રી મશરૂવાળા નીડર લેખક છે ને કે, એમનુ મુખ્ય મતવ્ય તો એ છે કે જગતમાનો એક પણ હમણાનો ધર્મ સપૂર્ણ નથી બધા ધર્મોમા દોષો છે. તેમ છતા હિન્દુધર્મમા ઉછરેલા અને હિન્દુધર્મના અભ્યાસી, શ્રી મશરૂવાળાને પ્રત્યક્ષ પરિચયથી જે દોષો જણાયા છે, એ એમણે જે નીડરતાથી, દર્શાવ્યા છે તેથી ઘણા હિન્દુઓને માઠુ લાગશે પણ સત્ય હમેશા કડવુજ હોય છે આપણા ન્યાતજાતના ભેદો આપણા અનેકપથો, વિસગત ઉપાસનાઓ ને પૂજાઓનુ ધર્મે કરેલુ બહુમાન બહુજનસમાજ સ્વીકારી કે આચરી ન શકે એવા કડક નિયમો સમાજ ધર્મનો ત્યાગ શીખવતી આપણી સસાર તરફ ઉદાસીનતા નાખવાને પ્રેરતી આપણી મોક્ષની ભાવના વેદો અપૌરુષેય છે સ્મૃતિકાર ત્રિકાલજ્ઞ હતા ગુરુવાક્ય એ બ્રહ્મવાક્યો છે એવી ખોટી શ્રદ્ધાઓ વગેરે એમણે બુદ્ધિગ્રાહ્યરીતે આલેખ્યુ છે પણ બીજા બધા ધર્મોની સરખામણીમા હિન્દુધર્મોમા દોષો વધારે પ્રમાણમા છે, એમ એમણે દર્શાવ્યુ હોય તો તેથી એઓ હિન્દુવિરોધી છે એમ નજ કહી શકાય આ સિવાય એ વાત લક્ષમા રાખવાની છે, કે શ્રી મશરૂવાળાએ એકબાજુ આપણી પ્રચલિત વર્તમાન પરિસ્થિતિમા રહેલા રોગો દર્શાવ્યા છે, તો બીજી બીજુ એમણે સગીન રચનાત્મક સૂચનો પણ રજૂ કર્યો છે. જેમકે સમાજના કલ્યાણ માટે પ્રયત્નશીલ રહેવામાજ સાચો ધર્મ છે એ વિચારનો ફેલાવો નીતિના જે સામાન્ય નિયમો હોય ત બધાને માટે ફરજીઆત હોય એમા અપવાદરૂપ કોઈજ ન હોય આપણા નિયમોનુ ધ્યેય માનવમા રહેલી ઉદાત્ત ભાવનાઓ અને ઉત્કર્ષ હોય પણ નિયમોના ઘડતરમા માનવના સામાન્ય અભિલાષાની અનુકૂળતા તરફ લક્ષ રખાવુ જોઈએ માત્ર એક પરમાત્મા સિવાય બીજા દેવદેવીઓની ઉપાસના ને પૂજા બધ થવી જોઈએ. વગેરે.

ધાર્મિક ને સામાજિક ક્ષેત્રમા તેવીજ રીતે આર્થિક પરિસ્થિતિની પણ એઓ મર્મગામી વિચારણા કરે છે. અત્યારસુધી આપણા શાસ્ત્રીય અર્થશાસ્ત્રને, નીતિની ભાવના કે ચારિત્ર્ય જોડે કશો સબધ નથી એમજ સ્વીકારાતુ આવ્યુ છે અર્થશાસ્ત્રની વાત કરતા માનવી એ કેવળ આર્થિક માનવીજ હોય એવુ ગૃહીત ધરીનેજ અર્થશાસ્ત્ર સમજાવાતુ શ્રી મશરૂવાળા જણાવે છે કે, સમાજની સમૃદ્ધિ માટે કુદરત, મજૂરી, વગેરેની જેમ ચારિત્ર્ય પણ મહત્ત્વનુ ધન છે, એ વાતનો સ્વીકાર થવો જોઈએ આ દૃષ્ટિએ વિચારતાજ કાળાબજારમાથી મેળવેલા ધનને આપણે આર્થિક દૃષ્ટિએ મહત્ત્વ નહિ આપીએ આજના આપણા અર્થશાસ્ત્રમા જે વસ્તુ જીવનમા ઉપયોગી વધારે તે કનિષ્ટ ધન ગણાય એને બદલે જે જીવન માટે આવશ્યક ને અનિવાર્ય હોય તે વધારે કિંમતી ગણાવી જોઈએ, અને જેવી જેના વિના જીવન નભીજ ન શકે એમ હોય એવી ચીજના ઉત્પાદનમા જે લોકો રોકાય તેમને વધારેમા વધારે અર્થપ્રાપ્તિ થાય એવી જાતની આપણી આર્થિક વ્યવસ્થા હોવી જોઈએ, એ દૃષ્ટિએ જેનુ ઉત્પાદન જીવન માટે ઓછુ જરૂરી હોય તેનુ મહેનતાણુ ઓછુ હોવુ જોઈએ એ રીતે ખેડૂત, વણકર ભગી વગેરેનુ મહેનતાણુ વકીલ, ન્યાયાધીશ પ્રોફેસર કે ફેશનની વસ્તુઓ બનાવનારના મહેનતાણા કરતા અનેકગણુ વધારે હોય આજની આપણી આર્થિક વિચારણામા પુરુષાર્થને જે મહત્ત્વ આપવામા આવે છે, સમયની

બચતની પોકળતા જે કિંમત આકવામા આવે છે, તેની એમણે બહુ સમર્થ રીતે અનેક દાખલા દલીલોથી સમજાવી છે એમનુ ફુરસદવાદ નામક પ્રકરણ એ અર્થશાસ્ત્રીઓને ચોકાવનારુ લાગે, પણ કિશોરલાલભાઈની વિચારણા કેટલી વ્યાપક, મર્મગામી, સ્પષ્ટ ને મૌલિક છે તેનો એ સગીન પુરાવો છે.

રાજકીય ક્ષેત્રમા પણ જે પ્રજાના ચારિત્ર્યની અગત્યની જે અવગણના થાય છે, વિચાર વાણી, સભા, સસ્થારચના વગેરેની સ્વતત્રતાની પ્રાપ્તિ પાછળ આપણો હેતુ માનવ માનવ વચ્ચે સદ્ભાવ વધારવાનો નહિ, પણ મોટે ભાગે પ્રતિપક્ષી તરફ દ્વેષ વધારવાનો હોય છે એ હકીકત, લોકશાહીનો વ્યવહારુ અર્થ માત્ર માથાગણતરી થઈ ગયો છે, બહુમતિની ઇચ્છા એટલો થઈ ગયો છે, આપણી ચૂટણીઓમા પણ પોતાનો સાચો મત દર્શાવવાની સગવડ નથી હોતી આપણા રાજકીયતત્રમા જે તુમારી, માથાભારી, નીતિ હોય છે, એમા લાચરુશ્વત જે અનિવાર્ય થઈ પડે છે તે દર્શાવી એમણે પોતાના આદર્શ રાજ્યતત્રનો નકશો, પણ રજૂ કર્યો છે

કેળવણીના વિષયમા પણ એમણે, અગ્રેજીનુ માતૃભાષાનુ ને રાષ્ટ્રભાષાનુ નિ[illegible]ન સ્થાન દર્શાવ્યુ છે માતૃભાષાની બોધભાષા તરીકે હિમાયત કરી છે.

આ રીતે શ્રી. મશરૂવાળાએ આપણા જીવનનો સમગ્ર રીતે વિચાર કર્યો છે ને, પછી એના અગેઅગની તપાસણી કરી છે આખાય લખાણમા એમની નીડરતા, સ્પષ્ટવક્તૃત્વ, પરલક્ષી દૃષ્ટિ, તથા સૂક્ષ્મતા જડે છે એમના કેટલાક વિચારો જોડે જો કે સમત થઈ શકાતુ નથી જેમકે, એઓ રોમન લિપીની હિમાયત કરે છે પણ એઓ એમ ગૃહીત ધરીને ચાલે છે કે એ લિપી પરદેશી છે માટે આપણને સ્વીકાર્ય નથી. પણ વસ્તુત એવુ નથી, એ અશાસ્ત્રીય છે ને આપણી જનતાનો ઘણો મોટો વર્ગ એ લિપીથી અપરિચિત છે, ઘણી પ્રાતીયભાષાઓની લિપી દેવનાગરીને મળતી છે, એથી આપણે રોમનલિપીને સ્વીકારતા નથી. એઓ કહે છે કે તાર–ટપાલ માટે રોમનલિપીનો ઉપયોગ થાય છે પણ તેથી કઈ રોમનલિપી સારી ન કહી શકાય. દેશની બહાર જગતમા એજ લિપી સૌથી અગત્યની છે, તે માટે એ લિપીમા જ આપણી રાષ્ટ્રભાષા લખાવી જોઈએ એ દલીલ ગળે નથી ઉતરતી કારણ આતરરાષ્ટ્રીય સપર્કનો વિચાર કરીને આપણી રાષ્ટ્રભાષાની લિપી નક્કી કરીએ એ આપણા હિન્દના સાત લાખ ગામડાઓની અનુકૂળતા ભૂલી ગણ્યાગાઠ્યા શહેરીઓની સગવડનો વિચાર કરવા જેવુ છે. આપણા ગામડાના ખેડૂતને શુ વધારે અનુકૂળ એ દૃષ્ટિએ વિચાર થવો જોઈએ. આપણા ભણેલા લોકો કઈ લિપીથી વધારે પરિચિત છે? રોમન કે દેવનાગરી? આમ આપણે કોઈ પણ દૃષ્ટિએ વિચાર કરીએ તો મશરૂવાળા જેને વધારે શાસ્ત્રીય ને સપૂર્ણ કહે છે એવી દેવનાગરી તરફજ આપણી પસદગી ઉતરશે. તેવી જ રીતે શ્રી મશરૂવાળાનો ઇતિહાસના શિક્ષણને વિષેનો અભિપ્રાય પણ ગળે ઉતરે એવો નથી ઇતિહાસના શિક્ષણને એઓ મહત્ત્વ આપતા નથી કારણ કે સાચો ઇતિહાસ છે જ નહિ પણ અમુક હકીકત તો સર્વમાન્ય સત્ય છે જ, જેમકે શેરશાહે લોકોપયોગી કાર્યો કર્યા, અમીચદ દેશદ્રોહી હતો ક્લાઈવ તથા હેસ્ટીંગ્સે અનેક કૂડા કપટો કરેલા, વગેરે વળી અત્યારે આપણે ઇતિહાસ શીખ્યા છતા એની એ જ ભૂલો કરીએ છીએ તેનુ કારણ ઇતિહાસ ખોટો છે એ નથી પણ ઇતિહાસકારો પાસે સાચી દૃષ્ટિ નથી, એમની પ્રસગની રજૂઆતમા ખામી છે એમ કહી શકાય

શ્રી મશરૂવાળાએ પોતાના વક્તવ્યના સમર્થનમા અનેક ઉચિત, ને ચોટદાર દૃષ્ટાન્તો આપ્યા છે પ્રજાનો મોટો ભાગ ચારિત્ર્યવાન ન હોય તો પછી થોડા ચારિત્ર્યવાન માણસોને રાજ્યનુ તત્ર સોપવાથી પ્રજા સુખી થઈ શકે એ શ્રદ્ધા કેવી ખોટી છે તે જણાવતા એઓ કહે છે, "મેલા પાણીમા થોડુ ચોકખુ પાણી મેળવી બધુ પાણી સાફ કરી શકાય એના જેવી એ શ્રદ્ધા છે" ચારિત્ર્ય વિનાની પ્રજા માટે મેલા પાણીની ઉપમા, થોડા સારા રાજ્યના વડાઓ માટે ચોકખા પાણીની ઉપમા, ને પછી ચારિત્ર્યહીનની સોબતે સારા ચારિત્ર્યવાન માણસો પણ બગડે તેનુ સૂચન કેટલુ ઉચિત ને બધાનેય સમજાય એવી રીતે આપ[illegible]

કર્યું છે! આપણી મોક્ષની ભાવના આપણને કેવા સમાજજીવનથી વિમુખ રાખે છે ને કેવળ અંગત શ્રેય સાધવા તરફ જ વાળે છે તેનું દૃષ્ટાન્ત આપતા એઓ કહે છે "વરસાદ છાપરું ચૂતું હોય, તો પોતે છત્રી ઓઢીને બેસી જવું અને એજ રીતે વરના માણસોએ પોતપોતાની સગવડ કરી લેવી એવો અતિ તીવ્ર શ્રેયાર્થીપણું સંસ્કાર પડેલો છે" આખા સમાજ માટે છાપરાની ઉપમા સામાજિક સડાને પાણી ચૂવાની ઉપમા, સમાજથી અલિપ્ત રહેનાર અંગત શ્રેય સાધનાર માટે છત્રીધારીની ઉપમા, એમને જે કહેવું છે તેને કેટલું સરળ બનાવી દે છે! 'મનચંગા તો કથરોટમેં ગંગા એ અર્ધસત્ય કેટલું અનર્થકારી છે તે સમજાવતા એઓ કહે છે, 'મન કંઈ એવી વસ્તુ નથી કે જેને એકવાર ધોઈને શુદ્ધ કરી નાખીયે તો કદી તે પર મેલ ચડી જ ન શકે એ તો કપડા જેવું છે રોજ સારી પેઠે ધોઈ નાખો તોયે પાછું મેલું થાય." અહિં કપડાની ઉપમા કેટલી સાચી છે'! આમ સૂક્ષ્મવિચારો સામાન્યમા સામાન્ય માણસ પણ સમજી શકે તેની એમણે કાળજી રાખી છે

એમણે અનેક નવા શબ્દો યોજ્યા છે જેમકે civil war માટે 'આપમીયુદ્ધો,' Red tapy માટે 'તુમારી' 'positive માટે લાભમાપક negative માટે હાનિમાપક' આમ કેટલાક શબ્દો સારા છે એમણે દરેક પ્રકરણને અંતે ટૂંકસાર આપ્યો છે, તેથી વાચનારને વણી સગવડ પડે છે

શ્રી મશરૂવાળાએ આ પુસ્તકદ્વારા આપણને સાચી ક્રાન્તિનો માર્ગ દર્શાવ્યો છે, ને એક જ પુસ્તકમા આપણા જીવનની સર્વાંગી વિચારણા હોય આપણા જીવનમા અત્યારે જે અશાંતિ દુ ખ વગેરે છે તેના કારણો શોધવાનો મૌલિક પ્રયાસ થયો હોય, તેવું ગુજરાતીમા આ પહેલું પુસ્તક છે તેથી એને શકવર્તી કહી શકાય

—ચન્દ્રકાન્ત મહેતા



## મુંબઈ યુનીવર્સિટીની પ્રત્યાઘાતી નીતિ

જ્યારે હિન્દ સરકાર પ્રાંતીય ભાષાએને શિક્ષણની સર્વ કક્ષાઓમા બોધભાષા બનાવવાનો ઠરાવ કરે છે જ્યારે બીજી યુનીવર્સિટીઓ પ્રાંતીય ભાષાઓને મહત્ત્વ આપે છે, ત્યારે મુંબઈ યુનીવર્સિટી પ્રાંતીય ભાષાઓના, વિભાગને ગૌણ વિભાગ ગણે છે યુનીવર્સિટીએ પોતાની જોડેમ કળાએલી એની દરેક કૉલેજને એક પરિપત્ર મોકલી એ પરિપત્રમા કયા કયા વિષયને કેટલું મહત્ત્વ આપવું તે સૂચવ્યું છે, ને તેમા પ્રાંતીયભાષાઓની ગણતરી ગૌણ વિષય તરીકે કરી છે યુનીવર્સિટીએ આમ પ્રાંતીય ભાષાઓનું જે અપમાન કર્યું છે ને હજી ૧૯૪૭ ના ૧૫મી ઑગસ્ટ પૂર્વેના વાતાવરણમા રહી આખ બંધ કરી બધે અંધારું જ છે એમ કહેતી યુનીવર્સીટીનું વલણ અખાની નીચેની પંક્તિઓનું સ્મરણ કરાવે છે —

> જ્યા જોઈએ ત્યા તુંડે તુંડ
> સામા સામા બેઠા ઘૂડ
> કોઈ આવી વાત સૂરજની કરે
> તો આગળ જઈ ચાંચ જ ધરે
> અમારે સો વર્ષ અંધારે ગયા
> તો તમે આ ડાહ્યા ક્યાંથી થયા ?

યુનીવર્સીટીના આ વલણ સામે વિરોધ દર્શાવવા ને સક્રિય પગલા લેવા મુંબઈ યુનીવર્સીટીના પ્રાંતીય ભાષાઓના પ્રોફેસરની એક સભા ૧૭મી જુલાઈ ૧૯૪૮ને રોજ શ્રી રામનારાયણ પાઠકના પ્રમુખપણા હેઠળ મળી હતી તેમા નીચેના ઠરાવો સર્વાનુમતે પસાર થયા હતા

ઠરાવ ૧ લો :—

અર્વાચીન હિન્દની ભાષાઓના પ્રોફેસરોની આ સભાને હિન્દની ભાષાઓને જેમા ગૌણ વિષયો ગણવામા આવી છે તે યુનીવર્સીટીનો પરિપત્ર વાંચીને વણું આશ્ચર્ય થયું છે આ ભાષાઓ બી એ મા ઑનર્સના વિષય તરીકે, એમ એ મા મુખ્ય વિષય તરીકે ને પી એચ ડી ની થીસીસ માટે લઈ શકાય છે ૨૫ વર્ષોની સતત લડત પછી આ ભાષાઓએ અત્યારનું આ સ્થાન પ્રાપ્ત કર્યું છે હવે એ ભાષાઓને ૧૯૩૩ની પૂર્વે એનું

જે સ્થાન હતુ ત્યા પાછી ધકેલવી એ પ્રત્યાઘાતી અને પીછેહ'નુ પગલુ છે. આપણા સાસ્કૃતિક જીવનમા અર્વાચીન ભારતની ભાષાઓ વધારે ને વધારે અગત્યનુ સ્થાન મેળવતી જાય છે ત્યારે યુનીવર્સીટીનુ આ પગલુ નવી પરિસ્થિતિ જોડે સુસગત નથી. અમે એ પરિપત્રનો પ્રબળ વિરોધ કરીએ છીએ ને એ પરિપત્રમા, ભારતની ભાષાઓ વિષેનો ઉલ્લેખ પાછો ખેચીને એ ભાષાઓને મુખ્ય વિષય ગણવાની યુનીવર્સીટીને વિન તિ કરીએ છીએ

ઠરાવ રજૂ કરનાર: પ્રો એમ ડી. અળતેકર. (મરાઠી)

અનુમોદન આપનાર: —

પ્રો. એન આર ફાટક (મરાઠી)
પ્રો. જે. સી જૈન (હિન્દી)
પ્રો. એન એસ ગોરેકર (ઉર્દુ)
પ્રો. મનસુખલાલ ઝવેરી (ગુજરાતી)

ઠરાવ ૨ જો:—

એ સભા માને છે, કે અર્વાચીન ભા તીય ભાષાઓના, પ્રથમ વર્ષ આર્ટ્સ, પ્રથમ વર્ષ સાયન્સ ઇન્ટર આર્ટ્સ ને ઇન્ટર સાયન્સની પરીક્ષાઓ માટે આ વર્ષથી જે માર્ક ઓછા કરવામા આવ્યા છે તેથી એ ભાષાઓના શિક્ષણ પર પ્રતિકૂળ અસર થઈ છે. અમે યુનીવર્સીટીએ એ દિશામા જે પાછુ પગલુ ભર્યુ છે તેનો સખ્ત વિરોધ કરીએ છીએ, ને યુનીવરસીટીને એમના નિર્ણય પર ફરી વિચાર કરવાની, ને પ્રથમ વર્ષ આર્ટ્સ, પ્રથમ વર્ષ સાયન્સ ઇન્ટર આર્ટ્સ ને ઇન્ટર સાયન્સમા પહેલાની જેમ ૩ કલાકનો ૧૦૦ માર્ક્સનો પ્રશ્નપત્ર રાખવાની વિનન્તિ કરીએ છીએ

અર્વાચીન ભારતીય ભાષાઓને બધી પરીક્ષ ઓમા અ ગ્રેજીના એક વિભાગ તરીકે નહિ પણ સ્વત ત્ર વિષય તરીકે સ્થાન મળવુ જોઇએ

રજૂ કરનાર: પ્રો એમ એ કર દીકર
અનુમોદન આપનાર: પ્રો અમૃતલાલ યાજ્ઞિક

આ ઠરાવોની યુનીવર્સીટી પર અસર થાય ને એ પોતાની જડતા, કુપમ ડુકતા, ફગાવી નવી પરિસ્થિતિને અનુકૂળ એવી નીતિ અખત્યાર કરે એવી આશા રાખીએ છીએ

* * *

ગુજરાતી સાહિત્ય પરિષદ તરફથી મુબઈમા સાહિત્યિક પ્રવૃત્તિ વેગથી ચાલે તે માટે એક સભા રવિવાર તા ૪થી સપ્ટેમ્બર ૧૯૪૮ ને રોજ ભારતીય વિદ્યાભવનના હૉલમા શ્રી કૃષ્ણલાલ ઝવેરીના પ્રમુખપદે મળી હતી. શરૂઆતમા પ્રમુખે થોડુ પ્રાસ્તાવિક પ્રવચન કર્યા પછી પરિષદના પ્રમુખ શ્રી રામનારાયણ પાઠકે કહ્યુ હતુ કે મુબઈ ને અમદાવાદ એ બે ગુજરાતની સાસ્કારિક પ્રવૃત્તિઓના કેન્દ્રો ગણી શકાય. એમણે તે પછી દક્ષિણની ભાષાઓની ગુજરાતી પર થી અસર થઈ તેના અભ્યાસ માટે મુબઈ યોગ્ય સ્થળ છે એમ જણાવ્યુ હતુ, અને જે પછી દક્ષિણની ભાષાઓની ગુજરાતીપર જે અસર છે તેના થોડા દૃષ્ટાન્તો આપ્યા હતા ત્યાર બાદ એમણે આપણા ત્રણ નવા કાવ્ય સગ્રહોનુ–ઉમાશ કરકૃત આતિથ્ય સ્નેહરશ્મિકૃત પનઘટ તથા મનસુખલાલ ઝવેરી કૃત અભિસાર—રસદર્શન કરાવ્યુ હતુ ત્યાર પછી પ્રમુખનુ સમાપન ને આભારવિધિ થયા પછી સભાનુ વિસર્જન થયુ હતુ

## તાપીબાઈ સુવર્ણ ચન્દ્રક

ભારતીય વિદ્યાભવનની સમિતિએ નક્કી કર્યુ છે ૧૯૪૭ ને ૧૯૪૮ ના તાપીબાઈ સુવર્ણ ચન્દ્રકો નીચે મુજબ આપવા

૧ ગુજરાતનુ રાષ્ટ્રગીત બની શકે ને સભાઓમા તથા મેળવડામા ગાઈ શકાય એના સારામા સારા ગીત માટે

૨ રાષ્ટ્રગીત બની શકે, ને સભા તથા મેળાવડા ઓમા ગાઈ શકાય એવા ઉત્તમ હિન્દી ગીત માટે.

આ બન્ને ગીતોના સૂરો સાદા, ને શક્તિશાળી હોવા જોઈએ એના શબ્દો ગૌરવયુક્ત ને રાષ્ટ્રીય ભાવનાને જગાડે એવા હોવા જોઈએ

આ ગીતો મોકલનારે ગીતોની સારીગમ પરીક્ષક સમિતિને આપવી જોઈશે અથવા તો, સ ગીત કારો સમજી શકે એવી રીતે સારીગમ મોકલી આપવી પડશે

આ અ ગેનો બધો પત્રવ્યવહાર નીચેને સરનામે કરવો —તાપીબાઈ સુવર્ણચન્દ્રક સમિતિ
ભારતીય વિદ્યાભવન
૨૫ ચોપાટી રોડ મુબઈ ૭

(સહી) લીલાવતી મુનશી
ઉપ પ્રમુખ
ભારતીય વિદ્યાભવન

## ૨—દંત્યોનો મૂર્ધન્યભાવ*?

'ગુજરાતી લેંગ્વેજ ઍન્ડ લિટરેચર'માં ચોથા વ્યાખ્યાનના ત્રીજા વિભાગનો ૨૧મો ઉત્સર્ગ દંત્યોના મૂર્ધન્યભાવનું પ્રતિપાદન કરે છે (પા ૪૫૩-૪૫૫). આ ઉત્સર્ગ હાથ ધરતાં નરસિંહરાવે પ્રાસ્તાવિક રૂપે જે શબ્દો કહ્યા છે દંત્યનો મૂર્ધન્ય કરવાનું વલણ પ્રાકૃતમાં હતું ને હેમચંદ્રના પ્રાકૃત વ્યાકરણના અમુક સૂત્રો આ જ પ્રક્રિયાને લગતાં છે (પણ આ પ્રક્રિયા ગુજરાતીના મૂળરૂપ પ્રાકૃતભેદને અજ્ઞાત હતી એ બાબત આગળ ઉપર એક ઉલ્લેખ આવશે). પોતાના પ્રતિપાદનની તેમણે આટલી મર્યાદા સ્વીકારી છે પ્રાકૃત કે અપભ્રંશમાં ન મળતા હોય અને ગુજરાતીમાં જ ખાસ જોવામાં આવતા હોય તેના ઉદાહરણોની નોંધ લેવી આ રીતે તેમણે વીસેક જેટલા ગુજરાતી શબ્દોમાં આ ધ્વનિવલણ (phonetic tendency) પ્રવૃત્ત થયેલું હોવાનું સ્વીકાર્યું છે પ્રસ્તુત નોંધનો આશય એટલું બતાવવાનો છે કે નરસિંહરાવે ટાંકેલા શબ્દોમાંથી બેચાર બાદ કરતા બાકીના (૧) કાં તો જુદી જ રીતે વ્યુત્પન્ન થતા હોઈ આ ઉત્સર્ગ નીચે આવી શકતા નથી, (૨) કાં તો તે પ્રાકૃત–અપભ્રંશમાં જે શબ્દોમાં મૂર્ધન્યભાવનું વલણ પ્રતીત થાય છે તે જ અથવા તો તેમની સાથે નિકટપણે સંબદ્ધ છે ને એટલે ગુજરાતીપૂરતી એમની કોઈ વિશિષ્ટતા નથી (૩) અથવા તો તેમની વ્યુત્પત્તિ એટલી શંકાસ્પદ છે કે કોઈ શાસ્ત્રીય નિર્ણય બાંધવા માટે તેમનો સામગ્રી તરીકે ઉપયોગ કરવો શક્ય નથી

આ વર્ગો આપણે વારાફરતી લઈએ

*પ્રતિપાદનપદ્ધતિ પુરાણી હોવાને લીધે, કેટલાક પાયાના સિદ્ધાંતો ખામીભર્યા હોવાને લીધે આ વિષયનો અભ્યાસ કેટલીક દિશામાં આગળ વધ્યો હોવાને લીધે અને નવતર સામગ્રી ઉપલબ્ધ બની હોવાને લીધે ગુજરાતી લેંગ્વેજ ઍન્ડ લિટરેચર'માં ગુજરાતીનો ભાષાશાસ્ત્રીય અભ્યાસ કરવાનો નરસિંહરાવે કરેલો સમર્થ પ્રયત્ન કેટલેક સ્થળે શુદ્ધિ માગે છે આ વાત લક્ષમાં રાખી તૈયાર કરવામાં આવતી લેખમાળાના પહેલા લેખ 'વ્યંજનનાશ?' માટે જુઓ 'ફાલ્ગુની', જૂન, ૧૯૪૪, પા ૫૦-૫૧

### વર્ગ (૧) : જુદી રીતે વ્યુત્પાદ્ય શબ્દો

૧ ઝટ—પ્રા. झत्ति સં झटिति (નરસિંહરાવના મતે)

ખરી રીતે

(૧) સં. झगिति = झट् + इति

(૨) સં झट्–> પ્રા झ°, સં. इति> પ્રા त्ति; આથી સં झगिति> પ્રા झत्ति

(૩) ગુજરાતી 'ઝટ'નો સંબંધ સીધો સંસ્કૃત શબ્દ સાથે છે. સં. झट्નું ભારસૂચક ઉચ્ચારણ *झट्ट થયું (સરખાવો 'ચોક્ખું' 'પક્કુ' 'ગુચ્ચુ' વગેરેમાં રહેતી વ્યંજનોની ભારદર્શક દ્વિરુક્તિ), અને અર્વાચીન ઉચ્ચારણ 'ઝટ'. આવી જ રીતે ગુજ. 'મઘમઘવું' 'થરથરવું' 'તડતડવું' વગેરે રવાનુકારી શબ્દોને પ્રા मघमहइ, थरहरइ, तडयडइ, વગેરે સાથે સરખાવતાં ગુજ શબ્દોમાં મૂળ રૂપ જળવાયેલું હોવાનું જોઈ શકાય છે

૨ મ્હોટું—महत्तउँ–मह तउँ–महत्तम (નરસિંહરાવના મતે. વધારેમાં જુઓ, પા ૪૨૫–૪૨૯).

ખરી રીતે

(૧) महत्तउ(પુ)માંથી 'મહેતો' આવ્યો છે

(૨) લોકબોલીઓમાં કુત્સાવાચક કે લઘુતાવાચક અને છેવટે સ્વાર્થિક °ट (વિસ્તારિત °टय) પ્રત્યય વપરાશમાં હતો ગુજ 'પાકટ', 'ફોકટ,' 'બળકટ', 'ચોરટો', 'ભામટો', 'લોંગટો', 'લીટી' (> *लिहटिया <लेखा + *टिका) વગેરેમાં ને હિંદી 'છોટા', મરાઠી 'તીખટ' વગેરેમાં તે જળવાઈ રહ્યો છે એ પ્રમાણે સં महत्> પ્રા मह मह + टय = *महटय> महुडुँ–महोडुँ 'મ્હોટું', 'મોટું'.

૩ ભાંડુ—સં बन्धु કે बान्धव માંથી (નરસિંહરાવના મતે)

(૧) આમાં ब નો भ, ध નો द ને પછી ड् એવા એવા વિચિત્ર ધ્વનિપરિવર્તનોની નિષ્કારણ કલ્પના કરવી પડે છે આ જ વસ્તુ આ વ્યુત્પત્તિને કાઢી નાખવા માટે પૂરતી છે

(૨) 'વસુદેવહિંડિ' વગેરે પ્રાકૃત ગ્રંથોમાં पुत्तभण्डाइँ 'છોકરો ને છોકરી', 'છોકરાં' અર્થમાં પ્રયુક્ત થયેલો છે આમાં पुत्त (पुत्र) ને भड (भाण्ड) એ બે અવયવો છે ઉપરાંત भड દેશી શબ્દ તરીકે 'દૌહિત્ર' અર્થમાં હેમચંદ્રે નોંધેલો છે આ भड સાથે દેખીતો જ આપણા

'ભાડુ'નો સબધ છે 'ભાડરડાં' 'ભાઈભાડુ'મા અર્થફેરે તે મળે છે ગુજરાતી શબ્દ ઉકારાત હોવાથી પૂર્વરૂપ *ભડુય હોવાનુ સૂચવી શકાય આથી આગળ જવા માટે વિશેષ સામગ્રી જોઈએ.

૪ રડવું—સ રુદ્ (નરસિંહરાવના મતે)
ખરી રીતે .

૧ 'રડવુ' સ. 'रट्' 'બૂમ પાડવી' એ ધાતુમાથી અર્થપરિવર્તન પામી નિયમપ્રમાણે ઊતરી આવ્યો છે

૨ આ જાતનો જ અર્થવિકાસ અગ્રેજી cry 'બૂમ પાડવી' 'રડવુ'મા થયેલો છે 'બૂમ પાડવી'—'દુઃખની બૂમ પાડવી'—'રડતા બૂમ પાડવી'—'ઊંચેથી રડવુ'—'રડવુ' આવો અર્થવિકાસ સહજ છે.

૫ મડદુ—ફા मुर्देह (નરસિંહરાવના મતે)
આ વ્યુત્પત્તિ તો બરાબર છે. પણ જે ધ્વનિપ્રક્રિયા દ્વારા 'મડદુ' સિદ્ધ થયો છે તેને મૂર્ધન્યભાવ સાથે કાંઈ સબધ નથી સયુક્ત વ્યજનના આદિ ઘટક તરીકે ર્ હોય ત્યારે અથવા તો ક્વચિત છૂટક રૂપે શબ્દાતર્ગત હોય ત્યારે તેનો ડ્ થવાનુ વલણ જાણીતુ છે. આના 'અરધુ'—'અડધુ', द्वादशाक्षरिका—'બારાખડી' पर्देह्—'પડદો' વગેરે ઉદાહરણો છે અને નરસિંહરાવે જ ચોથા વ્યાખ્યાનના ત્રીજા વિભાગના ૨૮મા ઉત્સર્ગમા આ ઘટનાની નોધ લીધેલી છે (પા ૪૫૯-૬૦), એટલુ જ નહીં ત્યા પણ मुर्देह्—'મડદુ' એ ઉદાહરણનો સમાવેશ કરેલો છે! સભવ છે કે શરતચૂકથી 'મડદુ'માના 'ડ'નો સબધ मुर्देह्ना 'द' સાથે હોવાનુ તેમના મનમા હોય.

૬ ડાંડો—ડાંડિયો વગેરે—સ दण्ड (નરસિંહરાવના મતે)

આ વ્યુત્પત્તિ પણ સાચી છે પણ આમા આદિ द નો ड् પાછળના ड् ની અસર નીચે થયો છે એટલે કે

पूगफल—पोप्फल—ફોફળ
विह्वल विम्भल भिंभल,
विभूति-भिभूति-ભભૂત,

વગેરે પ્રમાણે અહીં સારૂપ્યના નિયમ (Law of Assimilation)ને અનુસરી પાછળના વ્યજન પ્રમાણે આગલો વ્યજન પલટાયો છે એટલે दण्डक.- 'દાંડો'મા દત્યનો મૂર્ધન્ય થયો એ એક અકસ્માત કે ગૌણ વસ્તુ છે એમ તો पोप्फल'—'ફોફળ' વગેરેમા અલ્પપ્રાણનો મહાપ્રાણ થયો છે એટલે આમા જેના પર ભાર મૂકવાનો છે તે સારૂપ્યનો નિયમ છે, નહિ કે દત્યનો મૂર્ધન્યભાવ બીજી રીતે કહીએ તો दण्डना દકારના ઉચ્ચારણમા ક્રમશ પરિવર્તન થઈને તે ડકાર તરીકે નથી ઉચ્ચારાતો થયો, પણ અમુક સમયે પાછળના ડકારની અસર નીચે આગળના દકારનુયે સ્થાન ડકારે લઈ લીધુ છે

નીચે વર્ગ (૨)ના શબ્દોમાથી પહેલા પ્રકારના આ સારૂપ્યને આધારે જ સધાયા છે

**વર્ગ (૨). પ્રાકૃત-અપભ્રશ ભૂમિકામાં જ મૂર્ધન્યભાવ સિદ્ધ થયો હોય તેવા શબ્દો.**

પ્રાકૃત-અપભ્રશમાના મૂર્ધન્યભાવના ઉદાહરણો બે પ્રકારના છે જેમા મૂર્ધન્ય ધ્વનિઓ (ખાસ કરીને રકાર-ऋકાર)ની અસર નીચે મૂર્ધન્યતા નિષ્પન્ન થઈ છે તેવા અને જેમા દેખીતા કારણ વિના જ તે નિષ્પન્ન થઈ છે તેવા

મૂળે તો રકાર વગરેની અસર નીચે દત્યોને મૂર્ધન્ય ઉચ્ચારવાનુ વલણ ગુજરાતી જે પ્રાકૃતભેદ-માથી ક્રમે ઊતરી આવી છે તેમા ન હતુ, એટલે એ દૃષ્ટિએ આવા બધાયે શબ્દો ગુજરાતીના ઉદ્ભવ પહેલા કેટલાયે સમયે બીજી કોઈ બોલીમાથી અપનાવેલા છે એમ સિદ્ધ થાય છે (જુઓ ટર્નર, 'ગુજરાતી ફોનોલોજી'-કે કા શાસ્ત્રી અનુવાદિત 'ગુજરાતી સ્વરવ્યજન-પ્રક્રિયા' ૬૯૩)

૭ છીડુ – छिद्दउ छिद्रक (નરસિંહરાવના મતે)

મૂર્ધન્યતા રકારની અસર નીચે પ્રાકૃત સાહિત્યમા छिड्ड ને छिंडी જાણીતા છે તે પાઈઅસદ્દમહણ્ણવો જોતા જણાશે

* 'ગુજરાતી એવા પ્રકારના ભાષાજૂથમાની છે કે જેમા ર્ની હાજરીએ દત્ય વ્યજન દત્ય વ્યજન તરીકે જ રહેવા પામે છે, અને આવી સ્થિતિમા મૂર્ધન્ય થયેલો સાચવતા શબ્દો ન વહેલાના કે મોડેના ઉછીના મળવા જોઈએ —

વલાગ્યો હોય તો અવ્યઅ તી ) બને છે (वघूका– 'વડુ' लघुक, 'હળુ' 'लघु+क+क 'હળવુ'). આમ 'મીંડુ'નુ મૂળ उकारात શબ્દ હોવાની સભાવના ઓછી છે વળી व्‌નો म्‌ થયો હોવાનુ ગળે ઉતારવા માટે એવા બીજા ઉદાહરણોની પણ અપેક્ષા રહે છે. પાન ૩૧૮ પર નરસિંહરાવે આ વ્યુત્પત્તિ પર નોધ આપતા સ્પષ્ટ કહ્યુ છે કે આ સાધના અનિશ્ચિત છે, અને માત્ર એક તર્ક તરીકે જ તે રજૂ કરી છે. પણ આવી કોઈ મર્યાદાનો ઉલ્લેખ દત્યોના મૂર્ધન્યભાવના ઉત્સર્ગના એક ઉદાહરણ લેખે 'મીંડુ' શબ્દ આપતા તેમણે કર્યો નથી. નરસિંહરાવની વ્યુત્પત્તિચર્ચામા આવુ કેટલેય સ્થળે બન્યુ છે. અમુક એક ધ્વનિપરિવર્તનના ઉદાહરણ તરીકે આછીપાતળી સભાવના સાથે એક શબ્દ રજૂ કરવામા આવે, પછી એ વ્યુત્પત્તિ નિશ્ચિત હોય એ રીતે તેનો બીજા કોઈ ધ્વનિનિયમના સમર્થન માટે ઉપયોગ કરવામા આવે એક અધકચરી અટકળ બીજીની સમર્થક બને ને એમ અટકળની ઇમારત ઊભી થાય ત્યારે તેને શાસ્ત્રીય તપાસનો સહેજ ધક્કો વાગતામા જ તે કકડભૂસ કરતી પડે તેમા શી નવાઈ ?

૨૦ ટીલુ—સ. तिलक (નરસિંહરાવના મતે).

આ વ્યુત્પત્તિ સામે વાવા બે એક તો મૂળનો હ્રસ્વ નિષ્કારણ દીર્ઘ થયો એમ માનવુ પડે છે, અને બીજુ મૂળમા ल्‌ એકવડો હોવા છતા તેનો ळ्‌ થવાને બદલે लज કેમ રહ્યો તેનો ખુલાસો નથી મળતો

'તલ' (तिल), 'કોયલ' (कोकिला) વગેરે કેટલાક શબ્દોમા લકારની આવી જ સ્થિતિ છે એ ખરુ વળી ગુજરાતીમા એવા કેટલાક શબ્દો છે—દા ત 'બહેન', 'થાન', 'જાડુ', 'વાદરો' વગેરે—જેમા મૂળનો એકવડો વ્યજન તરત નજરે ચડે તેવા કારણ વિના જ બેવડાયો હોય અને પછીથી તેનો ઋજુભાવ (simplification) થતા આગળનો હ્રસ્વ સ્વર દીર્ઘ બન્યો હોય એ રીતે 'ટીલુ' અને तिलकનો સબધ બાધી શકાય ખરો, પણ વચગાળાનુ પરિવર્તન દર્શાવતા રૂપો મળે ત્યારે જ આ વ્યુત્પત્તિ અસદિગ્ધ બને

બાકી રહેલામાડ ડગલો ( <તુર્કી दगलेह ) પરભાષાનો શબ્દ હોવાથી તેના ધ્વનિઓનુ વિશિષ્ટ કે વિકૃત ઉચ્ચારણ સમજી શકાય તેમ છે. 'ડગલો' એકજ નહીં 'ડાયરો', 'ડખલ', 'ડબ્બો', 'ડફ', 'ડાઘ', 'ડેલી', 'ડોવલુ', 'ડોલ' વગેરે ઘણાયે દથી શરૂ થતા ફારસી–અરબી શબ્દોનો આદિ વ્યજન ગુજરાતીમા મૂર્ધન્ય ઉચ્ચારાય છે. અગ્રેજીના દન્ત્ય ધ્વનિઓ પણ અવાળુને સ્પર્શીને ઉચ્ચારાતા હોવા છતા આપણે તેમનો મૂર્ધન્ય ઉચ્ચાર કરીએ છીએ.

૨૧ છેવટે જેટલુ, તેટલુ વગેરે રહે છે

૧ મુગ્ધાવબોધ–ઔક્તિક (૧૩૯૪) મા 'જેતલઉ', 'તેતલઉ' મળે છે પછીથી 'જેટલુ' 'તેટલુ' વપરાતા થયા છે

૨. નરસિહરાવ માને છે કે આ 'જેટલુ' 'તેટલુ'નો સબધ સિદ્ધહેમ ૮–૨–૧૫૭ મા આપેલા जेत्तिल, तेत्तिल સાથે છે પણ ગુજરાતી શબ્દોમાનો લકાર મૂળમા બેવડો ल હોવાની અપેક્ષા રાખે છે. સિદ્ધહેમ ૮–૪–૪૦૪, ૪૩૫ મા 'જેટલો તેટલો'ના જ અર્થમા અપભ્રશ जेत्तुलो –तेत्तुलो આપેલા છે, ત્યા એક પાઠાતર તરીકે जेत्तुल्लो–तेत्तुल्लो પણ છે આ ઉપરથી અર્વાચીન ગુજરાતી 'જેટલો–જેટલો' (પ્રાતિક 'જેટ્યલ્યો–તેટ્યલ્યો') મૂળે जेत्तिल्ल–तेत्तिल्ल હોવાની અટકળ થાય.

આ શબ્દોમા તેમજ નીચેના જેવા બીજા કેટલાક શબ્દોમા વિશિષ્ટ ધ્વનિવિકાસ થયો હોવાનુ આપણે સ્વીકારવાનુ રહે છે

૧. પ્રાચીન ગુજ. નિટોલ (नित्तुल्ल, निस्तुल्य ?) 'નક્કી'.

૨ વ્યંડળ મૂળ वृहन्नला, અપ. विहन्दल

૩ 'હીંડોળો हिन्दोल

૪ ઉપરના ૩ સાથે સબદ્ધ ડોલવુ, ડોળી, સ. दोला.

આ બધામાનો મૂળના દન્ત્યનો મૂર્ધન્યભાવ શકાથી પર છે અને તે પરવર્તી ल्‌ કે ळની અસરથી સિદ્ધ થયો હોવાનુ વધુ સભવિત લાગે છે.

એ શબ્દોને બાદ કરતાં, અને 'ન્'> 'ણ્', 'ળ્' > ળ્ એ વ્યાપક પ્રક્રિયાઓ બાજૂ પર રાખતાં, અથવા તો કેટલીક અર્વાચીન ગુજરાતી બોલીઓમાંનું દંત્ય ને મૂર્ધન્યનો સંભ્રમ કરવાનું વલણ ગણતરીમાં ન લેતાં, મૂર્ધન્ય ઉચ્ચારવાનું વલણ ગુજરાતીમાં જરા પણ ઉત્કટ નથી એમ ફલિત થાય છે

હરિવલ્લભ ભાયાણી



## ગુજરાત સાહિત્ય સભા

"ગુજરાત સાહિત્ય સભા" તરફથી દર વર્ષે કરાવવામાં આવતું સમીક્ષાનું કામ ચાલુ વર્ષે બે વિભાગમાં વહેંચી નાંખી તે દરેક વિભાગવાર જુદા જુદા સમીક્ષકો નીમવામા આવ્યા છે

**વિભાગ પહેલો :—**

કવિતા, નાટક, નવલિકા, નવલકથા, નિબંધ વિવેચન, જીવનચરિત્ર, ધર્મતત્ત્વજ્ઞાન, ઇતિહાસ, પુરાતત્ત્વ, ભાષાશાસ્ત્ર, કેળવણી, બાળ-સાહિત્ય, પ્રવાસ વગેરે.

**સમીક્ષક :-**

૧. શ્રી રામપ્રસાદ શુક્લ
નં. ૯, નુતન સોસાઈટી,
એલીસબ્રીજ, અમદાવાદ

**વિભાગ બીજો :—**

વિજ્ઞાન—ભૌતિક વિજ્ઞાન, જંતુવિજ્ઞાન, પ્રાણી વિજ્ઞાન, શરીરવિજ્ઞાન, રસાયણ-શાસ્ત્ર, શાસ્ત્રીય સાહિત્ય વગેરે.

**સમીક્ષક :-**

૨. પ્રો. નરસિંહભાઈ મુ. શાહ
૧૯ પ્રીતમનગર, એલીસબ્રીજ, અમદાવાદ. ૬

તો, દરેક લેખક તથા પ્રકાશકને આગ્રહપૂર્વક વિનંતિ કરવાની કે આપના તરફથી પ્રગટ થતાં પ્રકાશનો પ્રકટ થાય કે તુરત ઉપર જણાવેલા સરનામાં પ્રમાણે તે વિભાગના સમીક્ષકને મોકલી આપે. જેથી સમીક્ષકને સમીક્ષાના કાર્યમાં સરળતા થાય.

પ્રકાશક : ચન્દ્રકાન્ત મહેતા, ભારતીય વિદ્યાભવન, ૩૩-૩૫, હારવે રોડ, મુંબઈ.
મુદ્રક : ધીરુભાઈ દલાલ, એસોસિયેટેડ એડવર્ટાઈઝર્સ એન્ડ પ્રિન્ટર્સ લિમિટેડ, ૫૦૫, આર્થર રોડ, તારદેવ, મુંબઈ ૭

# ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા

સંપાદકો
ચીમનલાલ શાહ
ચન્દ્રકાન્ત મહેતા

પુસ્તક ૫ | ઑક્ટોબર-નવેમ્બર ૧૯૬૮ | અંક ૧૧-૧૨


## મણિલાલની ગદ્યશૈલી

[ ગુ. વિ. સભા તરફથી તાજેતરમાં બહાર પડેલ 'મણિલાલની વિચારધારા'ના ઉપોદ્દઘાતમાંથી ]

મણિલાલના સંસ્કાર-શિક્ષણ-કાર્યની સફળતામાં તેમની તત્ત્વનિર્ણાયક વિચારશક્તિ પછી મહત્ત્વનો ફાળો તેમના લેખસમૂહમાં પ્રતીત થતી અપ્રતિમ વાક્છટાવાળી તેજસ્વી ગદ્યશૈલીએ આપ્યો છે. નર્મદની માફક મણિલાલે પણ લોકસુધારણાના સ્વહેતુને સિદ્ધ કરવા સારુ ઉદ્‌બોધનાત્મક વ્યાખ્યાનશૈલીનો ઉપયોગ કર્યો છે. નર્મદની વ્યાખ્યાનશૈલીમાં જે સચ્ચાઈ, નિખાલસતા અને હૃદયવેધિતા જોવામાં આવે છે તે મણિલાલની શૈલીમાં પણ પ્રતીત થાય છે. એમાં વાતચીતિયા ઢબની તળપદી ઉક્તિઓ અને વાક્રૂઢિઓનો બહોળો ઉપયોગ નજરે પડે છે.[28] પરિણામે, કવચિત્ ઉત્સાહી ઉપદેશકની ઉદ્‌બોધનાત્મકતા[29] તો કવચિત્ કુશળ ધર્મપ્રચારકની કુનેહભરી સમજાવટ (persuasiveness)[30], કવચિત્ હિતેચ્છુ શિક્ષકનો સંતાપ[31] તો કવચિત્ બળતા સ્નેહીના હૃદયદ્રવ્યનો ભય ઉદ્રેક[32], કવચિત્ કટ્ટર સુધારકની તીક્ષ્ણ કટાક્ષવૃત્તિ[33] તો કવચિત્ સ્વજનની

૨૮. આના નમૂનારૂપે જુઓ નીચેના પરિચ્છેદ

"તમારે જાગ્રત થવું જોઈએ, તમારા પાશ્ચાત્ય બંધુઓ તમને સહાય થવા ઇચ્છે છે તેમની સાથે મળવું જોઈએ, અને એમ સત્યના પ્રાસાદમાં ભીંત નહિ તો વળી, વળી નહિ તો સળી પણ તમારાથી જે ઉમેરાય તે ઉમેરવું જોઈએ. કાંઈ નહિ તો એ પ્રાસાદનું અતિ અતુલ ભારવાળું પથ્થરનું શિખર ચઢાવવામાં તમે એક લલકારો કરી 'હા ઉપાડો!' એમ કહેશો તો પણ બસ છે"

(આધ્યાત્મિક હિત, પૃ. ૧૯૭)

૨૯. આના નમૂનારૂપે જુઓ નીચેના પરિચ્છેદ

"તર્કના તરંગને, આ બે બહેનોનું રૂપ વિચારી નવો પાનો ચડે છે. તે કુદી પડી આડો અવળો ઊંચો ઊંચો ઊડતા ગમે તેમ વિચારે છે, લવે છે, ગોઠવે છે! આવો, આવો! ભાઈઓ બહેનો, તમે એ તરંગ ઉપર સવાર થશો? થાઓ થાઓ! તમારું, તમારા દેશનું, તમારા આત્માનું, તમારી પ્રજાનું બધાનું કલ્યાણ એમાં જ છે

(કૉંગ્રેસ-કૉન્ફરન્સ, પૃ. ૨૯૨)

૩૦. આના નમૂનારૂપે જુઓ નીચેના પરિચ્છેદ

"અમે ધર્મને નામે તમને ભૂત વળગાડનારા નથી, તમને કૂવામાં નાખનારા નથી, કે તમને કેવળ બેવકૂફાઈની વાત બતાવી ઉમદા અક્કલનો હલકો ઉપયોગ સૂચવવાના નથી"

(સુધારાનો ક્રમ, પૃ. ૨૩૨)

૩૧ આના નમૂનારૂપે જુઓ નીચેના પરિચ્છેદ

"અહો વર્ણન! અહો યુક્તિ! આવી મહાપત્નીએ ગયેલી સ્ત્રીઓ હાલ ક્યાં છે? ક્યાં ખૂણામાં પડી છે, ક્યાં સંતાઈ રહી છે, કાલના વિકરાળ ડાચાના ક્યા ગલોફામાં અથડાય છે, કયે દાંતે ચોંટી ગઈ છે?

૩૨. આના નમૂનારૂપે જુઓ નીચેના પરિચ્છેદ:

"ગુજરાતી સદ્‌વંશી આર્યબંધુમાં, ટૂટ પડી, ગુર્જરીના સૌભાગ્યનો અસ્ત થયો, આર્યત્વનો ઉજાશ ઝાંખો થયો, ધીરજનો દૃઢ સ્તંભ ભાગી પડ્યો, ધર્મનું ધૂંસરું નમી ગયું, પ્રચંડ પ્રતાપનો તાપ મલિન થયો, એક મતનું ઐક્ય ગયું, કે અમારી પ્રિય આર્યરત્નમાળાનો મધ્યમણિ કવિ નર્મદાશંકર લાલશંકર અમને તજી ગયો!"

(કવિ નર્મદાશંકર લાલશંકર, પૃ. ૩૩૯)

૩૩. આના નમૂનારૂપે જુઓ નીચેનો પરિચ્છેદ

"અંગ્રેજી નિશાળે ભણી આવેલા રૂખમણી માંડને બુટ સ્ટોકિંગ ને પંખા વિના સુખ ન મળે, ને કે રેજમાં પાસ થઈ આવેલો

પરિચિતના એમ પ્રસંગોપાત્ત વિવિધ ભાવભંગી ધારણ કરતી મણિલાલની વાક્છટા એક સમર્થ કસાયેલા વક્તાના વ્યક્તિત્વને સચોટપણે ચરિતાર્થ કરે છે.

નર્મદના કરતાં મણિલાલની આ પ્રકારની શૈલીની ખાસ વિશેષતા એ કે નર્મદની શૈલીમાં લાગણીનો ઉકળાટ પ્રગટ કરવા જતાં વિચારની વ્યવસ્થા રહેતી નથી, ઘણીવાર એમાં સ્વસ્થતા પણ દેખાતી નથી, ત્યારે મણિલાલની કથનરીતિ ઉત્કટ હોવા છતાં પૂરેપૂરી વિચારપ્રધાન, વ્યવસ્થિત અને સ્વસ્થ હોય છે. એમાં બુદ્ધિ અને હૃદયનો અદ્ભુત સમન્વય માલુમ પડે છે. વળી ઊલટમાં મણિલાલની વિચારશક્તિ વિશેષ તીક્ષ્ણ અને પરિપક્વ, તેથી તેમની શૈલીમાં તલસ્પર્શિતા અને મર્મગામિતા વિશેષ. નર્મદ એકને એક વાતનું પુનઃ પુનઃ ઉચ્ચારણ કરીને કેવળ વિષયની સપાટી ઉપર ફરતો દેખાય છે, ત્યારે મણિલાલ વક્તવ્યને તાર્કિક ક્રમ અનુસાર ગોઠવીને વિષયની વિવિધ બાજુઓનું દર્શન કરાવે છે. ખરેખર, મણિલાલનું બુદ્ધિતંત્ર એટલું સ્વસ્થ, સ્વચ્છ અને સમૃદ્ધ હોય છે કે શૈલીનો પ્રવાહ સ્વયમેવ અવિરતપણે લેખોમાં વહી જાય છે અને વાચકના ચિત્તને તેમાં સ્નાન કરાવીને પ્રસન્ન કરી મૂકે છે.[૩૪] આમ, મણિલાલના લેખો નર્મદના કરતાં વિશેષ રુચિકર વિચારપ્રેરક અને ચિરંજીવ અસર ઉપજાવનારા નીવડ્યા છે.

તત્ત્વચર્ચા અને સિદ્ધાંતનિરૂપણને પ્રસંગે મણિલાલની શૈલી ઊંડી પર્યેષકતા ધારણ કરે છે. વિષયનું સચોટ ઉદ્ઘાટન, તેના અંગ-પ્રત્યંગનું ઝીણવટભર્યું પૃથક્કરણ, અને વિશદ, તાર્કિકક્રમ અનુસાર સર્વ અંગ-ઉપાંગોનું એક સર્વસામાન્ય સત્ય કે ભાવના વડે પરસ્પર દૃઢ સંયોજન કરીને અંતે કેવલાદ્વૈતનું પ્રતિપાદન એ એમની નિરૂપણરીતિની સામાન્ય ખાસિયત ગણાય. વિશદતા, વ્યવસ્થિતતા, ગૌરવ અને તત્ત્વનિષ્ઠા એ મણિલાલની આ પ્રકારની શૈલીના ખાસ ગુણો છે. પ્રત્યેક ધર્મ-તત્ત્વ-વિષયક લેખમાં એમનું વ્યુત્પન્ન પાંડિત્ય તો પ્રતીત થાય છે જ. પરંતુ એ પાંડિત્ય વિચારના બાહ્ય ઉપકરણરૂપે નહિ આવતાં વિચારની સાથે એક રસ થઈને આવે છે, તેથી તેનું કેન્દ્રવર્તી વિષયથી અલગ એવું અસ્તિત્વ ભાગ્યે જ લક્ષમાં આવે છે.

સુધારાની માફક સાહિત્યના ક્ષેત્રમાં પણ મણિલાલને વિવિધ બાબતો પરત્વે અનેક વિદ્વાનો જોડે વાદયુદ્ધમાં ઊતરવુ પડ્યું હતું. 'ગુજરાતના લેખકો' વિશેની લાંબી લેખમાળા તેમની આ પ્રવૃત્તિના ઐતિહાસિક પુરાવારૂપ છે. આ લેખકસંગ્રહમાંથી ઉગ્ર વિવાદવાળી કૃતિઓને ઘણે અંશે બકાત રાખવાનુ ઉચિત ગણ્યું છે. તેમ છતા, અહીં અમુક કારણસર જ્યાં જ્યાં એવાં સ્થાનો રાખવાં પડ્યાં છે ત્યાં ત્યાં આપણને મણિલાલની આ વિવાદશૈલીના નમૂના મળી આવે છે.[૩૫] પોતે તીવ્ર લાગણીવાળા પુરુષ હોવા છતાં મણિલાલ આવા વિવાદો દરમિયાન ઘણુંખરું ઉચ્ચ તત્ત્વભૂમિકા ઉપર રહીને વાણીના શસ્ત્રનો ઉપયોગ કરતા. આવે વખતે તેઓ પૂર્વ અને ઉત્તર પક્ષવાળી ખંડનમંડનાત્મક પ્રાચીન વાદપદ્ધતિનો આશ્રય લેતા. તીક્ષ્ણ, તર્કશુદ્ધ કુશાગ્રબુદ્ધિ અને મૌલિક ચિંતનશક્તિ વડે તેઓ પૂર્વપક્ષનું ખંડન કરીને સ્વપક્ષનું અતિ સમર્થપણે પ્રતિપાદન કરી શકતા હતા. આનો મોટો ફાયદો ભાષાને થયો છે આવા વિવાદો વડે ગુજરાતી ભાષા સારી રીતે ખેડાવા પામી છે. આમ, શાસ્ત્રીય ચર્ચા અને તત્ત્વવિચાર સારુ ગુજરાતી ભાષાને મણિલાલે જ સૌથી પ્રથમ પળોટી છે, અને પોતાની અપૂર્વ વિવાદબુદ્ધિ વડે ભાષાની ધાર કાઢી કાઢીને તેને ઉત્તરોત્તર તીક્ષ્ણ બનાવી છે.

તેમનો ભાઈ અંગ્રેજી રીતભાત ન પાળી શકવાથી દુઃખી થઈને દુઃખ પામે એમાં ભણતરનો શો વાંક !"

(સ્ત્રીઓને ભણવાથી હાનિ થાય છે? પૃ ૨૭૭)

૩૪. આના નમૂનારૂપે જુઓ 'નિવૃત્તિ', પૃ ૩૪-૩૫, અને 'શિક્ષણવિચાર', પૃ ૨૭૧.

૩૫ જુઓ 'અધિકાર', પૃ ૪-૫; 'પ્રાર્થના', પૃ ૬૩, 'અદ્વૈતજીવન', પૃ ૧૨૫-૧૨૬; 'સનાતન હિન્દુ ધર્મ', પૃ ૪૨-૪૭

મણિલાલની આ સિદ્ધિનુ મુખ્ય કારણ તેમણે ભાષા પરત્વે અખાનો સિદ્ધાંત સ્વીકાર્યો હતો તે ગણાય[૩૬] વળી તેઓ પોતાને 'યથાર્થ' પક્ષના લેખક ગણાવે છે તે પણ સૂચક છે[૩૭] સંસ્કૃત અને તળપદી, શિષ્ટ અને ઉત્કટ, ગભીર અને આવેશવાળી એમ પરસ્પર વિરુદ્ધ લાગતી ભાષાશૈલીનો અદ્ભુત સમન્વય સાધીને તેઓ તાકયુ તીર મારી શકે છે આ વિશિષ્ટતાને કારણે મણિલાલની ગદ્યશૈલીમા જડતા, એકવિધતા કે નીરસતા ક્યાય જોવા નહિ મળે તાઝગી, સ્વયસ્ફૂર્તિ અને ઓજસના ગુણો એમા કુદરતી રીતે જ પ્રગટ થાય

મણિલાલનુ ગદ્યપ્રભુત્વ ખરેખર અદ્ભુત છે આટલી સાદી છતા પ્રૌઢ, સરળ છતા વિચારગર્ભ ઉત્કટ છતા સ્વસ્થ અને શાસ્ત્રીય છતા નાના મોટા સરળા વિષયોને એકધારી સચોટતાપૂર્વક સુગ્રાહ્ય બનાવી દેતી, સપૂર્ણ ગુજરાતી અધ્યાસવાળી, સર્વભોગ્ય ગદ્યશૈલી સૌથી પ્રથમ મણિલાલે જ આપણને વડી આપી છે ગુજરાતી ગદ્યના વિકાસમા મણિલાલનો આ ફાળો સદાકાળ અવિસ્મરણીય રહેશે

—પ્રો. ધીરુભાઈ ઠાકર

## પુસ્તક પરિચય :

**હજરત મહમદ પેગંબરસાહેબ:**—લેખક રસૂલભાઈ ન વહોરા, સયાજી બાલ સાહિત્યમાળા પુ ૧૦૧મુ મૂલ્ય ૦–૫–૦

આ પુસ્તિકા કિશોરોને માટે છે આ કોમીવેરના જમાનામા, આપણા બાળકો દરેક ધર્મના પયગબરોના જીવનચરિત્રથી પરિચિત થાય, અને દરેક ધર્મના મૂળતત્ત્વો જાણી લે, એ આવશ્યક છે રસૂલભાઈ વહોરાએ, સત્ત્વશીલ, વિશદ ને સરળશૈલીમા ઈસ્લામના પયગમ્બરનુ ચરિત્ર આલેખ્યુ છે પ્રકરણની યોજના એવી કરી છે કે દરેક પ્રકરણ એ મહાપુરુષના જીવનનો એક મહાન ગુણ આલેખે એમણે દૃષ્ટાન્તો સારા પ્રમાણમા આલેખ્યા છે દૃષ્ટાન્તોમા એમણે, પયગબર સાહેબને જે દૈવીસન્દેશ મળ્યા તે પ્રસગ સિવાય ચમત્કારોનો આશરો લીધો નથી પણ સર્વેને પ્રતીતિકર લાગે એવા જ પ્રસગોની વરણી કરી છે તે યોગ્ય કર્યુ છે પયગબર સાહેબે નવો ધર્મ સ્થાપ્યો હોવા છતા પરધર્મીઓ પ્રત્યે એઓ કેટલા સહિષ્ણુ હતા ને એમણે જે નૈતિક ધોરણ રજૂ કરેલુ તે કેટલુ ઊંચુ હતુ વળી એઓ ઉપદેશ વચનોથી નહિ,પણ પોતાના કૃત્યોથી આપતા તે પણ એમણે દર્શાવ્યુ છે પેયગબર સાહેબને યાહુદી પત્ની હતી, ને એ પોતાનો ધર્મ પાળતી, એ હકીકત બહુ સૂચક છે વળી મદિર, મઠ, દેવળ વગેરેનુ રક્ષણ કરવાનો પયગબર સાહેબે એમના અનુયાયીઓને આદેશ આપ્યો હતો આજે જ્યારે મજહબને નામે અનેક મજહબ જેની નફરત કરે છે એવા કાર્યો થાય છે, જ્યારે મજહબ માનવીને આધ્યાત્મિક ઉન્નતિને બદલે, પશુથીયે અધમ બનાવી રહ્યો છે, ત્યારે આવા પુસ્તકો રસૂલભાઈએ સર્વધર્મસમભાવ ને નૈતિક ધોરણે પર જ લક્ષ કેન્દ્રિત કરી પયગબર સાહેબનુ જીવનચારિત્ર લખ્યુ છે તેથી એમને અભિનદન વટે છે નથી એમા સાપ્રદાયિકતા મારો ધર્મ જ સાચો છે એવી ભાવના પણ તટસ્થતા છે ઉદારદૃષ્ટિ છે એઓ લાગણીના પ્રવાહમા તણાયા નથી કોઈ બીજા મુસ્લીમ જેમ મોહમદ પયગબર સાહેબ ઈસ્લામધર્મના પયગબર છે એટલા માટે નહિ પણ જગતના મહાપુરુષ છે એ દૃષ્ટિએ એમને જુએ, તેમજ રસૂલભાઈએ જોયુ છે

એમની ભાષામા ફારસી કે ઉર્દુ શબ્દો નથી એમની ભાષા શુદ્ધ ગુજરાતી છે એ કુએકાતમા સ્થિર ઊભા રહી (પૃ ૮)મા એકાત તો ભાવવાચક નામ છે એટલે એકાત એમા સ્થળ કે એવો પ્રયોગ જોઈએ 'માથાનુ દર્દ કર્યુ'મા 'મગજ' ને સ્થાને 'માથા' શબ્દ વાપર્યો હોય 'આકાશ' જેવી જોડણી હોય સ્વતત્રા' જેવો શબ્દ હોય એ જરા ખૂચે બીજુ, કેટલા શબ્દોની સાથે

૩૬ જુઓ પૃ ૩૦૩ ૩૭ જુઓ પૃ ૩૩૮

કૌંસમા અમુક, અક્ષરો લખ્યા છે, તે શું સૂચવે છે તે દર્શાવ્યુ નથી. પણ એની જરૂર હતી. બાકીમા પ્રકરણમા ઈશ્વરના નામની યાદી આપી છે, તેના કરતા મહમદ સાહેબને શુદ્ધ અથવા ઈશુ જોડે સરખાવ્યા હોત તો વધારે સારૂં થાત

આખુ પુસ્તક સુવાચ્ય, છે આ જાતના પુસ્તકલેખન માટે લેખકને અભિનંદન ઘટે છે.



રાષ્ટ્રવલ્લભ વલ્લભભાઈ :—લેખક શ્રી. અંબેલાલ જોશી મૂલ્ય ૩-૦-૦

આજથી લગભગ બે દાયકા પહેલા મહાદેવભાઈએ વીર વલ્લભભાઈ લખ્યુ, તે પછી તો સરદારે કેટલીય નવી સિદ્ધિઓ મેળવી સાર સુધીના સત્યાગ્રહી સરદાર, બધા પ્રીય પ્રવૃત્તિમા પડ્યા, ને સત્યાગ્રહના ક્ષેત્રની જેમ એ ક્ષેત્રમાં પણ એમણે સરદારી લીધી આથી, સરદારના જીવન ચરિત્રની જરૂર તો હતી જ એ ખોટ ઘણે અંશે આ પુસ્તક પૂરે છે એમ કહી શકાય આ પુસ્તકમા સરદારના જીવનના એકેએક પાસા ને તેનો ક્રમિક વિકાસ દર્શાવ્યો છે સરદારના જીવનના અનેક પ્રસંગો, જે જુદે જુદે સ્થળે વેરણ છેરણ પડ્યા હતા, તે એકત્ર કરીને, બીજા કેટલાક પ્રસંગો, નવા મેળવીને, એમણે એક સરસ આકૃતિ રચી છે સરદારની એમણે આપણા બીજા મહાપુરુષો જોડે પણ સરખામણી કરી છે જેમકે સરદાર ને જવાહર, સરદાર ને ગાંધીજી, સરદાર ને વિઠ્ઠલભાઈ વગેરે સરદાર ને જવાહર વિષેનુ પ્રકરણ એમાથી ઉત્તમ છે. એમા બન્નેનુ સામ્ય વૈષમ્ય બહુ અચ્છી રીતે દર્શાવ્યુ છે એમા એમની રાજકીય દષ્ટિ ને રાજકારણનો અભ્યાસ જણાઈ આવે છે

એમણે ચરિત્રનાયકને વિષે ઉપલબ્ધ બધી હકીકતો મેળવી છે, ને તેને કથાનાત્મક રૂપ એઓ આપી શક્યા છે એમની સંવાદરીતિમા ઔચિત્ય ને સ્વાભાવિકતા લાગે છે

આ પુસ્તકમા જે ગૂંથણી છે તે શિથિલ છે ક્યાંક લખાણ ને પુનરુક્તિઓ પણ વક્તવ્યને નિર્બળ બનાવે છે.

વલ્લભભાઈને લેખકે સાહિત્યકાર તરીકે ગણ્યા છે, ને અખાની જોડે એમની વાણીની સરખામણી કરી સરદારને સાહિત્યકારનુ બિરુદ એઓ આપે છે પણ સાહિત્યકારે કંઈ સર્જ્યું હોવુ જોઈએ. કેવળ અસરકારક વક્તાને સાહિત્યકાર ન કહી શકાય

સમગ્ર દષ્ટિએ જોતા આ ગ્રન્થ આપણા ચરિત્ર ગ્રન્થમા એક સારો ઉમેરો કરે છે

ચન્દ્રકાંત મહેતા



## દ્વિતીય ગુજરાતીના અધ્યાપકોનું સંમેલન

ગુજરાતીના અધ્યાપકોનુ દ્વિતીય સંમેલન તા. ૫, ૬, નવેબન્ને રોજ નવસારી મુકામે મળ્યુ હતુ. સંમેલન ઉતાવળે ભરાયુ હોવા છતા એમા હાજરી સારી સંખ્યામા હતી

પહેલી બેઠક તા ૫ મીએ અઢીવાગે પ્રજાપતિ આશ્રમમા પ્રો રામનારાયણ પાઠકના પ્રમુખપણા હેઠળ મળી હતી. સંમેલનને સફળતા ઇચ્છતા સન્દેશાઓમા શ્રી કનૈયાલાલ મુનશી, પ્રો રવિશંકર જોશી, શ્રી રસિકલાલ પરીખ, શ્રી. ઉમાશંકર જોશી પ્રો વિજયરાય વૈદ્ય, પ્રો ચતુરભાઈ પટેલ, વગેરેના હતા પ્રો મનસુખલાલ ઝવેરીએ સંઘની વર્ષ દરમ્યાનની પ્રવૃત્તિઓ વિષેનુ નિવેદન વાચી સંભળાર્યુ હતુ, જે સર્વાનુમતે માન્ય થયુ હતુ તે પછી આવેલા સૂચનો પર ચર્ચા કરી, ઠરાવ ઘડવા સમિતિ નીમવામા આવી હતી

સાર બાદ મુબઈ યુનીવરસીટીએ ભાષા-સાહિત્યના ઉચ્ચ શિક્ષણ માટે જે કઢગો, ને અધ્યાપનમા વિધ્નકર્તા છે તેનો વિરોધ ગઈ વખતે સંમેલને નોધવેલો તે ફરી નોધાવી જેઓ અધ્યાપન કાર્ય કરે છે તેમને અભ્યાસ ઘડનારી સમિતિમા સીધુ પ્રતિનિધિત્વ મળે એવી માગણી કરી હતી

આ અંગે થયેલી ચર્ચામા જે મુખ્ય મુદ્દાઓ હતા તેમા, પહેલા અને બીજા વર્ષમા ગુજરાતીનો પ્રશ્નપત્ર જે અત્યારે ૭૫ માર્કસનો છે તેને બદલે ૧૦૦ માર્કનો હાવો જોઈએ, એ બન્ને વર્ષોમા વ્યાકરણ અને શુદ્ધ લેખનને સ્થાન હોવુ જોઈએ.

પદવીના વર્ગો સુધી માતૃભાષાનુ શિક્ષણ ફરજીઆત અને એને એક પરિપૂર્ણ વિષય તરીકે સ્વીકાર થવો જોઈએ. પ્રમુખપદેથી પ્રો રામનારાયણ પાઠકે જણાવ્યુ હતુ, કે કોમર્સ અને સાયન્સમા તો ખાસ કરીને શુદ્ધ અને સુન્દર સાહિત્ય શીખવાનુ જોઈએ સાયન્સ જીવનનુ એક જ પાસુ લક્ષમા રાખે છે. એટલે આખા જીવનની દષ્ટિ આપવા કા સાહિત્ય કે કા ધર્મની જરૂર આપો આપ પડે છે ધર્મને જો અભ્યાસક્રમમા સ્થાન નથી તો સાહિત્યને ખાસ સ્થાન આપવુ ઘટે છે

બીજે દિવસે પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીની પ્રમુખ તરીકે વરણી થઈ હતી. પહેલો ઠરાવ પૂ ગાંધીજીને શ્રદ્ધાંજલિ અર્પવાનો હતો, તે પ્રમુખસ્થાનેથી રજૂ થતા સૌએ ઊભા થઈ પસાર કર્યો હતો બીજો ઠરાવ પ્રો ડોલરરાય માકડે સ ઘના ધ્યેય વિષે રજૂ કર્યો હતો, જેને પ્રો. રા વિ પાઠકે અનુમોદન આપ્યુ હતુ ઠરાવ નીચે મુજબ છે

**સ ઘનુ ધ્યેય :—**

ગુજરાતીના અધ્યાપકોના આ સ ઘનુ ધ્યેય નીચે પ્રમાણે રહે એમ આ સ મેલન ઠરાવે છે. (૧) અધ્યયન અધ્યાપન તેજસ્વી થાય (૨) ગુજરાતી ભાષા અને સાહિત્ય અને તેને અ ગે જ્ઞાનની વિધવિધ શાખાઓનો અભ્યાસ થાય (૩) એવા અભ્યાસને પરિણામે આવશ્યક મુદ્દાપર ચર્ચાઓ થાય અને જરૂર પડે તો નિર્ણયો લેવ ય (૪) જનસમાજમા ભાષા, સાહિત્ય, અને સ સ્કૃતિની શુદ્ધ અને શુચિ ભાવના જળવાઈ રહે તે વિષે જાગૃતિ રખાય, (૫) ઉચ્ચ શિક્ષણમા ગુજરાતીનો યોગ્ય અભ્યાસક્રમ અમલમા મૂકાય '

બીજા મહત્વના ઠરાવોમા ગુજરાતી અભ્યાસક્રમ સમિતિમા ગુજરાતી શીખનાર અધ્યાપકોનુ ઓછામા ઓછુ ૫૦ ટકા પ્રતિનિધિત્વ મળવુ જોઈએ, ગુજરાતીનો પ્રશ્નપત્ર ૧૦૦ માકર્સનો કરવો જોઈએ, અને ગુજરાતીને ગૌણ નહિ પણ પ્રધાન વિષય ગણવો જોઈએ કોમર્સના અભ્યાસક્રમની પુનર્વ ટના થવી જોઈએ.



## ગુજરાતી સાહિત્ય પરિષદ સ મેલન

આગામી સાહિત્ય પરિષદ સ મેલન જૂનાગઢ ખાતે ભરાવાનુ છે, તેને માટે મધ્યસ્થ સભાએ જે ચાર નામો સૂચવ્યા હતા તે પૈકી મુનિશ્રી જીનવિજયજી, શ્રી. દુર્ગાશ કર કે શાસ્ત્રી તથા ન્યાયમૂર્તિ શ્રી. હરીસિદ્ધભાઈ દિવેટીયાએ પોતાના નામો પાછા ખેંચી લીવા હોવાથી શ્રી. ક. મા. મુનશી એકજ સર્વાનુમતે ચૂટાયેલા રહે છે આને અ ગે જુનાગઢમા સત્કાર મ ડળ સ્થપાયુ છે જેના પ્રમુખ શ્રી શામળદાસ ગાધી છે અને તેમના તરફથી ખબર આવ્યા છે કે તા ૧૫, ૧૬, ૧૭ જાન્યુઆરીએ ત્રણ તારીખો સ મેલન માટે નક્કી કરવામા આવે છે સ મેલન માટે નિબ ધો તૈયાર કરી સત્કાર મ ડળના મ ત્રી શ્રી મુગટલાલ પારેખ ઉપર મોકલી આપવા સર્વ વિદ્વાનોને વિન તી કરવામા આવે છે વિશેષ આવવા ઈચ્છતા સર્વ ગૃહસ્થોને જણાવવાનુ કે જુનાગઢ જવાને ટ્રેનના સાધન ઉપરાત સ્ટીમરથી વેરાવળ ઉતરીને જઈ શકાય છે તેમજ એરોપ્લેનથી કેશોદ ઉતરીને પણ જઈ શકાય છે

જયન્તકૃષ્ણ દવે,
મ ત્રી
ગુજરાતી સાહિત્ય પરિષદ
મુબઈ,



પત્રિકા ન ૧

## ગુજરાતી સાહિત્ય પરિષદઃ સત્તરમુ સ મેલન, જૂનાગઢ

જૂનાગઢની સાં ગીણ પ્રગતિના પ્રતિક રૂપે સત્તરમુ સાહિત્ય સ મેલન પોતાને આગણે ભરવાનુ આમ ત્રણ સોરઠ સાહિત્ય મ ડળે આપ્યુ અને ગૂજરાતી સહિત્ય પરિષદે તેનો સ્વીકાર કર્યો છે. જાન્યુઆરિ ૧૫–૧૬ તથા ૧૭–૧–૧૯૪૯ ના રોજ પરિષદ સ મેલનના વરાયેલા પ્રમુખ શ્રી કનૈયાલાલ મુનશીના પ્રમુખપણા નીચે ગૂજરાતી સાહિત્ય પરિષદનુ સત્તરમુ સ મેલન મળે છે

સાહિત્ય પરિષદના આ સ મેલનની સ્વાગત સમિતિનુ પ્રમુખપદ જૂનાગઢના ગૃહસચિવ શ્રી સામળદાસ ગાધીએ સ્વીકાર્યુ છે.

છેલ્લુ–સોળમુ સ મેલન રાજકોટમા ભરાયેલ હતુ તે પહેલા પણ રાજકોટ, ભાવનગર અને લાઠી મુકામે સાહિત્ય પરિષદ મળી હતી

સૌરાષ્ટ્રના નવનિર્માન પછી પાચમુ એવુ આ સમેલન છે આ પ્રસગે ગૂજરાતની અને સવિશેષ કચ્છ-કાઠિયાવાડની સાહિત્યરસિક જનતાનો સપૂર્ણ સહકાર અમને મળશે એવી અમારી આશા અને શ્રદ્ધા છે

| | |
|---|---|
| રંગમહેલ, | સુગટલાલ પારેખ |
| જૂનાગઢ. | શ્રીવિદ્યા પાઠકજી |
| તા ૧-૧૨-૪૮ | પ્રબોધ મહેતા |
| | ગુણવંત જોશી |
| | સામાન્ય મંત્રીઓ |



પત્રિકા ૨ જી

ગુજરાતી સાહિત્ય પરિષદનુ સત્તરમુ સમેલન તા ૧૫-૧૬ તથા ૧૭મી જાન્યુઆરીએ રોજ જૂનાગઢમા ભરાનાનું છે

સમેલનની સાથે કલા તથા ઇતિહાસનુ પ્રદર્શન યોજવાની ગોઠવણ કરવામા આવી છે આ પરિષદ સમેલનમા નીચે પ્રમાણે વિભાગો નક્કી કરવામા આવ્યા છે

(૧) સાહિત્ય (૨) કેળવણી (૩) સગીત
(૪) ઇતિહાસ અને અર્થશાસ્ત્ર (૫) કલા
(૬) વિજ્ઞાન

ઉપરના વિભાગોને અનુલક્ષી સર્વ સાહિત્યકારોને લલિત અને લલિતેતર વિષયક નિબધો તા ૫મી જાન્યુઆરી ૧૯૪૮ સુધીમા અહીં પહોચે તેમ મોકલવા વિનતી છે



આ પ્રસગે જૂનાગઢ આવનારાઓ માટે તા ૧૪-૧-૪૯ની સાજથી તા ૧૭-૧-૧૯૪૯ની સાજ સુધીના ભોજન ખર્ચના રૂ ૬/ રાખવામા આવ્યા છે આ સગવડનો લાભ લેના ઇચ્છનાર ઓએ મોડામા મોડુ તા ૧૦-૧-૪૯ સુધીમા મત્રીઓને જણાવવા વિનતી છે બહારગામથી આવનાર મહેમાનો માટે ઉતરવાની સગવડ વિના મૂલ્યે થશે ઠડીના દિવસો હોવાથી આવનારાઓએ બોડિંગ સાથે રાખવા વિનતી છે



પત્રિકા ૪ થી

આ પરિષદ સમેલનમા સભ્ય ફી નીચે પ્રમાણે રાખવામા આવી છે.

| | | |
|---|---|---|
| ૧ | આશ્રયદાતા વર્ગ | રૂ ૫૦૦ |
| ૨ | સમાનિત વર્ગ | રૂ ૨૫૦ |
| ૩ | આજીવન સભ્ય | રૂ ૧૫૦ |
| ૪ | સહાયક વર્ગ | રૂ ૧૦૦ |
| ૫ | સત્કાર સમિતિ વર્ગ | રૂ ૧૦ |
| ૬ | પ્રતિનિધિ વર્ગ | રૂ ૪ |
| ૭ | પ્રેક્ષક વર્ગ | રૂ ૨ |

રૂ ૧૫૦ કે તેથી વધુ રકમ આપનાર સાહિત્ય પરિષદના આજીવન સભ્ય બને છે.

ઉપર પૈકીના કોઈપણ એક વર્ગના સભ્યને રજન કાર્યક્રમ માટેની ટિકિટ અલાયદી ખરીદવાની રહેશે નહિ નાટક, સગીત, રાસ, નૃત્ય, ગરબા લોકગીત આદિથી રજન કાર્યક્રમને અયત સમૃદ્ધ બનાવવાની અમારી ભાવના છે આપ આપનો સપૂર્ણ સહકાર આપીને અમારી આ ભાવનાને ફલવતી બનાવશો એવી અમારી આશા છે



પત્રિકા ૫ મી

આ પ્રસગમા એક અનેડ આકર્ષણનો ઉમેરો કરી સમેલનને વધુ ફલિત બનાવવા પ્રયાસ કરીએ છીએ. જાન્યુઆરીની પહેલી તારીખે સમસ્ત હિંદમા પ્રખ્યાત ભગવાન સોમનાથના તીર્થસ્થાનની યાત્રા માટે સ્પેશલ ટ્રેઈનની સગવડ કરવામા આવી છે.

આ યાત્રાનો લાભ લેવા ઇચ્છતા હોય તેમણે પરિષદ સમેલનની કચેરીને તા ૧૦મી જાન્યુઆરી પહેલા જાણ કરવી આ લાભ લેવા ઇચ્છનારાઓએ જૂનાગઢથી પ્રભાસપાટણનુ રેલ્વે ભાડુ આપવાનુ રહેશે



## ગુજરાતી સાહિત્ય પરિષદ

ગુજરાતી સાહિત્ય પરિષદ સમેલનનુ ૧૭ મુ અધિવેશન જુનાગઢ ખાતે તા ૧૫-૧૬ ને ૧૭મી જાન્યુઆરી ૧૯૪૯ના દિવસોએ ભરવાનુ છે તા ૧૫ જાન્યુઆરી ૧૯૪૯ને ૧૦॥ વાગે જુનાગઢ

ખાતે પરિષદના સભ્યોની એક સામાન્ય બેઠક મળશે જેમાં નીચે મુજબ કાર્યક્રમ રહેશે.

૧. મધ્યસ્થ સભાએ મંજુર કરેલા પરિષદના ઓડીટ થયેલા હિસાબની બહાલી આપવા.

૨. પરિષદની ૨ વર્ષની પ્રવૃત્તિના અહેવાલને બહાલી.

તા. ક:–ઓડીટ થએલા હિસાબ અને પરિષદનો અહેવાલ તૈયાર થયે તેમની નકલ આપને મોકલી અપાશે.

જયન્તકૃષ્ણ હ. દવે
મંત્રી ગુ. સા. પરિષદ.



## ગુજરાતી સાહિત્ય પરિષદ

ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલનનું ૧૭મું અધિવેશન જુનાગઢ ખાતે તા. ૧૫–૧૬ ને ૧૭મી જાન્યુઆરી ૧૯૪૯ ના દિવસો એ ભરાવાનું છે તે વખતે તા ૧૫મી જાન્યુઆરી દિવસે સવારે ૧૦ વાગે નવી ચૂંટાયેલી મધ્યસ્થ સભાની એક બેઠક જુનાગઢ ખાતે મળશે તે વખતે નીચે મુજબનો કાર્યક્રમ રહેશે.

૧. ઓડીટ થયેલા છપાયેલા હિસાબ માટેની મંજુરી
૨. પરિષદ પ્રવૃત્તિનો બે વર્ષનો અહેવાલ.
૩. વિષયવિચારીણી સમિતિમાં પરિષદના ૫૦ ટકાથી ઓછા સભ્યો હોય તો ખૂટતા સભ્યો નિયુક્ત કરવાની પ્રમુખોને સત્તા.
૪. શોકનો ઠરાવ.
૫. પ્રમુખશ્રીની મંજુરીથી અન્ય કાંઈ કામકાજ.

જયન્તકૃષ્ણ હ. દવે
મંત્રી ગુ. સા. પરિષદ, મુંબઈ.



## રાજકોટથી જુનાગઢ મંત્રીઓનો અહેવાલ

સન ૧૯૪૬ના ઓકટોબરમાં રાજકોટ ખાતે ગુજરાતી સાહિત્ય પરિષદનું ૧૬મું સંમેલન મળ્યું, ત્યાર પછીના આ બે વર્ષની પરિષદ પ્રવૃત્તિનો સંક્ષિપ્ત અહેવાલ નીચે મુજબ છે:–

**૧. સામાન્ય સભા:**

સન ૧૯૪૭માં દેશની અસાધારણ પરિસ્થિતિને લઈને તથા ઉથલપાથલ અને વાહન વહેવારની અગવડ વગેરે કારણોથી સામાન્ય સભાની બેઠક થઈ શકી નથી. સમસ્ત દેશનુ ધ્યાન રાજકીય પરિસ્થિતિમાં કેન્દ્રિત થયું હતુ.

**૨. મધ્યસ્થ સભા:**

આ ગાળામાં મધ્યસ્થ સભાની બે બેઠકો ભરાઈ હતી. પહેલી બેઠક રાજકોટ સંમેલન પછી તરતજ ભરવામાં આવી હતી અને તેમાં રાજકોટ સંમેલને કરેલા ઠરાવો અને ખાસ કરીને ગુજરાતી માસિક કાઢવા વિશેના ઠરાવ પર ચર્ચા કરવામા આવી હતી. પરંતુ કાગળ અને છાપખાનું મેળવવાની અગવડ અને મોઘવારી એ બધાં કારણો ધ્યાનમાં લેતાં તરતને માટે માસિક પ્રકાશન કરવાનો વિચાર મોકુફ રાખવામાં આવ્યો હતો. ત્યાર બાદ તા. ૧૬–૧૧–૪૮ ને મંગળવારે ભારતીય વિદ્યાભવનના મકાનમાં મધ્યસ્થ સભાની બેઠક ભરવામાં આવી હતી. તેમાં પરિષદનું ૧૭મું આગામી સંમેલન જુનાગઢ ખાતે ભરવાનુ જુનાગઢ સાહિત્ય સભાના આમંત્રણનું સાભાર સ્વીકારવામાં આવ્યું હતુ. સમય ટૂંકો હોવાથી સમયમર્યાદા વિશેની કલમો પ્રમુખશ્રીએ મોકુફ રાખી હતી. જુનાગઢ સંમેલન માટે મધ્યસ્થ સભા તરફથી પ્રમુખપદ માટે નીચેનાં ચાર નામો સુચવવામાં આવ્યા હતા.

૧. શ્રી. કનૈયાલાલ મા. મુનશી
૨. મુનિશ્રી જીન વિજયજી
૩. શ્રી. દુર્ગાશંકર કે. શાસ્ત્રી
૪. સર હરસિદ્ધભાઈ વ. દિવેટીઆ

ત્યાર બાદ મુનિશ્રી જીનવિજયજીએ પરિષદના મંત્રી તરીકેનું પોતાનું રાજીનામું તબિયતના કારણે રૂબરૂ આપતા તેમની જગ્યાએ શ્રી. જયન્તકૃષ્ણ એચ. દવેને મંત્રી તરીકે નિયુક્ત કરવામાં આવ્યા હતા.

ત્યાર બાદ મધ્યસ્થ સભાની બે વર્ષની મુદત પુરી થતા નવી મધ્યસ્થસભાની ચૂંટણી તા. ૧૫–૧૨–૪૮ના રોજ કરવામાં આવી હતી. તેમાં ચુંટાયેલા સભ્યોનાં નામો નીચે પ્રમાણે છે.

**અ. વર્ગ તરફથી ચુંટાએલા:**

શ્રી. ચૈતનપ્રસાદ દિવાનજી

શ્રી. જયન્તકૃષ્ણ એચ. દવે
„ ચીમનલાલ ચકુભાઈ શાહ
„ જ્યોતીન્દ્ર એચ. દવે
„ પોપટલાલ ગો. શાહ
ડૉ. હરિપ્રસાદ વ્ર. દેસાઈ
શ્રી. શંકરપ્રસાદ છ. રાવલ
„ કપિલરામ ડી. ભટ્ટ
„ રસિકલાલ છો. પરીખ
„ ચુનીલાલ વર્ધમાન શાહ

**આ. વર્ગ તરફથી ચુંટાએલા :**

ડૉ. ધીરેન્દ્ર ડી. મહેતા
„ રમણલાલ યાજ્ઞિક
શ્રી. ભાનુશંકર બી. વ્યાસ
„ કે. કા. શાસ્ત્રી
„ ઉમાશંકર જોષી
પ્રો. ચન્દ્રકાન્ત મહેતા
„ અનંતરાય મ. રાવલ
„ મનસુખલાલ ઝવેરી
શ્રીમતી તરૂલતા જ. દવે
શ્રી. ધીરજલાલ ધ. શાહ
„ ગૌતમલાલ ભટ્ટ
ડૉ. આર. ડી. આડતીયા

**ઇ. વર્ગ તરફથી ચુંટાએલા :**

શ્રીમતી કલ્પલતા મુનશી
પ્રો. મંજુલાલ ર. મજમુદાર
શ્રી. ચતુરભાઈ શંકરભાઈ પટેલ
„ વસંતરામ જમીયતરામ વકીલ

ઉપરાંત પરિષદ તથા સંમેલનના અત્યાર સુધીના પ્રમુખો અને સન્માન્ય સભ્યોનો મધ્યસ્થ સભામા સમાવેશ થાય છે. વળી રાજકોટ સંમેલનમાં ચૂંટાએલા સભ્યો જૂનાગઢ સંમેલન સુધી મધ્યસ્થ સભાના સભ્યો ચાલુ રહે છે.

૩. તા. ૨૩-૧૨-૪૮ની સાંજે મધ્યસ્થ સભાના સભ્યોમાંથી પરિષદના અધિકારીઓની ચૂંટણી માટેના મતપત્રકોની ગણત્રી પ્રમુખશ્રીની હાજરીમા કરવામાં આવી હતી. તેનું પરિણામ નીચે મુંજબ છે.

**ઉપ પ્રમુખ**

૧. શ્રી રામનારાયણ વિ. પાઠક. (૩૧)

**મંત્રીઓ**

૧. શ્રી જયન્તકૃષ્ણ હ. દવે, (૩૪)
૨. „ ચીમનલાલ ચકુભાઈ શાહ (૩૩)
૩. „ ચૈતન્યપ્રસાદ દિવાનજી (૩૩)
૪. ડૉ. રમણલાલ યાજ્ઞીક (૩૩)
૫. શ્રી રવિશંકર જોષી (૩૨)
૬. „ ધીરેન્દ્ર સી. મહેતા (૨૯)

**ખજાનચીઓ**

૧. સર હરસિદ્ધભાઈ વ. દિવેટીયા (૩૪)
૨. શ્રી વસંતરામ જમીયતરામ વકીલ (૩૪)

મંત્રી
જયન્તકૃષ્ણ હ. દવે
ગુજરાતી સાહિત્ય પરિષદ

**૪. સભાસદો :—**

આ નિવેદન રજૂ કરતી વખતે પરિષદના સભાસદોની વર્ગવાર સંખ્યા નીચે પ્રમાણે છે. (ક) પરિષદ તથા સંમેલનના પ્રમુખો ૫. (ખ) સામાન્ય સભાસદો ૬. (ગ) આશ્રયદાતાઓ ૩. (ઘ) આજીવન સભાસદો ૩૭. (ઙ) સામાન્ય સભાસદો ૯૮. (ચ) સંસ્થાસભાસદો ૧૩.

૫. સન ૧૯૪૭માં વચગાળાની સરકાર જ્યારે સ્થાપિત કરવામાં આવી ત્યારે પરિષદના મંત્રીએ પરિષદ તરફથી હિન્દના પ્રધાન મંત્રીને રાજકોટ સમિતિના ઠરાવ પ્રમાણે ધન્યવાદનો સંદેશો પાઠવ્યો હતો. રાષ્ટ્રપિતા તથા વિશ્વવંદ્ય વિભૂતિ મહાત્માજીનું અકાળ અવસાન થતાં પરિષદ અને બીજી કેટલીક સંસ્થાઓ તરફથી સુંદરાબાઈહૉલ, મુંબઈમાં એક શોકસભા બોલાવવામાં આવી હતી. સૌરાષ્ટ્રનું એકમ થતાં પરિષદના મંત્રીઓ પરિષદ તરફથી નામદાર સરદાર વલ્લભભાઈ પટેલ તથા નામદાર જામસાહેબ તથા નામદાર ઢેબર ભાઇને સંતોષ અને ધન્યવાદ વ્યક્ત કરતા સંદેશાઓ મોકલ્યા હતા.

૬. પરિષદના પ્રકાશનોમાં શ્રી. સુંદરમે કરેલો ટોલરનાં નાટકોનો અનુવાદ છપાય છે. સંસ્કૃત પંચતંત્રનો અનેક વાચનાઓની કથાના ઉમેરા સાથે તથા પંચતંત્ર ઉપરના સંશોધન વિશેના ઉપોદ્ઘાત સાથેનો અનુવાદ છપાઈ ગયો છે અને ઘણા થોડા સમયમાં પ્રકાશન રૂપે બહાર પડશે. પરિષદ તરફથી પ્રેમાનંદ ગ્રંથમાળાનું કાર્ય ચાલુ

છે. 'હુંડી' અને 'વિવાહ' સંપૂર્ણ છપાઇ ગયાં છે. અને 'શ્રાદ્ધ' છાપવાનું ચાલુ છે, તે થોડા વખતમાં પુરું થઈ જશે. પ્રેમાનંદનો દશમસ્કંધ તૈયાર થાય છે, અને જાન્યુઆરીમાં છાપખાનામાં જશે. 'હુંડી,' 'વિવાહ, 'શ્રાદ્ધ' અને 'મામેરા'નો એક ગ્રંથ થઈ શકશે. નાના પ્રકીર્ણ કાવ્યોનો પણ એક અલગ ગ્રંથ તૈયાર કરવા વિચાર છે.

નામદાર ગાયકવાડ સરકારની ઉદાર સહાયથી પરિષદે ગુજરાતના મધ્યકાલીન કવીઓની કૃતિઓના સંપાદન કાર્યમાં સહકાર આપવાનું કક્ષી કર્યું છે, અને પ્રકાશનનું કાર્ય ભારતિય વિદ્યા ભવનને સુપરત કરવામાં આવ્યું છે. આ કાર્ય પૈકી શામળની કૃતિઓના સંપાદનનુ કામ હાલ ચાલે છે. સર લલ્લુભાઈ આશારામ શાહનું જીવન ચરિત્ર શ્રી ગણુન્તલાલ-હ. પંડ્યા લખે છે. મળેલી માહિતીનો તેમણે ઉપયોગ કર્યો છે અને વધુ માહિતી માટે તેઓ પ્રયત્નશીલ છે.

દિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી પુસ્તકાલય માટે પુસ્તકોની પસંદગી થઈ ગઈ છે. અને જેમ મળતાં જાય તેમ પુસ્તકોની પસંદગી અને સંગ્રહ કરવાનું કામ શરૂ થઈ ગયું છે. કેટલાંક પુસ્તકો આવી પણ ગયાં છે. ભારતીય વિદ્યા ભવનનું નવું મકાન થશે તે વખતે પુસ્તકાલયની સ્થાપના થઈ શકશે.

૭. પરિષદનું કાર્યાલય ભારતીય વિદ્યા ભવન, ચોપટી રોડ મુંબઈ ૭ મા ખસેડવામા આવ્યું છે. ભવનનું એક વિશાળ મકાન ચોપાટી રોડ ઉપર તૈયાર થાય છે, જે આ વર્ષના મધ્યમાં પુરું થઈ જશે એવો અંદાજ છે. એ મકાનનો કબજો મળ્યા પછી શ્રી હેમચંદ્રાચાર્ય સ્મારક અને પરિષદના કાર્યાલયનો તેમાં સમાવેશ કરવામાં આવશે હાલ પરિષદ કાર્યાલય ભવનના બંધાતા મકાનની બાજુના ભવનના જ બીજા મકાનમાં રાખવામાં આવ્યું છે.

૮. ગુજરાતી સાહિત્ય પરિષદ નર્મદ શિક્ષાપીઠ ભવન તરફથી પોતાની પ્રવૃત્તિ ચલાવી રહી છે.

૯. સાહિત્ય પરિષદ પત્રિકાની વ્યવસ્થા ભારતીય વિદ્યાભવનની નર્મદ શિક્ષાપીઠ દ્વારા ચાલે છે. તે હાલ માસિક રૂપે બહાર પડે છે. તેના સંપાદકો શ્રી. ચીમનલાલ શાહ અને પ્રો. ચંદ્રકાંત મહેતા છે.

૧૦. સન. ૧૯૪૩ ની શ્રેષ્ઠ નવલિકા માટેનો શ્રી મહીડા સુવર્ણચંદ્રક શ્રી ગુલાબદાસ બ્રોકરને આપવામાં આવ્યો હતો. સને ૧૯૪૪ ની શ્રેષ્ઠ નવલિકા માટે સંયુક્ત પરીક્ષકો તરીકે શ્રી. બેટાઈ અને શ્રી મનસુખલાલ ઝવેરીને નિયુક્ત કરવામાં આવ્યા છે અને પરિણામ જાહેર થતાં શ્રી મહીડા સુવર્ણચંદ્રક જૂનાગઢ સંમેલનમાં એનાયત કરવામાં આવશે.

ચીમનલાલ શાહ.
જયન્તકૃષ્ણ હ. દવે.
મંત્રીઓ વતી.



## ગુજરાતીના અંગ–વિસ્તારક પ્રત્યયો

ઘણી ભાષાઓમાં લઘુતા, કુત્સા, લાડ, તોછડાઈ વગેરે ભાવો દર્શાવવા માટે નામ વગેરેને લગાડવાના વિશિષ્ટ પ્રત્યયો હોય છે. 'કુસુમ' અને 'કુસુમડી,' 'ઠાકર' ને 'ઠાકરો,' 'બેટો' ને 'બેટડો,' 'રાત' ને 'ગતલડી,' 'ભુરો' ને 'ભુરિયો,' વગેરે સરખાવતાં ગુજરાતીમાં વપગતા આવા પ્રત્યયો નજરમાં આવશે. સંસ્કૃતમાં °क (बाल–बालक, बटु–वटक) આવી રીતે જ વપરાતો. અપભ્રંશમા આવા અનેક પ્રત્યયો પ્રચારમાં આવ્યા હતા °ज, °ड, °इल, °उल्ल વગેરે અપભ્રંશમાં છૂટથી વપરાતા. આવા પ્રત્યયો લાંબો સમય વપરાતા રહે પછી તેમના અર્થમાં પરિવર્તન થાય છે. મૂળના લઘુતા, કુત્સા, લાડ, વગેરેના ભાવો ઘસાઈ જાય છે. અને પ્રત્યયો નિરર્થક બને છે. મૂળ શબ્દનો જે અર્થ હોય તેમાં પ્રત્યય લગાડ્યાથી કશો ફરક પડતો નથી. આ કારણે આવા પ્રત્યયો 'સ્વાર્થિક' પ્રત્યયો કહેવાય છે. 'ગરબડિયો કોરાવો, ગરબે ઝાળીડા મેલાવો રે' એમા મૂળ શબ્દનો '°ડિયો' પ્રત્યય દ્વારા વિસ્તાર થયો છે, પણ 'ગરબો' અને 'ગરબડિયો'નો અર્થ એક જ છે. એટલે અહીં '°ડિયો' સ્વાર્થિક પ્રત્યય છે. આમ અર્થમા ફરક ન પડતો હોવાથી સરવાળે તો એ પ્રત્યયો મૂળના નામિક કે આખ્યાતિક અંગનો વિસ્તાર સાધવાનુ કાર્ય કરે છે. મૂળનું નાનું અંગ પ્રત્યયના ઉમેરણથી વિસ્તૃત બને છે. એટલે આ પ્રત્યયોને અંગ–વિસ્તારક પ્રત્યયો કહ્યા છે.

અપભ્રંશની તુલનાએ ગુજરાતી વગેરે અર્વાચીન

ભાષાઓમાં આવા લઘુતાવાચક અને સ્વાર્થિક પ્રત્યયો પુષ્કળ વપરાય છે. આથી અટકળ કરી શકાય કે અપભ્રંશના સમયની લોકભાષામાં સ્વાર્થિક પ્રત્યયોનો પ્રચાર વધ્યો હશે. ગુજરાતી લઘુતાવાચક અને સ્વાર્થિક, પ્રત્યયો તપાસતાં મોટા ભાગના મૂળ (૧) क, ट, ને ल, એ ત્રણ પ્રત્યયોમાંથી આવ્યા હોવાનું અનુમાન કરી શકાય છે. (૨) આ क, ट, ને ल એકવડા તેમજ બેવડા પ્રયોજાતા અને (૩) अ, इ, કે उ માંથી ગમે તે સ્વર તેમને નામ સાથે જોડનાર તરીકે—સંયોજક સ્વર તરીકે આવી શકતો. (૪) ઉપરાંત આ પ્રત્યયો એકલા અથવા એક સાથે બે ત્રણ પણ લગાડી શકતા. આ યોજના અનુસાર તેમજ ઉપર સૂચવ્યું તેથી ભિન્ન મૂળના બીજા ગુજરાતી અંગવિસ્તારક પ્રત્યયોનું વર્ગીકરણ નીચે પ્રમાણે થાય:

૧. °क

(૧) સં °अक:, °इका, °अकम्; પ્રા °अओ, °इआ, °अअम्; અપ. °अउ, °ई, °अऊँ, કે अउ; ગુજ ઓ°, ઉં.

ઉદાહરણો: ઠાકરો (ઠાકર), તંબુરો (તંબુર), હાથો (હાથ), નાકું (નાક), પાનું (પાન), ડુંગરો (ડુંગર).

(૨) સં. °इक+°क: કે °कम्, ગુજ °ઇયો, °ઇયું, ઉદાહરણો: ભાણિયો (ભાણો), નાથિયો (નાથો), ભોજિયો (ભોજો); ડાંડિયો (ડાંડો), જાડિયો (જાડો); ટીણીયું (ટીણું), જાળિયું (जाल).

મૂળના इकारांत નામોને °क+°क: લાગતાં પણ ગુજ. '°ઇયો' નિષ્પન્ન થાય છે: પ્રાણિયો (પ્રાણી) હરિયો (હરિ).

(૩) સં. °उक, ગુજ. °ઉ.

બાપુ (બાપ); જગુ (જગજીવન), નાનુ (નાનજી), રમુ (રમણ).

(૪) મૂળના उकारांत નામને °क+°क: કે °कम् લાગતાં ગુજ. '°વો' '°વું' બને છે: હળવુ (હળુ), સાથવો (सक्तु), કડવુ (कटु).

પછીથી '°વો' '°વું' સ્વતંત્ર લઘુતાવાચક પ્રત્યય બની ગયા અને अकारान्त અંગોને પણ લગાડવામાં આવ્યા: ઝાડવું (ઝાડ), છોડવો (છોડ), શિયાળવું (શિયાળ).

(૫) સં. °आव. ગુજ. '°અક'.

ક્રિયાપદોમાં: અડકવું (અડવું), સરકવું (સરવું) ઢળકવું (ઢળવું), ઝબકોળવું (ઝબોળવું).

નીચેના ક્રિયાપદોમાં ક્રિયા ઘડી અટકતી ને ઘડી ચાલુ હોવાનો, ક્રિયા એકાએક અટકી પડ્યાનો કે ચાલુ સ્થિતિ એકાએક બદલાયાનો ભાવ ટકારાંત અંગના કકાર દ્વારા વિસ્તારથી થયો છે: અટકવું, કટકો, ખટકવું, ગટકાવવું, ચટકો, છટકવું, ઝટકો, ઝાટકો, પટકવું, ફટકવું, ફટકો, મટકું, લટકો, વટકવું.

એ જ પ્રમાણે જુદા જુદા ભાવો સૂચવતા, કકાર દ્વારા થયેલા વિસ્તારના અન્ય ઉદાહરણો: ચળકવું, ઝળકવું, ઢળકવું, સળકવું; ફરકવું (ફરવું), મરકવું, અટકવું, સટકવું; મારકણું, બોલકણું, કરડકણું; ઝબકવું; ધબકવું, ખાબકવું.

(૬) સં. °आक+°क:, °क्किा કે °कम्; ગુજ. '°અકો,' '°અકી,' '°અકું'.

ઉદાહરણો:

નાનકું (નાનું), મોટકું (મોટું), ઝીણકું (ઝીણું), ટીણકું (ટીણું); પોટકું (પોટલી); કણકી (કણી); પાણકો (પાણો); હલકું (હળુ); મણકો (મણિ), મણકી (મણિ), ભાણકી (ભાણી), હરકી (હરિ), લીલકી (લીલી); વજકો (વ્રજલાલ).

(૭) સં. °इक्क+°क: કે °कम्, ગુજ. '°ઇકો' '°ઇકું'.

મણીકો (મણ), ડંડીકો (ડાંડો); પડીકું (પડો, પડી).

(૮) સં. °उक्क+°क:; °क्किा કે °कम्; ગુજ. '°ઉકો', વગેરે.

મડુકી (મટકી, માટલી), ડંડુકો (ડાંડો).

૨. ट.

(૧). સં. °अट: વગેરે; ગુજ. '°અડ,' વગેરે. ઉદાહરણો: બેનડ (બેન, બહેન), ધુવડ (घूक). ક્રિયાપદોમાં: મરડવુ, મચરડવુ, ઉતરડવું, ટરડાવું, ઘસરડવું, ઢસરડવું, રડવુ,

(૨) સં. °अट+°क, વગેરે. ગુજ. '°અડો' વગેરે.

ઉદાહરણો : બેટડો (બેટો), જીવડો (જીવ), પાંચડો (પાંચ), આંતરડી (આંતર), આંખડી (આંખ).

(૩) સં. °अक+°ट+°क: વગેરે; ગુજ. '°આડો' વગેરે.

ઉદાહરણો : સીમાડો (સીમ), દહાડો (દી), ધૂમાડો (ધૂમ), સંઘાડો (સંઘ), ખોટ્ટાડો (ખોટ્ટો), રુંવાડું (રુંવું).

(૪) સં. °इक+°ट+°क: વગેરે; ગુજ. '°ઈડો' વગેરે.

ઉદાહરણ : ઝાળીડાં (ઝાળિયું).

મૂળના ઇકારાન્ત નામને '°ડો' લાગતાં : માળીડો, મોચીડો, માછીડો વગેરે.

(૫) સં. °उक+°ट+°क: વગેરે; ગુજ. '°ઉડો' વગેરે.

હરુડો (હરિયો), વજુડો (વ્રજલાલ),

(૬) સં ? ગુજ. '°ઓડો', વગેરે.

કાટોડો (કાટ), મટોડી (માટી), રાખોડો–રાખોડી (રાખ), લીટોડો (લીટો–એમાં પણ °ट्ट+क: છે), તારોડિયો (તારો).

(૭) સં °ट्ट વગેરે. ગુજ. '°ટ' વગેરે.

હલકટ (હલકું), બળકટ (બળુકું), ફીકટ (ફિક), પાકટ (પાકું), ચીકટ (ચીકું), ચીકટ (?), પોચટ (પોચું).

(૮) સં. °ट्ट+क. વગેરે. ગુજ. '°રો' વગેરે.

લોકરો (લોક), ચોરટો (ચોર), ભામરો (ભ્રંમ), ભેગરો (ભેગી), છોકરો (?), મોટું (महत्), લીટી (लेखा), ઝુગટું–ઝુવટું (द्युत).

(૯) સં (?), ગુજ. '°ઓટો' વગેરે.

રાગોટો (રાગ), તાળોટા (તાળી).

૩. ल.

(૧) સં. °अल+°क: વગેરે, ગુજ '°ળો' વગેરે. આંધળું (अंध), પીળું (पीत), વીજળી (વીજ).

(૨) સં. °अक+°ल:. ગુજ. °આળ'. પેટાળ (પેટ).

(૩) સં. °अक+°ल+°क: વગેરે; ગુજ. '°આળો' વગેરે.

ગોટાળો (ગોટો), કુંડાળું (કુંડું), પીડાળો (પીડા)

(૪) સં. ? ગુજ. '°ઓળ,' 'વિસ્તરિત', '°ઓળિયું'. ક્રિયાપદોમાં : ફગોળવું (ફગાવવું), હીંચોળવું (હીંચવું), ડખોળવું (ડખો), ડાડોળવું (ડાંડો), ફંફોળવું (ફાંફા).

(૫) સં. °ल्ल : ડાભોળિયું (ડાભ) ગુજ '°લ'. રાંદલ (रन्ना), સોનલ (સોન), વીજલ (વીજ), જાણતલ (જાણતું).

(૬) સં. °ल्ल+°क : વગેરે; ગુજ. '°લો' વગેરે. જગલો (જગજીવન), ભગલો (ભગવાન) મોરલો (મોર), હંસલો (હંસ), બગલો (બગ), સં. °हल्ल+°क : માંથી પણ ગુજ. માં '°અલો' નિષ્પન્ન થાય છે.

(૭) સં. °ल्ल+°ड+°क : વગેરે; ગુજ '°લડો' વગેરે. રાતલડી, આંખલડી, કુંજલડી, વીજલડી, જીભલડી, મરકલડું.

૪. સ. ? ગુજ. '°ખો' વગેરે.

ડાળખી (ડાળી), લહેરખી (લહેર), માળખું (માળો, માળિયું), તણખલું (तृण), ઝુમખો (?), પાલખ–પાલખી (?), નોખું (अन्यक्षक નહીં પણ नव માંથી ? અપભ્રંશ नवक्खी).

૫. ફારસી ચ્ચી, ગુજ. '°ચો' વગેરે.

ગળચી (ગળું), એલચી (एला), ગાબચી (ગાબડું), ડોલચું (ડોલ), ઢીમચું (ઢીમ), નાળચું (નાળ), હડપચી (હડફો). સરખાવો હિંદી, चिलमची (ચલમ), देगची (દેગ).

આ રીતે 'ઓ', 'ઈયો', 'ઉ', 'વો', 'અક', 'અક્કો,' 'ઈક્કો,' 'ઉક્કો,' 'ડ,' 'ડો,' 'આડો,' 'ઈડો,' 'ઉડો,' 'ઓડો,' ('ઓડિયો') 'ટ,' 'રો,' 'ઓટો,' 'અળો,' 'આળ,' 'આળો' 'ઓળ,'('ઓળિયું'), 'લ,' 'લો,' 'લડો' ('ક્ડલો'), 'ખો,' ને 'ચો,' એમ અહીં સત્તાવીશ જેટલા ગુજરાતી અંગ-વિસ્તારક પ્રત્યયો નોંધ્યા છે. વધારે તપાસ કરનાર હજી પણ આમાં ઉમેરો કરી શકે.

હરિવલ્લભ ભાયાણી

